પ્રોફેસર એ. મૅકડોનલ કૃત

# સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ.

---

ઇંગ્રેજી ઉપરથી ભાષાન્તર

( ટિપ્પણો સહિત. )

કર્તા—મોહનલાલ પાર્વતીશંકર દવે,

એમ. એ, એલ. એલ. બી.

સંસ્કૃતના પ્રોફેસર, મગનલાલ ઠાકોરદાસ બાળમુકુન્દદાસ કૉલેજ, સુરત, 'લૅન્ડૉરના કાલ્પનિક સંવાદો,' 'મહાભારતની સમાલોચના' વગેરેના કર્તા

---

છપાવી પ્રસિદ્ધ કરનાર

ગુજરાતી સાહિત્ય પરિષદ્ ભંડોળ કમિટિ.

મુંબઈ.

---

મોલ એજન્ટ

જીવનલાલ અમરશી મહેતા.

પીરમશા રોડ, અમદાવાદ.

---

ઈ સ. ૧૯૨૧.] પ્રત ૧૦૦૦ [સંવત ૧૯૭૭.

---

કીંમત રૂ. ૪-૮-૦.

# પ્રસ્તાવના.

સંસ્કૃત એ આપણી ગુર્જર ગિરાની વૃદ્ધ માતા છે સંસ્કૃતનું સાહિત્ય એ આપણુ પોતીકુ પુરાણું સાહિત્ય છે જે વિચારો, જે લાગણીઓ, અને જે ભાવનાઓ આપણા પૂર્વજોથી આપણા સુધી ઊતરી આવેલા છે તેનુ પ્રતિબિમ્બ એ સાહિત્યમા પડેલુ આપણા જોવામા આવે છે. આપણી પ્રાચીન સંસ્કૃતિનો અખંડ આત્મા એ સાહિત્યમા જળવાઈ રહેલો આપણે જોઈએ છિયે. આપણી ધર્મક્રિયાઓનુ અને આપણા રીતરિવાજોનું મૂળ સ્વરૂપ એ સાહિત્યમા આપણે સ્પષ્ટ નિહાળીએ છિયે આપણા જીવનવ્યવહારનું નિયમન કરનારા અને વિશુદ્ધિ અર્પનારા શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણ આદિ ભવ્ય ગ્રન્થોનો એ સાહિત્યમા સમાવેશ થાય છે. તત્ત્વચિન્તનના ઉંડામાં ઉંડા પ્રશ્નોનો ઉકેલ કરવામા આવેલો પ્રથમ એ સાહિત્યમાજ આપણે જોઇએ છિયે માનવજીવનની સંસ્કૃતિનો સૌથી પ્રાચીન ઇતિહાસ એ સાહિત્યજ આપણને પૂરો પાડે છે આપણી આધુનિક સમાજઘટનાને પણ સજીવ રાખનાર પુરાણા આત્મતત્ત્વનો એ સાહિત્યમાજ આપણને સાક્ષાત્કાર થાય છે એ સાહિત્યનો વિગતવારનો વૃત્તાન્ત જાણવો એ આપણા પોતાના પ્રાચીન ગૌરવને પીછાનવા બરાબર છે

એ સાહિત્ય આપણો કીમતી ખજાનો છે, આપણો અણમૂલ ભંડાર છે. કેટલાક પશ્ચિમના વિદ્વાનોને પણ એ સાહિત્યના ગ્રન્થોએ ઘેલા કરી મૂક્યા છે. એ સાહિત્ય જેટલુ વિશાળ છે તેટલુજ સુન્દર છે. એ સાહિત્યને માટે આપણે જેટલુ અભિમાન રાખીએ તેટલુ થોડુ છે.

એ સાહિત્યના સમગ્ર પ્રદેશ ઉપર ફરી વળીને તેનો સંક્ષિપ્ત પણ સચોટ હેવાલ આપનારો, પાશ્ચાત્ય શોધકોની કૃતિઓમા છેલ્લામા છેલ્લો અને આગલા સર્વથી વધારે માનનીય, એકજ ગ્રન્થ જાણીતો છે, અને તે પ્રો મૅકડૉનલ્ડનો છે એ ગ્રન્થ છપાયો ત્યાર પહેલા ઘણા વર્ષ ઉપર પ્રો મૅક્સ મ્યુલરે પોતાનો 'પ્રાચીન સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ' બહાર પાડ્યો હતો, પણ તે ગ્રન્થમા સંસ્કૃત સાહિત્યના અમુક સાંકડા પ્રદેશનીજ હકીગતો નોંધવામા આવી હતી. બીજો ગ્રન્થ વેબરનો હતો, તે એનાથી વધારે વિશાળ પ્રદેશને પોતાની દૃષ્ટિમર્યાદામા રાખતો હતો.

પણ એ ગ્રન્થની પહેલી આવૃત્તિ છપાયાને ઘણા વર્ષો વહી ગયાં છે, અને બીજી આવૃત્તિઓમા પાછળથી થયલી શોધખોળોના પરિણામોને પૃષ્ઠની નીચેના ટિપ્પણોમાજ નોંધવામા આવ્યા છે, એટલે તેને ગૌણ સ્થાન પ્રાપ્ત થયુ છે. એ ટિપ્પણો પણ ત્યાર પછીથી થયલી શોધખોળો-ને પરિણામે હજી વધારે સુધારાવધારાની અપેક્ષા રાખે છે. પ્રો. મૅક-ડૉનલનો ગ્રન્થ આવા સઘળા દૂષણોથી મુક્ત છે, અને તે ઉપરાત એ ગ્રન્થની વિશેષતા એ છે કે એ ગ્રન્થ કેવળ વિદ્વાનોની જરૂરિયાત પૂરી પાડવાના ઉદ્દેશથીજ નથી લખાયો, પણ સામાન્ય વાચકોને પણ રસ પડે એ બાબત તરફ લેખકે પોતાનુ ખાસ લક્ષ રાખ્યુ છે એવો ગ્રન્થ ગુજરાતના વાચકો સમક્ષ મૂકવાનો પ્રસગ આવી લાગ્યો છે એ વિચારથી મ્હને ઘણો આનન્દ થાય છે

આ ભાષાન્તર મ્હેં ઘણી કાળજીથી તૈયાર કર્યું છે. તે છતા શરતચૂકને લીધે કે અન્ય કારણથી કોઈ સ્થળે કઈ દોષ રહી ગયા હોય તો તેને માટે વાચકો મ્હને ક્ષમા આપશે એવો ભરોસો છે. મૂળ ગ્રન્થ તપાસીને સ્થળે સ્થળે જે ઉતારાઓ આપવામા આવ્યા છે તે સસ્કૃત સાહિત્યના રસિક વાચકોને વિશેષ આનન્દ આપશે એવી મ્હારી ધારણા છે

આ ગ્રન્થમા ટિપ્પણો પણ ઘણી છૂટથી આપવામા આવેલા છે એ ટિપ્પણોમા મ્હારુ સ્વતત્ર લખાણ વણુ થોડુ છે, તોપણ એ ટિપ્પણો માટેની સપૂર્ણ જવાબદારી મ્હારી છે કેટલાક ટિપ્પણો પૃષ્ઠની નીચે મૂકવામા આવ્યા છે, અને કેટલાક વિશેષ લાબાં ટિપ્પણો પ્રકરણને છેડે મ્હોટા કૌસમા મૂકવામા આવ્યા છે બહુધા અન્ય પુસ્તકોમાની કેટલીક ઉપયોગી માહિતીનો એ ટિપ્પણોમા સમાવેશ કરવામા આવ્યો છે જિજ્ઞાસુ વાચકોને કેટલુક રસ પડે એવુ જ્ઞાન ઘણે થોડે શ્રમે એ ટિપ્પણોમાથી મળી શકશે.

આ પુસ્તક છાપવાની પરવાનગી આપીને પ્રો મૅકડૉનલે જે ઉપકાર કર્યો છે તેમા એક બીજી કીમતી મદદ તેમના તરફથી મળવાથી આ પુસ્તકની ઉપયોગિતામા ઘણો નગીન ઉમેરો થયો છે પોતાના પુસ્તકની નવી આવૃત્તિને માટે સુધારાવધારાના જે નોધસગ્રહ એમણે તૈયાર કરેલો તેની એક નકલ આ ભાષાન્તરકર્તાના ઉપયોગને માટે એમણે મોકલી આપી છે. આ પુસ્તકના વાચકોને એવી રીતે મૂળ ગ્રન્થકારના છેલ્લામા છેલ્લા વિચારો જાણવાનો લાભ મળી શકશે. એ લાભ કઈ જેવો તેવો નથી, કારણ કે

સંસ્કૃત સાહિત્યના ઇતિહાસનો વિષયજ શાસ્ત્રીય અન્વેષણનો હોવાથી પ્રથમની આવૃત્તિ છપાયા પછી તેમા જણાવેલા નિર્ણયોમા સ્થળે સ્થળે ફેરફાર કરવાની જરૂરિયાત ઉત્પન્ન થાય છે, અને તે ફેરફારો જાણવાનો લાભ અંગ્રેજી વાચકોને તો એ પુસ્તકની બીજી આવૃત્તિ જ્યારે બહાર પડશે ત્યારેજ મળી શકશે પણ ગુજરાતી વાચકોને એ ફેરફારોનો આ ભાષાન્તરગ્રન્થમાજ સમાવેશ કરવામા આવ્યા હોવાને લીધે અત્યારથીજ એ લાભ મળી શકશે બીજી રીતે કહીએ તો, મૂળ ગ્રન્થકારની જે નવી આવૃત્તિ હજી હવે અંગ્રેજીમા બહાર પડવાની છે તેનુજ આ ભાષાન્તર છે, અને તેથી તે અંગ્રેજી જૂની આવૃત્તિના કરતા ઘણુ વિશેષ ઉપયોગી છે એમ કહીએ તો તે ખોટુ કહેવાશે નહીં.

એ નોંધસંગ્રહ મેળવવાને માટે જરૂરનો પત્રવ્યવહાર વગેરેનો શ્રમ ભંડોળ કમિટિના મંત્રી પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરે ઉઠાવી લીધો હતો તેમનો પણ હુ આ સ્થળે આભાર માનુ છુ

એ નોંધસંગ્રહ આવતા કેટલોક વિલંબ થયો હતો, તેથી આ પુસ્તકના પહેલા સો સવાસો પાનામા એ નોંધસંગ્રહનો ઉપયોગ થઈ શકયો નથી છતા રહી ગયેલા સુધારાવધારાનુ પત્રક પુસ્તકના પાછલા ભાગમા છાપીને એ ખોટ પૂરી પાડવામા આવી છે

પુસ્તકના આરભમા જે અનુક્રમણિકા આપી છે તેમા પ્રકરણોના નામમાત્ર ન આપતા દરેક પ્રકરણમા ચર્ચાયલા મુખ્ય મુખ્ય વિષયોની પણ સંક્ષિપ્ત નોંધ આપવામા આવી છે, અને પાછળ જે સૂચિપત્ર છાપ્યુ છે તે પણ ઘણી કાળજીથી તૈયાર કરવામા આવ્યુ છે

ટૂકામા, આ ગ્રન્થની પાછળ ભાષાન્તરકારે પોતાનાથી બને તેટલો શ્રમ લીધો છે, અને તેથી એ ગ્રન્થની ઉપયોગિતામા ઘણો વધારો થશે એવી ભાષાન્તરકારની ઉમેદ છે

ખપાટિયા ચકલા,
સુરત
તા. ૧૫-૫-૧૯૨૧

મોહનલાલ પાર્વતીશંકર દવે.

# અનુક્રમણિકા.

# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૩ | ૨૮ | ૧૮૭૨ | ૧૮૦૨ |
| ૭ | ૨૬ | સીથિયાનો | સીથિયનો |
| ૮ | ૨૩ | સંધ્યા વખતે | હજી પણ સંધ્યા વખતે |
| ૯ | ૨૫ | ગ્રાસના | ગ્રીસના |
| ૧૪ | છેલ્લી | ब्रम्हस्फुटसिद्धान्त | ब्राम्हस्फुटसिद्धान्त |
| ૧૬ | ૮ | India | Indica |
| ૨૦ | ૧૦ | જેવાજ | જેવોજ |
| ૨૨ | ૧૫ | ક્વિટસ | ક્વિંટસ |
| ૩૫ | ૨૭ | ચારેમાથી | ચારેમા |
| ૩૭ | ૨૩ | વેદ્દના | વેદના |
| ૩૮ | ૧૬ | ઉત્પત્તિ | બ્યુત્પત્તિ |
| ૪૦ | ૨૬ | વધારે | વધારે |
| ૪૧ | ૨૫ | રેખાગણિતના | અરક્ષગણિતના |
| ૪૭ | ૧૫ | ઝેન્દ | ઝેન્દ |
| ૬૧ | ૧૯ | ऋुग्वेदनो | ऋग्वेदनो |
| ૬૧ | ૨૮ | ऋुग्वेदना | ऋग्वेदना |
| ૬૫ | ૨૧ | શાકલ | શાકલ |
| ૭૦ | ૨૪ | વપરાયલા | વપરાયલો |
| ૯૮ | ૨૦ | દેવતાઓનુ | દેવતાનું |
| ૧૨૩ | ૩ | "જૂનો" | "ઘરડો" |
| ૧૨૬ | ૧૫ | પાણી | દૂધ |
| ૧૨૮ | ૯ | ચન્દ્રના પ્રાસાદોનું | નક્ષત્રોનું |
| ૧૪૦ | ૨૭ | ઘણું | ઘણો |
| ૧૪૨ | ૨૬ | પણ ગણત્રી | ગણત્રી |
| ૧૫૮ | ૨ | मिनंन्त्युते | मिनेन्त्युते |
| ૧૬૫ | ૬ | मन्युं | पन्युं |
| ૧૬૬ | ૧૭ | मृत्ते | मृते |
| ૧૭૩ | ૧૮ | हृदन्या | हृदया |

| | | | |
|---|---|---|---|
| ૧૯૬ | ૧૩ | ઋગ્વેદનાં | ઋગ્વેદના |
| ૨૨૮ | ૧૮ | કુરુક્ષેત્રમા | મહાભારતમા |
| ૨૩૧ | ૨૫ | નવા | નવ |
| ૨૩૪ | ૨૫ | મજુર્વેદમા | યજુર્વેદમા |
| ૨૩૮ | ૧૦ | મત્રો | મ ત્રો |
| ૨૪૨ | ૧૪ | મંત્રો | સૂક્તો |
| ૨૪૨ | ૨૮ | અધ્યાયના | કાણ્ડના |
| ૨૭૧ | ૮ | પૃથ્વિવ્યાં | પૃથિવ્યાં |
| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| ૨૭૮ | ૧૦ | માધવ | માઠવ |
| ૩૧૮ | ૧૭ | મત્રાયણીય | મૈત્રાયણીય |
| ૩૫૬ | ૧૪ | પાછલા | આગલા |
| ૩૬૧ | છેલ્લી | મગદ્ગીતા | ભગવદ્ગીતા |
| ૩૬૩ | ૧૦ | કાઠકોપનિષદ્મા | કાઠકસંહિતામા |
| ૩૮૨ | ૧૫ | સવિસ્તર આપ | સવિસ્તર |
| ૩૮૯ | ૮ | રામાણયના | રામાયણના |
| ૪૦૩ | ૧૮ | ઉમરાઓ | ઉમેરાઓ |
| ૪૨૨ | ૨૫ | સકા | સૈકા |
| ૪૩૮ | ૨૫ | કાલિદાસના | ક્ષેમેન્દ્રના |
| ૪૪૧ | ૨૯ | સિક્કામા | મકામા |
| ૪૬૩ | ૮ | છન્દો | વૃત્તો |
| ૪૯૪ | ૧૨,૧૩,૧૪,૨૪ | પઞ્ચતન્ત્ર | પઞ્ચતંત્ર |
| ૪૯૫ | ૫ | દસીમા | ઉદસીમા |
| ૫૦૬ | ૧ | છે | સંધ્યાની પેઠે સ્ત્રીઓના રંગ ક્ષણે ક્ષણે બદલાય છે |
| ૫૧૧ | ૧૫ | દુખદાવની | દુખવાદની |
| ૫૧૭ | ૧૧ | સાખ્ય દશનની | સાંખ્ય દર્શનની |
| ૫૧૮ | ૬ | વ્યથ | અર્થ |
| ૫૨૦ | ૬ | ધમનો | ધર્મનો |
| ૫૩૨ | ૨૬ | વદાન્તના | વેદાન્તના |
| ૫૩૩ | ૧૨ | પશ્રિમના | પશ્ચિમના |
| ૫૪૨ | ૨૫ | ઉડી | ઉંડી |

# સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ.

—*—*—XX—*—*—

## પ્રકરણ ૧

## પ્રાસ્તાવિક.

પદરમા શતકમા સાહિત્ય તથા કળાઓનુ પુનરુજ્જીવન થયું† ત્યાર પછી, અરાડમા શતકના પાછલા ભાગમા સસ્કૃત સાહિત્યની શોધ થઈ એના જેવો મહત્ત્વનો બનાવ સુધારાના ઇતિહાસમા બીજો કોઈ પણ બન્યો નથી સિકદર બાદશાહની ચઢાઈ પછી, યવન લોકો કઇક અશે હિન્દુસ્તાનના વતનીઓની વિદ્યાથી વાકેફ થયા હતા માધ્યમિક યુગમા આરબ લોકોએ હિન્દુસ્તાનના વિજ્ઞાન વિષે પશ્ચિમની પ્રજાને કેટલીક હકીગત સમજાવી હતી સોળમા શતકથી માંડીને યુરોપના થોડાક પાદરીઓ હિન્દુસ્તાનની પ્રાચીન ભાષાના અસ્તિત્વ વિષે જાણીતા થયા હતા, એટલુજ નહીં પણ એ ભાષાનુ કઇક જ્ઞાન પણ તેઓએ મેળવ્યુ હતુ, અને એબ્રેહામ રૉજરે છેક ૧૬૫૧મા સસ્કૃત કવિ ભર્તૃહરિના શતકનો ડચ ભાષામા તરજુમો પણ કર્યો હતો તે છતા, આશરે સવાસો વર્ષ પ્હેલા સંસ્કૃત સાહિત્યના અસ્તિત્વ વિષે યુરોપમા કોઈ પણ સપ્રમાણ હકીગત બહાર આવી ન્હોતી, પણ એ વિષે કેવળ કલ્પનાજ કરવામા આવતી, અને એ કલ્પનાને પરિણામે હિન્દુસ્તાનના વતનીઓના ડહાપણ વિષે જુદી જુદી વાર્તાઓ કહેવામા આવતી અરાડમા શતકના મધ્યમા "ઇઝુર વેદમ" નામનુ પુસ્તક હિન્દુસ્તાનમાથી લાવવામા આવ્યુ હતુ અને તે વૉલ્ટેરને બતાવવામા આવ્યુ હતું ત્યારે વૉલ્ટેરે તે પુસ્તકમા રહેલા જ્ઞાન-

---

† પદરમા શતકમા ગ્રીસ અને રોમના, ખાસ કરીને ગ્રીસના પ્રાચીન નમૂનાઓના સૂક્ષ્મ અભ્યાસને પરિણામે યુરોપમા સાહિત્ય અને કળા એ ઉભયમા જે મહાપરિવર્તન થવા પામ્યુ હતુ તે 'The Renaissance' ના નામથી ઓળખાય છે.

• •

ભંડારના ઉત્સાહપૂર્વક વખાણ કર્યાં હતા, પણ તે વખાણ અપ્રાસંગિક હતા, કારણ કે સત્તરમા શતકમા જેસ્વિટ પંથના એક પાદરીએ એ પુસ્તક ખોટુ બનાવી કાઢ્યુ હતું એમ પાછળથી સાબીત થયુ હતુ આવી ખોટી બનાવટને પરિણામે જે અશ્રદ્ધા સ્વાભાવિક રીતે આવી ગયલી અને ખરેખરા સંસ્કૃત સાહિત્યની શોધ જાહેર કરવામા આવી ત્યારે જે અશ્રદ્ધાને વળગી રહેવામા આવેલુ તે છેલ્લા શતકમા પણ લાબા વખત સુધી કાયમ રહી ઉદાહરણ તરીકે, ડ્યૂગલ્ડ સ્ટુઅર્ટ નામના ફિલસુફે એક નિબધ લખ્યો હતો તેમા એણે એવુ સાબીત કરવાનો પ્રયત્ન કર્યો હતો કે સિકદર બાદશાહની ચઢાઈ પછી યાવની ભાષાનો નમૂનો લઇને કપટી બ્રાહ્મણોએ સંસ્કૃત સાહિત્યજ નહીં પણ સંસ્કૃત ભાષા પણ ખોટી બનાવી કાઢી હતી રે! છેક ૧૮૩૮મા પણ ડબ્લિનના એક પ્રોફેસરે આ અભિપ્રાયનુ સમર્થન કરવાનો ભગીરથ પ્રયત્ન આદર્યો હતો!

સંસ્કૃતના અભ્યાસની પ્રથમ પ્રેરણા હિન્દુસ્તાનના મુલકો ઉપરના આપણા રાજ્યવહીવટની કેટલીક વ્યવહારુ જરૂરિયાતોને લીધે થઈ હતી વૉરન હેસ્ટિંગ્સ ગવર્નર–જેનરલ હતો તે વખતે હિન્દુઓના ઉપર રાજ્ય ચલાવવામા હિન્દુઓના કાયદાઓ તથા રૂઢિઓને વળગી રહેવુ એમાજ લાભ છે એવુ એણે સ્પષ્ટ જોયુ, અને હિન્દુસ્તાનના ધર્મશાસ્ત્રના ઉત્તમ પ્રાચીન ગ્રન્થોને આધારે એક કાયદાસગ્રહ તયાર કરવાનુ કામ એણે કેટલાક બ્રાહ્મણોને સોંપ્યુ આ સંસ્કૃત ગ્રન્થનો ફારસી ભાષામા તરજુમો થયો, અને એ ફારસી તરજુમા ઉપરથી એક અંગ્રેજી ભાષાન્તરનો ગ્રન્થ ૧૭૭૬મા પ્રસિદ્ધ કરવામા આવ્યો એ ગ્રન્થની પ્રસ્તાવનામા સંસ્કૃત લેખના કેટલાક નમૂનાઓ આપવા ઉપરાત હિન્દુસ્તાનની પ્રાચીન ભાષા તથા સાહિત્ય વિષે કેટલીક ભરોસાદાર હકીકતો પ્હેલીજ વાર જણાવવામા આવી હતી પણ યુરોપના લોકોને સંસ્કૃત ગ્રન્થોનોજ પરિચય કરાવવાનુ સૌથી પ્રથમ પગલુ તો ચાર્લ્સ વિલ્કિન્સે ભર્યુ વૉરન હેસ્ટિંગ્સના ઉત્તેજનથી કાશીમા રહીને એણે સંસ્કૃતનુ ઠીક જ્ઞાન મેળવ્યુ, અને ૧૭૮૫મા એણે **ભગવદ્ગીતા**નુ એક ભાષાન્તર પ્રસિદ્ધ કર્યું, અને ત્યાર પછી બે વર્ષ રહીને **હિતોપદેશ** નામના સુપ્રસિદ્ધ વાર્તાસંગ્રહનુ ભાષાન્તર એણે બહાર પાડ્યુ

પણ પશ્ચિમમાં સંસ્કૃત ભાષાના અભ્યાસની શરૂઆત ક્યાનુ અને

એવી રીતે બીજાઓને એ અભ્યાસ કરવા તરફ દોરવ્યાનુ માન તો સર વિલિયમ જોન્સ (૧૭૪૬–૯૪) ને ઘટે છે આ તેજસ્વી અને વિવિધ-વસ્તુગ્રાહી બુદ્ધિવાળા પૂર્વની વિદ્યાના અભ્યાસીનુ જીવન થોડા વર્ષજ પ્હોચ્યુ એ હિન્દુસ્તાનમા અગિયારજ વર્ષ ગાળી શક્યો, પણ એટલામા પોતાની અવિરત સાહિત્યપ્રવૃત્તિથી અને ૧૭૮૪મા બગાળાની એશિયાટિક સોસાઇટી સ્થાપીને એણે પ્રાચીન હિન્દુસ્તાનના અભ્યાસ વિષે પશ્ચિમના લોકોમા ભારે કુતૂહલ પ્રથમ ઉત્પન્ન કર્યું સસ્કૃત ભાષાનુ ચોક્કસ જ્ઞાન એણે ઝડપથી મેળવ્યુ ત્યાર પછી ૧૭૮૯મા શકુન્તલા નામના ઉત્તમ સસ્કૃત નાટકનુ ભાષાન્તર એણે પ્રસિદ્ધ કર્યું, તેને હર્ડર અને ગેટે જેવા પ્રૌઢ વિચારકોએ ઉત્સાહથી વધાવી લીધુ ત્યાર પછી સસ્કૃત ધર્મ-શાસ્ત્રોમા સૌથી વધારે અગત્યની મનુસ્મૃતિ તેનુ પણ એણે ભાષાન્તર કર્યું એક સસ્કૃત ગ્રન્થની છાપેલી આવૃત્તિ પ્રસિદ્ધ કર્યાનુ પ્હેલુ માન પણ સર વિલિયમ જોન્સને ઘટે છે એ ગ્રન્થ તે ઋતુસહાર નામની એક ટૂકી ભાવપ્રધાન કવિતાનો હતો, અને તે ૧૭૯૨મા પ્રસિદ્ધ થયો હતો

ત્યાર પછી આપણે હેનરી થોમસ કોલબ્રુક (૧૭૬૫–૧૮૩૭) ના યશસ્વી નામ આગળ આવી પ્હોચીએ છિયે એ માણસ ઉદ્યોગ કરવાની અસાધારણ શક્તિ ધરાવતો હતો, તેની સાથે એની બુદ્ધિ અત્યન્ત નિર્મળ અને એની વિચારશક્તિ સામાન્ય કરતા વિશેષ પ્રૌઢ હતી સંસ્કૃત ભાષા તથા સાહિત્ય તરફ શાસ્ત્રીય દૃષ્ટિથી તો એણેજ પ્રથમ જોયુ હતુ, સંસ્કૃત સાહિત્યની લગભગ દરેક શાખા તરફ લક્ષ આપીને એણે ઘણા ગ્રન્થો, ભાષાન્તરો, તથા નિબંધો પ્રસિદ્ધ કર્યા હતા, અને એ પ્રમાણે એણે જે મજબૂત પાયા નાખ્યા તેના ઉપર પાછળના વિદ્વાનોએ સુન્દર ઇમારત તૈયાર કરી

ઓગણીસમા શતકના પ્રારભના વર્ષોમા કોલબ્રુક હિન્દુસ્તાનમા પોતાની સાહિત્યપ્રવૃત્તિની શરૂઆત કરતો હતો તેવામા યુદ્ધના ચમત્કારને લીધે સંસ્કૃતનુ વ્યવહારૂ જ્ઞાન યુરોપ ખડમા દાખલ થયુ એલેક્ઝાડર હૅમિલ્ટન (૧૭૬૫–૧૮૨૪) નામના અગ્રેજે હિન્દુસ્તાનમા રહીને સસ્કૃતનુ સારૂ જ્ઞાન મેળવ્યુ હતું તે ૧૮૦૨મા ફ્રાન્સમા થઇને ઇંગ્લાડ તરફ જતો હતો એજ અરસામા ઇંગ્લાડ અને ફ્રાન્સની વચ્ચે પાછી તકરાર શરૂ થઈ હતી, એટલે ફ્રાન્સમા આવેલા સઘળા અગ્રેજોની

વિરુદ્ધ નેપોલિયને એક હુકમ બહાર પાડ્યો હતો તે હુકમ પ્રમાણે હૅમિલ્ટનને પકડીને પૅરિસમા કેદી તરીકે રાખવામા આવ્યો એ શહેરમા અનિચ્છાએ પણ હૅમિલ્ટનને લાબા વખત સુધી રહેવુ પડ્યુ તે દરમ્યાન ફ્રાન્સના કેટલાક વિદ્વાનોને, અને ખાસ કરીને ફ્રેડરિક શ્લીગલ નામના જર્મન કવિને એણે સસ્કૃત શીખવ્યુ એ અભ્યાસનું એક પરિણામ એ આવ્યુ કે ૧૮૦૮મા શ્લીગલે **હિન્દુસ્તાનના વતનીઓની ભાષા, તથા ફિલસુફી વિષે** એક ગ્રન્થ પ્રસિદ્ધ કર્યો એ પુસ્તકમા તુલનાત્મક તથા ઐતિહાસિક પદ્ધતિનો પ્હેલીજ વાર સ્વીકાર કરવામા આવેલો હોવાથી એ પુસ્તકથી ભાષાશાસ્ત્રમા એક ઘણોજ અગત્યનો સુધારો દાખલ થયો એને પરિણામે, ફ્રાન્ઝ બોપ નામના વિદ્વાને ચાલ્ડની ભાષા, લૅટિન ભાષા, ફારસી ભાષા, અને જર્મન ભાષાની સાથે સસ્કૃત ભાષાના રૂપાખ્યાનની પદ્ધતિની તુલના કરનારો એક ગ્રન્થ (૧૮૧૬) લખીને તુલનાત્મક ભાષાશાસ્ત્ર(Comparative Philology)નો પાયો નાખ્યો વળી, શ્લીગલના ગ્રન્થથી જર્મનીમા સસ્કૃતના અભ્યાસ વિષે એટલો ઉત્સાહ ફેલાઈ ગયો કે એના વખતથી તે અત્યાર સુધીમા એ વિદ્યામા જે મ્હોટો વધારો થયો છે તે મુખ્યત્વે કરીને જર્મન લોકોના શ્રમનુજ પરિણામ છે

સસ્કૃત અભ્યાસના આરભકાળમા, પડિતોને જાણીતુ એવુ હિન્દુસ્તાનની પ્રાચીન ભાષાનુ જે છેલ્લામા છેલ્લુ સ્વરૂપ તેજ યુરોપીયનોના જાણવામા આવ્યુ આને પરિણામે ઓગણીસમા શતકના મધ્ય સુધી એ સસ્કૃત ભાષામા રચાયલા સાહિત્ય તરફજ મ્હોટે ભાગે વિદ્વાનોનુ લક્ષ રહ્યુ એ ખરુ છે કે છેક ૧૮૦૫મા કોલબ્રુકે **વેદો વિષેના** પોતાના નિબધમા વિશેષ પ્રાચીન સમયના સાહિત્ય વિષે ઘણુ કીમતી જ્ઞાન આપ્યુ હતુ ત્યાર પછી લગભગ પચીસ વર્ષ રહીને એફ્ રોઝન નામના જર્મન વિદ્વાને ઈસ્ટ ઇંડિયા હાઉસમા હસ્તલિખિત ગ્રન્થોનો જે કીમતી સગ્રહ હતો તે ઉપરથી આ વિશેષ પ્રાચીન સાહિત્યની યુરોપના લોકોને પિછાન કરાવવાની યોજના ઘડી કાઢી હતી, અને એ યોજના અનુસાર, એના અકાળ મરણ પછી થોડાજ વખતમા, ૧૮૩૮મા, ઋગ્વેદના પ્રથમાષ્ટકની એની આવૃત્તિ બહાર પાડવામા આવી હતી પણ વૈદિક ભાષાશાસ્ત્રના સ્થાપક રુડોલ્ફ રૉથ, (૧૮૨૧–૯૫), એમણે ૧૮૪૬મા **વેદના સાહિત્ય તથા ઇતિહાસ વિષેનું** પોતાનુ મહત્ત્વનુ પુસ્તક બહાર પાડ્યુ

ત્યારેજ સંસ્કૃત ભાષાના અભ્યાસીઓનુ વેદના વધારે પ્રાચીન અને વધારે અગત્યના સાહિત્ય તરફ દીર્ઘ કાળને માટે લક્ષ દોરાયુ એ વખતથી એ પ્રાચીન સાહિત્યનો અભ્યાસ એટલી ખંતથી કરવામા આવ્યો છે કે વેદના સમયના તેમજ ત્યાર પછીના સમયના લગભગ સઘળા અતિ અગત્યના ગ્રન્થોની ભરોસો રાખી શકાય એવી આવૃત્તિઓ છેલ્લા પચાસ વર્ષમા બહાર પડી ચૂકી છે

આ પ્રમાણે જે કાર્ય થયુ છે તેના મહત્ત્વનો વિચાર કરતી વખતે એટલુ સ્મરણમા રાખવુ જરૂરનુ છે કે એવા બીજા ક્ષેત્રોના કરતા આ ક્ષેત્રમા કામ કરનારાઓની સખ્યા ઘણી ન્હાની છે, અને વેદના સાહિત્યનો વિસ્તાર પ્રાચીન ગ્રીસના જે ગ્રન્થો હાલ અસ્તિત્વ ધરાવે છે તેના જેટલોજ, બલ્કે તેથી પણ વધારે છે આખા સસ્કૃત સાહિત્યનુ પ્રમાણ ગ્રીસ અને રોમ એ બેઉના સાહિત્યને એકઠુ કરીએ તેના કરતા પણ વધારે થાય એકજ સૈકાની અદર એવા મ્હોટા સાહિત્યના સઘળા પ્રદેશની શોધખોળ કરવામા આવી છે એ સાહિત્યનો મ્હોટો ભાગ છપાઈ ચૂક્યો છે અને એના ઘણાખરા કીમતી ગ્રન્થોના વિદ્વાન્ માણસોને હાથે ભાષાન્તર પણ થઈ ચૂક્યા છે વિદ્વાનોના ઉપયોગને માટે સસ્કૃત ભાષાનો એક કોષ પણ લાબા વખત થયા નીકળી ચૂક્યો છે તે ગ્રીક અથવા લૅટિન ભાષાના જે કોષ પ્રસિદ્ધ થયલા છે તેના કરતા વધારે મ્હોટો અને વધારે શાસ્ત્રીય છે સસ્કૃત સાહિત્યની દરેક શાખામા જે વિગતવારની શોધો થઈ છે તેની સખ્યા હવે એટલી મ્હોટી થઈ છે કે એ શોધોના પરિણામને એકઠા કરીને વાચક સમક્ષ રજુ કરે એવા વિસ્તૃત ગ્રન્થની ઘણી જરૂર જણાઈ છે આ કારણથી પ્રાચીન ઇંડો-આર્યન* સમયના આખા ક્ષેત્ર ઉપર ફરી વળે એવા મ્હોટા જ્ઞાનભડાર(encyclopædia)ની યોજના તૈયાર થઈ છે એ યોજના એવા પ્રકારની બીજી કોઈ પણ યોજના કરતા વધારે વિશાળ છે, અને એ યોજના અનુસાર એ જ્ઞાનભડારના ગ્રન્થો સ્ટ્રૅસબર્ગમા હાલ કકડે કકડે પ્રસિદ્ધ થયા જાય છે જુદા જુદા દેશના મળીને આશરે ત્રીસ

---

* હાલ હિન્દુસ્તાન, ઈરાન, ગ્રીસ, રોમ વગેરે દેશોમા વસતી પ્રજાના પૂર્વજો અસલ એકજ દેશમા વસતા હતા અને એકજ પ્રજા તરીકે હેતા હતા એ અસલની આર્ય પ્રજાનો જે વિભાગ પજાબને મ ર્ગે થઈને હિન્દુસ્તાનના મૂળ વતનીઓને હરાવતો હરાવતો આગળ વ ધ્યો. તે ' ઇંડો-આર્યન ' ના નામથી ઓળખાય છે, અને તેમના સમય તે ' ઇંડો-આર્યન ' સમય કહેવાય છે

વિદ્વાનો એ ગ્રન્થમાળામા લખાણ કરે છે ૧૮૯૮ના એપ્રિલ માસમા એ ગ્રન્થમાળાના નામીચા એડિટર, વિયેનાના પ્રોફેસર બ્યુલરનુ કરુણાજનક મૃત્યુ થયુ તેનાથી સંસ્કૃત વિદ્યાને ભારે ખોટ ગઈ છે એણે જે કામ હાથમા લીધુ હતુ તે એક બીજા પ્રખ્યાત વિદ્વાન્, પ્રોફેસર કિલહૉર્નને હાથે પૂરૂ કરવામા આવે છે

આટલુ સંસ્કૃત સાહિત્ય અત્યાર સુધીમા પ્રસિદ્ધ થઈ ચૂક્યુ છે તોપણ સંસ્કૃત ભાષાના અનેક હસ્તલિખિત ગ્રન્થો યુરોપ તથા હિન્દુસ્તાનના પુસ્તકાલયોમા સચવાઈ રહ્યા છે તેના પત્રકો તપાસવાથી જણાશે કે પ્રસિદ્ધ થવાને લાયકના ઘણા ન્હાના ગ્રન્થો હજી પ્રસિદ્ધ થયા વગરના રહ્યા છે, અને એ ગ્રન્થોને પ્રસિદ્ધ કરવા પાછળ જે શ્રમ લેવામા આવશે તો તે વ્યર્થ જશે નહીં

સંસ્કૃત સાહિત્યના અભ્યાસ તરફ અત્યાર સુધી આ દેશમા જેટલુ લક્ષ અપાયુ છે તેના કરતા ઘણુ વધારે લક્ષ અપાવવાની જરૂર છે, કારણ કે આપણા હિન્દુસ્તાનના રાજ્યમા વસનારી પ્રજાનો ઘણો મ્હોટો ભાગ હિન્દુઓનો છે, અને તેઓની ભાષાઓ, તેઓના ધાર્મિક વ્યવહારો, તેઓની માનસિક પ્રવૃત્તિઓ, તેઓના સઘળા શિષ્ટ સંપ્રદાયોનુ મૂળ આ પ્રાચીન ભંડારમા રહેલુ છે વળી, પ્રાચીન સમયના સઘળા સાહિત્યમા હિન્દુસ્તાનનુ સાહિત્ય ગ્રીસ સિવાય બીજા સર્વ કરતા નિ સંશય વધારે ખુબીદાર અને રસભર્યુ છે માનવજાતિની ઉત્ક્રાન્તિનો અભ્યાસ કરવાના સાધન તરીકે તો એ ગ્રીસના સાહિત્ય કરતા પણ વધારે ચઢિયાતુ છે છેક એના પ્રારંભનો સમય તે ગ્રીક સાહિત્યના કોઈ પણ ગ્રન્થના કરતા વધારે પ્રાચીન છે, એટલે માનવજાતિની ધર્મભાવનાનુ વિશેષ પ્રાથમિક સ્વરૂપ એ સાહિત્યમાથીજ મળી આવે છે, અને તેથી જગતના બીજા કોઈ પણ સાહિત્યગ્રન્થ કરતા એ સાહિત્યમા ધાર્મિક વિચારોના વિકાસનુ વધારે ખુલ્લુ ચિત્ર આપણી દૃષ્ટિએ પડે છે. આ સ્થિતિનુ ફળ એ આવ્યુ છે કે સંસ્કૃત ભાષાની શોધને પરિણામે જેમ તુલનાત્મક ભાષાશાસ્ત્ર ( Comparative Philology ) નો પાયો નખાયો તેમ વેદગ્રન્થોની પઠનને પરિણામે એડેલબર્ટ કૂન અને મૅક્સ મ્યૂલરને હાથે તુલનાત્મક કથાશાસ્ત્ર ( Comparative Mythology ) નો પાયો નખાયો

સાહિત્યની ઘણીખરી શાખાઓમા સંસ્કૃત ભાષાએ ઉત્કૃષ્ટતાનો

ઓછો વત્તો પણ અનુભવ કરાવેલો છે, છતા સસ્કૃત સાહિત્યનાં સૌથી વધારે મહત્ત્વના પરાક્રમો મુખ્યત્વે કરીને ધર્મ અને ફિલસુફીના વિષયોમા થયલા છે. અસલની ઇડો-યુરોપીયન * પ્રજાના જે જુદા જુદા વિભાગ પડી ગયા તેમાથી હિન્દુસ્તાનના લોકોએજ એક મ્હોટો પ્રજાકીય ધર્મ—બ્રાહ્મણોનો ધર્મ—અને એક મ્હોટો જગદ્ધર્મ—ગૌતમ બુદ્ધનો ધર્મ—એ બે ઉત્પન્ન કર્યા છે, બીજા સઘળાઓએ એ ક્ષેત્રમા કઈ પણ સર્ગશક્તિ બતાવી નથી, એટલુજ નહીં પણ લાબા વખત થયા તેઓએ પર ધર્મનો અગીકાર કર્યો છે ખરેખર, બીજી કોઈ પણ પ્રજાના કરતા હિન્દુસ્તાનના વતનીઓની માનસિક પ્રવૃત્તિઓ ઉપર ધર્મવિચારની અસર હમેશાજ વધારે થતી રહી છે વળી, હિન્દુસ્તાનના વતનીઓએ તત્ત્વચિન્તન કરીને સ્વતત્ર રીતે કેટલાક દર્શનો (Systems of Philosophy) કર્યા છે તેમા તેઓની ઉચી વિચારશક્તિ સ્પષ્ટ જણાઈ આવે છે છતા એ બે વિષયોમા આપણને જે રસ પડે છે તે એ લોકોની પ્રવૃત્તિનુ ફળ શુ આવ્યુ તે વિષેની જિજ્ઞાસાને લીધેજ નહીં, પણ ધર્મ અને ફિલસુફીની પ્રગતિનુ દરેક પગથિયુ સસ્કૃત સાહિત્યમા સ્પષ્ટ જણાઈ આવે છે તેને લીધે છે

હિન્દુસ્તાનના આખા પ્રાચીન સાહિત્યનુ જે મહત્ત્વ છે તેનુ મ્હાટામા મ્હોટુ કારણ તેની અપૂર્વતા છે ઉત્તરમા આવેલા ગહ્વરી પર્વતોની આડને લીધે એ દેશ કુદરતી રીતેજ બીજા દેશોથી છૂટો પડી ગયો છે, અને છેક **આર્ય** લોકોની ચઢાઈના વખતથી એની જાણે જુદીજ દુનિયા થઈ રહી છે એ દેશ ઉપર **આર્ય** લોકોનો સર્વથી ભિન્ન સ્વરૂપવાળો સુધારો ઝડપથી ફેલાઈ ગયો, અને એ સુધારો તે વખતથી તે આજ દિન સુધી ત્યા આગળ ટકી રહ્યો છે ઇ સ પૂર્વે ચોથા શતકના અતમા જ્યારે યવન લોકોએ વાયવ્ય દિશા તરફ ચઢાઈ કીધી ત્યારે હિન્દુસ્તાનના લોકો પરદેશીઓની અસરથી તદ્દન મુક્ત રહીને પોતાનો પ્રજાકીય સુધારો સપૂર્ણપણે કરી ચૂક્યા હતા, અને ઇરાનીઓ, યવનો, સીથિયનો, મુસલમાનો એ સર્વે અકેક પછી અકેક એ દેશ ઉપર ધસી આવ્યા અને તેઓએ જય મેળવ્યો, છતા ઇડો-આર્યન લોકોના

---

* અસલની **આર્ય** પ્રજામાથી ઉતરી આવેલો અને હિન્દુસ્તાન તેમજ યુરોપના મ્હોટા ભાગ ઉપર ફેલાઈ ગયલો માનવજાતિનો એક ચોક્કસ મ્હોટો વિભાગ તે 'ઈડો-યુરોપીયન' એ નામથી ઓળખાય છે

પ્રજાકીય જીવનના વિકાસમા તેમજ તેઓના સાહિત્યની ખીલવણીમાં છેક અંગ્રેજ સરકારના રાજ્યની શરૂઆત સુધી કોઈ પણ મહત્ત્વની અડચણ નડી નહીં, અને કોઈ પણ સગીન ફેરફાર થયો નહીં ઇંડો-યુરોપીયન પ્રજાની બીજી કોઈ પણ શાખાએ આવી સ્વતત્ર રીતે પોતાનો વિકાસ થતો અનુભવ્યો નથી હિન્દુસ્તાનની પેઠે ત્રણ હજાર કરતા વધારે વર્ષ સુધી પોતાની ભાષા તથા સાહિત્યને, પોતાના ધર્મસિદ્ધાન્તો તથા મરણપરણાદિ પ્રસગોની વિધિઓને, પોતાના ઘરના તથા સમાજના રીત-રિવાજોને વગર અડચણે ખીલતા જતા ચીન સિવાય બીજી કોઈ પણ પ્રજાએ દીઠા નથી

હિન્દુસ્તાનના સુધારાની આ નિર્વિઘ્ન અભિવૃદ્ધિના ઉદાહરણ તરીકે થોડાક દાખલાઓ બસ થશે ઇસ્વીસન પૂર્વે સસ્કૃત ભાષા જેમ બોલાતી તેમ આજ પણ હજારો બ્રાહ્મણો વિદ્વન્મડળમા એજ ભાષાનો ઉપયોગ કરે છે તેમ સાહિત્યના કામમા પણ એ ભાષા હવે બીલકુલ નથી વપરાતી એવુ કઈ નથી, કારણ કે સસ્કૃત ભાષામા લખાયલા ઘણા પુસ્તકો અને પત્રો હજી પણ પ્રસિદ્ધ થયા જાય છે હાલના સકામા છાપખાના નીકળ્યા છે, છતા પણ હિન્દુસ્તાનના સેકડા પુસ્તકાલયોમા સસ્કૃત ભાષાના હસ્તલિખિત ગ્રન્થોની નકલ કરવાનુ કામ હજી ચાલ્યા કરે છે સિકદર બાદશાહની ચઢાઈ પહેલા લાબા લખત ઉપર વેદના મત્રો જેમ મોઢે કરવામા આવતા તેમ આજ પણ તે મોઢે કરવામા આવે છે, અને દરેક હસ્તલિખિત અને મુદ્રાકિત ગ્રન્થ કદાચ વિનાશ પામે તો આજે પણ ધર્મગુરુઓના પાઠ વડે કરીને આખો વેદગ્રન્થ પાછો સુલભ કરી શકાય સવિતા દેવતાની જેમા સ્તુતિ કરવામા આવી છે એવી વેદની એક ઋચાનો હિન્દુઓ સધ્યા વખતે રોજ પાઠ કરે છે વિષ્ણુ ભગવાન્, જેની ૩૦૦૦ કરતા વધારે વર્ષ ઉપર પૂજા થતી, તેના ભક્તો આજે પણ હિન્દુસ્તાનમા અસખ્ય છે પ્રાચીન સમયમા જેવી રીતે અગ્નિ ઉત્પન્ન કરવામા આવતો તેવી રીતે હાલ પણ યજ્ઞને માટે જે અગ્નિ ઉત્પન્ન કરવામા આવે છે તે બે કાષ્ઠના ઘર્ષણ વડેજ ઉત્પન્ન કરવામા આવે છે. સમાજની અનેક રૂઢિઓમાથી એકજ આપણે ઉદાહરણ તરીકે લઈએ તો હાલના સમયની હિન્દુઓની વિવાહવિધિ તે પ્રધાનપણે ઇ. સ. પૂર્વે લાબા વખત ઉપર જેવી હતી તેવી ને તેવીજ છે.

હિન્દુસ્તાનના પ્રાચીન સાહિત્યનો ઇતિહાસ કુદરતી રીતે બે મુખ્ય વિભાગમાં વ્હેંચાઈ જાય છે પ્હેલો વિભાગ તે વેદના ગ્રન્થોનો છે એ સાહિત્ય ઘણું કરીને ઇ સ પૂર્વે ૧૫૦૦ વર્ષ જેટલા પ્રાચીન સમયથી શરૂ થાય છે, અને એના છેલ્લામાં છેલ્લા સ્વરૂપમા એ સાહિત્ય આશરે ઈ. સ. પૂર્વે ૨૦૦ વર્ષ સુધી પ્હોંચે છે વૈદિક યુગના પ્રથમાર્ધનુ સાહિત્ય સર્ગ-શક્તિ અને કવિત્વથી અંકિત થયલુ હતુ, અને સિંધુ વગેરે નદીઓ જ્યા વહે છે અને હાલના સમયમા જે પંજાબના નામથી ઓળખાય છે તે મુલકમા, એ સમયના સુધારાનુ મુખ્ય સ્થાન હતું, એજ યુગના દ્વિતીયાર્ધનુ સાહિત્ય અતર્ગત વસ્તુ તરફ જોતા ધર્મવિષયક ચર્ચા ચલાવનારૂ અને બાહ્ય સ્વરૂપ તરફ જોતા ગદ્યમા લખાયલુ હતુ અને પંજાબને બદલે ગંગા નદીની પાસના પ્રદેશમા એ સમયના આધ્યાત્મિક ચિન્તને માટેનુ મુખ્ય સ્થાન હતું. એ પ્રમાણે વૈદિક યુગ પ્રવતતો હતો એટલામાજ આર્ય લોકોનો સુધારો આખા હિન્દુસ્તાનમા, એટલે સિંધુ નદીના મુખ આગળથી તે ગંગા નદીના મુખ સુધીના, જેની ઉત્તરે હિમાલય પર્વત આવી રહ્યો છે અને જેની દક્ષિણે વિંધ્યાચળ પર્વત આવી રહ્યો છે તે વિસ્તીર્ણ પ્રદેશમા ફેલાઈ વળ્યો હતો દ્વિતીય યુગના પ્રારભમા વૈદિક સાહિત્યના છેલ્લા ગ્રન્થો હજી લખાતા હતા, અને ઇ સ ૧૦૦૦ પછી મુસલમાનોની જીત થઈ ત્યારથી એ યુગ પૂરો થયો એ યુગ તે ખગખગે સંસ્કૃત યુગ કહી શકાય સાહિત્યમા, મુખ્યત્વે કરીને ટીકાના ગ્રન્થોમા, સસ્કૃતનો ઉપયોગ ચાલુ રહ્યો એટલે અમુક અર્થમા આ દ્વિતીય યુગ આજ દિન સુધી ટકી રહ્યો છે એમ કહી શકાય આ દ્વિતીય યુગમા બ્રાહ્મણોનો સુધારો ‘દખણ’ના નામથી ઓળખાતા દક્ષિણ પ્રદેશમા પ્રવેશ પામ્યો અને ત્યા ફેલાયો આ બન્ને યુગને એકઠા લઇએ તો એટલા સમયમા હિન્દુસ્તાનના સાહિત્યના લગભગ દરેક વિભાગમા સગીન અને મહત્ત્વના ગ્રન્થો લખાયા ગ્રીસના પ્રાથમિક યુગમા અને હિન્દુસ્તાનના વૈદિક યુગમા એટલો ફેર હતો કે હિન્દુસ્તાનના વૈદિક યુગમા ધર્મનાજ ગ્રન્થો લખાયા એ યુગમા ભાવપ્રધાન કવિતાનું ધોરણ વધારે ઉંચુ થયુ, અને આગળ જતા ગદ્યની શૈલીના બધારણમા પણ કઇક પ્રગતિ થઈ

સંસ્કૃત યુગમા મ્હોટે ભાગે ધાર્મિક નહીં, પણ વ્યાવહારિક વિષય-નાજ ગ્રન્થો લખાયા સાહિત્યની જુદી જુદી શાખાઓમા—વીરચરિત કાવ્યો તેમજ મહાકાવ્યોમા, ભાવપ્રધાન અને ખાસ કરીને ઉપદેશપ્રધાન

કવિતામા, નાટકમા, કલ્પિત વાર્તાઓ, ચમત્કારી કથાઓ વગેરેમા—સસ્કૃત ગ્રન્થોની સારી પ્રતિષ્ઠા સ્થપાઈ એ યુગમા સર્વત્ર ઘણી સારી કવિતા આપણા જોવામા આવે છે, છતા શૈલીની દુર્બોધતા અને નિરન્તર વધતા જતા કૃત્રિમતાના દોષને લીધે એ કવિતાના સૌન્દર્યને ક્ષતિ લાગ્યા વિના રહેતી નથી વળી એ યુગમા, આખી રચના તરફ દૃષ્ટિ કરતા, વ્યવસ્થા અને પ્રમાણ જાળવવાની કાળજી રખાઈ છે એવુ આપણને માલમ પડે એવા ગ્રન્થો ઘણા થોડાજ નીકળી આવશે હિન્દુસ્તાનના સૌન્દર્યશાસ્ત્રમા વ્યવસ્થા અને પ્રમાણ અને એવા એવા વિચારોની કઈ પણ અસર થઈ હોય એમ જણાતું નથી ઉલટુ, સઘળીજ દિશામા અતિશયોક્તિ તરફ જરા વધારે વલણ આપણને જણાય છે કર્મકાડમા, માની પણ ન શકાય એટલી બધી સૂક્ષ્મ વિગતોનુ કથન, યોગીઓના દેહદમનના અતિ અદ્ભુત કૃત્યો, દતકથા ઉપરથી ચીતરાતા વિચિત્ર દેખાવો, વર્ણનોમા ઘણીજ મ્હોટી સખ્યાનો વારવાર થતો ઉપયોગ, વીરચરિત કાવ્યોનો અસાધારણ વિસ્તાર, ગદ્યના એક પ્રકારની અતુલ સક્ષિપ્તતા, પાછળની રચનાઓમા વારવાર વપરાતા મ્હોટા મ્હોટા સમાસો,—એ સર્વ, હિન્દુસ્તાનના માણસોની બુદ્ધિમા જે દોષ છે તેના અતિ ઉત્કટ ઉદાહરણો છે

વિજ્ઞાનના સાહિત્યની જુદી જુદી શાખાઓમા, મન્ત્રશાસ્ત્ર, વ્યાકરણશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર, ખગોળશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર, અને ધર્મશાસ્ત્રમા પણ હિન્દુસ્તાનના લોકોએ મહત્ત્વના કાર્ય કર્યા આમાના કેટલાક વિષયોમા તો એ લોકો યવનોના કરતા ઘણા વધારે આગળ વધ્યા હતા.

ઇતિહાસ એ હિન્દુસ્તાનના સાહિત્યનુ નબળુ સ્થાનક છે * ખરે હિન્દુસ્તાનના સાહિત્યમા ઇતિહાસનુ અસ્તિત્વજ નથી એમ આપણાથી

* આ વિચાર ભૂલભરેલો છે એવુ દર્શાવવાના પ્રયત્ન મિ ચિન્તામણ વિનાયક વૈદ્યે પોતાના "The Mahabharata a criticism" એ નામના ગ્રન્થમા કર્યા છે (જુઓ પૃષ્ઠ ૭૬–૭૭) એ વિદ્વાન્ જણાવે છે કે "છેક વેદના સમયમા પણ 'ઇતિહાસ' એ નામથી જાણીતા થયલા ગ્રન્થો અસ્તિત્વ ધરાવતા હતા મહાભારત એજ પ્રથમ ઇતિહાસનો ગ્રન્થ હતો ઐતિહાસિક બીનાઓ, ખાસ કરીને વશાવલીઓ, પ્રાચીન હિન્દુસ્તાનમા હમેશા ઘણીજ સભાળપૂર્વક નોંધવામા આવતી હતી હિન્દુસ્તાનના દરેક રાજ્યમા ઇતિહાસની નોધ ઘણી સભાળપૂર્વક રાખવામા આવતી હતી એ વાત [illegible] પણ પોતાના ગ્રન્થમા

કહી શકાશે એ સાહિત્યમા ઐતિહાસિક દૃષ્ટિનો કેવળ અભાવ એ દોષ એવો સ્વાભાવિક છે કે સસ્કૃત સાહિત્યના આખા પ્રવાહ ઉપર એ દોષની કાળી છાયા પથરાઈ રહી છે, અને ચોક્કસ તવારીખના સપૂર્ણ અભાવને લીધે આખુ સાહિત્ય દૂષિત થયુ છે આ વાત એટલી તો સાચી છે કે હિન્દુસ્તાનનો મ્હોટામા મ્હોટો કવિ, **कालिदास**, તે ક્યારે થઈ ગયો તે વિષે લાબા વખત સુધી તકરાર ચાલ્યા કરતી હતી, અને એને માટે કેટલાક તરફથી જે સૌથી પ્રાચીન સમય બતાવવામા આવતો હતો અને બીજા કેટલાક તરફથી જે સૌથી અર્વાચીન સમય બતાવવામા આવતો હતો તેની વચ્ચે એક હજાર વર્ષનુ અન્તર હતુ એ હજાર વર્ષમાથી જુદો જુદો સમય જુદા જુદા વિચારકો તરફથી કાલિદાસના સમય તરીકે ઓળખાવવામા આવતો એ વિષયમા હવે એટલો બધો મતભેદ રહ્યો નથી, તોપણ કાલિદાસને માટે એકબે શતક જેટલો સમય હજી સશય-ગ્રસ્ત રહ્યો છે ખરો, અને એ સશય દૂર થાય એવા ચોક્કસ નિર્ણયના સાધનો હજી ઉપલબ્ધ થયા નથી આ પ્રમાણે પરસ્પર સમ્બન્ધ, અવ-તરણ અથવા સૂચન, ભાષા અથવા શૈલીનો વિકાસ વગેરે પરોક્ષ પુરાવાઓ ઉપરથી મ્હોટે ભાગે સસ્કૃત ગ્રન્થકારોના સમય આશરે આશરેજ જણાયા છે એ ગ્રન્થકારોના જીવનની હકીકત વિષે તો સાધારણ રીતે આપણને ન્હેજ ખબર નથી હોતી, અને થોડાકજ કવિઓ વિષે એક બે સામાન્ય હકીગતો આપણા જાણવામા આવી હોય છે આવી વિલક્ષણ સ્થિતિ હોવાના કારણો બે જણાય છે એક તો એ કે પ્રાચીન હિન્દુસ્તાનમા ઇતિહાસ બીલકુલ લખાયોજ નથી, કારણ કે ઇતિહાસમા નોંધવા જેવા બનાવો તે વખતે કઈ પણ બનતા ન્હોતા યવન (એટલે ગ્રીક) લોકોને ઈરાનની સાથેના યુદ્ધ પ્રસગે અને રોમન લોકોને કાર્થેજની સાથેના યુદ્ધ પ્રસગે જીવનની હાડમારીનો જેવો અનુભવ થયો હતો તેવો હિન્દુસ્તાનના

---

જણાવી છે વળી 'રાજતરગિણી' મા કાશ્મીરના પ્રાચીન ઇતિહાસના ગ્રન્થો વિષે કથન કરવામા આવ્યુ છે આ પ્રમાણે ઘણા લાબા સમયક્ષેત્ર ઉપર ફરી વળે એવા ચોક્કસ પ્રમાણો હોવા છતા હિન્દુસ્તાનમા ઇતિહાસનુ અસ્તિત્વ ન્હોતુ એમ કહેવુ એ ન માની શકાય એવુ છે હમારા માનવા પ્રમાણે જે વખતે બૌદ્ધધર્મ નાબુદ થયો અને હાલનો હિન્દુ ધર્મ સ્થાપિત થયો તે ઇ સ ૭૫૦ અને ૧૦૦૦ ની વચ્ચેનો વખત એજ એકલો એવો હતો કે જેમા આખા દેશ ઉપર ઇતિહાસના વિષયનો અધકાર વ્યાપી ગયા હતો અને પ્રાચીન સમયના ઘણાખરા નોધ-સગ્રહોનો ક્યાતો નાશ કરવામા આવ્યો હતો અથવાતો તેની સાથે જેમ ફાવે તેમ ફૂટ લેવામા આવી હતી "

પ્રાચીન લોકોને બીલકુલ થયો ન્હોતો, અને જુદા જુદા વર્ગોનું એકીકરણ થઇને એક પ્રજા ઘડાવાનો અને રાજકીય ગૌરવ વધવાનો પ્રસંગ હિન્દુસ્તાનમા બીલકુલ આવ્યો ન્હોતો બીજુ એ કે મહત્ત્વના કર્મોની નોધ સ્વાભાવિક રીતે બ્રાહ્મણો તરફથી રાખવામા આવે એવો સભવ ગણાય, પણ એ બ્રાહ્મણોએ તો પ્રથમથીજ એવો સિદ્ધાન્ત સ્વીકાર્યો હતો કે હરેક પ્રકારની પ્રવૃત્તિ અને જીવન પણ અનર્થરૂપ છે, એટલે ઐતિહાસિક બનાવો નોધવાની ઇચ્છા તેઓને ઝાઝી ન હોય એ ઘણ સ્વાભાવિક છે

વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોવાથી હિન્દુસ્તાનના સાહિત્યના ઇતિહાસમા આશરે ઇ સ ૫૦૦ પહેલા ચોક્કસ તારીખોના દર્શન થતા નથી વૈદિક યુગનો કાલનિર્ણય આન્તર પ્રમાણો ઉપરથીજ થયલો હોવાથી તે કેવળ આનુમાનિક છે એ યુગમા ભાષા અને શૈલીના તેમજ ધાર્મિક અને સામાજિક વિચારોના ભેદ ઉપરથી સાહિત્યના ત્રણ મુખ્ય થરો સ્પષ્ટ જણાઈ આવે છે એ દરેક થર બાઝતા અમુક વખત ગયલો તેને માટે જરૂરની છૂટ મૂકવી જોઇએ પણ આ સ્થળે તો સૈકાઓની ગણત્રી કરીને સત્યનો આશરા પડતો નિર્ણયજ આપણાથી થઈ શકે એમ છે છતા વૈદિક યુગના બીજા થરની એક બાજુની મર્યાદા ઇસ પૂર્વે ૫૦૦ વર્ષ કરતા વધારે મોડી હોઈ શકે નહીં, કારણ કે એના લેખામા છેલ્લા સિદ્ધાન્તો બૌદ્ધ ધર્મ પહેલાના હોવા જોઇએ, અને બૌદ્ધ ધર્મની જુદી જુદી સભાઓની તારીખો નોધાયલી છે તે ઉપરથી બુદ્ધના મૃત્યુનુ વર્ષ ઇસ પૂર્વે ૪૮૦નુ હોવુ જોઇએ એવુ માનવાને મજબુત આધાર મળ્યો છે વૈદિક સાહિત્યના પ્રારભનો સમય અતિ પ્રાચીન હતો એવુ માનવા તરફ સસ્કૃત વિદ્વાનોનુ ચોક્કસ વલણ જણાય છે સાધારણ રીતે, ઇસ પૂર્વે ૨૦૦૦ વર્ષથી એ સાહિત્યની શરૂઆત ગણવામા આવે છે આ ગણનાને જો આપણે ખરી માનીએ તો બૌદ્ધ સમયના સાહિત્યમા વિચાર તથા વાણીનો જેટલો વિકાસ થયલો માલમ પડે છે તેટલા વિકાસને માટે ૧૫૦૦ વર્ષ જેટલો અતિશય લાબો વખત ગયલો એવુ આપણને માનવુ પડશે ગ્રીસમા હોમરના સમયનુ સાહિત્ય અને સોફોક્લિસના સમયનુ સાહિત્ય એ બેની વચ્ચે જેટલો ફેર છે તેના કરતા હિન્દુસ્તાનમા વૈદિક યુગના પ્રારભનુ સાહિત્ય અને બૌદ્ધ ધર્મના સમયનુ સાહિત્ય એ બેની વચ્ચે વધારે ફેર છે એમ ભાગ્યેજ ગણાશે, અને વિચાર તથા વાણીનો

એટલો વિકાસ થવાને માટે આખા ૧૫૦૦ વર્ષ જરૂરના થઈ પડે એ માનવુ જરા મુશ્કેલ થઈ પડશે એ ગણનાની અગાઉ, આજથી ૪૫ વર્ષ ઉપર, પ્રોફેસર મૅક્સ મ્યૂલરે વૈદિક યુગના પ્રારભનો સમય ઇ સ પૂર્વે ૧૨૦૦નો નક્કી કીધો હતો. વેદના જૂનામા જૂના અને નવામા નવા મન્ત્રોની વચ્ચે જે તફાવત છે તે સમજવાને માટે, એ બેની વચ્ચે ત્રણ સૈકાઓ–કહો કે ઇ સ પૂર્વે ૧૩૦૦ થી તે ૧૦૦૦ સુધીના–વ્યતીત થયલા હોવા જોઇએ એમ ગણીશુ તો તે પૂરતા મ્હેવાશે આપણે વિચાર કરીશુ કે ઝેંદ અવસ્તાની ભાષાનુ મૂળથી પ્રાચીન સ્વરૂપ વેદની ભાષાને એટલુ મળતું આવે છે કે સ્વરશાસ્ત્રના નિયમો લાગુ પાડવાથીજ અવસ્તાના મન્ત્રોના શબ્દે શબ્દ વેદની ભાષામા એવા ઉતારી શકાય કે તેનુ બાહ્ય સ્વરૂપ પૂરેપૂરૂ જળવાઈ રહે, એટલુજ નહીં પણ તેના કવિત્વની ખુબીનો પણ વિનાશ થાય નહીં, વળી આપણે વિચાર કરીશુ કે વેદની ભાષાની પ્રાથમિક સ્થિતિ વિષે આપણને જેવી પિછાન છે તેવીજ અવસ્તાની ભાષાની પ્રાથમિક સ્થિતિ વિષે પણ જો આપણને પિછાન હોત તો એ બેઉ લગભગ એક જેવીજ આપણને લાગ્યા વિના રહેત નહીં,–તો એવા નિર્ણય ઉપર આવ્યા વગર આપણને ચાલશે નહીં કે વૈદિક સાહિત્યની શરૂઆતના પહેલા થોડા વખત ઉપરજ હિન્દુસ્તાનમા જઈ વસેલા લોકો ઈરાનમા જઈ વસેલા લોકોથી છૂટા પડેલા હોવા જોઇએ, અને તેથી ઇ સ પૂર્વે ૧૫૦૦ વર્ષ જેટલા પ્રાચીન સમયમા હિન્દુસ્તાનના વાયવ્ય દિશાના પ્રદેશમા પણ તેઓ ભાગ્યેજ પ્રવેશ પામ્યા હોય વૈદિક સમયની પ્રાચીનતા વિષેની સઘળી આગલી ગણત્રીઓ કરતા બોનના પ્રોફેસર જૅકોબીની કલ્પના ચઢી જાય એવી છે એ પ્રોફેસર માને છે કે એ સમયનો પ્રારભ ઓછામા ઓછો ઇ સ પૂર્વે ૪૦૦૦ વર્ષથી થાય છે ઋગ્વેદના સમય પછી ઋતુઓની શરૂઆતના સમ્બન્ધમા કેટલોક ફેરફાર થયો છે એમ પ્રોફેસર જૅકોબી માને છે, અને એ ફેરફારને લગતી ખગોળશાસ્ત્રની કેટલીક ગણત્રીઓ ઉપરથી એ આવા સિદ્ધાન્ત ઉપર આવ્યા છે પણ એ સિદ્ધાન્તમા દોષ એ છે કે એક વૈદિક શબ્દના અર્થ ઉપરજ એનો મ્હોટામા મ્હોટો આધાર છે, અને એ શબ્દનો પ્રોફેસર જૅકોબીએ જે અર્થ કરેલો છે તેના ખરાપણા વિષે સશય રહે છે, એટલુજ નહીં પણ તે અસભવિત લાગે છે આવી સ્થિતિમા, ગમે તેમ હોય તોપણ વેદનુ સાહિત્ય ગ્રીસના સાહિત્ય કરતા ઘણુ વધારે જૂનુ છે એટલા નિશ્ચયથીજ આપણને સન્તોષ માનવો પડશે.

વેદ પછીના સમય વિષે આન્તર પ્રમાણો ઉપરાંત સામાન્ય કાળ-નિર્ણય માટે ઉપયોગના થોડાક સીમાચિહ્નો પરદેશીઓની મુલાકાતમાંથી આપણને મળી આવે છે આ પ્રકારનો સૌથી પ્રાચીન સમય ઇ સ પૂર્વે ૩૨૬મા સિકંદર બાદશાહની હિન્દુસ્તાન ઉપરની ચઢાઇનો છે ત્યાર પછી હિન્દુસ્તાનમા જુદા જુદા યવનોનુ આગમન થયુ હતુ, તેમા મિગૅસ્થનિસ એ સૌથી વધારે નામાંકિત યવન હતો એ માણસ પાટલીપુત્ર (જે હાલ 'પટના'ના નામથી ઓળખાય છે) ત્યાંની દરબારમા આશરે ઇ સ પૂર્વ ૩૦૦ વર્ષ ઉપર કેટલાક વખત સુધી રહ્યો હતો, અને હિન્દુસ્તાનના માણસોની તે વખતની સામાજિક સ્થિતિ વિષે ભાગ્યોત્રુટેલો તોપણ કીમતી અહેવાલ એ મૂકી ગયો છે ત્યાર પછી ઘણા સૈકાઓ વહી ગયા બાદ બૌદ્ધ ધર્મ પાળનારા ચીનના ત્રણ યાત્રાળુઓ— ફા હ્યાન (ઇ સ ૩૯૯), હ્યૂન સંગ (૬૩૦–૬૪૫), અને આઇ-સિંગ (૬૭૦–૬૯૫)–હિન્દુસ્તાનમા આવ્યા હતા તેઓના પ્રવાસના અહેવાલો સાચવી રાખવામા આવ્યા છે અને હવે તેના અંગ્રેજી ભાષામા તરજુમાઓ પણ થયા છે તેના ઉપરથી તેઓના વખતની હિન્દુસ્તાનની સામાજિક સ્થિતિ, ધાર્મિક વિચારો, અને હિન્દુસ્તાનમાંથી નીકળી આવેલી બૌદ્ધ ધર્મની પ્રાચીન વસ્તુઓ ઉપર ઘણો પ્રકાશ પડ્યો છે હિન્દુસ્તાનના સાહિત્ય વિષે કેટલીક સામાન્ય તથા વિશેષ હકીકતો પણ એ અહેવાલો ઉપરથી મળી આવે છે ખાસ કરીને હ્યૂન સંગના આપેલા વૃત્તાન્ત ઉપરથી એના સમકાલીન સંસ્કૃત કવિઓ વિષે કેટલીક અગત્યની હકીકતો આપણા જાણવામા આવે છે હિન્દુસ્તાનના ત્રણ ખગોળશાસ્ત્રી-ઓએ‡ પાચમા અને છઠ્ઠા સૈકામા પોતે ક્યારે થઈ ગયા તેની ચોક્કસ તારીખ પોતે જાતે પોતાના ગ્રન્થમા નોંધી રાખી છે, તે સિવાય હ્યૂન સંગના પહેલાના કોઈ પણ સંસ્કૃત લેખકને માટે 'આ લેખક ફલાણા

‡ આર્યભટ, બ્રહ્મગુપ્ત, અને ભાસ્કરાચાર્ય તેના છૂટા છૂટા લખો પણ મળી આવ્યા છે એવો હિન્દુસ્તાનનો જૂનામા જૂનો ખગોળશાસ્ત્રી આર્યભટ છે એના "दशगीतिसूत्र" અને "आर्याष्टशत" એ નામના ગ્રન્થો "आर्यभटीय" એ નામથી પ્રો. કર્ન પ્રસિદ્ધ કર્યા છે અને તેમા પરમાદીશ્વરનુ રચેલુ ભાષ્ય પણ આપ્યુ છે એ ગ્રન્થમા આપેલા આર્યભટના પોતાના વચન ઉપરથી જણાય છે કે પૂર્વ હિન્દુસ્તાનના કુસુમપુર (પાટલીપુત્ર)મા ઇ સ ૪૭૬મા એનો જન્મ થયો હતો અને ૨૩ વર્ષની નાની ઉમ્મરે એણે પોતાનો ગ્રન્થ રચ્યો હતો બ્રહ્મ-ગુપ્તે "ब्रह्मस्फुटसिद्धान्त" નામના ગ્રન્થમા જણાવ્યુ છે કે એ ગ્રન્થ પોતે

વર્ષમા જીવતો હતો ' એવુ ચોક્કસ આપણાથી કહી શકાય તેમ નથી. આગલા બે ચીનાઓએ પોતાના લખાણ વડે જે માહિતી પૂરી પાડી હતી તેને આધારેજ હિન્દુસ્તાનમા પ્રાચીનવસ્તુશાસ્ત્રની હાલના સમયની મ્હોટામા મ્હોટી શોધ–બુદ્ધની જન્મભૂમિ, કપિલવસ્તુ, તે ક્યા આવી તેની શોધ–૧૮૯૬ ના ડિસેમ્બરમા થઈ શકી સંસ્કૃત યુગના અન્તમા, મુસલમાનોની જીત વખતે દેશની કવી સ્થિતિ હતી તેનો ઘણો કીમતી અહેવાલ આલ્બેરૂની નામના આરબ ગ્રન્થકાર તરફથી આપણને પૂરો પાડવામા આવ્યો છે એણે પોતાનો "India" ( હિન્દુસ્તાન ) એ નામનો ગ્રન્થ ઇ સ ૧૦૩૦મા લખ્યો હતો

ઉપર જે કહેવામા આવ્યુ છે તે ઉપરથી ખુલ્લુજ છે કે ઇ સ ૫૦૦ પ્હેલા સંસ્કૃત યુગમા પણ સાહિત્ય વિષયની તવારીખ લગભગ તદ્દન સાપેક્ષ છે, અને વિચાર કે વાણીનો વિકાસ, આગળ થઈ ગયલા ગ્રન્થકારોનુ નામકથન, યવનો અથવા કોઈ સુપ્રસિદ્ધ રાજવંશ વિષેના છૂટક છૂટક સૂચનો, અને અમુક સમય પ્હેલા જે વાતો જણાયલી હોવાનો સંભવ નથી તે ખગોળશાસ્ત્રની વાતોના નિર્દેશો, એવી એવી સઘળી કસોટીઓ ઉપરથી એ સમયના ગ્રન્થકારોની પૂર્વતા કે ઉત્તરતાનો નિર્ણય કરવામા આવ્યો છે અમુક એકજ વિષયમા સંપૂર્ણ નિપુણતા મેળવવાની વધતી જતી રીતિને પરિણામે આધુનિક શોધખોળ કરનારાઓએ તારીખના બાબતમા વધારે ને વધારે ચોકસાઈ આણવાના સબળ પ્રયત્નો

ત્રીસ વર્ષની ઉમ્મર અને શક નૃપાલના ૫૫૦ વર્ષ વીત્યા બાદ લખ્યો હતો એ જિષ્ણુનો પુત્ર હતો, અને શ્રી ચાપવંશના શ્રી વ્યાઘ્રમુખ રાજાના વખતમા એ થઈ ગયો હતો પૃથૂદક સ્વામીએ એના ગ્રન્થ ઉપર ભાષ્ય લખ્યુ છે તેમા એને માટે "ભિલ્લમાલવકાચાર્ય" એવુ નામ વાપર્યુ છે એમ પ્રો વેબર કહે છે ભાસ્કરાચાર્ય સૌથી વધારે વિખ્યાત છે તે શક સંવત ૧૦૩૬ (ઇ સ ૧૧૧૪)મા જન્મ્યો હતો અને શક સંવત્ ૧૦૭૨ ( ઇ સ ૧૧૫૦ ) મા એણે "सिद्धान्त-शिरोमणि" અને શક સંવત્ ૧૧૫૦ ( ઇ સ ૧૧૮૩ ) મા એણે "करण-कुतूहल" ના ગ્રન્થ રચ્યા હતા એના ગ્રન્થમાના "लीलावती" અને "बीज-गणित" ના અધ્યાય હજી પણ પ્રમાણ તરીકે ગણાય છે અને કેટલાક વિદ્વાનો એને "ભારતના ન્યૂટન" એવુ નામ આપે છે એણે પોતાના ગ્રન્થમા એક સ્થાને કહ્યુ છે કે—" अत्र गणितस्कधे, उपपत्तिमानेवागम प्रमाणम् ' (આ ગણિતના વિષયમા, જે શાસ્ત્રવચન ઉપપન્ન હોય તેનેજ પ્રમાણ ગણવાનુ છે )

આદર્યા છે, અને તેમા તેઓએ મ્હોટે ભાગે સફળતા પણ મેળવી છે જુદા જુદા નામાકિત વિદ્વાનોએ સિક્કાઓ, તામ્રપટો, અને શિલા તથા સ્તભ ઉપરના લેખોને આધારે મ્હોટા ઉદ્યોગ તથા હોશિયારી સાથે પ્રાચીન હિન્દુસ્તાનના રાજકીય ઇતિહાસનુ ખોખુ તૈયાર કરવા માડ્યુ છે તેમાથી નિ મશય સાહિત્યની તવારીખ ઉપર વિશેષ પ્રકાશ પડ્યા વિના રહેશે નહીં એ સિક્કાઓ, તામ્રપટો, અને શિલા તથા સ્તભ ઉપરના લેખોમાના કટલાક " Corpus Inscriptionum Indicarum " " Epigraphia India, ' અને હિન્દુસ્તાનના પ્રાચીનવસ્તુશાસ્ત્રની ચર્ચા કરનારા જુદા જુદા પત્રોમા છપાયા છે અને બીજા પણ છપાયા જાય છે છેલ્લા પચીસ વર્ષમા મુદ્રાલેખ વાચવાની વિદ્યા વધારે ખીલેલી છે તેને પરિણામે કેટલાક પાછલા કવિઓનો સમય નક્કી થઈ શક્યો છે તેમજ જુદા જુદા ધર્મપથો અને સાહિત્યના સમગ્ર વિભાગો ઉપર નવો પ્રકાશ પડી શક્યો છે, અને એવી રીતે હિન્દુસ્તાનના સાહિત્ય તથા ધર્મના ઇતિહાસ સમ્બન્ધી પણ કેટલીક અગત્યની હકીકતો માલમ પડી આવી છે ઉદાહરણ તરીકે, કેટલાક વિસ્તૃત કાવ્યોવાળા મુદ્રાલેખ હવ ઉકેલાયા છે તે ઉપરથી એવુ જણાઈ આવ્યુ છે કે ઇસ્વી સનના પ્હેલા સૈકાથી માડીને સસ્કૃત તથા પ્રાકૃત ભાષાઓમા મહાકાવ્યોની શૈલીને અનુસરીને લખવામા આવતુ હતુ આ વાતના કાઈ પણ પ્રત્યક્ષ પ્રમાણો અત્યાર પ્હેલા ઉપલબ્ધ થયા ન્હોતા

સસ્કૃત સાહિત્યના સમ્બન્ધમા જૂના લેખોનુ વિશેષ મહત્ત્વ એ છે ક એના ઉપરથી હિન્દુસ્તાનની લેખનકળાના પ્રાચીન ઇતિહાસ વિષે તેમજ એ સમયના સાહિત્યની સ્થિતિ વિષે આપણને કઇક ખ્યાલ આવી શકે છે એમાના જૂનામા જૂના લેખો શિલા તથા સ્તભ ઉપર કાતરાયલા છે એ લેખો ઇ સ પૂર્વે ત્રીજા શતકના મધ્યમા લખાયલા છે બૌદ્ધ ધર્મ માનનારા મહારાજા અશોકના સમયના એ લેખો છે એ મહારાજાએ ઉત્તર હિન્દુસ્તાન ઉપર ઇ સ પૂર્વે ૨૫૯થી ૨૨૨ સુધી રાજ્ય કીધુ હતું, અને એના રાજ્ય દરમ્યાન બૌદ્ધ ધર્મની ત્રીજી સભા ભરાઈ હતી તેમા ઘણુ કરીને બૌદ્ધ ધર્મશાસ્ત્રના નિયમો નક્કી કરવામા આવ્યા હતા એ પ્રકારના લેખો ઉપરથી તે સમયની રાજકીય, ધાર્મિક, અને ભાષાસમ્બન્ધી સ્થિતિનુ જ્ઞાન આપણને મળે છે તેને લીધે એ લેખો અત્યન્ત અગત્યના છે. એવા લેખો આખા હિન્દુસ્તાનમાની જુદી

જુદી જગાએથી મળી આવ્યા છે કાઠિયાવાડના ગિરનાર (ગિરિ-નગર)થી તે ઓરિસ્સાના ધૌલી સુધી, કાબુલ નદીની ઉત્તરે આવેલા કપુર-દિ-ગિરિથી તે ખાલસી સુધી જુદા જુદા સ્થાન આગળથી મળી આવેલા લેખોની નકલ કરવામા આવે છે, તેને ઉકેલવામા આવે છે, અને તેનુ ભાષાન્તર કરવામા આવે છે એવો એક શિલાલેખ ૧૮૯૬ની આખરમાજ જડી આવ્યો હતો એ લેખ બુદ્ધની જન્મભૂમિનુ સ્મારક રાખવાને માટે અશોક રાજા તરફથી ઉભા કરવામા આવેલા એક સ્તભ ઉપર કોતરાયલો હતો.

આ અશોકના શિલાલેખો એ હિન્દુસ્તાનના લખાણુના સૌથી પ્રાચીન નમૂનાઓ છે હિન્દુસ્તાનમા લેખનકળાનો પ્રારભ ક્યારે થયો અને કેવી રીતે થયો એ પ્રશ્ન લાબા વખત સુધી વિવાદગ્રસ્ત રહ્યો હતો, તે પ્રોફેસર બુલરની આધુનિક શોધખોળોને પરિણામે હવે મ્હોટે ભાગે સમાધાની ઉપર આવી પ્હોચ્યો છે એ સમર્થ વિદ્વાને એવુ સિદ્ધ કરી આપ્યુ છે કે પ્રાચીન હિન્દુસ્તાનમા જે બે પ્રકારની લિપિ વપરાતી હતી તેમાની ગંધાર (એટલે પૂર્વ અફઘાનિસ્તાન અને ઉત્તર પજાબ) ના દેશમા ઇ સ પૂર્વે ચોથા શતકથી તે ઇ સ ૨૦૦ સુધી વપરાયલી ખરોષ્ઠી નામની લિપિ ઇ સ પૂર્વે પાચમા શતકમા વપરાતી સેમિટિક પ્રજાની લેખનપદ્ધતિના એરેમેઇક નમુનાઽ ઉપરથી લેવાયલી છે મૂળની લિપિ પ્રમાણે એ લિપિમા પણ હમેશા જમણી બાજુથી ડાબી બાજુ તરફ લખવામા આવતું હિન્દુસ્તાનની બીજી પ્રાચીન લિપિ, જે બ્રાહ્મીના નામથી ઓળખાતી, તે બુલરે દર્શાવ્યુ છે તે પ્રમાણે હિન્દુસ્તાનની ખરેખરી પ્રજાકીય લિપિ છે, કારણ કે ત્યાર પછીના હિન્દુસ્તાનના મૂળાક્ષરો આધુનિક સમયમા જોકે ઘણા જુદા જણાય છે તોપણ તે એ લિપિમાથીજ ઉતરી આવેલા છે એ લિપિમા નિયમસર ડાબી બાજુથી જમણી બાજુ તરફ લખવામા આવતું, પણ અગાઉ એ લિપિ એવી રીતે ન્હોતી લખાતી એમ ઇ સ પૂર્વે ચોથા શતકના એક સિક્કા ઉપરનુ લખાણુ

ઽ જ્યૂ, એસીરિયન, ચૅલ્ડિયન, સીરિયન, ફિનીશિયન, આરબ એ સઘળી પ્રજાઓ "સેમિટિક પ્રજાઓ" કહેવાય છે એ સર્વની ભાષા, સાહિત્ય, વિચારપદ્ધતિ, સામાજિક વ્યવસ્થા, ધર્મસિદ્ધાન્તો વગેરેમા કેટલાક સામાન્ય લક્ષણો જણાય છે ઇસુ ખ્રિસ્તના વખતમા પૅલેસ્ટાઇનની સેમિટિક પ્રજામા જે ભાષા બોલાતી તે "એરેમેઇક" એ નામથી ઓળખાય છે.

જમણી બાજુથી ડાબી બાજુ તરફનું છે તે ઉપરથી જણાઈ આવ્યુ છે ઉત્તર તરફની જૂનામા જૂની સેમિટિક અથવા ફિનીશિયન લિપિ, જે એસીરિયાના કાટના ઉપરના તથા મોઆબાઇટ પત્થરના† ઉપરના લખાણમા વપરાયલી છે, અને જેની શરૂઆત આશરે ઇ સ પૂર્વે ૮૯૦થી થઈ હતી તેના નમૂના ઉપરથી એ લિપિ ઘડાયલી છે એવુ ડૉ બુલરે બતાવી આપ્યુ છે એ એવી દલીલ કરે છે કે મેસોપોટેમિયાના માર્ગથી આવનારા વેપારીઓ તરફથી એ લિપિ આશરે ઇ સ પૂર્વે ૮૦૦મા હિન્દુસ્તાનમા દાખલ થયલી હોવી જોઈએ એ અનુમાન વ્યાજબી હશે એવુ આપણને પણ લાગ્યા વિના રહેતું નથી

એ વાત ખરી છે કે હિન્દુસ્તાનના પ્રાચીન સાહિત્યમા લેખનકળા વિષેનો ઇસારો ક્વચિતજ જોવામા આવે છે અને તે પણ પાછલા સમયમાજ દીઠામા આવે છે, ઇ સ પૂર્વે ચોથા શતક પ્હેલા અથવા અશોકના શિલાલેખની તારીખના ઘણા લાબા સમય પ્હેલા એવી રીતનો ઇસારો ભાગ્યેજ દીઠામા આવશે પણ કઈ કથન કરવામા ન આવ્યુ હોય તેટલા ઉપરથી ચોક્કસ અનુમાન કાઢવુ એ આ વિષયમા વાસ્તવિક નથી, કારણ કે ઘણા લાબા વખત થયા જોકે લેખનકળાનો છૂટથી ઉપયોગ કરવામા આવે છે તોપણ હાલના હિન્દુનુ પોતાના ધર્મનુ જ્ઞાન હજી પણ મુખપરપરાથીજ પ્રાપ્ત થયુ હોય છે પવિત્ર ધર્મગ્રન્થો તથા શાસ્ત્ર-ગ્રન્થોનુ શિક્ષણ પુસ્તકદ્વારા નહીં, પણ ગુરુમુખથીજ લેવાય છે, અને જે વિદ્યા સ્મૃતિમા રહી હોય તેજ કામની ગણાય છે એટલે લેખન વિષે તેમજ હસ્તલિખિત પુસ્તકો વિષે ક્વચિતજ કથન કરવામા આવ્યુ હોય છે હિન્દુસ્તાનના આધુનિક કવિઓ પણ પોતાના કાવ્યો વચાય એવુ નથી ઇચ્છતા, પણ તેનો પાઠ કરવામા આવે એવો અભિલાષ તેઓને રહે છે ખરેખર, અનાદિ કાળથી ઉતરી આવેલા આ રિવાજ ઉપરથી જણાય છે કે લેખનકળા જે વખતે અજ્ઞાત હતી તે પ્રાચીન સમયમા

---

† મોઆબાઇટ પત્થર ઇ સ ૧૮૬૮મા ડૉ ક્લીનની દૃષ્ટિએ પડયો હતો એ પત્થર ચાર ફુટ ઉચો અને બે ફુટ પ્હોળો છે મોઆબાઇટ લોકોએ ઈઝરેલાઈટ લોકો ઉપર જે વિજય મેળવ્યો તેનુ વર્ણન એ પત્થર ઉપર આપવામા આવ્યુ છે આરબ લોકોએ એ પત્થરને ભાગી નાખ્યા હતો, પણ તેના ભાગેલા કકડાઓ પાછા એકઠા કરવામા આવ્યા છે અને તેને યોગ્ય સ્થાનકે બરાબર ગોઠવવામા આવ્યા છે

હિન્દુસ્તાનમા કવિતા તથા વિજ્ઞાનનો પ્રારભ થયો હતો અને ઋગ્વેદમાં સૂચવી છે તેવી મુખપરપરાથી જ્ઞાન આપવાની પદ્ધતિ લેખનકળા દાખલ થઈ ત્યાર પ્હેલાથીજ અસ્તિત્વ ધરાવતી હતી આ ઉપરથી સહજ સમજાશે કે લેખનકળાનુ કથન કરાવા મડાયુ તેના લાબા સમય પ્હેલાથીજ એ કળા પ્રચારમા આવી ગઈ હોય એ બનવા જોગ છે ગમે તેમ હોય, પણ અશોકના શિલાલેખના શાસ્ત્રીય પ્રમાણ ઉપરથી સ્પષ્ટ માલમ પડી આવે છે કે ઇ. સ પૂર્વે ત્રીજા શતકમા લેખનકળાની શોધ કઈ તગ્તનીજ થયલી હતી એમ ન્હોતુ, કારણ કે તે વખતે ઘણા અક્ષરોની એક કરતા વધારે, ઘણી વાર તો તદ્દન જુદી જુદી આકૃતિઓ કાઢવામા આવતી, કોઈ વાર તો એકેક અક્ષરની નવ નવ દશ દશ આકૃતિઓ કાઢવામા આવતી વળી સેમિટિક પ્રજાની પાસથી લીધેલા બાવીશ ચિહ્નો ઉપરથી છેંતાળીશ અક્ષરની બ્રાહ્મી વર્ણમાળાની યોજના ઘડાતા કઇક લાબો વખત લાગેલો હોવો જોઇએ વર્ણમાળાની આ સપૂર્ણ યોજના સ્વરશાસ્ત્રના નિયમો પ્રમાણે વિદ્વાન્ બ્રાહ્મણોએ ઘડી કાઢેલી છે એ તો ખુલ્લુજ છે એ વર્ણમાળા ઇ સ પૂર્વે ૫૦૦મા અસ્તિત્વ ધરાવતી હોવી જોઇએ એવુ સિદ્ધ કરી આપવાને માટે પ્રોફેસર બુલરે ઘણી મજબૂત દલીલો આપેલી છે ઇ સ પૂર્વે આશરે ચોથા શતકમા રચાયલા પાણિનિના મ્હોટા સસ્કૃત વ્યાકરણમા આ વર્ણમાળાજ સ્વીકારવામા આવી છે, અને ત્યારથી તે અત્યાર સુધી એ વર્ણમાળામા કઈ પણ ફેરફાર થયો નથી સસ્કૃત ભાષાના એકેએક ઉચ્ચારને માટે એ વર્ણમાળામા ચિહ્ન મળી આવે છે એટલુજ નહીં, પણ એ વર્ણમાળાને સપૂર્ણ શાસ્ત્રીય રીતિએ ગોઠવવામા આવી છે પ્રથમ સાદા સ્વર ( ટૂકા અને લાબા ) ગોઠવવામા આવ્યા છે, તેના પછી સધિસ્વર મૂકવામા આવ્યા છે, અને છેવટે વ્યજનો આપવામા આવ્યા છે એ વ્યજનો પણ કયા કયા સ્થાનથી ઉચ્ચારવામા આવે છે તેનો વિચાર કરીને તેને જુદા જુદા પણ એકસરખા સમુદાયમા ગોઠવવામા આવ્યા છે ઉદાહરણ તરીકે, સઘળા દતસ્થાની વ્યજનોને ( त्, थ्, द्, ध्, न् એમ ) સાથે ગોઠવવામા આવ્યા છે અને ઓષ્ઠસ્થાની વ્યજનોને પણ એવીજ રીતે ( प्, फ्, ब्, भ्, म् એમ ) સાથે ગોઠવવામા આવ્યા છે આશ્ચર્ય જેવુ તો એ છે કે આપણા યુરોપના લોકોને એના કરતા ૨૫૦૦ વર્ષ વધારે થયા છે અને આપણે શાસ્ત્રીય જમાનામા રહેતા હોવાનુ અભિમાન ધરાવીએ છિયે, છતા આપણે જે વર્ણમાળા વાપરીએ છિયે તેમા આપણી ભાષાઓના

સઘળા ઉચ્ચારને માટે યોગ્ય ચિહ્નો મળી આવતા નથી, એટલુંજ નહીં પણ ૩૦૦૦ વર્ષ ઉપરની સેમિટિક લોકોની પ્રાથમિક વર્ણવ્યવસ્થાને યવન લોકોએ સ્વીકારેલી તેમા સ્વરો અને વ્યજનોની જેવી ભેળભેળા ચાલતી આવી હતી તેવી ને તેવી આપણે રહેવા દીધી છે અને વર્ણમાળાનો એવો ને એવો ગરબડિયા ક્રમ આપણે ચાલવાજ દીધો છે।

ઇ સ પૂર્વે ત્રીજા શતકના શિલાલેખોમા **બ્રાહ્મી** લખાણના ઉત્તરનું અને દક્ષિણનુ એવા બે પ્રકાર માલમ પડી આવે છે એમાના પ્હેલા પ્રકાર-માથી હિન્દુસ્તાનની આર્ય ભાષાઓમા જે ધીરે ધીરે વ્યાપી ગઈ તે ઉત્તર તરફની લિપિઓનો સમુદાય ઉતરી આવ્યો એમાની સૌથી અગત્યની લિપિ તે **નાગરી** (અથવા **દેવનાગરી**) એ નામથી ઓળખાય છે સસ્કૃતના હસ્તલિખિત ગ્રન્થો સાધારણ રીતે એ લિપિમાજ લખાયલા હોય છે, અને સસ્કૃત તેમજ મરાઠી અને હિન્દી પુસ્તકો હમેશા એ લિપિમાજ છપાયલા હોય છે અક્ષરોને મથાળે ખાસ આડી લીટી દોરવામા આવે છે તે ઉપરથી એ લિપિ ઓળખાઈ આવે છે પ્હેલેથી તે છેલ્લે સુધી **નાગરી** લિપિમાજ લખાયો હોય એવો જૂનામા જૂનો શિલાલેખ આઠમા સૈકાનો, અને એવો જૂનામા જૂનો હસ્તલિખિત ગ્રન્થ અગિયારમા સૈકાનો છે **બ્રાહ્મી** લખાણના બીજા, એટલે દક્ષિણના, પ્રકારમાથી પાચ જાતની લિપિઓ ઉતરી આવેલી છે એ પાચે લિપિઓ વિંધ્યાચળની દક્ષિણના પ્રદેશોમા વપરાય છે કાનડી અને તેલુગુ જ્યા બોલાય છે તે દેશની લિપિઓનો એ પાચમાજ સમાવેશ થાય છે

અગાઉ ગ્રન્થ જેના ઉપર લખવામા આવતા તે પદાર્થ વિનાશ પામે એવો હતો, એટલે ઇ સ ૧૪મા શતકના પ્હેલાના ગ્રન્થો ભાગ્યેજ મળી આવે છે હિન્દુસ્તાનમા લખવાના કામને માટે ભૂર્જપત્રો (ભોજ-પત્રો) અને તાલપત્રો એ બેનો અગાઉ ઉપયોગ કરવામા આવતો હિન્દુસ્તાનની વાયવ્ય દિશામા હિમાલય પર્વત ઉપર ભૂર્જવૃક્ષોવાળા વિશાળ પ્રદેશો છે, તેથી ભૂર્જપત્રોનો ઉપયોગ પ્રથમ એ પ્રદેશોમા થયો, અને પછી ધીરે ધીરે તે મધ્ય હિન્દુસ્તાન, પૂર્વ હિન્દુસ્તાન, અને પશ્ચિમ હિન્દુસ્તાનમા ફેલાયો ભૂર્જપત્રો ઉપર લખાયલો જે જૂનામા જૂનો સસ્કૃત ગ્રન્થ મળી આવ્યો છે તે ઇ સ પાચમા શતકનો છે, અને **ખરોષ્ઠી**મા લખાયલો એક પ્રાલી ગ્રન્થ ૧૮૯૭મા મળી આવ્યો તે એના

કરતા પણ વધારે જૂનો છે, પણ એ પદાર્થનો ઉપયોગ એના કરતા ઘણા વધારે પ્રાચીન સમયમાં પણ થતો હતો એ નક્કી છે ઉદાહરણ તરીકે, ક્વિટસ કર્ટિયસે આપણને જણાવ્યુ છે કે સિકંદર બાદશાહના વખતમા હિન્દુસ્તાનના વતનીઓ લખવાને માટે ભૂર્જપત્રોનો ઉપયોગ કરતા સંસ્કૃત ગ્રન્થકારો તેમજ આલ્બરૂનીના વચનો ઉપરથી પણ માલમ પડે છે કે પ્રાચીન માધ્યમિક યુગના હિન્દુસ્તાનમા પત્રલેખનને માટે હમેશા ભૂર્જપત્રો વાપરવામા આવતા

તાલપત્રના હસ્તલિખિત સસ્કૃત ગ્રન્થનો પ્હેલો નમૂનો ઇ સ. છઠ્ઠા શતકનો છે એ ગ્રન્થ જાપાનમા સાચવી રાખવામા આવ્યો છે, પણ એની એક આબેહુબ નકલ બૉડલિયન લાઇબ્રરી*મા છે ચીનના યાત્રાળુ હ્યૂન સગના કહેવાથી જણાય છે કે સાતમા શતકમા તાલપત્રોનો ઉપયોગ આખા હિન્દુસ્તાનમા સઘળે સાધારણ હતો, પણ એથી ઘણા સૈકાઓ પ્હેલાથી એનો ઉપયોગ થતો હતો એ વાત એક કોતરેલા તામ્રપત્ર ઉપરથી માલમ પડી આવે છે એ તામ્રપત્ર મોડામા મોડુ ઇ સ ના પ્હેલા સૈકાનુ હોવુ જોઇએ એની આકૃતિ બરાબર તાલપત્રના જેવી છે

મુસલમાનોની જીત થઈ તે વખતથી કાગળ હિન્દુસ્તાનમા દાખલ થયા, અને ત્યાર પછી ગ્રન્થ લખવામા તેનો ઘણી છૂટથી ઉપયોગ થતો રહ્યો કાગળ પર લખાયલા સસ્કૃત ગ્રન્થનો જે જૂનામા જૂનો નમૂનો હિન્દુસ્તાનમાથી મળી આવ્યો છે તે ગુજરાતનો છે, અને તે ગ્રન્થ તેરમા શતકની શરૂઆતમા લખાયલો હોય એમ જણાય છે ઉત્તર હિન્દુસ્તાનમા લેખનને માટે સાહીનો ઉપયોગ થતો હતો ત્યા કાગળ દાખલ થયા પછી તાલપત્રોનો પ્રચાર બધ પડી ગયો પણ દક્ષિણમા અક્ષર કાઢવાને માટે હમેશા કોઈ તીક્ષ્ણ પદાર્થનો ઉપયોગ કરવામા આવે છે તેથી ત્યા આગળ ગ્રન્થલેખન તેમજ પત્રલેખન એઉને માટે તાલપત્રોનો

* ઑક્સફર્ડ યુનિવર્સિટીનુ પુસ્તકાલય ' બૉડલિયન લાઇબ્રરી " એ નામથી ઓળખાય છે સર થોમસ બૉડલીએ એ પુસ્તકાલયને સારા પાયા ઉપર મૂક્યુ એણે પોતાના સઘળા પુસ્તકો તથા પોતાની સઘળી મિલ્કત એ પુસ્તકાલયમા આપી દીધી તે ઉપરથી એનુ નામ " બૉડલિયન લાઇબ્રરી " એ પ્રમાણે પડ્યુ છે એ પુસ્તકાલયમા વખતો વખત પૈસાદાર માણસો તરફથી મદદ મળતી રહી છે એમા છાપેલા પુસ્તકોની સખ્યા ૪૦૦,૦૦૦ની અને હસ્તલિખિત ગ્રન્થોની સખ્યા ૩૦,૦૦૦ની છે

પ્રચાર હજી પણ ચાલે છે પત્રોની મધ્યમા એકજ છિદ્ર રાખીને અથવા થોડેક અંતરે બે છિદ્રો રાખીને તેમાથી દોરો ખેંચી લેવામા આવે છે, અને એવી રીતે ભૂર્જપત્ર તથા તાલપત્રના હસ્તલિખિત ગ્રન્થોના પાનાઓને એકઠા રાખવામા આવે છે આ ઉપરથી સસ્કૃતમા "ગાઠ" ને માટે જે શબ્દ છે, **ગ્રન્થ**, તે "પુસ્તક" ના અર્થમા કેવી રીતે વપરાવા લાગ્યો તે સમજી શકાશે

જાનવરોનુ ચામડુ અપવિત્ર ગણાતુ હોવાને લીધે હિન્દુસ્તાનમા ચર્મપત્રોનો ઉપયોગ કદી પણ થયો નથી અક્ષરો કોતરવાને માટે તામ્રપત્રોનો અસલથી વારવાર ઉપયોગ કરવામા આવતો એ તામ્રપત્રોને હમેશા તાલપત્રો અથવા ભૂર્જપત્રોના જેવાજ આકાર આપવામા આવ્યો હોય છે

સાહીનું જૂનામા જૂનું નામ **મષી** છે એનો ઉપયોગ ઇ સ પૂર્વે બીજા શતકમા તો થતોજ હતો એવુ બૌદ્ધ ધર્મના એક જૂના ડુગર ઉપરના લખાણ ઉપરથી સાબીત થયુ છે, અને ઇ સ પૂર્વે ચોથા શતકમા પણ એનો ઉપયોગ થતો હોય એવુ નિયાર્કોસ અને ક્વિટસ કર્ટિયસના વચનો ઉપરથી ઘણુ સભવિત જણાય છે

તાલપત્ર ભૂર્જપત્ર, તથા કાગળ ઉપર લખાયલા પ્રાચીન સમયના સઘળા સસ્કૃત ગ્રન્થો સાહી અને બરૂની પેન વડે લખાયલા છે એ પેનને માટે સાધારણ રીતે **कलम** એ શબ્દ વપરાય છે એ શબ્દ યાવની ભાષાના 'kalamos' ઉપરથી થયલો છે એથી ઉલટુ, દક્ષિણ હિન્દુસ્તાનમા હમેશા એક તીક્ષ્ણ પદાર્થ વડે તાલપત્રો ઉપર અક્ષરો કોતરવામા આવે છે અને પછી તેના ઉપર મેશ અથવા કોયલો ઘસીને તેને કાળા બનાવવામા આવે છે

દરેક જાતના હસ્તલિખિત સસ્કૃત ગ્રન્થો સાધારણ રીતે લાકડાના બે પાટિયાઓની વચમા રાખવામા આવે છે અને તેના ઉપર દોરી વીંટાળવામા આવે છે, અને તેને રગીન, કેટલીક વાર તો ભરેલા કકડામા લપેટવામા આવે છે એવા ગ્રન્થોને દેવાલયો, મઠો, કૉલેજો, રાજમહેલો, અને ખાનગી મકાનોમા સાચવી રાખવામા આવે છે અગિયારમા શતકમા ધારા નગરીના રાજા ભોજની માલીકીમા એક પ્રખ્યાત

પુસ્તકાલય હતું. સસ્કૃત કવિ બાણ (જે સુમારે ઇ. સ ૬૨૦મા થઈ ગયો) તેણે પોતાના હાથ નીચે એક હસ્તલિખિત ગ્રન્થ વાચનારો માણસ રાખ્યો હતો તે ઉપરથી માલમ પડે છે કે ઘણા પ્રાચીન સમયમા પણ ખાનગી માલીકીના મ્હોટા મ્હોટા પુસ્તકાલયો હતા હાલના સમયમા પણ આખા હિન્દુસ્તાનમા સસ્કૃત હસ્તલિખિત ગ્રન્થોના ઘણા ઉત્તમ સગ્રહો બ્રાહ્મણોના કબજામા છે

હિન્દુસ્તાનના પ્રાચીન સાહિત્યની પેઠે હિન્દુસ્તાનની પ્રાચીન ભાષાના પણ વૈદિક (અથવા મહાસસ્કૃત) અને સસ્કૃત એવા બે વિભાગ પડી શકે છે એકદરે હોમરના વખતની અને ત્યાર પછીની યાવની ભાષામા અથવા સૅલિક કવિતાની અને વૅરોના વખતની લૅટિન ભાષામા જેટલો ફેર છે તેટલોજ વૈદિક અને સસ્કૃત ભાષામા ફેર છે હિન્દુસ્તાનના ધર્મગ્રન્થો વૈદિક ભાષામાજ લખાયલા છે એ ભાષાની સ્થિતિ હમેશા એકસરખી રહી નથી, પણ તેમા જુદા જુદા વખતે ફેરફાર થતા રહ્યા છે એ ભાષા ધીરે ધીરે સસ્કૃત ભાષાને મળતી થવા લાગી છે અને આખરે એ સંસ્કૃત ભાષામા લીન થઈ ગઈ છે વૈદિક ભાષાના સૌથી પ્રાચીન સ્વરૂપ તરફ જોતા પણ આપણને એમ લાગે છે કે એ ભાષા કોઈ દિવસ સાધારણ જનસમૂહમા બોલાતી નહીં હોય, પણ ઋષિ લોકોમાજ વૃદ્ધપરપરાથી ઉતરી આવેલી એ એક કૃત્રિમ ભાષા છે આ વિચારના ટેકામા કેટલાક પુરાવાઓ વૈદિક ભાષામાથીજ મળી આવે છે એમાનો એક પુરાવો એ છે કે હોમરની ભાષામા જુદા જુદા રૂપોનો એકી વખતે ઉપયોગ થયાના જેટલા દાખલા મળી આવે છે તેટલા તો નહીં, પણ તેવાજ દાખલા વેદના મત્રોમાથી પણ મળી આવે છે વૈદિક ઋષિઓની—જનસમૂહની નહીં, પણ વિદ્વાન ઋષિઓની—સામાન્ય વાતચીતની ભાષા અને વેદના મત્રોની ભાષા એ બેમા ઘણું કરીને ફેર એટલોજ હશે કે વેદના મત્રોમા શબ્દો જુદી રીતે—કવિતાના રૂપમા—ગોઠવવામા આવ્યા હશે અને તેમા રૂઢ નહીં એવા પ્રયોગ (archaisms) થયલા હશે પણ તેઓની સાધારણ વાતચીતની ભાષામા એવુ કઈ નહીં હોય. ખરેખર વેદના પ્રાચીન સમયમા પણ શિષ્ટ જનોની ભાષા જનસમૂહની ભાષાથી જુદીજ હતી જ્યા જ્યા સાહિત્યનો વિકાસ થયો હોય છે ત્યા ત્યા, ઓછા કે વત્તા પ્રમાણમા, શિષ્ટ જનોની ભાષા જુદીજ હોય છે, પણ બીજા કોઈ પણ દેશના કરતા હિન્દુસ્તાનમા શિષ્ટ જનોની અને લોકસમૂહની ભાષાઓનો ભેદ વધારે સચોટ માલમ પડી આવે છે.

પણુ જો વેદની ભાષા તે સામાન્ય લોકસમૂહના ઉપયોગની ન્હોતી, પણુ અમુક વર્ગના વિદ્વાનોના વપરાશને માટેજ કામની હતી એમ આપણે કહી શકતા હોઇએ, તો ત્યાર પછીના સમયની ભાષા વિષે તો એવુજ આપણાથી વધારે મજબૂતપણાથી કહી શકાય એમ છે સસ્કૃત ભાષામા અને વૈદિક ભાષામા ફેર છે, પણુ વપરાતી ભાષાના કુદરતી વિકાસને પરિણામે જેવી રીતનો ફેર ઉત્પન્ન થાય તેવી રીતનો એ ફેર નથી સસ્કૃત ભાષાના શબ્દો ઉચ્ચારવાની રીત અને પ્રાચીનમા પ્રાચીન વૈદિક ભાષાના શબ્દો ઉચ્ચારવાની રીત એ લગભગ પૂરેપૂરી એક-સરખી જણાય છે વ્યાકરણુના રૂપની બાબતમા પણુ ભાષા તેની તેજ સ્થિતિમા રહી હોય એવુ માલમ પડે છે, કારણુ કે કોઈ પણ નવુ રૂપ અથવા નવી વિભક્તિ ભાગ્યેજ દીઠામા આવે છે. છતા વ્યાકરણુની દૃષ્ટિએ પણુ પાછલી ભાષા આગલી ભાષાના કરતા ઘણી જુદી થઈ છે આ ફેરફાર કઇક નવુ ઉમેરીને નહીં, પણુ જૂનામાથી કેટલુક કકડે કકડે લઈ લઇને કરવામા આવ્યો છે ઉદાહરણુ તરીકે, પાછલી ભાષામા સકેતરૂપ (subjunctive mood) જતુ રહ્યુ છે અને સામાન્યરૂપ (infinitives)ના ડઝન પ્રત્યયોને બદલે એકજ પ્રત્યય રહ્યો છે રૂપાખ્યાનમા મુખ્ય ફેરફાર એ થયો છે કે અગાઉ એકજ અર્થના અનેક રૂપો થતા તેને બદલે હવે એ રૂપોની સખ્યામા ઘટાડો કરવામા આવ્યો છે વૈદિક સમયની વાતચીતની ભાષા મન્ત્રોની ભાષા કરતા વધારે વરગયુ અને વધારે સાદી હશે તેની અસરને લીધે પાછલા સમયની—સસ્કૃત—ભાષામા સાદાઇના કેટલાક તત્ત્વો દાખલ થયા હોય એ ઘણું સભવિત છે પણુ ભાષામા જે ફેરફારો થયા તે મ્હોટે ભાગે તો વ્યાકરણુશાસ્ત્રના નિયમો બાધનારા વિદ્વાનોના શ્રમને લીધેજ થયા હિન્દુસ્તાનમા વ્યાકરણુશાસ્ત્રનો આરભ ઘણા પ્રાચીન સમયથી થયો હતો અને એ શાસ્ત્રને અસાધારણ ઉદ્યોગથી ખીલવવામા આવ્યુ હતુ તેને લીધે વૈયાકરણોની મહેનત બીજા કોઈ પણુ દેશના કરતા હિન્દુસ્તાનમા વધારે સફળ નીવડી હતી સસ્કૃત વાક્યમા શબ્દોના અન્ત્યાક્ષર તથા પ્રથમાક્ષરને મેળવવા સમ્બન્ધી જે વિસ્તૃત નિયમો છે (અને જેને **સંધિ**ના નિયમો કહે છે) તેનો ખુલાસો વૈયાકરણોના સામર્થ્યે સિવાય બીજા કોઈ પણુ કારણુ વડે થઈ શકે એમ નથી

પણુ સાહિત્યની સઘળી વપરાતી ભાષાઓની પેઠે સંસ્કૃત ભાષામા પણુ સૌથી વધારે ફેરફાર તો શબ્દકોષમા થયલો છે, કારણુ કે શબ્દકોષમા

થતા ફેરફારો અટકાવવા એ કામ વૈયાકરણોથી પણ ન બની શકે એવુ છે આ કારણથી શબ્દોની ઉત્પત્તિ તરફ લક્ષ આપીને તેમજ વપરાશમા આવતા શબ્દોને નમૂના તરીકે લઈને તે ઉપરથી નવા નવા શબ્દો બનાવવામા આવ્યા છે અને એવી રીતે સસ્કૃત ભાષાના શબ્દકોષમા ઘણો વધારો થયો છે તેનીજ સાથે, શબ્દો ખરેખરા જૂના હોય છતા વૈદિક સાહિત્યમા તેની વપરાશનો પ્રસગ ન આવ્યો હોય તેટલા ઉપરથી તે આપણને નવા જણાય એવુ પણ અનેક શબ્દો વિષે બન્યુ છે પણ ખરેખરા નવા એવા ઘણા શબ્દો લોકસમૂહના વપરાશની ભાષામાથી લેવામા આવ્યા છે, અને જે શબ્દો હાલ વપરાય છે તેના અર્થમા પણ મ્હોટો ફેરફાર થઈ ગયો છે

હિન્દુસ્તાનની પ્રાચીન ભાષાના આ પાછલા પ્રકારને **પાણિનિ** નામના મ્હોટા વૈયાકરણે ઇ સ પૂર્વે ચોથા શતકની આખરે નિશ્ચલ સ્વરૂપ આપ્યુ, અને એ ભાષા **સસ્કૃત**, "સુધરેલી," "સસ્કારવાળી," અથવા "શ્રમસિદ્ધ" (**सं-स्कृत**, સાથે મૂકાયલી) એ નામથી ઓળખાવા લાગી "**સસ્કૃત**" એ શબ્દ વ્યાકરણના પ્રાચીન ગ્રન્થોમા જણાતો નથી, પણ પ્રાચીનમા પ્રાચીન વીરચરિત કાવ્ય (epic), **रामायण**, તેમા એ શબ્દ વપરાયલો છે **प्राकृत** એ નામની લોકસમૂહની ભાષાઓથી જુદી પાડવાને માટે એને **संस्कृत** કહેવામા આવે છે, અને **काव्यादर्श**+ (કવિતાની આરસી) એ નામના ઇ સ છઠ્ઠા શતકના ગ્રન્થમા એ બેઉ શબ્દોનો એવી રીતે એકી વખતે પ્રયોગ પણ થયો છે ઇ સ પૂર્વે પાચમા શતકમા થઈ ગયલા **યાસ્ક** મુનિથી માડીને સઘળા પ્રાચીન વૈયાકરણો પોતે આ ભાષાને **વૈદિક**થી છૂટી પાડવા માટે એના સમ્બન્ધમા "**भाषा**" એ શબ્દ જ વાપરે છે * એના વિષે તેઓ જે કઈ કહે છે તે પરથી માલમ પડે છે કે એ ભાષા તે વખતે બોલાતી હોવી જોઇએ ઉદાહરણ તરીકે, એ વૈયાકરણોમાનો એક, **पतञ्जलि**, એ ભાષાને "લોકમા" વપરાતી કહે છે અને એ ભાષામા વપરાતા શબ્દોને એ "લોકમા પ્રચાર પામેલા" તરીકે વર્ણવે છે **પાણિનિ** પોતે કેટલાક નિયમો

---

+ એ ગ્રન્થ છઠ્ઠીનો રચેલો છે

* જેમકે, **नूनमिति विचिकित्सार्थीयो भाषायाम् । उभयमन्वध्याय विचिकित्सार्थीय पदपूरणश्च ।** (ભાષામાં '**नूनम्**' એ શકા દર્શાવવા માટે વપરાય છે, વેદમા શકા દર્શાવવાને માટે તેમજ પાદપૂરણને માટે એ શબ્દ વપરાય છે)—**निरुक्त**

આપે છે તે એવા છે કે વપરાતી ભાષાના સમ્બન્ધમા એ સઘળા નિયમો આપ્યા છે એવુ જો આપણે ન સ્વીકારીએ તો એ નિયમો કઈ પણ અર્થ વગરના બની જાય ઉદાહરણ તરીકે, સ્વર વિષે અથવા દૂર ઊભેના માણસને બોલાવતી વખતે, નમન કરતી વખતે, કે સવાલ જવાબ થાય તે વખતે જે પ્લુત ઉચ્ચાર થાય છે તે વિષે એણે જે નિયમો આપ્યા છે તે જુઓ વળી, એકલા સાહિત્યની અથવા વિદ્વાનોની ભાષા તરીકેજ સસ્કૃતનો ઉપયોગ થતો હતો એમ પણ આપણાથી કહી શકાય તેમ નથી, કારણ કે જુદા જુદા પ્રાતની બોલીમા કઈ કઈ ફેરફાર હતો એવુ પ્રાચીન સમયમા પણ આપણને માલમ પડી આવે છે ઉદાહરણ તરીકે, યાસ્ક અને પાણિનિ બેઉ "પ્રાચ્ય" અને "ઉદીચ્ય" ની બોલીના કેટલાક ખાસ ભેદ ગણાવે છે, કાત્યાયન ઋષિ કેટલાક પ્રાતિક ભેદોનુ સૂચન કરે છે, અને પતજલિ અમુકજ પ્રદેશમા વપરાતા એવા શબ્દોનુ એક ટિપણુ આપે છે ખરેખર, સસ્કૃત લેખકો જેને આર્યાવર્ત અથવા "આર્યોની ભૂમિ" એ નામથી ઓળખે છે તે હિમાલય તથા વિંધ્યાચળની વચમા આવેલા આખા દેશમા સંસ્કૃત ભાષા ઇ સ પૂર્વે બીજા શતકમા બોલાતી હતી એ વિષે કઈ પણ શક જેવુ નથી પણ ત્યા આગળ એ ભાષા કોણ બોલતા હતા એ પ્રશ્ન આપણી આગળ ઉપસ્થિત થાય છે એ પ્રશ્નના જવાબમા એટલુ તો આપણાથી કહી શકાશે કે નક્કી બ્રાહ્મણો તો એ ભાષા બોલતાજ હતા, કારણ કે પતજલિ એ લોકોને માટે "શિષ્ટ" અથવા શુદ્ધ વાણી બોલનારા એવો શબ્દ વાપરે છે પણ બ્રાહ્મણો સિવાય બીજા લોકો પણ એ ભાષા બોલતા હતા એવુ માનવાને કારણ છે, કારણ કે પતજલિના ગ્રન્થમા એક સ્થળે 'સૂત" એ સસ્કૃત શબ્દની વ્યુત્પત્તિ વિષે એક વૈયાકરણ અને એક મુખ્ય સારથિ એ બેની વચ્ચે વિવાદ થયાનુ વર્ણન આવે છે હિન્દુસ્તાનના નાટકોમા જુદા જુદા માણસોની બોલીઓના જે વિભાગ દીઠામા આવે છે *તેનાથી પણ આ

*સસ્કૃત નાટકોમા વપરાયલી જુદી જુદી પ્રાકૃત ભાષાઓ લોકના સામાન્ય વ્યવહારમા ખરેખર વપરાતી હતી કે માત્ર અમુક પ્રકારની સાહિત્યરચનાને ખાતરજ એ ભાષાઓને કૃત્રિમ રીતે ઉત્પન્ન કરવામા આવી હતી એ વિષે વિદ્વાનોમા એક વખતે ઘણો મતભેદ હતો એમ જણાય છે પ્રો વિલ્સન અને મિ બીમ્સે પાછલો મત સ્વીકાર્યા હતો, પણ પ્રો લૅસને અનેક દલીલો આપીને એ મતનુ ખોટાપણુ સિદ્ધ કરી આપ્યુ છે (જુઓ "Muir s Sanskrit Texts' નુ બીજુ પુસ્તક) હાલના વખતમા એ ચર્ચાનુ મહત્ત્વ આગાઉ જેટલુ રહ્યુ હોય એમ અમને લાગતુ નથી તેથી એ વિષે લાબુ ટિપ્પણ આપવાની અમે જરૂર ધારી નથી.

વાતને ટેકો મળે છે. એ વિભાગ નિ મશય એ નાટકો લખાયા ત્યાર પ્હેલા ઘણા પ્રાચીન સમયમા પણ અસ્તિત્વ ધરાવતો હોવો જોઇએ એ વિભાગ પ્રમાણે, રાજા અને બીજા ઉંચી પદવીના માણસો મસ્કૃતમા બોલે છે અને સ્ત્રીઓ તથા બીજા સાધારણ માણસો જનસમૂહમા પ્રચલિત થયલી જુદી જુદી ભાષાઓમાની ગમે તે એક બોલે છે વળી એ નાટકો ઉપરથી એટલુ પણ માલમ પડે છે કે જે પાત્રો સંસ્કૃત બોલી શકતા નથી તેઓ પણ સસ્કૃત બોલાય તે સમજી શકે છે ખરા, કારણ કે પ્રાકૃત ભાષાઓ બોલનારાઓની સાથે વાતચીત કરવામા સસ્કૃત ભાષાનો ઉપયોગ થતો એ નાટકોમા આપણે જોઇએ છિયે નાટક જોવા જનારા લોકો, અને સાહિત્યના ગ્રન્થોમા વારવાર વીરચરિત કાવ્યો (રામાયણ–મહાભારત)ની કથા વિષે લખવામા આવેલુ આપણે જોઇએ છિયે તે ઉપરથી જણાય છે તે પ્રમાણે એ કથા સાભળવાને કેટલીક મડળીઓ પણ એકઠી થતી હશે તે મડળીઓ, સસ્કૃત ભાષા સમજવાને સમર્થ હોવીજ જોઇએ એ પણ ખુલ્લુ છે આ સર્વ ઉપરથી માલમ પડે છે કે સસ્કૃત ભાષા જોકે અસલથીજ સાહિત્યના ગ્રન્થોમા વિશેષ વપરાતી અને અમુક અર્થમા જેને કૃત્રિમ કહી શકાય તેવી હતી તોપણ વાતચીતમા એ ભાષા બીલકુલ વપરાતીજ ન્હોતી એમ કહેવુ એ ભૂલભરેલુ છે ખરેખર, ઉપર જણાવવામા આવ્યુ છે તે પ્રમાણે, હિન્દુસ્તાનના વિદ્વાન્ બ્રાહ્મણો પોતાના નિત્યના વ્યવહારમા હજી પણ એ ભાષાનો લખવા બોલવામા છૂટથી ઉપયોગ કરે છે ટૂકામા, જ્યૂ લોકોમા હિબ્રૂ ભાષાની અથવા માધ્યમિક યુગમા લૅટિન ભાષાની જેવી પદવી હતી તેવીજ પદવી સસ્કૃત ભાષાની અસલથી હતી, અને હાલ પણ તે તેવીજ છે

જેને જેને સસ્કૃત ભાષા આવડતી તેને તેને સસ્કૃતની સાથે સામાન્ય જનમડળમા વપરાતી બીજી પણ એક અથવા વધારે ભાષા આવડતી એ સામાન્ય જનમડળની ભાષાઓ કઈ હતી એ પ્રશ્ન ઉપરથી હિન્દુસ્તાનની હાલની પ્રાકૃત ભાષાઓનો સસ્કૃત સાથે કેવો સમ્બન્ધ છે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે આધુનિક હિન્દુસ્તાનની ભાષાઓના સમ્બન્ધમા પ્રાચીન સાહિત્યની ભાષાનુ કેટલુ મહત્ત્વ છે તે જણાવવાને માટે એટલુજ કહેવુ બસ થશે કે થોડીક એકલી રહેનારી મૂળ વતની ઓની પહાડી પ્રજાઓ સિવાય, સિંધુ નદીના મુખ આગળથી તે ગગા નદીના મુખ સુધીના, હિમાલય પર્વતથી તે વિંધ્યાચળ સુધીના વિસ્તીર્ણ

પ્રદેશમા વસનારા લોકોમા તેમજ ગોવા એ નામના ફિરંગીઓના દક્ષિણ તરફના સંસ્થાન સુધીના મુબાઈ ઇલાકાના લોકોમા વપરાતી હાલની સઘળી ભાષાઓ સસ્કૃતના પ્રાચીનમા પ્રાચીન સ્વરૂપમાથીજ ઉતરી આવેલી છે વાયવ્ય દિશામા એ ભાષાઓના પ્રવાહનુ અસલનુ મૂળ હતું ત્યાથી નીકળીને એ ભાષાઓ જુદા જુદા ઝરણોમા વ્હેંચાઈ ગઈ અને જેમ જેમ એ ભાષાઓની ગતિ વધારે ને વધારે દૂરના દેશમા થતી ગઈ તેમ તેમ એ ઝરણાઓ એકબીજાથી વધારે ને વધારે વિખૂટા પડતા ગયા, અને એવી રીતે એ ભાષાઓ આગ્નેયી દિશાના છેડા સિવાય આખા દ્વીપકલ્પ ઉપર ફેલાઈ ગઈ એ પ્રાકૃત ભાષાઓનો પ્રારભ ઘણા પ્રાચીન સમયથી થયલો હોવો જોઈએ જે વખતે વેદના મત્રો રચાયા તે વખતે પણ સ્વર વગેરે બાબતોમા સાહિત્યની ભાષાથી ઘણી જુદી પડતી એવી એક પ્રાકૃત ભાષા અસ્તિત્વ ધરાવતી હશે, કારણ કે વેદના મત્રોમા સ્વરવિષયક ભિન્નતા ધરાવનારા કેટલાક શબ્દો આવે છે તેનો ખુલાસો એજ મળી શકે છે કે એ મત્રોના બનાવનારાઓએ લોકમા વપરાતી ભાષામાથી એ શબ્દો લીધા હશે

એ ઉપરાત આપણે જાણીએ છિયે કે સઘળા લોકો સમજી શકે એટલા માટે ઇ સ પૂર્વે છઠ્ઠા શતકમા બુદ્ધે પોતાનો ઉપદેશ આપ્યો તે વિદ્વાનોની ભાષામા નહીં, પણ સામાન્ય જનમડળની ભાષામાજ આપ્યો હતો આ કારણથી ઇ સ પૂર્વેના ચોથા અથવા પાચમા સૈકાથી બૌદ્ધ ધર્મનુ જે જૂનામા જૂનુ સાહિત્ય શરૂ થયુ તે પ્રાકૃત ભાષામાજ લખાયુ હતુ, મગધ દેશ, જે હાલ બિહારના નામથી ઓળખાય છે, ત્યા બૌદ્ધ ધર્મનો જન્મ થયો હતો મગધ દેશની ભાષામાજ બૌદ્ધ ધર્મનુ જૂનામા જૂનુ સાહિત્ય લખાયુ હતું એ નિઃસશય છે લૅટિન અને ઇટાલિયન એ બે ભાષાઓમા જેવી રીતનો ભેદ છે તેવીજ રીતનો ભેદ સસ્કૃત અને મગધ દેશની ભાષામા છે જોડાક્ષરોનો તિરસ્કાર અને અત્ય સ્વરની પ્રીતિ એ મગધ દેશની ભાષાના ખાસ લક્ષણ છે ઉદાહરણ તરીકે, સસ્કૃત ભાષાના **सूत्र** "દોરો" અને **धर्म** "ફરજ" એ શબ્દો **सुत्त** અને **धम्म** એમ લખાય છે, અને **विद्युत्** "વીજળી" તે ફેરવાઈને તેનુ **विज्जु** થાય છે દક્ષિણના બૌદ્ધ ગ્રન્થોમા જે પ્રાકૃત ભાષા વપરાઈ છે તે પાલી એ નામથી ઓળખાય છે એ ભાષાનુ પ્રથમ સ્થાન કયુ હતું તે હજી નક્કી થયુ નથી, પણ ઇ સ પૂર્વે ત્રીજા શતકમા

પણ એ ભાષા અસ્તિત્વ ધરાવતી હતી એ વિષે કંઈ પણ શકાને માટે અવકાશ રહેતો નથી, કારણ કે અશોકના વખતના શિલા તથા સ્તભ ઉપરના અનેક લેખોમાથી એ વાતના પુરાવાઓ મળી આવ્યા છે એ ભાષા ઇ સ પૂર્વે ત્રીજા શતકમા લંકામા દાખલ થઈ હતી, અને હાલ એ ટાપુમા જે ભાષા બેલાય છે તે સિંઘાલીઝ ભાષા એના ઉપરથીજ ઘડાઈ છે બૌદ્ધ ધર્મની અસરને લીધેજ, અશોકના સમયથી માડીને અનેક સૈકાઓ સુધી સરકારી આજ્ઞાપત્રિકાઓ અને દસ્તાવેજો, જે શિલા તથા સ્તભ ઉપરના લેખોમા સચવાઈ રહ્યા છે, તે મધ્ય હિન્દુસ્તાનની ( પ્રાકૃત ) ભાષામાજ લખાયા હતા એ પ્રાકૃત લેખોમા સસ્કૃત શ્લોકો પણ દાખલ કરવામા આવ્યા છે તે પરથી જણાય છે કે એ સમયમા સસ્કૃત ભાષા નષ્ટ થઈ ન્હોતી, પણ સાહિત્યમા એનો ઉપયોગ ચાલુ ને ચાલુ રહ્યો હતો, તોપણ એ સૈકાઓમા ન્યાયાસન આગળ સસ્કૃત ભાષા વાપરવામા ન્હોતી આવતી ખરેખર બૌદ્ધ અને જૈન એ બેઉ ધર્મના પ્રાચીન ગ્રન્થોમા સસ્કૃતની કેવળ ઉપેક્ષાજ કરવામા આવી છે અને સઘળા કામમા એકલી પ્રાકૃત ભાષાઓનોજ ઉપયોગ કરવામા આવ્યો છે

પણ આગળ જતા બૌદ્ધો અને જૈનો બેઉએ સસ્કૃતનુ જ્ઞાન મેળવવાના પ્રયત્ન કરવા માડયા અને પરિણામે જે ભાષા ઉત્પન્ન થઈ તે મ્હોટે ભાગે પ્રાકૃતના જેવીજ હતી, પણ સસ્કૃત પ્રત્યયો લગાડીને અને બીજા કેટલાક ફેરફારો કરીને તેને પ્રાચીન ભાષાના જેવુ રૂપ આપવામા આવ્યુ હતું એટને આ કૃત્રિમ ભાષાને સસ્કૃત અને પાલી એ બેને જોડનારી સાકળ તરીકે ગણવી એ તદ્દન ભૂલભરેલુ છે ભાષાનો આ વિશિષ્ટ પ્રકાર ઉત્તરમા વસનારા બૌદ્ધ લોકોના ધર્મગ્રન્થોમા, ખાસ કરીને **ललितविस्तर** એ નામના બુદ્ધના જીવનચરિત્રમા **गाथा** એ નામની જે કવિતાઓ આવે છે તેમા વિશેષ સ્ફુટ રીતે જણાઈ આવે છે આ કારણથી એ ભાષા તે પ્રથમ ગાથાની ભાષા કહેવાતી પણ બૌદ્ધ ધર્મના જે ગદ્યમા લખાયલા ગ્રન્થો છે તે પણ આ મિશ્ર ભાષામા લખાયલા છે એટલે એ ભાષાને ગાથાની ભાષા એવુ નામ આપવુ એ યોગ્ય નથી

બ્રાહ્મણ ધર્મથી ભિન્ન એવા એ બે ધર્મોની પ્રાકૃત ભાષાઓ ઉપર સંસ્કૃત ભાષાએ ધીરે ધીરે કેવુ દબાણ કર્યું તે જાણવાને માટે શિલા તથા સ્તભ ઉપર કોતરેલા લેખો ઘણા અગત્યના છે ઉદાહરણ

તરીકે મથુરામા જૈન ધર્મના જે કોતરેલા લેખો છે તેમાં ઇસ્વીસનના પ્હેલા સૈકા સુધી લગભગ તદ્દન શુદ્ધ પ્રાકૃત ભાષાજ વપરાયલી દીઠામા આવે છે. એ વખત પછી સંસ્કૃત પ્રયોગો વધારે ને વધારે થતા જાય છે, અને આખરે શુદ્ધ સસ્કૃતજ લખાવા મડાય છે એવીજ રીતે બૌદ્ધ ધર્મના શિલાલેખોમા કેવળ પ્રાકૃતને બદલે પ્રથમ મિશ્ર ભાષા વપરાય છે અને પછી સસ્કૃત ભાષા વપરાય છે ઉદાહરણ તરીકે, પશ્ચિમ હિન્દુસ્તાનમા નાસિકના જે શિલાલેખો છે તેમા ઇસ્વીસનના ત્રીજા સૈકા સુધી મિશ્ર ભાષા વપરાયલી જણાય છે અને સસ્કૃત ભાષાનો ઉપયોગ પ્રથમ ઇસ્વીસનના બીજા સૈકામા થવા માડયો એવુ માલમ પડે છે છઠ્ઠા સૈકા પછી, જૈન સિવાય બીજા લોકોના શિલાલેખોમા સંસ્કૃત ભાષાજ વપરાઈ છે, જોકે તેમા પ્રાકૃત પ્રયોગો પણ ઘણી વાર દીઠામા આવે છે બૌદ્ધ ધર્મના સાહિત્યમા પણ મિશ્ર ભાષાને બદલે ધીરે ધીરે સંસ્કૃતને સ્થાન મળતુ ગયુ આ કારણથી ઉત્તર તરફના જે બૌદ્ધ ગ્રન્થો છે તે ઘણાખરા સસ્કૃતમા લખાયલા છે, પણ એ ગ્રન્થોમા જે પ્રયોગો આવે છે તે બ્રાહ્મણોના ધર્મગ્રન્થોમા તેમજ ત્યાર પછીના સસ્કૃત સાહિત્યમા થતા પ્રયોગોથી ઘણા જુદા પડે છે, કારણ કે તેમા પ્રાકૃત શબ્દો ઘણા આવે છે હ્યૂન સંગ નામના ચીના યાત્રાળુએ સ્પષ્ટ જણાવ્યુ છે કે સાતમા સૈકામા ધર્મ વિષે મોઢાની ચર્ચા કરતી વખતે પણ બૌદ્ધધર્મીઓ સંસ્કૃત ભાષા વાપરતા છેવટે જૈનો પણ એવુ કરતા, જોકે તેઓએ કદી પણ પ્રાકૃત છોડી દીધુ ન્હોતુ એ પ્રમાણે મુસલમાનોના વિજય સુધીમા એકલી સસ્કૃત ભાષાજ આખા હિન્દુસ્તાનમા લખાતી થઈ ગઈ હતી પણ એવી રીતે સસ્કૃતનુ પ્રાચીન ગૌરવ જોકે પુનઃસ્થાપિત થયુ હતું, તોપણ એ બાબતોમા એના ઉપર પ્રાકૃત ભાષાઓની હમેશની અસર થઈ હતી, એના શબ્દકોષમા ઘણા નવા શબ્દોનો ઉમેરો થયો હતો, અને પાણિનિના દિવસો પછી જે આરોહ અવરોહના ધોરણની સ્વરોની યોજના (musical accent) ચાલી આવતી હતી તેને બદલે હવે ઉચ્ચારભારને ધોરણે સ્વરોની યોજના થઈ હતી

પ્રાકૃતના છેક પ્રાચીન સમયમા, એટલે પાલી ભાષામા કોતરાયલા અશોકના શિલાલેખ તથા પ્રાચીન બૌદ્ધ તથા જૈન સાહિત્યના સમયમા, પૂર્વની અને પશ્ચિમની એવી બે મુખ્ય ભાષાઓ જુદી પડી આવે છે ઇસ્વીસનની શરૂઆતથી તે આશરે ઇ સ ૧૦૦૦ સુધીના

માધ્યમિક સમયના પ્રાકૃતના ચાર મુખ્ય વિભાગ પાડી શકાય છે પશ્ચિમમા, **અપભ્રશ** ભાષા એ સિંધુ નદીની ખીણમા અને **શૌરસેની** એ દોઆબમા વપરાય છે, અને મથુરા એ **શૌરસેની** ભાષાનુ મુખ્ય સ્થાનક છે એના પેટાવિભાગ **ગૌર્જરી (ગુજરાતી) અવન્તી** (પશ્ચિમની **રાજપુતાની** ), અને **મહારાષ્ટ્રી** ( પૂર્વની **રાજપુતાની** ) એ પ્રમાણે છે પૂર્વનુ પ્રાકૃત હવે **માગધી** (એટલે મગધદેશ, જે હાલ બિહારના નામથી ઓળખાય છે તેની ભાષા) અને **અર્ધમાગધી** (જેનું મુખ્ય સ્થાન બનારસ છે તે, એવા એ સ્વરૂપમા દષ્ટિગોચર થાય છે સસ્કૃત નાટકોમા અભણ વર્ગના લોકો માધ્યમિક યુગની આ પ્રાકૃત ભાષાઓ વાપરે છે, તેને લીધે સસ્કૃત સાહિત્યના સમ્બન્ધમા એ ભાષાઓ ખાસ અગત્યની છે

આધુનિક હિન્દુસ્તાનની સઘળી આર્ય ભાષાઓની ઉત્પત્તિ એ પ્રાકૃત ભાષાઓમાથી થઈ છે **અપભ્રશમાથી સિંધી**, પશ્ચિમની **પજાબી**, અને **કાશ્મીરી** એ ભાષાઓ નીકળી છે, **શૌરસેની**માથી પૂર્વની **પજાબી** અને **હિંદી** (પ્રાચીન **અવન્તી** ), તેમજ **ગુજરાતી** એ ભાષાઓ નીકળી છે, અને એ પ્રકારની **માગધી**માથી એક પાસ **મરાઠી** અને બીજી પાસ બગાળાની જુદી જુદી ભાષાઓ નીકળી છે એ આધુનિક ભાષાઓ, આશરે ઇ સ ૧૦૦૦થી વિકાસ પામવા માડી, તેમા હવે શબ્દોને વિભક્તિ વગેરે લાગવાથી વિકાર થતા નથી, પણ અગ્રેજીની પેઠે તેમા ઉપસર્ગના પૃથક્ શબ્દોનો પ્રયોગ કરવામા આવે છે એ ભાષાઓ હવે યોગમય(inflexional) રહી નથી, પણ અગ્રેજીની પેઠે પૃથક્કરણગામી(analytical) થઈ છે એવી રીતે પ્રાચીન સસ્કૃતમાથી એ ભાષાઓનો જે વિકાસ થયો તે લૅટિનમાથી દક્ષિણ યુરોપની ભાષાઓનો વિકાસ થયો તેને મળતો આવે છે એ ભાષાઓનું જુદુ જુદુ સાહિત્ય પણ ખીલવવામા આવ્યુ છે, અને એ સાહિત્ય એકલા સસ્કૃતને આધારેજ ઘડાયુ છે દક્ષિણની અનાર્ય ભાષાઓ, તેલુગુ, કાનડી, મલાયલમ, અને તામિલ એ સર્વનો જેમા સમાવેશ થાય છે તે દ્રાવિડ ભાષાઓનો સમૂહ આર્ય ભાષાઓને લીધે કઈ બહિષ્કાર પામ્યો નથી, પણ તે ભાષાઓમા ઘણા સસ્કૃત શબ્દો દાખલ થઈ ગયા છે, અને તેના સાહિત્ય ઉપર સસ્કૃત સાહિત્યના ગ્રન્થોની મજબૂત અસર થઈ છે.

[**આર્યોનું મૂળ નિવાસસ્થાન કયું હતું?**–લૅસન, બેન્ફી, મૅક્સ મ્યૂલર વગેરે પાશ્ચાત્ય વિદ્વાનોનુ માનવુ એવુ છે કે હિન્દુસ્તાન, ઇરાન,

તેમજ **ગ્રીસ, રોમ** વગેરે પશ્ચિમની પ્રજાઓનુ મૂળ નિવાસસ્થાન એકજ હતુ **સસ્કૃત** ભાષા અને **ઝેંદ, ગ્રીક, લૅટિન** વગેરે ભાષાઓ કેટલીક બાબતોમા ઘણુ સરખાપણુ ધરાવે છે તે ઉપરથી એ વિદ્વાનો એવા અનુમાન ઉપર આવ્યા છે કે પાછળથી છૂટી પડીને દુનિયાના જુદા જુદા ભાગમા જઈ વસેલી એ પ્રજાઓ અસલ એકજ પ્રજા તરીકે સાથે રહેતી હતી અને એકજ ભાષા બોલતી હતી આ સમયને તેઓ **ઇંડો-યુરોપીયન** સમય તરીકે ઓળખાવે છે **સંસ્કૃત** અને **ઝેંદ** ભાષાઓમા કેટલુક વધારે સરખાપણુ જોવામા આવે છે અને હિન્દુસ્તાન તથા ઇરાનની પ્રાચીનમા પ્રાચીન ધર્મભાવનાઓ તથા દતકથાઓ પણ ઘણે અશે એક બીજાને મળતી આવે છે તે ઉપરથી વિશેષ અનુમાન એવુ કાઢવામા આવે છે ક સ્થળભેદને લીધે મળ **આર્ય** પ્રજાના જુદા જુદા વિભાગ પડવા માડયા અને કોઈ **ગ્રીસ**મા જઈ વસ્યુ, કોઈ **રોમ**મા જઈ વસ્યુ, એવી રીતની વ્હેંચણી થઈ ગઈ ત્યાર પછી પણ લાબો વખત સુધી પાછળથી **હિન્દુસ્તાન** તથા **ઇરાન**મા જઈ વસેલા **આર્ય** લોકોની એકતા જળવાઈ રહી હતી અને તેઓ એકજ દેશમા રહેતા હતા, એકજ ભાષા બોલતા હતા, અને એકજ ધર્મ પાળતા હતા આ સમયને ઇંડો-**ઇરાનિયન** સમય એવુ નામ આપવામા આવે છે તે ઇંડો-ઇરાનિયન પ્રજાના બે વિભાગ પડી ગયા અને હિન્દુસ્તાન તરફ વળેના **આર્ય** લોકો **પંજાબ**મા થઈને આગળ વધવા લાગ્યા અને હિન્દુસ્તાનના મૂળ વતની ઓને હરાવીને પોતાનુ સામ્રાજ્ય સ્થાપવા લાગ્યા તે સમય **ઇંડો-આર્યન** એ નામથી ઓળખાય છે અસલની આર્ય પ્રજાનુ મૂળ નિવાસ સ્થાન એકજ હતુ એ વિષે પશ્ચિમના વિદ્વાનોમા કઈ પણ મતભેદ હવે રહ્યો હોય એમ જણાતુ નથી, પણ એ નિવાસસ્થાન કયુ તે વિષે તેઓ હજી ચોક્કસ નિર્ણય ઉપર આવી શક્યા નથી કેટલાક તો એટલે સુધી કહે છે કે એ પ્રજાનો મૂળ નિવાસ યુરોપમા હતો, પણ એ અભિપ્રાયને માટે કઈ પણ સગીન આધાર જણાતો નથી **મધ્ય એશિયા** એજ અસલની **આર્ય** પ્રજાનુ નિવાસસ્થાન હતુ એ મત પાશ્ચાત્ય વિદ્વાનોમા વધારે સ્વીકારાયલો જણાય છે, પણ હિન્દુસ્તાનના ઘણા વિદ્વાનોનુ માનવુ એવુ છે કે **આર્ય** પ્રજા કોઈ પારકા મુલકમાથી આવીને **હિન્દુસ્તાન**મા વસી એ વિચાર તદ્દન ભૂલભરેલો છે **આર્ય** પ્રજાનુ મૂળ નિવાસસ્થાન **હિન્દુસ્તાન**માજ હતુ એમ તેઓ કહે છે. આ વિચારના સમર્થનમા તેઓની

• મ્હોટામા મ્હોટી દલીલ એ છે કે આખી ઋગ્વેદસહિતામા આર્ય લોકો પરદેશી વિજેતાઓ હતા એવી મતલબનો ઉલ્લેખ કોઈ પણ સ્થળે જોવામા આવતો નથી આર્ય લોકોનુ મૂળ નિવાસસ્થાન કયુ હતું એ પ્રશ્નની સવિસ્તર ચર્ચા કરનારુ સૌથી છેલ્લુ પુસ્તક બાળ ગંગાધર તિલકનુ છે તેમા એ વિદ્વાને એવો અભિપ્રાય દર્શાવ્યો છે કે આર્ય લોકો સૌથી પ્હેલા છેક ઉત્તર ધ્રુવ તરફ રહેતા હતા આ મતના સમર્થનમા એ વિદ્વાને વેદમાથી અનેક ઉતારાઓ આપ્યા છે, પણ એ વિદ્વાનનો અભિપ્રાય હજી સર્વમાન્ય થયો નથી અને થાય એવો સભવ પણ જણાતો નથી ]

[**વેદનાં સૂક્તો ક્યારે રચાયાં?**—મિ ફ્રેઝર કહે છે કે "વેદના સૂક્તો ક્યારે રચાયા તેની નિષ્પક્ષપાતપણે તપાસ કરતા એ સમય ઐતિહાસિક સમયની પાસે આવવાને બદલે વધારે ને વધારે દૂર જતો માલમ પડે છે " અગાઉ ઘણા વખત સુધી એવુ માનવામા આવતુ હતું કે વેદના સૂક્તો રચાયાનો પ્રાચીનમા પ્રાચીન સમય ઇ સ પૂર્વે ૧૨૦૦થી તે ૧૫૦૦ સુધીનો ગણી શકાય વેદના સૂક્તો **રચાયાનો** સમય અને વેદના સૂક્તો સહિતાના રૂપમા **ગોઠવાયાનો** સમય એ બે જુદા હોવા જોઈએ એ વાત આ મત ધરાવનારાઓના લક્ષમા રહી હોય એમ જણાતું નથી ઇ સ પૂર્વે ૧૪મા શતકમા વેદના સૂક્તોની સહિતા રૂપે વ્યવસ્થા થઈ એવુ ડૉ કોલબ્રુકનુ માનવુ છે એ મત પ્રમાણે વેદના સાહિત્યનો આરભકાળ ઇ સ પૂર્વે ૨૦૦૦થી તે ૧૪૦૦ વર્ષ સુધીમા હોવો જોઈએ એવુ ફલિત થાય છે મિ રોમેશચંદ્ર દત્તનો અભિપ્રાય પણ એવોજ છે પ્રો મૅક્સ મ્યૂલર પોતાના કેટલાક પાછલા ગ્રન્થોમા વેદના સૂક્તો રચાયાનો સમય ઇ સ પૂર્વે ૧૫૦૦ વર્ષનો સ્વીકારે છે અને ઇ સ પૂર્વે ૧૫૦૦થી તે ૧૦૦૦ સુધીમા વેદની રચના તથા સહિતા રૂપે વેદના સૂક્તોની વ્યવસ્થા થઈ ચૂકેલી એવુ જણાવે છે. બીજે એક સ્થળે એજ લેખક જણાવે છે કે " ચાર હજાર વર્ષ ઉપર, અથવા તેથી પણ પ્હેલા, પજાબની નદીઓની દક્ષિણ તરફ જનારા આર્ય લોકો એને (સૂર્યને) " દ્યૌષ્પિતા " અથવા સ્વર્ગના પિતા કહીને બોલાવતા હતા " આર્ય લોકો સિંધુથી ગંડક સુધીના વિશાળ પ્રદેશમા આવી વસ્યા, એ પ્રદેશને સુધરેલી સ્થિતિમા આણ્યો, અને તેમા બ્રાહ્મણ ધર્મનો પ્રચાર કર્યો, એ સર્વને માટે આશરે ૧૦૦૦ વર્ષ ગયા હોવા જોઇએ એવો પ્રો વેબરનો મત છે. પણ હિન્દુઓ ગંડક ઉપર આવી વસ્યા તેને માટે એ

વિદ્વાને ઇ સ પૂર્વે ફક્ત ૫૦૦ વર્ષ જણાવ્યા છે એ તો દેખીતુ ભૂલ-ભરેલુ છે પ્રો વ્હિટની ઋગ્વેદના સૂક્તોને માટે ઇ સ પૂર્વે ૨૦૦૦થી તે ૧૫૦૦ સુધીનો સમય જણાવે છે, અને ડૉ માર્ટિન હૉગ ઋગ્વેદના ઘણાખરા સૂક્તોને માટે ઇ સ પૂર્વે ૨૦૦૦ થી તે ૧૪૦૦ સુધીનો સમય જણાવે છે, પણ જે સૂક્તો સૌથી વિશેષ પ્રાચીન છે તે વધારે પ્રાચીન સમયમા–ઇ સ પૂર્વે ૨૪૦૦ સુધીમા–રચાયા હોવા જોઇએ એવુ એ માને છે અડધી ગદ્યમા અને અડધી પદ્યમા રચાયલી 'નિવિદ્ ની રચનાઓ, જેમા આવાહન કરાયલા દેવતાના મુખ્ય નામો, વિશેષણો, અને મુખ્ય કર્મો ગણાવવામા આવ્યા હોય છે, તે ઇ સ પૂર્વે ૬૦૦૦ થી તે ૪૦૦૦ સુધીમા રચાઈ હોવી જોઈએ અને ઋગ્વેદના બીજા ઘણા સૂક્તો ઇ સ પૂર્વે ૪૦૦૦ થી તે ૨૫૦૦ સુધીમા લખાયલા હોવા જોઈએ એવો બાળ ગંગાધર તિલકનો મત છે મિ ફ્રેઝર કહે છે કે "ખગોળ-શાસ્ત્રના પ્રમાણને આધારે વેદના સુધારાનો સમય છેક ઇ સ પૂર્વે ૪૫૦૦ વર્ષ જેટલો પાછળ લઈ જવામા આવ્યો છે અને સૂક્તોને માટે ઇ સ પૂર્વે ૨૫૦૦ વર્ષ જણાવવામા આવ્યા છે એ (પ્રો જેકોબીનો) મત કદાચ ગ્રાહ્ય ન થાય તોપણ એટલુ તો વધારે ને વધારે સ્પષ્ટ માલમ પડતુ જાય છે કે વેદના સમગ્ર સાહિત્યનો સમય અત્યાર સુધી ગણાતો હતો તેના કરતા ઘણો વિશેષ પ્રાચીન હતો એમ સ્વીકાર્યા વગર હવે ચાલે એમ નથી " ]



# પ્રકરણ ૨ જું



## વેદના સમયનું સાહિત્ય.

આજથી ત્રણ હજાર કરતા પણ વધારે વર્ષ પ્હેલા, હિન્દુસ્તાનના સાહિત્યની શરૂઆતમાજ, ભાવપ્રધાન કવિતાઓનો એક મ્હોટો સમૂહ આપણી દૃષ્ટિએ પડે છે તે જોકે ઇંડો-યુરોપીયન પ્રજાની બીજી કોઈ પણ શાખાના સાહિત્યગ્રન્થો કરતા વધારે જૂનો છે તોપણ તે અત્યારથીજ વિચારની શિષ્ટતા તથા સુન્દરતાથી અંકિત થયલો છે અને તેમા ભાષા તથા છન્દના પ્રયોગોનુ ઘણું કૌશલ દીઠામા આવે છે આ સમયથી એક હજાર કરતા પણ વધારે વર્ષ સુધીના હિન્દુસ્તાનના સાહિત્ય ઉપર કેવળ ધાર્મિકતાનીજ છાપ પડેલી છે, સૌથી મોડા લખાયલા એવા જે વૈદિક સમયના ગ્રન્થો છે તે ધર્મની સાથે પ્રત્યક્ષ સમ્બન્ધ ધરાવનારા નથી, છતા તે પણ ધાર્મિક હેતુઓની સિદ્ધિને અર્થેજ લખાયલા છે ખરેખર, વૈદિક એ શબ્દમા અર્થેજ એવી રીતનો ગ્હેલો છે, કારણ કે **वेद** એ શબ્દ **विद्** એટલે "જાણવુ" તે ઉપરથી નીકળ્યો છે, એ શબ્દનો પ્રથમ અર્થ "જ્ઞાન" એવો થાય છે, અને "પવિત્ર વિદ્યા" એ સાહિત્યનો વિભાગ એ શબ્દ વડે સૂચવાય છે આ સાધારણ અર્થ સિવાય "પવિત્ર ગ્રન્થ" એ સંકુચિત અર્થમા પણ એ શબ્દ વપરાય છે

વૈદિક સમયના સાહિત્યમા સુરેખ મર્યાદાવાળા ત્રણ થરો આપણી દૃષ્ટિએ પડે છે પ્હેલો થર તે ચાર વેદોનો છે જે સમયમા સર્ગશક્તિ અને કવિત્વશક્તિ વધારે ખીલેલા હતા તે સમયમા એ વેદો રચાયલા છે મુખ્યત્વ કરીને સોમરસ કાઢતી વખતે અથવા દેવતાઓને સોમરસનો અથવા ઘી (**घृत**)નો હવિ આપતી વખતે જે સ્તુતિઓ તથા પ્રાર્થનાઓ કરવાની તે એ વેદોમા અપાયલી છે એ ચાર વેદો તે જુદા જુદા વિધિઓને માટે રચાયલી સ્તુતિઓ તથા પ્રાર્થનાઓના "સગ્રહ" છે એ "સગ્રહ"ને **संहिता** એવુ નામ આપવામા આવ્યુ છે એ "સગ્રહ" જુદા જુદા સમયમા થયલા છે અને તેનુ મહત્ત્વ પણ જુદુ જુદુ છે એ ચારેમાથી સૌથી વધારે અગત્યનો અને સૌથી વધારે પ્રાચીન તે **ऋग्वेद** અથવા 'ઋચાઓનો વેદ' છે જુદા જુદા દેવતાઓની સ્તુતિના ભાવાત્મક કાવ્યોજ એ વેદમા આપવામા આવેલા છે, એ કારણથી એ

ગ્રન્થને સ્તુતિઓ અથવા પ્રાર્થનાઓનો ગ્રન્થ કહી શકાય. **सामवेद**નુ ખરૂ જોતા કંઈ પણ નિરપેક્ષ ગૌરવ છે નહીં, કારણ કે (માત્ર ૭૫ સિવાય) એના સઘળા મત્રો **ऋग्वेद**માથી લીધેલા છે અને સોમયાગમા કયા મત્રનો કયે સ્થાને પ્રયોગ થાય છે એ દૃષ્ટિબિંદુથીજ એ મત્રોને અમુક ક્રમમા ગોઠવવામા આવેલા છે અમુક નક્કી કરાયલા રાગ પ્રમાણે ગવાય એ હેતુથી એ ગ્રન્થ રચાયલો છે તેથી એને ગાયન(**साम**)નો ગ્રન્થ કહી શકાય **यजुर्वेद** એક અગત્યની બાબતમા **सामवेद**થી જુદો પડી આવે છે ઘણીખરી **ऋग्वेद**માની ઋચાઓ એમા આપવામા આવી છે, તે સિવાય ગદ્યમા રચાયલા નવા મત્રો પણ અદર આપવામા આવ્યા છે પણ એમા અને **सामवेद**મા સરખાપણુ એટલુ છે કે જુદા જુદા યજ્ઞમા મત્રોનો જે ક્રમ પ્રમાણે ઉપયોગ થતો તે ક્રમ પ્રમાણે એ મત્રોને ગોઠવવામા આવ્યા છે આ કારણથી એ ગ્રન્થ તે યજ્ઞની પ્રાર્થનાઓ (**यजुस**)નો ગ્રન્થ કહેવાય છે આ વેદનુ વસ્તુ બે સ્વરૂપમા આપણી પાસે ઉતરી આવેલુ છે એકમા, યજ્ઞના મત્રોજ આપવામા આવ્યા છે, બીજામા, એ મત્રોની સાથે તેની સમજુતી પણ અમુક અશે ભેળવવામા આવી છે પ્રથમ આ ત્રણ વેદોજ ધર્મના પવિત્ર ગ્રન્થો ગણાતા હતા, અને વૈદિક સાહિત્યના દ્વિતીય યુગમા એ ત્રણેના સમુદાયને માટે "**त्रयी विद्या**" એવુ નામ વાપરવામા આવ્યુ હતુ

ચોથો સગ્રહ-**अथर्ववेद**-તેનુ ગૌરવ સ્થાપિત થતા ઘણો વિલબ થયો એની ભાષા ઉપરથી અને એના વિષયનો જે વિભાગ **ऋग्वेद**ને મળતો આવે છે તે ઉપરથી એમ લાગે છે કે **अथर्ववेद** એ **ऋग्वेद**ના કરતા મોડો અસ્તિત્વમા આવ્યો હોવો જોઈએ એના બાહ્ય સ્વરૂપ તરફ જોતા એ **ऋग्वेद**ને મળતો આવતો હોય એમ લાગે છે એમા મ્હોટે ભાગે છન્દમા રચાયલા મત્રો છે, અને એમાના ઘણા મત્રો **ऋग्वेद**ના વધારે પ્રાચીન સગ્રહના છેલ્લા મડળમાથી લેવાયલા છે પણ એની અદરના ખરા તત્ત્વ તરફ દૃષ્ટિ કરતા જણાય છે કે એ વેદ **ऋग्वेद** કરતા તદ્દન જુદીજ જાતનો છે, એટલુજ નહીં પણ વિચારની ઘણી પ્રાથમિક સ્થિતિનુ ચિત્ર એમા આલેખાયુ છે બીજાઓની સરખામણીમા વધારે આગળ વધેલા અને વધારે ઉંચા સસ્કાર પામેલા વિપ્રવર્ગની બુદ્ધિમા જે ઉચ્ચતર દેવોની કલ્પનાનો ઉદ્દ્ભવ થયલો તેના વિષેજ મ્હોટે ભાગે **ऋग्वेद**મા લખવામા આવ્યુ છે, ત્યારે **अथर्ववेद** તે પ્રધાનપણે

ભૂતપિશાચની આસુરી સૃષ્ટિને લગતા મોહનમંત્ર આદિથી ભરેલો ગ્રન્થ છે, અને પ્રજાના ઉતરતા વર્ગમા ફેલાયલા અને અનાદિ કાળથી ચાલતા આવેલા જંતરમંતરના વિચારો એ ગ્રન્થમા ઉભરાય છે આ બે, **ऋग्वेद** અને **अथर्ववेद**, આ પ્રમાણે એકબીજાની ખોટ પૂરનારા ગ્રન્થો છે, તેથી ચારે વેદમા એ બેની અગત્યતા સૌથી વધારે હોય એ ખુલ્લુજ છે પ્રાચીન સમયના બીજા કોઈ પણ સાહિત્યગ્રન્થો કરતાં વધારે પ્રાથમિક સ્થિતિના ધાર્મિક વિચારોનુ સ્વરૂપ એ બે ગ્રન્થોમાથી મળી આવતું હોવાથી, ધાર્મિક વિચારોનો વિકાસ કેવી રીતે થતો ગયો એ વિષેનો અભ્યાસ કરનારાઓને એ બે ગ્રન્થો ઘણાજ કીમતી લાગ્યા વિના રહે નહીં એ સ્વાભાવિકજ છે

જે સમયમા વેદો રચાયા તે સર્ગશક્તિનો કાળ આખરે પૂરો થયો ત્યાર પછી જે સમય આવ્યો તેમા 'દેવતાઓને માટે નવી નવી પ્રાર્થનાઓ રચવાની હવે કંઈ જરૂર રહી નથી' એવુ સ્વીકારાયુ પણ પૂર્વ કાળમા થઈ ગયલા પવિત્ર ઋષિઓની રચેલી પ્રાર્થનાઓ બોલી જવી એ કામ વધારે પુણ્યવતું ગણાવા લાગ્યુ અને વિપ્રોના જુદા જુદા કુટુમ્બોમા પિતા તરફથી પુત્રને એવી રીતે મુખપરંપરાથી વેદોનુ જ્ઞાન અપાવા મંડાયુ આને પરિણામે, ઉપર જણાવવામા આવ્યા છે તે વેદના "મંડળો"મા પ્રાચીન મંત્રોને ક્રમવાર ગોઠવવામા આવ્યા અને એવી રીતે એની પવિત્રતા દિનપ્રતિદિન વધતી ગઈ કવિતા રચવાનુ કામ હવે પૂરૂ થયુ હતુ એટલે વિપ્ર લોકોએ કવિતા રચવાને બદલે યાગવિધિને વધારે વિસ્તૃત કરવામા પોતાની સર્ગશક્તિનો ઉપયોગ કરવા માંડયો આને પરિણામે, જગતમા બીજે કોઈ પણ સ્થળે ન જણાયલી એવી અટપટી અને સૂક્ષ્મ વિગતોથી ભરેલી કર્મકાંડની યોજના ઘડવામા આવી હવે વેદના પ્રાચીન સૂક્તો અને મંત્રોનુ ગૌરવ મુખ્યત્વે કરીને એ રહ્યુ કે યજ્ઞના અસંખ્ય અટપટા વિધિઓમા એનો ઉપયોગ થતો આ પવિત્ર મંત્રો અને વિધિઓના સંયોગને પરિણામે વિપ્રવર્ગમા સિદ્ધાન્તોની એક નવી યોજના નીકળી આવી, અને આખરે **ब्राह्मण**, એટલે **ब्रह्म** અથવા પ્રાર્થનાને લગતા ગ્રન્થો, એ નામના જુદાજ ધર્મગ્રન્થોના સ્વરૂપમા એ યોજના ચોક્કસ રીતે પ્રતિષ્ઠિત થઈ એ તો ખુલ્લુજ છે કે એ **ब्राह्मण** ગ્રન્થો જે વખતે લખાયા તે વખતે વેદના મંત્રોની પુરાતનતા અને પવિત્રતા પૂરેપૂરી સ્વીકારાઈ હતી અને ભાષામા જે ફેરફાર થઈ ગયો હતો તેને

લીધે એ વેદને સાચવી રાખનારા ઋષિમુનિઓ હવે વેદનો અર્થ પરેપૂરે સમજતા ન્હોતા એ **બ્રાહ્મણ** ગ્રન્થો એકલા ગદ્યમાજ લખાયલા છે, અને વેદની પેઠે એ ગ્રન્થોમા કોઈ કોઈ સ્થળે સ્વર પણ આપવામા આવ્યા છે આ પ્રમાણે ઇંડો-યુરોપીયન પ્રજાના ગદ્ય લખાણના પ્રાચીનમા પ્રાચીન નમૂના તરીકે એ ગ્રન્થો ખાસ લક્ષ ખેંચે એવા છે એ ગ્રન્થોની શૈલી આડંબરવાળી, અવ્યવસ્થિત, અને છિન્નભિન્ન જણાય છે એ ખરૂ, તોપણ સાહિત્યના એ યુગમા વધારે ને વધારે મગળતા તરફ પ્રયાણ થતુ જતુ સ્પષ્ટ આપણા જોવામા આવ્યા વગર રહેતુ નથી

વેદના મન્ત્રો અને યાગનો વિધિ એ બેઉનો પરસ્પરનો સમ્બન્ધ કેવી રીતનો છે અને એકબીજાની અપેક્ષાએ એ બેઉનો ગૂઢ અર્થ શો છે તે સમજાવવુ એ બ્રાહ્મણોનો મુખ્ય ઉદ્દેશ છે એમા પ્રસગવશાત્ જે દંતકથાઓ અને ધ્યાન ખેંચે એવા વિચારો આવે છે તે જો બાદ કરીએ તો એ ગ્રન્થો સાહિત્યની રચના તરીકે કઈ પણ રમણીય લાગે એવા છે એમ આપણાથી કહી શકાશે નહીં એ ગ્રન્થોમા વિધિની જે સમજુતી આપવામા આવી હોય છે તેની પુષ્ટિને માટે વ્યાખ્યા સમ્બન્ધી, ભાષા સમ્બન્ધી, અને ઉત્પત્તિ સમ્બન્ધી કેટલાક વચનો પણ સાથે સાથે સાંકળી દેવામા આવ્યા હોય છે, અને જગતની સૃષ્ટિ વિષેના તથા એ સૃષ્ટિના રચનાર વિષેના પ્રકટ કરાયલા વિચારોના સમર્થનમા દંતકથાઓ અને ફિલસુફીની ચર્ચાઓ પણ આપવામા આવી હોય છે વિપ્રોની સ્વચ્છંદ કલ્પનાઓથી ભરેલા અને જુદી જુદી વસ્તુઓમા તુરંગીપણે, રે। બેનકુકી ભરેલી રીતે બીજે કોઈ પણ સ્થળે નજર પડતા આવે એવુ એકતાનુ આરોપણ કરનારા ઉપલકિયા અને આડંબરવાળા વિવેચનોનો સગ્રહ એ ગ્રન્થોમા થયલો છે તોપણ ધર્મવિધિને લગતા કોઈ પણ ભાષાના સાહિત્ય કરતા એ ગ્રન્થો વિશેષ પ્રાચીન હોવાથી જુદા જુદા ધર્મોના ઇતિહાસનો અભ્યાસ કરનારા વિદ્યાર્થીને એ ગ્રન્થો સાધારણ રીતે ઘણો આનન્દ આપે એવા છે, અને ખાસ કરીને હિન્દુસ્તાનની પ્રાચીન સ્થિતિનુ જ્ઞાન મેળવવા ઇચ્છનારને તો એ ગ્રન્થો ઘણી ઉપયોગી માહિતી પૂરી પાડે છે

ઉપર જે કહેવામા આવ્યુ છે તે પરથી એવુ ફલિત થાય છે કે વૈદિક સાહિત્યના એ વિશેષ પ્રાચીન સ્વરૂપોની વચ્ચે સ્પષ્ટ સમજી શકાય એવા કેટલાક મહત્ત્વના ભેદો છે વેદોનુ બાહ્ય સ્વરૂપ તેમજ તેની અંદરનો

વિષય બેઉ કવિત્વવાળા છે, **બ્રાહ્મણો** ગદ્યમા લખાયલા છે અને તેની અંદરનો વિષય પણ કવિત્વશૂન્ય છે વેદોના વિચારો એકંદરે સ્વાભાવિક અને મૂર્ત છે, **બ્રાહ્મણો**ના વિચારો કૃત્રિમ અને અમૂર્ત છે વેદોનુ મુખ્ય ગૌરવ તેની દંતકથામા રહેલુ છે, **બ્રાહ્મણો**નુ મુખ્ય ગૌરવ તેના કર્મકાંડમા રહેલુ છે

જુદા જુદા વેદોની સાથે સંકળાયલા જે જુદા જુદા **બ્રાહ્મણો** છે તેનો વિષય દરેક વેદની સાથે સમ્બન્ધ ધરાવનારા જુદી જુદી જાતના વિપ્રની જુદી જુદી ફરજો પ્રમાણે જુદો જુદો છે **ઋગ્વેદ**ના **બ્રા**હ્મણો કર્મકાંડ સમજાવતી વખતે સાધારણ રીતે **હોતા**ના ધર્મ વિષેજ વિવેચન કરે છે, ઋચાઓમાથી વિધિને બરાબર લાગુ પડે એવા મંત્રો ચૂટી કાઢીને દરેક વિધિને લગતું **શસ્ત્ર** તૈયાર કરવુ એ કામ **હોતા**નુ હતુ **સામવેદ**ના **બ્રાહ્મણો** **ઉદ્ગાતા**ના ધર્મજ સમજાવે છે, **સામ**ના મંત્રો ગાવા એ કામ **ઉદ્ગાતા**નુ હતું **યજુર્વેદ** તે **અધ્વર્યુ**ના ધર્મ વિષેજ ચર્ચા ચલાવે છે, યજ્ઞમા જાતે હવિ આપવો એ **અધ્વર્યુ** નામના વિપ્રનુ કામ હતુ વળી, **ઋગ્વેદ**ના **બ્રાહ્મણો**મા વેદની અંદર મંત્રો કયા ક્રમ પ્રમાણે ગોઠવવામા આવ્યા છે તે તરફ કેવળ દુર્લક્ષ રાખીને થોડે કે ઘણે અંશે પણ વિધિના ક્રમનેજ અનુસરવામા આવ્યુ છે એથી ઉલટુ, **સામવેદ** અને **યજુર્વેદ**ના **બ્રાહ્મણો**મા પોતપોતાના વેદમા આપેલા ક્રમને વળગી રહેવામા આવ્યુ છે, કારણ કે એ વેદોજ વિધિના ક્રમ પ્રમાણે ગોઠવાયલા છે પણ **સામવેદ**ના **બ્રાહ્મણ** અને **યજુર્વેદ**ના **બ્રાહ્મણ** એ બેમા ફેર એટલો છે કે **સામવેદ**ના **બ્રાહ્મણ**મા છૂટક મંત્રોના અર્થ ક્વચિતજ સમજાવવામા આવ્યા છે, પણ **યજુર્વેદ**ના **બ્રાહ્મણ**મા મૂળ ગ્રન્થના સઘળાજ મંત્રો ઉપર ભાષ્ય આપવામા આવ્યુ છે

**બ્રાહ્મણો**નો સમય તે હિન્દુસ્તાનની પ્રજાના ઇતિહાસમા ઘણા અગત્યનો સમય છે, કારણ કે ચાતુર્વર્ણ્યની ચોક્કસ વ્યવસ્થા એ સમયમાજ થઈ, જેના ઉપર હાલની ન્યાતોનુ અત્યંત ગુંચવણભરેલુ જાળી-કામ કરવામા આવ્યુ છે તે ખોખુ એ સમયમાજ તૈયાર થયુ હતુ વેદના પ્રથમ યુગમા પણ વિપ્રોની પદવી ઘણી ઉંચી હતી તે વિપ્રોએ આ ચાતુર્વર્ણ્યની વ્યવસ્થા થયા પછી પોતાની સર્વોપરી સત્તા સ્થાપિત કીધી, અને તે વખતથી તે આજ દિન સુધી એ વિપ્રોએ એ સત્તા એવી ને એવી જાળવી રાખી છે. હિન્દુઓના જીવન ઉપર વિપ્રોની જેવી જબરી અસર

થઈ છે તેવી બીજા કોઈ પણ લોક ઉપર થઈ નથી. હજી પણ હિન્દુ-ઓમા વેદ ભણવાનો અધિકાર એકલા બ્રાહ્મણોજ ભોગવે છે બીજી પ્રાચીન પ્રજાઓમા મુખ્ય સત્તા રાજાઓ અને લડવૈયાઓના હાથમા ગઈ હતી, પણ હિન્દુસ્તાનમા પ્રાચીન વૈદિક સમયનો વાયવ્ય દિશા તરફનો વિજયનો ઉત્સાહ પૂરો થયો ત્યાર પછી નિવૃત્તિ અને આરામનો સમય આવ્યો તેને લીધે વિપ્રવર્ગની સત્તા નિર્વિઘ્ને વધી શકી એ વિપ્રવર્ગ વધારે સુશિક્ષિત હતો, સૌથી સમર્થ એવા યાગવિધિનુ રહસ્ય એ વિપ્રવર્ગનેજ પરિચિત હતુ, અને સમય તથા સ્થિતિમા પણ ફેરફાર થઈ ગયો હતો, એટલે એ વર્ગને શરીરબળ કરતા બુદ્ધિબળ ચઢિયાતું છે એમ સાબીત કરી આપવાનો સપૂર્ણ અવકાશ મળ્યો અને તેઓ પોતાની સત્તા વગર અડચણે વધારી શક્યા

વખત જતા **બ્રાહ્મણ** ગ્રન્થોનીજ પવિત્રતા સ્થાપિત થઈ, અને ત્યાર પછીના યુગમા **મંત્રો**ની સાથે **બ્રાહ્મણો**ની પણ **શ્રુતિ**મા ગણત્રી થવા માડી **શ્રુતિ** એટલે " સભળાવાનુ કામ, " પ્રાચીન સમયના પવિત્ર ઋષિ-ઓને જે સત્યોનુ પ્રત્યક્ષ શ્રવણ થયુ, અથવા જેને આપણે દર્શન થયુ એમ કહીએ તે એ **શ્રુતિ**ની અદર **બ્રાહ્મણ**ના છેવટના ગ્રન્થો, **आरण्यक**, તેનો પણ સમાવેશ થાય છે એ ગ્રન્થો ખાસ ઈશ્વરજ્ઞાનને લગતા છે, અને અરણ્યના એકાન્તમા અધ્યયન અથવા ઉપદેશને માટે એ ગ્રન્થો રચાયલા હોવાથી એને **आरण्यक** અથવા " અરણ્યના ગ્રન્થો, " એ નામ આપવામા આવ્યુ છે વળી એનો જે છેવટનો ભાગ તે **उपनिषद्** એ નામના ફિલસુફીના ગ્રન્થો છે **બ્રાહ્મણ** સાહિત્યના સમયમા છેલ્લામા છેલ્લા ગ્રન્થો તે **उपनिषद्**ના છે એ ગ્રન્થોમા જે વિશ્વદેવતાવાદ (Pantheism)નો પાયો છે તેના ઉપરજ આગળ જતા વેદાન્તની ફિલસુફી, જે હાલના હિન્દુ લોકોને હજી પણ ઘણી પ્રિય છે, તેની ઇમારત બધાઈ હતી.

જ્યા સશય પડે એવુ હોય ત્યા આગળ **શ્રુતિ**ના ગ્રન્થો **સ્મૃતિ**ના ગ્રન્થો કરતા વધારે પ્રમાણભૂત ગણાય છે **સ્મૃતિ**ના ગ્રન્થોમા પ્રાચીન ઋષિઓ તરફથી પરપરાએ ઉતરી આવેલુ જ્ઞાન સગ્રહવામા આવ્યુ છે એમ ગણાય છે એ ગ્રન્થો ધાર્મિક તથા લૌકિક વ્યવહારને લગતા છે એ ગ્રન્થો વધારે મોડા લખાયલા છે, તેથી એની પ્રતિષ્ઠા **શ્રુતિ**ના ગ્રન્થો કરતા ઉતરતી છે.

હવે આપણે વૈદિક સાહિત્યના ત્રીજા અને છેલ્લા સમય આગળ આવી પ્હોચ્યા છિયે એ સમય તે સૂત્રોનો સમય છે સૂત્રો એ એક પક્ષે વેદની ક્રિયાઓને લગતા અને દ્વિતીય પક્ષે રૂઢિથી સ્થાપિત થયલા કાયદાઓને લગતા સક્ષિપ્ત ગ્રન્થો છે આ પ્રકારના લખાણોનો આરભ એવી રીતે થયો કે બ્રાહ્મણ ગ્રન્થો વડે અને પરપરાથી ચાલતી આવેલી પ્રણાલિકા વડે સચવાઈ રહેલી ક્રિયાઓ અને રૂઢિઓનો વિસ્તાર એટલો બધો થઈ ગયો હતો કે એ સઘળી વિગતોને સુવ્યવસ્થિત ઘાટમા મૂકવાની અને સ્મરણશક્તિ, જે સઘળા પ્રકારના શિક્ષણ તથા ઉપદેશનુ સાધન હતું, તેના ઉપર હદ બહારનો બોજો ન આવી જાય તેવી રીતે એ સઘળી વિગતોને ટૂકાણમા રજુ કરવાની હવે જરૂર જણાઈ હતી એટલે એ છૂટી છૂટી વીખેરાયલી વસ્તુઓને એકઠી કરીને તેને જેમ બને તેમ સંક્ષેપમા મૂકવી એ સૂત્રોનો મુખ્ય ઉદ્દેશ હતો વિધિઓ અથવા રૂઢિઓના અર્થ સમજાવવા એ સૂત્રોનુ કામ નથી, પણ એ વિધિઓ અને રૂઢિઓનો સાદો અને સુવ્યવસ્થિત અહેવાલ આપવો એજ એ સૂત્રોનો હેતુ છે આ હેતુને સફળ કરવા માટે અત્યત સક્ષિપ્તતા એ ઘણી જરૂરની હતી, અને એ જરૂરિયાત હિન્દુસ્તાનમા જેવી ચોક્કસ રીતે પૂરી પાડવામા આવી તેવી રીતનો મુકાબલો ખચીત બીજે કોઈ પણ સ્થળેથી નહીં મળી શકે '**सूत्र**' એટલે 'દોરો' એ શબ્દ '**सिव्**' એટલે 'સીવવુ' તે ઉપરથી નીકળ્યો છે, અને આ પ્રકારના સાહિત્યનુ નામજ આપણને બતાવી આપે છે કે અત્યત સક્ષિપ્તતા એજ એ સાહિત્યનુ મુખ્ય લક્ષણ છે, અત્યત સક્ષિપ્તતા એજ એ સાહિત્યનો પ્રધાન ઉદ્દેશ છે જે ગદ્યમા આ ગ્રન્થો રચાયા છે તેની શૈલી એટલી તો સક્ષિપ્ત છે કે સૌથી ઓછા શબ્દોમા લખાયલો તારનો સદેશો હોય તે પણ ઘણી વાર એની સરખામણીમા વધારે લાબો લાગે કેટલાક સૂત્રોની પદ્ધતિ લગભગ રેખાગણિતના જેટલીજ સક્ષિપ્ત છે, અને લાબી ટીકાઓ વગર એનો અર્થ શો છે તે બીલકુલ સમજી શકાયજ નહીં એમ કહેવામા લેશ પણ અતિશયોક્તિ નથી સક્ષિપ્તતાની પાછળ કેટલા ભારે પ્રયત્ન કરવામા આવે છે તે સૂચવનારી એક કહેવત હજી પણ સંસ્કૃતમા જળવાઈ રહેલી છે એ કહેવત પ્રમાણે, વ્યાકરણશાસ્ત્રના સૂત્ર રચનારાઓ એક ટૂકા સ્વરનો બચાવ કરવામા પુત્રજન્મના જેટલો આનદ માને છે * આ કહેવતનો સપૂર્ણ

---

* **अर्धमात्रालाघवेन पुत्रोत्सव मन्यन्ते वैयाकरणा.** । **અડધી માત્રા બચાવી શકાય તેથી વૈયાકરણોને પુત્રજન્મના જેટલો આનન્દ થાય છે.**

અર્થ સમજવાને માટે યાદ રાખવુ જરૂરનુ છે કે બ્રાહ્મણની મરણક્રિયા કરવાને માટે જો પુત્ર ન હોય તો તેને સ્વર્ગ મળી શકેજ નહીં એવુ એ લોકોમા મનાય છે

સૂત્રોના જે જુદા જુદા ગ્રન્થો લખાયલા છે તે પ્રધાનપણે એકજ જાતના છે, તોપણ એ ગ્રન્થો સઘળા એકી વખતે નહીં રચાયા હોય પણ તેને માટે કેટલોક સમય ગયો હશે અને જે ગ્રન્થો વધારે મક્ષિપ્ત અને વધારે સચોટ છે તે વધારે મોડા લખાયા હશે એ અનુમાન ઘણું સ્વાભાવિક છે, કારણ કે સૂત્રની શૈલીનો જે ઉત્તરોત્તર વિકાસ થતો ગયો તેને પરિણામે તે વધારે ને વધારે મક્ષિપ્ત થતી ગઈ એ તો ખુલ્લુજ છે એ ખરૂ છે કે એ સૂત્રો જ્યારે રચાયા તે વિષે કઈ ચોક્કસ નિર્ણય હજી સુધી બીલકુલ થઈ શક્યો નથી, તોપણ પાણિનિ નામના વૈયાકરણનો સમય અને સૂત્રોનો સમય એ બેઉ એકબીજા સાથે નિકટ સમ્બન્ધ ધરાવતા હોવા જોઈએ, અને કેટલાક સૂત્રો તો પાણિનિના પ્હેલા લાબા વખત ઉપર લખાયલા હોવા જોઈએ એવુ દર્શાવવા તરફ ભાષાશાસ્ત્રની આધુનિક શોધખોળોનુ ચોક્કસ વલણ જણાય છે એટલે સૂત્રના સાહિત્યનો વિકાસ ઇ સ પૂર્વે ૫૦૦થી તે ૨૦૦ વર્ષ સુધીમા થયો હોવો જોઈએ એવા અનુમાન ઉપર આપણે આવીએ તો તે બહુ ભૂલભરેલુ કહેવાશે નહીં

વૈદિક ક્રિયાઓને લગતા સૂત્રો બે પ્રકારના ઉતરી આવેલા છે એક પ્રકારના સૂત્રો તે " **શ્રૌતસૂત્ર** " કહેવાય છે **શ્રુતિ**ને આધારે–એટલે આ સ્થળે મુખ્યત્વે કરીને **બ્રાહ્મણો**ને આધારે–રચાયલા હોવાથી એ સૂત્રો **શ્રૌતસૂત્ર**ના નામથી ઓળખાય છે જેમા ત્રણ અથવા ત્રણ કરતા પણ વધારે અગ્નિની અને જુદા જુદા વિપ્રોની જરૂર પડે એવા મ્હોટા યજ્ઞોને લગતા એ સૂત્રો છે એમાના કોઈ પણ ગ્રન્થથી યજ્ઞનો **પૂરેપૂરો** ખ્યાલ આવી શકે એમ નથી, કારણ કે **બ્રાહ્મણ**ની પેઠે **સૂત્ર**નો પણ દરેક ગ્રન્થ અકેક વેદનો અકેક એ પ્રમાણે ત્રણ પ્રકારના વિપ્રોમાથી અમુક એકજ વિપ્રના કર્તવ્યોનુ વર્ણન આપે છે એટલે કોઈ પણ ધર્મ-ક્રિયાનુ પૂરેપૂરૂ વર્ણન મેળવવુ હોય તો એક " **શ્રૌતસૂત્ર** "માથી જે વર્ણન નીકળી આવતુ હોય તેમા બીજા ગ્રન્થોમાના વર્ણનો ઉમેરવામા આવે ત્યારેજ મપૂર્ણ વિગતો મળી આવે

**વૈદિક ક્રિયાઓને** લગતા બીજા પ્રકારના **સૂત્રો સ્મૃતિ**ને આધારે

રચાયલા છે એ સૂત્રો ગૃહની ક્રિયાઓને લગતા હોવાથી, ગૃહના નિત્યના જીવનમા જે ક્રિયાઓ કરવાની તેને લગતા હોવાથી એ સૂત્રો "**ગૃહ્ય-સૂત્ર**"ના નામથી ઓળખાય છે સાધારણ રીતે એ ક્રિયાઓ વિપ્રને કરવાની નથી હોતી, પણ ગૃહસ્થાશ્રમીએ પોતેજ પોતાની સ્ત્રીને સાથે રાખીને કરવાની હોય છે આ કારણથી ક્રમ તથા શબ્દ વગેરેના ફેરફાર, સ્હેજસાજ વધારોઘટાડો, એ સિવાય જુદા જુદા ગૃહ્યસૂત્રો વચ્ચે ભેદ માત્ર એટલોજ હોય છે કે જે વેદને લગતા જે સૂત્રો હોય તેમા તે વેદના મત્રોજ આપેલા હોય છે એ સિવાય બીજી રીતે સઘળા ગૃહ્ય-સૂત્રો એકસરખાજ હોય છે દરેક ગૃહ્યસૂત્ર, એજ શાખાના શ્રૌત-સૂત્રને લગતું અને તે શ્રૌતસૂત્ર વિષેના ઉલ્લેખવાળુ હોય છે, એટલુજ નહીં પણ એ શ્રૌતસૂત્ર જાણ્યા વિના સમજી શકાયજ નહીં એવુ હોય છે પણ એની રીતે એ બે સૂત્રો એકબીજા સાથે સમ્બન્ધ ધરાવનારા છે છતા એ બેની એકતા થઈ શકે એમ નથી

બીજા પ્રકારના સૂત્રો, જે સમાજની અને કાયદાની રૂઢિને લગતા છે, તે પણ ગૃહ્યસૂત્રોની પેઠે સ્મૃતિને આધારેજ લખાયલા છે એ સૂત્રો તે **ધર્મસૂત્ર** કહેવાય છે સામાન્ય રીતે, હિન્દુસ્તાનના કાયદા વિષેના જૂનામા જૂના પુસ્તકો તે એ ધર્મસૂત્રો છે **ધર્મ** એ શબ્દથીજ સૂચવાય છે તે પ્રમાણે એ સૂત્રો મુખ્યત્વે કરીને ધર્મના દૃષ્ટિબિન્દુથીજ લખાયલા છે જે વેદમાથી એ સૂત્રોમા ઉતારા આપવામા આવ્યા હોય છે અને પાછલા સ્મૃતિકારો જે વેદને ધર્મનુ સૌથી પ્હેલુ અને સૌથી વધારે અગત્યનું મૂળ ગણે છે તેની સાથે એ સૂત્રોને ઘણો ગાઢો સમ્બન્ધ હોય છે

એ સૂત્રોની કઠણ અને અસ્પષ્ટ શૈલીને લીધે તેમજ વિષયનુ નિરૂપણ કરવામા ખાસ કરીને સ્વીકારવામા આવેલી ખોડી રીતને લીધે દેખાઈ આવે છે કે એ સૂત્રો સાહિત્યના ગ્રન્થો તરીકે બ્રાહ્મણના કરતા પણ ઉતરતા છે પણ એની અદરના તત્ત્વ તરફ લક્ષ આપીને આપણે વિચાર કરીએ તો સાહિત્યના આ વિચિત્ર પ્રકારમા ઘણુ મગીનપણું અને મહત્ત્વ આપણાથી જણાયા વિના રહેતું નથી બીજી સઘળી પ્રજાના પ્રાચીન સાહિત્યગ્રન્થોમા યજ્ઞવિધિને લગતું જ્ઞાન છૂટા છવાયા વચનોને એકઠા કરીને તે ઉપરથીજ મેળવી શકાય છે પણ આ ક્રિયાને લગતા સૂત્રો એ તો વિપ્રો પોતાની યજ્ઞસમ્બન્ધી વિધાના આધાર તરીકે જે

પ્રાચીન ગ્રન્થો વાપરતા તેજ આપણી આગળ રજુ કરે છે. એમા આપેલી હકીગતો એવી સુવ્યવસ્થિત અને સવિસ્તર છે કે જુદા જુદા યજ્ઞો થતા આપણે જોયા ન હોય છતા એને આધારે એ યજ્ઞોની રચના ફરીથી કરવી અશક્ય ન થઈ પડે આ કારણથી ધાર્મિક સસ્થાઓનો ઇતિહાસ જાણવાને માટે એ ગ્રન્થો ઘણા અગત્યના છે પણ સૂત્રોનુ એથી પણ વધારે મહત્ત્વ છે વૈદિક સમયમા પણ હિન્દુઓનુ જીવન બીજી કોઈ પણ પ્રજાના કરતા વિશેષ નિત્યનૈમિત્તિક ધર્મવિધિઓના જાળીકામથી ઘેરાઈ ગયુ હતુ, એટલે ગૃહની વિધિઓ તેમજ કાયદાને લગતા સૂત્રો એ એક પ્રાચીન હિન્દુસ્તાનની સામાજિક સ્થિતિ વિષેનુ જ્ઞાન મેળવવા માટે આપણી પાસે સૌથી વધારે અગત્યના સાધન છે 'રૂઢિ' એ શબ્દમા જે કઈ આવી શકે તેના પ્રાચીનમા પ્રાચીન ગ્રન્થો હિન્દુસ્તાનમાથી જે મળી આવે છે તે એ સૂત્રગ્રન્થો છે

ધર્મવિધિ તથા કાયદાને લગતા આ સક્ષિપ્ત ગ્રન્થો ઉપરાત સૂત્રોના સમયમા એજ શૈલીમા બીજા પણ કેટલાક ગ્રન્થો લખાયા તે જોકે ધર્મના ગ્રન્થો નથી, તોપણ તેનો ઉદ્ભવ ધર્મને લીધેજ થયો હતો ભાષામા થયલા ફેરફારને લીધે વેદના મત્રો સમજવાનુ અને તે શુદ્ધ રીતે ભણવાનુ કામ દિનપ્રતિદિન વધારે અઘરૂ થતુ જતુ હતુ તેને લીધે વેદનો અભ્યાસ કરવાની વિશેષ જરૂર પડી, અને તે અભ્યાસને પરિણામે એ ગ્રન્થો લખાયા વેદના મત્રો બરાબર ભણાય અને તેના અર્થ સમજાય એ એ ગ્રન્થોનો મુખ્ય ઉદ્દેશ હતો આ ઉપકારી સાહિત્યના એક સૌથી વધારે અગત્યના પ્રકારમા **प्रातिशाख्यसूत्र** નો સમાવેશ થાય છે એ સૂત્રોમા સ્વર, ઉચ્ચાર, છન્દ વગેરે બાબતોની ચર્ચા કરવામા આવી છે અને વેદના શબ્દો વાક્યમા જોડવામા આવે ત્યારે તેના સ્વરમા જે ફેરફાર થાય છે તેના વિષે વિવેચન કરવુ એ એનો મુખ્ય ઉદ્દેશ છે હાલના યુરોપના સ્વરશાસ્ત્રીઓ જેવા સૂક્ષ્મ વિચારો દર્શાવે છે તેવાજ સૂક્ષ્મ વિચારો ઘણા એ સૂત્રોમા દર્શાવવામા આવ્યા છે આ ગૌણ સાહિત્યની એથી પણ વધારે ઉપયોગની શાખા તે **વ્યાકરણ**ની છે એ વિષયમા ભાષાનુ વ્યવસ્થાપૂર્વક પૃથક્કરણ કરી હિન્દુસ્તાનના લોકોએ જે કરી બતાવ્યુ છે તે બીજી કોઈ પણ પ્રજાના કરતા ચઢી જાય એવુ છે આ દિશામા જે પ્રથમના પ્રયાસો થયલા તે સચવાઈ રહ્યા નથી, કારણ કે આગળ જે કઈ કરાયલુ તેને હઠાવી કાઢીને **पाणिनि**ના મ્હોટા સૂત્રગ્રન્થે

એ વિષયમા પોતાનુ સામ્રાજ્ય સ્થાપ્યુ હતું ઘણુંખરૂં સૂત્રસાહિત્યના મધ્યયુગમા **પાણિનિ** થયો હતો તોપણ **પાણિનિ**ના વખતથી **સંસ્કૃત** યુગનો પ્રારમ્ભ થયલો ગણાવો જોઈએ, કારણ કે **સંસ્કૃત** ભાષાને એણે જે સ્થાયી સ્વરૂપ આપ્યુ તેની છાપ સસ્કૃત યુગના સઘળા સાહિત્ય ઉપર સચોટ પડેલી જણાય છે

એ સૂત્રસમયમાજ, વેદના ગ્રન્થો વિનાશ પામે નહીં અને તેમા કોઈપણ પ્રકારનો ફેરફાર થાય નહીં માટે એ ગ્રન્થોને જેવા ને તેવા સાચવી રાખવાના ખાસ હેતુથી એક જુદા પ્રકારના ગ્રન્થો લખાયા એ ગ્રન્થો તે **અનુક્રમણી**ના છે એ **અનુક્રમણી**મા દરેક સૂક્તનો પ્રથમ શબ્દ, તે સૂક્તના ઋષિ, તેના દેવતા, તેમા કેટલા મન્ત્રો આવે છે તેની સખ્યા, અને તે કયા છન્દમા લખાયલો છે તે છન્દનુ નામ એ સર્વે આપ્યુ હોય છે એમાના એક ગ્રન્થમા, બધા મળીને **ઋગ્વેદ**મા કેટલા સૂક્તો છે, કેટલા મન્ત્રો છે, કેટલા શબ્દો છે, અને કેટલા અક્ષરો છે તે પણ આપેલુ છે, અને તે સિવાય બીજી પણ કેટલીક હકીગતો જણાવેલી છે

આ પ્રમાણે વેદના સમયનુ સામાન્ય અવલોકન કીધા પછી એ સમયમા જે જુદા જુદા પ્રકારનુ સાહિત્ય રચાયુ તેના વિષે વધારે વિસ્તૃત ચર્ચામા હવે આપણે ઉતરીશુ

**[વેદના સમયમાં ચાતુર્વર્ણ્યની વ્યવસ્થા હતી કે કેમ ?–** વેદના સમયમા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર એવા ચાર વિભાગ ન્હોતા એવો પ્રો **રૉથ**, ડૉ **મૂર**, મિ **દત્ત** વગેરે વિદ્વાનોનો મત છે મિ **દત્ત** જણાવે છે કે "વેદના ઋષિઓ સમાજના બીજા લોકોથી છૂટા પડી ગયા ન્હોતા તેઓનો જુદોજ વર્ગ બની ગયો ન્હોતો સસારના વ્યવહારથી દૂર રહીને તપશ્ચર્યા અથવા અધ્યાત્મચિન્તનમા તેઓ પોતાનો વખત ગાળતા એમ ન્હોતું તેઓ દુનિયાદારીમા સમજનારા હતા તેઓ બીજા માણસોની સાથે પ્રસગ પાડતા અને લગ્નનો સમ્બન્ધ પણ કરતા તેઓ મિલ્કત ધરાવતા, તેઓ યુદ્ધ કરતા, અને તેઓ સમાજના અગ તરીકેજ રહેતા " પ્રો કર્ન અને ડૉ હોગ એ બે સિવાય સઘળા યુરોપીયન વિદ્વાનો મિ દત્તના અભિપ્રાય સાથે મળતા આવે છે પ્રો **રૉથ** કહે છે કે "**વેદના** સમયમા પ્રાર્થના અને યજ્ઞ વડે કરીને સઘળા વર્ગના લોકો દેવતાઓની સાન્નિધ્યમા જઈ શકતા પ્રાર્થના કરવાની પદ્ધતિ

દેવતાઓને વિશેષ અનુકૂળ પડે એવી જેને આવડતી હોય અથવા કવિતા રચવાની જેનામા ખાસ શક્તિ હોય તેનેજ "**पुरोहित**"નું નામ આપવામા આવતું. જે વ્યક્તિ અથવા જે કુટુમ્બ આવી રીતે સમાજના ઇતર વર્ગથી જુદુ પડતું તેના તરફ કંઇક વિશેષ માનની નજરથી જોવામા આવતું હશે, પણ "**पुरोहित**" તરીકે તે વ્યક્તિના અથવા કુટુમ્બના કંઈ ખાસ હક હતા એવુ ન્હોતું, અને "**पुरोहित**" વગર પ્રાર્થના કે યજ્ઞ થઈ શકેજ નહીં એવો વિચાર હજી ઉત્પન્ન થયો ન્હોતો પ્રથમ, અમુક અમુક વ્યક્તિઓનેજ રાજાના "**पुरोहित**"ની પદવી મળી હશે ત્યાર પછી અમુક કુટુમ્બમા એ પદવી પેઢી દર પેઢી ઉતરી આવે એવુ થયુ હશે છેવટે એ કુટુમ્બો સરખા સ્વાર્થને લીધે એકબીજાના વિશેષ સમ્બન્ધમા આવ્યા હશે અને એવી રીતે તેઓનો એક મ્હોટો વર્ગ બન્યો હશે" આ પ્રમાણે બ્રાહ્મણવર્ગની ઉત્પત્તિ થઈ હશે એવો ડૉ રૉથનો મત છે એજ મતની તરફેણમા અનેક પ્રમાણો આપીને છેવટે ડૉ. મૂર નીચે પ્રમાણેની હકીગતો રજુ કરે છે —

૧ "ब्राह्मणोऽस्य मुखमासी-
द्बाहू राजन्यः कृतः।
ऊरू तदस्य यद्वैश्यः
पद्भ्यां शूद्रो अजायत ॥"

આ પુરુષસૂક્તના એક મન્ત્ર સિવાય આખી ઋગ્વેદસંહિતામા કોઈ પણ ઠેકાણે ચાતુર્વર્ણ્યના વિભાગ વિષે કથન કરવામા આવ્યુ નથી

૨ એક ઠેકાણે "આર્ય વર્ણ" વિષે કહ્યુ છે ત્યા સઘળા ઉપલા વર્ગોને માટે 'આર્ય' એવુ એકજ નામ વાપરવામા આવ્યુ છે

૩. **पुरुषसूक्त** ઉપરાત ઋગ્વેદના બીજા આઠજ સૂક્તોમા "**ब्राह्मण**" એ શબ્દ વપરાયલો જોવામા આવે છે, અને "**ब्रह्मन्**" એ શબ્દ ૪૬ વખત વપરાયલો જોવામા આવે છે આ ઉપરથી એવુ જણાય છે કે બ્રાહ્મણનુ કર્મ પેઢી દર પેઢી ચાલ્યુ આવતું હોય એવુ એ સમયે ન્હોતું

૪ '**ब्रह्मन्**' એ શબ્દના અર્થનો વિકાસ નીચે પ્રમાણે થયલો જણાય છે.–

(અ) પ્રથમ એ શબ્દનો "પ્રાર્થના" એવો અર્થ થતો, વળી "પ્રાર્થના કરનાર"–ઋષિ–તેને માટે પણ એ શબ્દ વપરાતો

(બ) પછી "યજ્ઞ કરાવનારો ગોર" એવો એનો અર્થ થયો

(ક) છેવટે, "**होता**"થી ભિન્ન એવો એક વિપ્રવર્ગ સૂચવવા માટે એ શબ્દ વપરાતો થયો

૫ કેટલેક ઠેકાણે "ગોરનો ધંધો કરનાર" એવા અર્થમા "**ब्रह्मन्**" એ શદ વપરાયલો જણાય છે, તો

૬ બીજે ઠેકાણે અમુક આવડત અથવા ગુણ જેનામા હોય અથવા ઈશ્વરની ખાસ પ્રીતિનુ જે પાત્ર હોય તેને માટે એ શબ્દ વપરાયો છે "**ब्राह्मण**" એ શબ્દ જ્યારે વપરાતો થયો ત્યારે ગોરનો સ્વતત્ર ધધોજ થઈ ગયો હોય એવુ ઘણું સભવિત છે

ડૉ હૉગના વિચાર પ્રમાણે વેદના સમયમા ચાતુર્વર્ણ્યના વિભાગ ચોક્કસ પડી ચૂક્યા હતા એ વિભાગ પાછલા સમયમા જેવા સખત થઈ ગયા હતા તેવા હજી ન્હોતા થયા એ વાત ખરી, પણ એ વિભાગ હતાજ નહીં એમ કહેવુ ભૂલભરેલુ છે ઝેન્દ અવસ્તા ઉપરથી માલમ પડે છે કે હોરમઝના અનુયાયીઓના પણ અથર્વ (અધ્યારૂ અથવા વિપ્રવર્ગ), રથસ્ત (**रथेष्ठ** અથવા ક્ષત્રિયવર્ગ), અને વસ્ત્ર્ય–શ્રયન (અથવા "વૈશ્ય") એવા ત્રણ વિભાગ હતા. તેમા પણ અથર્વોનો તો સૌથી જુદોજ વર્ગ હતો એ અથર્વો કેટલાક રહસ્યો જાણતા તે અન્યને જણાવવાની તેઓને મનાઈ હતી પ્રજાના ધર્મગુરુઓ તે આ અથર્વો હતા, અને અથર્વનો છોકરો તેજ અથર્વનુ કામ કરી શકતો (અત્યારે પણ પારસીઓમા, અધ્યારૂનો છોકરો હોય તેજ અધ્યારૂનુ કામ કરી શકે છે) આ સર્વ ઉપરથી ડૉ હૉગ એવુ અનુમાન કરે છે કે છેક ઇંડો–ઈરાનિયન સમયમા પણ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યને મળતા આવે એવા વિભાગ સમાજમા અસ્તિત્વ ધરાવતા હતા પ્રો કર્નનો મત પણ એવોજ છે એ વિદ્વાન્ વિશેષમા એવુ જણાવે છે કે "**पुरुषसूक्त**" મોડુ રચાયલું એ વાત આપણે કબૂલ રાખીએ, તોપણ ચાતુર્વર્ણ્ય વિષે જેમા કથન કરવામા આવ્યુ છે તે મત્ર ઉપરથી જણાય છે કે એ ચારવર્ણો કંઈ નવી અસ્તિત્વમા આવી ન્હોતી, પણ એ વર્ણો એટલી જૂની થઈ ગઈ હતી કે તેની

ઉત્પત્તિ કેવી રીતે થઈ તેનું કોઈને સ્મરણ રહ્યુ ન્હોતું "**पुरुषसूक्त**"ના આ એક મત્ર સિવાય સહિતામા બીજે કોઈ ઠેકાણે ચાતુર્વર્ણ્ય વિષે કથન કરવામા નથી આવ્યુ એ વાત ડૉ હૉગ અને પ્રો કર્ન એ બેઉ વિદ્વાનો કબૂલ કરે છે, પણ તેઓ કહે છે કે યજ્ઞને માટેના સૂક્તાની જે "સહિતાઓ" તૈયાર કરવામા આવેલી તેમા ચાતુર્વર્ણ્ય વિષે વારવાર કથન કરવાનો પ્રસગજ ક્યાથી આવે ? આ સમ્બન્ધમા આપણે એટલુ ધ્યાનમા રાખવુ જોઈએ કે લોકસઘને માટે "**पञ्चजना**", "**पञ्चक्षितय**," "**पञ्चकृष्टय**," "**चर्षणी**," "**विश**" એવા એવા શબ્દો સંહિતામા ઘણે સ્થળે વાપરવામા આવ્યા છે આ શબ્દો કોઈ અમુક વર્ણને માટે નહીં, પણ લોકસામાન્યને માટે વપરાયલા છે એ ખરૂ, તોપણ સાયણાચાર્યે એના જે અર્થ આપ્યા છે તેને આપણે હસી કાઢીએ એ યોગ્ય નથી ચાર વર્ણ અને પાચમા "**निषाद**" એ સહુ મળીને જે લોકસઘ થાય તેને માટે "**पञ्चजना**" એ શબ્દ વાપરવામા આવ્યો છે એવુ સાયણચાર્યનુ કહેવુ છે એજ લોકસઘને માટે "**पञ्चकृष्टय**" એવો શબ્દ પણ વાપરવામા આવ્યો છે એ વાત ખાસ ધ્યાન ખેંચે એવી છે એ શબ્દ ઉપરથી સ્વાભાવિક પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે વેદના સમયમા શુ સઘળા આર્ય લોકો ખેતીનોજ ધધો કરતા હતા ?]

[**મત્ર, બ્રાહ્મણ, અને સૂત્રનો સમય**—વેદના સૂક્તો ક્યારે રચાયા તે વિષેજ વિદ્વાનોમા કેટલો બધો મતભેદ છે તે આપણે જોયુ એવી સ્થિતિમા મંત્ર, બ્રાહ્મણ, અને સૂત્રના ગ્રન્થો ક્યારે રચાયા તે વિષે એકમત હોવો તદ્દન અશક્યજ છે તોપણ જે સમયે કુદરતના વિવિધ પદાર્થોના દર્શનને પરિણામે પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થવાથી કવિતાઓ રચાઈ તે સર્ગશક્તિનો સમય, જે સમયે યજ્ઞના વિધિઓની અતિ વિસ્તૃત ઘટના ઘડાઈ અને વેદના અર્થો સમજવાને માટે ભારે પ્રયત્નો થવા માડ્યા તે વિદ્વત્તાનો સમય, અને જે સમયે યજ્ઞના વિધિઓ વિષેનું સાહિત્ય અત્યન્ત વિશાળ થઈ જવાથી તેને સક્ષિપ્ત સ્વરૂપમા મૂકવાની જરૂર પડી તે કળાનો સમય એ ત્રણે પરસ્પરથી ભિન્ન હતા અને એ ત્રણેની વચ્ચે અનેક સૈકાઓનુ અન્તર હતું એ વાતની કોઇથી પણ ના પડાય એવુ નથી. મંત્રો અને બ્રાહ્મણોના સમયની વચ્ચે એટલુ અન્તર હતુ કે બ્રાહ્મણોના સમયમા મંત્રોના ચોક્કસ અર્થ કોઈ સમજતું પણ ન્હોતું. બ્રાહ્મણો અને સૂત્રોના સમય વચ્ચે કહાય એટલુ અન્તર નહીં હોય.

પ્રાચીન સૂત્રના કેટલાક ગ્રન્થો કદાચ બ્રાહ્મણસમયના અન્તરમા પણ રચાયા હોય પણ હાલ જે સૂત્રના ગ્રન્થો અસ્તિત્વ ધરાવે છે તે સઘળા તો બ્રાહ્મણસમય પછીનાજ છે એ વાત નિર્વિવાદ છે મૅક્સ મ્યૂલરે પોતાના "The History of Ancient Sanskrit Literature" (પ્રાચીન સસ્કૃત સાહિત્યનો ઇતિહાસ) એ નામના ગ્રન્થમા વૈદિક સમયના ચાર વિભાગ પાડ્યા છે, અને તેને માટેનો સમય નીચે પ્રમાણેનો ગણ્યો છે —

(૧) છન્દનો સમય (જેમા ઋગ્વેદસહિતાના જૂનામા જૂના સૂક્તો રચાયા)–ઇ સ પૂર્વે ૧૨૦૦–૧૦૦૦

(૨) મત્રોનો સમય (જેમા વિશેષ અર્વાચીન સૂક્તો રચાયા અને સહિતા તૈયાર થઈ)–ઇ સ પૂર્વે ૧૦૦૦–૮૦૦.

(૩) બ્રાહ્મણોનો સમય (ઇ સ પૂર્વે ૮૦૦–૬૦૦)

(૪) સૂત્રોનો સમય (ઇ સ પૂર્વે ૬૦૦–૨૦૦)

"ऐतरेयब्राह्मण"ની પ્રસ્તાવનામા ડૉ હૅાગ નીચે પ્રમાણેનો સમય ધારે છે —

૧ પ્રાચીનમા પ્રાચીન સૂક્તો (ઇ સ પૂર્વે ૨૪૦૦–૨૦૦૦)

૨ સહિતાનો મ્હોટો ભાગ (ઇ સ પૂર્વે ૧૪૦૦–૨૦૦૦)

૩. બ્રાહ્મણોનો સમય (ઇ. સ. પૂર્વે ૧૪૦૦–૧૨૦૦)

૪ સૂત્રોનો સમય (ઇ સ પૂર્વે ૧૨૦૦ પછી)

આ પ્રમાણે જુદા જુદા વિદ્વાનોએ વેદના સૂક્તોનો આરભકાળ જુદો જુદો ધારીને આખા વૈદિક સાહિત્યના સમય વિષે જુદી જુદી ગણત્રીઓ કરી છે પણ બ્રાહ્મણોના સમયમા વેદના અર્થ સમજાતા ન્હોતા અને તે સમજવાને માટે ભગીરથ પ્રયત્ન ચાલી રહ્યા હતા એ વાત સર્વ કોઈ કબૂલ કરે છે જે સમયે મત્રોનો પાઠ સાચવી રાખવાને માટે, મત્રો શુદ્ધ રીતે ભણવાને માટે, મત્રોના અર્થ બેસાડવાને માટે

ભારે શ્રમ લેવામા આવતો હતો તે સમયનુ ચિત્ર આલેખતા પ્રો વેબર જણાવે છે કે "અમુક વિષયના ખાસ જાણકાર જેઓ હોય તેઓ અન્યને શીખવતા અને તેઓની આસપાસ હમેશા શિષ્યનુ મડળ રહેતુ એ શિષ્યો જુદે જુદે ઠેકાણે ફરતા અને જ્યા જ્યાથી જ્ઞાન મળે એવુ હોય ત્યા ત્યાથી તે જ્ઞાન સપાદન કરતા જુદા જુદા વિષયોના જુદા જુદા ધર્મોપદેશકો હોય તેની પાસે જઇને તે તે વિદ્યા તેઓ શીખી આવતા ભાષા વિષેજ નહીં, પણ દેવપૂજા, વિધિઓ, દતકથાઓ, તત્ત્વજ્ઞાન એ સર્વનુ જ્ઞાન મેળવવાનો પ્રયત્ન તેઓ કરતા, કારણ કે એ સઘળા વિષયોને એકબીજાની સાથે ગાઢો સમ્બન્ધ હતો ખરેખર, એ વખતે બ્રાહ્મણોના મનોવ્યાપારમા કઈ અનેરી જાગૃતિ વ્યાપી રહી હતી એ વ્યાપારમા તેમની સ્ત્રીઓ પણ તેમની સાથે રહીને ઉત્સાહભર્યો ભાગ લઈ શકતી ઇતર વર્ગના કરતા બ્રાહ્મણો પોતાની શ્રેષ્ઠતા જાળવી શક્યા તેનુ એક કારણ એજ હતું કે તેમની સ્ત્રીઓ પણ ભણેલી અને વિદ્વત્તાભરેલી ચર્ચાઓમા ભાગ લઈ શકે એવી હતી ક્ષત્રિયવર્ગ પણ એ ચર્ચાઓમા શામિલ રહેતો શાન્તિના વખતમા, રાજાઓના દરબારમા વિદ્વાનોની સભા ભરાતી, ત્યા વિદ્વાન્ બ્રાહ્મણો અતિ અગત્યના વિષયોની ચર્ચા ચલાવતા અને વાદવિવાદમા એકબીજાની સાથે સ્પર્ધા કરતા સ્ત્રીઓ પણ એ ગહન ચર્ચાઓમા ભાગ લેતી અને પોતાના બુદ્ધિબળ વડે કેટલીક વાર મન્નોને પણ નીચુ જોવડાવતી ' છેક ઇસ્વીસનના સાતમા સૈકાના અન્તમા રચાયલા "**उत्तररामचरित**" મા, અતિ પ્રદીપ્ત પ્રજ્ઞાવાળા કુશ અને લવની સાથે વેદાન્તવિદ્યાનો અભ્યાસ કરવાનુ ન ફાવવાથી **આત્રેયી**, વાલ્મીકિને મૂકીને **અગસ્ત્ય** વગેરેની પાસથી જ્ઞાન મેળવવા દડકારણ્યમા ગઈ હતી એ રમણીય વૃત્તાન્તનુ વાચકને સ્મરણ કરાવવાની આ સ્થળે છૂટ લઉં તો તે ક્ષમ્ય ગણાશે ]



# પ્રકરણ ૩ જું



## ઋગ્વેદ.

**હિન્દુસ્તાન**ના સાહિત્યનો સૂર્ય ઉદય પામ્યો ત્યાર પ્હેલાના ઝાખા પ્રકાશમા, પશ્ચિમ તરફથી આવીને **હિન્દુસ્તાન**ને પ્રથમ જીતનારા **આર્ય** લડવૈયાઓ જે દિશામાથી જુદા જુદા યુગમા વિજયની ભરતીના મોજાઓ નીકળી પડીને આખા **હિન્દુસ્તાન**ના ક્ષેત્ર ઉપર ફેલાઈ વળ્યા છે, તે વાયવ્ય દિશામા આવેલા ડુગરોમા થઇને પસાર થતા ઇતિહાસકારની કલ્પનાએ જણાઈ શકે એમ છે આ જીતનારી પ્રજા, જેની ભાષા અને જેનો સુધારો આખરે સમગ્ર **ભ**રતખડમા વ્યાપી ગયા, તેની સૌથી પ્રાચીન કવિતા જ્યારે એ પ્રજા હજી **સિંધુ** નદીની બેઉ બાજુ તરફના મુલકો, જે હવે પૂર્વ કાબુલિસ્તાન અને પજાબના નામથી ઓળખાય છે, ત્યા આગળ વસતી હતી ત્યારની રચાયલી હતી એ પ્રાચીન કવિતા **ऋग्वेद** એ નામના સૂક્તોના સગ્રહ તરીકે આપણી આગળ ઉતરી આવેલી છે એ કવિતાઓનો એકજ ગ્રન્થમા સગ્રહ થયો તે **સામવેદ** અને **યજુર્વેદ**ના સગ્રહની પેઠે કોઈ વ્યવહારૂ કારણને લીધે ન્હોતો થયો, પણ કેવળ શાસ્ત્રીય અને ઐતિહાસિક કારણોને લીધેજ થયો હતો, કારણ કે એના પ્રથમના પ્રકાશકો નિઃસશય પ્રાચીન સમયના આ કીમતી ખજાનાનો વિનાશ ન થાય અને તે વિકૃતિ ન પામે એ હેતુથીજ પ્રેરાયા હતા **ऋग्वेद**ની જે એક જ **આવૃત્તિ** * -**શાકલ** ઋષિની-સચવાઈ રહી છે તેમા સૂક્તોની સખ્યા બધી મળીને ૧૦૧૭ની છે, અને **वालखिल्य** એ નામના જે વધારાના અગિયાર સૂક્તોને આઠમા મડલના મધ્યમા

---

* **શાકલ** સિવાય બીજી-**વાષ્કલ** વગેરેની-આવૃત્તિઓ પણ હતી પણ તે સચવાઈ રહી નથી અને તેમા **શાકલ**ની આવૃત્તિ કરતા બહુ ભિન્નતા હોય એવુ પણ જણાતુ નથી **બ્રાહ્મણો**મા અને **સૂત્રો**મા '**શાકલ્ય**' એ નામ ઘણી વાર જોવામા આવે છે **શાકલ્ય** એ ઋગ્વેદના **પદપાઠ**નો રચનાર હતો એમ કહેવાય છે **શાકલ** અને **શૌનક** એ બે લોકોને એકબીજા સાથે ઘણો ગાઢો સમ્બન્ધ જણાય છે **શૌનકે** જુદી જુદી **अनुक्रमणी**ઓ, **ऋग्वेद**નુ **प्रातिशाख्य**, એક **ગૃહ્યસૂત્ર** એવા ઘણા ગ્રન્થો લખેલા કહેવાય છે **સૌતિ**એ **નૈમિષારણ્ય**મા જેની આગળ **મહાભારત**ની કથા કહી સભળાવી હતી તેનુ નામ પણ **શૌનક** હતુ

દાખલ કરવામા આવ્યા છે તે જો ગણીએ તો સૂક્તોની સંખ્યા બધી મળીને ૧૦૨૮ની થાય છે આ સૂક્તોના દશ વિભાગ પાડવામા આવ્યા છે† તે मण्डलના નામથી ઓળખાય છે એ દશ મંડલોનો વિસ્તાર એક-સરખો નહીં, પણ વત્તો ઓછો છે, માત્ર દશમા મડલના સૂક્તોની સખ્યા બરાબર પ્હેલા મંડલના સૂક્તો જેટલીજ છે પ્રમાણમા જોઇએ તો ऋग्वेदના સૂક્તો હોમરના જેટલા કાવ્યો હાલ અસ્તિત્વ ધરાવે છે તેની બરાબર થાય છે એવી ગણત્રી કરવામા આવી છે.

આ દશ મડલોનુ સામાન્ય સ્વરૂપ સર્વત્ર એકસરખુ જણાતું નથી એમાના છ મડલો (૨–૭) એક જાતના છે પ્રથમ તો, એ દરેક મડલના દ્રષ્ટા જુદા જુદા છે એકજ ઋષિ અથવા એકજ ઋષિના વંશજો તરફથી સઘળા મડલો રચાયા નથી, પણ એક મડલ એક ઋષિ અને તેના વશજોથી રચાયલુ, બીજુ મડલ બીજા ઋષિ અને તેના વશજોથી રચાયલુ એવી રીતે એ છ મડલો રચાયલા છે એ પ્રમાણે એ મડલોના ઋષિ જુદા જુદા છે એવુ અસલથી મનાતું આવ્યુ છે, અને આભ્યતર પ્રમાણોથી એ માનવુ ખરૂ છે એવુ સિદ્ધ થાય છે નિ સંશય જે કુટુમ્બને લીધે અમુક મડલ અસ્તિત્વમા આવ્યુ હોય તે કુટુમ્બના વશજોમાજ તે મડલના સૂક્તો વિશેષ કાળજીથી સચવાઈ રહેતા અને તે સૂક્તોનુ વશપરપરાથી અધ્યયન ચાલ્યા કરતું, એ વિષે કઈ પણ સશય જેવુ નથી વળી, એ છ મડલોમા આપેલા સૂક્તો એકસરખા ક્રમમા ગોઠવવામા આવ્યા છે અને એ ક્રમ બીજા મડલોથી જુદો છે પ્હેલા, આઠમા, અને દશમા મડલો અનેકજ ઋષિના કુટુમ્બમાથી ઉત્પન્ન થયા

†આ સિવાય ઋગ્વેદના સૂક્તોના બીજી રીતના પણ વિભાગ પાડવામા આવ્યા છે લગભગ સરખા વિસ્તારના આઠ "अष्टक"મા આખી સહિતાને વ્હેંચી નાખવામા આવી છે, એ દરેક 'अष्टक'ના પાછા એટલાજ 'अध्याय' કરવામા આવ્યા છે, અને એ દરેક અધ્યાયના પાછા ૩૩ 'वर्ग' પાડવામા આવ્યા છે એ દરેક વર્ગ પાચ પાચ ઋચાઓનો બનેલો છે આખી સહિતામા બધા મળીને એવા ૨૦૦૬ વર્ગો છે प्रातिशाख्यના ગ્રન્થોમા અને યાસ્કના "निरुक्त'મા આ "अष्टक"ના વિભાગ વિષે કોઈપણ ઠેકાણે કથન કરાયલુ જોવામા આવતુ નથી એ ગ્રન્થોમા, સહિતાના દશ વિભાગ ઉપરથી 'દશતયી' એજ શબ્દ વાપરવામા આવ્યો છે એથી ઉલટુ, કાત્યાયનની 'अनुक्रमणी'મા બેઉ વિભાગ ગણાવવામા આવ્યા છે

છે એવું નથી, પણ તે દરેક મડલમા જુદા જુદા રચનાર પ્રમાણે જુદા જુદા આન્તર વિભાગ પાડી જુદા જુદા સૂક્તસમુદાય મૂકવામા આવ્યા છે નવમુ મડલ જે ક્રમમા ગોઠવવામા આવ્યુ છે તે તેના રચનારાઓ તરફ લક્ષ આપીને નથી ગોઠવવામા આવ્યુ, પણ એ મડલના સઘળા સૂક્તોમા સોમ એ એકજ દેવતાની પ્રાર્થના કરવામા આવી છે, અને એના જે આન્તર વિભાગો પાડવામા આવ્યા છે તેમા છદ તરફ લક્ષ આપીને અમુક છદના સૂક્તો એક વિભાગમા, અમુક છદના સૂક્તો બીજા વિભાગમા એવી રીતની વ્યવસ્થા કરવામા આવી છે બેથી સાત સુધીના મડળોમા પણ આતર વિભાગ પાડવામા આવેલા છે, પણ જેમા અમુક એકજ દેવતાની પ્રાર્થના કરવામા આવી હોય તેના સૂક્તો સાથે મૂકવાથી એ દરેક વિભાગ બનેલો છે

ऋग्वेदના આખા મડલો અન્યોન્યની અપેક્ષાએ શા ધોરણ પ્રમાણે ગોઠવવામા આવ્યા છે, તે આપણે તપાસીએ છિયે તો જણાય છે કે જો પાછળથી થયલા ઉમેરાને માટે જોઇતી છૂટ મૂકીએ તો બેથી સાત સુધીના મડલો એવી રીતના છે કે દરેક પાછલા મડલમા સૂક્તોની સખ્યા આગલા મડલના કરતા વધારે હોય § આ ઉપરથી, તેમજ સામાન્ય સ્વરૂપ તથા આતર વ્યવસ્થામા આ છ મડલોનુ જે સરખાપણુ છે તે ઉપરથી એવુ લાગે છે કે ऋग्वेदનો મૂળ ગ્રન્થ એ છ મડલોનો બનેલો હશે, અને બીજા મડલો ગ્રન્થમા એકેક પછી એકેક ઉમેરાતા ગયા હશે એ ઉપરાત એવુ પણ સભવિત જણાય છે કે પ્રથમ મડલના દ્વિતીય વિભાગમા વિશેષ ટૂકા એવા સાત સગ્રહો આવાજ પ્રકારની કર્તૃત્વની એકતાના કારણથી સાથે આપવામા આવ્યા છે તે આતર વ્યવસ્થાની બાબતમા પેલા છ મડલોનો નમૂનો લઇને તે પ્રમાણે પાછળથી એકઠા કરવામા આવ્યા હશે અને તે છ મડલોની આગળ તેને મૂકવામા આવ્યા હશે

---

§ પ્રો. મૅકડોનલે આ પ્રમાણનુ કથન શા આધારે કર્યું છે તે સમજી શકાતુ નથી સહિતાના બીજા મડલમા ૪૩ સૂક્તો છે, ત્રીજામા ૬૨ છે, ચોથામા ૫૮ છે, પાચમામા ૮૭ છે છઠ્ઠામા ૭૫ છે, અને સાતમામા ૧૦૪ છે એટલે દરેક પાછના મડલમા આગના મડલ કરતાં વધારે સૂક્તો છે એવો નિયમ બીલકુલ જોવામા આવતો નથી પછી " પાછળથી થયલા ઉમેરાને માટે જોઈતી છૂટ " મૂકવાથી એ નિયમ સિદ્ધ થઈ શકતો હોય તો કોણ જાણે

એ છ મંડલોમા સૂક્તોનો એકબીજા સાથેનો જેવો ગાઢો સમ્બન્ધ સ્પષ્ટ જણાઈ આવે છે તેવોજ આઠમા મડલના સૂક્તોનો પણ એકબીજા સાથેનો ગાઢો સમ્બન્ધ જણાયા વગર રહેતો નથી, કારણ કે એ આખા મડલમા એકસરખા શબ્દો અને એકસરખી પક્તિઓ ફરી ફરીને વપરાયલા આપણા દીઠામા આવે છે તોપણ એ મડલ બીજા છ મડલોની સાથે દરેક બાબતમા મળતુ આવે છે એમ નથી, કારણ કે જોકે એ મડલમા કર્તા તરીકે એકજ કુટુમ્બનો-કણ્વ ઋષિના કુટુમ્બનો-સૌથી આગળ પડતો ભાગ છે તોપણ એમા પ્રગાથ એ નામની રચના વાપરવામા આવી છે તે ઉપરથી એ મડલનુ પેલા છ મડલોની સાથે સકળાયલુ નહીં એવુ સ્વતત્ર વ્યક્તિત્વ સ્થાપિત થાયછે વળી, આઠમા મડલના સૂક્તોની સખ્યા સાતમા મડલના કરતા ન્હાની છે એ વાતથી સ્પષ્ટ માલમ પડે છે કે આઠમુ મડલ તેની આગળ આવેલા છ મડલથી તદ્દન જુદુંજ છે.

પ્હેલા મડલનો પ્હેલો વિભાગ (૧–૫૦) આઠમા મડલની સાથે ઘણે અશે મળતો આવે છે એમાના અડધા ઉપરાતના સૂક્તો કણ્વ ઋષિના ગોત્રના માણસોના બનાવેલા છે, અને એ કણ્વના ગોત્રના કેટલાક માણસોના બનાવેલા જે સૂક્તો એ વિભાગમા મૂકાયલા છે તેમા આઠમા મડલમા ખાસ વપરાયલા પ્રગાથ ના છદનો ઉપયોગ થયલો છે વળી એ બેઉ સગ્રહોમા એકબીજાને મળતા આવે એવા મત્રો ઘણા છે, એટલુજ નહીં પણ તેના તેજ મત્રો પણ ઘણા છે તે છતા એ બે સગ્રહોમા વધારે વ્હેલો કયો લખાયો હશે તે નક્કી કરવુ અથવા એ સગ્રહોને એકબીજા સાથે આવો નિકટનો સમ્બન્ધ હોવા છતા તે એકબીજાથી છૂટા કેમ પડી ગયા હશે તેનો નિર્ણય કરવો એ બની શકે એવુ નથી જુદે જુદે વખતે રચાયલા હોવાને લીધે એ બેઉ સગ્રહો એક-બીજાથી છૂટા પડી ગયા હોય અથવા કણ્વના ગોત્રની જુદી જુદી શાખાઓ તરફથી રચાયલા હોવાથી એને એકબીજાથી દૂર મૂકવામા આવ્યા હોય, ગમે તેમ હોય, પણ એટલુ નક્કી છે કે પ્રથમથીજ છ મડલો (૨–૭)નો જે સગ્રહ અસ્તિત્વ ધરાવતો હતો તેની પ્હેલા અને તેની પાછળ એવી રીતે એ બેઉ સગ્રહો પાછળથી મૂકવામા આવ્યા છે

નવમા મડલ વિષે એટલુ વગર સકોચે કહી શકાય એમ છે કે

પ્હેલા આઠ મડલોને એકઠા કરીને એક આખો ગ્રન્થ તૈયાર થયો ત્યાર પછી એ નવા સૂક્તસગ્રહનુ મડલ તરીકેનુ અસ્તિત્વ સ્થાપિત થયુ ખરેખર, એ નવમુ મડલ તૈયાર થયુ તે આગલા આઠ મડલોનો એક ગ્રન્થ તરીકે સગ્રહ થવાને લીધેજ થયુ એમ આપણે કહી શકીશુ સોમ પવમાન ( સ્વચ્છ રીતે વહેતા સોમરસ )ની સ્તુતિને માટે જે સૂક્તો રચવામા આવ્યા છે તે જે ગોત્રના ઋષિઓએ બેથી તે સાત સુધીના મડલો રચ્યા છે તેમનાજ રચેલા છે એ વાત, બીજા પુરાવાઓ ઉપરાત, એ ઋષિઓની કૃતિઓમા જે પક્તિઓ ફરી ફરીને આવતી તે પાછી આ સૂક્તોમા દીઠામા આવે છે તે પરથી સાબીત થાય છે એ પવમાનના સૂક્તોનુ પ્હેલા અને આઠમા મડલના સૂક્તોની સાથે પણ કેટલીક બાબતમા સરખાપણું છે જુદા જુદા ગોત્રના ઋષિઓના રચેલા સૂક્તોને એકઠા કરીને તેને મડલના રૂપમા મૂકવામા આવ્યા ત્યાર પ્હેલા નહીં, પણ ત્યારેજ સઘળા પવમાન સૂક્તોને અદરથી કાઢી લેવામા આવ્યા અને તેનો એક સામટો સગ્રહ કરવામા આવ્યો અલબત્ત, આ ઉપરથી કઈ એવુ સમજાતું નથી કે પવમાન સૂક્તોજ મોડા લખાયા હતા જોકે એમાના કેટલાક સૂક્તો દશમુ મડલ અસ્તિત્વમા આવ્યુ તે વખતના હશે તોપણ સોમને લગતી કવિતાઓ, જે ઘણી બાબતોમા અવસ્તાને મળતી આવે છે અને જે ઇંડો-ઇરાનના પ્રાચીન સમયના વિધિની સાથે ગાઢો સમ્બન્ધ ધરાવે છે, તે ઘણા પ્રાચીન સમયમા વેદના ઋષિઓમા પરિપૂર્ણ પ્રતિષ્ઠાને પામી ચૂકી હતી એવુ માનવાને મજબૂત કારણો છે નવમા મડલના સૂક્તોમા પ્રાચીન અર્વાચીનનો ભેદ લગભગ તદ્દનજ નાબુદ થઈ ગયો છે, એટલુ તો નક્કીજ છે કે એ મડલમા અમુક સૂક્તો નવા છે અને અમુક સૂક્તો જૂના છે એવી રીતનો સ્પષ્ટ ભેદ સ્થાપિત કરવામા આધુનિક શોધખોળના પ્રયત્નો ઝાઝા સફળ થયા જણાતા નથી

દશમા મડલના સમ્બન્ધમા એટલુ તો નિર્વિવાદ છે કે એ મડલના સૂક્તો જે વખતે રચાયા તે વખતે પ્હેલા નવે મડલો અસ્તિત્વમા આવી ચૂક્યા હતા એ મડલના રચનારાઓ વિશેષ પ્રાચીન મડલોનુ જ્ઞાન ધરાવતા હતા એવુ ડગલે ડગલે આપણને માલમ પડ્યા વિના રહેતું નથી એ મડલના એક સૂક્તસમુદાય ( ૨૦–૨૬ )નો કર્તા એક સ્થળે **ઋગ્વેદ**ની પ્રથમ ઋચાના **અગ્નિમીળે** એ પ્રથમ શબ્દોથી પ્રારભ કરે છે તે ઉપરથી એવા અનુમાન ઉપર આવી શકાય છે કે પ્હેલા નવ મડલો

ઘણુંખરૂ એના વખતમા એક આખા ગ્રન્થ તરીકેજ અસ્તિત્વ ધરાવતાં હશે દશમુ મડલ તે ખરેખર પરિશિષ્ટ સૂક્તોનો એક સમુદાયજ છે એ વાત એ મડલને સોમ પવમાનને લગતા નવમા મડલની પાછળ મૂકવામા આવ્યુ છે તે પરથી તેમજ એના સૂક્તોની સખ્યા બરાબર પ્હેલા મડલના જેટલીજ (૧૯૧) કરવામા આવી છે તે પરથી માલમ પડી આવે છે એ મડલની કવિતાઓને એકબીજા સાથે જોડનારૂ તત્ત્વ એકલુ તવારીખનુજ છે, કારણ કે એ મડલ નવીન સૂક્તસમુદાયો અને નવીન સ્વતત્ર સૂક્તોનુજ બનેલુ છે તોપણ એ મડલની અદર જે પરિશિષ્ટ સૂક્તો આપવામા આવ્યા છે તે મ્હોટે ભાગે આગલા મડલોની અદર ઉમેરાયલા સૂક્તો કરતા વધારે પ્રાચીન જણાય છે

દશમુ મડલ વધારે મોડુ લખાયલુ છે એવુ સિદ્ધ કરી આપે એવા અનેક પ્રમાણો પુસ્તકની અદરના વિષય ઉપરથી તેમજ તેના બાહ્ય સ્વરૂપ ઉપરથી આપણને મળી આવે છે દતકથાના સમ્બન્ધમા આપણે જોઈએ છિયે કે એ પાછલા ઋષિઓની કલ્પના ઉપર વિશેષ પ્રાચીન દેવતાઓની હવે ઝાઝી અમર રહી નથી ઉષાદેવી જેવા કેટલાક પ્રાચીન દેવતાઓ હવે અદૃશ્ય થવા માડયા છે અને ઇંદ્ર અને અગ્નિ જેવા વિશેષ લોકપ્રિય થયલા દેવતાઓજ પોતાનુ પ્રથમનુ પદ જાળવી રહ્યા છે માત્ર "**विश्वे देवा**" (સઘળા દેવતા)ના મ્હોટા મડળને હવે વિશેષ પ્રાધાન્ય મળ્યુ છે એ ઉપરાત દેવતાઓનો તદ્દન નવોજ પ્રકાર પ્હેલી વારનો હવે આપણી દૃષ્ટિયે પડવા માડયો છે "**श्रद्धा**" અને "**मन्यु**" (ક્રોધ) જેવા કેવળ અમૂર્ત વિચારોને હવે દેવતાનુ પદ અપાવા મડાયુ છે વળી આગલા મડલોના કરતા તદ્દન જુદાજ વિષયોને લગતા નવા સૂક્તો પણ આ મડલમા આવે છે સૃષ્ટિ વિષેના વિચારો, ફિલસુફીની ચર્ચા, વિવાહ-વિધિ, મરણક્રિયા, જતરમતર–એ સઘળા વિષયો આ મડલનુ વિશિષ્ટ સ્વરૂપ સ્થાપિત કરે છે અને તે ઉપરાત એ મડલ પાછળથી અસ્તિત્વમા આવ્યુ હોવુ જોઈએ એ સિદ્ધાન્તને વધારે મજબૂતી આપે છે

વળી ભાષા તરફ જોતા પણ દશમુ મડલ બીજા મડલોથી જુદુ પડી આવે છે, અને ઘણી બાબતમા બીજા વેદોની દિશામા થતી સક્રાન્તિ સૂચવે છે એ વિષેના થોડાક ઉદાહરણો અત્રે આપીશુ તો તે બસ થશે એ મડલમા સ્વર ટૂકા કરાયલા ઘણી વાર દીઠામા આવે છે અને સ્વર-

વિચ્છેદ ( hiatus ) ક્વચિતજ દીઠામા આવે છે પાછળની સંસ્કૃત ભાષાની પેઠે **र्** ની સરખામણીમા **ल्** નો વિશેષ ઉપયોગ થયલો જણાય છે વિભક્તિની બાબતમા, વેદની પ્રથમાના બહુવચનનો **आसस्** પ્રત્યય ઓછો વપરાયલો જણાય છે એ મડલમા જે શબ્દો વપરાયલા છે તે તપાસતા માલમ પડે છે કે ઘણા જૂના શબ્દો હવે નીકળી જવા માડ્યા છે અને બીજા નવા શબ્દો વધારે ને વધારે પ્રચારમા આવવા લાગ્યા છે ઉદાહરણ તરીકે, **सीम्** એ અવ્યય **ऋग्वेद्**ના બાકીના ભાગમા પચાસ વખત વપરાયલો છે, પણ આ મડલમા તે એકજ વખત વપરાયલો દીઠામા આવે છે પછીની ભાષામા સાધારણ થઈ ગયલા એવા ઘણા શબ્દો આ મડલમા પ્હેલીજ વાર દીઠામા આવે છે, જેમકે **लभ्**, "મેળવવુ," **काल**, "વખત," **लक्ष्मी**, "પૈસો," **एवम्** "એ પ્રમાણે" વળી એ મડલમા જાણી જોઇને વપરાયલા પ્રાચીન રૂપો પણ કેટલાક દીઠામા આવે છે

એ પ્રમાણે દશમુ મડલ એ **ऋग्वेद्**ની રચનાનો ચોક્કસ પાછલો સમય સૂચવે છે આગલા મડલોમાના કેટલાક છૂટક સૂક્તો વિષે પણ જુદા જુદા સ્વીકારાયલા પ્રમાણોને આધારે એવુ સ્થાપિત થયુ છે કે તે બીજા સૂક્તોના કરતા મોડા લખાયલા હોવા જોઇએ, અને તેઓને માટે સાહિત્યના ત્રણ, રે ' પાચ યુગ પાડીને તેમાથી અમુક યુગમા અમુક સૂક્ત લખાયલુ હોવુ જોઇએ એવી રીતનો ચોક્કસ નિર્ણય કરવાના કઇંક પ્રયત્નો ચાલી રહ્યા છે તોપણ, આગલા મડલોના આખા ને આખા સૂક્ત સગ્રહને માટે કોઈ ચોક્કસ કાલનિર્ણય ઉપર હાલના શોધખોળ કરનારાઓ હજી સુધી આવી શક્યા નથી, કારણ કે એટલુ સ્મરણમા રાખવાનુ છે કે સગ્રહ મોડો થયો હોય અને તે સગ્રહમા અમુક સૂક્તને સ્થાન મોડુ આપવામા આવ્યુ હોય તે ઉપરથી તે સૂક્ત રચાયલુ પણ મોડુ હોવુ જોઇએ એવુ કઈ નિર્વિવાદ રીતે સિદ્ધ થતું નથી

**ऋग्वेद्**મા જે સૂક્તો દીઠામા આવે છે તે સઘળાને અસ્તિત્વમા આવતા કઈ સેંકડો વરસો થયલા હોવા જોઇએ વળી હિન્દુસ્તાનના લોકો ઇરાનના લોકોથી છૂટા પડ્યા ત્યાર પછી નિ સંશય વચમા કેટલોક વખત ગયલો હોવો જોઇએ જોકે તે વખત બહુ લાબો નહીં હોય તોપણ તે હશે ખરો આ સંક્રાન્તિના સમયમા, જે પ્રાચીન કવિતા હવે

વિનાશ પામી છે અને જે કવિતામા જૂનામા જૂના છતા પ્રથમથીજ ઘણા કૌશલની સાથે રચાયલા સૂક્તોની શૈલી વિકાસ પામી હશે તે કવિતા બનાવાયલી હોવી જોઇએ **ऋग्वेद**ના વધારે પ્રાચીન વિભાગના રચનારાઓ જાતે પોતાની આગળ થઈ ગયલા કવિઓ વિષે લખે છે, એ કવિઓનુ તેઓ અનુકરણ કરે છે, એ કવિની કવિતાઓને પાછી સજીવન કરવાની તેઓ ઇચ્છા રાખે છે, અને પ્રાચીન સમયમા રચાયલા પુરાણા સૂક્તો વિષે તેઓ કહે છે ભાષાને લગતા પ્રમાણને માટે તો એટલુ કહી શકાય કે દશમા મડલ સિવાય **ऋग्वेद**ના બીજા ભાગને માટે ભાષા ઉપરથી જુદા જુદા સમયનો કઈ ભેદ પાડી શકાય એમ નથી, કારણ કે સઘળા સૂક્તોના રચનારાઓ જુદા જુદા હોય છે તોપણ તેની ભાષા મ્હોટે ભાગે સરખીજ હોય છે વિચારમા, શૈલીમા, અને કવિત્વશક્તિમા ભેદ જોઈ શકવા એ તો પૂરેપૂરુ બની શકે એવુ છે, પણ ભાષામા ફેરફાર શોધી કાઢવાનુ કામ તો મુશ્કેલજ થઈ પડશે તે છતા, ખતીલા માણસો તરફથી ભાષાસમ્બન્ધી જે શોધખોળ કરવામા આવે છે તેને પરિણામે, અને સૂક્તોની ગોઠવણી, સૂક્તોમા વપરાયલા છદ, સૂક્તોની અદર આવતા વિષય* એ સર્વને આધારે, **ऋग्वेद**ના વધારે પ્રાચીન મડલોમા જુદા જુદા સમયના ભેદ પારખી શકાય તેવા પ્રમાણો હવે ધીરે ધીરે હાથ આવવા લાગ્યા છે

આ પ્રાચીન સમયને માટે જોકે હસ્તલિખિત પુસ્તકોની મદદ બીલકુલ મળી શકે એમ નથી, તોપણ મારે નસીબે **ऋग्वेद**ના સમ્બન્ધમા ૨૦૦૦ વર્ષ કરતા વધારે પ્રાચીન એવો પાઠાન્તરોનો મ્હોટો સમૂહ આપણને મળી આવે છે બીજા વેદો, જે મ્હોટે ભાગે **ऋग्वेद**ની અદરથી લીધેલા સૂક્તો, મત્રો, અને છૂટક પક્તિઓના બનેલા છે, તેમાથી

* જે સૂક્તોમા ગુચવણિયા વિધિનુ સૂચન થતુ હોય અથવા વિપ્રોના જુદા જુદા કર્મના વિભાગ પાડવામા આવ્યા હોય અથવા વિપ્રોને ભારે દક્ષિણા આપનારા રાજાઓની સ્તુતિ કરવામા આવી હોય તે સૂક્તોને વિશેષણ અર્વાચીન ગણવામા આવે એ સ્વાભાવિક છે, તોપણ યજ્ઞ વિષે કઇ પણ સૂચન જેમા કરવામા આવ્યુ હોય તે સઘળાને મોડા રચાયલા ગણવા એ ભૂલભરેલુ છે, એમ ડૉ હૉગનુ કહેવુ છે 'નિવિદ્'ની રચના યજ્ઞની સાથે સમ્બન્ધ ધરાવે છે છતા તે ઘણી પ્રાચીન છે એ વાત તરફ ડૉ હૉગે ખાસ લક્ષ દોર્યું છે

એ પાઠાન્તરો નીકળી આવે છે ખરેખર, બીજા સાહિત્યગ્રન્થોના સમ્બન્ધમા હસ્તલિખિત પ્રતોથી જે કામ થાય છે તે **ऋग्वेद**ના સમ્બન્ધમા **ऋग्वेद** સિવાયના વેદોથી થઈ શકે છે એ પ્રમાણે બીજા વેદોમાથી મળી આવતા પાઠાન્તરોને આધારે **ऋग्वेद**ના પાઠ ઉપર આપણે ટીકા કરી શકીએ છિયે, **ऋग्वेद**ના સીધી રીતે ઉતરી આવેલા ગ્રન્થને યાસ્ક ઋષિના અને પ્રાતિશાખ્યના કરતા પણ ઘણા વધારે પ્રાચીન ગ્રન્થોમાથી મળી આવતા પાઠાન્તરો સાથે મરખાવી જોવાને આપણે શક્તિમાન્ થઈએ છિયે

એ પાછલા વેદોમા મળી આવતા જુદા જુદા પાઠાન્તરોની સરખામણી કરતા આપણે એવા અનુમાન ઉપર આવીએ છિયે કે જે વખતે **सामवेद**નો ગ્રન્થ, **यजुर्वेद**નુ જૂનામા જૂનુ સ્વરૂપ, અને **अथर्ववेद** રચાયા હતા તે વખતે **ऋग्वेद**નો ગ્રન્થ કોઈ જુદી આવૃત્તિમા નહીં, પણ મ્હોટે ભાગે એના હાલના સ્વરૂપમાજ અસ્તિત્વ ધરાવતો હતો બીજા વેદોમા આપેલા પાઠો દૂષિત થયા વગરના રહ્યા હોય છતા **ऋग्वेद**મા આપેલો પાઠ દૂષિત થયો હોય એવા દાખલા તો ઘણાજ ઘણાજ થોડા નીકળી આવે છે આ ઉપરથી માલમ પડે છે કે જે સમયથી "**ऋग्वेद**" એ સ્વરૂપમા પરપરાએ પ્રાપ્ત થયલુ વેદનુ તત્ત્વ ચોક્કસ સ્થાપિત થઇને અને તેના શબ્દો અખડ જળવાઈ રહે તેને માટે પુષ્કળ કાળજી રખાઇને આપણા સુધી ઉતરી આવ્યુ તે સમય ઇ સ પૂર્વે ૧૦૦૦ કરતા વધારે નજીકનો ભાગ્યેજ હોઈ શકે

બીજા વેદો રચાયા અને પાછલા સમયની કર્મકાડની વિસ્તૃત યોજના તૈયાર થઈ ત્યાર પ્હેલા મુખપરપરાએ ઉતરી આવેલો અને ઐતિહાસિક અગત્ય ધરાવનારો કાવ્યોનો પવિત્ર સગ્રહ વિશેષ ચોકસાઇથી સચવાઈ રહ્યો હોય એ સ્વાભાવિકજ છે બીજા ગ્રન્થો તો માત્ર ધર્મની નવી ઉત્પન્ન થયલી જરૂરિયાતો પૂરી પાડવાને માટેજ મ્હોટે ભાગે **ऋग्वेद**માથી સૂક્તો લઇને અને તે સૂક્તોના સ્વચ્છન્દીપણે બબ્બે કે અક્કેક મત્રના કકડા કરીને રચાયના હતા તે ગ્રન્થોના પાઠો કઈ **ऋग्वेद**ના જેટલી ચોકસાઇથી સચવાઈ રહ્યા હોય નહીં, કારણ કે જે લોકોને બીજુ કઈ કરવાનુ ન્હોતુ, પણ પ્રાચીન ગ્રન્થને તેના સુવ્યવસ્થિત સ્વરૂપમા અખડ રાખીને ભવિષ્યની પ્રજાને પ્હોચાડવાનો હતો તેઓને એ મત્રો અવિકૃત

રહે તેની જેટલી કાળજી હોય તેટલી કાળજી જે લોકો **ऋग्वेद**ના મત્રોને તેના ગ્રન્થમાથી ઉપાડી લઇને પોતાની નવી કલ્પનાઓ સાથે ભેળવી દે તેને ભાગ્યેજ હોઈ શકે. જ્યા નવોજ સપ્રદાય કાઢવાનો હોય ત્યા જૂના સપ્રદાયને વળગી રહેવાની વૃત્તિ એટલી બધી સખત ન હોય તેમા કઈ નવાઈ જેવુ નથી

**ऋग्वेद**ના પાઠ વિષેના વિવેચનમા બે સમય આવી જાય છે પ્રથમ, જે સમયમા બીજા વેદો હજી અસ્તિત્વમા આવ્યા ન્હોતા અને એકનો એજ વેદ અસ્તિત્વ ધરાવતો હતો તે સમય, અને બીજો, જે સમયમા વ્યાકરણમા કુશળ એવા પ્રકાશકોના શ્રમને પરિણામે સ્વરશાસ્ત્ર પ્રમાણે "સહિતાપાઠ" એ નામથી ઓળખાતા નવા સ્વરૂપની યોજના થઈ તે સમય એ બેમાથી વિશેષ પ્રાચીન સમયમા એ વેદ મુખપરપરા થીજ ઉતરી આવેલો હોવાથી એનો છેવટનો સગ્રહ થયો ત્યા સુધી સપૂર્ણ રીતે સપ્રમાણ સ્વરૂપમા એ ગ્રન્થ સચવાયલો ન્હોતો ઘણા પ્રાચીન સમયથી ઉતરી આવીને ભાષાસમ્બન્ધી સ્થિતિ ફરવાઈ ગઈ હોય તેના સમય સુધી પોતાનુ અસ્તિત્વ ટકાવી રાખનાર સઘળા ગ્રન્થોની જેવી સ્થિતિ થાય છે તેવી સ્થિતિ થોડીઘણી પણ એ ગ્રન્થની થયા વગર રહી ન્હોતી જોકે વિશેષ પ્રાચીન સમયના પાઠમા આ પ્રમાણે ઘણા અપભ્રશ થયા હતા એ નિર્વિવાદ છે, તોપણ એ પાઠમા જે ફરફારો થયલા તેનો સહિતાપાઠ વડે નિકાલ થયો ત્યાર સુધી એ ગ્રન્થની સપ્રમાણતા ધારવામા આવે તેના કરતા ઘણી વધારે મજબૂત રીતે જળવાઈ રહી હતી આ સહિતાપાઠ સેંકડો જગાએ સૂક્તોના રચનારના પાઠથી જુદો જણાઈ આવે છે, પણ એમા જે શબ્દો વપરાયલા છે તે લગભગ બધી જગાએ પ્રાચીન ઋષિઓએ જે વાપરેલા તેના તેજ છે ઉદાહરણ તરીકે, ખરો શબ્દ **सुम्नम्** છે કે **द्युम्नम्** છે એવા પ્રકારનો કોઈ પણ રીતનો સશય પાઠાતરોને લીધે ઉત્પન્ન થતોજ નથી પાઠમા જે ભેદ જણાય છે તે સંસ્કૃત ભાષાના **संधि**ના નિયમોને લીધે શબ્દોના ઉચ્ચારમા ફેરફાર થાય છે તેને લીધેજ થયો હોય છે ઉદાહરણ તરીકે, અગાઉ જેનો ઉચ્ચાર **तुअ हि अग्ने** એ પ્રમાણે થતો તે હવે **त्वं हि अग्ने** એ રૂપમા દેખાય છે પણ આથી પાઠને જે નવીનતા પ્રાપ્ત થાય છે તે અતિ અલ્પ હોય છે, અને એ નવીનતા પ્રાપ્ત કરાવવાની પદ્ધતિનો એકસરખો સ્વીકાર ન થયલો એવુ ઘણી વાર જોવામા આવે છે સહિતાપાઠમા સધિના નિયમ

પ્રમાણે જે સયોગ કરવામા આવ્યો હોય છે તેને લીધે છદમા વિક્ષેપ આવી જાય છે આ કારણથી છદ પ્રમાણે વાચવાથી વધારે જૂનો પાઠ પાછો ઉભો કરી શકાય છે તેનીજ સાથે, અપભ્રશ પામવાનો જેના વિષે ઘણો ભય રાખી શકાય એવી ઝીણામા ઝીણી વિગતો અને સ્વરની બાબતમા તેમજ વિકલ્પવાળા રૂપોની બાબતમા ઘણીજ સરલતાથી ખસેડી શકાય એવા હલકામા હલકા ભેદો સહિતાપાઠને લીધેજ સચવાઈ રહ્યા છે એવી બાબતો પરથી આપણને એક બીજો વધારાનો પુરાવો મળેછે કે ગ્રન્થના શબ્દોની અખડ રચના જાળવી રાખવાની જે અત્યત કાળજી રખાતી તે સહિતાપાઠની પ્હેલાના વિશેષ પ્રાચીન સમયથીજ રખાતી હતી આ પ્રમાણે, પ્હેલા સમયમા વેદનો પાઠ મુખપરપરાથી પ્રાપ્ત થયલો હોવાને લીધે ઉત્પન્ન થયલી છૂટી છૂટી ભૂલો, અને બીજા સમયમા–સહિતાપાઠના સમયમા–વ્યાકરણના સિદ્ધાન્તોને લીધે ઉત્પન્ન થયલી ભૂલોને જો આપણે બાદ કરીએ તો આપણને જણાય છે કે **ऋग्वेद**નો પ્રાચીન ગ્રન્થ ઘણાજ પુરાતન કાળથી ઝીણામા ઝીણી વિગતોમા પણ આશ્ચર્ય પમાડે એવી ચોકસાઈ સાથે જેવો ને તેવોજ સાચવી રાખવામા આવ્યો છે

**ऋग्वेद**ના અર્થના સમ્બન્ધમા **બ્રાહ્મણો**મા જે ચર્ચાઓ કરવામા આવી છે તે ઉપરથી એવુ અનુમાન થાય છે કે **બ્રાહ્મણ**ના વખતમા **ऋग्वेद**નો પાઠ પ્રધાનપણે નક્કી થઈ ગયો હશે, અને તે પણ ચોક્કસ–**यजुर्वेद**ના ગદ્યમા લખાયલા મત્રો જેની કોઈ પણ રચનાના કરતા વધારે ચોક્કસ–નક્કી થઈ ગયો હશે, કારણ કે **शतपथब्राह्मण**મા એવા કેટલાક બીજા મત્રોને ફેરવવાની શકયતા વિષે લખ્યુ છે, પણ અમુક **ऋग्वेद**ના મત્રોનો પાઠ બદલવાની સૂચના કેટલાક આચાર્યો તરફથી કરવામા આવેલી તે તો વિચાર કરવા લાયકજ નથી એમ કહીને એ સૂચનાનો એ **બ્રાહ્મણ**મા સ્પષ્ટ અસ્વીકાર કરવામા આવ્યો છે વળી, અમુક સૂક્તમા અથવા અમુક મત્રસમૂહમા મત્રોની સખ્યા આટલી છે એવુ **બ્રાહ્મણો**મા ઘણે ઠેકાણે કહેવામા આવ્યુ છે સખ્યા સમ્બન્ધી એવા સઘળા કથનો **ऋग्वेद**ના હાલ અસ્તિત્વ ધરાવતા પાઠની સાથે મળતા આવતા જણાય છે એથી ઉલટુ, **બ્રાહ્મણો**મા **ऋग्वेद**ના મત્રોની જગા ફેરબદલ થયલી અથવા કેટલાક મત્રો મૂકી દેવાયલા એવુ ઘણે સ્થળે જોવામા આવ્યુ છે પણ એવી રીતના ફેરફારો એ મત્રોના વિધિવિષયક સ્વરૂપની સાથેજ

સમ્બન્ધ ધરાવે છે, અને જે ગ્રન્થમાથી એ મત્રો લેવામા આવ્યા છે તેનો પાઠ કઈ આપણા પાઠ કરતા જુદો હતો એવુ એ ઉપરથી કોઈ પણ રીતે સ્થાપિત થઈ શકતુ નથી

સૂત્રોમા પણ ઋગ્વેદના મત્રો કઇક ફેરફાર પામેલા દીઠામા આવેછે, પણ બ્રાહ્મણોના સમ્બન્ધમા જેમ કહેવાય છે તેમ સૂત્રોના સમ્બન્ધમા પણ કહી શકાશે કે એ ફેરફાર ગ્રન્થની કોઈ વિશેષ પ્રાચીન આવૃત્તિને આધારે કરવામા આવ્યા છે એમ નથી, પણ અસલના મત્રોને કર્મકાડની નવી પરિભાષાને અનુકૂળ બનાવવાની જરૂરિયાતને લીધેજ કરવામા આવ્યા છે વળી, ઋગ્વેદના હાલના પાઠને વધારે મજબૂતી મળે એવા ઘણા વચનો એ સૂત્રોમાથી મળી આવે છે ઉદાહરણ તરીકે, અમુક સૂક્તમા મત્રોની સ્થિતિ કેવી છે તે વિષે અથવા જુદા જુદા સૂક્તસગ્રહોમા મત્રોની કુલ સખ્યા કેટલી છે તે વિષે શાંખાયનનુ સૂત્ર જે કઈ કહે છે તે સઘળુ આપણા ગ્રન્થની સાથે હમેશાજ મળતુ આવતુ જણાય છે

જેના વડે કરીને ઋગ્વેદનુ વિધિવિષયક સ્વરૂપ છેવટને માટે નક્કી થયુ તે સહિતાપાઠ ક્યારે તૈયાર થયો એ પ્રશ્નનો ઉત્તર આપવાનો હજી આપણને બાકી છે હવે, અમુક શબ્દમા અથવા અમુક શબ્દસમૂહમા અક્ષરો કેટલા આવે છે તે વિષેના સ્પષ્ટ વચનો બ્રાહ્મણોમા ઘણા દીઠામા આવે છે, પણ સહિતાપાઠમા સ્વરો ટૂકા કરાયલા હોવાને લીધે એ વચનો સંહિતાપાઠની સાથે બરાબર બેસતા આવતા નથી વળી, બ્રાહ્મણ સાહિત્યના પ્રાચીન વિભાગમા વેદના પાઠ સમ્બન્ધી સ્વરશાસ્ત્રના પ્રશ્નોની ચર્ચા થયલી ભાગ્યેજ દીઠામા આવે છે એ ઉપરથી એવા અનુમાન ઉપર આવી શકાય કે બ્રાહ્મણગ્રન્થો પૂરા થયા ત્યાર પ્હેલા સંહિતાપાઠ અસ્તિત્વમા આવ્યો નહીં હોય આરણ્યકો અને ઉપનિષદો, જે બ્રાહ્મણોનો વધારાનો ભાગ છે, તેના સમ્બન્ધમા વસ્તુસ્થિતિ જુદા પ્રકારની છે એ ગ્રન્થોમા અમુક અમુક અક્ષરસમૂહોને માટે વ્યાકરણના પારિભાષિક શબ્દો આપેલા છે, એટલુજ નહીં પણ વેદગ્રન્થના સ્વર વગેરેને લગતા સિદ્ધાન્તો પણ સવિસ્તર આપેલા છે વળી શાકલ્ય, માણ્ડૂકેય આદિ વૈયાકરણો, જેને પ્રાતિશાખ્યના ગ્રન્થોમા પણ પ્રમાણભૂત ગણવામા આવ્યા છે, તેના નામ પ્હેલીજ વારના આ ગ્રન્થોમા દીઠામા આવે છે. એ પ્રમાણે આરણ્યકો અને ઉપનિષદો એ વ્યાકરણશાસ્ત્રને લગતા

પ્રશ્નોના સમ્બન્ધમા બ્રાહ્મણોનો સમય અને યાસ્ક તથા પ્રાતિશાખ્યનો સમય એ બેની વચ્ચેનો સક્રાન્તિકાળ સૂચવે છે સંહિતાપાઠ એ વચલા સમયમા, ઇ સ પૂર્વે ૬૦૦ કે એવા કોઈ સમયમા, ઘડાયલો હોવો જોઈએ

આ પાઠ તૈયાર થયો એટલે તરત એ ધર્મગ્રન્થના સમ્બન્ધમા વિકૃતિ કે વિનાશનો સભવજ રહે નહીં તેને માટે અદ્ભુત સાવચેતીના પગલા ભરવામા આવ્યા એ પગલાઓને પરિણામે કોઈ પણ સાહિત્યમા ન દેખાયલી એવી સચોટ રીતથી એ ગ્રન્થ જેવી ને તેવી સ્થિતિમા સાચવી રાખવામા આવ્યો છે એ દિશામા સૌથી પ્હેલુ પગલુ એ ભરવામા આવ્યુ કે પદપાઠ એટલે પદોનો અથવા શબ્દોનો પાઠ તૈયાર કરવામા આવ્યો પદપાઠમા સંહિતાનુ પૃથક્કરણ કરવામા આવ્યુ છે એ પાઠમા દરેક છૂટો શબ્દ તેના સ્વતત્ર સ્વરૂપમા આપવામા આવ્યો છે, અને એવી રીતે એ પાઠ સહિતાપાઠને મ્હોટે ભાગે વિશેષ પ્રાચીન સ્થિતિમા આણી મૂકે છે પદપાઠ અને સહિતાપાઠ એ બેઉ એકી વખતેજ ન્હોતા ઘડાયા એમ માનવાનુ ચોક્કસ કારણ એ છે કે પદપાઠમા કેટલાક ખોટા અર્થ કરાયલા અને કેટલીક ગેરસમજ થયલી સ્પષ્ટ માલમ પડે છે તોપણ સંહિતા-પાઠ પછી થોડો વખતજ રહીને પદપાઠ ઘડાયો હોવો જોઇએ, કારણ કે **ऐतरेय आरण्यक**ના લેખકને એ પદપાઠની માહિતી હતી એવુ જણાય છે, અને એનો રચનાર શાકલ્ય તે યાસ્ક ઋષિ, જે શાકલ્યનુ પ્રમાણ આપે છે, અને શૌનક, જેણે પદપાઠને આધારે રચાયલુ **ऋग्वेद-प्रातिशाख्य** લખ્યુ છે, તે બેઉના કરતા વધારે જૂનો હોવો જોઇએ

**ऋग्वेद**ના મત્રોની સપ્રમાણતા નક્કી કરવાને માટે કસોટી તરીકે પદપાઠ બહુ અગત્યનો છે એ નીચલી વાત ઉપરથી માલમ પડી આવે છે પદપાઠમા જેનુ પૃથક્કરણ કરવામા ન આવ્યુ હોય, પણ સંહિતા-પાઠના મૂળ રૂપમા જે ફરીથી આપવામા આવ્યા હોય એવા છ મત્રો **ऋग्वेद**મા છે આ પરથી એવુ અનુમાન થાય છે કે શાકલ્ય ઋષિએ એ છ મત્રોને ખરેખરા ઋગ્વેદના મત્રો તરીકે સ્વીકાર્યા નથી, અને આ અનુમાનને આન્તર પ્રમાણોનો ટેકો મળે છે આ છ મત્રોનો સમૂહ ચોક્કસ છે એમા કોઈ મત્ર બાકી રહી જતો નથી વધારાના જે પ્રાચીન મત્રોને શાકલ્ય ઋષિ પ્રમાણભૂત ગણે છે અને **खिल** એ નામના નવા મત્રો, જેને કોઈ પણ સ્વરૂપે પદપાઠમા કદી સ્થાનજ મળ્યુ ન્હોતું, એ બેની વચ્ચે આ મત્રોને મૂકી શકાય તેમ છે.

**વેદના** પવિત્ર ગ્રન્થને હજી પણ વધારે ચોક્કસ રીતે જેવો ને તેવો જાળવી રાખવાને માટે થોડા વખત પછી **क्रमपाठ**નુ સ્વરૂપ યોજવામા આવ્યુ આ સ્વરૂપ જૂનુ છે, કારણ કે **ऐतरेय आरण्यक**ના રચનારને અસલથી **पदपाठ**નુ તેવુજ આ **क्रमपाठ**નુ પણ જ્ઞાન છે એમા **પદપાઠ**નો દરેક શબ્દ બે વખત બોલવામા આવે છે એ શબ્દને આગળ આવી ગયલા શબ્દની સાથે તેમજ પાછળ આવતા શબ્દની સાથે પણ જોડવામા આવે છે ઉદાહરણ તરીકે, **अ**, **ब**, **क**, અને **ड** એને આપણે ચાર શબ્દો ગણીએ તો તે આ પ્રમાણે વચાય **अब**, **बक**, **कड** એ **क्रमपाठ**ને આધારે વળી **जटापाठ** અથવા "ગૂંથેલો પાઠ" તૈયાર કરવામા આવ્યો છે તેમા દરેક જોડકુ ત્રણ ત્રણ વાર બોલાય છે, અને બીજી વાર બોલાય છે તે વિપરીત ક્રમના બોલાય છે ( **अब**, **बअ**, **अब**, **बक**, **कब**, **बक** ) ગુચવણની પરાકાષ્ઠા તો **घनपाठ**મા આવીને ઉભી રહે છે તેમા ક્રમ આ પ્રમાણે છે **अब**, **बअ**, **अबक**, **कबअ**, **अबक**, **बक**, **कब**, **बकड**, ઇત્યાદિ

**પ્રાતિશાખ્ય**ના ગ્રન્થો તે **પદપાઠ**ને **સંહિતાપાઠ**મા મૂકવાને માટે જે જે ફેરફાર કરવા જરૂરના છે તે સઘળા ચોક્કસ રીતે દર્શાવવાના હેતુથી રચાયલા છે, એટલે **પ્રાતિશાખ્ય**ને પણ **વેદ**ગ્રન્થને સાચવી રાખવાના સાધન તરીકે ગણી શકાય

છેવટે, **अनुक्रमणी**ના પરિશિષ્ટ ગ્રન્થો તે જુદા જુદા દૃષ્ટિબિંદુથી **વેદ**ની અંતર્ગત વસ્તુઓની નોંધ રાખે છે, અને તે ઉપરાંત એ પવિત્ર ગ્રન્થમા આવતા સૂક્તો, મંત્રો, શબ્દો, અને અક્ષરોની પણ સંખ્યા વિષેની ગણત્રીઓ કરીને એ સંબંધી માહિતી પૂરી પાડે છે એવી રીતે **अनु-क्रमणी**ના ગ્રન્થો પણ **વેદ**ના ગ્રન્થોને જેવો ને તેવો સાચવી રાખવાનો ઉદ્દેશ રાખે છે

**ऋग्वेद**ના ગ્રન્થની એકજ આવૃત્તિ આપણા સુધી ઉતરી આવેલી છે, પણ અસલના વખતમા એની બીજી આવૃત્તિઓ પણ હતી એવુ માનવાને આધાર છે ખરો ?

**चरणव्यूह** એ નામના સૂત્રમયના એક પરિશિષ્ટ ગ્રન્થમા **શાકલ**, **વાષ્કલ**, **આશ્વલાયન**, **શાંખાયન**, અને **માણ્ડૂકેય** એવી **ऋग्वेद**ની

પાંચ શાખાઓ ગણાવી છે પણ, એમાની ત્રીજી અને ચોથી તે કંઈ **ઋગ્વેદ**ના ગ્રન્થની જુદી જુદી આવૃત્તિઓ નથી. એ એમા અને **શાકલ**ની શાખામા ફેર માત્ર એટલોજ છે કે અગિયાર **વાલખિલ્ય** અથવા વધારાના સૂક્તોનો જે સમૂહ છે તેને **આશ્વલાયન**ની શાખામા **સહિતા**ની અદરનોજ ગણવામા આવ્યો છે, ત્યારે **શાંખાયન**ની શાખામા એ સમૂહને **સહિતા**ના એક વિભાગ તરીકે દાખલ કરવામા તો આવ્યો છે, પણ એમાથી કેટલાક મત્રો કાઢી લેવામા આવ્યા છે આ કારણથી **પુરાણ** એ નામના દતકથાઓના પાછલા સમયના ગ્રન્થોમા **શાકલ**, **વાષ્કલ** અને **માણ્ડૂક** એ ત્રણજ શાખાઓ ગણાવવામા આવી છે એમાની છેલ્લી શાખાના ઋષિઓ પાસે કોઈ સ્વતત્ર પ્રકારની **ઋગ્વેદ**ની આવૃત્તિ કદાચ એક સમયે હશે, તોપણ પ્રાચીન **હિન્દુસ્તાન**ના પ્રથમ સમયમાજ એ આવૃત્તિના અસ્તિત્વ વિષેના સઘળા ચિહ્નો નાશ પામ્યા હશે, કારણ કે એ વિષેની કોઈ પણ પ્રકારની માહિતી સાચવી રાખવામા આવી નથી આ પ્રમાણે **શાકલ** અને **વાષ્કલ** એ બે શાખાઓનોજ વિચાર કરવાનો છે એ બે શાખાઓના પાઠમા ફેર માત્ર એટલોજ જણાય છે કે **વાષ્કલ** શાખામા આઠ વધારાના સૂક્તોને ગણવામા આવ્યા છે અને પ્રથમ મડલના એક સમૂહને સહિતામા કંઈ જુદુ સ્થાન આપવામા આવ્યુ છે એ સિવાય એ બે શાખાઓમા કંઈ ફેર નથી, એવુ દર્શાવનારા પ્રમાણો વૈદિક સાહિત્યના પરિશિષ્ટ ગ્રન્થોમાથી જોઇએ તેટલા મળી આવે છે પણ જેમા ફેર છે તે બાબતોમા **શાકલ**નો પાઠ ( જે અત્યારે અસ્તિત્વ ધરાવે છે ) તે વધારે ચઢિયાતો જણાય છે આ પ્રમાણે **શાકલ** શાખાના ઋષિઓમા **ઋગ્વેદ**નો જે પાઠ વશપરપરા ઉતરી આવ્યો હતો તે સૌથી શ્રેષ્ઠ હતો, એટલુજ નહીં પણ જેના અસ્તિત્વ વિષે આપણે ચોક્કસ કહી શકીએ એવી એકજ આવૃત્તિ તે એ શાખા તરફથીજ ઉતરી આવેલી છે એવુ સ્પષ્ટ માલમ પડે છે

બીજી સહિતાઓ તેમજ **શતપથ** અને **તૈત્તિરીય** એ બે **બ્રાહ્મણો** અને **તૈત્તિરીય**નુ **આરણ્યક** એ સર્વેની પેઠે **ઋગ્વેદ**નો ગ્રન્થ પણ સ્વર સાથે આપણી આગળ ઉતરી આવેલો છે. એ ગ્રન્થની ખાસ પવિત્રતાને લીધે શુદ્ધ અને સફળ પાઠને માટે સ્વરની ઘણી આવશ્યકતા જણાઈ હશે. એજ પ્રમાણે **યવન** લોકોમા ખાસ વિદ્વાનોના ઉપયોગની અને નમૂનેદાર આવૃત્તિઓમાજ સ્વર આપવામા આવતા હતા. પ્રાચીન **યવનો**ના ગ્રન્થોની

પેઠે **વેદ**ના સ્વરની યોજના આરોહઅવરોહને ધોરણે થયલી હતી **પાણિનિ**ની પછીના સમય સુધી **સંસ્કૃત** સ્વરની આ યોજના કાયમ રહી હતી પણ જેવી રીતે ખ્રિસ્તી સનતની શરૂઆત પછી પ્રાચીન **યવનો**ની આરોહઅવરોહના ધોરણની સ્વરયોજનાને બદલે ધીરે ધીરે ઉચ્ચાર-ભારના ધોરણની સ્વરયોજનાનો સ્વીકાર કરવામા આવ્યો, તેવી રીતે ઇન્ની સનના સાતમા સૈકામા ( અને ઘણુંખરૂ ત્યાર પ્હેલા લાબા વખત ઉપર) **સંસ્કૃત** સ્વરયોજનામા પણ એવાજ પ્રકારનો ફેરફાર થતો ગયો પણ અસલની **યાવ**ની ભાષામા આરોહ–અવરોહ પ્રમાણે ભાષામા જે અક્ષર ઉપર સ્વર આવતો હતો તેજ અક્ષર ઉપર હાલની **યાવ**ની ભાષામા પણ ઉચ્ચાર-ભાર પ્રમાણેનો સ્વર આવે છે, ત્યારે **સંસ્કૃત** શબ્દોનો હાલનો ઉચ્ચાર **વૈદિક** સમયના સ્વર સાથે કંઈ પણ સમ્બન્ધ ધરાવતો નથી, પણ કંઇક **લૅટિન** ભાષાની પેઠે છેલ્લા બે કે ત્રણ અક્ષરના વજન ઉપરજ આધાર રાખે છે ઉદાહરણ તરીકે, ઉપાન્ત્ય સ્વર જો લાબો હોય તો તેના ઉપર ભાર મૂકાય છે, જેમકે " **कालिदास** " ( એ શબ્દમા '**दा**' ઉપર ભાર આવે છે), અથવા ઉપાન્ત્યની પ્હેલાનો સ્વર જો લાબો હોય અને તેની પાછળનો સ્વર ટૂકો હોય તો તે ઉપાન્ત્યની પ્હેલાના સ્વર ઉપર ભાર મૂકાય છે, જેમકે " **ब्राह्मण** " અથવા " **हिमालय** " ( અહીં પ્હેલા શબ્દમા '**ब्रा**' ઉપર ભાર આવે છે, અને બીજા શબ્દમા '**मा**' ઉપર ભાર આવે છે ) **સસ્કૃત**ના સ્વરમા આ ફેરફાર થયો તે **પ્રાકૃત**ની અસરને લીધે થયો **પ્રાકૃત**મા ઉચ્ચારભાર પ્રમાણેનો સ્વર ઘણા પ્રાચીન સમયથી પ્રચાર પામેલો હતો ખ્રિસ્તી સવતના કેટલાક સૈકાઓ આગળથીજ એ સ્વર **પ્રાકૃત**મા દાખલ થયો હતો એનીજ અસર **સંસ્કૃત** ઉપર થયલી હોવી જોઇએ

**સંસ્કૃત**ના બીજા ધર્મગ્રન્થોમા તેમ **ऋग्वेद**મા પણ ત્રણ જાતના સ્વર આવે છે એમાનો સૌથી અગત્યનો સ્વર તે " **उदात्त** " ( ઉંચો કરાયલો )એ નામનો છે એ સ્વર **યાવ**ની ભાષાના " acute " એ નામના સ્વરની સાથે મળતો આવે છે તુલનાત્મક ભાષાશાસ્ત્રથી એવુ સિદ્ધ થયુ છે કે સૌથી પ્હેલી **આર્ય** ભાષામા જે અક્ષર ઉપર એ સ્વર આવતો તેના ઉપરજ **સંસ્કૃત**મા પણ આવે છે **યાવ**ની ભાષામા, છેલ્લા ત્રણ અક્ષરોમાજ ગમે તે એક ઉપર સ્વર આવવો જોઇએ એવો ખાસ કાયદો છે તે જ્યા ન નડતો હોય ત્યા આગળ સાધારણ રીતે **સંસ્કૃત**મા જે

અક્ષર ઉપર સ્વર આવે તેજ અક્ષર ઉપર **યાવની** ભાષામા પણ આવે છે ઉદાહરણ તરીકે, **યાવની** ભાષાનો "heptá" તે **વૈદિક** ભાષાના "**सप्त**"ની સાથે મળતો આવે છે ઉદાત્તની પ્હેલાનો જે નીચો સ્વર તે "**अनुदात्त**" (ઉંચો નહીં કરાયલો) એ નામથી ઓળખાય છે ત્રીજો તે આરોહ પછીના અવરોહણનો સ્વર એ સાધારણ રીતે ઉદાત્તની પાછળ આવે છે, અને એ "**स्वरित**'ના નામથી ઓળખાય છે

વેદના ગ્રન્થોમા સ્વરના ચિહ્ન મૂકવાની જુદી જુદી ચાર રીતો છે તેમાથી **ऋग्वेद**ની રીતનો સૌથી વિશેષ પ્રચાર થયનો જણાય છે એ રીત પ્રમાણે, **उदात्त स्वर** આગળ કઈ પણ ચિહ્ન મૂકવામા નથી આવતુ, **अनुदात्त स्वर** સૂચવવાને માટે એ સ્વરવાળા અક્ષરની નીચે એક આડી લીટી દોરવામા આવે છે, અને **स्वरित**ને માટે અક્ષરની ઉપર એક ઊભી લીટી દોરવામા આવે છે ઉદાહરણ તરીકે, **यज्ञस्य** ("યજ્ઞનો') એમા બીજો અક્ષર **उदात्त स्वर** વાળો છે, અને ત્રીજો તે **स्वरित** છે **उदात्त स्वर**ને માટે કઈ પણ ચિહ્ન મૂકવામા આવતું નથી તેનુ કારણ એ છે કે એ સ્વરને બીજા બેની વચ્ચેનો ગણવામા આવે છે *

ઋગ્વેદના સૂક્તોમા મત્રો આપવામા આવ્યા હોય છે તેની સખ્યા ઓછામા ઓછી ત્રણની અને વધારેમા વધારે અઠ્ઠાવનની જોવામા આવે છે, પણ સાધારણ રીતે એક સૂક્તમા દશ કે બારથી વધારે મત્રો હોતા નથી આ મત્રો આશરે પદર જુદા જુદા છદમા રચાયલા છે, તેમાના સાતજ છદો ઘણી વાર વપરાયલા જોવામા આવે છે તેમા પણ ત્રણ છદો સૌથી વધારે વપરાયલા છે ઋગ્વેદમા જેટલા મત્રો છે તેમાના લગભગ ચારપચમાશ જેટલા આ ત્રણ છદોમાજ રચાયલા છે

---

* બીજી ત્રણ રીતો નીચે પ્રમાણે છે —

(૧) **मैत्रायणीसहिता** અને **काठकसहिता** એ નામની **कृष्णयजुर्वेद**ની બે આવૃત્તિઓમા ઉદાત્ત સ્વરને માટે અક્ષરની ઉપર એક ઊભી લીટી દોરવામા આવે છે,

(૨) **शतपथब्राह्मण**મા ઉદાત્ત સ્વરને માટે અક્ષરની નીચે એક આડી લીટી દોરવામા આવે છે, અને

(૩) **सामवेद**મા ત્રણે સ્વરના આરોહ–અવરોહ સૂચવવાને માટે ૧,૨,૩ એવા આકડાઓ માડવામા આવે છે, તેમા ૧ તે ઉદાત્તનો સૌથી ઉચો સ્વર સૂચવે છે

યાવની ભાષાના અને વૈદિક ભાષાના છંદ શાસ્ત્રમાં એક મ્હોટો તફાવત છે યાવની ભાષાના છંદ શાસ્ત્રમા "foot" (પાદ) એ છંદનો પ્રથમ વિભાગ કહેવાય છે, વૈદિક ભાષાના છંદ.શાસ્ત્રમા જુદા જુદા "foot" (પાદ)ના વિભાગ હોતા નથી, પણ પંક્તિ તેજ પ્રથમ વિભાગ કહેવાય છે નવાઈ જેવુ એ છે કે વૈદિક છંદના એ પ્રથમ વિભાગને માટે પણ **पाद** અથવા "foot" એ શબ્દજ વપરાય છે પણ એવી રીતે પંક્તિને માટે **पाद** એ શબ્દ વપરાય છે તેનુ કારણ જુદુ છે એ સ્થળે (ચોપગા પ્રાણીઓના પાદ ઉપરથી) **पाद** એ શબ્દનો અર્થ 'ચોથો ભાગ' એવો થાય છે, કારણ કે સાધારણ રીતે દરેક મંત્રની ચાર પંક્તિઓ હોય છે સાધારણ રીતે દરેક **पाद**મા આઠ, અગિયાર, અથવા બાર અક્ષરો હોય છે ઘણુંખરું એકજ જાતની ત્રણ અથવા ચાર પંક્તિઓની એક **ऋचा** બને છે પણ ચારપાચ જાતની **ऋचा**ઓ એવી પણ છે કે જે જુદી જુદી પંક્તિઓના મિશ્રણથીજ બનેલી છે એવી **ऋचा**ઓ ક્વચિતજ દીઠામા આવે છે

એ ધ્યાનમા રાખવાનુ છે કે યાવની ભાષાના છંદ શાસ્ત્રને અપરિચિત એવી એક પ્રકારની ચોક્કસ શિથિલતા વેદની છંદરચનામા હોય છે, લૅટિન ભાષાની એક પ્રકારની કવિતા(Saturnian verse)મા જેવુ અનિયમિતપણુ હોય છે તેવુજ અહીં પણ દીઠામા આવે છે વેદના મંત્રોમા કર્ણપ્રિયતાને અર્થે ઘડાયલા છંદના નિયમો છેલ્લા ચાર-પાચ અક્ષરોનેજ લાગુ પડે છે, પંક્તિનો પ્રથમનો ભાગ નિયમને વશ હોતો નથી ઐતિહાસિક દૃષ્ટિએ જોતા વેદના છંદો, જેના ઉપર પાછલા સાહિત્યના આખા છંદ શાસ્ત્રનો આધાર છે, તે ઇંડો-ઇરાની સમયની યોજના અને સંસ્કૃત સમયની યોજના એ બેની વચ્ચેનુ સ્થાન રોકે છે, કારણ કે અવસ્તાનો ગ્રન્થ, જેમા માત્રા તરફ લક્ષ આપવામા આવતુ નથી, અને જેની આઠ અક્ષરની અથવા અગિયાર અક્ષરની પંક્તિઓના બનેલા મંત્રો બીજી રીતે **ऋग्वेद**નેજ મળતા આવે છે તેના પ્રમાણ ઉપરથી માલમ પડે છે કે જે વખતે ઈરાન અને હિન્દુસ્તાનના લોકોની એકજ પ્રજા બનેલી હતી તે વખતની છંદ શાસ્ત્રની પદ્ધતિમા અક્ષરોની ગણત્રી સિવાય બીજા કોઈ પણ સિદ્ધાન્ત તરફ લક્ષ આપવામા આવતું ન્હોતું એથી ઉલટુ, સંસ્કૃત સમયમા માત્ર વીરચરિત કાવ્યોમા વપરાયલી **श्लोक** નામની શિથિલ બંધનોવાળી રચના સિવાય છંદોમા પંક્તિના દરેક

અક્ષરની માત્રા ગણવામા આવતી હતી પક્તિના સમ્બન્ધમા છદઃશાસ્રના નિયમોનો અકુશ અસલ પક્તિના છેવટના ભાગનેજ લાગતો તે આ પ્રમાણે અન્તે આખી પક્તિને લાગવા માડ્યો વેદના મત્રની પક્તિને છેડે જે છદનુ સુવ્યવસ્થિત બધારણ જોવામા આવે છે તે **वृत्त**ના નામથી ઓળખાય છે, અને **वृत्त** એ શબ્દની વ્યુત્પત્તિ તરફ નજર કરતા લૅટિન ભાષાના "versus" એ શબ્દની સાથે એનુ સરખાપણું જણાય છે

આઠ અક્ષરની પક્તિમા સાધારણ રીતે છેલ્લા ચાર અક્ષરો લઘુ, ગુરુ, લઘુ, ગુરુ એ પ્રમાણે હોય છે, અને પ્હેલા ચાર અક્ષરોને માટે કઈ ચોક્કસ નિયમ નથી છતા તે પણ ઘણુખરૂ લઘુ, ગુરુ, લઘુ, ગુરુ એ પ્રમાણે હોય છે એ પ્રમાણે આ કવિના યાવની ભાષાની "iambic dimeter" (લઘુગુરુના બબ્બે અક્ષરવાળી છદરચના) ને લગભગ પૂરેપૂરી મળતી આવે છે

એની ત્રણ પક્તિઓ મળીને **गायत्री** છદ થાય છે **ऋग्वेद**મા બધા મળીને જેટલા મત્રો છે તેમાના લગભગ એક ચતુર્થાશ (૨૪૫૦) **गायत्री** છદમા છે **ऋग्वेद**નો પ્હેલો મત્ર તેજ **गायत्री** છદમા છે એ મત્ર નીચે પ્રમાણે છે—

अ॒ग्निमी॑ळे पु॒रोहि॑तं
य॒ज्ञस्य॑ दे॒वमृ॒त्विज॑म् ।
होता॑रं रत्न॒धात॑मम् ॥

આઠ અક્ષરની ચાર પક્તિઓ મળીને **अनुष्टुम्** છદનો મત્ર બને છે એ છદમા પ્હેલી બે પક્તિઓનો અને બીજી બે પક્તિઓનો એકબીજા સાથે વધારે ગાઢો સમ્બન્ધ સચવાયલો રહે છે **ऋग्वेद**મા એ છદમા રચાયલા મત્રોની સખ્યા **गायत्री** છદમા રચાયલા મત્રોના કરતા આશરે એકતૃતીયાશ જેટલી છે આ સ્થિતિ ધીરે ધીરે પલટાતી જાય છે, અને આપણે જ્યારે **वेद** પછીના સમય સુધી આવી પ્હોચીએ છિયે ત્યારે **गायत्री** છંદ અદૃશ્ય થઈ ગયલો માલમ પડે છે અને **अनुष्टुम्** (જે હવે સાધારણ રીતે **श्लोक**ના નામથી ઓળખાય છે) તે

સંસ્કૃત કવિતાનો સાધારણ વપરાશનો છદ થઈ પડેલો જણાય છે **ઋગ્વેદ**ની અંદરજ એ છદના સ્વરૂપમા ઉત્તરોત્તર વિકાસ થતો જણાયા વગર રહેતો નથી. જૂનામા જૂના સૂક્તોના **અનુષ્ટુભ્** છદમા રચાયલા સઘળા મત્રો એકસરખા છે, તે સઘળાની પક્તિઓને છેડે લઘુ, ગુરુ, લઘુ, ગુરુ એ પ્રમાણે અક્ષરો આવે છે, પણ પાછલા સૂક્તોમા પ્હેલી તથા ત્રીજી પક્તિઓને બીજી તથા ચોથી પક્તિઓથી છૂટી પાડવા તરફ અને પ્હેલી તથા ત્રીજી પક્તિઓનાજ અક્ષર લઘુગુરુ રાખવા તરફનુ વલણ દાખલ થતું દીઠામા આવે છે છેવટે, દશમા મડલના મોડામા મોડા રચાયલા સૂક્તોમા પ્હેલી તથા ત્રીજી પક્તિઓમાથી લઘુગુરુ અક્ષરનુ બધારણ તદ્દન જતુ રહેલુ માલમ પડે છે, એ સૂક્તોમા છેલ્લા ચાર અક્ષરો ની માત્રાઓ એકબીજા સાથે જેટલી રીતે મેળવી શકાય તેટલી રીતે મેળવવામા આવેલી જણાય છે, પણ લગભગ લઘુગુરુના જેટલીજ વખત વપરાયલી સાધારણ યોજના આ પ્રમાણે છે ⏑ – – ⏓ વેદના સમય પછીના શ્લોકોમા પ્હેલી અને ત્રીજી પક્તિઓના છેવટના અક્ષરો નિયમસર આ પ્રમાણેજ હોય છે

બાર અક્ષરોવાળી પક્તિને છેડે અક્ષરો આ પ્રમાણે હોય છે – ⏑ – ⏑ ⏓ એવી ચાર પક્તિઓ મળીને **જગતી** છદની ઋચા બને છે **ત્રિષ્ટુભ્**ની ઋચામા અગિયાર અક્ષરોવાળી ચાર પક્તિઓ હોય છે એ ચારે પક્તિના છેવટના અક્ષરો આ પ્રમાણે હોય છે – – ⏑ – ⏓, એટલે વસ્તુત. એ છેલ્લા અક્ષર વિનાની **જગતી** છદનીજ પક્તિઓ છે આ બે પ્રકારના છદો એકબીજાને મળતા આવે એવા હોવાથી અને કર્ણ ઉપર બેઉની એકજ જાતની અસર થાય છે તેથી એકજ ઋચામા એ બેઉ છદો ભળી ગયલા ઘણી વાર જોવામા આવે છે **ત્રિષ્ટુભ્**નો છદ સૌથી વધારે વપરાયલો જણાય છે **ઋગ્વેદ**નો લગભગ બેપચમાશ ભાગ એ છદમાજ રચાયલો છે

સામાન્ય રીતે આપણે કહીશુ કે **ઋગ્વેદ**ના દરેક સૂક્તમા જે મત્રો આપ્યા હોય છે તે એકજ છદમા રચાયલા હોય છે આ નિયમનો એક અપવાદ ઘણો સાધારણ અને નમૂનારૂપ છે તે અપવાદ એ છે કે સૂક્તને છેડે બીજી સઘળી ઋચાઓના કરતા જુદા છદની ઋચા ઘણી

વાર વાપરવામાં આવે છે. સૂક્ત પૂરૂ થયુ એમ સૂચવવાની આ એક સ્વાભાવિક પદ્ધતિ છે

**ऋग्वेद**ના અમુક સૂક્તોમા છુટક છુટક મન્ત્રોજ નથી આપ્યા, પણ મન્ત્રોના સરખેસરખા સમૂહ આપ્યા છે. એ સમૂહ ક્યાતો એકજ સાદા છદની, સાધારણ રીતે **गायत्री** છદની, ત્રણ ઋચાઓનો અથવા તો જુદા જુદા મિશ્રિત છદોની બે ઋચાઓનો બનેલો હોય છે આ છેલ્લો પ્રકાર તે **प्रगाथ**ના નામથી ઓળખાય છે, અને મુખ્યત્વે કરીને **ऋग्वेद**ના આઠમા મંડલમા એ પ્રકાર દીઠામા આવ છે



## પ્રકરણ ૪



### ઋગ્વેદની કવિતા.

ઋગ્વેદના સૂક્તોદ્વારા પ્રકટ થયલી વિચારસૃષ્ટિનુ વર્ણન આપવા માડીએ ત્યાર પ્હેલા સ્વાભાવિક રીતે પ્રશ્ન ઉઠે છે કે હિન્દુસ્તાનના સાહિત્યના સૌથી પ્રાચીન સમયમા અનન્યસસક્ત રહેલા આવા ગ્રન્થનો ખરો અર્થ સમજવો એ કામ કેટલે અશે બની શકે એવુ છે? કવિતાના એ પ્રાચીન સમૂહને માટે અર્થનિર્ણયની જે ખરી પદ્ધતિ સ્વીકારવામા આવે તેના ઉપર આ પ્રશ્નના ઉત્તરનો આધાર રહે છે યુરોપના વિદ્વાનોને ઋગ્વેદના અસ્તિત્વનુ જે વખતે પ્રથમ ભાન થયુ તે વખતે તેઓને માત્ર પાછળની સસ્કૃત ભાષા તથા સાહિત્યનોજ પરિચય હતો, અને તેઓને જણાયુ કે વેદના સૂક્તો એક પ્રાચીન ભાષામા લખાયલા છે અને તેમાની વિચારસૃષ્ટિ અત્યાર સુધીની પરિચિત વિચારસૃષ્ટિ કરતા તદ્દન જુદીજ જાતની છે આ કારણથી એ સૂક્તોના અર્થ કરવામા જે મુશ્કેલીઓ જણાઈ તે પ્રથમ તો લગભગ અનિવાર્ય જેવીજ હતી પણ સારે નસીબે એ સૂક્તોના શબ્દેશબ્દના અર્થવાળો ઋગ્વેદના એક વિસ્તૃત ભાષ્યનો ગ્રન્થ જડી આવ્યો એ ગ્રન્થ **સાયણ** એ નામના વૈદિક સાહિત્યના મ્હોટા વિદ્વાન્, જે ઇ સ ના ચૌદમા શતકના દ્વિતીયાર્ધમા વિજયનગર, જેના ખડિયેરો દક્ષિણ હિન્દુસ્તાનમા બિલારીની પાસેના પ્રદેશમા પડેલા છે, ત્યા આગળ થઈ ગયા હતા તેનો રચેલો છે એ ભાષ્યમા પ્રાચીન પ્રમાણો વિષે વારવાર ઉલ્લેખ કરવામા આવ્યો છે તે પરથી એવુ માનવામા આવતુ કે પ્રાચીનમા પ્રાચીન સમયથી ઉતરી આવેલો ઋગ્વેદનો ખરો અર્થ એ ગ્રન્થમા જળવાઈ રહ્યો છે એટલે પાચ શતક પૂર્વે મૂળ ગ્રન્થનો હિન્દુસ્તાનમા જે અર્થ થતો હતો અને જે સાયણના ગ્રન્થમા જળવાઈ રહ્યો છે તે બરાબર સમજવો એ સિવાય બીજુ કંઈ એ સમ્બન્ધમા કરવાનુ રહેતું ન્હોતુ આ વિચારને અનુસરીનેજ ઑક્સફર્ડની કૉલેજના સસ્કૃતના પ્હેલા પ્રોફેસર એચ એચ વિ'સને ઋગ્વેદનુ ભાષાન્તર કરવાનુ કામ ૧૮૫૦મા શરૂ કીધુ હતું

વૈદિક ભાષાશાસ્ત્રના સસ્થાપક મરહૂમ પ્રોફેસર રૉથ, એમણે વળી જુદોજ માર્ગ લીધો આ મ્હોટા વિદ્વાને એવો વિચાર દર્શાવ્યો કે વેદનો અર્થ કરવો એટલે કઈ સાયણે કે તેના પ્હેલા અગાડ સૈકાઓ આગળ થઈ ગયલા યાસ્ક ઋષિએ શો અર્થ કીધો છે તેનો નિર્ણય કરવો એમ નથી, પણ એ સૂક્તોના રચનાર પ્રાચીન કવિઓ જાતે તેનો શો અર્થ સમજતા હતા તેનો આપણે નિર્ણય કરવાનો છે માત્ર, ટીકાકારોએ શુ કહ્યુ છે તે તપાસીને તેની પાછળ પાછળ આપણે દોરાયા જઇએ તેથી કઈ આપણો હેતુ પાર પડી શકે નહીં પાછલા સમયના ધર્મના તથા કર્મકાડના સાહિત્યને સમજવાને માટે એ ટીકાકારો આપણને ઘણા કામના છે એ સમયના વિચાર તથા વ્યવહાર ઉભયનુ તેઓને સારૂ જ્ઞાન હતુ પણ વેદના સમયથી જે સપ્રદાય ઉતરી આવેલો તેની એકતા એ ટીકાકારોના સમય સુધી જળવાઈ રહી હતી એવુ માનવાને કોઈ પણ રીતનો આધાર નથી એ ટીકાકારો વેદનો પરપરાએ ઉતરી આવેલો જે અર્થ સમજાવે છે તે તો માત્ર ટીકાકારોમાજ ઉતરી આવેલો છે, અને જે વખતે વેદનો અર્થ બરાબર સમજી શકાતો ન્હોતો તે વખતથીજ એ ટીકાકારોના સપ્રદાયની શરૂઆત થઈ છે ખરેખર, વેદના અર્થનિર્ણય વિષે બીજા કોઈ પણ પ્રકારના સપ્રદાયનો સભવજ નથી, સૂક્તોનો અર્થ સમજાય નહીં એવો લાગે ત્યારેજ તે સમજાવવાના પ્રયત્ન થવા માડે એ ખુલ્લુજ છે આ કારણથી અર્થગ્રહણની મુસ્કેલીઓ કેવી રીતે દૂર કરવી તે વિષે જે પ્રયત્નો થયલા તેજ ટીકાકારોના વચનોમા સચવાઈ રહેલા છે એ ટીકાકારોએ પોતાના સમયમા પ્રચાર પામેલા વિચારોને અનુસરીને ગત સમયની ભાષાનો તેમજ ધર્મ વિષેના, દતકથા વિષેના, તથા વિશ્વ વિષેના વિચારોનો અવળો અર્થ કર્યાના ચોક્કસ પ્રમાણો એ ટીકાકારોના વચનોમાથી આપણને મળી આવે છે

યાસ્ક ઋષિ પોતાના ગ્રન્થમા જે લખે છે તે પરથી સ્પષ્ટ માલમ પડે છે કે એનાથી પ્રાચીન સમયમા થઈ ગયલા ટીકાકારોએ વેદના જે અર્થ કીધા હતા તેમા કેટલીક અગત્યની બાબતોને લગતો ઘણો મતભેદ ચાલતો હતો એની આગળ થઈ ગયલા સત્તર ટીકાકારોના નામ એના ગ્રન્થમા આવે છે, અને એ ટીકાકારોએ વેદના જે અર્થ કીધા છે તે એકબીજાની વિરુદ્ધ જતા ઘણી વાર દીઠામા આવે છે ઉદાહરણ તરીકે, " **नासत्यौ** " એ વિશેષણ અશ્વિન્ નામના બે વૈદિક દેવતાઓને

લગાડવામા આવે છે તેનો અર્થ એક ટીકાકાર એવો કરે છે કે "જે સાચા છે, અસત્ય નથી તે," બીજો ટીકાકાર એવો અર્થ કરે છે કે "જે સત્યના પ્રણેતા છે તે," અને યાસ્ક પોતે એમ ધારે છે કે "નાસિકાથી ઉત્પન્ન થયલા" એવો એનો અર્થ હશે।† ખરેખર વેદના સૂક્ત રચનારા કવિઓ અને પ્રાચીન ટીકાકારો એ એની વચ્ચે સમયનો અંતર એટલો મ્હોટો હતો કે યાસ્કની પ્હેલા થઈ ગયલા કૌત્સ નામના એક આચાર્યે તો એટને સુધી કહેવાની હિંમત કરી હતી કે વેદનો અર્થ જે વડે કરી શકાય એવા શાસ્ત્રની બીલકુલ જરૂરજ નથી, કારણ કે વેદનો અર્થ સમજી શકાય એવો નથી, વેદના મંત્રો અર્થ વગરના છે, વેદના વચનો એકબીજાથી ઉલટા છે§ આ બી દલીલોનો જવાબ યાસ્કાચાર્ય એવો આપે છે કે આંધળો માણસ થાંભલાને ન દેખી શકે તેમા કંઈ થાંભલાનો અપરાધ નથી યાસ્કાચાર્ય પોતે ऋग्वेदના થોડાએક સૂક્તોનાજ અર્થ સમજાવે છે જે મંત્રો સમજાવવાનો એ પ્રયત્ન કરે છે તેમા અર્થનિર્ણયને માટે શબ્દોની વ્યુત્પત્તિના વિચાર તરફ એ ખાસ લક્ષ આપે છે એ ઘણી વાર એકજ શબ્દના બે અથવા બેથી પણ વધારે વૈકલ્પિક અર્થ આપે છે બે ત્રણ અર્થમાથી ગમે તે એક સ્વીકારવાનુ એ વાચકને માટે રહેવા દે છે તે પરથી માલમ પડે છે કે પોતાનાથી સ્વીકારી શકાય એવુ કોઈ પ્રાચીન પ્રમાણ એને મળી આવ્યુ ન્હોતું, અને વેદના એણે જે અર્થ આપ્યા છે તે કેવળ આનુમાનિકજ છે, કારણ કે, સૂક્તના રચનારાઓના મગજમા એક કરતા વધારે અર્થ હતો એવુ તો કોઈ પણ માની શકશે નહીં

પણ સાયણ જેવા વિદ્વાનો, જે યાસ્કના પછી લગભગ બે હજાર વર્ષ રહીને થયા, તેઓની પાસે યાસ્કના જેટલા સાધન ન્હોતા, એટલે તેઓથી જેના અર્થ ન થઈ શકે તેવા ઘણા શબ્દોના ચોક્કસ અર્થ યાસ્કથી થઇ શક્યા હશે એ ઘણુ સંભવિત છે તે છતા કોઈ કોઈ સ્થળે યાસ્કના કરતા જુદોજ અર્થ સાયણે આપ્યો છે એવે સ્થળે ક્યાતો યાસ્કને ખોટો કહેવો અથવાતો સાયણ પોતાની આગળના સંપ્રદાયને વળગી રહેતો નથી એમ કબૂલ કરવુ એવી ગુંચવણમા આપણે આવી

† मत्याश्चैव नासत्याविति॒ौर्णवाभ, सत्यस्य प्रणेताराविस्याग्रायणो, नासिकाप्रभवौ बभूवतुरिति वा ॥.

§ यदि मन्त्रार्थप्रत्ययायानर्थक भवतीति कौत्सोऽनर्थका हि मन्त्रा.।

પડીએ છિયે વળી, અમુક ફકરો સમજાવતી વખતે તેમજ જુદા જુદા ફકરાઓ ઉપર ટીકા કરતી વખતે એકજ શબ્દના જુદા જુદા અને પરસ્પરવિરોધી અર્થો યાસ્કથી સ્વતંત્ર રહીને પણ સાયણે આપ્યા હોય એવા પણ ઘણા દાખલાઓ સાયણના ગ્રન્થમાથી મળી આવે છે ઉદાહરણ તરીકે, **शारद** ( શરદ્ ઋતુને લગતું ) એ શબ્દનો એક સ્થળે એ એવો અર્થ કરે છે કે " વર્ષ સુધી મજબૂત કરાયલુ," બીજે સ્થળે એવો અર્થ કરે છે કે " નવુ અથવા વર્ષ સુધી મજબુત કરાયલુ," અને ત્રીજે સ્થળે એવો અર્થ કરે છે કે " શરદ્ એ નામના અસુરને લગતું " ખરેખર, સાયણનો એક દોષજ એ છે કે ઘણુખરૂ પોતાની આગળ જે વખતે જે મત્ર હોય તેના તરફજ દૃષ્ટિ રાખીને તે મત્રનો એ અર્થ કરે છે એના તેમજ યાસ્કના આપેલા અર્થોની સૂક્ષ્મ પરીક્ષા કરતા એવુ જણાયુ છે કે **ऋग्वेद**મા અત્યત અઘરા એવા ઘણા શબ્દો છે, કે જેના ખરા અર્થ વિષે એમાથી એક પણ વિદ્વાનને મુખપરપરાએ કરીને અથવા વ્યુત્પત્તિદ્વારાએ કઈ પણ ચોક્કસ જ્ઞાન પ્રાપ્ત થયુ ન હોય આ કારણથી એ વિદ્વાનોના સમ્બન્ધમા આપણે બ્યાજબી રીતે કહી શકીશુ કે વેદના સૂક્તોમા એવો કોઈ પણ અપરિચિત અથવા અઘરો શબ્દ નથી, એવો કોઈ પણ સમજતા મુશ્કેલી પડે એવો મત્ર નથી કે જેના સમ્બન્ધમા સભવાસભવની ગણના કર્યા વિના, પૂર્વાપરનો વિચાર કર્યા વિના, એના જેવાજ બીજા ફકરાઓની તપાસ કર્યા વિના કેવળ ટીકાકારોના વચનો-નેજ છેવટના પ્રમાણ તરીકે ગણીને તેનો આપણે તરત સ્વીકાર કરીએ આ કારણથી કેવળ સાયણના ભાષ્યને આધારેજ રચાયલુ **ऋग्वेद**નુ કોઈ પણ ભાષાન્તર કદી સતોષકારક કહી શકાયજ નહીં બેશક એટલુ તો આપણે કબૂલ કરીશુ કે સાયણે જે અર્થ આપ્યા છે તેમાથી આપણને ઘણી સગીન મદદ મળે છે, અને વેદનો અર્થ વધારે સ્હેલાઇથી અને વધારે ઝડપથી સમજવાના કામમા એનો ગ્રન્થ ઘણોજ ઉપયોગી થઈ પડ્યો છે પણ પાછળની સંસ્કૃત ભાષાનુ આપણને જે જ્ઞાન છે તેની સાથે હિન્દુસ્તાનના પ્રાચીન સાહિત્યના બીજા અવશેષો લઈને અને ભાષા-શાસ્ત્રના જુદા જુદા સાધનોનો ઉપયોગ કરીને જે માહિતી મેળવેલી પણ આપણે જાતે નજ મેળવી શકત એવી અગત્યની માહિતી એના ગ્રન્થથી મળી શકે છે એટલે સુધી માનવાનુ કઈ પણ કારણ નથી

એ પ્રમાણે **ऋग्वेद**, જે હિન્દુસ્તાનની પ્રજાનો, રે। આખી આર્ય

પ્રજાનો પ્રાચીનમા પ્રાચીન ગ્રન્થ હોવાને લીધે દૂરની પ્રાચીનતાના એકલવાયા ગિરિશૃગ ઉપરના ઉંચામા ઉંચા સ્થાન ઉપર ઊભા રહેવાનો અનન્ય અધિકાર ભોગવે છે, તેના અર્થ સમજવામા મુખ્ય આધાર ટીકાકારો ઉપર ન રાખવો જોઈએ એવો સિદ્ધાન્ત રૉથ સાહેબે પ્રતિપાદન કર્યો આ કારણથી, એ ગ્રન્થના અસાધારણ અને અઘરા વિભાગોના અર્થ કરવાના તે મુખ્યત્વે કરીને એ ગ્રન્થનીજ મદદ વડે થવા જોઈએ, અથવા, એક હિન્દુસ્તાનના ટીકાકારના શબ્દો* મૂળ કરતા કઈક જુદા અર્થમા આપણે વાપરીએ તો, વે' તે પોતાના પ્રકાશ વડેજ પ્રકાશવો જોઈએ અને એનુ પ્રામાણ્ય એના પોતાના વડેજ સ્થાપિત થવુ જોઈએ એ ઉપરાત રૉથ સાહેબે એવો અભિપ્રાય દર્શાવ્યો કે ऋग्वेदનો ખરો અર્થ કોઈ બ્રાહ્મણ ટીકાકાર કરી શકે તેના કરતા એક વિદ્વાન્ યુરોપીયન વધારે સ્હેલાઇથી કરી શકે, કારણ કે, યુરોપીયનની બુદ્ધિને અમુક ધાર્મિક વિચારોની બેડી લાગેલી હોતી નથી, એનામા ઐતિહાસિક અન્વેષણની શક્તિ હોય છે, અને એ શાસ્ત્રીય જ્ઞાનની સઘળી સામગ્રી વડે સપન્ન થયેલો હોવાને લીધે એની માનસિક દૃષ્ટિ વધારે વિશાળ ક્ષેત્રમા ફરી વળે એવી હોય છે આ કારણથી રૉથ સાહેબે પૂર્વાપરસમ્બન્ધ, વ્યાકરણ, અને વ્યુત્પત્તિ તરફ પૂરતુ લક્ષ આપીને અને ટીકાકારોના કરેલા અર્થ તરફ પણ કઈક ઉપલકિયા દૃષ્ટિ રાખીને બાહ્ય સ્વરૂપ તેમજ અતર્ગત વસ્તુ એ બેઉમા સરખાપણુ ધરાવનારા ફકરાઓને લઈ સભાળથી તેની પરીક્ષા કરવા માડી એ પ્રમાણે સંસ્કૃત ભાષાના પ્રદેશમાજ રહીને એણે ऋग्वेदના ગ્રન્થને ઐતિહાસિક દૃષ્ટિએ તપાસવા માડ્યો એ ઉપરાત તુલનાત્મક પદ્ધતિ વડે કરીને બહારથી જે કઈ મદદ મળી શકે તે પણ એણે લેવા માડી, અને અવસ્તા, જે ગ્રન્થ ભાષામા તેમજ વિષયમા ऋग्वेदની સાથે ઘણુ સરખાપણુ ધરાવે છે, તેની તરફનુ તેમજ તુલનાત્મક ભાષાશાસ્ત્રની નવી નવી શોધખોળો તરફનુ જે કઈ જ્ઞાન ઉપયોગમા લઈ શકાય એમ હતું તે સઘળુ એણે ઉપયોગમા લીધુ હિન્દુસ્તાનના પ્રાચીન ટીકાકારની પાસે આમાના કઈ પણ સાધન ન્હોતા એ તો ખુ'લ્લુજ છે

એ પ્રમાણે છૂટક છૂટક શબ્દોના અર્થનો નિર્ણય થયા પછી રૉથ સાહેબે બ્હોટલિંગની સાથે રહીને ૧૮૫૨થી ૧૮૭૫ સુ'ધીમા સંસ્કૃતનો એક મ્હોટો કોશ સાત પુસ્તકોમા તૈયાર કર્યો અને એવી રીતે વેદોના

* स्वयप्रकाश અને स्वत.प्रमाण.

અર્થ કરવાની શાસ્ત્રીય પદ્ધતિનો પાયો નખાયો હાલના વખતમાં શાસ્ત્રીય દૃષ્ટિએ વેદનો અભ્યાસ કરવા ઇચ્છનાર દરેક વિદ્વાન્ વેદના અર્થ સમજવા માટે રૉથની પદ્ધતિનોજ સ્વીકાર કરે છે પણ હિન્દુસ્તાનના ટીકાકારોએ શુ કહ્યુ છે તે તરફ રૉથે જેટલુ લક્ષ આપ્યુ હતું તેના કરતા હવે વિશેષ લક્ષ આપવામા આવે છે, કારણ કે હિન્દુસ્તાનની જે વિદ્યા હાલ અસ્તિત્વ ધરાવે છે તેમાથી જે કંઈ મદદ મળી શકે તેનો લાભ પૂરેપૂરો લેવાવો જોઇએ એમ વધારે ને વધારે સ્પષ્ટ રીતે હવે માલમ પડતું જાય છે આ ધોરણ પ્રમાણે વૈદિક સહિત્યના ઘણા અગત્યના સવાલોનો નિર્ણય કરવામા જેટલી ફત્તેહ મળી ચૂકી છે તે આશ્ચર્ય ઉપજાવે એવી છે, અને એ કામ કેટલા થોડા વખતમા થયુ છે, એ કામ કરનારાની સખ્યા કેટલી ન્હાની છે તે સવળાનો વિચાર આપણે કરીએ છિયે ત્યારે આપણા આશ્ચર્યમા વધારો થયા વગર રહેતો નથી શાસ્ત્રીય પદ્ધતિનો સ્વીકાર થયાનુ એક સામાન્ય પરિણામ એ આવ્યુ છે કે પ્રાચીન હિન્દુસ્તાનનુ ખરૂ તત્ત્વ, જે હિન્દુસ્તાનના ટીકાકારોની અવળા અર્થ કરવાની રીતને લીધે લાખો વખત થયા અધકારમા છવાઈ ગયુ હતું, તેનુ સ્પષ્ટ દર્શન કરવામા ઐતિહાસિક બુદ્ધિ ઘણા સફળ નીવડી છે અલબત, વિસ્તૃત અને ઉંડી શોધખોળના સમ્બન્ધમા હવે પછીના વિદ્વાનોને કરવા જેવુ ઘણું બાકી રહ્યુ છે વેદસમ્બન્ધી શોધખોળમા જે કંઈ થયુ છે તે છેલ્લા પચાસ વર્ષમાજ થયુ છે એ આપણે સ્મરણમા રાખીએ છિયે અને હિબ્રૂ ભાષામા શ્રમ લેનારા વિદ્વાનોની સખ્યા ઘણી મ્હોટી છે અને તેઓએ શ્રમ લેવા માડયાને કેટલાક સૈકાઓ વહી ગયા છે તે છતા "Old Testament"ની પ્રાર્થનાઓ વગેરે પુસ્તકોમા ઘણા ફકરાઓ હજી ન સમજાય એવા રહ્યા છે, ઘણા ફકરાઓના અર્થ વિષે હજી મતભેદ ચાલે છે તેનો આપણે વિચાર કરીએ છિયે ત્યારે વેદના સમ્બન્ધમા હજી ઘણુ કરવા જેવુ રહ્યુ હોય તો તેમા કંઈ પણ નવાઈ જેવુ નથી એવુ આપણને લાગ્યા વિના રહેતું નથી જે આધુનિક વિદ્યા શકુના જેવા આકારના ઇરાનના અક્ષરોને તેમજ હિન્દુસ્તાનના જુદા જુદા સ્થળના શિલાલેખોને ઉકેલવામા અને એ ગૂઢ લિપિઓમા છુપાયલી ભાષાઓને શોધી કાઢવામા સફળ નીવડી છે તેજ વિદ્યા હાલ અઘરા લાગતા હોય એવા ઘણા પ્રશ્નોનું નિરાકરણ કરવામા આખરે વિજયી નીવડશે એ વિષે કંઈ પણ સશય રાખવાનુ કારણ નથી.

આ પ્રમાણે વેદની સૃષ્ટિના પ્રથમ પગથિયા ઉપર આપણે આવી પ્હોચ્યા છિયે, એટલે હવે વિદ્વત્તા અને શાસ્ત્રબુદ્ધિની સોનાની કુચી વડે ઉઘડી ગયલા દરવાજાઓમા થઈને આપણે અદર પ્રવેશ કરીશુ **ऋग्वेद**ની કવિતાનો ઘણો મ્હોટો ભાગ ધર્મવિષયક કાવ્યોનો છે, માત્ર દશમા મડલમાજ વ્યવહારવિષયક કાવ્યો આપેલા છે એના સૂક્તોમા વેદિક સમયના જુદા જુદા દેવતાઓની પ્રાર્થના કરવામા આવી છે એ સૂક્તોમા ક્યાતો તેઓના પરાક્રમોની, તેઓના મહત્ત્વની, તેઓની દયાબુદ્ધિની સ્તુતિ કરવામા આવી છે, અથવાતો પશુ, પ્રજા, સુખ, સપત્તિ, દીર્ઘ આયુષ્ય, અને વિજયની નમ્રતાપૂર્વક માગણી કરવામા આવી છે સંસ્કૃત ભાષાના અભ્યાસનો પ્રારભ થયો તે વખતે કહેવામા આવતું હતુ કે **ऋग्वेद** એ પ્રાચીન સમયના લોકગીતોનો સગ્રહ છે, પણ એમ કહેવુ એ વાસ્તવિક નથી **ऋग्वेद** એ લોકગીતોનો સગ્રહ નથી, પણ વિપ્રવર્ગ તરફથી કૌશલ્યની સાથે રચાયલી અને યજ્ઞમા સોમના નૈવેદ્ય તથા ઘીના હોમની સાથે ઉચ્ચારવા માટે વપરાતી કવિતાઓનો સમુદાય છે એ વખતના યજ્ઞનો વિધિ બ્રાહ્મણસમયની વિસ્તૃત ઘટનાના કરતા નિ સશય વધારે સાદો હતો, તોપણ એ વિધિ એક વખતે ધારવામા આવતું તેવો કઈ છેકજ સાદો ન્હોતો આ કારણથી એ કવિતામા વારવાર યજ્ઞનો નિર્દેશ કરાયલો છે, ખાસ કરીને અગ્નિ અને સોમ એ યજ્ઞના બે પ્રધાન દેવતાઓની જ્યા સ્તુતિ કરવામા આવી છે ત્યા યજ્ઞનો નિર્દેશ વિશેષ કરાયલો છે, અને તેથી તે સ્થળે કવિતાની ખુબીમા ઘટાડો થયા વિના રહેતો નથી તેનીજ સાથે એટલુ કબૂલ કરવુ જોઈએ કે આવી સ્થિતિમા આપણાથી આશા રાખી શકાય તેના કરતા એ કવિતાઓમા એકદરે સ્વાભાવિકતા ઘણી વધારે છે, કારણ કે દેવતાઓનુ જે આવાહન કરવામા આવ્યુ છે તેમા ઘણુંખરૂ કુદરતના દેખાવો વિષેજ દેવ તરીકેની કલ્પના કરવામા આવી છે, અને તેથી ઘણી સુદર, એટલુજ નહીં પણ ઘણી ઉંચી કલ્પનાના વ્યાપારને માટે જોઈએ તેટલો અવકાશ મળી શક્યો છે સૂક્તોની ભાષા સાધારણ રીતે સાદી અને ખાલી આડબર વિનાની છે અદર સમાસો કવચિતજ વાપરવામા આવ્યા છે, અને જે સમાસો વાપરવામા આવ્યા છે તે પણ ઘણે ભાગે બે શબ્દનાજ છે પાછળની સસ્કૃત ભાષામા જેવી રીતે લાબા લાબા સમાસોનો વારવાર ઉપયોગ થયલો દીઠામા આવે છે તેવી રીતે અહીં થયલુ જણાતું નથી કવિતાના વિચાર પણ સાધારણ રીતે અકૃત્રિમ અને સ્વાભાવિક છે. માત્ર અગ્નિ અને

સોમ એ બે યજ્ઞના દેવતાઓનુ જે સૂક્તો વડે આવાહન કરવામા આવે છે તે સૂક્તોમા કવિની કલ્પના જરા ગુચવણિયા અને ન સમજી શકાય એવી બની જાય છે એવે પ્રસગે, વિષયના અત્યત સકુચિત પ્રદેશને લીધે વૈવિધ્ય આણવાને માટે ન સમજી શકાય એવા શબ્દોના પ્રયોગ કરીને તેના તેજ વિચાર દર્શાવવાની પ્રાચીન કવિઓને જરૂર પડી હશે એમ જણાય છે

ત્યારે આ સ્થળે, સૂક્ષ્મ ભેદો શોધવાની અને ન સમજી શકાય એવા વચનો વાપરવાની વૃત્તિનો પ્રાદુર્ભાવ થતો અત્યારથીજ આપણા દીઠામા આવે છે એ વૃત્તિ પાછલા સાહિત્યમા ઘણી સાધારણ થઈ પડેલી જણાય છે, અને તેની પ્હેલાના યુગમા "દેવતાઓને ગૂઢાર્થવાળા વચનો ગમે છે" એવુ એક બ્રાહ્મણમા લખ્યુ છે તે પરથી પણ એ વૃત્તિ માલમ પડી આવે છે વળી કેટલાક સૂક્તોમા એક શબ્દમાથી જુદા જુદા અર્થ કાઢવાની, શબ્દોની સાથે એક જાતની રમત રમવાની વૃત્તિ પણ જણાય છે પાછલા સમયના સંસ્કૃત કાવ્યો તથા આખ્યાયિકાઓમા એ વૃત્તિ ઘણીજ આગળ વધી ગયલી જણાય છે અલબત્ત ઋગ્વેદના સૂક્તો સઘળા કઈ એકસરખા ખુબીદાર નથી કેટલાક સૈકાઓ સુધીના લાબા સમયમા જુદા જુદા કવિઓની રચાયની કૃતિઓ સઘળી એકસરખી ન હોય તો તે સ્વાભાવિકજ છે ઘણા સૂક્તોમા ઉંચા પ્રકારનુ કવિત્વ આપણા દીઠામા આવે છે, પણ કેટલાકમા સાધારણ જોડકણા સિવાય બીજુ કઈ પણ વધારે નથી હોતુ કાવ્યરચનાનુ કૌશલ એકદરે ઘણા ઉંચા પ્રકારનુ છે. આર્ય પ્રજાની જે જૂનામા જૂની કવિતા તે આ છે એવો આપણે વિચાર કરીએ છિયે ત્યારે તો એ કૌશલ જોઈને આપણને આશ્ચર્ય ઉપજ્યા વિના રહેતુંજ નથી સાધારણ રીતે સૂક્તના છેલ્લા મત્રમા પ્રાચીન ઋષિઓને સૂક્ત રચવામા જે કળાની જરૂર જણાતી તેનુ ઘણી વાર સૂચન કરવામા આવ્યુ હોય છે કવિ સાધારણ રીતે એક કુશળ કારીગરના બનાવેલા રથની સાથે પોતાની કૃતિને સરખાવે છે વળી એક ઋષિ પોતાની પ્રાર્થનાઓને સુન્દર અને સુઘટિત વસ્ત્રની સાથે સરખાવે છે, બીજો પોતાના સ્તુતિગાનને પતિને મળવા માટે સજ્જ કરવામા આવેલી સ્ત્રીની સાથે સરખાવે છે કવિઓ પોતાના જ્ઞાન તથા શક્તિ પ્રમાણે દેવતાઓની સ્તુતિ કરે છે (૬, ૨૧, ૬), અને પોતાના હૃદયના ઉભરાઓને બહાર કાઢે છે (૧૦, ૩૯, ૧૫) ખરૂ છે કે અમુક અમુક દેવતાઓએ ગીતની શક્તિ ઋષિઓને અર્પણ કર્યાનુ સામાન્ય રીતે કહેવામા આવ્યુ છે, પણ

વેદ અપૌરુષેય છે એવો જે સિદ્ધાન્ત પાછલા સમયમા ઊભો થયયો તેનો ઋગ્વેદના ઋષિઓને કઈ ખ્યાલ પણુ હોય એવુ જણાતું નથી *

વેદના સૂક્તોમા કટાળો આવે એવી એકરૂપતા વ્યાપી રહી હોય છે એવુ જે ઘણી વાર કહેવામા આવે છે તેમા કઇંક સત્ય રહેલુ છે પણુ એવો કટાળો આવવાનુ કારણુ એ છે કે દરેક મડલમા એકજ દેવતાને લગતા સઘળા સૂક્તો સાધારણુ રીતે સાથે ગોઠવવામા આવ્યા હોય છે હાલના સમયના ઉત્તમ કાવ્યોનો સારામા સારો સગ્રહ હોય તેમાથી પણુ વસન્ત ઋતુને લગતા વીસ કે ત્રીસ કાવ્યો સામટા વાચ્યા હોય તો ઘણુ ખરૂ એટલોજ કટાળો આવે **ऋग्वेद**ના લગભગ પાચસો સૂક્તમા બે દેવતાઓનુજ આવાહન કરવામા આવ્યુ છે એવો આપણે વિચાર કરીએ છિયે ત્યારે આપણુને ઘણું આશ્ચર્ય ઉપજે છે અને એકજ વિષય ઉપર આટલુ આટલુ કેવી રીતે લખી શકાયુ એ પ્રશ્ન આપણા મગજમા ઊઠ્યા વિના રહેતો નથી

**ऋग्वेद**ના સૂક્તોમા પ્રધાનપણે દેવતાઓનુ આવાહન કરવામા આવેલુ છે, એટલે એમા દતકથાઓ વિશેષ જોવામા આવે છે આ દતકથાઓ આપણુ ખાસ લક્ષ ખેંચે એવી છે, કારણુ કે બીજા કોઈ પણુ સાહિત્યમાથી મળી આવે તેના કરતા વિશેષ પ્રાચીન વિચારપદ્ધતિ આ દતકથાઓમા આપણે જોઈએ છિયે એ દતકથાઓ એટલી પ્રાચીન છે કે કુદરતના દેખાવો ઉપર ચેતનત્વનુ આરોપણુ થતા થતા આખરે દેવતાઓની કલ્પનાનો કેવી રીતે ઉદ્‌ભવ થયો તે એ દતકથાઓમાથી આપણે સ્પષ્ટ જોઈ શકીએ છિયે સામાન્ય રીતે હીલચાલ કરનારો, પ્રવૃત્તિ ચલાવનારો માણુસ હોયા વિના દુનિયામા કોઈ પણુ રીતની હીલચાલ થઈ શકતી નથી, કોઈ પણુ રીતની પ્રવૃત્તિ કરી શકાતી નથી, તે ઉપરથી વેદના સમયનો ઋષિ, એના કરતા ઘણી પછાત સ્થિતિમા રહેનારા માણુસની પેઠે, કુદરતના જુદા જુદા બનાવોને માટે એ બનાવોની સાથે અનિવાર્ય સમ્બન્ધથી જોડાયલા સચેતન કર્તાઓના અસ્તિત્વની જરૂર સ્વીકારે છે કુદરતના કાર્યો તરફ હજી એ બાળકના જેવી આશ્ચર્યની દૃષ્ટિથીજ જોઈ રહે છે એક કવિ પૂછે છે કે "સૂર્ય આકાશમાથી પડી જતો કેમ નથી

* આ વિચારની વિસ્તૃત અને સપ્રમાણુ ચર્ચાને માટે જુઓ Muir's "Original Sanskrit Texts," પુસ્તક ત્રીજુ

હોય ?" બીજાને નવાઈ લાગે છે કે "તારાઓ દિવસે ક્યા જતા હશે ?" અને ત્રીજો વળી આશ્ચર્ય પામે છે કે "સઘળી નદીઓનુ પાણી હમેશા સમુદ્ર તરફ જાય છે, તે છતા સમુદ્ર કદી ઉભરાઈ જતો કેમ નહીં હોય ?" પણ સૂર્ય અને ચદ્રનુ એકસરખુ નિયમિતપણું જોઈને અને નિત્ય ઉષાનુ ચોક્કસ પુનરાગમન થતું જોઈને એ પ્રાચીન ઋષિઓને કુદરતમા જે અવિચળ નિયમ વ્યાપી રહેલો હોય છે તેનુ ભાન થયુ આ સામાન્ય નિયમ, જેને માટે **ऋत** ( એટલે વસ્તુઓની અમુક ચોક્કસ "ગતિ") એવો શબ્દ વપરાયલો આપણા દીઠામા આવે છે, તે **ऋग्वेद**મા પ્રથમ યજ્ઞના સ્થાપિત થયલા નિયમોને અને પછી નીતિના શાશ્વત નિયમોને લાગુ પાડવામા આવેલો આપણે જોઈએ છિયે **ऋग्वेद**મા જે દંત-કથાઓનુ સ્વરૂપ આપણા જોવામા આવે છે તે બીજાની સરખામણીમા જોકે વધારે પ્રાચીન છે તોપણ એના કરતા વિશેષ પ્રાચીન સમયના વિચારો એ સમય સુધી ઉતરી આવેલા હોય એવુ એ દંતકથાઓ ઉપરથી આપણને લાગ્યા વિના રહેતું નથી **અવસ્તા**ની દંતકથાઓમા અને એ દંતકથાઓમા જે સરખાપણું જણાય છે તે પરથી એવુ સાબીત થાય છે કે વેદમાના કેટલાક દેવતાઓ જે સમયે ઇરાનના અને હિન્દુસ્તાનના લોકો મળીને એકજ પ્રજા થતી હતી તે સમયે પણ અસ્તિત્વ ધરાવતા હતા એ દેવતાઓમાથી **યમ**, મૃત્યુનો દેવતા, જે **યિમ**, સ્વર્ગના રાજ્યકર્તાની સાથે ઐક્ય ધરાવે છે તે, અને ખાસ કરીને **મિત્ર**, જેને મળતા આવતા ઇરાનના **મિથ્ર** દેવતાનો પથ ઇ મ ૨૦૦થી ૪૦૦ સુધી રોમન રાજ્યમા પ્રચાર પામ્યો હતો અને તે સમયના બીજા કોઈ પણ દેવના પથ કરતા એકેશ્વરવાદની સાથે વધારે સામ્ય ધરાવતો હતો તે એ ખાસ ગણાવવા જેવા છે.

વળી જુદી જુદી ધાર્મિક ક્રિયાઓ પણ એ પ્રાચીન સમયથી અસ્તિત્વ ધરાવતી હતી, જેમકે અગ્નિની પૂજા અને **सोम** (જેને **અવસ્તા**મા **હોમ** કહ્યો છે) તેની માન્યતા ગાય માતા તરફ પૂજ્યબુદ્ધિ, એ પણ એ પ્રાચીન સમયથીજ શરૂ થાય છે એ સમયે પણ ધર્મસમ્બન્ધી કવિતાઓનો એક સમૂહ અસ્તિત્વ ધરાવતો હશે, કારણ કે અગિયાર અક્ષરની ચચ્ચાર પક્તિઓવાળા મત્રો ( જેને વેદમા **त्रिष्टुभ्** કહે છે ) અને આઠ અક્ષરની ચચ્ચાર કે ત્રણ ત્રણ પક્તિઓવાળા મત્રો (**अनुष्टुभ्** અને **गायत्री**) એ સમયે પરિચિત હતા એમ **અવસ્તા** અને **ऋग्वेद**મા જે સરખાપણું જણાય છે તે ઉપરથી સાબીત થાય છે

ઇંડો-યુરોપીયન સમય, જે એથી પણ વિશેષ પ્રાચીન છે, તે સમયથી "દેવ" ( **देव-स्** , લૅટિન, ડ્યૂ-સ) અને ઈશ્વરની દિવ્ય પિતા ( **द्यौष् पिता**, ગ્રીક, ઝ્યૂસ પેટર, લૅટિન, જ્યુપિટર ) તરીકેની બુદ્ધિ એ ઉતરી આવ્યા છે આકાશ અને પૃથ્વીની આખા જગતના પ્રથમ માબાપ તરીકેની કલ્પના તેમજ જાદુ વગેરેના ઘણી જાતના વહેમો, એ તો એથી પણ વિશેષ પ્રાચીન સમયથી ઉતરી આવ્યા હોય એ ઘણું સંભવિત જણાય છે

**ऋग्वेद**ના કવિઓને વિશ્વના પૃથ્વી, અંતરિક્ષ, અને આકાશ એવા ત્રણ વિભાગ પડતા હોય એવું લાગતું હતું આ વિભાગ પ્રાચીન સમયના યવન લોકોને પણ કદાચ પરિચિત હશે આ ત્રણ સ્થાન વિષે **ऋग्वेद**મા વારવાર કહેવામા અથવા સૂચવવામા આવ્યુ છે સૂર્યના જુદા જુદા દેખાવો તે આકાશને લગતા ગણવામા આવ્યા છે, અને વીજળી, વરસાદ, અને પવનનો સમ્બન્ધ અંતરિક્ષ સાથે છે એવુ માનવામા આવ્યુ છે આકાશ એ પ્રકાશનુ સ્થાન છે, અને દેવતાઓનો નિવાસ જોકે એ સ્થાનમાજ છે એવુ મનાય છે તોપણ જુદા જુદા દેવતાઓ એ ત્રણમાથી ગમે તે એક સ્થાન ઉપર પોતાનો અધિકાર ચલાવે છે દિવ્ય સરિતાઓનો નિવાસ અંતરિક્ષમા હોય તેથી અંતરિક્ષને માટે વખી વાર 'સમુદ્ર' એ શબ્દ વાપરવામા આવ્યો છે અને વરસાદના પાણી સંગ્રના મ્હોટા વાદળાઓની કેટલીક વાર પર્વતો તરીકે, અને કેટલીક વાર દેવતાઓની સ્હામે યુદ્ધ મચાવનારા અસુર લોકોના કિલ્લાઓ તરીકે કલ્પના કરવામા આવી છે વરસાદના ગાજતા વાદળાઓ તે વેદના સૂક્તોમા ભાંભરા પાડતી ગાયો બને છે, અને એ ગાયોનુ દૂધ પૃથ્વી ઉપર પડે છે અને પૃથ્વીને બળવાન્ બનાવે છે

**ऋग्वेद**ના જે ઉચ્ચતર દેવતાઓ છે તે ઘણાખરા કુદરતના દેખાવો ઉપર ચેતનત્વનુ આરોપણ ( personification ) થયાથીજ બનેલા છે, જેમકે સૂર્ય, ઉષા, અગ્નિ, વાયુ વિશેષ પ્રાચીન સમયથી ઉતરી આવેલા થોડાક દેવતાઓ સિવાય મ્હોટે ભાગે, જે કુદરતના દેખાવોને લીધે તેઓની ઉત્પત્તિ થઈ છે તે કુદરતના દેખાવો સાથેનો તેઓનો સમ્બન્ધ ઓછો કે વત્તો સ્પષ્ટ રીતે જણાયા વગર રહેતો નથી એવી રીતના ચેતનત્વનુ આરોપણ ( personification ) સંપૂર્ણ ખિલવવામા આવેલુ ન હોવાને લીધે એમા મર્યાદાની સુરેખતા અથવા વ્યક્તિત્વની સ્વતન્ત્રતા બીલકુલ જણાતી નથી વળી, જેના

ઉપર ચેતનત્વનુ આરોપણ કરવામા આવ્યુ છે તે કુદરતી દેખાવોમાજ એજ પ્રદેશના બીજા દેખાવોની સાથે મળતા આવે એવા લક્ષણો કેટલાક હોય છે, પણ ભિન્નતા સૂચવે એવા લક્ષણો નહીં જેવા હોય છે ઉદાહરણ તરીકે ઉષા, સૂર્ય, અગ્નિ એ સર્વમા પ્રકાશ આપવાના, અધકારને ફેડવાના, મ્હવારમા પ્રાદુર્ભાવ પામવાના ગુણ એકસરખા દીઠામા આવે છે આ પ્રમાણે દરેક દેવતાની પ્રકૃતિમા ખાસ લક્ષણો થોડાકજ હોય છે, અને સઘળા દેવતાઓને સાધારણ એવા—તેજસ્વિતા, બળ, કલ્યાણ કરવાની વૃત્તિ, ડહાપણ વગેરે—લક્ષણો ઘણા હોય છે આ સાધારણ લક્ષણોને લીધે પેલા ખાસ લક્ષણો અધકારમા પડી જવાનો ઘણો સભવ રહે છે, કારણ કે પ્રાર્થનાના અને સ્તુતિના સૂક્તોમા એ સાધારણ લક્ષણોનેજ વિશેષ મહત્ત્વ મળે એ ઘણુ સ્વાભાવિક છે વળી, જે દેવતાઓ કુદરતના જુદા જુદા વિભાગની સાથે સમ્બન્ધ ધરાવતા હોય, પણ જેના ધ્યાન ખેંચે એવા લક્ષણો એકબીજાને કઈક મળતા આવતા હોય તેઓની વચ્ચે સરખાપણુ વધતુ જવાનો સભવ વધારે ને વધારે આવતો જાય છે જુદા જુદા દેવતાઓની આવી રીતની એકતા થવાના વલણને વેદના ઋષિઓની એક ખાસ રીતિ—દેવતાઓના જોડકા કરીને તેનુ એકી વખતે આવાહન કરવાની રીતિથી ઘણી મજબૂતી મળે છે એવી રીતના જોડકા કર્યાનુ પરિણામ એ આવે છે કે એ જોડકામાના એક દેવના જે ખાસ લક્ષણો હોય તે બીજા દેવનુ એકલાનુ જે વખતે આવાહન કરવાનુ હોય તે વખતે તેને પણ લગાડી દેવામા આવે છે ઉદાહરણ તરીકે, "વૃત્રને હણનારો' એ વિશેષણ ઇન્દ્રદેવનેજ ખાસ લાગુ પડે છે, પણ ઇન્દ્રની સાથે અગ્નિનુ આવાહન ઘણી વાર કરવામા આવે છે એટલે ઇન્દ્રનુ જે ખાસ વિશેષણ તે એકલા અગ્નિનુ જે વખતે આવાહન થાય છે તે વખતે પણ તેને કોઈ કોઈ વાર લગાડી દેવામા આવે છે દરેક દેવતામા દરેક પ્રકારની શક્તિ કલ્પવી એ સભવિત હોવાને લીધે એક દેવતાનુ બીજા દેવતાની સાથે ઐક્ય સાધવાનુ કામ ઘણુ સ્હેલુ થઈ પડયુ ઉદાહરણ તરીકે, અગ્નિદેવનુ આવાહન કરતા એક કવિ કહે છે "હે અગ્નિ, તુ ત્હારા જન્મ વખતે વરુણ હોય છે, તુ પ્રદીપ્ત થાય છે એટલે મિત્ર બને છે, હે બળના પુત્ર ! ત્હારામાજ સઘળા દેવતાઓ વસે છે, ત્હને ભજનાર માનવીને તુ ઇન્દ્ર થઈ પડે છે "*

---

* त्वमग्ने वरुणो जायसे यत्

વળી **અગ્નિ**, જે આતશની પૂજા કરનારા વિપ્રવર્ગની દૃષ્ટિએ ઘણોજ અગત્યનો દેવતા ગણાય, તેના સ્વભાવ વિષે, પૃથ્વી ઉપરના અગ્નિ તરીકેના એના જુદા જુદા સ્વરૂપો વિષે, એ સિવાય વીજળી (અંતરિક્ષનો અગ્નિ) અને સૂર્ય ( આકાશનો અગ્નિ ) એ બે સ્વરૂપો, કે જેના વિષે વૈદિક ઋષિઓએ વારવાર સમસ્યામા સૂચનાઓ કરી છે તે વિષે કરવામા આવેલી ગહન ચર્ચાઓ ઉપરથી એવો વિચાર ઉત્પન્ન થાય કે જુદા જુદા દેવતાઓ તે એકજ દિવ્ય સત્ત્વના જુદા જુદા સ્વરૂપો છે તો તે વિચાર ઘણો સ્વાભાવિક છે **ऋग्वेद**ના પાછલા સમયમા રચાયલા એવા એક કરતા વધારે ફકરાઓમા આજ વિચાર આપણા જોવામા આવે છે ઉદાહરણ તરીકે, પ્હેલા મડલના એક પાછળથી રચાયલા સૂક્તમા (૧૬૪) કહ્યું છે કે ' એકજ સત્ત્વ વિષે જુદી જુદી રીતે વિપ્રો બોલે છે, એ **સ**ત્ત્વને તેઓ **અગ્નિ**, **યમ**, **માતરિશ્વન્** એના એવા નામો આપે છે "+ એજ પ્રમાણે, છેલ્લા મડલનો એક ઋષિ (૧૦, ૧૧૪) કહે છે "જે પક્ષી (એટલે સૂર્ય) એકજ છે તેને વિપ્રો અને કવિઓ અનેક રીતે કલ્પે છે "‡ આવા આવા વચનો બતાવી આપે છે કે **ऋग्वेद**ના છેવટના સમયમા ઋષિઓના અનેકેશ્વરવાદને એકેશ્વરવાદનો રગ લાગવા માડ્યો હતો

સઘળા દેવતાઓનોજ નહીં, પણ કુદરતનો પણ જેમા સમાવેશ થઈ જાય એવા એક દેવતાની કલ્પના-વિશ્વદેવતાવાદ-ઝાંખે સ્વરૂપે પણ **ऋग्वेद**મા ક્વચિત્ ક્વચિત્ આપણા જોવામા આવે છે ઉદાહરણ તરીકે,

त्व मित्रो भवसि यत्समिद्ध ।
त्वे विश्वे सहसस्पुत्र देवा-
स्त्वमिन्द्रो दाशुषे मर्त्याय ॥

\+ एक सद्विप्रा बहुधा वदन्ति
अग्नि यम मातरिश्वानमाहु ॥

‡ सुपर्ण विप्रा. कवयो वचोभि
एक सन्त बहुधा कल्पयन्ति ।

એક મત્રમા અદિતિ દેવીને સઘળા દેવતાઓ, માણુસો, જે કઈ છે અને જે કઈ હશે તે સઘળુ, અતરિક્ષ, અને આકાશ એ સર્વની સાથે એકતા ધરાવનારી કહેવામા આવી છે (૧, ૮૯),‡ અને એક સૃષ્ટિવિષયક સૂક્તમા (૧૦, ૧૨૧) પ્રજાપતિને સઘળા દેવતાઓ કરતા ચઢિયાતા એવા એક દેવતા તરીકે વર્ણવવામા આવ્યા છે, એટલુજ નહીં પણ સઘળી વસ્તુઓનો એ એકજ દેવતામા સમાવેશ થઈ જાય છે એવુ કહેવામા આવ્યુ છે § વિશ્વદેવતાવાદનુ આ બીજ વેદના પાછલા સાહિત્યમા ધીરે ધીરે ખીલતું ગયુ અને આખરે વેદાન્તની ફિલસુફીનુ છેવટનુ સ્વરૂપ એણે પ્રાપ્ત કર્યું આ ફિલસુફી હિન્દુ લોકોમા સૌથી વિશેષ પ્રિય થઈ પડી છે

ઋગ્વેદના વિશેષ પ્રાચીન સૂક્તોમા પણ જુદા જુદા દેવતાઓનું આવાહન કરતી વખતે તે દેવતાજ સૌથી શ્રેષ્ઠ હોય એવી કલ્પના કરવામા આવી છે તે ઉપરથી પ્રોફેસર મૅક્સ મ્યૂલરનો "Henotheism" અથવા "Kathenotheism"નો સિદ્ધાન્ત ઉત્પન્ન થયો એ સિદ્ધાન્ત પ્રમાણે, વેદના ઋષિઓએ જુદા જુદા દેવતાઓને વારાફરતી સૌથી શ્રેષ્ઠ તરીકે ગણ્યા છે, અને જે વખતે જે દેવતાનુ આવાહન કરવાનુ હોય તે વખતે તે દેવતા તરફજ લક્ષ રાખીને તેને તદ્દન સ્વતત્ર અને સર્વોપરિ દેવતા માન્યો છે પણ ખરેખરૂ જોતા, જે દેવતાનુ ખાસ આવાહન કરાતુ હોય તેનુ મહત્ત્વ તે વખતે સ્વાભાવિક રીતે વધારવામા આવે તે

‡ अदि॑ति॒र्द्यौरदि॑तिर॒न्तरि॑क्ष-
मदि॑तिर्मा॒ता स पि॒ता स पु॒त्र ।
विश्वे॑ दे॒वा अदि॑ति॒ पञ्च जना
अदि॑तिर्जा॒तमदि॑ति॒र्जनि॑त्वम् ॥

§ प्रजा॑पते॒ न त्वदे॒तान्य॒न्यो
विश्वा॑ जा॒तानि॒ परि॒ ता ब॑भूव।

દશમા મડલના ૧૨૧મા સૂક્તનો આ દશમો મત્ર છે, પદપાઠમા એ મત્રના પદ છૂટા પાડવામા આવ્યા નથી, પણ સહિતાપાઠમા જેવો છે તેવો ને તેવોજ એ મત્ર પદપાઠમા મૂકી દીધો છે તે પરથી એવુ અનુમાન થાય છે કે એ મત્ર પાછળથી ઉમેરાયલો હોવો જોઈએ (જુઓ પ્રકરણ ત્રીજુ)

સિવાય કંઈ પણ વિશેષ **ઋગ્વેદ**ના ઋષિઓની આ રીત ઉપરથી સમજી શકાય છે એવુ માનવાને કારણ નથી **હોમર**ના કાવ્યોમા પણ જેવા પ્રકારની અતિશયોક્તિ ઘણી વાર દીઠામા આવે છે, તેવા પ્રકારની અતિશયોક્તિ સિવાય બીજુ કંઈ પણ વિશેષ એમા જણાતું નથી સોમ યાગમા વેદના લગભગ દરેક દેવતાને સ્થાન આપવામા આવ્યુ છે, અને દરેક દેવતાની ખરેખરી પદવી શી છે તે વિષે વેદના ઋષિઓને ચોક્સ જ્ઞાન હતું, એટલે પ્રોફેસર મૅક્સ મ્યૂલરનો સિદ્ધાન્ત બીલકુલ ટકી શકે એવો નથી

વૈદિક ઋષિઓના વિચાર પ્રમાણે, દેવતાઓ પણ માણસોની પેઠે જન્મ પામતા હતા, કારણ કે આકાશ તથા પૃથ્વીના બાળક તરીકે, અથવા કેટલીક વાર બીજા દેવતાઓના બાળક તરીકે તેઓને વર્ણવવામા આવ્યા છે આ ઉપરથીજ દેવતાઓના જુદા જુદા જમાનાઓ હોવા જોઈએ એવુ ચોક્કસ અનુમાન થઈ શકે છે, પણ તે ઉપરાત એવા પણ કેટલાક ફકરાઓ મળી આવે છે કે જેમા વિશેષ પ્રાચીન દેવતાઓનુ સ્પષ્ટ કથન કરવામા આવ્યુ હોય એ પ્રમાણે દેવતાઓને જન્મ લેનારા ગણવામા આવ્યા છે તેવીજ રીતે તેઓને મૃત્યુ પામનારા પણ ગણવામા આવ્યા છે પ્રથમ દેવતાઓને સ્વભાવથીજ અમર ગણવામા આવતા નહીં, કારણ કે **અગ્નિ** અને **સવિતા** જેવા વિશિષ્ટ દેવના તરફથી અમરત્વનુ દાન કરવામા આવ્યુ હોય અથવા સોમરસના પાનને લીધે અમરત્વની પ્રાપ્તિ થઈ હોય એવુ કેટલેક સ્થળે કહેવામા આવ્યુ છે ઇન્દ્ર અને બીજા દેવતાઓ વિષે કહેવામા આવ્યુ છે કે "તેઓને ઘડપણ આવતુ નથી," પણ દેવતાઓનુ કદી પણ મરણજ થતુ નથી એવુ એ ઋષિઓ માનતા હતા કે નહીં તેનો નિર્ણય કરવાના સાધન મળી આવતા નથી વેદ પછીના સમયનો વિચાર તો એવો હતો કે દેવતાઓનુ અમરત્વ નિરપેક્ષ નહીં પણ સાપેક્ષ છે, અને દરેક કલ્પને અન્તે એ દેવતાઓનો પણ વિનાશ થાય છે

વેદના દેવતાઓના શરીર વિષે એવી કલ્પના કરવામા આવી છે કે તેઓના શરીર માનવીના જેવા હોય છે માથુ, મ્હો, આખ, કાન, હાથ, પગ, અને બીજા માનવદેહના અવયવો તેઓને પણ હોય છે એવુ માનવામા આવ્યુ છે પણ તેઓના સ્વરૂપનો પૂરેપૂરો ખ્યાલ વેદના વર્ણનો ઉપરથી આપણને આવી શકતો નથી, અને તેઓના અવયવો

ગણાવવામા આવ્યા હોય છે તે ઘણી વાર તેઓની મુખ્ય પ્રવૃત્તિઓ આલકારિક ભાષામા વર્ણવવાને માટેજ ગણાવવામા આવ્યા હોય છે ઉદાહરણ તરીકે, અગ્નિદેવની જીભ અને અવયવો તે તેની જ્વાળાઓ સિવાય બીજુ કઈ પણ નથી, સૂર્યદેવના કર તે તેના કિરણો સિવાય બીજુ કઈ પણ નથી, અને તેની આખ તે તેના ગોળા સિવાય બીજુ કઈ પણ નથી આ પ્રમાણે દેવતાઓના બાહ્ય સ્વરૂપ વિષે અચોક્કસ કલ્પનાઓજ કરવામા આવી હતી તેનીજ સાથે કુદરતના દેખાવોની સાથેનો તેનો સમ્બન્ધ હજી ઘણુંખરૂ ઉઘાડો માલમ પડી આવે એવો રહ્યો હતો એટલે ऋग्वेदમા કોઈ પણ સ્થળે દેવતાઓની મૂર્તિઓ વિષે, અથવા જ્યા આગળ એ મૂર્તિઓને રાખવામા આવતી હોય એવા દહેરાઓ વિષે કઈ પણ કહેવામા નથી આવ્યુ તેનુ કારણ સ્હેલાઇથી સમજી શકાશે મૂર્તિ વિષેના સૂચનો સૂત્રોમા સૌથી પ્હેલીજ વાર થયલા જણાય છે *

વેદના કેટલાક દેવતાઓ લડવૈયા તરીકે સજ્જ થયલા, બખ્તર અને ટોપ ધારણ કરનારા, અને ભાલા, કુહાર, ધનુષ્, બાણ એ યુદ્ધના સાહિત્યો પોતાની સાથે રાખનારા જણાવવામા આવ્યા છે તે સઘળા તેજસ્વી રથમા બેસીને અતરિક્ષમાથી પસાર થાય છે એ રથને સાધારણ રીતે ઘોડાઓ જોડવામા આવ્યા હોય છે, પણ કેટલીક વાર ગાય, બકરા, અથવા હરણ પણ જોડવામા આવે છે પોતપોતાના રથમા બેસીને દેવતાઓ યજ્ઞના સ્થાન આગળ આવી પ્હોચે છે, પણ એ યજ્ઞ અગ્નિ-દ્વારા દ્યુલોકમા પણ તેઓને પ્હોચાડવામા આવે છે સઘળા દેવતાઓ સાધારણ રીતે એકબીજાની સાથે સલાહસપથી રહેતા કલ્પવામા આવ્યા છે, કોઇક વખતે તકરાર કરી પડે એવો જો કોઈ પણ દેવતા હોય તો તે ઇન્દ્રદેવતા છે એ દેવતાને યુદ્ધપ્રેમી અને અભિમાની કલ્પવામા આવ્યો છે

* પ્રો. મૅક્સ મ્યૂલરનો મત પણ એવો છે કે વેદના સમયમા બીલકુલ મૂર્તિપૂજા ન્હોતી પણ ડૉ બોલનસનનો અભિપ્રાય એનાથી ઉલટો છે દેવતાઓને માટે "दिवो नर" ( સ્વર્ગનો નર ) અથવા "नर" ( નર ) એવા નામ વાપરવામા આવ્યા છે તે પરથી, "नृपेशस्" ( નરના જેવી આકૃતિના ) એ વિશેષણ ઉપરથી, અને કેટલાક મત્રોમા મૂર્તિઓનુ સ્પષ્ટ સૂચન કરવામા આવ્યુ છે તે પરથી વેદના સમયમા મૂર્તિપૂજા હતી એવુ સિદ્ધ થાય છે એમ ડૉ. બોલનસનનુ કહેવુ છે

પ્રાચીન હિન્દુસ્તાનના વૈદિક ઋષિઓને ઘણુંખરૂ વિજયજ મળતો એટલે તેઓ ઉત્સાહમા રહેતા અને ખાલી દુખના વિચારો તેઓ કર્યા કરતા નહીં, પણ હમેશા સારી સારી આશાઓજ રાખતા દેવતાઓ તે માનવીનુ કલ્યાણ કરનારા છે, માનવીને લાબુ આયુષ્ય અને સુખ વૈભવ આપનારા છે એવુજ તેઓને લાગતું ખરેખર, હાનિકારક લક્ષણો જેનામા જરા આગળ પડતા જણાતા હોય એવો એકજ દેવતા છે, અને તે રુદ્રદેવતા છે માનવજીવનની સાથે ગાઢો સમ્બન્ધ ધરાવનારા જે ન્હાના ન્હાના દુખો છે, જેમકે કોઈ પ્રકારનો વ્યાધિ, તે અલ્પ શક્તિવાળા અસુરોની પ્રવૃત્તિને લીધે આવે છે, અને કુદરતમા અનાવૃષ્ટિ અને અધકાર જેવા જે વધારે મ્હોટા દુખો દીઠામા આવે છે, તે વૃત્રના જેવા બળવાન્ અસુરોની પ્રવૃત્તિને લીધે આવે છે એવા અસુરો ઉપર મેળવાતા જય વડે કરીને દેવતાઓની કલ્યાણકારી પ્રકૃતિ વિશેષ સચોટ રીતે સાબીત થાય છે

વૈદિક દેવતાઓની પ્રકૃતિમા નીતિનુ તત્ત્વ પણ હોય છે તેઓ "સાચા" અને "કદી છેતરે નહીં એવા" છે તેઓ હમેશા સદ્ગુણ અને સચ્ચાઇનાજ સાથી છે પણ પ્રાચીન સમયના સુધારાનુ જે નીતિ વિષયક ધોરણ હતું તેનુજ પ્રતિબિમ્બ એ દેવતાઓની નીતિમા પડે છે ઉદાહરણ તરીકે, સઘળા દેવતાઓમા વધારે નીતિમાન્ એવા વરુણદેવતા સત્યના સાથી છે તે છતા એ કારણથી, શત્રુતા રાખનારા અને છેતરપિંડી કરનારા માણસની સાથે કપટ કરતા એ અચકાય એવુ બનતુ નથી એકદરે વૈદિક દેવતાઓના નૈતિક ઉત્કર્ષ કરતા તેઓની મહત્તા અને તેઓનુ બળ, એ આપણું વિશેષ લક્ષ ખેંચે છે

ઋગ્વેદમા દેવતાઓ અને માનવીઓનો પરસ્પરનો સમ્બન્ધ સાધારણ રીતે એવો હોય છે કે દેવતાની ઇચ્છાને માનવી આધીન રહે છે દેવતાની કૃપા અથવા ક્ષમા મેળવવાને માટે માનવીને પ્રાર્થનાઓ બોલવી પડે છે અને યજ્ઞો કરવા પડે છે માનવી તરફથી જે હવિ આપવામા આવે છે તેના બદલામા કઈંક મેળવવાની આશા તેને રહેતી હોય એવુ ઘણી વાર માલમ પડે છે, અને ઘણા સૂક્તોમા મુખ્ય વિચારજ એ હોય છે કે "તું મ્હને આપે તેટલા માટે હુ ત્હને આપુ છુ" વળી ઘણી વાર એવુ પણ કહેવામા આવે છે કે દેવતાઓમા જે બળ તથા વીર્ય હોય છે તે સૂક્તો, યજ્ઞો, અને ખાસ કરીને સોમના નૈવેદ્યથી

ઉત્પન્ન થાય છે. હિન્દુસ્તાનમા વિપ્રવર્ગે જે સત્તા પ્રાપ્ત કીધી તેના બીજ આ સ્થળે આપણી દૃષ્ટિએ પડે છે વેદના સમયમા એ સત્તા ધીરે ધીરે વધતીજ ગઈ. ઉદાહરણ તરીકે **શુક્લ યજુર્વેદ**માથી એવુ વચન નીકળે છે કે દેવતાઓ જે માણસ યથાર્થ જ્ઞાન ધરાવતો હોય તેના તાબામા રહે છે બ્રાહ્મણો વળી એક ડગલુ આગળ જાય છે અને કહે છે કે દેવતાઓ બે પ્રકારના છે, દેવો અને બ્રાહ્મણો, તેમાથી માનવ જાતમા બ્રાહ્મણોને દેવ ગણવા. બ્રાહ્મણોમા પણ યજ્ઞને સર્વશક્તિમાન્, અને દેવતાઓનેજ નહીં પણ કુદરતના નિયમોને પણ તાબામા રાખનારો કહેવામા આવ્યો છે.

**ઋગ્વેદ**ની અંદરજ દેવતાઓની સખ્યા તેત્રીસની જણાવવામા આવી છે કેટલીક વખત "તેત્રીસ"ને બદલે "અગિયારથી ત્રણ ઘણા" એ પ્રમાણે કહેવામા આવ્યુ છે એવે ઠેકાણે, અગિયાર અગિયાર દેવતાનુ દરેક મડળ વિશ્વના ત્રણ વિભાગમાથી અક્કેક વિભાગને લગતુ છે એવો અર્થ કરવાનો હોય છે આ સમુદાયમા સઘળાજ દેવતાઓ આવી જાય છે એવુ હમેશા સ્વીકારાયુ હોય એ સભવિત નથી, કારણ કે એ તેત્રીસ ઉપરાત બીજા દેવતાઓ પણ કેટલીક વખતે ગણાવવામા આવ્યા છે વળી એ સખ્યામા **મરુત્**ના જેવા જુદા જુદા દેવતાઓના મડળો પણ આવી જાય એમ હોઈ શકે નહીં એ નક્કી છે

તોપણ, **ઋગ્વેદ**ના ઓછામા ઓછા ત્રણ **આખાં** સૂક્તોમા જેનુ આવાહન કરવામા આવ્યુ હોય એવા અગત્યના દેવતાઓ વીસ પણ ભાગ્યે હશે એમાના ઇન્દ્ર, અગ્નિ, અને સોમ એ ત્રણ દેવતાઓ સૌથી આગળ પડતા છે ઇન્દ્રનુ જેમા આવાહન કરવામા આવ્યુ હોય એવા સૂક્તો ૨૫૦ છે, અગ્નિનુ જેમા આવાહન કરવામા આવ્યુ હોય એવા સૂક્તો ૨૦૦ છે, અને સોમનુ જેમા આવાહન કરવામા આવ્યુ હોય એવા સૂક્તો ૧૦૦ છે પર્જન્ય, વર્ષાદનો દેવતા, અને યમ, મૃત્યુનો દેવતા એ બેઉનું ત્રણ ત્રણ સૂક્તોમાજ આવાહન થયુ છે. બાકીના દેવતાઓ આ બે છેડાની વચ્ચેના જુદા જુદા સ્થાન પર વિરાજે છે. કઇંક નવાઈ જેવુ એ છે કે હાલના હિન્દુ ધર્મના બે મ્હોટા દેવતાઓ, વિષ્ણુ અને શિવ, જે સરખા મહત્ત્વના છે, તે ત્રણ હજાર વર્ષ ઉપર પણ વિષ્ણુ અને રુદ્ર (શિવનુ વિશેષ પ્રાચીન સ્વરૂપ) તરીકે જોકે **ઋગ્વેદ**ના મુખ્ય દેવતાઓ કરતા ઉતરતી પદવીના હતા, તોપણ અન્યોન્ય-

ની અપેક્ષાએ સરખા ગૌરવવાળા ગણાતા હતા હાલમા તેઓના જે સામાન્ય લક્ષણો છે તેજ તે વખતે પણ હતા, વિષ્ણુ તે ખાસ કરીને દયાળુ અને રૂદ્ર તે ભયકર ગણાતો

સ્વર્ગના દેવતાઓમા સૌથી પ્રાચીન દેવતા તે **द्यौस्** ( જે યવન લોકોના ઝ્યૂસને મળતો આવે છે) તે છે **ऋग्वेद**મા આકાશ ઉપર દેવતા તરીકેના ચેતનત્વનુ આ પ્રકારનુ આરોપણ પ્રાથમિક સ્થિતિથી આગળ બીલકુલ વધી શક્યુ ન્હોતું એ આરોપણ એકલા પિતૃત્વના વિચારમાજ પર્યવસાન પામ્યુ હતુ સાધારણ રીતે **द्यौस्**ની સાથે **पृथिवी**ને જોડવામા આવે છે ૭ સૂક્તોમા વિશ્વના માબાપ તરીકે† એ યુગલની સ્તુતિ કરવામા આવી છે કેટલાક મત્રોમા **द्यौस्**ને રક્તવર્ણનો અને નીચુ મોઢુ રાખીને બરાડતો વૃષભ (ગોધો) કહેવામા આવ્યો છે તેથી મેઘના ગગડાટ તથા વીજળીના ચળકાટનુ તેમજ ફળદ્રૂપતા આણવાની શક્તિ ધરાવનારા વરસાદનુ સૂચન થાય છે વળી એક સ્થળે એને મોતીથી શણગારાયલા કાળા ઘોડાની સાથે સરખાવવામા આવ્યો છે, તે તારાઓથી વિભૂષિત થયલુ રાતના સમયનુ આકાશ સૂચવે છે એક કવિ આ દેવને વજ્રથી

† ગ્રીક દતકથાઓમા પણ " द्याम् " અને "पृथिवी ને-' Ouranos" અને " Gaia "ને-વિશ્વના માબાપ તરીકે વર્ણવવામા આવ્યા છે પણ " द्यौम् " એ સસ્કૃત નામ અને " Ouranos " એ ગ્રીક નામની વચ્ચ કઈ સરખાપણુ નથી પણ ગ્રીક અને રોમન લોકોના ' Zeus ' અથવા " Jupiter " એ નામમા અને "द्यौस्" અથવા "द्यौष्पितर्" એ નામમા સરખાપણુ ઉઘાડુ છે એથી ઉલટુ "Ouranos" એ નામ સસ્કૃતના "વરુણ" એ નામને મળતુ જણાય છે " Ouranos " એ જેમ દેવતાઓનો પિતા ગણાય છે તેમ વરુણ દેવતાઓનો પિતા ગણાતો નથી તોપણ "Ouranos ' જેવી રીતે દ્યુલોકનો અધિષ્ઠાતા છે તેવી રીતે વરુણ પણ દ્યુલોકનો અધિષ્ઠાતા છે " पृथिवी " એ નામને મળતુ આવે એવુ કોઈ ગ્રીક નામ જોવામા આવતુ નથી, પણ પ્રથમ એ નામ કદાચ ' વિશાળ ' એ અથના વિશેષણ તરીકેજ વપરાતુ હશે, અને "गौ," "ग्मा," "ज्मा" એ પૃથ્વીના નામો " निघण्टु "ના આરભમાજ આપવામા આવ્યા છે તેનો વિશેષ વપરાશ થતો હશે " गौ " એ નામ તો ગ્રીક " Gaia "ની સાથે સરખાપણુ વરાવે છે એમ આપણાથી કહી શકાશે પ્રો એન્ક્રીનો અભિપ્રાય એવો છે કે જે ખાસ કર્મો પ્રથમ " द्यौस् "ના ગણવામા આવતાં તે પાછળથી " इन्द्र" ના ગણાયા

સપન્ન થયલો વર્ણવે છે, અને બીજે "વાદળામાથી હસતો **દ્યૌસ્**" એવા વચનો એના વિષે વાપરીને વીજળીનો ચળકાટ કરતા આકાશનુ સ્મરણ કરાવે છે જેવી રીતે પાછળથી સસ્કૃત ભાષામા સ્મિતને અત્યત શ્વેત પદાર્થોની સાથે વારવાર સરખાવવામા આવે છે તેવી રીતે **ઋગ્વેદ**ના બીજા કેટલાક મત્રોમા **સ્મિ** ( એટલે "હસવુ" ) એ ક્રિયાપદ વીજળીના સમ્બન્ધમા વાપરવામા આવ્યુ છે

આકાશના દેવતાઓમા **દ્યૌસ્**ના કરતા ઘણો વધારે અગત્યનો દેવતા તે **વરુણ** છે એના વિષે ચેતનત્વારોપણની ક્રિયા એટલે સુધી આગળ વધી છે કે જે કુદરતના દેખાવ ઉપર એ ચેતનત્વારોપણ થયુ છે તે કુદરતનો દેખાવ કયો તેના વિષે એ દેવતાની પ્રકૃતિના કેટલાક લક્ષણો ઉપરથી અનુમાનજ થઈ શકે છે એ પ્રમાણે એ દેવતાની કલ્પના કેવી રીતે ઉદ્‌ભવી તે સમજવુ અઘરૂ થઈ પડે છે તેનુ એક કારણ એ છે કે એ દેવતા હિન્દુસ્તાનની દતકથા શરૂ થઈ તેના કરતા વિશેષ પ્રાચીન સમયમા અસ્તિત્વ ધરાવતો હતો અને એ પ્રાચીન સમયથી ઉતરી આવીને હિન્દુસ્તાનની દતકથામા ટકી રહ્યો છે એ સિવાય બીજુ કારણ એ છે કે **દ્યૌસ્** એ દેવતાનુ નામ હોવા ઉપરાત એ નામથીજ જેવી રીતે આકાશનુ સૂચન થાય છે તેવી રીતે **વરુણ** એ નામથીજ કુદરતના કોઈ પણ દેખાવનુ સૂચન થતું નથી **વરુણ સ્** એ શબ્દનો અર્થ પ્રથમ "ઢાકી દેનારૂ" આકાશ એવો થતો હશે એમ જણાય છે, અને ઘણુ-ખરૂ **યાવની** ભાષાનો "ઉરેનૅાસ' તે એજ શબ્દ છે, જોકે એ બે શબ્દના ઐક્ય વિષે વિચાર કરતા કેટલીક સ્વરશાસ્ત્રને લગતી મુશ્કેલીઓ ઊભી થયા વગર રહેતી નથી ઇન્દ્ર, **અગ્નિ**, અથવા **સોમ**ને જેમા આવાહન કરવામા આવ્યુ હોય તેવા સૂક્તોના કરતા વરુણને જેમા આવાહન કરવામા આવ્યુ હોય એવા સૂક્તો ઘણા થોડા છે, તોપણ નિ સશય ઇન્દ્રની સાથેના વૈદિક દેવતાઓમા વરુણનુ પદ સૌથી ઉચુ છે ઇન્દ્ર એ મ્હોટો લડવૈયો છે ત્યારે વરુણ એ કુદરતના તથા નીતિના નિયમ(**ઋત**)ને ધારી રાખનારો પ્રતાપી દેવતા છે એને લગતા જે સૂક્તો છે તે બીજા સૂક્તોના કરતા વધારે નીતિમય અને ભક્તિરસથી ભરેલા છે વેદનો સૌથી વધારે ગૌરવવાળો ભાગ તે એ સૂક્તોનો બનેલો છે ઘણી વાર એ પ્રાર્થનાઓનુ સ્વરૂપ હિબ્રૂ ભાષાની ભવ્ય પ્રાર્થનાઓને મળતું આવે છે. વરુણનુ રાજ્ય શાન્તિભરેલુ હોવાનુ કારણ શુ છે

તેનો ખુલાસો એવી રીતે મળી શકે છે કે નિયમસર ફરી ફરીને નજરે પડતા આકાશના દેખાવની સાથે, નભ વિષે દૃશ્યમાન થતા ગ્રહ ઉપગ્રહ આદિની ગતિ સાથે એને ગાઢો સમ્બન્ધ છે, ઇન્દ્રની યુદ્ધકુશળ અને કેટલીક વાર ધૂનભરેલી જણાતી પ્રકૃતિનો ખુલાસો એવી રીતે મળી શકે છે કે તોફાન વખતે આકાશ વાયુ આદિના જુદા જુદા તત્ત્વો એકબીજા સાથે અનિશ્ચિત અને અચોક્કસ લડાઇમા ઉતરી પડયા હોય એવુ લાગે છે વરુણની પ્રકૃતિ અને એની સત્તાનુ વર્ણન જેમ બને તેમ વેદના કવિઓના પોતાનાજ શબ્દોમા આપણે આપીશુ —

વરુણના કાયદાથી આકાશ અને પૃથ્વી બેઉ એકબીજાથી જુદા રહે છે સૂર્યના સુવર્ણમય અને ફરતા ગોળાને વરુણેજ આકાશમા પ્રકાશતો રાખ્યો છે સૂર્યને માટે વિશાળ માર્ગ પણ એણેજ ઘડયો છે અતરિક્ષમા જેનો ઘોષ સભળાય છે તે વાયુ એ વરુણનોજ શ્વાસ છે એના નિયમો પ્રમાણેજ પેલો ચળકતો ચદ્ર રાત્રિએ ફરે છે, અને પેલા ઉંચે ટગાયલા તારાઓ રાત્રિએ દેખાય છે પણ દિવસે પાછા અદૃશ્ય થાય છે નદીઓ વહે છે તે પણ એનેજ લીધે, એના નિયમો પ્રમાણે એ નદીઓનો પ્રવાહ હમેશા ચાલ્યાજ કરે છે નદીઓનુ પાણી ઝપાટાબધ સમુદ્ર તરફ જતુ હોના છતા સમુદ્ર ભરાઈ જતો નથી તે એની ગહન શક્તિને લીધેજ પર્વતો જે વખતે વાદળામા ઘેરાયલા હોય છે તે વખતે એ પેલા ઉંધા વળેલા ઘડામાથી પાણી પડવા દે છે અને પૃથ્વીને ભીની થવા દે છે એનો સમ્બન્ધ પ્રધાનપણે એ અતરિક્ષના પાણી સાથેજ છે, સમુદ્રની સાથે એનો સમ્બન્ધ ક્વચિતજ જોવામા આવે છે§

---

§ गृत्सो राजा वरुणश्चक्र एतम्

दिवि प्रेङ्ख हिरण्ययं शुभे कम् ॥ (७,८७,५)

आत्मा ते वातो रज आ नवीनोत् ॥ (७,८७,२)

अमीय ऋक्षा निहितास उच्चा

नक्तं ददृश्रे कुह चिद्दिवेयु ।

अदब्धानि वरुणस्य व्रतानि

विचाकशच्चन्द्रमा नक्तमेति ॥ (१,२४,१०) વગેરે.

વરુણની સર્વજ્ઞતા વિષે વેદમા ઘણી વાર કહેવામાં આવ્યુ છે આકાશમા ઉડતા પક્ષીઓના, સમુદ્રમા ફરતા વહાણોના, દૂર સુધી વિચરતા વાયુના માર્ગને એ જાણે છે. જે કઈ છૂપી વસ્તુઓ અત્યાર સુધીમા કરાયલી છે અથવા હવે પછી કરાશે તે સર્વ એ જાણે છે માણસોની સત્યતા અને અસત્યતા એ જોઈ શકે છે એના વિના કોઈ પણ પ્રાણીથી આખનો એક પલકારો પણ મારી શકાતો નથી. નીતિમય રાજ્ય ચલાવનાર તરીકે વરુણની પદવી બીજા કોઈ પણ દેવતાના કરતા વધારે ચઢિયાતી છે એના નિયમોને તોડવા એનુ નામજ પાપ છે એ નિયમો તોડાયાથી એ ગુસ્સે થાય છે એ નિયમો તોડનારને એ સખ્ત શિક્ષા કરે છે જે પાશ વડે પાપી પ્રાણીઓને એ બાધી લે છે તેનુ વેદમા ઘણી વાર કથન કરવામા આવ્યુ છે એ અસત્યને હાકી કાઢનારો, અસત્યને ધિક્કારનારો, અસત્યની શિક્ષા કરનારો હોવા છતા પશ્ચાત્તાપ કરનાર પ્રાણી તરફ એ રહેમની નજરથી જોય છે માણસોએ પોતે જે પાપ કીધા હોય તેજ નહીં પણ તેના પૂર્વજોએ જે પાપ કીધા હોય તેમાથી પણ એ તેને મુક્ત કરે છે એની પ્રાર્થના કરનાર માનવીથી નિત્ય એના નિયમોનુ ઉલ્લઘન થયુ હોય છતા એ તેને જવા દે છે, અને વગરવિચાર્યા સ્વભાવને લીધે જેઓએ એના નિયમો તોડયા હોય તેઓના તરફ એ કૃપાની નજરથી જોય છે ખરેખર, વરુણને લગતું એનુ કોઈ પણ સૂક્ત નહીં હોય કે જેમા અપરાધની માફી માટે એની પ્રાર્થના નહીં કરવામા આવી હોય બીજા દેવતાઓ વિષેના સૂક્તોમા જેમ સસારી સુખના સાધનોની પ્રાર્થના કરવામા આવેલી હમેશા દીઠામા આવે છે તેમ વરુણના સૂક્તોમા થયલા પાપને માટે ક્ષમાની યાચના કરવામા આવેલી હમેશા આપણા દીઠામા આવ્યા વગર રહેતી નથી§

---

§ वेदा यो वीनां पदमंतरिक्षेण पतताम् ।
वेद नावः समुद्रियः ॥ ( १,२५,७ )
वेद वातस्य वर्तनिमुरोर्ऋष्वस्य बृहत ।
वेदा य अध्यासते ॥ ( १,२५,९ )
अतो विश्वान्यद्भुता चिकित्वाँ अभि पश्यति ।
कृतानि या च कर्त्वा ॥ ( १,२५,११ ) વગેરે.

**प्रजापति**–સૃષ્ટિના રચનાર વિષે સૌથી ચઢિયાતા દેવ તરીકેની કલ્પના વિકાસ પામતી ગઈ તેમ તેમ વરુણના સમ્રાટ્ તરીકેના લક્ષણો સ્વાભાવિક રીતે ક્ષીણ થતા ગયા, અને આખરે એના આગલા રાજ્ય-માથી અમુકજ ભાગ–સમુદ્રનુ રાજ્ય–એને માટે રહ્યુ **अथर्ववेद**માજ આ પ્રમાણેનો ફેરફાર અમુક અશે થયલો આપણા દીઠામા આવે છે,§ અને વેદના સમય પછીની દતકથાઓમા એની પદવી માત્ર સમુદ્રના દેવ–હિન્દુસ્તાનના નેપ્ટ્યૂન તરીકેજ રહી છે

વરુણ વિષેના સૂક્ત(૭, ૮૯)માના નીચલા મન્ત્રોથી, એને જે પ્રાર્થનાઓ કરવામા આવી છે તેના સ્વરૂપનો કઈક ખ્યાલ આવી શકશે –

मो षु वरुण मृन्मयं
गृहं राजन्नहं गमम् ।

---

§ ઋગ્વેદની અદરજ (આકાશના તેમજ પૃથ્વીના) પાણીની સાથેનો વરુણનો વિશેષ સમ્બન્ધ સૂચવનારા મન્ત્રો જોવામા આવે છે —

या आपो दिव्या उत वा स्रवन्ति
खनित्रिमा उत वा या स्वयंजा ।
समुद्रार्था या शुचय पावका–
स्ता आपो देवीरिह मामवतु ॥ ( ७,४९,२ )
यासा राजा वरुणो याति मध्ये
सत्यानृते अवपश्यञ्जनाना ।
मधुश्चुत शुचयो याः पावका–
स्ता आपो देवीरिह मामवतु ॥ ( ७,४९,३ )

(જે પાણી દ્યુલોકના છે અને જે વહે છે, જેને માટે ખોદીને માર્ગ કરવામા આવ્યો છે, અને જે જાતે ઉત્પન્ન થયલા છે, જે સમુદ્ર તરફ જાય છે, જે શુચિ અને પાવક છે, તે અહીં મ્હારૂ રક્ષણ કરો ! જે પાણીના મધ્યમા માનવીઓના સત્ય તથા અસત્યને નિહાળનારા વરુણ રાજા જાય છે, જે મધુ રેડનારા છે, જે શુચિ અને પાવક છે, તે અહીં મ્હારૂ રક્ષણ કરો !)

मृळा सुक्षत्र मृळय ॥ १ ॥

* * *

अपा मध्ये तस्थिवासं
तृष्णाविदज्जरितारम् ।
मृळा सुक्षत्र मृळय ॥ ४ ॥
यत्किं चेदं वरुण दैव्ये जने
अभिद्रोह मनुष्या ३ श्चरामसि ।
अचित्ती यत्तव धर्मा युयोपिम
मा नस्तस्मादेनसो देव रीरिष ॥ ५ ॥

( હે વરુણ રાજા ! માટીના બનેલા ઘરમા હુ કદી જાઉં નહીં ! દયા રાખો, પ્રતાપી દેવ ! મ્હને બચાવો ! . ... પાણીની મધ્યમા ઉભેલો હોવા છતા ત્હારી સ્તુતિ કરનારને તૃષા લાગી છે × દયા રાખો, પ્રતાપી દેવ! મ્હને બચાવો ! હે વરુણ ! વગરવિચાર્યા સ્વભાવને લીધે ત્હારા નિયમોને હમે જ્યારે તોડીએ ત્યારે મનુષ્ય તરીકે હમારાથી દેવ-લોકોનો ગમે તેવો અપરાધ થતો હોય તોપણ, હે દેવ ! તે અપરાધને માટે તું હમને શિક્ષા કરીશ નહીં ! )*

---

× વરુણના કાયદાનો ભગ કરનારા પાપી પ્રાણીઓને જળધરનો રોગ થાય છે એવુ માનવામા આવતુ, તેનુ આ સ્થળે સૂચન કરાયલુ છે

* "वरुण" એ દેવતાને ઇરાનના "અહુરમઝ્દ"ની સાથે એતિહાસિક સમ્બન્ધ છે એવો કેટલાક વિદ્વાનોનો મત છે એ મતના સમર્થનમા નીચે પ્રમાણેના કારણો આપવામા આવે છે —

(૧) "वरुण"ને "असुर" એ વિશેષણ ઘણી વાર લગાડવામા આવે છે

(૨) "આદિત્યો"મા જેમ વરુણ શ્રેષ્ઠ છે તેમ "અષાસ્પદ"મા અહુર-મઝ્દ શ્રેષ્ઠ છે "આદિત્યો" અને "અંષાસ્પદ" એ બેની વચ્ચે કેટલુક મળતાપણુ છે

(૩) વેદમા વરુણ અને મિત્ર એ બેના નામ જેવી રીતે સાથે જેવામા આવે છે તેવી રીતે ઝેદ અવસ્તામા "અહુર" અને "મિથ્ર"ના નામ સાથે જેવામા આવે છે, જોકે બીજી રીતે એ બેની સ્થિતિ બદલાઈ ગઈ છે અને "મિથ્ર"ને તો "અષાસ્પદ" તરીકે પણ ગણવામા આવતો નથી.

**ઋગ્વેદ**માં **સૂર્યદેવતાઓ** પાચ છે. એ પાચ દેવતાઓ સૂર્યની પ્રવૃત્તિના જુદા જુદા સ્વરૂપોનો ભેદ સૂચવે છે એમાનો એક સૌથી પ્રાચીન દેવતા, **મિત્ર** ( એટલે " દોસ્ત " ) તે સૂર્યની કલ્યાણકારી કૃતિઓ તરફ આપણું વિશેષ લક્ષ ખેંચે છે હિન્દુસ્તાન અને ઇરાનના લોકો જે વખતે સાથે વસતા હતા તે વખતે એ દેવનુ અસ્તિત્વ હતું એ નક્કી છે, પણ **ઋગ્વેદ**મા તો એનુ સ્વતત્ર વ્યક્તિત્વ જાણે તદ્દનજ જતું રહ્યું હોય, વરુણની અદરજ એનુ વ્યક્તિત્વ જાણે લીન થઈ ગયુ હોય એવુ લાગે છે વરુણની સાથે એનુ આવાહન ઘણી વાર કરવામા આવ્યુ છે, પણ એનુ એકલાનુ જેમા આવાહન કરવામા આવ્યુ હોય તેવુ સૂક્ત એકજ ( ૩, ૫૯ ) છે

સૂર્ય ( જેનુ નામ યાવની ભાષાના " Helios " એ નામને મળતુ આવે છે ) તે સઘળા સૂર્યદેવતાઓમા વિશેષ મૂર્ત (concrete) છે, કારણ કે આકાશમા પ્રકાશતા ગોળાનુ નામ પણ સૂર્ય છે એટલે એ ગોળાની સાથેનો એનો સમ્બન્ધ કદી પણ ભૂલી જવાતો નથી વેદમા સૂર્યના ચક્ષુનુ વારવાર કથન કરવામા આવ્યુ છે, અને ઉષાને માટે એવુ કહેવામા આવ્યુ છે કે " એ દેવતાઓના ચક્ષુને લાવે છે." સૂર્યદેવ સઘળુ જોઈ શકે છે, એટલે એ આખા વિશ્વની બાતમી મેળવનારો ( **દૂત** ) છે સઘળા પ્રાણીઓને અને માનવીઓના સારા તેમજ નઠારા કર્મોને એ જોય છે સૂર્યવડે જાગ્રત્ થઈને માણસો પોતાને જ્યા જવાનુ હોય ત્યા જાય છે અને જે કરવાનુ હોય તે કરે છે જે કઈ ગતિમાન્ છે અને જે કઈ સ્થાવર છે તે સર્વનો આત્મા, તે સર્વનો રક્ષક એ છે. એ જે રથમા બેસીને ફરે છે તે રથને સાત ઘોડાઓ જોડ્યા હોય છે સાઝ પડે છે એટલે એ ઘોડાઓને એ છોડી નાખે છે

यदेदयुक्त हरितं सधस्थात्
आद्रात्री वासंस्तनुते सिमस्मै ॥

( ઘોડાઓને તેઓના સ્થાન આગળથી એ છૂટા કરે છે એટલે

---

બીજા વિદ્વાનોનો મત એવો છે કે " વરુણ " અને " અહુરમઝ્દ " એ બેની વચ્ચે ઐતિહાસિક સમ્બન્ધ છે એવું દર્શાવવાને જે કારણો આપવામા આવે છે તે જોઈએ તેવા સબળ નથી.

તરત સર્વ ઉપર રાત્રી પોતાનુ વસ્ત્ર પ્રસારી દે છે). સૂર્ય અધકારને ચર્મની પેઠે વીંટાળી દે છે, અને એને દેખતા તારાઓ ચોરની પેઠે છુપાઈ જાય છે ઉષાના ઉછગમાથી એ પ્રકાશે છે વળી ઉષાનો પતિ પણ એને કહેવામા આવે છે અગ્નિના એક સ્વરૂપ તરીકે દેવતાઓએ એને આકાશમા મૂકયો હતો આકાશમા થઈને પસાર થતા પક્ષી અથવા ગરુડ તરીકે એને ઘણી વાર વર્ણવવામા આવ્યો છે દિવસોનુ પ્રમાણ એના ઉપર આધાર રાખે છે લાબુ આયુષ્ય એના વડે મળી શકે છે વ્યાધિને એ મટાડે છે અને દુસ્વપ્નોને એ દૂર કરે છે ઉદય વખતે, મિત્ર અને વરુણ આગળ માણસોની નિર્દોષતા એ જણાવે એવી એને પ્રાર્થના કરવામા આવે છે સઘળા પ્રાણીઓનો આધારજ સૂર્ય ઉપર છે, તેથી એને "**विश्वकर्मन्**" (સર્વનો કર્તા) કહેવામા આવ્યો છે

બીજા સૂર્યદેવતા-સવિતાનુ અગિયાર સૂક્તોમા આવાહન કરવામા આવ્યુ છે, એટલે લગભગ સૂર્યના જેટલા સૂક્તો છે તેટલાજ સવિતાના છે સવિતા એટલે 'પ્રેરણા કરનાર' સવિતા તે સૂર્યની પ્રેરક શક્તિ સૂચવે છે એ ખાસ કરીને સુવર્ણમય દેવતા છે એના હાથ સુવર્ણમય છે, એના બાહુ સુવર્ણમય છે, એનો રથ સુવર્ણમય છે એ પોતાના મજબૂત અને સુવર્ણમય કર ઉંચા કરીને સઘળા પ્રાણીઓને આશિષ દે છે અને તેઓને જાગ્રત્ બનાવે છે એ કર પૃથ્વીના છેડાઓ સુધી પ્હોચે એટલા લાબા છે એ પોતાના સુવર્ણમય રથમા બેસીને ઉંચા તથા નીચા માર્ગમા જાય છે તે વખતે સઘળા પ્રાણીઓ તરફ એ જોય છે ઉષાની પાછળ પાછળ એ પ્રકાશે છે સૂર્યના કિરણોથી પ્રકાશતો, પીળા કેશવાળો સવિતા પૂર્વ દિશામાથી નિરતર પોતાનો પ્રકાશ પાડે છે એ દુસ્વપ્નોને દૂર કરે છે અને ભૂતપિશાચને હાકી કાઢે છે એ દેવતાઓને અમરત્વ બક્ષે છે અને માનવીઓને દીર્ઘ આયુષ્ય આપે છે વળી, મરણ પામેલા શરીરીને જે સ્થળે પુણ્યવતા પ્રાણીઓનો નિવાસ છે ત્યા આગળ એ લઈ જાય છે બીજા દેવતાઓ સવિતાના દોરવ્યા દોરવાય છે, કોઈ પણ પ્રાણી, ઇન્દ્ર અને વરુણ જેવા સૌથી બળવાન્ દેવતાઓ પણ એની ઇચ્છાની વિરુદ્ધ જતા નથી એના સ્વતત્ર અમલને તેઓ આધીન રહે છે સવિતાનો સધ્યાસમય સાથેનો સમ્બન્ધ પણ ઘણી વાર જોવામા આવે છે એક સૂક્તમા (૨,૩૮) આથમતા સૂર્ય તરીકે એની સ્તુતિ કરવામા આવી છેઃ—

आशुभिश्चिद्यान् वि मुचाति नूनम्
अरीरमदतमान चिदेतो ।
अह्यर्षूणा चिन्न्ययाँ अविष्याम्
अनु व्रत सवितुर्मोक्यागात् ॥ ३ ॥
पुन समव्यद्वितत वयन्ती
मध्या कर्तो न्यधाच्छक्म धीरं ।

* * *

विश्वो मार्ताण्डो व्रजमापशुर्गात्
स्थशो जन्मानि सविता व्याकं ॥ ८ ॥

(ઉતાવળા અશ્વો વડે જનારો એ દેવતા હવે એ અશ્વોને છોડી નાખશે, ઝડપથી ચાલનારા રથને હવે એણે ચાલતો અટકાવ્યો છે સર્પની પેઠે જનારાઓની ઝડપને એણે અટકાવી છે, સવિતાની આજ્ઞા પ્રમાણે રાત્રી આવી પ્હોચી છે

વાણોતાણો કરનારી બાઈએ પોતાનુ વસ્ત્ર પાછુ વીંટાળી દીધુ છે, કુશળ કારીગરો પોતે કરવા માડેલુ કામ હવે અડધેથીજ છોડી દે છે, પક્ષીઓ સઘળા પોતપોતાના માળા ભણી, પશુઓ સઘળા પોતપોતાના ક્રોડ ભણી વિદાય થાય છે, સવિતાદેવ પ્રાણીઓને પોતપોતાના ઘર તરફ મોકલી દે છે )

**ऋग्वेद**નો જે સૌથી પ્રખ્યાત મત્ર છે (**ગાયત્રી**) તેમા આજ દેવતાઓનુ આવાહન થયલુ છે. પ્રાચીન સમયમા વેદના અભ્યાસની શરૂઆત કરતી વખતે એ મત્ર વડેજ માનવીની બુદ્ધિને જાગ્રત્ કરનાર તરીકે એનુ આવાહન કરવામા આવતું હતુ, અને હજી પણ દરેક ધર્મિષ્ઠ હિન્દુ પોતાની સ્હવારની પ્રાર્થના કરતી વખતે હમેશા એ મત્રનોજ ઉચ્ચાર કરે છે જે દેવનુ એ મત્રમા આવાહન થયલુ છે તે ઉપરથી એ મત્રને **सावित्री** કહેવામા આવે છે, પણ ઘણી વાર એને માટે **ગાયત્રી** એ શબ્દ પણ વપરાય છે ગાયત્રી છદમા રચાયલો હોવાથી એને **ગાયત્રી** એ નામ આપવામા આવ્યુ છે. એ મત્ર નીચે પ્રમાણે છે.—

तत्स॑वि॒तुर्वरे॑ण्यम्
भर्गो॑ दे॒वस्य॑ धीमहि ।
धियो॒ यो नः॑ प्रचो॒दया॑त् ॥

( સવિતા દેવના તે શ્રેષ્ઠ પ્રકાશને હમે પ્રાપ્ત કરીએ। એ દેવ હમારી બુદ્ધિને જાગ્રત્ કરો। )

સવિતાને લગતા સૂક્તોનુ એક ખાસ લક્ષણ એ છે કે એમા **સૂ** એટલે "પ્રેરવુ," જેનાથી "સવિતા" એ શબ્દ ઉત્પન્ન થયો છે, તે ક્રિયાપદના જુદા જુદા રૂપો એના નામની સાથે વારવાર જોડવામા આવે છે

**पूषन्** એ દેવતાનુ **ऋग्वेद**ના આઠેક સૂક્તોમા આવાહન કરવામા આવ્યુ છે એના નામનો "પોષણકર્તા" એવો અર્થ થાય છે પ્રધાનપણે ગોવાળિયાના દેવ તરીકે પ્રકટ થયલી સૂર્યની કલ્યાણકારી શક્તિની કલ્પના એની પ્રકૃતિમા આપણને દૃશ્યમાન થાય છે એના રથને બકરાઓ જોડયા હોય છે, અને એના હાથમા પરોણી હોય છે સ્વર્ગના રસ્તાઓ એ જાણે છે, અને મરણ પામેલા જીવોને પિતૃઓના દૂરના પથ તરફ એ લઈ જાય છે વળી, એ રસ્તાઓની પણ દેખરેખ રાખનારો છે પશુઓનુ એ પાલન કરે છે, અને પોતાની પરોણી વડે એ તેમને દોરવે છે પૃથ્વી ઉપરના માનવીઓ તથા પશુઓનુ રક્ષણ કરીને અને માનવીઓને બીજી દુનિયાના સુખભર્યા સ્થાનકોમા લઈ જઈને એ સર્વનુ કલ્યાણ કરે છે

**विष्णु** એ દેવને લગતા સૂક્તો કેટલા છે તેની ગણત્રી કરીને તે દૃષ્ટિથી તપાસીએ તો **विष्णु**ની પદવી ઉતરતીજ આવે, કારણ કે **ऋग्वेद**મા **सूर्य, सविता,** અને **पूषन्** એ દેવોના કરતા **विष्णु**નુ આવાહન ઓછી વખત કરવામા આવ્યુ છે પણ એવી રીતે જોવાને બદલે જો આપણે ઐતિહાસિક દૃષ્ટિથી જોઇએ તો સઘળા સૂર્યદેવતામા એની અગત્યતા સૌથી વધારે છે, કારણ કે હાલના હિન્દુ ધર્મના એ મ્હોટા દેવતાઓમાનો એક એ છે એની પ્રકૃતિનુ સૌથી અગત્યનુ લક્ષણ એ છે કે એ ત્રણ મ્હોટા પગલા ભરે છે વિશ્વના ત્રણે વિભાગમા થઇને સૂર્ય પસાર થાય છે એ વાતજ એ ત્રણ પગલાઓ વડે સૂચવાય છે એમા કઈ પણ શક જેવુ નથી એનું સૌથી ઉંચામા ઉંચુ પગલુ તે

સ્વર્ગ, જ્યા દેવલોકો અને પિતૃલોકો વસે છે, ત્યા મૂકાયલુ છે એ સ્થાનકે પ્હોચવાની ઇચ્છા કવિ નીચેના શબ્દમા પ્રગટ કરે છે—

तदस्य प्रियमभि पाथो अश्या
नरो यत्र देवयवो मदन्ति ।
उरुक्रमस्य स हि बन्धुरित्था
विष्णोः पदे परमे मध्व उत्सः ॥

( તે એના પ્રિય સ્થાનને હુ પામુ કે જ્યા દેવની ભક્તિ કરનારા જનો આનન્દમા રહે છે, એ હમારો બધુ છે, જેની ફલગ મ્હોટી છે એવા વિષ્ણુના પરમ પદમા અમૃતનો ઝરો છે )

સૂર્યની સામાન્ય પ્રકૃતિ લક્ષમા લઇને નહીં, પણ ત્વરિત ગતિવાળા તેજના ગોળા ઉપર મ્હોટી ફલગો મારીને ત્રણે ભુવન ઉપર ફરી વળનારા દેવતા તરીકેનુ ચેતનત્વારોપણ કરીને પ્રથમ **વિષ્ણુ**ની કલ્પના કરવામા આવી હશે એવુ લાગે છે કેટલાક મન્ત્રોમા, માનવીના કલ્યાણને માટે એણે ત્રણ પગલા ભર્યાં હતા એવુ કહેવામા આવ્યુ છે

આ લક્ષણ ઉપરથીજ બ્રાહ્મણોમા એવી દતકથા આપવામા આવી છે કે પૃથ્વી જે વખતે અસુરોના તાબામા ગઈ હતી તે વખતે તેને ત્રણ પગલાઓ ભરીને પાછી મેળવવાને માટે એક યુક્તિ તરીકે વિષ્ણુએ વામનજીનુ રૂપ લીધુ હતું કલ્યાણ કરવાની વૃત્તિ, એ વિષ્ણુનુ ખાસ લક્ષણ છે, તે ઉપરથી લોકના કલ્યાણને માટે એણે જુદા જુદા અવતાર લીધા હતા એવી વાત વેદ પછીની દતકથાઓમા આપવામા આવી છે

જેને માટે આખા સૂક્તો રચાયા હોય એવી દેવી **उषा**, અથવા પ્રાત.કાળની દેવતા, એ સિવાય બીજી કોઇકજ હશે, અને વારવાર જેનુ આવાહન કરવામા આવ્યુ હોય એવી દેવી તો એ એકલીજ છે વીમેક સૂક્તોમા એનુ આવાહન થયલુ છે એના નામનો અર્થ "પ્રકાશવતી" એવો થાય છે લૅટિન ભાષાનો Aurora અને ગ્રીક ભાષાનો Eos એ શબ્દો જે મૂળમાથી આવેલા તે મૂળમાથીજ **उषस्** એ શબ્દ આવેલો છે એ દેવીનુ જ્યારે જ્યારે આવાહન કરવામા આવ્યુ છે ત્યારે ત્યારે

પ્રભાતનો સુન્દર દેખાવ કવિનયન આગળ ખડો થયા વિના રહ્યો નથી જોકે એ દેવીને બીજા દેવતાઓની પેઠે સોમના નૈવેદ્યનો કઈ પણ ભાગ આપવામા આવ્યો નથી તોપણ વેદના ઋષિઓનુ સઘળી દેવીઓ કરતા એ દેવી તરફજ વિશેષ લક્ષ ગયુ, એ દેવીનાજ તેઓને વિશેષ વિચારો આવ્યા, એ દેવી તરફજ તેઓને વિશેષ સ્નેહ ઉપજ્યો તે ઉપરથી એવુ માલમ પડે છે કે પ્રાત કાળની શોભા, જે આપણા જોવામા આવે છે તેના કરતા ઉત્તર હિન્દુસ્તાનમા વિશેષ આકર્ષક હશે, તેની એ પ્રાચીન કવિઓના હૃદય ઉપર ઘણી ઉંડી અસર થઈ હતી એટલુ તો નક્કી છે કે વેદની સૌથી સુન્દર રચના તે ઉષાદેવીની છે એ રચનાની ખુબી એવી છે કે બીજા કોઈ પણ સાહિત્યની વર્ણનાત્મક ધાર્મિક કવિતાઓ એનાથી ચઢી જાય એવી નથી એ દેવીના સ્વરૂપની તેજોમયતાને ઝાખી કરી નાખે એવા વિપ્રવર્ગના રચેલા સૂક્ષ્મ ભેદો આ સ્થળે આપણા જોવામા આવતા નથી, અને કલ્પનાની સ્વાભાવિક સુન્દરતાનો નાશ કરી નાખે એવા યજ્ઞને લગતા સૂચનો પણ આ સ્થળે ક્વચિતજ આપણા જોવામા આવે છે

વાચકને એ કવિતાની ખુબીનો કઈક ખ્યાલ આવી શકે તેટલા માટે ઉષાદેવીને લગતા કેટલાક વચનોને જુદા જુદા સૂક્તોમાથી લઈને અને જેમ બને તેમ કવિઓના પોતાનાજ શબ્દોને વળગી રહીને હુ તે વાચક સમક્ષ રજુ કરીશ **उषस्** એ તેજસ્વી કુમારિકા આકાશમા જન્મેલી છે અને આકાશની પુત્રી છે કાળી રાત્રીની એ ઉજ્જવળ ભગિની છે પોતાના પ્રિયતમના પ્રકાશવી, સૂર્યદેવના પ્રકાશથી એ પ્રકાશે છે એ સૂર્યદેવ એના પથની પાછળ પોતાના કિરણો મોકલે છે અને એક યુવાન્ માણસ કોઈ કુમારિકાની પાછળ પાછળ ભમે તેવી રીતે એ ઉષાની પાછળ પાછળ ભમે છે રાતા અશ્વો અથવા રાતી ગાયો જેને જોડવામા આવી છે તેવા તેજોમય રથમા એ વિરાજે છે કોઈ નાચનારીની પેઠે સુન્દર શણગાર સજીને એ પોતાની છાતીની શોભા પ્રકટ કરે છે પ્રકાશ રૂપી વસ્ત્ર ધારણ કરીને એ કુમારિકા પૂર્વ દિશામા પ્રકટ થાય છે અને પોતાની સુન્દરતાને ઉઘાડી કરે છે જાણે સ્નાન કરીને ઊઠી હોય તેવી રીતે પ્રકાશિત થતી એ પોતાના સ્વરૂપનુ દર્શન કરાવે છે અનુપમ સૌન્દર્ય વડે પ્રકાશતી એ દેવી ન્હાના મ્હોટા સર્વ ઉપર પોતાનો એકસરખો પ્રકાશ પાડે છે સ્વર્ગના દ્વાર એ ઉઘાડે છે, ગાયો કોડમાથી બહાર નીકળે તેવી રીતે અધકારના દ્વાર એ ઉઘાડી દે છે. એના ચળકતા કિરણો તે પશુના ટોળા

જેવા જણાય છે ભૂતપિશાચને દૂર કાઢીને અને પેલા કટાળો આપનારા અંધકારને આઘો કરીને રાત્રીના શ્યામ વસ્ત્રને એ ખસેડી નાખે છે જેને પાગ છે એવા પ્રાણીઓને એ જગાડે છે અને પક્ષીઓને એ ઉંચે ઉડતા કરે છે, સઘળી વસ્તુઓનુ એ જીવન અને આધાર છે ઉષા જ્યારે પ્રકાશે છે ત્યારે પક્ષીઓ પોતાના માળામાથી બહાર નીકળીને ઉંચે ઉડવા માડે છે અને માનવીઓ પોતાના પોષણની સામગ્રી શોધવાને નીકળી પડે છે મધુર અવાજોની પ્રેરનારી, રમણીય ધ્વનિઓને જગાડનારી એ છે મુકરર કરેલા સ્થાન આગળ એ નિત્ય આવે છે, અને દેવતાઓના નિયમનો એ કદી પણ ભગ કરતી નથી, નિયમસર એ પોતાના માર્ગ ઉપર વિચરે છે, પોતાનો માર્ગ પોતે જાણે છે એટલે એ કદી ભૂલી પડતી નથી અગાઉના દિવસોમા એ જેવી પ્રકાશતી તેવીજ એ આજે પ્રકાશે છે, અને તેવીજ એ ભવિષ્યમા પણ પ્રકાશશે એને ઘડપણ કદી આવતુ નથી એ અમર છે

પ્રભાતના સમયનુ એકાન્ત તથા શાન્તિ જોઇને વેદના ઋષિઓને કોઈ કોઈવાર એવા વિચાર પણ આવતા કે "પ્રભાત નિયમસર આવ્યા કરે છે અને જાય છે, એનુ ફરી ફરીને આવવુ કદી પણ બધ થશે નહીં, પણ 'મનુષ્યનુ જીવન કદી પણ બધ થશે નહીં,' એ જીવનનો કદી પણ અત આવશે નહીં એમ કોનાથી કહી શકાશે? માનવીનુ જીવન કેવુ ક્ષણભગુર છે!" એક કવિ કહે છે—

ईयुष्टे ये पूर्वतरामपश्यन्
व्युच्छन्तीमुषसं मर्त्यास ।
अस्माभिरू नु प्रतिचक्ष्याभूत्
ओ ते यन्ति ये अपरीषु पश्यान् ॥

(તે માનવીઓ ગયા કે જેઓએ આગલા સમયમા ઊગતી ઉષાનો પ્રકાશ જોયો હતો, અત્યારે આપણે એ ઉષાને પ્રકાશતી જોઇએ છિયે, હવે પછીના સમયમા જેઓ એને પ્રકાશતી જોશે તેઓ પણ આપણી પાછળ આવે છે)

એજ શૈલીમા બીજો એક ઋષિ કહે છે—

पुनं पुनर्जायमाना पुराणी
समानं वर्णमभि शुम्भमाना ।
श्वघ्नीव कृत्नुर्विज आमिनाना
मर्तस्य देवी जरयन्त्यायु ॥

( જેવી રીતે એક હોશિયાર જુગારી અન્યના દ્રવ્યને લઈ લે છે તેવી રીતે પુરાણી છતા ફરી ફરીને નવા જન્મ લેનારી, પોતાના સૌન્દર્યને તેના તેજ રંગ વડે શોભાવનારી દેવી માનવીઓના આયુષ્યને હરી લે છે)

ઉષાને લગતા જે સૌથી ખુબીદાર સૂક્તો છે તેમાના એક (૧,૧૧૩) માથી લીધેલા નીચેના મંત્રો વેદની કવિતાની આ સૌથી સુન્દર કલ્પનાનો વધારે સામાન્ય ચિતાર આપી શકશે—

इद श्रेष्ठं ज्योतिषां ज्योतिरागात्
चित्र प्रकेतो अजनिष्ट विभ्वा ।
यथा प्रसूता सवितु सवार्य
एवा रात्र्युषसे योनिमारैक् ॥ १ ॥

* * *

समानो अध्वा स्वस्रोरनन्त
तमन्यान्या चरतो देवशिष्टे ।
न मेथेते न तस्थतु सुमेके
नक्तोषासा समनसा विरूपे ॥ ३ ॥

भास्वती नेत्री सूनृतानाम्
अचेति चित्रा वि दुरो न आव ।
प्राप्यो जगद्व्यु नो रायो अख्यत्
उषा अजीगर्भुवनानि विश्वा ॥ ४ ॥

* * *

एषा दिवो दुहिता प्रत्यदर्शि
व्युच्छन्ती युवतिः शुक्रवासा ।
विश्वस्येशाना पार्थिवस्य वस्व
उषो अद्येह सुभगे व्युच्छ ॥ ७ ॥

*　　*　　*

व्यू ऽ ऊर्मिभिर्दिव आतास्वद्यौत्
अप कृष्णा निर्णिजं देव्यावः ।
प्रबोधयन्त्यरुणेभिरश्वै
ओषा याति सुयुजा रथेन ॥ १४ ॥

आवहन्ती पोष्या वार्याणि
चित्रं केतुं कृणुते चेकिताना ।
ईयुषीणामुपमा शश्वतीनाम्
विभातीना प्रथमोषा व्यश्वैत् ॥ १५ ॥

उदीर्ध्वं जीवो असुर्न आगात्
अप प्रागात्तम आ ज्योतिरेति ।
आरैक्पन्था यातवे सूर्याय
अगन्म यत्र प्रतिरन्त आयु ॥ १६

(સઘળા જ્યોતિમા શ્રેષ્ઠ એવુ આ જ્યોતિ આવ્યુ છે, દૂર સુધી પ્હોચે એવો તેજસ્વી પ્રકાશ ઉત્પન્ન થયો છે સવિતાદેવને જગાડવાને માટે પ્રેરાઇને રાત્રીએ પોતાનુ સ્થાન હવે ઉષાને આપ્યુ છે એ બેઉ બ્હેનોનો માર્ગ એકજ છે અને તે અન્ત વિનાનો છે. દેવતાઓનુ શિક્ષણ પામેલી એ બ્હેનો એક્કે પછી એક્કેક વારાફરતી એ માર્ગનુ પ્રયાણ કરે છે સુન્દર સ્વરૂપની, જુદા જુદા શરીરની તોપણ એકજ મનની રાત્રી અને ઉષા એ બે બ્હેનો એકબીજા સાથે લડી પડતી નથી, તેમજ

તે વગર કામની બેસી રહેતી નથી મધુર શબ્દોની પ્રેરનારી પ્રકાશવતી ઉષાદેવી પોતાના તેજ વડે દીપે છે, એણે પોતાના દરવાજાઓ પૂરા ઉઘાડી દીધા છે. આખા જગતને જગાડીને કીમતી વસ્તુઓનુ એ આપણને દર્શન કરાવે છે, ઉષાદેવીએ સઘળા પ્રાણીઓને જગાડયા છે પેલી આકાશની પુત્રી આપણી આગળ દેખાઈ છે, તેજસ્વી વસ્ત્રો જેણે પહેરેલા છે એવી એ યુવતિને આપણે જોઈ છે. પૃથ્વી ઉપરની સઘળી લક્ષ્મી ઉપર સત્તા ધરાવનારી હે ઉષાદેવી ! હે સુભગે ! આજે આ સ્થળે હમારા ઉપર તું પ્રકાશ ! . ...આકાશની જાળીમા પોતાના પ્રકાશ વડે એ પ્રકાશી રહી છે, એ દેવીએ અધકારનુ કાળુ વસ્ત્ર કાઢી નાખ્યુ છે, રાતા અશ્વો વડે આખા જગતને જગાડીને, સારી રીતે જોડાયલા રથમા બેઠેલી ઉષા આવે છે પુષ્કળ કીમતી વસ્તુઓ સાથે લઇને આવતી, પોતાના તેજ વડે પ્રકાશતી ઉષા પોતાના રશ્મિઓને ચોપાસ ફેલાવે છે જે અનેક ઉષાઓ ગઈ તેમાની છેલ્લી, જે તેજોમય ઉષાઓ હજી આવવાની છે તેમાની પ્હેલી અત્યારે અહીં ઉગી નીકળી છે ઉઠો ! જીવ–પ્રાણ ફરી હમારામા અવ્યો છે અધકાર દૂર ગયો છે, અને જ્યોતિ આવવા માડયો છે સૂર્યને ફરવાને માટે એ રસ્તો ખુલ્લો કરે છે, માણસો જ્યા પોતાનુ આયુષ્ય લબાવે છે ત્યા આપણે આવી પ્હોચ્યા છિયે )

આકાશના દેવતાઓમા "**અશ્વિન્**" એ નામના બે પ્રભાતના દેવતાઓનુ વણી વાર આવાહન કરવામા આવ્યુ છે એ આકાશના પુત્રો છે, અને એ હમેશા જુવાન અને ખુબસુરત દેખાય છે એ બેઉ એક રથમા બેસીને ફરે છે એ રથમા સૂર્યા નામની યુવતિ પણ એની સાથે બેસે છે એ રથ પ્રકાશવાળો અને સૂર્યના જેવો છે, અને એ રથના સઘળા ભાગ સુવર્ણના બનેલા છે જ્યારે છેક મળસ્કુ હોય છે, જ્યારે "અધકાર હજી રાતી ગાયોની વચમા ઉભેલો હોય છે" ત્યારે એ બેઉ દૃસ્યમાન થાય છે એઓનો રથ જોડાય છે એટલે ઉષાનો જન્મ થાય છે.

અન્યની વ્હારે ધાનારા દેવતાઓ તરીકે **અશ્વિનોના** સમ્બન્ધમાં ઘણી વાર્તાઓ કહેવામા આવે છે સામાન્ય રીતે દુ ખમાત્રથી તેઓ બચાવે છે, પણ ખાસ કરીને સમુદ્રમાથી વ્હાણમા લઈ લઈને તેઓ માણસને બચાવે છે તેઓનુ ખાસ લક્ષણ એ છે કે તેઓ દેવતાઓના વૈદ્યો છે. તેઓ આંધળાને દેખતા બનાવે છે, અને લગડાને સાજા કરે

છે એક નવાઈ લાગે એવી વાર્તા એ છે કે વિશ્પલા નામની એક યુવતિનો કોઈ યુદ્ધમા પગ કપાઈ ગયો હતો તે વખતે એ અશ્વિનોએ તરત તેને લોઢાનો પગ આપ્યો હતો ગ્રીક દતકથામા ઝ્યૂસના છોકરાઓ અને હેલનના ભાઈઓ, "Dioskouroi" નામના બે પ્રખ્યાત ઘોડેસ્વારો આવે છે તેની સાથે આ અશ્વિનોનુ ઘણી બાબતમા સરખાપણુ જણાય છે આ બે દેવતાઓની ઉત્પત્તિ વિષે ઘણી સભવિત લાગે એવી કલ્પનાઓ બે છે ક્યાતો તેઓ જે વખતે ઝાખુ અજવાળુ હોય છે, અડધો પ્રકાશ અને અડધુ અધારૂ એવુ હોય છે તે વખત સૂચવે છે, અથવાતો તેઓ સ્હવારનો તારો અને સાઝનો તારો એ બે વાના સૂચવે છે †

અતરિક્ષના સ્થાનનો મુખ્ય દેવતા ઇન્દ્ર છે ખરેખર વૈદિક સમયના હિન્દુસ્તાનના લોકોનો પ્રિય અને પ્રજાકીય દેવતા એ છે ઋગ્વેદનો એકચતુર્થાંશ કરતા પણ વધારે ભાગ એને લગતા સૂક્તોમાજ

---

† પ્રો ગોલ્ડસ્ટ્કર કહે છે કે અશ્વિનોને લગતી દતકથાઓમા માનુષી અને પ્રકૃતિવિષયક એ પ્રમાણે બે તત્ત્વો ભળેલા છે અશ્વિનોએ વૈદક વગેરેના ચમત્કારો કર્યા વિષેની જે દતકથાઓ છે તેમા માનુષી તત્ત્વ આગળ પડતુ જણાય છે, અને તેઓની તેજોમયતા વિષેનુ જ્યા કથન કરવામા આવ્યુ છે ત્યા પ્રકૃતિની સાથે વિશેષ સમ્બન્ધ હોય એમ જણાય છે પ્રકાશના સ્વરૂપમા જેની ગહનતા જોવામા આવે છે તેનીજ વ્યાપ્તિ મર્ત્યદશાની કળામા પણ જોવામા આવે છે અગાઉ કોઈ પ્રખ્યાત પડિતો થઈ ગયા હતા અને તેઓએ વૈદક વગેરેના અનેક અદ્ભુત કામ કરીને સર્વને ચકિત કર્યા હતા એવુ અમલના કેટલાક ટીકાકારો માનતા હતા એમ યાસ્કના નીચલા વચનો ઉપરથી માલમ પડે છે —

"तत्कावश्विनौ द्यावापृथिव्यावित्येके, अहोरात्रावित्येके, सूर्याचन्द्रमसावित्येके, राजानौ पुण्यकृतावित्यैतिहासिका"—

( અશ્વિનો તે કોણ ? કેટલાક કહે છે કે 'આકાશ ને પૃથ્વી', કેટલાક કહે છે કે 'રાત ને દિવસ', કેટલાક કહે છે કે 'સૂર્ય ને ચન્દ્ર', અને ઐતિહાસિકો કહે છે કે "બે પુણ્યશાળી રાજાઓ") અશ્વિનો તે પ્રથમ કોઈ માનવીઓ હશે અને પછી તેઓને દેવત્વ પ્રાપ્ત થયુ હશે એ ઘણુ સભવિત જણાય છે અશ્વિનોને પ્રકાશની સાથે સમ્બન્ધ છે એ વિષે કઈ સશય નથી 'અશ્વ' એ સૂર્યનુ ખાસ ચિહ્ન છે અને 'અશ્વિન્' એ નામથીજ એનો પ્રકાશની સાથેનો સમ્બન્ધ સૂચવાય છે અશ્વિનોને સૂર્યાના પતિ કહેવામા આવ્યા છે સૂર્યા વડે સૂર્યનો આછો આછો પ્રકાશ સૂચવાય છે એ પ્રકાશના પ્હેલા નહીં અજવાળુ અને નહીં અધારૂ એવો જે સમય હોય છે તે અશ્વિનોથી સૂચવાય છે

રોકાયલો છે તે ઉપરથી એ દેવનું મહત્ત્વ પૂરેપૂરૂ સમજી શકાશે આગલા જમાનાથી ઉતરી આવેલા એ દેવતાના સમ્બન્ધમા કવિઓની કલ્પનાના પ્રભાવને લીધે ઘણી દંતકથાઓ ઉત્પન્ન થઈ છે, તોપણ કયા કુદરતી દેખાવ ઉપર ઇન્દ્ર તરીકેનુ ચેતનત્વારોપણુ કરવામા આવ્યુ છે તે સ્પષ્ટ સમજી શકાય એવુ છે પ્રધાનપણે ઇન્દ્ર એ મેઘની ગર્જનાઓનો દેવતા છે **વૃત્ર** નામના અનાવૃષ્ટિ અથવા અધકારના અસુર ઉપર એ વિજય મેળવે છે, અને પરિણામે, અગાઉ વાદળાઓમા ઘેરાઈ રહેલુ પાણી બધન-માથી છૂટુ થાય છે અથવા સૂર્યનો પ્રકાશ પાછો પ્રાપ્ત થાય છે આ એની દતકથાનુ મુખ્ય તત્ત્વ છે આ દતકથાને આધારે વૈદિક સમયના ઋષિઓ તેના તેજ વિષય ઉપર ફરી ફરીને વિસ્તાર કરે છે હાથમા વજ્ર રાખીને, સોમરસના પાન વડે કરીને પ્રફુલ્લિત થઇને, અને સાધારણ રીતે **મરુત્** નામના દેવતાઓને સાથે લઇને ઇન્દ્ર યુદ્ધની તૈયારી કરે છે પરિણામે ભારે સગ્રામ મચી રહે છે ઇન્દ્ર જે વખતે વૃક્ષના ઉપર પ્રહાર કરતો હોય તેવી રીતે પોતાના વજ્રથી **વૃત્ર**ના ઉપર પ્રહાર કરે છે ત્યારે આકાશ અને પૃથ્વી એક ભયને લીધે કપી ઉઠે છે એનુ એ યુદ્ધ ફરી ફરીને કરતો એને વર્ણવવામા આવ્યો છે જે કુદરતનો દેખાવ આ દતકથા વડે સૂચવાય છે તે ફરી ફરીને નજરે પડે છે એ વાતજ આ ફરી ફરીને થતા યુદ્ધના વર્ણનથી સૂચવાય છે એ ખુલ્લુજ છે ઇન્દ્રના પરાક્રમો વર્ણવતી વખતે કવિઓ વાવાઝોડાના ભૌતિક તત્ત્વો વિષે સાદા એટલે કલ્પનાના રગથી રગાયા વિનાના વર્ણનો ક્વચિતજ આપે છે ‘ એ વરસાદ મોકલે છે ’ એવુ ક્વચિતજ કહેવામા આવે છે, પણ એ પૂરાઈ રહેલા પાણીને અથવા નદીઓને બધનમાથી મુક્ત કરે છે એવુ વારવાર કહેવામા આવે છે વીજળીનો ચમકારો તેને માટે હમેશા “વજ્ર” એ શબ્દજ વાપરવામા આવે છે, અને વાદળાઓનો ગગડાટ તેને માટે “ગાયોનુ બરાડવુ” અથવા “રાક્ષસની ગર્જના” એવા શબ્દો વાપરવામા આવે છે વાદળાઓને માટે જુદા જુદા નામો વાપરવામા આવે છે, જેમકે ગાય, આચળ, ઝરો, ઘડો, અથવા ડોલ એ વાદળાઓને માટે **अद्रि** એટલે “ પ્હાડ ” એ શબ્દ પણુ વાપરવામા આવે છે એ પ્હાડમા પૂરાઈ રહેલી ગાયોને ઇન્દ્ર છોડી દે છે વળી, એ પ્હાડ પર રહેનારા અસુરોને ઇન્દ્ર પ્હાડ પરથી નીચે ગબડાવી દે છે એવી રીતે એ પ્હાડો તે ઘણી વાર અસુરોના કિલ્લાઓ (**पुर्**) બને છે એ કિલ્લાની સખ્યા ૯૦, ૯૯ અથવા ૧૦૦ની ગણાવ-વામા આવે છે, અને એ કિલ્લાઓને “ હાલતા,” “ શરદ્ ઋતુને લગતા ”

"લોઢાના અથવા પત્થરના બનાવેલા" એવી રીતે વર્ણવવામા આવે છે એક મત્રમા ( ૧૦, ૮૯, ૭ ) ઇન્દ્રને લગતી દતકથાના જુદા જુદા લક્ષણો આ પ્રમાણે એકઠા કરવામા આવ્યા છે

जघान वृत्रं स्वधितिर्वनेव
रुरोज पुरो अरदन्न सिन्धून् ।
बिभेद गिरिं नवमिन्न कुम्भम्
आ गा इन्द्रो अकृणुत स्वयुग्भिः ॥

( ઇન્દ્રે વૃત્રને હણ્યો, કિલ્લાઓને તોડયા, નદીઓના પ્રવાહને માટે માર્ગ કીધો, ગિરિને ભેદ્યો, અને જે ગાયો હતી તે પોતાના સાથીઓને આપી દીધી )

વૃત્રને લગતી દતકથા અગત્યની હોવાને લીધે, ઇન્દ્રને ઘણી વખતે "**वृत्रहन्**" (વૃત્રને હણનારો) એવુ ખાસ વિશેષણ લગાડવામા આવે છે ઇન્દ્રને વૃત્રાસુર સાથે યુદ્ધ થયલુ તેનુ અતિ રસભર્યું વર્ણન જે સૂક્તમા (૧૧, ૩૨) આપવામા આવ્યુ છે તેમાથી નીચેના મત્રો લીધેલા છે –

इन्द्रस्य नु वीर्याणि प्र वोचं
यानि चकार प्रथमानि वज्री ।
अहन्नहिमन्वपस्ततर्द
प्र वक्षणा अभिनत्पर्वतानाम् ॥ १ ॥

*    *    *

वृषायमाणोऽवृणीत सोमं
त्रिकद्रुकेष्वपिबत्सुतस्य ।
आ सायकं मघवादत्त वज्रम्
अहन्नेनं प्रथमजामहीनाम् ॥ ३ ॥

*    *    *

नास्मै॑ वि॒द्युन्न त॑न्य॒तुः सि॑षेध॒
न यां मिह॒मकि॑र॒द्ध्रादुनिं॑ च ।
इन्द्र॑श्च॒ यद्यु॑युधा॒ते अहि॑श्च॒
उ॒तापरीभ्यो॑ म॒घवा॒ वि जि॑ग्ये ॥ १३ ॥

* * *

अ॒ति॒ष्ठन्ती॑नामनिवे॒शना॑ना॒म्
काष्ठा॑नां॒ मध्ये॒ निहि॑तं॒ शरी॑रम् ।
वृ॒त्रस्य॑ नि॒ण्यं वि च॑र॒न्त्यापो॑
दी॒र्घं तम॒ आश॑य॒दिन्द्र॑शत्रुः ॥ २० ॥

(ઇન્દ્રના વીર કર્મો હુ ગણાવીશ જે કર્મો એ વજ્ર ધારણ કરનારાએ કીધા તે હુ ગણાવીશ એણે અહિને માર્યો, અને પછી પાણીને મુક્ત કર્યાં પર્વતોની ગુફાઓને એણે ભેદી ..વૃષભના જેવા વેગવાળા એ દેવે સોમરસને પસદ કર્યો, અને ત્રમણા વાસણોમા એ રસનુ એણે પાન કર્યું એ ઉદાર દેવે વજ્રને પોતાના તીર તરીકે ઝાલ્યુ, અને પેલા પ્રથમ જન્મેલા અહિને એણે માર્યો વીજળીનો ચળકાટ અથવા મેઘનો ગગડાટ એમાથી એક પણ તે વખતે એને કામ લાગ્યા નહીં ધુમસ અથવા કરાઓનો જે વરસાદ એણે વરસાવ્યો તે થકી પણ એનુ કઈ વળ્યુ નહીં જે વખતે ઇન્દ્ર અને અહિનુ યુદ્ધ થયુ તે વખતે એ ઉદાર દેવે હમેશને માટેનો વિજય મેળવ્યો. કદી ન થોભે એવા, હમેશા વહ્યા કરે એવા પાણીના મધ્યમા વૃત્રનુ શરીર રહ્યુ હતું વૃત્રના એ છૂપાયલા શરીરને પાણી ઘસડી જાય છે ઇન્દ્રનો જે શત્રુ હતો તે હમેશના અધકારમા સૂતો)

પાણી છૂટા થવાના કર્મની સાથે પ્રકાશની અને સૂર્યની પ્રાપ્તિ થવાના કર્મને ગાઢો સમ્બન્ધ છે એથી આપણા વાચવામા આવે છે કે ઇન્દ્રે જે વખતે વૃત્રાસુરને પોતાના વજ્ર વડે હણ્યો, અને માનવીના ઉપયોગને માટે જે વખતે પાણીને એણે બધનમુક્ત કર્યાં તે વખતે સૂર્યને એણે સર્વથી દેખાય તેવી રીતે આકાશમા મૂક્યો, અથવા તો, જે

વખતે ઇન્દ્રે એ અસુરને અંતરિક્ષમાંથી ઉડાવી દીધો તે વખતે સૂર્ય પોતાના સંપૂર્ણ પ્રકાશ સાથે ખીલી રહ્યો

કુદરતી રીતે ઇન્દ્ર તે યુદ્ધનો દેવતા પણ કહેવાયો, અને પૃથ્વીના શત્રુઓની સાથે યુદ્ધના પ્રસંગોમા બીજા કોઈ પણ દેવના કરતા એનુ વિશેષ આવાહન કરવામા આવ્યુ છે એક કવિના શબ્દમા કહીએ તો, આર્ય વર્ણનુ એ રક્ષણ કરે છે અને કાળી ચામડીને એ તાબે કરે છે બીજો કવિ કાળી ચામડીના ૫૦,૦૦૦ માણસોને એણે વિખેરી નાખ્યા અને તેઓના કિલ્લાઓને એણે ભાગી નાખ્યા તેટલા માટે એની સ્તુતિ કરે છે એના યુદ્ધોને માટે "**गविष्टि**" (ગાયની ઇચ્છા) એ શબ્દ ઘણી વાર વાપરવામા આવે છે

ઇન્દ્રના મહત્ત્વની સ્તુતિ કેવી રીતે કરવામા આવે છે તેના નમૂના તરીકે નીચલા બે મત્રો (મ ૨, સૂ ૧૨) ઠીક થઈ પડશે --

य पृथिवीं व्यथमानामदृंहत्
य पर्वतान्प्रकुपिताँ अरम्णात् ।
यो अन्तरिक्ष विममे वरीयो
यो द्यामस्तभ्नात्स जनास इन्द्र ॥ २ ॥

* * *

द्यावा चिदस्मै पृथिवी नमेते
शुष्माच्चिदस्य पर्वता भयन्ते ।
य सोमपा निचितो वज्रबाहु
यो वज्रहस्त स जनास इन्द्र ॥१३॥

(ધ્રૂજતી પૃથ્વીને જેણે સ્થિર કીધી, પ્રકુપિત પર્વતોને જેણે શાન્ત બનાવ્યા, અતરિક્ષના વિસ્તારનુ જેણે માપ લીધુ, અને આકાશને જેણે ટેકો આપ્યો–તે ઇન્દ્ર છે, ઓ માણસો ! આકાશ અને પૃથ્વી જાતે એની આગળ નમી રહે છે, પર્વતો પણ એનુ બળ જોઈને બ્હીએ

છે, જે સોમરસનો પીનારો છે, જેના બાહુમા વજ્ર છે, જેના હસ્તમા વજ્ર છે, તે ઇન્દ્ર છે, ઓ માણસો')

ઇન્દ્રની પ્રકૃતિમા માનવતાનુ તત્ત્વ વિશેષ ખિલવવામા આવ્યુ છે તેને લીધે એ પ્રકૃતિમા કઈક અનીતિના લક્ષણો પણ ક્વચિત્ ક્વચિત્ દીઠામા આવે છે ઉદાહરણ તરીકે, પોતાના પિતાનુ ખૂન અથવા ઉષાના રથનો વિનાશ એવા સ્વચ્છન્દ ઉન્મત્તાઈના કર્મોમા કેટલીક વાર એ આનન્દ માને છે એને સોમરસનો ખાસ પ્રેમ છે, અને યુદ્ધના પરાક્રમો કરવાનુ જોમ એનામા આવે તેટલા માટે પુષ્કળ સોમરસ પીતો એને વર્ણવવામા આવ્યો છે એક આખુ સૂક્ત (મ ૧૦, સૂ ૧૧૯) ઇન્દ્રના સ્વગત ભાષણથીજ ભરેલુ છે એ સૂક્તમા સોમરસનુ પાન કરીને ઉન્મત્ત બનેલો ઇન્દ્રદેવતા પોતાની મહત્તા અને પોતાના બળની બડાશ હાકે છે એ સૂક્તમા કવિત્વની કઈ ખુબી નથી, તોપણ છાકટપણાથી મગજ ઉપર જે અસર થાય છે, ખાસ કરીને બડાશ હાકવાની પ્રવૃત્તિનો જે ઉદ્ભવ થાય છે તેનુ સાહિત્યમા અપાયલુ પ્રાચીનમા પ્રાચીન વર્ણન એ હોવાથી એ સૂક્ત આપણુ ખાસ લક્ષ ખેંચે છે ઇન્દ્રના આવા આવા કર્મોની નીતિ અનીતિનો વિચાર કરતી વખતે એટલુ આપણે ભૂલી જવુ ન જોઇએ કે વૈદિક સમયના કવિઓની દૃષ્ટિએ સોમરસનુ પાન કર્યાનો આનન્દ મેળવવો એ એક ધાર્મિક કૃત્ય ગણાતુ હતુ

**અવસ્તામાં** એક દૈત્ય તરીકે ઇન્દ્રનુ નામ વપરાયલુ દીઠામા આવે છે વેદમા એને માટે વપરાયલુ ખાસ વિશેષણ, **वृत्रहन्**, તે **અવસ્તા**મા વિજયના દેવને માટે **વેરેથ્રઘ્ન** એ સ્વરૂપે વાપરવામા આવ્યુ છે આ ઉપરથી, વૈદિક સમયના વૃત્રને હણનારા અને વિજય મેળવનારા દેવને મળતો આવે એવો કોઈ દેવતા હિન્દુસ્તાનના અને ઇરાનના લોકો જે વખતે સાથે વસતા હતા તે વખતે પણ અસ્તિત્વ ધરાવતો હશે એવુ માનવાને મજબૂત કારણ મળે છે

**વરુણ** અને ઇન્દ્ર, જેનુ મહત્ત્વ **ऋग्वेद**ના વિશેષ પ્રાચીન સમયમા લગભગ સરખુજ હતુ, તેની ઐતિહાસિક દૃષ્ટિએ સરખામણી કરતા એટલુ સ્પષ્ટ જણાય છે કે જે વખતે હિન્દુસ્તાનના અને ઇરાનના લોકો સાથે વસતા હતા તે વખતે વરુણનુ ગૌરવ વિશેષ હતુ, પણ વેદના

પાછલા સમયમા એની પદવી ઇન્દ્રના કરતા ઉતરતી ગણાવા માંડી હતી.§ એથી ઉલટુ, ઇન્દ્ર તે બ્રાહ્મણો અને રામાયણ-મહાભારતના ગ્રન્થોમા હિન્દુસ્તાનના સ્વર્ગનો મુખ્ય દેવતા થઈ પડ્યો, અને પુરાણસમયની ત્રિમૂર્તિ, બ્રહ્મા-વિષ્ણુ-શિવ, તેના કરતા જોકે એની પદવી ઉતરતી છે, છતા પુરાણમા પણ સ્વર્ગના મુખ્ય દેવતા તરીકેની પદવી એણે સાચવી રાખી છે.

અતરિક્ષના ઉતરતા વર્ગના દેવતાઓમાથી ઓછામા ઓછા ત્રણ વીજળીની સાથે સમ્બન્ધ ધરાવનારા છે એમાનો એક **ત્રિત** નામનો દેવતા છે, તે બહુ પરિચિત નથી, અને **ઋગ્વેદ**ના છુટક છુટક મત્રોમાજ તેનુ નામ દીઠામા આવે છે એ નામનો અર્થ "ત્રીજો" (યાવની ભાષાનો "ત્રિતો-સ") એવો થતો હોય એમ લાગે છે અગ્નિનુ વીજળી તરીકેનુ સ્વરૂપ તે ત્રીજુ છે એમ એ નામથી સૂચવાય છે એ નામની સાથે "**आप्त्य**" એ વિશેષણ ઘણી વાર લગાડવામા આવે છે તેનો

§ પ્રો. રૉથે દર્શાવ્યુ છે તે પ્રમાણે ઋગ્વેદનુ દશમુ મડલ, જે મોડુ રચાયલુ છે, તેમા એક પણ વરુણનુ સૂક્ત જોવામા આવતુ નથી અગાઉ જે દેવને આખી ઈંડો-યુરોપીયન પ્રજા માન આપતી હતી તે દેવ-'વરુણ,' 'ઓરમઝદ્', 'ઉરેનૉસ'-નુ ગોરવ ધીરે ધીરે ઘટતુ ગયુ અને માત્ર સમુદ્રના દેવ તરીકેજ તેની ગણના થવા લાગી એથી ઉલટુ, ઇન્દ્ર જનુ ઈંડો-યુરાપીયન સમયમા નામ સરખુ જોવામા આવતુ નથી તેનુ મહત્ત્વ હદ બહારનુ વધી ગયુ અને તે સ્વર્ગનો મ્હોટામા મ્હોટો દેવતા ગણાતો થયો પ્રો. બેન્ફીનુ માનવુ એવુ છે કે ઇન્દ્રની પ્રતિષ્ઠા વધતી ગઈ તે વરુણને સ્થાને નહીં, પણ દ્યાસને સ્થાને વધતી ગઈ ઈંડો-યુરોપીયન પ્રજાને સૂર્યના સુખકર પ્રકાશની ઘણી કિંમત હતી તેથી તેઓ "**द्यौष्पितर्**"ને-જ્યુપિટરને-માન આપતા ("**द्यौम्**" એ શબ્દ "**दिव्**" એટલે "પ્રકાશવુ' એ ઉપરથી નીકળ્યો છે) પણ હિન્દુસ્તાનમા જઈ વસનારા લોકોને સૂર્યની સખ્ત ગરમી આનન્દ આપે એમ હતુ નહીં, તેથી તેઓ વરસાદ આણનારા દેવ તરીકે ઇન્દ્રને (**स्यन्द्** એટલે "ટપકવુ") માન આપવા લાગ્યા આ પ્રમાણે "**द्यौम्**"ને સ્થાને '**इन्द्र**"ની પ્રતિષ્ઠા વધતી ગઈ, અને ગ્રીસ તથા રોમના લોકો "જ્યુપિટર"ને જેટલુ માન આપતા તેટલુ માન "**द्यौष्पितर्**"ને હિન્દુસ્તાનમા મળ્યુ નહીં ગમે તેમ હોય, પણ એટલુ નક્કી છે કે વેદના સમયમા ઇન્દ્રનુ માન જેમ જેમ વધતુ ગયુ તેમ તેમ "**द्यौम्**"નુજ નહીં, પણ "**वरुण**"નુ માન પણ ઓછુ થતુ ગયુ

અર્થ "જલાત્મક" એવો થતો હોય એમ જણાય છે જે વખતે હિન્દુસ્તાન અને ઇરાનના લોકો સાથે રહેતા હતા તે વખતે પણ એ દેવ અસ્તિત્વ ધરાવતો હતો, કારણ કે એનુ નામ અને વિશેષણ બેઉ **અવસ્તા**મા દીઠામા આવે છે પણ અગાઉ ઇન્દ્રનુ અને એનુ સ્વરૂપ લગભગ એકજ હતુ એટલે ધીરે ધીરે એ પોતાના સ્થાનથી ભ્રષ્ટ થતો ગયો અને એની જગાએ ઇન્દ્રની પ્રતિષ્ઠા વધતી ગઈ **ऋग्वेद**મા કવચિતજ દીઠામા આવતો અને હિન્દુસ્તાન અને ઇરાનના લોકો સાથે વસતા હતા તે સમયથી ઉતરી આવેલો બીજો દેવતા "**अपां नपात्**" (પાણીનો પુત્ર) એ નામનો છે વિદ્યુતરૂપી વસ્ત્ર ધારણ કરનાર અને પાણીની અદર કાષ્ઠ વગર સળગનાર તરીકે એને વર્ણવવામા આવ્યો છે, તે પરથી સ્પષ્ટ જણાય છે કે વરસાદના વાદળાઓમાથી વિદ્યુતરૂપે ઉત્પન્ન થતો અગ્નિ, તેના ઉપર આ સ્થળે દેવતા તરીકેનુ ચેતનત્વારોપણ કરવામા આવ્યુ છે **मातरिश्वन्**, જેનુ નામ **ऋग्वेद**મા કવચિતજ દીઠામા આવે છે, તે દેવતા વિષે એવુ વર્ણન આપવામા આવ્યુ છે કે ગ્રીક દતકથાના પ્રોમિથિયસની પેઠે સ્વર્ગમા છૂપાયલો અગ્નિ એ પૃથ્વી ઉપર લઈ આવ્યો હતો આકાશ સાથે સમ્બન્ધ ધરાવનારૂ અગ્નિનુ કોઈ દિવ્ય સ્વરૂપ એ દેવતા વડે સૂચવાતુ હોય એવુ અનુમાન થાય છે કેટલાક મત્રોમા, અગ્નિ અને એ દેવતા બેઉ એકજ છે એવી મતલબના વચનો કહેવામા આવ્યા છે પાછલા વેદોમા, બ્રાહ્મણોમા અને ત્યાર પછીના સાહિત્યમા માત્ર પવનના અર્થમાજ એ નામ વપરાયુ છે

**ऋग्वेद**મા રુદ્રદેવતાની જે પદવી છે તે પાછલા સમયના રુદ્રદેવતા કરતા તદ્દન જુદીજ છે ત્રણ કે ચાર સૂક્તોમાજ એની સ્તુતિ કરવામા આવી છે, અને એનુ નામ વિષ્ણુના કરતા કઇક થોડી વાર દેવામા આવ્યુ છે. સાધારણ રીતે ધનુષ્બાણને ધારણ કરતો એને વર્ણવવામા આવ્યો છે, પણ કોઇક વખતે વિદ્યુત્ અને વજ્રની સાથે પણ એનો સમ્બન્ધ હોય એવી રીતના વચનો કહેવામા આવ્યા છે એ વનના પશુ જેવો વિકરાળ અને વિનાશકારક છે એવુ એના વિષે કહેવામા આવ્યુ છે, અને "સ્વર્ગનો રક્ત વર્ણનો વરાહ" એવુ નામ એને આપવામાં આવ્યુ છે એનુ જે સૂક્તોમા આવાહન કરવામા આવ્યુ છે તે સૂક્તો મુખ્યત્વે કરીને એના ભયકર બાણનો ભય દર્શાવે છે અને એના ઉગ્ર કોપમાથી બચવાની ઇચ્છા પ્રકટ કરે છે. વેદના પાછલા સમયના

સાહિત્યમા એની ઉગ્રતા એથી પણ વિશેષ દીઠામા આવે છે "**शिव**" એવુ મગલ વચન **ऋग्वेद**મા પણ એના વિષે વપરાયલુ છે, અને બીજા વેદોમા જોકે એ વચન એના એકલાનેજ માટે વપરાયલુ છે એમ નથી, તોપણ તે એના સમ્બન્ધમા ઘણી વાર વપરાયલુ જોવામા આવે છે વેદ પછીના સમયમા તો "**शिव**" એ એનુ ચોક્કસ નામજ થઈ ગયુ નિ સંશય, રુદ્રદેવ તે કોઈ અસુરની પેઠે કેવળ દુ ખકર્તા નથી દુ.ખમાથી બચવાને માટે, એટલુજ નહીં પણ સુખની પ્રાપ્તિને માટે, માનવી અને પશુના કલ્યાણને માટે એની યાચના કરવામા આવે છે એની રોગનિવારક શક્તિનુ વારવાર કથન કરવામા આવ્યુ છે, અને સૌથી શ્રેષ્ઠ વૈદ્ય તરીકે એની સ્તુતિ કરવામા આવી છે

**ऋग्वेद**ના દેવતાઓમા **मरुत्** એ નામના દેવતાઓ પણ આગળ પડતા છે "સાતથી ત્રણ ઘણા" અથવા "સાઠથી ત્રણ ઘણા" દેવતાઓનુ એ મડળ બનેલુ છે એ દેવતાઓનો પિતા **रुद्र** છે અને એની માતા **पृश्नि** છે જન્મપ્રસગે તેઓને અગ્નિની સાથે સરખાવવામા આવ્યા છે, અને એક સ્થળે "વિદ્યુતના હાસ્યથી ઉત્પન્ન થયલા" એવા વિશેષણથી તેઓને સબોધન કરવામા આવ્યુ છે એ જુવાન લડવૈયાઓના હાથમા ભાલાઓ હોય છે અને તેઓએ પોતાના મસ્તક ઉપર ટોપ પહેરેલો હોય છે સુવર્ણના અલકારો, મુખ્યત્વે કરીને હાથના અને પગના કડાઓ તેઓએ ધારણ કર્યા હોય છે —

द्यावो न स्तृभिश्चितयन्त खादिनो
व्यभ्रिया न द्युतयन्त वृष्टयः ।

(આકાશ જેમ તારાઓ વડે પ્રકાશે છે તેમ મરુત્ દેવતાઓ પોતે જે કડા પહેરેલા છે તે વડે પ્રકાશે છે અભ્રમાથી ઉત્પન્ન થયલી વીજળીની પેઠે તેઓનો મોકળેલો વરસાદ ચળકે છે )

વીજળીથી પ્રકાશતા સુવર્ણરથમા તેઓ વિરાજે છે, અને વીજળીને તેઓ પોતાના કર વિષે ધારણ કરે છે —

अवं स्मयन्त विद्युतः पृथिव्याम्
यदी घृतं मरुतः प्रुष्णुवन्ति ॥

(જે વખતે મરુત્ દેવતાઓ ધૃતનું સિંચન કરે છે તે વખતે વીજળીઓ નીચેની પૃથ્વી તરફ જોઇને હસે છે)

તેઓના રથને જે ઘોડાઓ જોડ્યા હોય છે તે કાબરચીતરા હોય છે, અને એક સ્થળે, પવનોને પોતાના રથ સાથે તેઓએ જોડ્યા હોય એવી રીતનુ વર્ણન આવે છે

મરુત્ દેવતાઓ સિંહના જેવા અથવા જંગલી ડુક્કરના જેવા વિકરાળ અને ભયંકર હોય છે પોતાના રથના ચક્ર વડે કરીને તેઓ પર્વતોને ભાગી નાખે છે—

वर्षान्ति मरुतो मिहम
प्र वेपयन्ति पर्वतान् ।
यद्याम यान्ति वायुभिः ॥

(જે વખતે વાયુને સાથે લઈને મરુતો પોતાના માર્ગમા પ્રયાણ કરે છે તે વખતે તેઓ ધુમસ ફેલાવી દે છે અને પર્વતોને કપાવી મૂકે છે)

વનના પતિઓને તેઓ વિદારે છે અને વિકરાળ હાથીઓની પેઠે તેઓ વનનો વિનાશ કરે છે—

वर्ना चिदुग्रा जिहते नि वो भिया
पृथिवी चिद्रेजते पर्वताश्चित् ।

(હે ઉગ્ર દેવતાઓ! તમારા ભયથી વન પણ નીચા નમે છે, અને પૃથ્વી પોતે, પર્વત પણ કંપી રહે છે)

વરસાદ પાડવો એ મરુત્ દેવતાઓનુ એક મુખ્ય કર્મ છે તેઓએ વરસાદ રૂપી વસ્ત્ર પહેર્યું હોય છે, અને વરસાદના ઝાપટા વડે સૂર્યના નયનને તેઓ બંધ કરી દે છે પૃથ્વી ઉપર તેઓ દૂધ રેડે છે, તેઓ ધૃતનુ સિંચન કરે છે, ગર્જના કરતા અખૂટ ઝરણાઓને તેઓ વહેતા કરે છે, પૃથ્વીને તેઓ માદક રસ વડે ભીની કરે છે, સ્વર્ગની ડોલને તેઓ ઠાલવી નાખે છે—

प्रति ष्टोमन्ति सिन्धव पविभ्यो
यदभ्रिया वाचमुदीरयन्ति ।

(જે વખતે અભ્રની વાચા તેઓ વદે છે તે વખતે નદીઓ તેઓના રથચક્રના ધ્વનિને અનુકૂળ પ્રતિધ્વનિ કાઢે છે)

પવનોના અવાજોને ઉદ્દેશીને **મરુત**ને ઘણી વાર ગવૈયાઓ કહેવામા આવ્યા છે, અને ગવૈયાઓ તરીકે અસુરની સાથે યુદ્ધમા ઇન્દ્રને તેઓ મદદ કરે છે ખરેખર, સ્વર્ગના સઘળા સગ્રામોમા તેઓ હમેશા ઇન્દ્રની સાથે રહે છે

**वायु** અથવા **वात** એ નામનો પવનનો દેવતા **ऋग्वेद**મા બહુ આગળ પડતો જણાતો નથી એનુ જેમા આવાહન કરવામા આવ્યુ હોય એવા આખા સૂક્તો ત્રણજ દીઠામા આવે છે પવન ઉપર જે ચેતનત્વારોપણ કરવામા આવ્યુ છે તે **वायु** એ નામના દેવતામા વિશેષ ખિલવવામા આવ્યુ છે **वायु** એ દેવતા ઘણુંખરૂ ઇન્દ્રની સાથે જોડાયલો હોય છે, અને **वात** એ દેવતા **પર્જન્ય**, જે વરસાદનો દેવતા છે અને જેમા માનુષીપણાના લક્ષણો ઓછા સ્પષ્ટ દીઠામા આવે છે, તેની સાથે જોડાયલો હોય છે **वायु** એ વિચારના જેવો ઉતાવળો છે અને એની ગર્જના કરવાની શક્તિ ભારે છે એના તેજોમય રથને રાતા અશ્વો જોડવામા આવ્યા હોય છે એ રથની બેઠક સુવર્ણમય છે અને એ અનરિક્ષ સુધી પ્હોચે છે એ રથમા બેસતી વખતે ઇન્દ્ર એનો સાથી હોય છે "**वात**" એટલે પવન એ સામાન્ય અર્થમા વધારે સ્થૂલ રીતે પણ એને વર્ણવવામા આવ્યો છે **वा** એટલે "વાવુ" એ ક્રિયાપદ ઉપરથી **वात** એ શબ્દ ઉત્પન્ન થયો છે એ નામની સાથે ઘણી વાર એ ક્રિયાપદ વાપરવામા આવ્યુ છે એ વાય છે અને **રુદ્ર**ની પેઠે એ વ્યાધિ મટાડે છે અને આયુષ્ય વધારે છે, કારણ કે અમરતાનો ભડાર એના ઘરમા છે એની સ્તુતિ કરનારા એક ટૂકા સૂક્તમા (મ ૧૦, સૂ ૧૬૮) કવિ એનુ નીચે પ્રમાણે વર્ણન આપે છે —

वातस्य नु महिमान रथस्य
रुजन्नेति स्तनयन्नस्य घोष ।

दिविस्पृग्यात्यरुणानि कृण्वन्
उतो एति पृथिव्या रेणुमस्यन् ॥ १

* * *

अन्तरिक्षे पथिभिरीयमानो
न नि विंशते कतमच्चनाहः ।
अपां सखा प्रथमजा ऋतावा
क्व स्विज्जातः कुत आ बभूव ॥ ३

आत्मा देवानां भुवनस्य गर्भो
यथावशं चरति देव एषः ।
घोषा इदस्य शृण्विरे न रूपं
तस्मै वाताय हविषा विधेम ॥ ४

(**વાત**ના રથનો મહિમા હુ હવે ગાઈશ, એ રથ ખડખડાટ કરતો ચાલ્યો જાય છે, એનો અવાજ તે ગર્જનાના જેવો છે, આકાશને અડકે એવો એ રથ રાતો પ્રકાશ પાડતો ચાલ્યો જાય છે પૃથ્વી ઉપરની ધૂળને ઉરાડતો એ રથ આગળ વધ્યો જાય છે . અતરિક્ષમા પોતાને માર્ગે ધસ્યો જનારો એ કોઈ પણ દિવસ થોભતો નથી, પ્રથમ ઉત્પન્ન થયલો, નિયમને વ્હાનારો, પાણીનો મિત્ર,—એ કહો ! ક્યા આગળ જન્મ્યો હશે ? કહો ! ક્યા આગળથી એ આ તરફ આવ્યો હશે ? દેવતાઓનો આત્મા, અને આખા જગતનો બાળક, આ દેવતા પોતાની મરજીમા આવે તેમ ભટકે છે એનો ઘોષ સભળાય છે, પણ એનુ રૂપ કદી દેખાતુ નથી એ **વાત**ની હવિ વડે કરીને આપણે સેવા કરીએ)

અતરિક્ષનો બીજો દેવતા **पर्जन्य** તે વરસાદનો દેવતા છે ત્રણજ સૂક્તોમા એનુ આવાહન કરવામા આવ્યુ છે અને **ऋग्वेद**મા ત્રીસેક વખતજ એનુ નામ દેવામા આવ્યુ છે કેટલાક મત્રોમા એ નામનો "વરસાદનુ વાદળુ" એટલોજ અર્થ થાય છે, તેથી વરસાદના તોફાનની

સાથેનો એ દેવતાનો ગાઢો સમ્બન્ધ હમેશા જણાઈ આવે છે એ વરસાદના વાદળાને ઘણી વાર આચળ, ડોલ અથવા પાણીની મસક એવુ નામ આપવામા આવ્યુ છે પર્જન્યને ઘણી વાર વૃષભની સાથે સરખાવવામા આવ્યો છે વરસાદને પાડવો એ એનો ખાસ ગુણ છે એની પ્રવૃત્તિનું નીચલા મન્ત્રોમા વર્ણુ આબેહૂબ વર્ણન આપવામા આવ્યુ છે (મ ૫, સૂ ૮૩)—

वि वृक्षान् हन्त्युत हन्ति रक्षसो
विश्वं बिभाय भुवन महावधात् ।
उतानागा ईषते वृष्ण्यावतो
यत्पर्जन्य स्तनयन् हन्ति दुष्कृतं ॥ २

रथीव कशयाश्वाँ अभिक्षिपन्
आविर्दूतान्कृणुते वर्ष्याँ अह ।
दूरात्सिंहस्य स्तनथा उदीरते
यत्पर्जन्य कृणुते वर्ष्यं नभं ॥ ३

प्र वाता वान्ति पतयन्ति विद्युत
उदोषधीर्जिहते पिन्वते स्व ।
इरा विश्वस्मै भुवनाय जायते
यत्पर्जन्य पृथिवीं रेतसावति ॥ ४

* * *

अभि क्रन्द स्तनय गर्भमा धा
उदन्वता परि दीया रथेन ।
दृतिं सुकर्षं विषितं न्यञ्चम्
समा भवन्तूद्वतो निपादा ॥ ७

(વૃક્ષોને એ તોડી નાખે છે અને રાક્ષસોને એ મારી નાખે છે, આખુ જગત્ એ મહા વજ્રના ધારણ કરનારથી બ્હીએ છે જે વખતે ગર્જના કરતો પર્જન્ય નઠારા કર્મ કરનારાઓનો વિનાશ કરે છે તે વખતે નિરપરાધી મનુષ્ય પણ એ બળવાન્ દેવથી આઘો ન્હાસે છે રથ ચલાવનારો જેવી રીતે પોતાની ચાબુક લગાવીને ઘોડાઓને દોડાવે છે તેવી રીતે વરસાદના દૂતોને એ સપાટાબધ ચાલતા પ્રકટ કરે છે જે વખતે પર્જન્યદેવતા આકાશને વરસાદના વાદળાઓથી ભરી નાખે છે તે વખતે દૂરથી પણ સિહની ગર્જનાઓના ઘોષ અને પ્રતિઘોષ સભળાય છે વાયુ જોરથી વાય છે, વીજળીઓ પૃથ્વી પર પડે છે, ઓષધિઓ ઊગી નીકળી છે, આકાશમાર્ગમાથી પાણી વહ્યુ જાય છે, જે વખતે પર્જન્યદેવતા પૃથ્વીને પોતાના રેત વડે સચેત કરે છે તે વખતે આખા જગત્‌ને માટે અનાજ ઉત્પન્ન થાય છે હે પર્જન્ય ! તું અવાજ કર ! તુ ગર્જના ચલાવ ! તુ ગર્ભ મૂક ! જલભર્યા રથ વડે કરીને તું હમારી આસપાસ ફરી વળ ! છોડી નખાયલી મસકને તુ પૃથ્વી તરફ નીચી ખેંચ ! પાણી રેડીને ઉંચા અને નીચા સ્થાનકોને તુ એકસરખા બનાવી દે !)

"**आप**"(પાણી)ની **ऋग्वेद**ના ચાર સૂક્તોમા દેવી તરીકે સ્તુતિ કરવામા આવી છે પણ એ સ્થળે જ ચેતનતારોપણ કરવામા આવ્યુ છે તે "**आप**"(પાણી)ને વર આપનારી અને યજ્ઞમા પધારનારી માતાઓ, યુવતિઓ અને દેવીઓ તરીકે કલ્પવા ઉપરાત વિશેષ આગળ વધેલુ જણાતુ નથી માતા તરીકે એ દેવીઓ અગ્નિને જન્મ આપે છે, અને વિદ્યુત્ સ્વરૂપે પ્રકટ થતા અગ્નિને માટે **अपां नपात्** "પાણીનો પુત્ર" એવા શબ્દો વાપરવામા આવે છે એ આપણે ઉપર જોઈ ગયા છિયે એ દિવ્ય પાણી અપવિત્રતાને દૂર કરે છે, અને નીતિના દોષો,–અત્યાચારના પાપો, શાપ દીધાનુ પાપ, જૂઠુ બોલ્યાનુ પાપ,–એ સર્વના કલકમાથી દૂર થવાને માટે પણ એનુ આવાહન કરવામા આવે છે એ દેવીઓ વ્યાધિને મટાડે છે, લાબુ આયુષ્ય આપે છે, અને અમરતા બક્ષે છે સુન્દર યુવતિઓના સાથમા કોઈ યુવાન્ પુરુષને જેવો આનન્દ મળે તેવો આનન્દ આ દેવીઓના સાથમા સોમને મળે છે, એ સોમ પ્રણયી પુરુષની પેઠે એ દેવીઓની પાસે આવે છે, એ યુવતિઓ આ યુવાનને નમન કરે છે.

**ઋગ્વેદ**મા કેટલીક નદીઓ ઉપર દેવતા તરીકેનુ ચેતનત્વારોપણ કરવામા આવ્યુ છે અને તેનુ આવાહન કરવામા આવ્યુ છે એક સૂક્ત (મ ૧૦, સૂ ૭૫)મા **સિન્ધુ** નદીની સ્તુતિ કરવામા આવી છે, ત્યારે એક બીજા સૂક્ત (મ ૩, સૂ ૩૩)મા **વિપાશ્** અને **શુતુદ્રી** એ બે નદીઓના વખાણ કરવામા આવ્યા છે પણ સરિતાદેવીઓમા સૌથી અગત્યની તો **સરસ્વતી** છે ત્રણ આખા સૂક્તોમા અને બીજા ઘણા છૂટક છૂટક મન્ત્રોમા એ દેવીની સ્તુતિ કરવામા આવી છે બીજી નદીઓના કરતા આ નદીના સમ્બન્ધમા ચેતનત્વારોપણ ઘણુ આગળ વધેલુ છે, તે છતા એ દેવીનો નદીની સાથે જે સમ્બન્ધ છે તે કદી પણ કવિઓની લક્ષ બહાર ગયો નથી એ દેવી સઘળી માતાઓમા, સઘળી નદીઓમા, અને સઘળી દેવીઓમા શ્રેષ્ઠ છે એના હૃદયના અખૂટ ઝરણામાથી દરેક પ્રકારની સમૃદ્ધિ નીકળે છે અને એ લક્ષ્મી, સંપત્તિ, આરોગ્ય અને પ્રજા એ સઘળા વાના આપે છે એક કવિ એ દેવીને એવી પ્રાર્થના કરે છે કે "ત્હારાથી વિખૂટો પાડીને કોઈ અજાણ્યા મુલકમા તુ મ્હને મોકલીશ નહીં" "આકાશમાથી, મ્હોટા પર્વત પરથી નીચે ઉતરીને તુ યજ્ઞ સમીપ હાજર થા" એવી એને પ્રાથના કરવામા આવી છે આવા આવા વચનો ઉપરથીજ વેદ પછીના સમયની દતકથાઓમા ગગાવતરણની કલ્પનાનો ઉદ્ભવ થયો હશે **ઋગ્વેદ**મા **સરસ્વતી**નુ નદીની દેવી તરીકેજ આવાહન થયુ છે, પણ **બ્રાહ્મણો**મા **વાચ્**, એટલે વાણીના દેવી, તેની સાથે એની એકતા સાધવામા આવી છે, અને વેદ પછીના સમયની દતકથાઓમા વક્તૃત્વ અને વિદ્યાની દેવી તરીકે એનુ આવાહન કરવામા આવ્યુ છે, અને એને **બ્રહ્મા**ની સ્ત્રી તરીકે ગણવામા આવી છે

**પૃથ્વી**, એ દેવી **દ્યૌસ્**થી છૂટી પડેલી ભાગ્યેજ દીઠામા આવે છે ત્રણ મન્ત્રના એકજ ટુકા સૂક્તમા (મ ૫, સૂ ૮૪) એની એકલીની સ્તુતિ કરવામા આવી છે એ સૂક્તમા પણ એની સ્તુતિ કરતી વખતે એના પતિ **દ્યૌસ્** (આકાશ)ને લગતા વચનો આવ્યા વિના કવિથી ર્હેવાયુ નથી —

> दृळ्हा चिद्या वनस्पतीन्
> क्ष्मया दर्धर्ष्योजसा ।
> यत्ते अभ्रस्य विद्युतो
> दिवो वर्षन्ति वृष्टयं ॥

( જે વખતે ત્હારા વાદળની વીજળીઓમાથી વરસાદ આકાશ પરથી નીચે પડે છે તે વખતે દૃઢ રહીને તું ત્હારા બળ વડે કરીને વનસ્પતિઓને ભૂમિસરસા ટકાવી રાખે છે )

**પૃથ્વી** એ દેવતામા જે ચેતનત્વારોપણ થયલુ છે તે કેવળ પ્રાથમિક સ્થિતિમાજ છે, અને સ્થૂલ પૃથ્વીના જે ગુણો છે તેજ એ દેવીના ગુણો તરીકે વર્ણવવામા આવ્યા છે

પૃથ્વી પરનો સૌથી અગત્યનો દેવતા **અગ્નિ** છે ઇન્દ્ર સિવાય વેદના સઘળા દેવતાઓમા એનુ સ્થાન સૌથી વધારે અગત્યનુ છે ૨૦૦ કરતા પણ વધારે સૂક્તોમા એની સ્તુતિ કરવામા આવી છે યજ્ઞનો પ્રદીપ્ત થયલો દેવતા, જે વેદની સઘળી વિધિવિષયક કવિતાનુ મુખ્યબિન્દુ છે, તેના ઉપર જે ચેતનત્વારોપણ કરવામા આવ્યુ હોય તે તરફ ઋષિઓનુ ધ્યાન સૌથી વિશેષ રોકાય એ સ્વાભાવિકજ છે **अग्नि** ( લૅટિન, ઇગ્નિ–સ) એ મૂળતત્ત્વનુ સાધારણ નામ પણ છે, એટલે એ દેવતા ઉપર મનુષ્યના ગુણોનુ આરોપણ સ્હેજસાજજ થયલુ દીઠામા આવે છે એ દેવતાના શરીરના જે વિભાગો વર્ણવવામા આવ્યા છે તેનો પાર્થિવ અગ્નિ, ખાસ કરીને યજ્ઞના અગ્નિ સાથેનો સમ્બન્ધ ઉઘાડો માલમ પડી આવે છે અગ્નિમા ઘૃતનુ હવિ નાખવામા આવે છે તે ઉપરથી અગ્નિને “ **घृतपृष्ठ** ” “ **घृतप्रतीक** ” “ **घृतकेश** ” એવા નામથી બોલાવવામા આવે છે વળી એને “ **शोचिष्केश,** ” જ્વાલારૂપી કેશવાળો, એવુ નામ પણ આપવામા આવે છે, અને એને “ **हरिश्मश्रु** ” સુનેરી દાઢીવાળો, એમ પણ કહેવામા આવે છે એના દાતો તીણા છે (**तिग्मजम्भ**), ચળકતા છે ( **शुचिदन्त** ), સુવર્ણના છે ( **हिरण्यदन्त** ), લોઢાના છે ( **अयोदंष्ट्र** ), અને એના ડાચાઓ સળગતા છે એની જીભ અથવા જીભો વિષે વારવાર કહેવામા આવ્યુ છે ઘણી વાર એને અશ્વની સાથે સરખાવવામા આવ્યો છે કેટલેક સ્થળે તો એને માટે “ અશ્વ ” એ નામજ વાપરવામા આવ્યુ છે યજ્ઞને દેવતાઓની આગળ પ્હોચાડવાને માટે યજ્ઞની ધુસરી સાથે એ અશ્વને જોડવામા આવે છે વળી ઘણી વાર એને પક્ષી સાથે પણ સરખાવવામા આવે છે એને પાખો છે, અને એ પાખો વડે ઝપાટાબધ ઊડતો ઊડતો એ દેવતાઓની આગળ પ્હોચી જાય છે. પોતાના તીક્ષ્ણ દાત વડે વનનાં વન એ ખાઈ જાય છે, વનના વન

એ ચાવી નાખે છે એનો પ્રકાશ ઉષા અથવા સૂર્યના કિરણોના જેવો છે, અને એ પ્રકાશ જળભરી વાદળીની વીજળીઓને મળતો આવે છે, પણ એનો પથ અને એના રથચક્રો બેઉ શ્યામ વર્ણના છે, અને એના ઘોડાઓના પગના જે ચિહ્ન પડે છે તે પણ શ્યામ વર્ણના હોય છે પવનથી પ્રેરાઈને આખા વનમા એ ફેલાઈ વળે છે જગલો ઉપર એ ચઢાઈ કરે છે અને પૃથ્વીના કેશને એ કાપી નાખે છે હજામ જેવી રીતે દાઢી સાફ કરી નાખે તેવી રીતે એ પૃથ્વીના કેશને કાઢી નાખે છે એની જ્વાળાઓ તે સમુદ્રના ગાજતા મોજાઓના જેવી છે વનના વૃક્ષો ઉપર એ જે વખતે ચઢાઈ કરે છે તે વખતે એ ગોધાની પેઠે બરાડે છે, ઘાસનુ ભક્ષણ કરનારા તનખાઓ જે વખતે ઊડે છે તે વખતે તેનો અવાજ સાભળીને પક્ષીઓ પણ ગભરાઈ જાય છે કોઈ સ્તભને ઊભો કરનારા માણસની પેઠે એ પોતાના ધૂમ વડે કરીને આકાશને ટકાવી રાખે છે, અને "**धूमकेतु**", એટલે ધૂમ એ જેની નિશાની છે તે, એ એનુ એક ખાસ વિશેષણ છે એ એક તેજોમય રથમા બેસીને જાય છે તે રથને બે અથવા વધારે ઘોડાઓ જોડ્યા હોય છે તે ઘોડાઓ રાતા અથવા પીળા રગના હોય છે અને પવન તેમને ધકેલે છે દેવતાઓને બોલાવી લાવવાને માટે એ ઘોડાઓ એ પોતાના રથ સાથે જોડે છે, કારણ કે એ યજ્ઞનો સારથિ છે

એના જુદા જુદા જન્મો, એના જુદા જુદા સ્વરૂપો, અને એના જુદા જુદા સ્થાનો વિષે લખવામા કવિઓ આનન્દ માને છે બે અરણીઓના ઘર્ષણથી **અ**ગ્નિની નિત્ય ઉત્પત્તિ થાય છે તે વિષે પણ તેઓ વારવાર લખે છે. એ અરણીઓ એના માબાપ છે જેને ઝાલવો મુશ્કેલ પડે એવા નવા બાળકને એ અરણીઓ જન્મ આપે છે સુક્કા કાષ્ઠમાથી એ દેવતા જીવતો ઉત્પન્ન થાય છે, એ બાળક જેવુ જન્મે છે તેવુ તરતજ પોતાના માબાપનુ ભક્ષણ કરે છે ઉભા કાષ્ઠને ચક્કર ચક્કર ફેરવવામા જે દશ આગળીઓનો ઊપયોગ કરવામા આવે છે તે દશ યુવતિઓ વડે એનો જન્મ થયલો કહેવામા આવ્યો છે અગ્નિ એ "બળનો પુત્ર" (**सहसस्पुत्र**) છે, કારણ કે અગ્નિ સળગાવવાને માટે બળથી ઘર્ષણ કરવાની જરૂર પડે છે યજ્ઞને માટે દરરોજ સ્હવારે અગ્નિ સળગાવવામા આવે છે તેથી અગ્નિને "**उषर्बुध्**" (સ્હવારના પ્હોરમા ઉઠનારો) કહેવામા આવ્યો છે. વળી એજ કારણથી એને સઘળા દેવતાઓમા "**कनिष्ठ,**"

ન્હાનામા ન્હાનો, કહેવામા આવ્યો છે પણ એ ઘરડો પણ છે, કારણ કે સૌથી પ્હેલો યજ્ઞ ચલાવનાર એ હતો એ પ્રમાણે એકજ મત્રમા "જૂનો" અને "ઘણો ન્હાનો" એ બેઉ વિશેષણો એકી વખતે એને માટે વપરાયલા દીઠામા આવે છે

વળી અતરિક્ષના પાણીમાથી પણ અગ્નિનો ઉદ્ભવ થયો છે, અને એ આકાશમાથી આણવામા આવ્યો હતો એવુ એના વિષે ઘણી વાર કહેવામા આવ્યુ છે પૃથ્વી ઉપર, અતરિક્ષમા, અને આકાશમા, એ પ્રમાણે અગ્નિનો જન્મ થયો હોવાથી એનુ ત્રણ પ્રકારનુ સ્વરૂપ હોય એવુ ઘણી વાર કહેવામા આવ્યુ છે દેવતાઓએ એને ત્રણ પ્રકારનો બનાવ્યો, એના ત્રણ જન્મ છે, અને એના સ્થાન પણ ત્રણ છે "આકાશમાથી પ્રથમ અગ્નિનો જન્મ થયો, બીજી વખત આપણા લોકમા (માણસોમા) એનો જન્મ થયો, અને ત્રીજી વખત પાણીમા એનો જન્મ થયો" પ્રાચીનમા પ્રાચીન સમયની હિન્દુસ્તાનની આ ત્રિમૂર્તિ એ વેદના સમયની ઘણી ગહન ચર્ચાઓના પાયારૂપ હોવાથી અગત્યની છે સૂર્ય, વાયુ, અને અગ્નિ, જેને ત્રણે લોકમા વ્હેચાઈ ગયલા જણાવવામા આવ્યા છે તે પાછલા સમયની **ऋग्वेद**ની ત્રિમૂર્તિ, એટલુજ નહીં પણ સૂર્ય, ઇન્દ્ર અને અગ્નિ, જે **ऋग्वेद**ના સમયના નહીં તોપણ જૂના છે, તે ત્રિમૂર્તિ એ બેઉનો મૂળ નમૂનો આ ત્રિમૂર્તિ ઉપરથી લેવાયો હોય એ ઘણુ સભવિત જણાય છે બ્રહ્મા, વિષ્ણુ, અને શિવ એ પાછલા સમયની હિન્દુઓની ત્રિમૂર્તિનુ મૂળ પણ આ ત્રિમૂર્તિમા હોય એ પણ ઘણુ બનવા જોગ છે અગ્નિઓની આ ત્રિમૂર્તિ ઉપરથીજ યજ્ઞના એકજ અગ્નિના ત્રણ વિભાગ પાડવાનો વિધિ, જે બ્રાહ્મણ ગ્રન્થોમા વારવાર કહેવામા આવ્યો છે, તે ઉત્પન્ન થયો હોય એમ માનવાને કારણ છે એ ત્રિમૂર્તિ વડેજ અગ્નિના ત્રણ વિભાગ પાડવાના વિધિનો ખુલાસો મળી શકે છે

પૃથ્વી ઉપરના અગ્નિઓની અનેકતાને લીધે અગ્નિને અનેક જન્મવાળો પણ કહેવામા આવ્યો છે, કારણ કે દરેક કુટુમ્બમા અને દરેક ઘરમા એનો નિવાસ હોય છે જુદે જુદે સ્થળે એ સળગાવવામા આવ્યો હોય છે, છતા એ એકનો એકજ હોય છે, જુદે જુદે સ્થળે વેરાયલો હોવા છતા એ એકનો એકજ રાજા છે શાખાઓ જેમ વૃક્ષની સાથે જોડાયલી હોય છે તેમ બીજા અગ્નિઓ એની સાથે જોડાયલા હોય છે. જુદા

જુદા દિવ્ય સ્વરૂપો એ ધારણ કરે છે, અને એના નામો અનેક છે, પણ સઘળા દેવતાઓનો સમાવેશ એનામા થઈ જાય છે રથના આરાઓને જેમ રથનું ચક્ર ઘેરી લે છે તેમ સઘળા દેવતાઓને એ ઘેરી લે છે એ પ્રમાણે, અગ્નિના જુદા જુદા સ્વરૂપો વિષેની ચર્ચા ઉપરથી 'દિવ્યતાના પ્રકટ થયલા અનેક સ્વરૂપોમા એકતાનુ તત્ત્વ વ્યાપી રહ્યુ છે' એ એકેશ્વરવાદનો સિદ્ધાન્ત ઉદ્ભવતો આપણે જોઇએ છિયે

અગ્નિ એ મર્ત્ય જનોની સાથે રહેનારો અમર દેવતા છે, મનુષ્યના મકાનોમા રહેનારો "અતિથિ" એને ઘણી વાર કહેવામા આવ્યો છે, અને **गृहपति** એ વિશેષણ એને વારવાર લગાડવામા આવ્યુ છે

યજ્ઞ ચલાવનાર તરીકે, સ્વર્ગ અને પૃથ્વી એ બે લોકની વચ્ચે ફરનારો "**दूत**" એને ઘણી વાર કહેવામા આવ્યો છે ખરેખર, જેમ ઇન્દ્ર એ મ્હોટો લડવૈયો છે તેમ અગ્નિ એ મ્હોટો પુરોહિત છે

વળી, અગ્નિ એ એના પૂજારીઓનો સમર્થ કલ્યાણકર્તા છે પોતાની હજાર આખ વડે, જે માણસ એને હવિ આપે છે તેની એ સભાળ રાખે છે, પણ એના પૂજારીના શત્રુઓને સુકા છોડવાઓની પેઠે એ બાળીને ભસ્મ કરે છે, અને વીજળીથી વિનાશ પામેલા વૃક્ષની પેઠે ભૂડા માણસોનો એ નાશ કરે છે વૃક્ષમાથી જેમ શાખાઓ ફુટી નીકળે છે તેમ એનામાથી સઘળુ સુખ ઉત્પન્ન થાય છે સઘળા પ્રકારની સપત્તિ એની પાસ રહેલી છે અને લક્ષ્મીના દ્વાર એ ખુલ્લા કરે છે આકાશમાથી વરસાદ એ મોકલે છે અને એ અરણ્યની વચ્ચે ઝરાના જેવો છે પણ સાધારણ રીતે એ જે વર આપે છે તે સસારસુખના, સતતિના, અને સુખવૈભવના હોય છે ઇન્દ્ર મ્હોટે ભાગે વિજય, લડાઇની લૂટ, બળ, અને યશ આપે છે, પણ અગ્નિના વરદાન એનાથી જુદા પ્રકારના હોય છે.

અગ્નિના પથમા, અગ્નિનુ જૂનામા જૂનુ કર્મ ઘણુ કરીને ભૂત પિશાચને બાળી મૂકવાનુ અથવા હાકી કાઢવાનુ અને જતરમતરની નઠારી અસરને નાબુદ કરવાનુ હશે એ પ્રાચીન સમયથી ઉતરી આવેલુ કર્મ **ऋग्वेद**મા હજી જળવાઈ રહ્યુ છે, અને અગ્નિને વિષે એવુ કહેવામા આવ્યુ છે કે એ પોતાના પ્રકાશ વડે ભૂતપિશાચને હાકી કાઢે છે "**रक्षोहन्**" એવુ વિશેષણ પણ એને લગાડવામા આવ્યુ છે ગમે તેમ

હોય, પણ અગ્નિની આ પ્રવૃત્તિ વેદના સૂક્તો અને વિધિઓ એ બેઉમા બીજા કોઈ પણ દેવના કરતા વિશેષ દીઠામા આવે છે

**અગ્નિ**ની પૂજા ઉપરાંત **સોમયજ્ઞ** એ **ઋગ્વેદ**ના કર્મકાંડની પ્રધાન વસ્તુ છે તેથી **સોમ** એ દેવતા* સ્વાભાવિક રીતે **ઋગ્વેદ**નો એક મુખ્ય દેવતા ગણાય છે આખુ નવમુ મડલ, અને તે ઉપરાત બીજા કેટલાક છૂટા છૂટા સૂક્તો એનેજ લગતા છે એ પ્રમાણે, વારવાર કથન કોનુ વિશેષ કરવામા આવ્યુ છે એ દષ્ટિથી જો આપણે તપાસીએ તો વેદના દેવતાઓમા **સોમ**નુ સ્થાન ત્રીજુ આવે છે સોમવલ્લી અને સોમરસ હમેશા કવિઓના નયન સમક્ષ રહેતા હોવાથી, એના ઉપર ચેતનત્વારોપણ કરીને જે સૂક્તો રચાયલા તેમા કવિઓની કલ્પનાશક્તિ ઉપર અમુક જાતનો અકુશ રહેતો હોય તેવુ થતુ આ કારણથી **સોમ**ની માનુષી આકૃતિ અથવા માનુષી પ્રવૃત્તિ વિષે **ઋગ્વેદ**મા નહીં જેવુજ કથન કરવામા આવ્યુ છે સોમવલ્લીને પત્થર વડે દબાવીને તેમાથી રસ કાઢવામા આવતો, તે રસને ઊનની ગળણી વડે ગાળીને લાકડાના પાત્રમા રેડવામા આવતો, અને છેવટે ઘાસની બેઠક ઉપર દેવતાઓના પાનને માટે એ ધરવામા આવતો તે વખતે જે મત્રો બોલાતા તેજ મુખ્યત્વે કરીને નવમા મડલમા આપેલા છે આ સઘળી ક્રિયાઓ તરફજ કવિઓનું ખાસ લક્ષ રહેલુ છે અને એના સમ્બન્ધમા તેઓ ગમે તેમ પોતાની કલ્પના ચલાવતા રહેલા છે ન સમજી શકાય એવા અનેક તરગો એ સૂક્તોમા દીઠામા આવે છે દશ બ્હેનોએ, અથવા વિવસ્વત્ (ઊગતા સૂર્ય)ની પુત્રીઓએ સોમને પાવન કર્યા વિષેનુ વર્ણન જ્યા જ્યા આવે

* **ગ્રીક** દતકથાઓમા જેવો "ડાયોનિસસ" છે તેવો **સસ્કૃત** દતકથાઓમા "સોમ" દેવતા છે સોમરસમા મનુષ્યને મદમત્ત બનાવવાની શક્તિ છે અને સોમરસ પીધાથી સાધારણ કરતા વિશેષ ચમત્કારવાળા કૃત્યો મનુષ્યથી થઈ શકે છે એવુ પ્રાચીન ઋષિઓના જોવામા આવ્યુ એટલે તેઓ 'સોમ'ને દેવતા તરીકે પૂજવા લાગ્યા, સોમવલ્લીને સર્વ કરતા ચઢિયાતી ગણવા લાગ્યા, સોમરસને તૈયાર કરવાના વ્યાપારને એક ધર્મવિધિ તરીકે માન આપવા લાગ્યા અને એ કર્મમા જે કઈ સાહિત્યો વાપરવામા આવતા તેના તરફ પણ તેઓ પૂજ્યભાવથી જોવા લાગ્યા આ પ્રમાણે સોમદેવતાની પૂજાનો પ્રારભ થયો જે વખતે ઈંડો-ઇરાની પ્રજા સાથે રહેતી હતી તે વખતે પણ એ પૂજા દાખલ થઈ ચૂકી હતી, પણ આર્ય લોકો હિન્દુસ્તાનમા આવ્યા ત્યા આગળ એ પૂજાનુ માહાત્મ્ય કઈક વધી ગયલુ જણાય છે

છે ત્યા ત્યા દશ આગળીઓજ સમજવાની છે એક ચર્મ ઉપર સોમ-વલ્લીને જે પત્થરો વડે કચડવામા આવે છે તે "ગાયના ચર્મ ઉપર એને ચાવે છે" ઘેટાના ઊનની ગળણીમાથી ગળાઇને સોમવલ્લીનો રસ જુદા જુદા પાત્રોમા પડે તેનુ વર્ણન જુદી જુદી રીતે આપવામા આવ્યુ છે સોમરસના પ્રવાહો પાત્ર રૂપી વન તરફ પાડાઓની પેઠે ધસે છે એ પાત્રોમા જઇને થોભવા માટે એ દેવ પક્ષીની પેઠે ઊડે છે પક્ષી જેવી રીતે વૃક્ષ પર જઈને બેસે છે તેવી રીતે એ પીળો દેવતા પ્યાલા-ઓની અદર જઈને બેસે છે પાત્રમા એ રસને પાણી સાથે ભેળવવામા આવે છે તેના સમ્બન્ધમા લખ્યુ છે કે જેવી રીતે એક બરાડા પાડતો ગોધો પશુઓના ટોળા ઉપર ધસે છે તેવી રીતે સોમદેવતા પાણીઓના ઉછગ તરફ ધસે છે કવિઓ એને દોરવે છે તે પ્રમાણે વારિ રૂપી વસ્ત્રનુ પરિધાન કરીને એ પાત્રની આસપાસ ફરી વળે છે એ જગલમા રમતો હોય છે તેને દશ યુવતિઓ પાવન કરે છે એ પાણીનો ગર્ભ અથવા પાણીનો બાળક છે એ પાણી તે એની માતાઓ છે સોમરસની સાથે વિપ્રો જે વખતે પાણી ઉમેરે છે તે વખતે "તેઓ ગાયના વસ્ત્રો એને પહેરાવે છે"

સોમરસ પાત્રમા પડે છે તે વખતે તેનો જે અવાજ થાય છે તેના સમ્બન્ધમા ઘણીવાર અતિશયોક્તિભરેલી ભાષા વાપરવામા આવી છે ઉદાહરણ તરીકે, એક કવિ કહે છે કે "મીઠા ટીપાઓ ગળણીમા થઈને પડે છે તેનો અવાજ યોદ્ધાઓના જેવો સભળાય છે" આ અવાજને માટે "બરાડા", "ગર્જના", એવા કઈ કઈ નામો ઠેકાણે ઠેકાણે વાપરવામા આવ્યા છે એવા મત્રોમા સોમને સાધારણ રીતે વૃષભની જોડે સરખાવવામા આવ્યો છે અથવાતો વૃષભજ કહેવામા આવ્યો છે, અને દૂધની સાથે મેળવેલુ અથવા મેળવ્યા વિનાનુ પાણી તેને ગાયો કહેવામા આવી છે

સોમરસના પીળા રગને લીધે સોમના જે શારીરિક ગુણ ઉપર કવિઓએ વિશેષ ભાર મૂક્યો છે તે એની ઓજસ્વિતાનો છે એના કિરણો વિષે વારવાર કહેવામા આવ્યુ છે, અને ઘણી વાર એને સૂર્યની સાથે સરખાવવામા આવ્યો છે

સોમની જે માદક અને બલવર્ધક અસર થાય છે તેને લીધે

શાશ્વત જીવન આપનારી દૈવી વસ્તુ તરીકે એને ગણવામા આવ્યો હોય એમ જણાય છે આજ કારણથી એ પેયને "**अमृत**" એમ કહેવામા આવ્યુ છે (**अमृत** એ શબ્દ ગ્રીક '**ambrosia**' એ શબ્દને મળતો આવે છે) **સોમ**થીજ દેવતાઓને અમરત્વની પ્રાપ્તિ થઈ વળી, જ્યા સનાતન જ્યોતિ પ્રકાશે છે તે અક્ષય્ય ધામમા **સોમ**દેવ પોતાના ભક્તને સ્થાપે છે, અને જ્યા **યમ** રાજાનો વાસ છે ત્યા આગળ એ તેને અમર બનાવે છે આ પ્રમાણે સ્વાભાવિક રીતે **સોમ**મા ઔષધના જેવો ગુણ પણ છે માદા માણસનુ એ ઔષધ છે, અને **સોમ**દેવતા જે કોઈ માદુ હોય તેને સાજુ કરે છે આધળાને એ દેખતો કરે છે અને લગડાને એ ચાલતો કરે છે

**સોમ**ના પાનથી અવાજ વધારે મ્હોટો થાય છે. ખલાસી જેમ વહાણને ધક્કેલે છે તેમ **સોમ** માણસના અવાજને ધક્કેલે છે **સોમ**થી વિચારશક્તિ પણ જાગ્રત્ થાય છે, અને એ દેવના ભક્તો કહે છે

अपा॑म॒ सोम॑म॒मृता॑ अभूम

अग॑न्म॒ ज्योति॒रवि॑दाम दे॒वान् ।

"હમે સોમરસ પીધો છે, હમે અમર થયા છિયે, હમે જ્યોતિને પામ્યા છિયે, હમે દેવતાઓને જાણ્યા છે"

**સોમ**ની માદક શક્તિ વિષે ખાસ કરીને, અને ઘણી વાર, ઇન્દ્રના સૂક્તોમા લખવામા આવ્યુ છે અતરિક્ષના હિંસક રાક્ષસોની સાથેના યુદ્ધપ્રસગે **સોમ**રસના પાનથી ઇન્દ્રમા અસાધારણ બળ આવે છે

સઘળી ઓષધિઓમા **સોમ** વધારે અગત્યનો હોવાથી એને 'ઓષધિઓનો પ્રભુ' અથવા 'ઓષધિઓનો રાજા' કહેવામા આવ્યો છે, અને **वनस्पति**, "વનનો પતિ" એ વિશેષણ પણ એને ઘણી વાર લગાડવામા આવ્યુ છે

**અવસ્તા**મા હોમને વિષે કહેવામા આવ્યુ છે તેજ પ્રમાણે **ऋग्वेद**મા **સોમ**ને વિષે ઘણી વાર કહેવામા આવ્યુ છે કે એ પર્વતો ઉપર રહે છે અથવા પર્વતો ઉપર ઊગે છે સ્વર્ગ એ એની ઉત્પત્તિનુ

અને એના નિવાસનુ ખરેખરૂ સ્થાન છે સ્વર્ગમાથીજ એને પૃથ્વી ઉપર લાવવામા આવ્યો છે સોમને લાવનારા ગરૂડ(**श्येन**)ની જે દંતકથા છે તે આ ઉપરથી ઉત્પન્ન થઈ છે વીજળીનુ ઉતરવુ અને તેનીજ સાથે વરસાદનુ પડવુ એ કુદરતી દેખાવનુ આ દંતકથારૂપે વર્ણન કરવામા આવ્યુ હોય એ ઘણું સભવિત છે

**ऋग्वेद**ના કેટલાક પાછલા સૂક્તોમા **સોમ** અને **ચન્દ્ર**ની એક બીજા સાથે કઇંક અસ્પષ્ટ રીતની એકતા સાધવામા આવેલી જણાય છે **अथर्ववेद**મા કેટલેક ઠેકાણે **સોમ**નો અર્થ **ચન્દ્ર** એવોજ થાય છે, અને **यजुर्वेद**મા **સોમ**ની સ્ત્રીઓના સમ્બન્ધમા **ચન્દ્ર**ના પ્રવાસોનુ કથન કરવામા આવ્યુ છે **સોમ** અને **ચન્દ્ર**ની આ પ્રમાણેની એકતા **બ્રાહ્મણો**મા ઘણી સાધારણ જણાય છે એ **બ્રાહ્મણો**મા એવુ કહ્યું છે કે જે અમૃત વડે ચન્દ્રનુ શરીર બનેલુ છે તે અમૃતનુ દેવતાઓ અને પિતૃઓ ભક્ષણ કરતા હોવાથી એ ક્ષીણ થતો જાય છે વળી એક ઉપનિષદ્મા એવુ કહેલુ છે કે **ચન્દ્ર** એ **સોમ** રાજા છે, એ દેવતાઓનુ અન્ન છે, અને દેવતાઓ એને પી જાય છે છેવટે, વેદના સમય પછીનુ સાહિત્ય, તેમા **સોમ** એ **ચન્દ્ર**નુ સાધારણ નામજ થઈ પડ્યુ છે, અને દેવતાઓ એનુ ભક્ષણ કરતા હોવાથી એ ક્ષીણ થતો જાય છે પણ સૂર્ય એની ફરીથી વૃદ્ધિ કરે છે એવુ મનાયુ છે આ પ્રમાણે **સોમ** અને **ચન્દ્ર**ની એકતા સ્થાપિત થઈ તે આપણુ ખાસ ધ્યાન ખેચે એવી છે **ऋग्वेद**ના કવિઓ **સોમ**ની દૈવી પ્રકૃતિ અને ઓજસ્વિતા વિષે જે અતિશયોક્તિ-ભરેલો વિસ્તાર કરે છે અને અધકારને હઠાવનાર તરીકે એનુ જે વર્ણન આપે છે તેને લીધેજ એ એકતા સ્થાપિત થવા પામી એમા કઈ પણ સશય જેવુ નથી કેટલીક વાર એ કવિઓ **સોમ**ને વિષે એમ કહે છે કે એ પાણીમા ફુલે છે, અને ઘણી વાર એના રસને માટે તેઓ "ટીપુ" (**इन्दु**) એ શબ્દ વાપરે છે આ ઉપરથી ચન્દ્રની સાથે એની સરખામણી કરવાના વિચાર સ્હેલાઈથી સ્ફુરી આવે એમા કઈ પણ નવાઈ જેવુ નથી ઉદાહરણ તરીકે, **ऋग्वेद**ના એક મત્રમા એવુ કહ્યું છે કે પ્યાલા-માનો **સોમ** તે પાણીમાના **ચદ્ર**ના જેવો છે **સોમ**ને લગતી કવિતામા જે ગહન ચર્ચાઓ છે તેને લીધે **સોમ** અને **ચન્દ્ર**ની સપૂર્ણ એકતા થવાનુ કામ વધારે સુગમ થઈ પડ્યુ હશે.

**અવસ્તા** અને **ऋग्वेद** એ બેની સરખામણી કરતા સ્પષ્ટ જણાય છે કે જે સમયે હિન્દુસ્તાન અને ઈરાનના લોકો સાથે વસતા હતા તે સમયની દંતકથા અને તે સમયના ધર્મમા પણ **સોમ**ની મહત્તા સ્થાપિત થઈ ચૂકી હતી **અવસ્તા** અને **ऋग्वेद** એ બેઉમા એવુ વર્ણન આપ્યુ છે કે એ પર્વતો ઉપર ઊગે છે, અને ત્યા આગળથી પક્ષીઓ એને લઈ આવ્યા છે, બેઉમા એને ઓષધિઓનો રાજા કહ્યો છે, બેઉમા, લાબુ જીવન આપનાર અને મૃત્યુને હાકી કાઢનાર તરીકે એને વખાણ્યો છે બેઉમા, સોમનો રસ કાઢવામા આવે છે અને તેને દૂધની સાથે ભેળવવામા આવે છે, બેઉમા, સ્વર્ગ એ એનુ ઘર ગણવામા આવ્યુ છે, અને સ્વર્ગથી એ પૃથ્વી ઉપર ઉતરી આવેલો એવુ કહેવામા આવ્યુ છે, બેઉમા, **સોમ**રસની પ્રતાપી દેવ તરીકે સ્તુતિ કરવામા આવી છે, બેઉમા, આકાશનો **સોમ** અને પૃથ્વીનો **સોમ** એ બન્નેનો, **સોમ** એ નામનો દેવતા અને **સોમ** એ નામની પેય વસ્તુ એ બન્નેનો ભેદ દર્શાવવામા આવ્યો છે **અવસ્તા** અને **ऋग्वेद** એ બેઉનુ સરખાપણુ એટલે સુધી જણાય છે કે **સોમ** અને **હોમ** એ બન્નેને માટે જે વિશેષણો વાપરવામા આવ્યા છે તે પણ કેટલાક સરખા છે

**ऋग्वेद**ના સમયમા મૂર્ત (concrete) વિચારોમાથી અમૂર્ત (abstract) વિચારો તરફ ઉત્ક્રાન્તિ થઈ હોય એવુ જણાય છે આ ઉત્ક્રાન્તિનુ એક પરિણામ એ આવ્યુ કે જેમ જેમ વખત થતો ગયો તેમ તેમ અમૂર્ત વસ્તુઓમા દેવતાપણાનુ આરોપણુ વધારે ને વધારે થતુ ગયુ એવા દેવતાઓ **ऋग्वेद**મા હજી થોડાજ દીઠામા આવે છે મ્હોટે ભાગે **ऋग्वेद**ના છેલ્લા મડલમાજ એવા દેવતાઓ દીઠામા આવે છે એમાના કેટલાક દેવતાઓ **શ્રદ્ધા** અને **મન્યુ** (ક્રોધ) જેવા ગુણના ઉપર ચેતનત્વારોપણુ થયાથીજ બનેલા છે **શ્રદ્ધા**નુ આવાહન એકજ ટૂકા સૂક્તમા કરવામા આવ્યુ છે અને **મન્યુ**ને લગતા સૂક્તો બે છે. પાછલા વેદોમા આવી રીતના દેવતાઓની સખ્યામા ઘણો વધારો થયો જણાય છે ઉદાહરણુ તરીકે, **કામ** એ દેવતા પ્રથમ **अथर्ववेद**મા દીઠામા આવે છે ત્યા આગળ જે બાણો વડે એ દેવ પ્રાણીઓના હૃદયને વીંધી નાખે છે તેનુ પણ સૂચન કરવામા આવ્યુ છે, પાછલા સમયના સાહિત્યમા આપણને વિશેષ પરિચિત થયલો અને પુષ્પબાણુને ધારણ કરનારો **મદન** તે આજ દેવતા. જેના નામથી અમુક કાર્ય કરનારનુ

સૂચન થતુ હોય, જેમકે **धातृ** "સર્જનાર", અથવા અમુક લક્ષણનુ સૂચન થતું હોય, જેમકે **प्रजापति** "પ્રજાનો પતિ" એવા દેવતાઓની સખ્યા વધારે મ્હોટી છે એ દેવતાઓ પ્રથમ અમૂર્ત નહીં હોય, પણ વિશેષ પ્રાચીન એવા એક અથવા એકથી વધારે દેવતાની અમુક પ્રવૃત્તિ અથવા અમુક લક્ષણ સૂચવનારા વિશેષણો ઉપરથી એ દેવતાઓની કલ્પના ઉદ્ભવી હશે, અને આખરે તે દેવતાઓને સ્વતત્ર મહત્તાની પ્રાપ્તિ થઈ હશે એમ જણાય છે ઉદાહરણ તરીકે, **प्रजापति** એ પ્રથમ સવિતા, સોમ વગેરે દેવતાઓનુ વિશેષણ હતું તે છેલ્લા મડલના એક પાછળથી લખાયલા મત્રમા સૃષ્ટિના રચનાર તરીકેનુ લક્ષણ ધરાવનારા એક સ્વતત્ર દેવતા તરીકેજ દીઠામા આવે છે આ દેવતાને **अथर्ववेद**મા અને **वाजसनेयी संहिता**મા ઘણી વાર, અને **બ્રાહ્મણો**મા હમેશા મુખ્ય દેવતા તરીકે, દેવતાઓના પિતા તરીકે ગણવામા આવ્યો છે સૂત્રોમા **પ્રજાપતિ** ને **બ્રહ્મા** એ બેઉને એકજ ગણવામા આવ્યા છે વેદ પછીના સમયમા, **પ્રજાપતિ**નુ સ્થાન **બ્રહ્મા**એ લીધુ છે

આવા અમૂર્ત દેવતાઓ કેટલીક વાર કેવી વિચિત્ર રીતે અસ્તિત્વમા આવે છે તેનુ એક રસ પડે એવુ ઉદાહરણ દશમા મડલના એક સૂક્ત માથી મળી આવે છે એ સૂક્તનો એક મત્ર આ પ્રમાણે છે—

> येन द्यौरुग्रा पृथिवी च दृळ्हा
> येन स्वं स्तभितं येन नाकं ।
> यो अन्तरिक्षे रजसो विमानः
> कस्मै देवाय हविषा विधेम ॥

(જેના વડે ઉગ્ર આકાશ અને દૃઢ પૃથ્વી, જેના વડે સ્વર્ગ અને નભનો ઘુમટ સ્થિર રહે છે, જે અતરિક્ષના પ્રદેશમા ફરી વળે છે ક્યા દેવની હવિઓ વડે હમે પૂજા કરીએ?)

આમાની છેલ્લી લીટી તે અકેક પછી અકેક એમ નવ મત્રોને છેડે દીઠામા આવે છે એ લીટીમા અજ્ઞાત દેવતા તરીકે સૃષ્ટિના રચનારનુ સૂચન કરવામા આવ્યુ છે અને એને માટે **क** એટલે 'કોણ?' એ સર્વનામ વાપરવામાં આવ્યુ છે. આ '**क**' એ શબ્દ વેદના પાછલા સમયના

સાહિત્યમાં સૃષ્ટિના રચનાર પ્રજાપતિના વિશેષણ તરીકે, એટલુંજ નહીં પણ એ સર્વેથી શ્રેષ્ઠ દેવતાના સ્વતંત્ર નામ તરીકે પણ વાપરવામા આવ્યો છે

**ऋग्वेद**ના સૌથી વ્હેલા અને સૌથી મોડા લખાયલા એવા બેઉ વિભાગમા દીઠામા આવતો અમૂર્ત સ્વરૂપનો એક દેવતા **बृहस्पति**, એટલે "પ્રાર્થનાનો પ્રભુ" છે રૉથ અને વૈદિક સાહિત્યના બીજા સુવિખ્યાત વિદ્વાનો પ્રાર્થના એ અમૂર્ત વિચાર ઉપર પ્રથમથીજ દેવના તરીકેનુ ચેતનત્વ આરોપાયાથી **बृहस्पति**ની કલ્પનાનો ઉદ્ભવ થયલો એમ માને છે પણ આ લેખકનુ માનવુ તો એવુ છે કે **અગ્નિ**, જેની સાથે નિસશય એ ઘણી બાબતોમા મળતો આવે છે, તેની યજ્ઞવિષયક પ્રવૃત્તિ ઉપર દેવતાના ગુણનુ આરોપણ થયાથી ધીરે ધીરે **बृहस्पति** એ સ્વતંત્ર દેવતાનુ અસ્તિત્વ સ્થાપિત થયુ હશે આ કારણથી એની પ્રકૃતિનુ સૌથી અગત્યનુ લક્ષણ એ છે કે એ પુરોહિત છે **અગ્નિ**ની પેઠે, ઇન્દ્રની દતકથામા એને પણ દાખલ કરવામા આવ્યો છે અને એ દતકથામા એનો ભાગ ઘણો આગળ પડતો છે† ઉદાહરણ તરીકે, **વલ** નામના રાક્ષસને હરાવીને ગાયોને એણે બહાર હાકી કાઢી હતી એવુ વર્ણન એના સમ્બન્ધમા ઘણી વાર આપવામા આવ્યુ છે દેવલોકના **ब्रह्मा** એ નામના વિપ્ર તરીકે **बृहस्पति** એ પાછલા સમયની હિન્દુઓની ત્રિમૂર્તિના મુખ્ય દેવ **ब्रह्मा**નુ અસલ સ્વરૂપ છે પણ વેદની પછીની દતકથાઓમા એક મહર્ષિ તરીકે, દેવતાઓના ગુરુ તરીકે, અને જ્યુપિટર (બૃહસ્પતિ) એ નામના ગ્રહ ઉપર રાજ્ય કરનાર તરીકે એનુ **बृहस्पति** એ નામ જળવાઈ રહેલુ જણાય છે

†ઇન્દ્રની દતકથાઓમા બૃહસ્પતિનો ભાગ ઘણો આગળ પડતો જોવામા આવે છે તેના સમ્બન્ધમા પ્રો રૉથ નીચે પ્રમાણે ખુલાસો કરે છે —આકાશના પાણીઓને સતાડનારા મેઘાસુર(**वृत्र** અથવા **वल**)ને હરાવવાને માટે ઇન્દ્રની ઘણી વાર પ્રાર્થના કરવામા આવે છે ઇન્દ્રદેવતા અસુરના વિષમ દુર્ગોને ભેદીને એ દુર્ગોમા છુપાયલી ગાયોને છૂટી કરે છે હવે 'બૃહસ્પતિ' વડે જો પ્રાર્થનાની વિજય આપવાની શક્તિ સૂચવાતી હોય તો ઇન્દ્રના આ પરાક્રમમા બૃહસ્પતિ પણ એની સાથે જોડાયલો હોય એમા કઇ નવાઈ જેવુ નથી એકલા સામર્થ્યથી કઈ પણ થઈ શકતુ નથી, પ્રાર્થનાનુ બળ પણ વિજયને માટે જરૂરનુ છે પ્રાર્થના વિપત્તિના વિષમ દુર્ગને ભેદીને ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ કરાવે છે, વલાસુરને હરાવીને દુર્ગમા સતાયલી ગાયોને છૂટી કરે છે આ કારણથી કેટલેક સ્થળે આ પરાક્રમ બૃહસ્પતિનુજ કરેલુ જણાવવામા આવ્યુ છે

બીજુ એક અમૂર્ત અને ઘણા વિશિષ્ટ પ્રકારનુ સત્ત્વ તે અદિતિ એ નામની દેવતાનુ છે કોઈ પણ આખુ સૂક્ત, એ દેવીનાજ સમ્બન્ધમા રચાયલુ હોય એવુ નથી, તોપણ પ્રસગવશાત્ ઘણી વાર એની સ્તુતિ કરવામા આવી છે એ દેવીના આગળ પડતા લક્ષણો બેજ છે. એક તો એ કે આદિત્ય નામના દેવતાઓનુ ન્હાનુ મડળ, જેમા વરુણ એ મુખ્ય દેવતા છે, તેની એ માતા છે, અને બીજુ એ કે એના પુત્ર વરુણની પેઠે એનામા પણ શારીરિક દુખો અને નૈતિક અપરાધોના બધનમાથી માનવીને મુક્ત કરવાની શક્તિ છે આ પાછલા લક્ષણની સાથે એના નામનો સમ્બન્ધ ઉઘાડો છે, કારણ કે अदिति એ નામનો "બધનમાથી મુક્ત કરવુ તે," "છૂટાપણુ" એવો અર્થ થાય છે દેવતા તરીકેનુ ચેતનત્વારોપણ થયા પ્હેલાનો આ અર્થ ऋग्वेदના થોડાક મત્રોમા સચવાઈ રહેલો જણાય છે ઉદાહરણ તરીકે, એક કવિ "अदितिની નિર્વિઘ્ન અને અસકુચિત બક્ષીસ"ને માટે પ્રાર્થના કરે છે એ અમૂર્ત કલ્પનાનો ઉદ્ભવ ઘણુખરુ આ પ્રમાણે થયો હશે "અદિતિના પુત્રો" એ વચન આદિત્યોને ઘણી વાર લગાડવામા આવ્યુ છે, પણ પ્રથમ એ વચન વપરાયલુ તે મુક્તિના પુત્રો એ અર્થમા વપરાયલુ હશે એ ઘણુ સભવિત છે એ દેવતાઓ(આદિત્યો)ના સ્વરૂપનુ આગળ પડતું લક્ષણ ભાર દઈને સૂચવવા માટે એવી રીતનો પ્રયોગ કરવામા આવ્યો હશે ऋग्वेदમા ઘણી વાર એવી રીતનો પ્રયોગ થયલો દીઠામા આવે છે "अदिति" (મુક્તિ) એ નારી જાતિનો શબ્દ પ્રથમ આવી રીતે વપરાયલો તેના પર પાછળથી ચેતનત્વારોપણ કરવામા આવ્યુ હશે એવી રીતે ચેતનત્વારોપણ થયાના દાખલા સસ્કૃતમા એક કરતા વધારે મળી આવે એમ છે આ કારણથીજ અદિતિ, જે હિન્દુસ્તાનમા પ્રવેશ થયા પછીજ અસ્તિત્વમા આવી હતી, તે ઐતિહાસિક દૃષ્ટિએ જોતા એના મનાળા પુત્રો નહીં તો કેટલાક પુત્રોથી તો વયમા ન્હાની છે, કારણ કે એ પુત્રો આર્ય લોકોનો હિન્દુસ્તાનમા પ્રવેશ થયો ત્યાર પ્હેલા પણ અસ્તિત્વ ધરાવતા હતા એવુ સિદ્ધ કરી શકાય તેમ છે§

§ પ્રો રૉથ કહે છે કે "અદિતિ"–અનન્તતા–એ આદિત્યોને પોષણ આપનારી અને આદિત્યો તરફથી પોષણ પામનારી શક્તિ છે એ અખૂટ અને અક્ષય્ય શક્તિમાજ આદિત્યોનુ જીવન રહેલુ છે એ સ્વર્ગનો પ્રકાશ છે પ્રો મૅક્સ મ્યૂલર કહે છે કે "અદિતિ એ અનન્તતાને માટે શોધી કાઢવામા

વેદના ધર્મમા દેવીઓનું માહાત્મ્ય એકદરે ઘણું ઉતરતા પ્રકારનુ છે. પૃથ્વીની રાજ્યકર્ત્રીઓ તરીકેના કામ કરતી તેઓ ક્વચિતજ દીઠામા આવે છે કઈક મહત્ત્વવાળી દેવી એકલી **उषस्** છે એનાથી ઉતરતી **सरस्वती** તે પુરુષ દેવતાઓમાથી જે સૌથી ઓછા આગળ પડતા છે તેનીજ સાથે બેસી શકે એમ છે જેને માટે આખુ સૂક્ત રચવામા આવ્યુ હોય એવી **पृथ्वी** સિવાય બીજી જે થોડીક દેવીઓ છે તેમાની એક **रात्री** છે એ રાત્રીનુ નામ એની બ્હેન ઉષાની સાથે ઘણી વાર જોડવામા આવે છે ઉષાની પેઠે રાત્રીને પણ "આકાશની પુત્રી" એ નામથી સબોધન કરવામા આવે છે કાળી રાત્રી તરીકે નહીં, પણ તેજોમય, તારકોના પ્રકાશવાળી રાત્રી તરીકે એની કલ્પના કરવામા આવી છે ઉદાહરણ તરીકે, રાત્રી અને ઉષા એ બે દેવીઓમા જે તફાવત છે તે સમજાવવા એક કવિ કહે છે "એક તારાઓથી પોતાની જાતને શણગારે છે, બીજી સૂર્યના પ્રકાશથી પોતાની જાતને શણગારે છે" રાત્રીનુ જેમા આવાહન કરવામા આવ્યુ છે તે સૂક્ત (મ ૧૦, સૂ. ૧૨૭)માથી નીચલા મત્રો લીધેલા છે —

रात्री व्यख्यदायती
पुरुत्रा देव्य१क्षभिः ।
विश्वा अधि श्रियोऽधित ॥ १

ओर्वप्रा अमर्त्या
निवतो देव्यु१द्वतः ।
ज्योतिषा बाधते तमः ॥ २

निरु स्वसारमस्कृत
उषसं देव्यायती ।
अपेदु हासते तमः ॥ ३

---

આવેલુ જનામા જૂનુ નામ છે લાબા વખતના અમૂર્ત વિચારને પરિણામે એ અનન્તતાની–અદિતિની–કલ્પના ઉત્પન્ન થઈ છે એમ નથી પણ પૃથ્વીની પેલી તરફ, વાદળાઓની પેલી તરફ, આકાશની પેલી તરફ જે અનન્ત વિસ્તાર જોવામા આવે છે તેના ઉપરથી એ કલ્પના ઉત્પન્ન થઈ છે."

सा नो॑ अ॒द्य यस्या॑ व॒यं
नि ते॒ याम॒न्नवि॑क्ष्महि ।
वृ॒क्षे न व॑स॒तिं वयः॑ ॥ ४

नि ग्रामा॑सो अविक्षत
नि प॒द्वन्तो॒ नि प॒क्षिणः॑ ।
नि श्ये॒नास॑श्चिद॒र्थिनः॑ ॥ ५

या॒वया॑ वृ॒क्यं॑ १ वृक॑
य॒वय॑ स्ते॒नमू॑र्म्ये ।
अथा॑ नः सु॒तरा॑ भव ॥ ६

( રાત્રી આવતા, એ દેવી પોતાની આખો વડે અનેક સ્થળોમા પ્રકાશે છે સર્વથી વિશેષ શોભિતા શણગાર એણે સજ્યા છે એ અમર્ત્ય દેવી દૂર દૂરના પ્રદેશોમા, પર્વતો અને ખીણોમા, વ્યાપી ગઈ છે અધકારને એ પ્રકાશ વડે હઠાવે છે અને હવે એ દેવીએ આવતા વાર ને પોતાની બ્હેન ઉષાને હાકી કાઢી છે અધકાર દૂર દૂર હઠ્યો જાય છે એ પ્રમાણે, દેવી! આજે તુ હમાન તરફ આવ, વૃક્ષ ઉપરના પક્ષીઓ જેવી રીતે પોતાના માળામા પ્રવેશ કરે છે તેવી રીતે ત્હારૂ આગમન થતા હમે હમારા મકાનોમા પ્રવેશ કરીએ છિયે ગ્રામના નિવાસીઓ, પગવાળા પશુઓ, અને પાખવાળા પક્ષીઓ આગમને માટે ગયા છે, ભૂખ્યો ગરૂડ પણ શાન્ત થયો છે વરૂ( નર અને માદા )ને તું હાકી કાઢજે, રાત્રી દેવી! ચોરને તુ હાકી કાઢજે, અને અધકારની પેલી તરફ તું હમને સહીસલામત લઈ જજે )

મ્હોટા દેવતાઓની પત્નીઓ તરીકે દેવીઓનુ મહત્ત્વ એથી પણ ઉતરતુ જણાય છે, કારણ કે તેઓ સ્વતત્ર વ્યક્તિત્વથી કેવળ શૂન્ય હોય છે ખરેખર, તેઓના નામ સિવાય કંઈ પણ વિશેષ તેઓના સમ્બન્ધમા કવચિતજ કહેવામા આવ્યુ હોય છે, અને એ નામો તેઓના પતિના નામની પાછળ નારીજાતિના પ્રત્યય લગાડીને બનાવવામા આવ્યા હોય છે.

વેદની દંતકથાઓનુ એક ખાસ લક્ષણ એ છે કે એમા કેટલાક દેવતાઓના જોડકા બનાવીને, તેઓના નામને દ્વન્દ્વ સમાસના રૂપમા જોડીને તેઓનુ એકી વખતે આવાહન કરવામા આવ્યુ હોય છે એવા ડઝનેક જોડાઓને માટે આખા સૂક્તોજ રચાયલા છે, અને બીજા અડધાએક ડઝનની છૂટા છૂટા મન્ત્રોમા સ્તુતિ કરવામા આવી છે એવા સૂક્તો સૌથી વધારે મિત્ર-વરુણના સમ્બન્ધમા રચાયલા છે, પણ આકાશ અને પૃથ્વી એ બેના નામો એકબીજાની સાથે જોડાયલા સૌથી વધારે વખત જોવામા આવે છે( **द्यावापृथिवी** ) આકાશ અને પૃથ્વીના જોડા ઉપરથીજ એવી રીતના બીજા જોડાઓ બનેલા એ વિષે કંઈ પણ શક જેવુ નથી, કારણ કે આ જોડીનો એકબીજાની સાથેનો સમ્બન્ધ છેક ઈંડો-યુરોપીયન સમયમા પણ અસ્તિત્વ ધરાવતો હતો, અને પ્રાચીન લોકોને કુદરતમા એ બેનો સમ્બન્ધ એવો ગાઢો જણાતો કે તેઓના લગ્નની દંતકથા પ્રાચીન સમયની જુદી જુદી પ્રજાઓમા અસ્તિત્વ ધરાવતી આપણા જોવામા આવે છે

આ દેવતાઓના જોડકા સિવાય દિવ્ય સત્ત્વોના ઓછા કે વત્તા ચોક્કસ મડળો પણ **ऋग्वेद**મા કેટલાક દીઠામા આવે છે સાધારણ રીતે એ મડળો અમુક દેવતાની સાથે જોડાયલા હોય છે એવા મડળોમા સૌથી મ્હોટુ અને સૌથી અગત્યનુ મડળ તે મરુતોનુ છે આપણે જોઈ ગયા છિયે કે ઇન્દ્રે યુદ્ધના જે પરાક્રમો કર્યા હતા તેમા આ મરુતો તે ઇન્દ્રની સાથે રહ્યા હતા એજ મરુતોને રુદ્રો પણ કહેવામા આવ્યા છે, અને રુદ્રો તરીકે કોઈ કોઈ વાર તેઓના પિતા રુદ્રની સાથે જોડાયલા તેઓ દીઠામા આવે છે આદિત્યોનુ મડળ વધારે ન્હાનુ છે એ આદિત્યોનુ નામ તેઓની માતા અદિતિ અથવા તેઓના અગ્રણી વરુણની સાથે ઘણી વાર જોડવામા આવ્યુ છે **ऋग्वेद**ના બે મન્ત્રોમા એ આદિત્યોની સંખ્યા સાતઆઠની જણાવવામા આવી છે, પણ બ્રાહ્મણોમા અને ત્યાર પછીના સાહિત્યમા હમેશા તેઓની સંખ્યા બારની ગણાવવામા આવી છે તેઓનુ સામટુ આવાહન જેમા કરવામા આવ્યુ હોય તેવા સૂક્તો **ऋग्वेद**મા આઠદશ છે એવા એક સૂક્ત( મ ૮, સૂ ૪૭ )માથી નીચલી પક્તિઓ લીધેલી છે એ સૂક્તમા તેઓની મદદ અને તેઓના રક્ષણને માટે ખાસ પ્રાર્થના કરવામા આવી છે.—

पक्षा वयो यथोपरि
व्य१स्मे शर्म यच्छत ॥
* * *
परि णो वृणजन्नघा
दुर्गाणि रथ्यो यथा ॥
* * *
युष्मे देवा अपि ष्मसि
युध्यन्त इव वर्मसु ॥
* * *
आदित्या अव हि ख्यत
अधि कूलादिव स्पशः ॥
सुतीर्थमर्वतो यथा
अनु नो नेषथा ॥

(પક્ષીઓ જેવી રીતે પોતાની પાંખ પ્રસારે છે તેવી રીતે ત્હમારા રક્ષણને હમારા ઉપર ત્હમે પ્રસારી દો' .. રથીઓ જેવી રીતે નઠારા રસ્તાઓ છોડી દે છે તેવી રીતે અઘમાત્ર હમારાથી આઘું ખસો '... હે દેવતાઓ ! ત્હમારે આશ્રયે રહેનારા હમે બખ્તર પહેરીને લડનારા યોદ્ધાઓ જેવા સુરક્ષિત છિયે. હે આદિત્યો ! કિનારા પરથી જોનારા દૂતોની પેઠે ત્હમે હમારા તરફ જુઓ ! અશ્વોને ન્હેલાઇથી તરી શકાય એવે માર્ગે લઈ જવામા આવે તેમ હમને ત્હમે સારા રસ્તાઓ તરફ લઈ જાઓ !)

ત્રીજું અને ઘણું ઓછા અગત્યનું મંડળ તે વસુઓનું છે એ વસુઓ ઋગ્વેદમા મ્હોટે ભાગે ઇન્દ્રની સાથે જોડાયલા છે, જોકે વેદના પાછલા ગ્રન્થોમા અગ્નિ તે એ મંડળનો અગ્રણી બને છે એ મંડળની કલ્પના ઘણી અચોક્કસ જણાય છે, કારણ કે, એના કંઈ પણ ખાસ લક્ષણ જોવામા આવતા નથી. એ મંડળની વ્યક્તિઓના જુદા નામ પણ દીઠામા આવતા નથી તેમ તેઓની સંખ્યા પણ ચોક્કસ જણાતી નથી. પણ બ્રાહ્મણોમા આઠ વસુઓ ગણાવવામા આવ્યા છે. એ સિવાય, બીજું

એક મંડળ "**विश्वेदेवा**"નુ છે સાઠેક સૂક્તોમા એ "**विश्वेदेवा**"નુ આવાહન કરવામા આવ્યુ છે આ મડળની કલ્પના યજ્ઞને માટે ખાસ કરવામા આવેલી જણાય છે સઘળા દેવતાઓનુ જ્યા આવાહન કરવાનુ હોય ત્યા કોઈ બાકી ન રહી જાય માટે એ મડળની કલ્પના કરવામા આવેલી છે નવાઈ જેવુ એ છે કે એ મડળ વધારે સાંકડુ હોય અને એમા બધા દેવતાઓ ન આવી જતા હોય એવી કલ્પના પણ કરાયલી કોઈક વાર દીઠામા આવે છે, અને વસુઓ અને આદિત્યો જેવા મડળોની પેઠે બીજાઓની સાથે એનુ આવાહન કરવામા આવે છે

ઉચ્ચતર દેવતાઓ સિવાય, **ऋग्वेद**મા બીજા કેટલાક સત્ત્વો પણ દીઠામા આવે છે એ સત્ત્વોમા દેવતાના ગુણો સંપૂર્ણ નથી હોતા અને જે ગુણો હોય છે તે પણ પ્રથમથીજ તેઓમા હતા એમ ન્હોતું એવુ માનવામા આવે છે એવા સત્ત્વોમા સૌથી અગત્યના ઋભુઓ છે એ ઋભુઓ ત્રણ છે, અને અગિયાર સૂક્તોમા તેઓને સમ્બોધન કરવામા આવ્યુ છે ચાલાકીવાળા હાથ એ તેઓનુ ખાસ લક્ષણ છે, અને પોતાના અદ્‌ભુત કૌશલ વડે તેઓએ દેવતાની પદવી પ્રાપ્ત કીધી એવુ તેઓને વિષે ઘણી વાર કહેવામા આવ્યુ છે હોશિયારીભરેલા પાચ કર્મો કર્યાથી દેવતાની પદવી તેઓને પ્રાપ્ત થઈ એ પાચ કર્મોમા સૌથી વધારે મહત્ત્વનુ કર્મ એ છે કે **त्वष्टा** (દેવતાઓનો કારીગર) તેનુ ઘડેલુ પાત્ર, જે દેવતાઓને પીવાના કામમા આવતું, તે એક હતુ તેના એ લોકોએ ચાર ચળકતા પ્યાલા કર્યા એવી રીતે **त्वष्टा**ની સાથે તેઓ સ્પર્ધામા ઊતર્યા અને તેના કરતા ચઢિયાતા નીવડ્યા આ પાત્ર તે કદાચ ચદ્રને સ્થાને હશે, અને ચાર પ્યાલા તે એની કળાઓ હશે વર્ષ અને તેની ઋતુઓના વિભાગ એવો પણ એનો અર્થ કરવામા આવ્યો છે એ ઉપરાત ઋભુઓએ પોતાના માબાપની ગયલી જુવાની પણ પાછી મેળવી આપી એવુ કહેવામા આવ્યુ છે એ માબાપ તે આકાશ અને પૃથ્વી હશે એવુ જણાય છે આ પરાક્રમની સાથે તેઓને લગતી એક બીજી દતકથા ખાસ સમ્બન્ધ ધરાવતી જણાય છે સૂર્ય, અગોહ્ય ("જેને છૂપાવી શકાય નહીં"), તેના ઘરમા બાર દિવસ સુધી તેઓ ગયા હતા. સૂર્યના ઘરમા ઋભુઓના નિવાસ સમ્બન્ધી આ દતકથા વડે કદાચ દક્ષિણાયનનું સૂચન થતું હોય એ સંભવિત છે, અને ચાદ્રવર્ષના ૩૫૪ દિવસોને સૌર વર્ષના લગભગ ૩૬૬ દિવસો સાથે બંધબેસતા કરવાને માટે જે બાર

દિવસો ઉમેરવા પડે તે કદાચ આ બાર દિવસો હોય અને એ દિવસો સ્પષ્ટ લાબા જણાવા માટે ત્યાર પ્હેલા એ બાર દિવસો ઘુસાડી દેવામા આવ્યા હોય એ કઇક બનવાજોગ છે પણ ઘણુ વધારે સભાવિત તો એ જણાય છે કે દરેક મહિનાને માટે એકેક દિવસ એ પ્રમાણે આ બાર દિવસ તે બાર મહિના સૂચવે છે આ અનુમાન વધારે વાસ્તવિક હોવાનું કારણ એ છે કે ૩૫૪ દિવસનુ વર્ષ ઘણુંખરૂ એ વખતે જાણીતું થયુ નહીં હોય. એકદર રીતે જોતા, ઋભુઓ એ પ્રથમ પૃથ્વીના અથવા અન્તરિક્ષના સત્ત્વો હોય અને તેઓની હોશિયારીને લીધે અદ્ભુત કૌશલ સૂચવનારી અનેક દતકથાઓ તેઓના સમ્બન્ધમા ધીરે ધીરે ઉત્પન્ન થઈ હોય એ સભવિત જણાય છે

**ઋગ્વેદ**ના થોડાક મન્ત્રોમા **અપ્સરા** ("પાણીમા સરનારી") એ નામની સ્વર્ગલોકની જળદેવી વિષે કથન કરવામા આવ્યુ છે એ **અપ્સરા**ના લગ્ન ગધર્વ નામના પુરુષ સત્ત્વની સાથે થયલા જણાવવામા આવ્યા છે કવિના શબ્દોમા કહીએ તો સ્વર્ગના ઉચ્ચતમ પ્રદેશમા એ **અપ્સરા** પોતાના પ્રિયતમ તરફ જોઈને હસે છે એક કરતા વધારે **અપ્સરાઓ** વિષે પણ કોઈ કોઈ પ્રસગે કહેવામા આવ્યુ છે પાછલા વેદોમા, તેઓનો નિવાસ પૃથ્વી ઉપર પણ થતો જણાવવામા આવ્યો છે પૃથ્વી ઉપર, ખાસ કરીને વૃક્ષામા તેઓ વાસ કરે છે તેઓની વીણા અને તેઓની કરતાલના ધ્વનિઓ એ વૃક્ષોમાથી નીકળતા સભળાય છે બ્રાહ્મણોમા તેઓને અતિ સુન્દર સ્ત્રીઓ તરીકે અને નૃત્ય, સગીત અને નાટકમા કુશળતા ધરાવનારી તરીકે વર્ણવવામા આવી છે વેદ પછીના સમયમા તેઓ ઇન્દ્રની સ્વર્ગભૂમિની વારાગનાઓ બની ગઈ છે **અપ્સરાઓ** ઉપર ગધર્વોનો પ્રેમ હોય છે, એટલુજ નહીં પણ માનવીઓ પણ એઓના ઉપર ક્વચિત્ ક્વચિત્ પ્રેમ રાખે છે એવી રીતે જેના ઉપર માનવીએ પ્રેમ રાખ્યો હોય તેવી એક અપ્સરા ઉર્વશી નામની હતી એ અને એના મર્ત્ય લોકના પતિ પુરૂરવસૂની વચ્ચેનો સવાદ **ઋગ્વેદ**ના કઇક ન સમજી શકાય એવા એક સૂક્ત(મ ૧૦, સૂ ૯૫)મા આપેલો છે એ સ્થળે અપ્સરાને મુખેથી કવિએ કહેવડાવ્યુ છે કે -

यदि॑रू॒पाच॑र॒ मर्त्ये॑षु
अव॑स॒ रात्रीः॑ श॒रद॒श्चत॑स्र ।

( બીજે રૂપે હું માનવીઓમા ફરી છુ અને ચાર શરદ્ સુધીની રાત્રીઓમા હું રહી છુ ).

એનો પ્રેમી એને પાછી ફરવાની વિનતિ કરે છે, પણ એની વિનતિ સ્વીકારવામા આવતી નથી તોપણ ( ટિથોનસની પેઠે ) અમરત્વની પ્રાપ્તિનુ વચન એને આપવામા આવે છે આજ વાર્તા **शतपथब्राह्मण**મા વધારે સુસબદ્ધ રીતે અને વધારે સવિસ્તર કહેવામા આવી છે **उर्वशी** અને **पुरूरवस्**નો એકબીજાની સાથે સમ્બન્ધ થાય છે, અને એ સમ્બન્ધ ક્યા સુધી ટકી રહેશે તેનો આધાર એક શરત પાળવામા આવે તેના ઉપર રહે છે ગંધર્વોની યુક્તિને લીધે આ શરતનો ભગ થાય છે એટલે તરત પેલી અપ્સરા પોતાના પ્રેમીની દૃષ્ટિ આગળથી અલોપ થઈ જાય છે આથી **पुरूरवस्** ગાડા જેવો બની જાય છે અને એ અપ્સરાની શોધમા રાતદિવસ ભટક્યા કરે છે આખરે, જળચર પક્ષીના રૂપમા બીજી અપ્સરાઓની સાથે કમળસરોવરમા તરતી હોય છે તે વખતે એ અપ્સરા એના જોવામા આવે છે **उर्वशी** પોતાનુ ખરૂ સ્વરૂપ એની આગળ પ્રકટ કરે છે અને **पुरूरवस्** એના ઘણા કાલાવાલા કરે છે તેના જવાબમા વર્ષ દિવસ પછી એક વાર એની પાસે આવી જવાનુ એ કબૂલ કરે છે આ દતકથા ઉપરથી વેદ પછીના સમયમા કાલિદાસે પોતાનુ **विक्रमोर्वशीय** નામનુ નાટક રચ્યુ

ગધર્વ એ અગાઉ એકજ વ્યક્તિનુ નામ હશે એમ જણાય છે, કારણ કે **ऋग्वेद**મા ઘણેખરે ઠેકાણે એ શબ્દ એકવચનમાજ વપરાયલો છે, અને **અવસ્તા**મા પણ એ શબ્દ એકવચનમાજ વપરાયલો છે ત્યા આગળ કેટલીક વખત એ શબ્દ ગદરેવ એ રૂપમા લખાયલો દીઠામા આવે છે **ऋग्वेद**મા લખ્યુ છે તે પ્રમાણે, અપ્સરા ઉપર પ્રેમ ગખનારો આ પુરુષ અતરિક્ષના અગાધ પ્રદેશમા વસે છે અને સ્વર્ગના ઘુમટ ઉપર અક્કડ ઊભો રહે છે દિવ્ય સોમનો એ રક્ષણકર્તા છે, અને કેટલીક વખત પાણીની સાથે સમ્બન્ધ ધરાવતો એને વર્ણવવામા આવ્યો છે **અવસ્તા**મા, એનો પાણી સાથેનો સમ્બન્ધ વિશેષ દીઠામા આવે છે. પાછલા વેદોમા, ગધર્વોનો એક વર્ગજ બની ગયલો દીઠામા આવે છે, અને અપ્સરાઓની સાથેના એના સમ્બન્ધ વિષે વારવાર કથન કરવામા આવ્યુ છે વેદ પછીના સમયમા એ ગંધર્વો તે સ્વર્ગના ગવૈયાઓ બની ગયા છે, અને એ લોકોનો નિવાસ અતરિક્ષના પ્રદેશમા હોય છે એ

વિચાર "ગંધર્વનગર" એ શબ્દમા સચવાઈ રહેલો જણાય છે "ગંધર્વ-નગર" એ "મૃગતૃષ્ણિકા" (ઝાંઝવાના જળ) એ અર્થનો એક સંસ્કૃત શબ્દ છે

**ऋग्वेद**ના અનેક પ્રાચીન ઋષિઓ અને વીર નરોમા સૌથી અગત્યનો **મનુ** છે પ્રથમ યજ્ઞ કરનાર તરીકે અને માનવ જાતિના પૂર્વજ તરીકે એ પ્રસિદ્ધ છે એના સમ્બન્ધમા કવિઓ "આપણા પિતા" એવા શબ્દ વાપરે છે, અને યજ્ઞ કરનારાઓને તેઓ "મનુની પ્રજા" એ નામ આપે છે માનવ જાતિના અવતરણના ઇતિહાસમા **નો**આના જેવુ પરાક્રમ **મનુ**એ કીધુ હતુ એવુ **शतपथब्राह्मण**મા વર્ણવ્યુ છે

પ્રાચીન ઋષિઓનુ એક મડળ **અગિરસો**નુ છે ગૌધનની દંત-કથામા, ઇન્દ્રની સાથે એ ઋષિઓ ઘણા ગાઢા સમ્બન્ધથી જોડાયલા દીઠામા આવે છે પ્રાચીન ઋષિઓનુ એવુ બીજુ મડળ **ભૃ**ગુકુળનુ છે હિન્દુસ્તાનનો પ્રોમિથિયસ, **मातरिश्वन्**, સ્વર્ગના છૂપા **અગ્નિ**ને એ **ભૃ**ગુકુળના ઋષિઓ પાસે લાવ્યો હતો, અને પૃથ્વી ઉપર યજ્ઞદેવતાની સ્થાપના કરવી અને તેનો પ્રચાર વધારવો એ કામ **ભૃ**ગુકુળના ઋષિ-ઓએ કીધુ હતુ

જેની સખ્યા ચોક્કસ નક્કી થયલી છે એવુ એક મડળ સપ્તર્ષિ-ઓનુ છે એ મડળ વિષે **ऋग्वेद**મા કોઈ કોઈ સ્થાનેજ કથન કરવામા આવ્યુ છે **બ્રાહ્મણો**મા એને સપ્તર્ષિમડળના સાત તારકો ગણવામા આવ્યા છે, અને પ્રથમ તેઓ રીંછ હતા એવુ કહેવામા આવ્યુ છે આ વિચિત્ર પ્રકારનુ એકત્વારોપણ કઈક અશે ઋષિ અને તારકો એ બેઉ મડળની સખ્યા એકજ હોવાથી અને કઈક અશે **ऋषि** એટલે "દ્રષ્ટા", અને "**ऋक्ष**" જેનો અર્થ **ऋग्वेद**મા "તારો" અને "રીંછ" બેઉ થાય છે એ બે શબ્દોનો અવાજ સરખો થતો હોવાને લીધે થયલુ હોવુ જોઈએ એમા કઈ પણ સશય નથી

વેદની દંતકથાઓમા અને વેદના ધર્મવિચારોમા પશુઓનો ભાગ ઘણો આગળ પડતો છે એ પશુઓમા, દેવતાઓના રથ ખેંચનાર તરીકે અને ખાસ કરીને જુદા જુદા નામ ધરનારા સૂર્યદેવના પ્રતિનિધિ તરીકે અશ્વ એ આપણુ વિશેષ લક્ષ ખેંચે છે વેદના વિધિઓમા સૂર્ય અને

અગ્નિના પ્રતિનિધિ તરીકે અશ્વને ગણવામા આવતો **અશ્વમેધને** લગતા બે સૂક્તો ( મ ૧, સૂ ૧૬૨–૧૬૩ ) **ऋग्वेद**મા છે તે પરથી એટલુ પણ માલમ પડે છે કે હિન્દુસ્તાનના છેક પ્રાચીન સમયમા અશ્વમેધ કરવામા આવતો હતો

પણ **ऋग्वेद**મા સૌથી આગળ પડતો ભાગ ગાયનો છે ગાય એ ઘણુ ઉપયોગી પ્રાણી હોવાથી હિન્દુસ્તાનના છેક પ્રાચીન સમયમા પણ એણે ઘણુ ઉંચુ સ્થાન પ્રાપ્ત કર્યું હતુ ઉષાના કિરણો અને વાદળાઓ તે ગાયો છે વરસાદનુ વાદળુ, જેના ઉપર ચેતનત્વારોપણ થઇને "**पृश्नी**" (ચટાપટાવાળી) એ નામ આપવામા આવ્યુ છે, તે ગાય છે અને તે મરુતોની માતા છે વરસાદના વાદળાઓ ઉપર હિન્દુસ્તાનની સઘળી સમૃદ્ધિનો આધાર રહેતો તે ઉપરથીજ સ્વર્ગલોકમા સઘળી ઇચ્છાઓને પૂરી પાડનારી ચટાપટાવાળી ગાયોનુ જે વર્ણન **अथर्ववेद**મા આપવામા આવ્યુ છે તેની કલ્પનાનો ઉદ્ભવ થયલો, અને વેદ પછીની કવિતામા **कामदुह्** એ ધેનુનુ જે વર્ણન આવે છે તે પણ એ ઉપરથીજ ઉત્પન્ન થયલુ **ऋग्वेद**ના કવિઓ પૃથ્વીને માટેજ ઘણી વાર "**गौ**" એ શબ્દ વાપરે છે એક ઋષિ ગાયને અદિતિ અને દેવી તરીકે સબોધન કરે છે, અને એની હત્યા ન થવી જોઈએ એવો વિચાર શ્રોતાઓના મગજ ઉપર ઠસાવે છે તે પરથી માલમ પડે છે કે એ પ્રાણી તે વખતે પણ પવિત્ર ગણાતુ હતુ **अघ्न्या** ( "જેને મારવી ન જોઈએ તે" ) એ નામ **ऋग्वेद**મા ગાયને માટે ઘણી વાર વાપરવામા આવ્યુ છે તે પરથી પણ એજ વાત સિદ્ધ થાય છે ખરેખર, **અવસ્તા**ના પ્રમાણ ઉપરથી આપણને જણાય છે કે જે વખતે હિન્દુસ્તાનના અને ઇરાનના લોકો સાથે વસતા હતા તે વખતે પણ આ પ્રાણી પવિત્ર ગણાતું હતુ **अथर्ववेद**મા ગાયની પૂજા સપૂર્ણ રીતે સ્વીકારવામા આવી છે, અને **शतपथब्राह्मण**મા ગાયનુ માસ ખાવાના નઠારા પરિણામો ભાર દઈને જણાવવામા આવ્યા છે એ ગાયની પવિત્રતા આજદિન સુધી હિન્દુ-સ્તાનમા જળવાઈ રહેલી છે, એટલુજ નહીં પણ એ પવિત્રતાના વિચાર જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ વધારે સબળ થતા ગયા છે ૧૮૫૭ના હિન્દુસ્તાનના બળવામા ગાયની ચરબીવાળા કારતુસોએ જે ભાગ ભજવ્યો હતો તે આ વાતની સત્યતા સાબીત કરી આપવાને બસ થશે. માનવ જાતિ ઉપર કોઈ પણ પ્રાણીએ ગાયના જેટલા ઉપકાર કીધા

નથી, અને હિન્દુસ્તાનના લોકોએ પોતાની પૂજ્યબુદ્ધિથી એ સમ્બન્ધમા પોતાનુ ઋણુ પૂરેપૂરૂ અદા કર્યુ છે એ લોકોએ ગાય તરફ જેટલી પૂજ્યબુદ્ધિ બતાવી છે તેટલી બીજા કોઈ પણુ લોકોએ બતાવી નથી હિન્દુસ્તાનના આચારવિચારમા ગાયનુ પ્રાધાન્ય એટલુ બધુ છે કે છેક પ્રાચીન સમયથી ગાય માતાએ હિન્દુઓના જીવન ઉપર કેવી મજબૂત અસર કીધી છે તેનો જો સવિસ્તર અહેવાલ આપવામા આવ્યો હોય તો સુધારાના ઇતિહાસમા એ એક ઘણુ અગત્યનુ પ્રકરણ થઈ પડે

**ऋग्वेद**ના હિસક પ્રાણીઓમા સર્પ એ સૌથી આગળ પડતો છે પેલો બળવાન્ રાક્ષસ, ઇન્દ્રનો શત્રુ, તેનો દેહ સર્પનોજ હતો એવુ મનાય છે વળી **अहिबुध्न्य**, એ રૂપે દિવ્ય સત્ત્વ તરીકે પણુ એ દીઠામા આવે છે **अहिबुध्न्य**, એ શબ્દ **ऋग्वेद**મા ક્વચિતજ વપરાયલો જણુાય છે એ **अहिबुध्न्य** અતરિક્ષના સમુદ્રના અગાધ ઉંડાણુમા રહે છે એવુ મનાય છે અને **वृत्र** એ સર્પના સારા લક્ષણો એના વિષે કલ્પવામા આવ્યા હોય એ ઘણું સભવિત છે પાછલા વેદોમા, ગધર્વો વગેરેની સાથે કઈક દિવ્યતાવાળા પ્રાણીઓ તરીકે સર્પોને ગણાવવામા આવ્યા છે, અને સૂત્રોમા સર્પને હવિ આપવાનો વિધિ લખ્યો છે એ પાછલા ગ્રન્થોમા, નાગ લોકો વિષે પ્હેલીજ વાર આપણા સાભળવામા આવે છે વેદ પછીના સમયમા સર્પની પૂજા આખા હિન્દુસ્તાનમા ફેલાઈ ગયલી દીઠામા આવે છે **ऋग्वेद**મા એ સર્પપૂજાના કઈ પણુ ચિહ્ન જણુાતા નથી અને હિન્દુસ્તાનના અનાર્ય લોકોમા સર્પપૂજા વિશેષ પ્રચાર પામેલી છે તે પરથી એવુ અનુમાન થાય છે કે આર્ય લોકો જે વખતે હિન્દુસ્તાનમા ફરી વળ્યા તે વખતે એ દેશમા સર્પ ઘણા હોવાથી ત્યાના મૂળ વતનીઓ સર્પની પૂજા કરતા હતા અને તે જોઈને એ વિજયી પ્રજાએ પણુ સર્પપૂજાનો સ્વીકાર કીધો

**ऋग्वेद**મા ઓષધિઓનુ ઘણી વાર આવાહન કરવામા આવ્યુ છે પાણી, નદી, પર્વત, આકાશ, અને પૃથ્વી એ સર્વેની સાથે ઓષધિની પણુ ગણુત્રી પણુ કરવામા આવી છે એ સિવાય, એક આખા સુક્ત (મ ૧૦, સૂ. ૯૭)મા **ओषधि**ઓની એકલાનીજ સ્તુતિ કરવામા આવી છે ખાસ કરીને તેની વ્યાધિ મટાડવાની શક્તિના વખાણુ કરવામા આવ્યા છે પાછલા વેદગ્રન્થોમા ઓષધિઓને અપાતા હવિ સમ્બન્ધી અને લગ્નના વરઘોડાના માર્ગમા આવેલા મ્હોટા વૃક્ષોને વદન કરવામા આવતુ તે સમ્બન્ધી કથન કરવામા

આવ્યુ છે **ઋગ્વેદ**ના એક સૂક્ત( મ ૧૦, સૂ ૧૪૬ )મા **અરણ્યાની** એ નામથી આખા વનની સ્તુતિ કરવામા આવી છે રોળીકોળી વખતના વિચિત્ર દેખાવો અને વિચિત્ર અવાજો એ સૂક્તમા વર્ણવવામા આવ્યા છે તેમા કુદરતનુ અવલોકન કરવાની શક્તિ ઠીક જણાઈ આવે છે અરણ્યના અધારા એકાન્તમા—

उत गावं इवादन्ति
उत वेश्मेव दृश्यते ।
उतो अरण्यानि सायं
शकटीरिव सर्जति ॥ ३

गामङ्गैष आ ह्वयति
दार्वङ्गैषो अपावधीत् ।
वसन्नरण्यान्यां सायम्
अक्रुक्षदिति मन्यते ॥ ४

न वा अरण्यानिर्हन्ति
अन्यश्चेन्नाभिगच्छति ।
स्वादोः फलस्य जग्ध्वाय
यथाकामं नि पद्यते ॥ ५

आञ्जनगन्धिं सुरभिं
बह्वन्नामकृषीवलाम् ।
प्राहं मृगाणां मातरम्
अरण्यानिमशंसिषम् ॥ ६

( ગાય ખાતી હોય એવુ સભળાય છે, ઘર ઊભેલુ હોય એવુ દેખાય છે, અને સધ્યાસમયે **અરણ્યાની** ગાડાની પેઠે અવાજ કરે છે અહીં કોઈ પોતાની ગાયને બૂમ પાડે છે, ત્યા કોઈ લાકડા ચીરે છે, સધ્યાસમયે જે કોઈ અરણ્યમા થોભે છે તેને જાણે કોઈ બોલતુ હોય

એવુ લાગે છે જે કોઈ છેક એની પાસે જતુ નથી તેને અરણ્યાની કદી હિસા કરતી નથી, સ્વાદિષ્ટ ફળ ખાઈ રહ્યા પછી પોતાની મરજીમા આવે ત્યારે એ ઉંઘી જાય છે. મધુરી ગધવાળી, સુગધીદાર, બહુ અન્નથી ભરેલી, ખેતી ન કરનારી, પશુઓની માતા, એવી અરણ્યાનીને મ્હેં સ્તવી છે)

પણ એકદરે, ઓષધિ, વૃક્ષ, અને વનદેવતાઓનુ મહત્ત્વ **ઋગ્વેદ**મા ઘણુ થોડુજ દીઠામા આવે છે

વિશેષ પ્રાચીનતા સૂચવનારૂ **વેદ**ધર્મનુ એક વિચિત્ર લક્ષણ એ છે કે **વેદ**મા કવચિત્ ક્વચિત્ માણસને હાથે ઘડાયલી વસ્તુઓ તે પણ જ્યારે તેના ઉપયોગની જણાતી ત્યારે તેને દેવતા તરીકે ગણવામા આવી છે અને તેની પૂજા કરવામા આવી છે જે વસ્તુઓ યજ્ઞમા વપરાતી તેના વિષે આવી રીતનુ ખાસ બન્યુ છે ઉદાહરણ તરીકે, એક સૂક્ત (મ ૩, સૂ ૮)મા યજ્ઞનો સ્તભ (જેને માટે "વનસ્પતિ" એ શબ્દ વાપરવામા આવ્યો છે) તેનુ આવાહન કરવામા આવ્યુ છે, અને દશમા મડલના ત્રણ સૂક્તોમા સોમરસ કાઢતી વખતે સોમવલ્લીને દબાવવાને જે પથરાઓ વાપરવામા આવતા તેની સ્તુતિ કરવામા આવી છે થોડાક મત્રોમા હળનુ આવાહન કરવામા આવ્યુ છે, અને એક આખા સૂક્ત (મ ૬, સૂ ૭૫)મા યુદ્ધના જુદા જુદા શસ્ત્રોની સ્તુતિ કરવામા આવી છે, તેમજ **અથર્વવેદ**ના એક સૂક્ત (મ ૫, સૂ ૨૦)મા દુન્દુભિના ગુણ ગાવામા આવ્યા છે

**ઋગ્વેદ**મા દાનવો વિષે વારવાર કથન કરવામા આવ્યુ છે દાનવો એ જાતના છે દેવતાના જે શત્રુઓ અતરિક્ષમા રમે છે તેનો એક વર્ગ બનેલો છે એકજ દેવતા અને એકજ દાનવની વચ્ચે યુદ્ધ થયલુ એ વિચાર વધારે જૂનો છે આ વિચાર ઉપરથી ધીમે ધીમે એવો વિચાર ઉત્પન્ન થયો કે મ્હોટામ્હોટી સેનાઓ લઇને દેવતાઓ અને દાનવો એકબીજાની વિરુદ્ધ લડનારી જાતનુ યુદ્ધ મચાવે છે **બ્રાહ્મણો**મા હમેશા દેવદાનવના યુદ્ધનુ વર્ણન એવી રીતનુજ આપવામા આવ્યુ છે દેવતાના જે શત્રુઓ અતરિક્ષમા રમે છે તેને માટે સાધારણ રીતે **અસુર** એ નામ વાપરવામા આવે છે આ **અસુર** શબ્દનો ઇતિહાસ ઘણો જાણવા જેવો છે **ઋગ્વેદ**મા **અસુર** એ મુખ્યત્વે કરીને દેવતાઓનુજ નામ છે, અને **અવસ્તા**મા **અહુર** એ ઝરથોસ્ત ધર્મના મ્હોટામા મ્હોટા દેવતાનુ નામ

છે પણ **ઋગ્વેદ**ના પાછલા ભાગમા, **અસુર** એ શબ્દ એકલો વપરાયો હોય ત્યારે એનો "દાનવ" એવો અર્થ પણ થાય છે, અને **અથર્વવેદ**મા તો એનો "દાનવ" સિવાય બીજો કઈ પણ અર્થ થતોજ નથી જે શબ્દનો "દેવ" એવો અર્થ થતો તેનો "દાનવ" એવો અર્થ કેવી રીતે થયો તેનો એક ખુલાસો એવો અપાયો છે કે જેવી રીતે **વેદ**મા જેઓને **દેવ** ગણ્યા છે તેઓને **અવસ્તા**મા દાનવ ગણવામા આવ્યા છે તેવીજ રીતે વેદબાહ્ય પ્રજાના દેવો અથવા **અસુરો** તે **વૈદિક** ઋષિઓના દાનવો બન્યા છે આ ખુલાસો ઘણો અસતોષકારક લાગ્યા વિના રહેતો નથી એ ખુલાસાને માટે કોઈ પણ પરપરાપ્રાપ્ત વચનોનો આધાર મળી શકતો નથી, અને એ ખુલાસાની વિરુદ્ધ જાય એવી મ્હોટી વાત એ છે કે **ઋગ્વેદ**ના ઋષિઓએ દેવતા એ સામાન્ય અર્થમા **અસુર** શબ્દ વાપર્યો છે, એટલુજ નહીં પણ દેવતાઓમા સૌથી વધારે પ્રૌઢ એવા **વરુણ**ને માટે એ શબ્દ ખાસ વપરાયો છે એ ઉપરથી એમજ જણાય છે કે વેદની અદરજ કાળે કરીને એ શબ્દના અર્થમા ફેરફાર થયો હોવો જોઈએ અહીં પ્રથમથીજ "ગૂઢ શક્તિ ધરાવનારા" એવો એનો અર્થ થતો જણાય છે, અને તેથી શત્રુતા ધરાવનારા પ્રાણીઓને માટે પણ વાપરી શકાય એવી શક્તિ એ શબ્દમા પ્રથમથીજ રહેલી હોય એવુ લાગે છે આ કારણથી, **ઋગ્વેદ**ના એક સૂક્ત( મ ૧૦, સૂ ૧૨૪ )મા એ શબ્દના બેઉ અર્થ થતા હોય એવુ જણાય છે **ઋગ્વેદ**ના છેવટના સમયમા એ શબ્દ દેવતાઓને માટે વપરાતો બધ થવા માડયો વળી, દેવતાઓની સાથે શત્રુતા ધરાવનારા પ્રાણીઓને માટે એક સ્વતત્ર શબ્દની જરૂર હતી, તેથી અસુર એ શબ્દનો "દાનવ" એવો અર્થ થવાનુ વધારે સુગમ થઈ પડ્યુ હશે એ સભવિત છે તે ઉપરાત, લોકસમૂહમા વ્યુત્પત્તિશાસ્ત્ર તરતનુજ અસ્તિત્વમા આવ્યુ હતું તે વ્યુત્પત્તિશાસ્ત્રની દૃષ્ટિએ એ શબ્દમા નકાર આવતો હોય એવો ભાસ થયો( **અ-સુર** ) અને તેને લીધે "દેવ" એ અર્થને માટે **સુર** એ નવો શબ્દ બનાવવામા આવ્યો એ શબ્દ પ્રથમ ઉપનિષદોમા વપરાયલો દીઠામા આવે છે

ખાસ કરીને ઇન્દ્રની સાથે શત્રુતા ધરાવનારા અતરિક્ષના દાનવોનુ એક મડળ પણીઓનુ છે **પણી** એ શબ્દનો ખરો અર્થ "કજૂસ" એવો થાય છે યજ્ઞની બક્ષીસો આપવામા કજૂસાઈ કરે તેને માટે એ શબ્દ વિશેષ વપરાતો. સ્વર્ગની સમૃદ્ધિ માનવીને પ્રાપ્ત ન થવા દેનારા

દાનવોની જે પ્રથમ કલ્પના કરવામા આવેલી તેના ઉપરથી એને મળતા આવે એવા બીજા દાનવોને માટે પણ એ શબ્દ વપરાવા લાગ્યો એવી રીતે **પણિ** એ શબ્દના 'કંજૂસ' એ મૂળ અર્થમાથી 'અમુક પ્રકારના દાનવો' એવો અર્થ ઉત્પન્ન થયો **दास** અથવા **दस्यु** એ શબ્દ સફેદ ચામડીના આર્ય વિજેતાઓની સરખામણીમા વધારે કાળા જણાતા હિન્દુસ્તાનના મૂળ વતનીઓને માટે પ્રથમ વપરાતો તે પણ "દાનવો" અથવા "રાક્ષસો" એ અર્થમા ઘણી વાર વપરાય છે

**ऋग्वेद**મા આવતા અતરિક્ષના અસુરોમાથી સૌથી વિશેષ લક્ષ ખેંચે એવો **वृत्र** છે એ અસુરની આકૃતિ સર્પના જેવી છે, અને "ઘેરી લેનારો" એવો એના નામનો અર્થ થાય છે. બીજો અસુર **वल** નામનો છે, તેના વિષે પણ **ऋग्वेद**મા ઘણી વાર કહેવામા આવ્યુ છે સ્વર્ગની ધેનુઓને જ્યા આગળ પૂરવામા આવી છે તે ગુફા વિષે ચેતનત્વારોપણ કરવામા આવ્યાથી વલ નામના અસુરની કલ્પનાનો ઉદ્ભવ થયો છે વેદ પછીના સાહિત્યમા, આ બન્ને અસુરોના નામ ઘણી વાર સાથે દેવામા આવ્યાં છે, અને એ બે ભાઇઓ હતા તેને ઇન્દ્રે મારી નાખ્યા એવુ કહેવામા આવ્યુ છે ઇન્દ્રના બાકી રહેલા શત્રુઓમા જેનુ સૌથી વધારે વાર નામ દેવામા આવ્યુ હોય એવો **शुष्ण** છે **शुष्ण** એ શબ્દનો "સુસવાટો કરનાર" અથવા "દઝાડનાર" એવો અર્થ થાય છે **स्वर्भानु** એ નામનો અસુર પણ **ऋग्वेद**મા કોઈ કોઈ વાર દીઠામા આવે છે એ સૂર્યને અધકારથી આચ્છાદિત કરી નાખે છે એવુ એના વિષે કહેવામા આવ્યુ છે સસ્કૃત સાહિત્યમા **राहु** એ નામના રાક્ષસને એનુ સ્થાન મળ્યુ છે, અને સૂર્ય અથવા ચદ્રને **राहु** ગળી જાય છે તેને લીધે સૂર્ય ગ્રહણ અથવા ચદ્રગ્રહણ થાય છે એવુ માનવામા આવ્યુ છે

દાનવોનો બીજો વર્ગ તે પૃથ્વી ઉપર વસનારા ભૂતપિશાચોનો છે અસુરો જેમ દેવતાઓની સાથે શત્રુતા રાખે છે તેમ આ પ્રાણીઓ માણસોની સાથે શત્રુતા રાખે છે એ પ્રાણીઓને માટે **रक्षस्** એ સામાન્ય નામ સૌથી વિશેષ વપરાતું જણાય છે એ પ્રાણીઓનો નાશ કરવા માટે કોઈ દેવની પ્રાર્થના કરતી વખતે અથવા એ પ્રાણીઓનો નાશ થઈ ચૂક્યો હોય તેને માટે કોઈ દેવનો ઉપકાર માનતી વખતે એનુ નામ દેવામા આવે છે તે સિવાય એ પ્રાણીઓનુ કોઈ પણ ઠેકાણે નામ દેવામા આવેલું જણાતું નથી એ પ્રાણીઓના સ્વરૂપ જુદા જુદા જાન-

વરોના જેવા અથવા માણસોના જેવા હોય એવી કલ્પના કરવામા આવી છે. **અથર્વવેદ**મા એ પ્રાણીઓનો દેખાવ વધારે વિસ્તારથી વર્ણવવામા આવ્યો છે, અને એ પ્રાણીઓ બેડોળ ઘાટના અને ભૂરા, પીળા, અથવા લીલા રગના છે એવુ પણ કહેવામા આવ્યુ છે **ઋગ્વેદ**મા લખ્યુ છે તે પ્રમાણે, માનવીઓ અને અશ્વોનુ માસ તેઓને ભાવે છે અને પોતાનો લોભ તૃપ્ત કરવાને માટે તેઓ માનવીઓ અને અશ્વોના શરીરમા પ્રવેશ કરીને તેને દુખ દે છે રાતની વખતે તેઓ ભટકતા ફરે છે, અને યજ્ઞ ઉપર હુમલા કરવાની તેઓને ખાસ ટેવ છે યજ્ઞ થતો હોય તેમા રાક્ષસો ભગાણુ પાડે છે એ વાત વેદ પછીના સમયમા પણ મનાતી રહી છે. એ પ્રાણીઓની એક જાત, પિશાચ વિષે **ઋગ્વેદ**મા ક્વચિતજ કઈ પણ કહેવામા આવ્યુ છે, પણ પાછના વેદોમા પિશાચ વિષે ઘણી વાર કહેવામા આવ્યુ છે મૃત શરીરોનુ તેઓ ભક્ષણ કરે છે અને મૃત જનોની સાથે તેઓ વિશેષ સમ્બન્ધ ધરાવે છે

વેદના ઉત્સાહી અને ચાલાક ઋષિઓ પાછલા સમયના વિપ્રોની પેઠે પરલોકના વિચારોજ કર્યા કરતા ન્હોતા, એટલે **ઋગ્વેદ**ના સૂક્તોમા મૃત્યુ વિષે અને બીજી જિદગી વિષે લખવામા આવેલુ બહુ જણાતુ નથી. બીજી જિદગી વિષે તેઓના શા વિચાર હતા તે વિષે કઈ પણ માહિતી મળે એમ હોય તો તે ઘણીખરી છેલ્લા મડલના મૃત્યુક્રિયાને લગતા સૂક્તોમાથીજ મળી આવે એમ છે એ સૂક્તો ઉપરથી વેદના વખતની માન્યતા એવી જણાય છે કે અગ્નિ અથવા કબરમા માનવીના શરીરનો અન્ત આવે છે પણ મરનારનુ જે સાચુ વ્યક્તિત્વ તેનો કદી વિનાશ થતો નથી. મૃત્યુ પછીજ નહીં, પણ બેભાન અવસ્થામા પણ માનવીનો આત્મા તેના શરીરથી છૂટો પડી શકે છે એવુ તે વખતે મનાતુ હોય એમ જણાય છે (મ ૧૦, સૂ. ૫૮) **ઋગ્વેદ**મા અથવા પાછલા વેદોમા પણ પુનર્જન્મનો સિદ્ધાન્ત કોઈ પણ ઠેકાણે સૂચવાતો હોય એવુ જણાતુ નથી, જોકે ઇ સ પૂર્વે છઠ્ઠા સૈકામા **બૌદ્ધ** ધર્મનો ઉદય થયો તે વખતે એ સિદ્ધાન્ત પૂરેપૂરો સ્થપાઈ ચુક્યો હતો એમા કઈ પણ સશય નથી. **ઋગ્વેદ**ના એક મત્રમા પાણી તરફ અથવા ઓષધિઓ તરફ મરનારનો આત્મા વિદાય થાય છે એવુ કહેવામા આવ્યુ છે, તે વચનોની અદર પુનર્જન્મનો સિદ્ધાન્ત બીજદશામા રહ્યો હોય તો તે બનવા જોગ છે.

---

## પ્રકરણ ૫.

—~~—

### ઋગ્વેદની ફિલસુફી.

મૃત્યુ પછી માણસની શી ગતિ થાય છે તે સમ્બન્ધમા વેદના વિચાર એવા જણાય છે કે મરનારનો આત્મા પિતૃઓ જે માર્ગથી જાય છે તે માર્ગથી સનાતન જ્યોતિના ધામ તરફ પ્રયાણ કરે છે અને ત્યા આગળ, સ્વર્ગની ઉંચામા ઉંચી ભૂમિમા, પિતૃઓને મૃત્યુના રાજા યમની સાથે રમતા* અને દેવતાઓની સાથે જમતા એ જોય છે

મૃત્યુ સમ્બન્ધી એક સૂક્ત(મં ૧૦, સૂ ૧૪,)મા મુવેલા માણસને નીચે પ્રમાણે સમ્બોધન કરવામા આવ્યુ છે

> प्रेहि प्रेहि पथिभिः पूर्व्येभिः
> यत्रा नः पूर्वे पितरः परेयुः ।
> उभा राजाना स्वधया मदन्ता
> यमं पश्यासि वरुणं च देवम् ॥

(પેલા પૂર્વના પથથી તુ વધ્યો જા ! તુ વધ્યો જા ! આપણા આગલા પિતૃઓ જ્યા ગયા છે ત્યા આગળ તુ જા ! યમ અને વરુણ-દેવ, એ બેઉને હવિઓ વડે હરખાતા ત્યા આગળ તુ જોઇશ )

એ સ્થળે એક વૃક્ષની શાખાઓ ફેલાઈ રહી છે તેની છાયામા દેવતાઓની સાથે બેસીને યમરાજા સોમરસનુ પાન કરે છે, અને વાસળીના તથા ગાયનોના સ્વર ત્યા આગળ સભળાય છે એ સ્વર્ગનુ જીવન કોઈ પણ રીતની અપૂર્ણતા વિનાનુ છે, કોઈ પણ રીતની શારીરિક નિર્બળતાથી રહિત છે, અને સર્વ પ્રકારે આનન્દમય છે ક્ષત્રિયવર્ગ નહીં, પણ વિપ્રવર્ગની કલ્પનામા સુખની સામગ્રીના જે જે વિષયો આવી શક્યા તે તે વિષયો ત્યા આગળ ભરેલા વર્ણવવામા આવ્યા છે યુદ્ધમા જેઓ

---

* ઋગ્વેદમા કોઈ પણ સ્થળે યમને ન્યાય આપનાર અથવા શિક્ષા કરનાર તરીકે વર્ણવવામા આવ્યો નથી એ વાત લક્ષ ખેંચે એવી છે

પોતાના પ્રાણનો ત્યાગ કરે છે તેઓને પોતાની હિંમતના બદલા તરીકે સ્વર્ગનું સુખ મળે છે, પણ સૌથી વધારે તો જેઓ વિપ્રોને ઉદારતાથી દક્ષિણા આપે છે અને યજ્ઞના દાન કરે છે તેઓને એ સુખ મળે છે

મૃત્યુ પછી જ્યા આગળ શિક્ષા કરવામા આવતી હોય એવુ કોઈ સ્થાન છે એમ **અથર્વવેદ** ઉપરથી તો ચોક્કસ માલમ પડે છે, પણ **ઋગ્વેદ**માથી જે પ્રમાણ આપણને મળી આવે છે તે ઉપરથી વધારેમા વધારે આપણાથી એટલુજ કહી શકાય એમ છે કે શ્રદ્ધા વગરના માણસોને મૃત્યુ પછી અધકારના ખાડામા નાખવામા આવતા એવો વિચાર **ઋગ્વેદ**ના સમયમા સાધારણ રીતે સ્વીકારાયો હતો ખરેખર, એ સમ્બન્ધમા ઋષિઓએ એટલુ તો થોડુ કહેલુ છે, અને જે થોડુ તેઓએ કહેલુ છે તે પણ એટલુ તો અસ્પષ્ટ છે કે **રૉથ** સાહેબ એવા નિર્ણય ઉપર આવ્યા હતા કે મૃત્યુ પછી દુષ્ટ જનોનો તદ્દનજ વિનાશ થાય છે એવુ **ઋગ્વેદ**ના સમયમા મનાતું હતું મૃત્યુ પછી શિક્ષા કરવામા આવે છે એવા હિન્દુસ્તાનના પ્રાચીન વિચારો ધીરે ધીરે વિકાસ પામતા ગયા, અને અન્તે, વેદ પછીના સમયમા, જુદા જુદા નરકોની એક ગુચવણ-ભરેલી સરણી તૈયાર કરવામા આવી

**ઋગ્વેદ**ના કેટલાક મન્ત્રોમા, પિતૃઓ અથવા મરણ પામેલા પૂર્વજોનો પથ અને દેવતાઓનો પથ એ બે જુદા છે એવુ દર્શાવ્યુ છે, તેનુ કારણ ખચીત એજ છે કે અગ્નિદાહ અને યજ્ઞ એ બેની ક્રિયાઓ તદ્દન જુદી જુદી છે એમ સ્પષ્ટ જોવામા આવતુ હતું **બ્રાહ્મણો**મા, પિતૃઓ અને દેવતાઓ એ જુદા જુદા સ્થાનમા વસે છે એવુ માનવામા આવેલુ જણાય છે, કારણ કે "સ્વર્ગલોક" અને "પિતૃલોક"ની વચ્ચે શો ભેદ છે તે એ ગ્રન્થોમા દર્શાવવામા આવ્યુ છે

**યમ** એ મરણ પામેલા સુખી જીવોનો સરદાર છે † ત્રણ આખા

† કેટલાક વિદ્વાનો ધારે છે કે **યમ** એ પૃથ્વી ઉપર પ્રથમ જન્મ લેનારો માનવી હતો પણ આ ધારણા ખોટી છે પૃથ્વી ઉપર પ્રથમ જન્મ લેનારો **માનવી** તો **મનુ** હતો **યમ**ને વિષે તો ઋગ્વેદમા એટલુજ કહેવામા આવ્યુ છે કે એ "પ્હેલો મર્ત્ય હતો" એનુ મૃત્યુ સૌથી પ્રથમ થયલુ તેથીજ એ બીજા મરણ પામતા જીવોનો સરદાર અને માર્ગદર્શક ગણાયો, પણ તે પરથી એ માનવી હતો એમ ધારવાનુ કઈ કારણ નથી મર્ત્યતા એ એકલા માનવીનુજ

સૂક્તોમા **યમદેવને** સંબોધન કરવામા આવ્યુ છે મરણ પામેલાઓ ઉપર એ રાજ્ય ચલાવે છે અને લોકોને એ એકઠા કરે છે, મરનારને એ વિશ્રાન્તિનુ સ્થાન આપે છે અને તેને રહેવાનુ મકાન એ તૈયાર કરે છે એવુ એના વિષે કહેવામા આવ્યુ છે **યમદેવેજ** બીજી દુનિયાનો રસ્તો પ્રથમ શોધી કાઢ્યો હતો –

> परेयिवांसं प्रवतो महीरनु
> बहुभ्य: पन्थामनुपस्पशानम् ।
> वैवस्वतं संगमनं जनानां
> यमं राजानं हविषा दुवस्य ॥

( ઉંચા સ્થાનકો આગળ થઈને જે ગયો, ઘણાઓને માટે રસ્તો જેણે શોધી કાઢ્યો, તે વિવસ્વતનો પુત્ર, લોકોને એકઠા કરનારો, **યમ** રાજા–તેની તમે હવિઓ વડે સેવા કરો )

જોકે મૃત્યુ એ યમનો રસ્તો છે અને તેથી એ **યમ** તરફ કંઈક ભય સાથે જોવામા આવતુ હશે, તોપણ **अथर्ववेद** અને ત્યાર પછીની દંતકથાઓમા એને મૃત્યુનો દેવ ગણવામા આવ્યો છે તેવી રીતે હજી **ऋग्वेद**મા એને નથી ગણવામા આવ્યો ઘુવડ અને કબૂતર એ એને **યમના** જાસુસો તરીકે કોઈ કોઈ ઠેકાણે ગણાવવામા આવ્યા છે, પણ એના હમેશના દૂતો બે કૂતરાઓ‡ છે પિતૃઓ જે માર્ગે થઈને બીજી દુનિયા તરફ જાય છે તે માર્ગનુ એ કૂતરાઓ રક્ષણ કરે છે

---

લક્ષણ છે એવુ ઋગ્વેદના ઋષિઓ સમજતા હોતા દેવતાઓને પણ તેઓ મર્ત્યજ ગણતા દેવતાઓના જેમ એક અથવા અનેક જન્મ થાય છે તેમ તેઓનુ મૃત્યુ પણ થાય છે એવુ તેઓ માનતા આ કારણથી પ્રો **મૅક્સ મ્યૂલરનો** અભિપ્રાય એવો છે કે **યમ** એ કોઈ માનવી નહીં, પણ અસ્ત પામતો સૂર્ય હોવો જોઈએ પશ્ચિમ દિશા તરફ ડુબી જતા સૂર્યને તેઓ મરણ પામતો ધારે એ ઘણુ સ્વાભાવિક છે **યમને** વિવસ્વત્નો પુત્ર કહેવામા આવ્યો છે એ વાત પણ આ મતની સાથે બધબેસતી આવે છે વિવસ્વત્, એટલે ઉદય પામતો સૂર્ય, તેને **યમ** અથવા અસ્ત પામતા સૂર્યનો પિતા કહેવામા આવે તો તે બીલકુલ નવાઈ જેવુ નથી બીજા કેટલા- વિદ્વાનો ધારે છે કે **યમ** એ 'અસ્ત પામતો સૂર્ય નહીં પણ ચન્દ્ર' હશે

‡ નહીં અંધારૂ અને નહીં અજવાળુ એવો સ્હવાર તથા સાજનો સમય આ બે કૂતરાઓની કલ્પનાથી ઘણી યોગ્ય રીતે સૂચવાય છે એવુ કેટલાક

એ કૂતરાઓના સમ્બન્ધમા, મૃત્યુ વિષેના એક સૂક્તમા (મ ૧૦, સૂ. ૧૪) મરનાર માણસને નીચે પ્રમાણે સમ્બોધન કરવામા આવ્યુ છે –

अति द्रव सारमेयौ श्वाना
चतुरक्षौ शबलौ साधुना पथा ।
अथा पितॄन्त्सुविदत्राँ उपेहि
यमेन ये सधमादं मदन्ति ॥ १०

× × × ×

उरूणसावसुतृपा उदुम्बलौ
यमस्य दूतौ चरतो जनाँ अनु ।
तावस्मभ्यं दृशये सूर्याय
पुनर्दातामसुमद्येह भद्रम् ॥ १२

( એ બે કૂતરાઓ, ચાર આંખવાળા ચટાપટાવાળા સરમાના પુત્રો, તેને મૂકીને સીધે માર્ગે તુ આગળ ચાલ્યો જા ; ત્યાર પછી, જે ઉદાર પિતૃઓ યમની સાથે રહીને આનન્દ કરે છે તેની પાસે તુ જા ।

પહોળા નાકવાળા, જિંદગી લેવાનો લોભ રાખનારા, તપખીરિયા રંગના યમના દૂતો લોકોમા ભટકે છે, તેઓ આજને દિવસે અને આ સ્થાનકે મંગલ જીવન હમને પાછુ આપે, કે સૂર્યનો પ્રકાશ હમારાથી જોઈ શકાય )

ઋગ્વેદમા યમ એ નામ કોઈક વાર “ જોડકુ ” એ મૂળ અર્થમા પણ વપરાયુ છે, અને યમ અને એની બ્હેન યમી એ બેની વચ્ચે જ્યા સંવાદ ચાલેલો છે એવુ એક આખુ સૂક્ત (મ ૧૦, સૂ ૧૦) કવિત્વની ઘણી ખુબીવાળુ છે, તેમા મૃત જનોના સરદાર વિષે એ સ્વરૂપેજ કથન કરવામા આવ્યુ છે યમી એનો પ્યાર મેળવવાનો પ્રયત્ન કરે છે, પણ એ યમીની માગણી નાકબૂલ કરે છે અને કહે છે —

---

વિદ્વાનોનુ કહેવુ છે એક પણ સ્હવાર કે એક પણ સાંઝ એવી નહીં જતી હોય કે જેમા કોઈ પણ માનવી આ મર્ત્યલોક છોડીને યમની સમીપમા ન સિધાવ્યુ હોય આ કારણથી યમના બે કૂતરાઓ મર્ત્યોને યમના ધામ તરફ લઈ જાય છે એ વિચાર સાર્થક બને છે.

न तिष्ठन्ति न निमिषन्त्येते
देवानां स्पश इह ये चरन्ति ।

× × × ×

अन्यमू षु त्वं यम्यन्य उ त्वां
परि ष्वजाते लिबुजेव वृक्षम् ।

(દેવતાઓના મોકલેલા જે દૂતો અહીં ફરે છે તે કદી થોભતા નથી, તે કદી પોતાની આંખ મીંચી દેતા નથી હે યમી! વૃક્ષની આસપાસ જેમ વેલો વીટળાઈ વળે છે તેવી રીતે કોઈ બીજો પુરુષ જોરથી ત્હને ભેટશે)

ભાઇબ્હેન વચ્ચે સંભોગની ઇચ્છા એ આ કવિતાનો મુખ્ય વિષય છે એ ઇચ્છા સદાચાર વિષેના **ऋग्वेद**ના વધારે ઉંચા ધોરણથી ઉલટી હોવાને લીધે એનો અસ્વીકાર કરવામા આવ્યો છે તોપણ, સૌથી પ્હેલા પુરુષ અને સ્ત્રીના "જોડકા"થી માનવ જાતની ઉત્પત્તિ થઈ એવી દંતકથા એ વખતે પ્રચલિતજ હશે તે ઉપરથી આ કવિતામા પ્રકટ થયલો જોડિયા ભાઇબ્હેનના સમ્બન્ધનો વિચાર ઉત્પન્ન થયલો એ નક્કી છે ખરેખર, હિન્દુસ્તાન અને ઇરાનના લોકો જે વખતે સાથે રહેતા હતા તે વખતથીજ આ દંતકથા ઉતરી આવેલી જણાય છે, કારણ કે **અવસ્તા**ના પાછલા સાહિત્યમા **યિમ**ની બ્હેન તરીકે **યિમેહ**નુ નામ આપવામા આવ્યુ છે **યમ**ના પિતાનુ નામ પણ એ આગલા સમયમા અસ્તિત્વ ધરાવતું હતું એમ જણાય છે, કારણ કે જેમ **ऋग्वेद**મા **યમ**ને **વિવસ્વત**નો છોકરો કહ્યો છે તેમ **અવસ્તા**મા **યિમ**ને **વિવહ્વત**નો છોકરો કહ્યો છે

આગળ જણાવવામા આવ્યુ છે તે પ્રમાણે, **ऋग्वेद**ની કવિતાઓનો મ્હોટો ભાગ દેવતાઓની અથવા દેવતા તરીકે જેને ગણવામા આવતા હોય તેવા પદાર્થોની સ્તુતિઓનો બનેલો છે એ કવિતાઓમા કોઈ કોઈ સ્થળે ભૂતકાળના બનાવોનુ અસ્પષ્ટ અને ભાગ્યુતૂટ્યુ વર્ણન જેમા આપવામા આવ્યુ હોય એવા સંવાદોના રૂપની દંતકથાઓ આપણા જોવામા આવે છે એવી દંતકથાઓ બધી મળીને ડઝનેક છે, અને તેમાની ઘણીખરી દશમા મંડલમા આપવામા આવી છે. એ કવિતાઓમા

વર્ણવેલો વૃત્તાન્ત શ્રોતાજનોથી પૂરેપૂરો સમજાય તેટલા માટે ગદ્યાત્મક વર્ણનો પણ પ્રથમ એની સાથે જોડવામા આવેલા હશે, પણ એ કવિતાઓને **ऋग्वेदसंहिता** એ નામના સૂક્તસંગ્રહમા મૂકવામા આવી ત્યાર પછી પેલા ગદ્યાત્મક વર્ણનો ગુમ થઈ ગયા હશે એ ઘણું સભવિત છે એવા વર્ગની એક કવિતા( મ ૪, સૂ ૪૨ )મા ઇન્દ્ર અને વરુણનો સવાદ આપવામા આવ્યો છે, તેમા એ બેઉ દેવતાઓ પોતપોતાની શ્રેષ્ઠતા સાબીત કરવાના પ્રયત્ન કરતા જોવા આવે છે એવી એક બીજી કવિતામા ( મ ૧૦, સૂ. ૫૧ ) વરુણ અને અગ્નિનો સંવાદ આપવામા આવ્યો છે, તેમા એક મત્રમા વરુણ બોલે છે અને બીજા મત્રમા અગ્નિ બોલે છે તો ત્રીજા મત્રમા વળી પાછો વરુણ બોલે છે એવી રીતનુ ચાલ્યા કરે છે એ સૂક્તમા કવિતાની ઘણી ખુબી દીઠામા આવે છે અને એમા જે વૃત્તાન્ત આપવામા આવ્યો છે તે ઘણી સ્પષ્ટ અને સમજી શકાય તેવી રીતે આપવામા આવ્યો છે એના પછી જે સૂક્ત (મ ૧૦, સૂ. ૫૨ ) છે તેમા દેવતાઓ અને અગ્નિ વચ્ચે ચાલેલો સવાદ વર્ણવવામા આવ્યો છે એમા અગ્નિ પોતાનુ યજ્ઞનુ કર્મ કરવાથી કટાળી ગયેલો દીઠામા આવે છે, પણ છેવટે એ પોતાનુ કામ કર્યા કરવાની કબૂલાત આપે છે

એક વિચિત્ર પણ કવિત્વહીન અને ન સમજી શકાય એવા સૂક્ત (મ ૧૦, સૂ. ૮૬ )મા ઇન્દ્ર અને એની સ્ત્રી ઇન્દ્રાણી એ એની વચ્ચે એક વાદરા વિષે સવાદ ચાલે છે એ વાદરા ઉપર ઇન્દ્રાણીને ક્રોધ ચઢ્યો હતો એવુ એ સૂક્તમા દીઠામા આવે છે બીજા એક સૂક્ત( મ ૧૦, સૂ. ૧૦૮ )મા કવિતાની ઘણી ખુબી જોવામા આવે છે અને તેમા બધી વિગતો ઘણી વધારે સ્પષ્ટ રીતે વાચક સમક્ષ રજુ કરવામા આવી છે એ સૂક્તમા ઇન્દ્રની દૂતી, સરમા, ચોરાયલી ગાયોને શોધી કાઢે છે, અને પણિઓની પાસેથી તેને પાછી માગે છે બીજુ એક સૂક્ત, જેના વિષે આપણે ઉપર કહી ગયા છિયે ( પૃ ૧૩૮), તે ઉર્વશી અને પુરૂરવસૂની દતકથાને લગતું છે ઉર્વશી પોતાના પર પ્રેમ રાખનાર પણ મર્ત્ય માનવી પુરૂરવસ્‌ને હમેશને માટે છોડવાની તૈયારીમા હોય છે તે વખતે એ સવાદ ચાલે છે. ઈંડો-યુરોપીયન સમયની જૂનામા જૂની પ્રેમકથા ( love-story ) તે આ છે, એટલુજ નહીં પણ હિન્દુસ્તાનના સાહિત્યમા એ કથાને લગતો ઇતિહાસ ઘણો મ્હોટો છે તેને

લીધે એ કથા આપણુ ખાસ લક્ષ ખેંચે છે **યમ** અને **યમી**નો જે સવાદ છે (મ ૧૦, સૂ ૧૦) તે એનાથી પણ વધારે જૂની દતકથાને આધારે રચાયલો છે એ આપણે ઉપર જોઈ ગયા છિયે આવા પ્રકારની કવિતાઓથી, પાછલા સમયના નાટકો તથા વીરચરિત કાવ્યોનુ પ્રાથમિક સ્વરૂપ કેવુ હતુ તે આપણા જોવામા આવે છે.

**ऋग्वेद**ના સૂક્તોમાથી ઘણા થોડા, ભાગ્યે ત્રીસેક સૂક્તો, દેવતાઓ અથવા દેવતા તરીકે જેને ગણવામા આવ્યા હોય એવા પદાર્થો સિવાય બીજી બાબતોને લગતા છે આશરે ડજનેક કવિતાઓમા જતર-મતરના વિચાર આપણા જોવામા આવે છે એ કવિતાઓ લગભગ સઘળીજ દશમા મડલની છે એ કવિતાઓનો વિષય એ પ્રમાણે **अथर्ववेद**ને મળતો વધારે આવે છે બે ટૂકી કવિતાઓ (મ ૨, સૂ ૪૨–૪૩) શકુનજ્ઞાનને લગતી છે એ કવિતાઓમા અમુક શકુનિયાળ પક્ષીઓને મગલધ્વનિ કાઢવાની વિનતિ કરવામા આવી છે બીજી બે કવિતાઓમા ઝેરી કૃમિઓનો નાશ કરવાના (મ ૧, સૂ ૧૯૧), અને **यक्ष्म** નામનો વ્યાધિ નાબુદ કરવાના (મ ૧૦, સૂ ૧૬૩) મત્રો આપવામા આવ્યા છે. બે કવિતાઓમા, મરવાની અણી ઉપર આવેલા માણસની જિદગી સચવાયલી રહે તે માટેના મત્રો આપવામા આવ્યા છે (મ ૧૦, સૂ ૫૮, ૬૦) આ છેલ્લી બે કવિતાઓમાની એકમાથી બે મત્રો આ સ્થળે નમૂના તરીકે આપણે ઉતારીશુ —

यथा युग वरत्रया
नह्यन्ति वरुणाय कम् ।
एवा दाधार ते मनो
जीवातवे न मृत्यवे
अथो अरिष्टतातये ॥ ८

* * *

न्य १ ग्वातोऽववाति
न्यक्तपति सूर्य ।

नीचीनमघ्न्या दुहे
न्यग्भवतु ते रपं ॥ ११

( જેવી રીતે ધૂસરીને ચામડાના બંધની સાથે બાંધવામાં આવે છે કે તે એમની એમ ટકી રહે, તેવી રીતે મ્હેં ત્હારા આત્માને ટકાવી રાખ્યો છે કે તું જીવતો રહે, તું મરણ પામે નહીં, અને ત્હને કોઈ પણ રીતનું નુકસાન થાય નહીં...પવન નીચો ફુંકાય છે, સૂર્યના કરડા કિરણો નીચા વળે છે, ગાયના દૂધની સેર નીચી વહે છે, તેવીજ રીતે ત્હારી પીડા પણ નીચી ઉતરજો ! )

ઉંઘાડી દેવાને માટે એક કવિતા( મં ૭, સૂ. ૫૫ ) છે તેમાંનો એક મંત્ર નીચે પ્રમાણે છે —

य आस्ते यश्च चरति
यश्च पश्यति नो जनं ।
तेषां सहन्मो अक्षाणि
यथेदं हर्म्यं तथा ॥ ६

( જે માણસ બેસે છે અને જે ફરે છે અને જે હમારા તરફ જોય છે તેની આંખો જેવી રીતે આ ઘરનું બારણું બંધ કરીએ તેવી રીતે હમે બંધ કરીએ છિયે )

આ હાલરડાના પ્રથમના ત્રણ મંત્રોને છેડે **"नि षु स्वप"** (તું ઘસઘસાટ ઉંઘી જા ) એવા શબ્દો આવે છે

એક મંત્ર (મં ૧૦, સૂ. ૧૮૩ ) પ્રજાની પ્રાપ્તિ થાય તે માટેનો છે, ત્યારે બીજો ( મં ૧૦, સૂ ૧૬૨ ) પ્રજાનો નાશ કરનારા ભૂતની અસર નાબુદ થાય તે માટેનો છે વળી શત્રુઓનો નાશ થાય તે માટે પણ એક મંત્ર છે (મં ૧૦, સૂ. ૧૬૬) એ ઉપરાંત, સપત્નીઓ ઉપરથી પતિનું હેત જતું રહે તેને માટે સ્ત્રીએ વાપરવાનો મંત્ર પણ આપણા જોવામાં આવે છે (મં ૧૦, સૂ. ૧૪૫) એ હેતુમાં જે સ્ત્રી સફળ થઈ હોય તેને ગાવાનું ગીત એની પછી તરત મૂકી શકાય તેવું છે ( મં. ૧૦, સૂ. ૧૫૯ ) —

उदसौ सूर्यो' अगात्
उदयं मामको भर्ग ।
अहं तद्विद्वला पतिम्
अभ्यसाक्षि विषासहि ॥ १

× × ×

मम पुत्राः शत्रुहण
अथो मे दुहिता विराट् ।
उताहमस्मि सञ्जया
पत्यौ' मे श्लोक उत्तम ॥ ३

× × ×

समजैषमिमा अह
सपत्नीरभि भूवरी ।
यथाहमस्य वीरस्य
विराजानि जनस्य च ॥ ६

(પેલા સૂર્યનો ઉદય થયો છે, તેમ મ્હારા ભાગ્યનો પણ ઉદય થયો છે. સફળ થાય એવી કળાથી મ્હારા પતિ ઉપર મ્હેં વિજય મળવ્યો છે મ્હારા પુત્રો હવે શત્રુઓનો નાશ કરે એવા સમર્થ થયા છે, મ્હારી પુત્રી હવે મ્હોટી શાહજાદી થઈ છે, અને મ્હેં પણ વિજય મેળવ્યો છે મ્હારા પતિની સાથે સૌથી ઉંચો યશ મ્હારો ગણાશે ...પેલી સપત્નીઓને મ્હેં હરાવી છે, અને તેઓના ઉપર મ્હેં જય મેળવ્યો છે, એટલે આ વીર પુરુષ ઉપર અને આ લોકો ઉપર હવે મ્હારી સત્તા ચાલશે)

સાતમા મડલનુ ૧૦૩મુ સૂક્ત વધારે મોડુ લખાયલુ છે, તેની શૈલી તદ્દન વ્યાવહારિક છે, અને તેનો મૂળ ઉદ્દેશ શો હશે તે વિષે જરા શક જેવુ છે વર્ષાઋતુના પ્રારભમા દેડકાઓ જાગ્રત્ થાય છે તેનુ

વર્ણન જે આબેહૂબ રીતે એ સૂક્તમા આપવામા આવ્યુ છે તેની ખુબી હિન્દુસ્તાનમા જેઓ રહ્યા હોય તેઓનાથીજ બરાબર સમજી શકાય એમ છે એ વિષે કઈ પણુ સશય નથી દેડકાઓના ડરાઉં ડરાઉંના અવાજને સોમરસનુ પાન કરીને મત્ત થયલા બ્રાહ્મણોના સગીતની સાથે અને પાઠશાળામા શિક્ષકના બોલેલા શબ્દોને ફરી ફરીને ઉચ્ચાર કરતા શિષ્યોના ઘોઘાટની સાથે કવિએ સરખાવ્યો છે —

संवत्सरं शंशयाना
ब्राह्मणा व्रंतचारिणं ।
वाचं पर्जन्यजिन्विता
प्र मण्डूकां अवादिषु ॥ १

* * *

यदेंषामन्यो अन्यस्य वाचं
शाक्तस्येव वदंति शिक्षमाण ।
सर्वं तदेंषा समृधेव पर्वं
यत्सुवाचो वदंथनाध्यप्सु ॥ ५

* * *

ब्राह्मणासों अतिरात्रे न सोमे
सरो न पूर्णमभितो वदन्त ।
संवत्सरस्य तदहः परिं ष्ठ
यन्मंण्डूकाः प्रावृषीणं बभूव ॥ ७

ब्राह्मणासं सोमिनो वाचंमक्रत
ब्रह्मं कृण्वन्तं परिवत्सरीणम् ।
अध्वर्यवों घर्मिणं सिष्विदाना
आविर्भवन्ति गुह्या न के चित् ॥ ८

देवहितिं जुगुपुर्द्वादशस्य
ऋतुं नरो न प्र मिनन्त्येते ।
संवत्सरे प्रावृष्यागतायां
तप्ता घर्मा अश्नुवते विसर्गम् ॥ ९

( વ્રત પાળનારા બ્રાહ્મણોની પેઠે એક સંવત્સર સુધી શાન્ત રહ્યા પછી દેડકાઓએ વરસાદના આવવાથી પ્રેરાઇને વાચા વદવા માંડી છે ગુરુ જે કંઈ શીખવતો હોય તે સઘળુ શિષ્યો જેવી રીતે બોલી જાય તેવી રીતે ત્હમારામાથી એક જે બોલે છે તે બીજો પણ બોલે છે તે વખતે, વાચાળ બનીને પાણીની અંદર રહ્યા રહ્યા ત્હમે બોલો છો તે વખતે, ત્હમારો દરેક અવયવ જાણે ફુલતો હોય તેમ લાગે છે સોમનુ મ્હોટુ હવિ આપતી વખતે સોમરસના છલાછલ ભરેલા પાત્ર આગળ બેસીને બ્રાહ્મણો જેવી રીતે તડાકા મારે છે તેવી રીતે વર્ષા-ઋતુને આણનારા વર્ષના આ દિવસે ત્હમે પણ પાણીના ખાબોચિયાની આસપાસ બેસીને બોલ્યા જાઓ છો સોમરસ સાથે આ બ્રાહ્મણો વર્ષની પ્રાર્થના બરાબર કરીને પોતાની વાણી ઉચ્ચારે છે, અને સ્વેદથી ભીના થયલા અધ્વર્યુઓ પોતાના પાત્ર સાથે પ્રકટ થાય છે તેઓમાથી કોઈ પણ છુપો રહેતો નથી પ્રભુના મોકલેલા દ્વાદશ માસનો હુકમ તેઓ પાળે છે, એ માણસો એ ઋતુ તરફ કદી પણ બેદરકારી રાખતા નથી વરસમા વર્ષા ઋતુ જ્યારે આવે છે ત્યારે ગરમ થયલા પાત્રો જેઓની પાસે હોય છે તેઓને મુક્તિ મળે છે )

આ કવિતામા બ્રાહ્મણો ઉપર કટાક્ષ છે એવો એનો સાધારણ રીતે અર્થ કરવામા આવ્યો છે એ કવિતાનો અર્થ જો ખરેખર એવોજ હોય એમ આપણે માનીએ તો **ઋગ્વેદ**નો સંગ્રહ, જો વિપ્રોનો રચ્યા યલો નહીં હોય તો વિપ્રો તરફથી પ્રકાશિત કરાયલો તો છેજ, તેમા એ કવિતાને કેવી રીતે સ્થાન મળી શક્યુ તે સમજવુ અઘરૂ થઈ પડશે એ કવિતાનો ખરો અર્થ શો છે તેની **ઋગ્વેદ**નો સંગ્રહ કરનારા બ્રાહ્મણોને સમજણ ન્હોતી એ પણ બનવા જોગ નથી વળી, દેડકાઓને બ્રાહ્મણોની સાથે સરખાવવામા આવ્યા હોય તે પરથી બ્રાહ્મણો ઉપર કટાક્ષ કરવામા આવ્યો છે એવુ વેદસમયના ઋષિઓને માનવુજ પડે

એવુ કઈ કહી શકાય એમ નથી **ऋग्वेद**ની શૈલીનો જેઓને પરિચય છે તેઓ જાણે છે કે આપણે જે ઉપમાઓ તિરસ્કાર અથવા મઝાક-મસ્કરીને માટેજ વાપરીએ તેવી અનેક ઉપમાઓ કેવળ આબેહૂબ ચિતાર આપવાના હેતુથીજ વેદના ઋષિઓ વાપરતા હતા એ સૂક્તના છેલ્લા મત્રમા, ધન અને દીર્ઘ આયુષ્યને માટે દેડકાઓની પ્રાર્થના કરવામા આવી છે, તે ઉપરથી દેડકાઓમા વરસાદ આણવાની જાદુઈ શક્તિ છે એવુ મનાતું હોવાને લીધે તેઓની આ સૂક્તમા સ્તુતિ કરવામા આવી હોય એ ઘણુ વધારે સભવિત લાગે છે

જેના વિષયનુ સ્વરૂપ થોડુઘણું પણ વ્યાવહારિક હોય એવી વીશેક કવિતાઓ હવે બાકી રહે છે એ કવિતાઓ સામાજિક રૂઢિઓ, યજમાનોની ઉદારતા, નીતિના પ્રશ્નો, પ્રહેલિકાઓ, અને સૃષ્ટિવિષયક ચર્ચાઓને લગતી છે એમાની કેટલીક કવિતાઓ હિન્દુસ્તાનની ફિલ-સુફી અને હિન્દુસ્તાનના સુધારાના ઇતિહાસની માહિતીને માટે ઘણી અગત્યની છે હિન્દુસ્તાનમા સામાજિક રૂઢિઓ ઉપર ધર્મની બળવાન્ અસર હમેશા થતી રહી છે, તેથી સામાજિક રૂઢિઓને લગતી કવિતા-ઓને ધર્મનો તથા દતકથાઓનો રગ લાગ્યો હોય તો તે ઘણું સ્વાભાવિક છે આ પ્રકારની કવિતાઓમા ૪૭ મત્રનુ લાબુ વિવાહસૂક્ત ( મ ૧૦, સૂ. ૮૫ ) છે તે સૌથી વિશેષ ધ્યાન ખેંચે એવુ છે એક અખડ અને સુવ્યવસ્થિત રચનામા જેવી ખુબી હોય તેવી ખુબી એ સૂક્તમા દીઠામા આવતી નથી વિવાહવિધિને લગતા મન્ત્રોના જુદા જુદા સમુદાયને એકબીજાની સાથે ગમે તેમ જોડી દેવામા આવેલા આપણે એ સૂક્તમા જોઇએ છિયે પ્રથમના મત્રો( ૧–૫ )મા સ્વર્ગનો **સોમ** અને ચન્દ્ર એ બેની એકતા ગૂઢ શબ્દોમા પ્રદર્શિત કરવામા આવી છે, અને ત્યાર પછી **સોમ**( એટલે ચન્દ્ર )ના **સૂર્યા** નામની કુમારિકા સાથે લગ્ન થયા તે દત-કથા આપવામા આવી છે ( ૬–૧૭ ) બીજે ઠેકાણે **અશ્વિનો**ને સૂર્યના પતિ તરીકે વર્ણવવામા આવ્યા છે, પણ આ સ્થળે તેઓ સારથિ તરીકે દીઠામા આવે છે, અને **સોમ**ને માટે સૂર્યાના પિતા **સવિતા**ની પાસેથી તેઓ સૂર્યાનુ માગુ કરે છે **સવિતા** પોતાની પુત્રીના **સોમ**ની સાથે લગ્ન કરવાને ખુશી હોય છે, અને એ પુત્રી જાતે પણ **સોમ**ને પરણવા ઉત્સુક હોય છે,† એટલે **शाल्मली** વૃક્ષના લાકડાના બનાવેલા, રાતા **किंशुक**

† આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે **વેદ**ના સમયમા બાળલગ્નનો રિવાજ

પુષ્પોથી અલકૃત કરાયલા, અને બે સફેદ બળદો જેને જોડવામા આવ્યા છે એવા બે પૈડાના રથમા બેસાડીને સૂર્યાને એ સાસરે વિદાય કરે છે

ત્યાર પછી માનવલગ્નના પ્હેલા નમૂના રૂપ સૂર્યા અને સોમની—સૂર્ય અને ચદ્રની—અખડ જોડીનુ વર્ણન આપવામા આવ્યુ છે (૧૮–૧૯) –

पूर्वापर चरतो माययैतौ
शिशू क्रीळन्तौ परि यातो अध्वरम् ।
विश्वान्यन्यो भुवनाभि चष्ट
ऋतूँरन्यो विदधज्जायते पुन ॥
नवोनवो भवति जायमान
अह्ना केतुरुषसामेत्यग्रम् ।
भाग देवेभ्यो वि दधात्यायन्
प्र चन्द्रमास्तिरते दीर्घमायु ॥

( પોતાની ગૂઢ શક્તિથી એક પછી એક એમ આગળ પાછળ તેઓ ફર્યા કરે છે, છોકરાઓ રમતા હોય તેવી રીતે યજ્ઞની આસપાસ તેઓ ફરે છે એ બેમાથી એક સઘળા પ્રાણીઓ તરફ નજર રાખે છે બીજુ જુદી જુદી ઋતુઓના વિભાગ પાડીને ફરીથી જન્મ લે છે હમેશા નવો એવો સૂર્ય ફરીથી જન્મ લઇને ઉદય પામે છે, દિવસના કેતુ તરીકે ઉષાઓની આગળ આગળ એ જાય છે, એ આવીને દેવતાઓને જુદા જુદા ભાગ વ્હેંચી આપે છે' અને ચદ્રમા તે માનવીના આયુષ્યને લાબુ કરે છે )

પછી લગ્નમા એકઠી થયલી જાનને માટે આશિષ્ ઉચ્ચારવામા

---

ન્હોતો એ સમયમા સ્ત્રીઓ મ્હોટી ઉમ્મરે પરણતી અને વરની પસદગી કરવાના કાર્યમા તેઓ જાતે ઘણો આગળ પડતો ભાગ લઈ શકતી અલબત્ત, કન્યાનો પિતા પણ પોતાની પુત્રાની પસદગી કેવી રીતની છ તે જોવાની કાળજી રાખતો અને પુત્રીને યોગ્ય સલાહ આપતો કન્યાદાન કરવાનુ કાર્ય એનુ હતુ ટૂંકામા, આર્ય લોકોમા લગ્ન વિષેનો રિવાજ હાલના ઇંગ્લાડના જેવો નહીં, પણ જાપાનના જેવો હશે એમ કહીએ તો તે ભૂલભરેલુ કહેવાશે નહીં

આવે છે, અને નવા પરણેલા દંપતીને ઘણા છોકરા થાય અને તેઓ લક્ષ્મીસંપત્તિનુ સુખ મેળવે, લાબુ આયુષ્ય ભોગવે, અને વ્યાધિથી હમેશા મુક્ત રહે એવી ઇચ્છા પ્રકટ કરવામા આવે છે (૨૦-૩૩)

ત્યાર પછીના બે મત્રોમા (૩૪-૩૫), કન્યાના વસ્ત્રો વિષે કઇક ન સમજાય એવા વચનો કહેવામા આવ્યા છે, અને ત્યાર પછી વિવાહ-વિધિમા વપરાતા મત્રો આપવામા આવ્યા છે, તેનો સમ્બન્ધ વળી પાછો સૂર્યાના લગ્નની સાથે હોય એમ જણાય છે. આ સ્થળે વરરાજા પોતાની સ્ત્રીને આ પ્રમાણે કહે છે —

गृभ्णामि ते सौभगत्वाय हस्त
मया पत्या जरदष्टिर्यथास ।
भगो अर्यमा सविता पुरंन्धि
मह्यं त्वादुर्गार्हपत्याय देवा ॥*

( સૌભગત્વ—સારા ભાગ્યને માટે હુ ત્હારો હાથ ઝાલુ છુ, કે જેથી મ્હારી પત્ની તરીકે મ્હારી સાથે રહીને તું વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત કરે **ભગ, અર્યમા, સવિતા,** અને **પુરંધિ,** એ સઘળા દેવતાઓએ ત્હને મ્હારી સાથે ઘરધણીયાણી તરીકે રહેવાને માટે મ્હને સોંપી છે )

તેનીજ સાથે અગ્નિદેવનુ પણ આવાહન કરવામા આવ્યુ છે—

तुभ्यमग्रे पर्यवहन्
सूर्यां वहतुना सह ।
पुन पतिभ्यो जाया दा
अग्ने प्रजया सह ॥

* વેદના સમયમા નારીપ્રતિષ્ઠા કેવા ઉંચા પ્રકારની હતી, ઘરસસારમા સ્ત્રીની પદવી કેવી ઉંચી હતી, પતિ-પત્નીનો સહચાર કેવો ઇષ્ટ ગણાતો હતો તેનુ ભાન કરાવનારા આ મત્રો દરેક વિવાહ વખતે ઉચ્ચારવામા આવે છે, છતા લગ્નના પવિત્ર સમ્બન્ધથી જોડાનાર દંપતીને, રે ! તેમના તરફથી એ મત્રો બોલી જનારા બ્રાહ્મણોને પણ એ મત્રોના અર્થનુ કંઈ પણ ભાન નથી હોતુ, અને એ મત્રો વડે લગ્નનો જે ઉંચો આદર્શ આપણી આગળ મૂકવામા આવ્યો છે તેનો કોઈને કંઈ પણ ખ્યાલ નથી હોતો, એ વિચારતા કોને ખેદ નહીં થાય?

(હે **અગ્નિ**! સૂર્યાં અને તેના સાથને પ્રથમ ત્હારી આગળ તેઓ લાવ્યા હતા, હવે તું આ સ્ત્રી એના પતિને આપજે અને પ્રજા આપજે!)

છેવટના મન્ત્રો (૪૨-૪૭) આશીર્વાદાત્મક છે એ મન્ત્રોમા, કન્યા પોતાને સાસરે આવે છે ત્યાર પછી નવા પરણેલા દંપતીને જે આશીર્વાદ આપવામા આવે છે તે આપેલો છે —

इहैव स्तं मा वि यौष्टं
विश्वमायुर्व्यश्नुतम् ।
क्रीळन्तौ पुत्रैर्नप्तृभिः
मोदमानौ स्वे गृहे ॥

(અહીંજ રહેજો! ત્હમે જુદા પડશો નહી! આખુ આયુષ્ય ત્હમે પૂરૂ કરજો! છોકરાઓ અને છોકરાના છોકરાઓની સાથે ત્હમે રમજો! ત્હમારા પોતાના ઘરમા ત્હમે આનન્દમા રહેજો!)

સૌથી છેલ્લો મન્ત્ર છે તે વરગજાએ બોલવાનો છે —

समञ्जन्तु विश्वे देवाः
समापो हृदयानि नौ ।
सं मातरिश्वा सं धाता
समु देष्ट्री दधातु नौ ॥

(સઘળા દેવતાઓ આપણે બેઉને સયુક્ત કરે! **આપ** -પાણીની દેવીઓ-હવે આપણા હૃદયને જોડાયલા રાખે! **માતરિશ્વા**, **ધાતા**, અને **દેષ્ટ્રી** એ સર્વ આપણુ ઐક્ય કરે!)

**ઋગ્વેદ**મા પાચ સૂક્તો મૃત્યુક્રિયાની સાથે થોડાઘણો પણ સમ્બન્ધ ધરાવતા હોય એવા છે એ સઘળા સૂક્તો છેલ્લા મડલમાજ આવે છે (મ ૧૦, સૂ. ૧૪-૧૮) પણ એમાના ચાર સૂક્તોમા મ્હોટે ભાગે ભવિષ્યની જિંદગી સાથે સમ્બન્ધ ધરાવનારા દેવતાઓનુજ આવાહન કરવામા આવ્યુ છે. પ્હેલા સૂક્ત(૧૪)મા **યમને**, બીજામાં **પિતૃઓને**,

ત્રીજામા અગ્નિને, અને ચોથામા પૂષન્ અને સરસ્વતીને સબોધન કરવામા આવ્યુ છે. જેને ખરેખરૂ મૃત્યુક્રિયાનુજ સૂક્ત કહી શકાય તે એકલું છેલ્લુ (૧૮) સૂક્ત છે એ સૂક્તની શૈલી તેમજ વિચારો બેઉ કેવળ વ્યાવહારિક છે એમા કોઈ પણ દેવતાસમ્બન્ધી કથન કરવામા આવ્યુ હોય તો તે નહીં જેવુજ છે એ સૂક્તની શૈલી ગભીર અને પ્રૌઢ છે, અને એમા ભાષાની ઘણી ખુબી દીઠામા આવે છે વળી, એ સૂક્તમાથી પ્રાચીન સમયના મૃત્યુને લગતા રીતરિવાજોની જેટલી માહિતી મળે છે તેટલી બાકીના કોઈ પણ સૂક્તમાથી નથી મળી શકતી

આ સૂક્તસમુદાય ઉપરથી એવુ માલમ પડે છે કે વેદના સમયના હિન્દુસ્તાનના વતનીઓમા બાળવાનો તેમજ દાટવાનો એ બેઉ રિવાજ પ્રચલિત હતા સાતમા મડલનુ વરુણને લગતુ સૂક્ત જેણે રચ્યુ છે તેણે મૃત્યુના સમ્બન્ધમા "માટીનુ ઘર" (**मृन्मय गृहम्**) એ શબ્દો પણ વાપર્યા છે તે છતા, બાળવાનો રિવાજ વધારે સાધારણ થઈ પડયો હતો, અને વેદના પાછલા સમયના કર્મકાડમા બાળવાનો રિવાજજ સપૂર્ણ સામ્રાજ્ય મેળવી રહ્યો હતો એ નક્કી છે એ પાછલા સમયમા, સન્યાસીઓને અને બે વરસની અદરના બાળકોનેજ દાટવામા આવતા. ભવિષ્યની જિદગી કેવી છે તે સમ્બન્ધી વેદમા જે કલ્પનાઓ આવે છે તે પણ બાળવાની ક્રિયા સાથે વિશેષ સમ્બન્ધ ધરાવે છે ઉદાહરણ તરીકે, અગ્નિ મરનારના શબને બીજી દુનિયામા જ્યા દેવતાઓ અને પિતૃઓનો વાસ છે ત્યા આગળ લઈ જાય છે એવુ કહેવામા આવ્યુ છે શબને જે વખતે બાળવામા આવતું તે વખતે એક બકરાનુ બલિદાન પણ કરવામા આવતુ, અને **ऋग्वेद**મા જેવી રીતે અશ્વમેધના અશ્વની સાથે હોમવામા આવેલો બકરો આગળ જઈને એ બલિદાનની દેવતાઓને ખબર આપે છે એવુ કહેવામા આવ્યુ છે (મ ૧, સૂ. ૧૬૨-૧૬૩), તેવી રીતે **अथर्ववेद**મા એવુ કહેવામા આવ્યુ છે કે માનવીના અગ્નિદાહ વખતે હોમવામા આવતો બકરો આગળ જઈને પિતૃઓને મરનારના આગમનની ખબર આપે છે (મ ૯, સૂ ૫) વેદના પાછલા સમયની ક્રિયામા, અગ્નિદાહ વખતે બકરાનો અથવા ગાયનો પણ હોમ આપવામા આવતો

હિન્દુસ્તાનમા છેક પ્રાચીન સમયથી ઉતરી આવેલા અને હાલ

પણ ટકી રહેલા રિવાજ પ્રમાણે, ભવિષ્યની જિંદગીમાં કામમા આવે એટલા માટે મરનાર માણસને વસ્ત્રો અને અલકારોનું સાહિત્ય પણ પૂરૂ પાડવામા આવતું **ઋગ્વેદ**ની મૃત્યુક્રિયાઓમા, મરનારના શરીરની પાસે તેની વિધવા સ્ત્રી પણ સુઈ જાય છે અને મરનારના હાથમાથી ધનુષ્ ખસેડી લેવામા આવે છે એ વાત ઉપરથી એવુ માલમ પડે છે કે એથી વધારે પ્રાચીન સમયમા ઘણી વખતે મરનારની વિધવા અને મરનારનુ ધનુષ્ એ બેઉ બીજી દુનિયામા મરનારની સાથે જાય તેટલા માટે તેને બાળી મૂકવાનો રિવાજ હતો,† અને **અથર્વવેદ**ના એક મત્રમા, વિધવા પોતાના મરનાર પતિની સાથે ગ્હીને મરણ પામે એ રિવાજ જૂનો છે એવુ કહ્યુ છે મનુષ્યશાસ્ત્ર(anthropology)ના પ્રમાણ ઉપરથી એવુ માલમ પડે છે કે યુદ્ધકુશળ સરદારોના મરણપ્રસગે આવી રીતે તેની સ્ત્રીઓએ પણ બળી મરવાનો રિવાજ છેક પ્રાચીન સમયમા પણ ઘણો પ્રચાર પામેલો હતો, અને એ રિવાજ છેક ઇડો-યુરોપીયન સમયમા પણ અસ્તિત્વ ધરાવતો હતો એવુ સાબીત કરી શકાય એમ છે

મૃત્યુક્રિયાને લગતા સૂક્ત( મ ૧૦, સૂ. ૧૮ )નો છેલ્લો મત્ર (૮) નીચે આપેલો છે, તેમા મરનારની વિધવાને ચિતા ઉપરથી ઊઠી જવાનુ અને નવા પતિને પરણવાનુ કહેવામા આવ્યુ છે * એ નવો પતિ તે

† જાપાનમા પણ અગાઉ એવો રિવાજ હતો કે કોઈ મ્હોટો ઉમરાવ મરણ પામે ત્યારે તેના શબની આસપાસ તેના નોકરોને પણ જીવતા દાટી દેવામા આવતા અડધુ શરીર જમીનની અદર દટાયલુ અને અડધુ બહાર રહેલુ એવી એ સ્થિતિમા એ નોકરો ભયકર દુ ખ પામતા અને કારમુ કલ્પાન્ત કરતા, પણ કોઈ તેઓની દયા લાવતુ નહીં આખરે એ રિવાજ નાબુદ થયો અને જીવતા માણસોને દાટી દેવાને બદલે તેમના પૂતળાઓ બનાવીને તે દાટવાનો રિવાજ શરૂ થયો

* મિ રૉમેશ ચદ્ર દત્ત કહે છે કે વેદના સમયમા "સતી" થવાનો જગલી રિવાજ બીલકુલ અસ્તિત્વ ધરાવતો ન્હોતો, એટલુજ નહીં પણ વિધવાઓને ફરીથી પરણવાની પણ છૂટ હતી એ સમયમા, દરેક કન્યાએ પરણવુજ જોઇએ એવુ જેમ ન્હોતુ તેમ દરેક વિધવાએ કુવારા રહેવુ જોઈએ એવુ પણ ન્હોતુ ડૉ રાજેન્દ્રલાલ મિત્રનો મત પણ એવો છે કે વેદના સમયમા વિધવાઓને પુનર્વિવાહની છૂટ હતી બીજા વિદ્વાનો એનાથી જુદા મતના છે મિ ફ્રેઝર કહે છે કે "એકજ સૂક્ત ઉપરથી, વિધવાઓને બળી મરવાનો રિવાજ વેદના સમયમા ન્હોતો એમ કહેવુ એ ઘણુ ઉદ્ધતાઈભરેલુ છે એ

મરનારનો ભાઈજ હોવો જોઈએ, કારણ કે અસલના સમયની લગ્નની રૂઢિ એવી રીતની હતી—

उदीर्ष्व नार्यभि जीवलोकं
गतासुमेतमुप शेष एहि ।
हस्तग्राभस्य दिधिषोस्तवेदं
पत्युर्जनित्वमभि सं बभूथ ॥

(ઊઠી જા! હે સ્ત્રી! જીવલોક તરફ તું પાછી ફર! જેનો આત્મા જતો રહ્યો છે એવા પુરુષની પાસે તું સુઈ રહી છે તુ આવ! હવે, આ ત્હારો પતિ, જે ત્હારો હાથ ઝાલે છે અને ત્હને ચ્હાય છે તેની સ્ત્રી તું થઈ ચૂકી છે)

આટલું કહ્યા પછી બોલનાર માણસ શબ તરફ જોઈને કહે છે—

धनुर्हस्तादाददानो मृतस्य
अस्मे क्षत्राय वर्चसे बलाय ।
अत्रैव त्वमिह वयं सुवीरा
विश्वाः स्पृधो अभिमातीर्जयेम ॥ ९

उप सर्प मातरं भूमिमेताम्
उरुव्यचसं पृथिवीं सुशेवाम् ।
ऊर्णम्रदा युवतिर्दक्षिणावत
एषा त्वा पातु निर्ऋतेरुपस्थात् ॥ १०

---

રિવાજ ઘણો જૂનો હતો અને છેક આધુનિક સમય સુધી ટકી રહ્યો હતો. અથર્વવેદમા એને જૂના રિવાજ તરીકે ગણવામા આવ્યો છે એટલે વિધવાને જીવતી ઘેર પાછી લઇ જવા વિષે જેમા કથન કરવામા આવ્યું છે તે સૂક્તનો વધારે સારો ખુલાસો એ છે કે જે ઋષિએ એ સૂક્ત રચેલું તેના કુટુમ્બમા 'સતી' થવાનો રિવાજ નહીં હોય"

उच्छ्वञ्चस्व पृथिवि मा नि बाधथाः
सूपायनास्मै भव सूपवञ्चना ।
माता पुत्रं यथा सिचा
अभ्येनं भूम ऊर्णुहि ॥ ११

(હમને સત્તા, કીર્તિ, અને બળની પ્રાપ્તિ થાય એટલા માટે મરનારના હાથમા જે ધનુષ્ રહેતુ હતું તે હુ લઉં છુ તું ત્યા આગળ અને હમે અહીં આગળ, તે છતા હમારા વીર પુત્રોને સાથે રાખીને શત્રુના સઘળા હુમલાઓને હમે પ્હોચી વળીશુ આ પૃથ્વી માતાની સમીપ તુ જા ! આ વિશાળ અને મગલકારી ભૂમિની સમીપ તુ જા ! દક્ષિણા આપનારા ઉદાર પુરુષોને ઊનના જેવી સુવાળી લાગે એવી એ યુવતિ નિર્ઋતિ-વિનાશ-ના ઉપસ્થથી ત્હારૂ રક્ષણ કરો ! હે પૃથ્વી ! તુ ઉઘડી જા ! તું એનુ ગાઢ બધન કરી નાખીશ નહીં ! એને માટે સ્હેલો માર્ગ કરજે ! એને સ્નેહભરી મદદ કરીને એનો સત્કાર કરજે ! માતા જેવી રીતે પુત્રને પોતાના વસ્ત્રના છેડામા છુપાવી દે છે તેવી રીતે, હે પૃથ્વી ! તુ એને ત્હારામા ઢાકી દેજે ! )+

પાસે ઉભેલા લોકોને ઉદ્દેશીને એ કહે છે —

इमे जीवा वि मृतैराववृत्रन्
अभूद्भद्रा देवहूतिर्नो अद्य ।
प्राञ्चो अगाम नृतये हसाय
द्राघीय आयुः प्रतरं दधानाः ॥ ३

* * *

यथाहान्यनुपूर्वं भवन्ति
यथ ऋतव ऋतुभिर्यन्ति साधु ।

+ આ મન્ત્રો ઉપરથી તો દાટવાનો રિવાજ સૂચવાય છે પ્રથમ દાટવાનો રિવાજ હોય અને પાછળથી બાળવાનો રિવાજ દાખલ થયો હોય છતા મૃત્યુ પછીના વિધિને લગતા સૂક્તમા અગ્નિદાહ વિષેના નવીન મન્ત્રોની સાથે દાટવાની ક્રિયાને લગતા પુરાણા મન્ત્રો પણ સાચવી રાખવામા આવ્યા હોય એ ઘણુ સભવિત છે

यथा न पूर्वमपरो जहाति
एवा धातरायूंषि कल्पयैषाम् ॥ ६

('આ જીવતા માણસો મરેલા માણસોથી જુદા પડી ગયા છે, હમે દેવતાઓને બોલાવીએ છિયે તે હવે શુભ ગણાશે નૃત્ય અને હાસ્યને માટે તૈયાર થઈને હમે આગળ આવ્યા છિયે, અને ભવિષ્યના દિવસો સુધી હમારૂ આયુષ્ય લબાવવા હમે ઇચ્છીએ છિયે.. દિવસો જેમ એક પછી એક ચાલ્યા આવે છે, ઋતુઓ જેમ એક પછી એક નિયમસર આવી જાય છે, પાછલી તે જેમ આગલીને કદી વિસરતી નથી, તેવી રીતના હમારા આયુષ્ તું ઘડજે, હે ધાતા')

વ્યાવહારિક વિષયોને લગતી થોડીક કવિતાઓમાથી ઐતિહાસિક અગત્યના જુદા જુદા વચનો નીકળી આવે છે એ કવિતાઓ **दानस्तुति** એ નામથી ઓળખાય છે રાજાઓએ પોતાના વિપ્રો તરફ જે ઉદારતા દર્શાવી હોય તેનુ વર્ણન એ કવિતાઓમા આપવામા આવ્યુ છે એ કવિતાઓમા રચનાની ખુબી નહીં જેવી છે, અને એ મોડી લખાયલી છે મ્હોટે ભાગે પ્હેલા અને દશમા મડલોમા અથવા તો આઠમા મડલના **वालखिल्य** (વધારાના) સૂક્તોમા એ કવિતાઓ દીઠામા આવે છે આ પ્રકારની કવિતાઓના બબ્બે ત્રણ ત્રણ મત્રો આઠમા મડલના સાધારણ સૂક્તોને અને કોઈ કોઈ વાર બીજા મડલોના સૂક્તોને પણ લગાડી દેવામા આવ્યા હોય છે. પોતાને જે દાન મળેલા તે કેવા કેવા છે અને કેટલા કેટલા છે તેનું વર્ણન આપવુ એ **दानस्तुति**ની કવિતાઓનો મુખ્ય હેતુ છે, પણ એ **दानस्तुति**ના રચનારાઓ પ્રસગવશાત્ પોતાના અને પોતાના યજમાનોના કુટુમ્બની વશાવલી તેમજ વેદની પ્રજાઓના નામો તથા તેઓના નિવાસસ્થાન વગેરે ઐતિહાસિક અગત્યની સામગ્રી પણ પૂરી પાડે છે જે બક્ષીસો આપવામા આવેલી તેનુ વર્ણન આપવામા કોઈ કોઈ વાર ઘણીજ અતિશયોક્તિ કરવામા આવેલી જણાય છે, ઉદાહરણ તરીકે, ૬૦,૦૦૦ ગાયોની બક્ષીસ અપાયાનુ પણ કહેવામા આવ્યુ છે તોપણ એટલા નિર્ણય ઉપર આપણે સહીસલામત રીતે આવી શકીએ છિયે કે એ સમયમા ભારે બક્ષીસો વારવાર આપવામા આવતી અને વેદસમયના સરદાર લોકોની પાસે ઢોરો પણ પુષ્કળ હતા

વ્યાવહારિક વિષયને લગતી કવિતાઓમાની ચાર ઉપદેશાત્મક

(didactic) છે તેમાની એક( મ ૧૦, સૂ. ૩૪) "જુગારીના વિલાપ"ની છે, તેમા કરુણ રસનું પ્રાધાન્ય દીઠામા આવે છે એવા પ્રકારની જે રચનાઓ હાલ અસ્તિત્વ ધરાવે છે તેમા સૌથી જૂનામા જૂની એ કવિતા છે એવો આપણે વિચાર કરીએ છિયે ત્યારે એ કવિતા સાહિત્યનો એક ઘણું લક્ષ ખેંચે એવો નમૂનો આપણી આગળ પૂરો પાડે છે એવુ આપણને લાગ્યા વિના રહેતું નથી એ કવિતામા, જુગારથી પોતાની અને પોતાના આખા કુટુમ્બની કેટલી પાયમાલી થાય છે તે સમજતો હોવા છતા જુગાર રમવાની લાલચને જુગારી પોતે રોકી શકતો નથી તેને માટે વિલાપ કરવામા આવ્યો છે —

नीचा वर्तन्त उपरि स्फुरन्ति
अहस्तासो हस्तवन्त सहन्ते ।
दिव्या अङ्गारा इरिणे न्युप्ता
शीता सन्तो हृदय निर्दहन्ति ॥ ९

* * *

स्त्रियं दृष्ट्वाय कितवं तताप
अन्येषा जाया सुकृत च योनिम् ।
पूर्वाह्णे अश्वान्युयुजे हि बभ्रून्
सो अग्नेरन्ते वृषल पपाद ॥ ११

* * *

अक्षैर्मा दीव्यः कृषिमित्कृषस्व
वित्ते रमस्व बहु मन्यमान ।
तत्र गाव कितव तत्र जाया
तन्मे वि चष्टे सवितायमर्य ॥ १३

(એ પાસાઓ નીચા પડે છે અને વળી પાછા ઉંચા ઉછળે છે,

એને હસ્ત ન હોવા છતા હસ્તવાળા માણસને એ હરાવે છે. બાજી ઉપર નંખાયલા એ પાસાઓ ઠંડા હોવા છતા ઘુલોકના સળગતા અગારાની પેઠે તેઓ હ્રદયને બાળીને ભસ્મ કરી નાખે છે બીજાની વહુ હોય એવી કોઈ સ્ત્રી અને તેનું સુવ્યવસ્થિત ઘર જ્યારે જુગારીના દીઠામા આવે છે ત્યારે એને સંતાપ થાય છે સ્હવારના પ્હોરમા એ પોતાના તપખીરિયા રગના ઘોડાઓ જોડે છે, અને અગ્નિ જ્યારે શમે છે ત્યારે શૂદ્ર જેવો થઈને એ પડે છે. **“પાસા લઈને તું રમીશ નહીં, પણ ત્હારાં ખેતરનેજ તુ ખેડજે! ત્હારી પોતાની મિલ્કતથી સંતોષ પામીને તેટલામાંજ તું મઝાહ કરજે! પેલી ત્હારી ગાયો છે, પેલી ત્હારા સ્ત્રી છે, અલ્યા જુગારી!”** આવા બોધવચનો માયાળુ સવિતા દેવતાએ મ્હને કહ્યા છે)

આ સૂક્ત પરથી આપણને એવુ માલમ પડે છે કે એ વખતે પાસાઓ(**અક્ષ**) તે વિભીદક વૃક્ષના ફળના બનાવવામા આવતા, અને હજી પણ હિન્દુસ્તાનમા પાસાઓ બનાવવાના કામમા એ વૃક્ષનોજ ઉપયોગ કરવામા આવે છે

આ સમુદાયની બીજી ત્રણ કવિતાઓને સંસ્કૃત સાહિત્યમા વિશેષ દીઠામા આવતી લાઘવગુણોપેત (sententious) કવિતાના સૌથી જૂના નમૂના તરીકે આપણે ગણી શકીશુ એમાની એક(મ ૯, સૂ ૧૧૨) ચારજ મત્રની છે તેમા માણસો પૈસો મેળવવાને માટે જુદા જુદા ધધાઓ સ્વીકારે છે‡ તેનુ ધીરા હાસ્યથી ભરેલુ વર્ણન આપવામા આવ્યુ છે –

ना नान वा उ नो धियो
वि व्रतानि जनानाम् ।
तक्षा रिष्ट रुत भिषक् ॥ १

* * *

‡ આ સૂક્ત ઉપરથી એટલુ આપણે ચોક્કસ કહી શકીએ છિયે કે પ્રો કર્ન અને ડૉ હૉગ કહે છે તે પ્રમાણે કદાચ ચાતુર્વર્ણ્યના વિભાગ વેદના સમયમા અસ્તિત્વ ધરાવતા હશે તોપણ અમુક વર્ણના માણસથી તો અમુકજ ધધો થાય એવી રીતના બન્ધન તે વખતે હતા નહીં

काहरह ततो भिषक्
उपलप्रक्षिणी नना ।
नानाधियो वसूयव
अनु गा इव तस्थिम ॥ ३

(માણસોના વિચાર જુદી જુદી જાતના હોય છે, તેઓના ધધાઓ પણ જુદા જુદા હોય છે સુથાર હોય તે કઈ ફાટ પડેલી જોવા ઇચ્છે છે, વૈદ્ય હોય તે કઈ રોગ મટાડવાનો મળે એવી ઇચ્છા રાખે છે...હુ કવિ છુ, મ્હારા બાપ વૈદ્ય હતા, મ્હારી મા દળવાનું કામ કરે છે ગાયને શોધતા હોઈએ તેવી રીતે જુદી જુદી બુદ્ધિ સાથે લક્ષ્મીને હમે શોધતા ફરીએ છિયે)

એમાની એક બીજી કવિતામા( મ ૧૦, સૂ ૧૧૭) સારી ચાલ ચાલવી અને પુણ્યના કામ કરવા એ કર્તવ્ય સમ્બન્ધી ઉપદેશવચનોનો સંગ્રહ આપવામા આવ્યો છે —

पृणीयादिन्नाधमानाय तव्यान्
द्राघीयासमनु पश्येत पन्थाम् ।
ओ हि वर्तन्ते रथ्येव चक्रा
अन्यमन्यमुप तिष्ठन्त राय ५

* * *

कृषन्नित्फाल आशितं कृणोति
यन्नध्वानमप वृङ्क्ते चरित्रै ।
वदन्ब्रह्मावदतो वनीयान्
पृणन्नापिरपृणन्तमभि ष्यात् ॥ ७

( જેનામા શક્તિ હોય તેણે ગરીબને આપવુ જોઈએ, અને ભવિષ્યના પથનો આગળથી વિચાર કરવો જોઈએ રથના બે ચક્રો ફર્યા કરે છે તેવી રીતે લક્ષ્મી ઘડીકમા એક માણસની પાસે આવે છે અને

ઘડીકમાં બીજા માણસની પાસે જાય છે...હળ વડે ખેતી કરવામા આવે છે ત્યારે અનાજ પાકે છે, જે માણસ પોતાના પાગ હલાવે છે તે પ્રયાણ કરી શકે છે, જે વિપ્ર બોલે છે તે મૂગા રહેનારના કરતા વધારે કમાય છે, જે મિત્ર આપે છે તે કંજૂસના કરતા વધારે સારો છે ).

આ સમુદાયમાની ચોથી કવિતા( મં. ૧૦, સૂ. ૭૧ )મા ડહાપણ-ભરેલા વચનોની સ્તુતિ કરવામા આવી છે એના અગિયાર મંત્રો છે તેમાથી ચાર આ સ્થળે આપવામા આવ્યા છે —

सक्तुमिव तितउना पुनन्तो
यत्र धीरा मनसा वाचमक्रत ।
अत्रा सखायः सख्यानि जानते
भद्रैषां लक्ष्मीर्निहिताधि वाचि ॥ २

* * *

यस्तित्याज सचिविदं सखायं
न तस्य वाच्यपि भागो अस्ति ।
यदीं शृणोत्यलकं शृणोति
नहि प्रवेद सुकृतस्य पन्थाम् ॥ ६

* * *

हृदा तष्टेषु मनसो जवेषु
यद्ब्राह्मणाः संयजन्ते सखायः ।
अत्राह त्वं वि जहुर्वेद्याभि
ओहब्रह्माणो वि चरन्त्यु त्वे ॥ ८

* * * *

ऋचां त्वः पोषमास्ते पुपुष्वान्
गायत्रं त्वो गायति शक्वरीषु ।
ब्रह्मा त्वो वदति जातविद्यां
यज्ञस्य मात्रां वि मिमीत उ त्वः ॥ ११

(જ્યા આગળ ડાહ્યા માણસો પોતાના ડહાપણ સાથે વાણી વદે છે અને જેવી રીતે ચાળણી વડે દાણા ચાળી નાખવામા આવે તેવી રીતે શબ્દોને સાફ કરીને વાપરે છે ત્યા આગળ મિત્રો એકબીજાની મિત્રતા સમજી શકે છે તેઓની વાણી ઉપર એક પ્રકારની સુન્દર છાપ પડી ગઈ હોય છે જે માણસ પોતાના સાચા મિત્રને તજી દે છે તેની વાણીમા કઈ પણ શુભ કરવાની શક્તિ નથી હોતી, એ જે કઈ સાભળે છે તે વૃથા સાભળે છે, એ સાભળવાથી એને કઈ પણ લાભ થતો નથી, સદાચારના પથ વિષે એ તદ્દન અજાણ્યો છે હૃદયની પ્રેરણા થતા ઝડપથી રચાયલી કવિતાઓ વડે બ્રાહ્મણ મિત્રો જ્યારે પ્રાર્થના કરવાને એકઠા મળે છે ત્યારે કેટલાક વિદ્યામા ઘણા પાછળ પડી જાય છે અને બાકીનાઓ વિદ્વાન્ તરીકે સારી કીર્તિ સપાદન કરે છે ..એક માણસ સારી ઋચાઓનો સમૂહ પ્રકટ કર્યો જાય છે, બીજો સારા છદના રચાયલી કવિતાઓ ગાઈ સભળાવે છે, ત્રીજો શિક્ષક તરીકે જીવનના નિયમો સમજાવે છે, અને ચોથો યજ્ઞનુ બરાબર માપ લે છે)

સાધારણ સૂક્તોમા પણ, વેદ પછીના નીતિવિષયક સાહિત્યમા વારવાર દીઠામા આવે છે તેવી રીતના, જર અને જોરૂ વિષે તિરસ્કાર દર્શાવનારા વચનો† ક્વચિત્ ક્વચિત્ આપણા જોવામા આવે છે ઉદાહરણ તરીકે એક કવિ કહે છે—

† એવા વચનો દરેક દેશના સાહિત્યમાથી થોડાઘણા પણ મળી આવે એ ઘણુ સ્વાભાવિક છે એટલા ઉપરથી એમ સિદ્ધ નથી થતુ કે વેદના સમયમા સ્ત્રીઓને અજ્ઞાન રાખવામા આવતી અથવા તેઓને હલકી ગણવામા આવતી ઉલટુ યજ્ઞના કાર્યમા પણ તેઓ ભાગ લેતી, યજ્ઞની તૈયારીઓ કરવા લાગતી, સોમરસને કાઢીને ઊનની ગળણી વડે તેને ગાળતી, એટલુજ નહી પણ યજ્ઞ કરતી વખતે પણ પોતાના પતિની સાથે સામેલ રહેતી, રે ! વેદના સૂક્તો પણ રચતી એ સર્વ ઉપરથી વેદના ઋષિઓ સસારમા સ્ત્રીની પદવી કેવી સમજતા તેનો ઘણો સારો ખ્યાલ આવી શકે છે

कियती योषा मर्यतो वधूयोः
परिप्रीता पन्यसा वार्येण ।

( કેટલી યુવતિઓ પરણુવા ઇચ્છનાર યુવાનની સારી ધનસંપત્તિ જોઇને ઘણી પ્રસન્ન થાય છે ! )

બીજો કવિ પોતાને જે ગાયો જોઇએ છે તેને સંબોધીને કહે છેઃ-

यूयं गावो मेदयथा कृशं चित्
अश्रीरं चित्कृणुथा सुप्रतीकम् ।

( તમે ગાયો સુકા માણસને પણ જાડો બનાવી દો છો, બેડોળ માણસને પણ તમે રૂપવાન્ બનાવી દો છો ).

ત્રીજો કહે છે —

इन्द्रश्चिद् घा तदब्रवीत्
स्त्रिया अशास्यं मनः ।
उतो अह क्रतुं रघुम् ॥

( ઇન્દ્રે પોતે એમ કહ્યું છે કે 'સ્ત્રીના મનમાં કંઈ પણ શીખામણ ઉતારવી અઘરી છે, અને તેની બુદ્ધિ થોડી છે' ).

વળી, ચોથો ફરિયાદ કરે છે કે —

न वै स्त्रैणानि सख्यानि सन्ति
सालावृकाणां हृदयान्येता ॥

( સ્ત્રીઓની સાથે કદી મિત્રતા હોઈ શકતી નથી, તેઓના હૃદય દીપડાના જેવા હોય છે )

પણ એક કવિ એટલું કબૂલ કરે છે કેઃ—

उत त्वा स्त्री शशींयसी
पुंसो भंवति वस्यंसी ।
अदेंवत्रादराधसः ॥

( ઘણી સ્ત્રીઓ દેવમા ન માનનારા અને બખીલ સ્વભાવના પુરુષો કરતા વધારે સારી છે )

આ પ્રકારની કવિતાની સાથે મૂકી શકાય એવા સૂક્તો પ્રહેલિકા-( ઉખાણા )ના છે ઋગ્વેદમા એવી પ્રહેલિકાઓના ઓછામા ઓછા બે સંગ્રહો આપણા જોવામા આવે છે સાદામા સાદી પ્રહેલિકાઓ જોઈતી હોય તો તે આઠમા મડલની એક કવિતા(૨૯)માથી મળી આવશે એ કવિતાના દશ મત્રો છે, તે દરેક મત્રમા જુદા જુદા દેવતાના ખાસ લક્ષણો આપવામા આવ્યા છે, પણ એ દેવતાઓ કયા તે જણાવવામા આવ્યુ નથી એ દેવતાઓના નામ શોધી કાઢવાનુ તો સાભળનારને માટેજ રહેવા દેવામા આવ્યુ છે. ઉદાહરણ તરીકે, વિષ્ણુસમ્બન્ધી સૂચના આવી રીતે કરવામા આવી છે —

त्रीण्येक उरुगायो वि चंक्रमे
यत्र देवासो मदंन्ति ॥

( બીજો મ્હોટી ફલગવાળો દેવ તેણે ત્રણ પગલા ભર્યાં અને જ્યા દેવતાઓ આનન્દ કરે છે ત્યા પ્હોચી ગયો )

વધારે અઘરી પ્રહેલિકાઓનો સંગ્રહ પ્હેલા મડલમાં આવે છે (૧૬૪) એ સૂક્ત બાવન મત્રોનુ બનેલું છે એમા કોઈ પણ વર્ણન સ્પષ્ટ અને સીધી રીતે આપવામા આવ્યુ નથી, અને જે ભાષા વાપરવામા આવી છે તે હમેશા ન સમજાય એવી વાપરવામા આવી છે કેટલેક સ્થળે, જે તત્ત્વોનુ સૂચન કરવામા આવ્યુ છે તેના સમ્બન્ધમા એવી તો અસ્પષ્ટ રીતે લખવામા આવ્યુ છે કે અત્યારે તેનો ખરો અર્થ સમજવો એ અશક્ય થઈ પડ્યુ છે કેટલીક વાર પ્રહેલિકાઓ પ્રશ્નના રૂપમા મૂકવામા આવી છે અને એક સ્થળે તો તેનો ઉત્તર પણ આપીજ દેવામા આવ્યો છે કોઈ કોઈ વખત કવિએ એવી પ્રહેલિકાઓ

મૂકી છે તેનો ખુલાસો શો છે તે વિષે કવિને પોતાને કઈ ખબર નથી એવુ સ્પષ્ટ માલૂમ પડી આવે છે એ પ્રહેલિકાઓમાંથી ચોથા ભાગ જેટલી સૂર્ય વિષેની છે ૭ કે સાત પ્રહેલિકાઓ વાદળાઓ, વીજળી, અને વરસાદની ઉત્પત્તિ વિષેની છે, ત્રણ કે ચાર પ્રહેલિકાઓ અગ્નિ અને તેનાં જુદા જુદા સ્વરૂપો વિષેની છે, લગભગ એટલીજ બીજી પ્રહેલિકાઓ વર્ષ અને તેના વિભાગો સમ્બન્ધી છે, અને બે પ્રહેલિકાઓ સૃષ્ટિની ઉત્પત્તિ અને પરમ પુરુષની ઉત્પત્તિ વિષેની છે ઉષા, આકાશ, પૃથ્વી, છન્દરચના, વાણી, અને આપણાથી જેના વિષે કઈ ધારણા પણ ન બાંધી શકાય એવા બીજા કેટલાક વિષયો અકેક બબ્બે મન્ત્રોમા આપવામા આવ્યા છે આ પ્રહેલિકાઓમાથી વધારે સ્પષ્ટ રીતે મૂકવામાં આવેલી એવી એક પ્રહેલિકા નીચે આપવામા આવી છે, તેમા વર્ષનું ચક્ર અને તેના બાર મહિનાઓ અને ૩૬૦ દિવસો વિષે કહેવામા આવ્યું છે:—

द्वार्दशार नुहि तज्जराय्
वर्व॑र्ति चुक्रं परि द्यामृतस्य॑ ।
आ पुत्रा अ॑ग्ने मिथुनासो॒ अत्र॑
स॒प्त शतानि॑ विंश॒तिश्च॑ तस्थुः ॥

(બાર આરાવાળુ અને વિનાશ ન પામે એવુ નિયમ—ऋत—નું ચક્ર આકાશની ઉપર ફરી વળે છે, એની અંદર બબ્બેની હારમા ગોઠવાઈને ૭૨૦ છોકરાઓ ઊભા રહે છે). તેરમો, અથવા અધિક મહિનો, અને બબ્બેના જોડકા તરીકે જેના વિષે કલ્પના કરવામા આવેલી એવા બીજા બાર મહિના, એ એનો ભેદ દર્શાવીને, તેરમા મહિના વિષે અસ્પષ્ટ ભાષામા નીચે પ્રમાણે સૂચન કરવામા આવ્યુ છે:—

सा॒क॒ञ्जानां॑ स॒प्तथ॑माहुरेक॒जं
षळिद्य॒मा ऋष॑यो दे॒व॒जा इति ।

(સાથે જન્મેલાઓમાથી, સાતમાને તેઓ એકલો જન્મેલો કહે છે, ૭ જોડકાઓને ઋષિઓ દેવતાથી જન્મેલા કહે છે)

છેલ્લાં વચનોનો અર્થ ઘણું કરીને એવો હશે કે અધિક માસ એ માણસની રચેલી કૃત્રિમ રચના છે. રાજાઓ તરફથી મ્હોટા યજ્ઞો કરવામા આવતા અથવા બીજી કોઈ રીતે બ્રાહ્મણોનો મેળાવડો થતો તે વખતે બુદ્ધિની શ્રેષ્ઠતા સ્થાપિત કરવાને માટે જે સ્પર્ધા ચાલતી તેમા આવી આવી પ્રહેલિકાઓ, જેને "ધર્મના પ્રશ્નો" ( બ્રહ્મોદ્ય ) એ નામ આપવામા આવ્યુ હતું, તે પૂછવાનો રિવાજ વેદના પાછલા સમયમા સાધારણ થઈ ગયો હતો.

આ પ્રહેલિકાની કવિતાઓ સાથે ઋગ્વેદના છ કે સાત સૃષ્ટિ-વિષયક સૂક્તોમા જે ફિલસુફીભરેલી કવિતાઓ આવે છે તે ઘણો ગાઢો સમ્બન્ધ ધરાવે છે સૃષ્ટિની ઉત્પત્તિ કેવી રીતે થઈ એ પ્રશ્ન આ સ્થળે ચર્ચવામા આવ્યો છે તેમા દંતકથાના અને ધર્મશાસ્ત્રના વિચારોની પુષ્કળ ભેળભેળા થઈ ગઈ હોય એ તો સ્વાભાવિકજ છે એ કવિતાઓમા વિચારો ઘણા અસ્તવ્યસ્ત સ્થિતિમા મૂકાયલા આપણા જોવામા આવે છે, તોપણ પાછલા સમયના તત્ત્વચિંતનની જુદી જુદી સરિતાઓ જે મૂળમાથી નીકળી તેનુ દર્શન આ પ્રાથમિક ચર્ચાઓમા થતું હોવાને લીધે એ દૃષ્ટિથી જોતા એ ચર્ચાઓ ઘણું કુતૂહલ ઉપજાવ્યા વિના રહે નહીં એવી છે એમાના ઘણાખરા સૂક્તોમા સૃષ્ટિની ઉત્પત્તિ કેવી રીતે થઈ એ વિષય ધર્મશાસ્ત્રની રીત પ્રમાણેજ ચર્ચાયો છે, માત્ર એકજ સૂક્તમા કેવળ તત્ત્વચિન્તકની દૃષ્ટિએ એ વિષય ઉપર વિચાર ચલાવવામા આવ્યો છે. વિશેષ પ્રાચીન ઋષિઓના અભિપ્રાય પ્રમાણે, દેવતાઓએ સૃષ્ટિને "ઉત્પન્ન કરી." કેટલીક વખત તો એ પ્રાચીન સૂક્તોમા સૃષ્ટિને ઉત્પન્ન કરનાર તરીકે જુદા જુદા દેવતાઓના નામ આપવામા આવ્યા છે સ્વર્ગ અને પૃથ્વી એ બેઉ સઘળા દેવતાઓના માબાપ છે એવો વિચાર ઘણે ઠેકાણે દર્શાવવામા આવ્યો છે તે આ વિચારથી તદ્દન ઉલટ છે એટલે "બાળકોએ પોતાના માબાપને ઉત્પન્ન કર્યા" એવી રીતના વિરોધમા વેદના ઋષિઓ આવી પડે છે ઉદાહરણ તરીકે, ઇન્દ્રને વિષે ચોક્કસ શબ્દોમા એવુ કહેવામાજ આવ્યુ છે કે એણે એના પોતાના શરીરમાથી એના પિતાને અને એની માતાને જન્મ આપ્યો ( મ ૧૦, સૂ ૫૪).*

* यन्मातरं च पितरं च साकम्
अजनयथास्तन्वः१ स्वायाः ॥

વિરોધાભાસી વિચારોમાં વધારે ને વધારે મશગુલ રહેનારા વિપ્ર-વર્ગની કલ્પનાને આ વિચાર ઘણો ગમી ગયો હતો એમ સ્પષ્ટ માલમ પડે છે, કારણ કે સૃષ્ટિવિષયક સૂક્તોમા જગતની ઉત્પત્તિનો ક્રમ વર્ણવવામા આવ્યો છે તેમા એકબીજાથી થયલી ઉત્પત્તિનું કથન એક કરતા વધારે વખત કરવામા આવેલુ જણાય છે ઉદાહરણ તરીકે, દક્ષનો જન્મ અદિતિથી થયો અને અદિતિનો જન્મ દક્ષથી થયો એવુ કહેવામા આવ્યું છે ( મ ૧૦, સૂ. ૭૨ )—

अदि॑ते॒र्दक्षो॑ अजायत॒
दक्षा॒द्वदि॑ति॒ परि॑ ॥

ઋગ્વેદના ધાર્મિક વિચારો ધીરે ધીરે વિકાસ પામતા, સઘળા મુખ્ય દેવતાઓથી જુદા અને એકેએક દેવતાના કરતા ચઢિયાતા એવા એક સ્રષ્ટાની કલ્પનાનો ઉદ્ભવ થયો. સૃષ્ટિવિષયક સૂક્તોમા પુરુષ, વિશ્વકર્મા, હિરણ્યગર્ભ, પ્રજાપતિ એવા જુદા જુદા નામોથી એ સ્રષ્ટાને સંબોધન કરવામા આવ્યું છે વિશેષ પ્રાચીન સૂક્તોમા **जन्** એટલે "ઉત્પન્ન કરવુ" એ ક્રિયાપદના કોઈ રૂપની સાથે હમેશા જનનના કુદરતી વ્યાપાર તરીકે સૃષ્ટિ વિષે લખવામા આવ્યુ છે, પણ આ સૃષ્ટિવિષયક સૂક્તોમા કોઈ મૂળ પદાર્થ ઉપરથી બનાવટ કરવામા આવી હોય અથવા કોઈ મૂળ પદાર્થમાથી ઉત્ક્રાન્તિ થઈ હોય એવી રીતનુ સૃષ્ટિ વિષેનુ વર્ણન આપવામા આવ્યુ છે એમાનુ એક સૂક્ત (મ ૧૦, સૂ. ૯૦) "**पुरुषसूक्त**" એ નામથી ઘણું જાણીતું થયલું છે એ સૂક્તમા પણ દેવતાઓને સૃષ્ટિના કર્તા તરીકે વર્ણવવામા આવ્યા છે, તોપણ તેનીજ સાથે એક પ્રથમ પુરુષના શરીર રૂપી પદાર્થ ઉપરથી એ સૃષ્ટિ રચવામા આવેલી એવુ પણ કહેવામા આવ્યુ છે. એ પુરુષને હજાર માથા છે અને હજાર પગ છે, અને ભૂમિને ઢાકી દઈને ભૂમિ ઉપરાત પણ એનુ શરીર ફેલાઈ વળે છે.—

स॒हस्र॑शीर्षा॒ पुरु॑षः
स॒हस्रा॒क्षः स॒हस्र॑पात् ।
स भूमिं॑ वि॒श्वतो॑ वृ॒त्वा
अत्य॑तिष्ठद्दशाङ्गु॒लम् ॥

એક રાક્ષસી પુરુષના શરીરમાથી આ જગત્ રચાયુ છે એ મૂળ વિચાર ખરેખર ઘણો જૂનો છે, અને અનેક પ્રાચીન દંતકથાઓમા એ વિચાર આપણા જોવામા આવ્યા વગર રહેતો નથી પણ એ વિચાર જે રીતથી આ સ્થળે મૂકવામા આવ્યો છે તે રીત કઈ છેક જૂની નથી બ્રાહ્મણોમા વિષ્ણુને યજ્ઞ તરીકે કલ્પવામા આવ્યો છે, અને તેજ શૈલીને અનુસરીને આ સૂક્તમા સૃષ્ટિના કર્મને એક યજ્ઞના વિધિ તરીકે ગણવામા આવ્યુ છે, અને મૂળ પુરુષને યજ્ઞના પશુ તરીકે કલ્પીને તેના શરીરના જુદા જુદા કાપલાઓને વિશ્વના જુદા જુદા ભાગો ગણવામા આવ્યા છે એ સૂક્તમા આપણને કહેવામા આવ્યુ છે કે એનુ મસ્તક તે આકાશ થયુ, એની નાભિ તે અતરિક્ષ થઈ, એના પગ તે પૃથ્વી થયા, એના શ્રોત્ર તે દિશાઓ થયા, અને એના મનમાથી ચન્દ્ર ઉત્પન્ન થયો, એની આખમાથી સૂર્ય ઉત્પન્ન થયો, એના મુખમાથી ઇન્દ્ર અને અગ્નિ ઉત્પન્ન થયા, એના શ્વાસમાથી વાયુ ઉત્પન્ન થયો "એવી રીતે તેઓએ (દેવતાઓએ) જુદી જુદી દુનિયાઓને ઘડી"

चन्द्रमा मनसो जात
चक्षो सूर्यो अजायत ।
मुखादिन्द्रश्चाग्निश्च
प्राणाद्वायुरजायत ॥ १३
नाभ्या आसीदन्तरिक्ष
शीर्ष्णो द्यौ समवर्तत ।
पद्भ्या भूमिर्दिश श्रोत्रात्
तथा लोकाँ अकल्पयन् ॥ १४

એ સૂક્તને વિશ્વદેવતાવાદ-pantheism-નો રગ લાગ્યો છે તે ઉપરથી પણ એ સૂક્ત વધારે મોડુ રચાયલુ છે એમ માલમ પડી આવે છે, કારણ કે એ સૂક્તમા કહેવામા આવ્યું છે કે—

पुरुष एवेद सर्व
यद्भूत यच्च भव्यम् ।

( પુરુષ તેજ આ સઘળુ જગત્ છે, અત્યારે જે કંઈ છે અને હવે પછી જે કંઈ હશે તે સઘળુ પુરુષજ છે ),

અને · —

पादो'ऽस्य विश्वा भूतानि'
त्रिपादस्यामृत' दिवि ॥

( એનો ચોથો ભાગ તે સઘળા પ્રાણીઓ છે, અને બાકીના ત્રણ ભાગ તે દ્યુલોકમા રહેનારી અમર લોકોની દુનિયા છે ) બ્રાહ્મણોમા, પુરુષ અને સૃષ્ટિનો રચનાર પ્રજાપતિ એ બેઉને એકજ ગણવામા આવ્યા છે, અને ઉપનિષદોમા, એ પુરુષનું આખા વિશ્વની સાથે તાદાત્મ્ય ગણવામા આવ્યુ છે એથી પણ વિશેષ આગળ જતાં, સાંખ્ય ફિલસુફીના દ્વૈતવાદમા, પુરુષ એ " આત્મા "નુ નામ છે એવુ ગણવામા આવ્યુ છે, અને એ પ્રકૃતિથી ભિન્ન છે એવુ પ્રતિપાદન કરવામા આવ્યુ છે પુરુષસૂક્તમા, વિરાજ એ નામના સત્ત્વ વિષે એવુ કહેવામા આવ્યુ છે કે પુરુષમાથી એ વિરાજની ઉત્પત્તિ થઈ છે

तस्माद्विराळजायत ।

પાછલા સમયની વેદાન્ત ફિલસુફીમા, વિરાજ એ સૃષ્ટિના રચનાર ( સગુણ બ્રહ્મ )નુ નામ છે, અને બ્રહ્મ એ નિર્ગુણ સત્ત્વથી એનુ સ્વરૂપ જુદું પડી આવે છે ત્યારે પુરુષસૂક્તને હિન્દુસ્તાનના વિશ્વદેવતાવાદની જૂનામા જૂની રચના તરીકે આપણે ગણી શકીએ. તેનીજ સાથે, એ ઋગ્વેદના સમયની સૌથી મોડી લખાયલી કવિતાઓમાની એક છે એ પણ આપણે સ્વીકારવુ પડશે, કારણ કે ત્રણ જૂનામા જૂના વેદો સમ્બન્ધી જ્ઞાન એ સૂક્ત પ્હેલાજ અસ્તિત્વ ધરાવતું હતું એમ એ સૂક્ત ઉપરથીજ માલમ પડે છે. એ સૂક્તમા એ ત્રણે વેદો વિષે નામ દઈનેજ કહેવામા આવ્યુ છે —

तस्माद्यज्ञात्सर्वहुत
ऋच सामानि जज्ञिरे ।

छन्दांसि जज्ञिरे तस्मात्
यजुस्तस्मादजायत ॥

વળી, એ સૂક્તમા પ્હેલીજ વાર ચાર વર્ણો વિષે કહેવામા આવ્યુ છે. આખા ઋગ્વેદમા, ચાર વર્ણો વિષે જેમા કહેવામા આવ્યું હોય એવુ સૂક્ત એ એકલુજ છે એ સૂક્તમા કહ્યુ છે કે —

ब्राह्मणोऽस्य मुखमासीत्
बाहू राजन्यं कृत ।
ऊरू तदस्य यद्वैश्यं
पद्भ्यां शूद्रो अजायत ॥

"આ પુરુષનુ મુખ તે બ્રાહ્મણ થયુ, એના બાહુ તે રાજન્ય (લડવૈયા) થયા, એની જાંઘ તે વૈશ્ય (ખેડૂત) થઈ, અને એના પાગ તે શૂદ્ર (દાસત્વ કરનારા) થયા"

સૃષ્ટિની ઉત્પત્તિને લગતી બાકીની લગભગ સઘળી કવિતાઓમા 'દેવતાઓ' એમ સામાન્ય રીતે નહીં, પણ અમુક ચોક્કસ દેવતાનુ નામ દઈને તેને સૃષ્ટિના રચનાર તરીકે વર્ણવવામા આવ્યો છે. બીજાં સૂક્તોના ઘણા મત્રો ઉપરથી એવુ માલમ પડે છે કે ઉત્પત્તિના કાર્યમા આગળ પડતો ભાગ લેનાર તરીકે સૂર્યને ઋષિઓ ઘણો અગત્યનો ગણતા ઉદાહરણ તરીકે, એને "હાલતી અને સ્થિર રહેતી સઘળી વસ્તુઓના આત્મા" તરીકે વર્ણવવામા આવ્યો છે (મ ૧, સ. ૧૧૫) —

सूर्य आत्मा जगतस्तस्थुषश्च ॥

અને એના વિષે કહેવામા આવ્યુ છે કે—

एकं सद्विप्रा बहुधा वदन्ति ।

"એ એકજ હોવા છતા વિપ્રો એને જુદા જુદા નામથી બોલાવે છે" (મ ૧, સૂ. ૧૬૪).

આવા આવા વચનો ઉપરથી એવુ માલુમ પડે છે કે સૂર્યના અનેક લક્ષણોમાથી એનું સ્રષ્ટા તરીકેનું વ્યક્તિત્વ એ સમયે ધીરે ધીરે આગળ તારવી કાઢવામા આવતુ હતું **विश्वकर्मन्**, "સર્વનો રચનાર" એ દેવની ઉત્પત્તિ આવીજ રીતે થઈ હશે એ ઘણું સંભવિત જણાય છે એ સૃષ્ટિવિષયક સૂક્તો(મ ૧૦, સૂ ૮૧–૮૨ )મા એ **विश्वकर्मन्**ને સંબોધન કરવામા આવ્યુ છે એ એમાના આગલા સૂક્તમા સાત મત્રો આપેલા છે, તેમાના ત્રણ મંત્રો આ સ્થળે ઉતારવા લાયક છે–

किं स्विदासीदधिष्ठानम्
आरम्भणं कतमत्स्वित्कथासीत् ।
यतो भूमिं जनयन्विश्वकर्मा
वि द्यामौर्णोन्महिना विश्वचक्षा ॥ २

विश्वतश्चक्षुरुत विश्वतोमुखो
विश्वतोबाहुरुत विश्वतस्पात् ।
सं बाहुभ्या धमति स पतत्रै
द्यावाभूमी जनयन्देव एकं ॥ ३

किं स्विद्वन् क उ स वृक्ष आस
यतो द्यावापृथिवी निष्टतक्षु ।
मनीषिणो मनसा पृच्छतेदु तत्
यदध्यतिष्ठद्भुवनानि धारयन् ॥ ४

(જે વખતે "વિશ્વકર્મા" એ સઘળુ જોનારા દેવતાએ પોતાના બળ વડે કરીને પૃથ્વીને ઉત્પન્ન કરી અને આકાશને પ્રકટ કર્યું તે વખતે એનું અધિષ્ઠાન શુ હતું ? એણે શી વસ્તુ વડે પોતાના કર્મનો આરભ કર્યો ? કેવી રીતે એણે પોતાનું કર્મ કર્યુ ? જેની આખ સઘળી દિશામાં છે, જેના મુખ સઘળી દિશામા છે, જેના બાહુ સઘળી દિશામા છે, જેના પાગ સઘળી દિશામા છે એવો એક દેવતા આકાશ અને પૃથ્વીને

ઉત્પન્ન કરીને પોતાના બાહુ વડે અને પોતાની પાંખો વડે તેને જોડી દે છે કોઈ કહેશો કે એવું કયું વન હતું, એવું કયું વૃક્ષ હતું કે જેમાથી આકાશ અને પૃથ્વીને તેઓએ ઘડ્યા? હે ઋષિઓ! તમારા મનમા તમે જરા વિચાર કરો કે જુદા જુદા ભુવનોને જે વખતે એ ધરી રહ્યો હશે તે વખતે એ શેના ઉપર ઊભો રહ્યો હશે? )

"વન," એ જે શબ્દ અહીં વાપરવામા આવ્યો છે, તેજ શબ્દ ગ્રીક ફિલસુફીમા પણ "મૂળ પદાર્થ" ( hūlē )ને માટે હમેશા વપરાયલો દીઠામા આવે છે એ વાત ખાસ લક્ષ ખેંચે એવી છે

બીજા સૂક્ત( મ ૧૦, સૂ ૮૨ )મા એવો સિદ્ધાન્ત મૂકવામા આવ્યો છે કે વસ્તુઓનુ પ્રથમ બીજ, આ વિશ્વ અને સઘળા દેવતાઓનું આદિ કારણ **આપ** ( પાણીની દેવીઓ)થી ઉત્પન્ન થયુ છે —

यो नं पिता जनिता यो विधाता
धामानि वेद भुवनानि विश्वा ।
यो देवानां नामधा एक एव
तं संप्रश्नं भुवना यन्त्यन्या ॥ ३

* * *

परो दिवा पर एना पृथिव्या
परो देवेभिरसुरैर्यदस्ति ।
कं स्विद्गर्भं प्रथमं दध्र आपो
यत्र देवाः समपश्यन्त विश्वे ॥ ५

तमिद्गर्भं प्रथमं दध्र आपो
यत्र देवाः समगच्छन्त विश्वे ।
अजस्य नाभावध्येकमर्पितं
यस्मिन्विश्वानि भुवनानि तस्थुः ॥ ६

न त विदाथ य इमा जजान
अन्यद्युष्माकमन्तरं बभूव ।

* * * ७

( જે આપણો પિતા, આપણો જનિતા, આપણો વિધાતા છે, જે સઘળા ધામને અને સઘળા પ્રાણીઓને પિછાને છે, જે એકલો જુદા જુદા દેવતાઓને જુદા જુદા નામ આપવાને સમર્થ છે, તેના તરફ પ્રશ્ન પૂછતા પૂછતા બીજા સઘળા પ્રાણીઓ વળે છે. .आपः—પાણીની દેવીઓ—એ એવો પ્રથમ ગર્ભ કયો ધારણ કર્યો કે જેમા સઘળા દેવતાઓએ પોતાની જાતને એકઠી મળેલી જોઈ, જે આ પૃથ્વીથી પર છે, જે આકાશથી પર છે, જે બળવાન્ દેવતાઓના ગૂઢ નિવાસ-સ્થાનથી પણ પર છે? તે પ્રથમ ગર્ભને आप —પાણીની દેવીઓ—એ ધારણ કર્યો કે જેમા સઘળા દેવતાઓ એકઠા મળ્યા, જે એક અજની* નાભિમા અર્પિત થયો છે, જેની અંદર સઘળા ભુવનોનો સમાવેશ થઈ ગયો છે જેણે આ ભુવનોને ઉત્પન્ન કર્યા તેને તમે શોધી શકશો નહીં, જે તમારી પાસે આવે છે તે એનાથી જુદો છે ).

એક સૃષ્ટિવિષયક કવિતા ( મ ૧૦, સૂ ૧૨૧ ) ઘણી ખુબી-દાર છે, તેમા વળી સૃષ્ટિના રચનારને માટે " હિરણ્યગર્ભ " એવુ નામ વાપર્યું છે ઊગતા સૂર્ય ઉપરથી આવુ નામ આપવાનો વિચાર ઉત્પન્ન થયો હશે એમા કઈ પણ સંશય નથી આ સ્થળે પણ અગ્નિની ઉત્પત્તિના સમ્બન્ધમા आपः( પાણીની દેવીઓ)ને સઘળા પ્રકારના જીવનનુ બીજ ધારણ કરતી વર્ણવવામા આવી છે —

हिरण्यगर्भ समवर्तताग्रे
भूतस्य जातः पतिरेक आसीत् ।
स दाधार पृथिवीं द्यामुतेमा
कस्मै देवाय हविषा विधेम ॥ १

* ' અજ ' એ શબ્દ 'સૂર્ય' ના અર્થમા આ સ્થળે વપરાયો હોય એવુ જણાય છે

य आत्मदा बलदा यस्य विश्व<br>
उपासते प्रशिष यस्य देवा ।<br>
यस्य च्छायामृतं यस्य मृत्यु<br>
कस्मै देवाय हविषा विधेम ॥ २

* * *

आपो ह यद्बृहतीर्विश्वमायन्<br>
गर्भं दधाना जनयन्तीरग्निम् ।<br>
ततो देवाना समवर्ततासुरेकः<br>
कस्मै देवाय हविषा विधेम ॥ ७

यश्चिदापो महिना पर्यपश्यत्<br>
दक्षं दधाना जनयन्तीर्यज्ञम् ।<br>
यो देवेष्वधि देव एक आसीत्<br>
कस्मै देवाय हविषा विधेम ॥ ८

(હિરણ્યગર્ભ પ્રથમ અસ્તિત્વમા આવ્યો, પ્રાણીમાત્રના એક પતિ તરીકે એનો જન્મ થયો હતો, એણે પૃથ્વીને અને આ આકાશને ટકાવી રાખ્યા કયા દેવની હવિઓ વડે હમે સેવા કરીશુ? જે જીવવાની શક્તિ આપનારો છે અને જે બળ આપનારો છે, જેની આજ્ઞાને સઘળા દેવતાઓ નમન કરે છે, જેની છાયા એ મૃત્યુ છે અને અમરત્વ છે કયા દેવની હવિઓ વડે હમે સેવા કરીશુ? જે વખતે બલવતી **આપ** –પાણીની દેવીઓ– સઘળા ગર્ભને ધારણ કરતી અને અગ્નિને ઉત્પન્ન કરતી આવી તે વખતે દેવોનો આત્મા એક ઉત્પન્ન થયો કયા દેવની હવિઓ વડે હમે સેવા કરીશુ? જે પોતાના પ્રભાવ વડે કરીને બુદ્ધિને ધરનારી અને યજ્ઞને ઉત્પન્ન કરનારી **આપ**—પાણીની દેવીઓ—ઉપર નજર રાખે છે, જે એક દેવ સઘળા દેવોના કરતા વધારે ચઢિયાતો છે: કયા દેવની હવિઓ વડે હમે સેવા કરીશુ?)

આ સૂક્તના દરેક મંત્રની છેલ્લી પંક્તિમા તેનો તે પ્રશ્ન જે પૂછવામાં આવ્યો છે તેનો જવાબ દશમા મંત્રમા એવો આપવામા આવ્યો છે કે એ અજાણ્યો દેવ તે પ્રજાપતિ છે એ છેલ્લો મંત્ર આ સૂક્તની સાથે પાછળથી જોડી દેવામા આવેલો જણાય છે.

બીજા બે સૃષ્ટિવિષયક સૂક્તોમા, ફિલસુફીની ઢબથી સૃષ્ટિની ઉત્પત્તિ વિષે એવી સમજુતી આપવામા આવી છે કે **असत्**માથી **सत्**નો આવિર્ભાવ થયો એમાના એક સૂક્તમા ( મ ૧૦, સૂ. ૭૨ ), સૃષ્ટિની ઉત્પત્તિ વિષે જે કંઇક ગુચવણભરેલો વૃત્તાન્ત આપવામા આવ્યો છે તે ઉપરથી ઉત્પત્તિના ત્રણ ક્રમ વર્ણવવામા આવેલા આપણા જોવામા આવે છે પ્રથમ જગતની ઉત્પત્તિ થઈ, પછી દેવતાઓની ઉત્પત્તિ થઈ, અને સૌથી છેલ્લી સૂર્યની ઉત્પત્તિ થઈ એ સૂક્તમા પણ ઉત્ક્રાન્તિવાદ અને સૃષ્ટિવાદ* એ બેઉ એકબીજાની સાથે ભળી ગયલા હોય એવુ જોવામા આવે છે —

ब्रह्मणस्पति॑रेता
सं कर्मार इवाधमत् ।
देवानां पूर्व्ये युगे
असतः सदजायत ॥

( લુહારની પેઠે બ્રહ્મણસ્પતિ-પ્રાર્થનાના પતિએ આ વિશ્વને બરાબર જોડાયલુ રહે તેવી રીતે ઘડયુ, દેવતાઓના પ્રાચીન યુગમા, જે ન્હોતું—**असत्**—તેમાથી જે છે તે—**सत्**—ઉત્પન્ન થયુ ).

આના કરતા ઘણું વધારે ચઢિયાતું સૂક્ત ૧૨૯મુ છે :—

नासदासीन्नो सदासीत्तदानीं
नासीद्रजो नो व्योमा परो यत् ।

---

* ઉત્ક્રાન્તિવાદ—અમુક પદાર્થ હતો તેની ઉત્તરોત્તર વૃદ્ધિ થઈ, તેને ઘડવામા આવ્યો, તેની ઉત્ક્રાન્તિ કરવામા આવી એવો વાદ

સૃષ્ટિવાદ — કંઈ ન્હોતુ ત્યા આગળ કંઈક નવુ દેવતાઓએ પોતાના પ્રભાવથી ઉત્પન્ન કર્યું એવો વાદ

किमावरीवः कुह कस्य शर्मन्
अम्भः किमासीद्गहनं गभीरम् ॥ १

न मृत्युरासीदमृतं न तर्हि
न रात्र्या अह्न आसीत्प्रकेतः ।
आनीदवातं स्वधया तदेकं
तस्माद्धान्यन्न परः किं चनास ॥ २

तम आसीत्तमसा गूळ्हमग्रे
अप्रकेतं सलिलं सर्वमा इदम् ।
तुच्छ्येनाभ्वपिहितं यदासीत्
तपसस्तन्महिना जायतैकम् ॥ ३

कामस्तदग्रे समवर्तताधि
मनसो रेतः प्रथमं यदासीत् ।
सतो बन्धुमसति निरविन्दन्
हृदि प्रतीष्या कवयो मनीषा ॥ ४

* * *

को अद्धा वेद क इह प्र वोचत्
कुत आजाता कुत इयं विसृष्टिः ।
अर्वाग्देवा अस्य विसर्जनेन
अथा को वेद यत आबभूव ॥ ६

इयं विसृष्टिर्यत आबभूव
यदि वा दधे यदि वा न ।

यो अस्याध्यक्ष परमे व्योमन्
सो अङ्ग वेद यदि वा न वेद ॥ ७

( **असत्** તે વખતે ન્હોતું, તેમ **सत्** પણ ન્હોતું, તે વખતે અતરિક્ષ ન્હોતું, અને અંતરિક્ષની પેલી તરફ જે આકાશ છે તે પણ તે વખતે ન્હોતુ તે વખતે ગતિ કઈ હતી? ક્યા હતી? કોનાથી હતી? પાણી, અને ઉંડા ખાડાઓ, તે શુ તે વખતે હતા? તે વખતે મૃત્યુ ન્હોતું, તેમ અમરત્વ પણ ન્હોતુ, રાત કે દહાડો એ બેમાથી એકેનુ નામનિશાન પણ તે વખતે ન્હોતુ, તે એક પુરુષ વાયુ વિના પોતાની મેળે શ્વાસ લયા કરતો હતો, તે એક પુરુષ સિવાય બીજી કોઈ પણ વસ્તુ તે વખતે ન્હોતી પ્હેલા અધકાર તે અંધકારથી છવાઈ ગયો હતો, આ આખુ વિશ્વ ઓળખાય નહીં એવુ અને પ્રવાહી હતું ખાલી સ્થાન શૂન્યતાથી ઢકાઈ રહ્યું હતું ત્યા તે એક પુરુષ તપના પ્રભાવથી ઉત્પન્ન થયો. તે વખતે પ્રથમ કામ એનામા ઉત્પન્ન થયો, કામ એજ એ આત્માનુ પ્હેલુ રેત હતું કવિઓએ પોતાના ડહાપણ વડે કરીને હૃદયમા નિરીક્ષણ કરતા, **असत्**ની અદર **सत्**નુ બધન તેઓને જણાયુ. ... એને બરાબર કોણ ઓળખે છે? એને બરાબર અહીં કોણ સમજાવી શકે છે? આ સૃષ્ટિ ક્યાથી ઉત્પન્ન થઈ? ક્યાથી એનો ઉદ્‌ભવ થયો? અને એની ઉત્પત્તિ થઈ તેની સાથે શુ દેવતાઓ પણ દશ્યમાન થયા? પણ એની ઉત્પત્તિ ક્યાથી થઈ તે વિષે કોણ જાણે છે? આ સૃષ્ટિ ક્યાથી ઉત્પન્ન થઈ, અથવા એ સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે ખરી કે નથી થઈ તે પરમ આકાશમા રહ્યો રહ્યો એના ઉપર જે દેખરેખ રાખે છે તેજ એકલો જાણે છે, અથવા તે પણ કદાચ નહીં જાણતો હોય ).

સાહિત્યદૃષ્ટિએ જોતા આ કવિતા ઘણી ખુબીદાર છે, એટલુંજ નહીં પણ એ પ્રાચીન સમયમા પણ જે હિમતભર્યા વિચારો આ સૂક્તદ્વારા પ્રદર્શિત કરવામા આવેલા આપણે જોઈએ છિયે તેને લીધે એ કવિતા આપણું ખાસ લક્ષ ખેંચે એવી છે પણ હિન્દુસ્તાનની ફિલસુફીના જે મુખ્ય દોષો છે—સ્પષ્ટતા અને અવિરોધ( consistency )ની ખામી, ચર્ચા ચલાવવામા કેવળ શબ્દને વધારે મહત્ત્વ આપી દેવાનુ વલણ, એ દોષો આ સ્થળે પણ આપણા જોવામા આવ્યા વગર રહેતા નથી. એકના એક વિષયને વળગી રહીને જરા લબાણથી ચર્ચા ચલાવવામા

આવી હોય એવુ સૂક્ત આખા **ઋગ્વેદ**મા આ એકલુંજ છે, અને **સાંખ્ય** દર્શનના પરિણામવાદનું ચોકસ સ્વરૂપ જેને પ્રાપ્ત થયુ તે **પ્રકૃતિ**નું માહાત્મ્ય સ્થાપનારી ફિલસુફીનો પ્રારભ આ સૂક્તમા થયલો આપણા જોવામા આવે છે. વળી, **આર્ય** લોકોના ફિલસુફીભરેલા વિચારોના પ્રાચીનમા પ્રાચીન નમૂના તરીકે આ સૂક્ત હમેશા અગત્યનુ ગણાયા વિના રહેશે નહીં **અસત્**માથી **સત્**નો ઉદ્ભવ થયો ત્યાર પછી પ્રથમ પાણી આવ્યુ, અને ત્યાર પછી તપ વડે કરીને ચૈતન્યનો પ્રાદુર્ભાવ થયો એવો જે સિદ્ધાન્ત આ સૂક્તમાથી નીકળે છે તેની સાથે સૃષ્ટિની ઉત્પત્તિના જે જે વર્ણનો **બ્રાહ્મણો**મા આપવામા આવ્યા છે તે મળતા આવે છે એ **બ્રાહ્મણો**મા પણ **અસત્** તે **સત્** થયુ અને એ **સત્**નુ પ્રથમ સ્વરૂપ પાણી હતુ એવુ વર્ણવવામા આવ્યુ છે એ પાણી ઉપર **हिरण्यगर्भ** એ સુવર્ણનુ ઇંડુ તરે છે, અને તે ઇડામાથી જે ચૈતન્ય ઇચ્છા કરે છે અને વિશ્વને રચે છે તેનો પ્રાદુર્ભાવ થાય છે **બ્રાહ્મણો**મા સૃષ્ટિના કર્તા તરીકે **પ્રજાપતિ**ને આગળ કે પાછળ પણ હમેશા ગણાવવામા આવ્યો છે કેટલાક વર્ણનોમા એને પ્હેલો ગણાવવામા આવ્યો છે, અને કેટલાક વર્ણનોમા પાણીને પ્હેલુ ગણાવવામા આવ્યુ છે સૃષ્ટિવાદ અને ઉત્ક્રાન્તિવાદ એ બેને ભેગી દેવામા આવ્યાથી આવી રીતનો પ્રાથમિક વિરોધ **બ્રાહ્મણગ્રન્થો**મા આપણા દીઠામા આવે છે, પણ **સાંખ્યદર્શન**મા એ વિરોધ દૂર કરવામા આવ્યો છે એ દર્શનમા, પુરુષ અથવા આત્માને નિષ્કર્મ સાક્ષી તરીકે ગણવામા આવ્યો છે, અને **પ્રકૃતિ** અથવા મૂળ પદાર્થનો ધીરે ધીરે પરિણામ થતો જાય છે એવુ વર્ણવવામા આવ્યુ છે આ પ્રમાણે **ઋગ્વેદ**ના સૃષ્ટિવિષયક સૂક્તો એ **હિન્દુસ્તાન**ની ફિલસુફીનો, એટલુંજ નહીં પણ **પુરાણો**, કે જેનો મુખ્ય ઉદ્દેશ સૃષ્ટિની ઉત્પત્તિનુ વર્ણન આપવાનો છે, તેનો આરભકાળ સૂચવે છે



## પ્રકરણ ૬



### ઋગ્વેદના સમયની પરિસ્થિતિ.

આગલા પાનાઓમા ઋગ્વેદની કવિતાનુ જે અવલોકન કરવામાં આવ્યુ છે તે ઉપરથી સમજાશે કે જે સમય વહી ગયાને અનેકાનેક વર્ષો થયા છે તે સમયનો આ અપૂર્વ ગ્રન્થ ઐતિહાસિક અગત્યનો છે, એટલુજ નહીં પણ સૌન્દર્યશાસ્ત્રની દૃષ્ટિએ જોતા પણ એ ઘણો ખુબીદાર લાગે એવો છે, અને એ આખો ગ્રન્થ નહીં તો તેમાથી ચુટી કાઢવામા આવેલા ફકરાઓ તો દરેક સાહિત્યપ્રેમીએ વાચવાજ જોઈએ એવુ ઉંચા પ્રકારનુ કવિત્વ એ ગ્રન્થમા છે આગલા સમયના ધાર્મિક વિચારનુ જે ચિત્ર એ ગ્રન્થ વડે આપણી સમક્ષ ખડુ થાય છે તે એવુ તો સપૂર્ણ છે કે તેની બરાબરી બીજા કોઈ પણ ગ્રન્થથી થઈ શકે એમ નથી વળી, એ ગ્રન્થમાં કેવળ વ્યાવહારિક સૂક્તો જોકે ઘણા થોડા છે તોપણ આખા સગ્રહમા પ્રસગવશાત્ જે જે કથનો કરવામા આવ્યા છે તેની સખ્યા એટલી મ્હોટી છે કે હિન્દુસ્તાનના પ્રાચીનમા પ્રાચીન સમયના આર્યોની સામાજિક સ્થિતિ કેવી હતી તેનુ છેક અસંતોષકારક ન લાગે એવુ સવિસ્તર વર્ણન એ ગ્રન્થ ઉપરથી તૈયાર કરી શકાય ત્યારે, સુધારાના ઇતિહાસના સમ્બન્ધમા ઋગ્વેદને ઘણું મહત્ત્વ આપવામા આવે તેનુ આ એક બીજુ કારણ છે

પ્રથમ તો, સૂક્તો વડે ભૂગોળની જે માહિતી આપણને મળી શકે છે તે ઉપરથી વૈદિક પ્રજાઓનુ મૂળ સ્થાન કયુ હતું તે આપણે જાણી શકીએ છિયે એ સૂક્તો ઉપરથી આપણે ચોક્કસપણે કહી શકીએ છિયે કે હિન્દુ કુશના પશ્ચિમ તરફના ઘાટ આગળ થઈને આર્ય વિજેતાઓ ખુલ્લા મેદાન આગળ જઈ પ્હોચ્યા હતા અને ત્યાથી હિન્દુસ્તાનના વાયવ્ય દિશાના ખૂણા આગળ આવેલો જે પ્રદેશ પંજાબ અથવા "પાચ નદીઓનો મુલક" એ ફારસી નામથી હાલ ઓળખાય છે તે પ્રદેશમા તેઓએ મુકામ કર્યો હતો ઋગ્વેદના સૂક્તોમા પચીશેક નદીઓના નામ દેવામા આવ્યા છે, તેમાથી બે કે ત્રણ સિવાય બીજી સઘળી નદીઓ સિન્ધુ નદીની સાથે સમ્બન્ધ ધરાવનારી છે પંજાબના

મુલક આગળ જે પાચ નદીઓ વહે છે, અને જે એકજ પ્રવાહમા જોડાઈને સિન્ધુ નદીને મળે છે તે પણ એ નદીઓમા આવી જાય છે એ પાચ નદીઓ તે વિતસ્તા (જે હવે જેલમ કહેવાય છે), અસિક્ની (ચિનાબ), પરુષ્ણી (જે પાછળથી ઇરાવતી કહેવાતી હતી અને હાલ રવી કહેવાય છે તે), વિપાશ (બીયાસ), અને સૌથી વધારે મ્હોટી અને છેક પૂર્વમા આવેલી શુતુદ્રી (સતલજ), એ છે. તોપણુ વેદની કેટલીક પ્રજાઓ હજી સિન્ધુ નદીની પેલી બાજુએ રહેતી હતી, અને એ નદીમા મળનારી પશ્ચિમ તરફની નદીઓ, કુભા (કાબુલ) અને એની ઉત્તર તરફની મુખ્ય ઉપનદી સુવાસ્તુ ("સારા ઘર"ની નદી)થી તે છેક દક્ષિણ તરફની ક્રુમુ (કુરમ) અને ગોમતી, "ગાયો વાળી" (જે હવે ગોમલ કહેવાય છે તે) ત્યા સુધીની ખીણોમા તેઓએ મુકામ કર્યો હતો

**ऋग्वेद**ના સૂક્તોમા બે કે ત્રણથી વધારે વખત જેના નામ દેવામા આવ્યા હોય એવી નદીઓ કોઇકજ હશે, અને કેટલીક નદીઓનુ તો એકજ વખત નામ દેવામા આવ્યુ છે વારવાર જેના નામ દેવામા આવ્યા હોય એવી નદીઓ બેજ છે સિન્ધુ અને સરસ્વતી એક આખા સૂક્ત (મ ૧૦, સૂ ૭૫)મા સિન્ધુ નદીનીજ સ્તુતિ કરવામા આવી છે, પણ બે મત્રોમા એની સાથે બીજી અઢાર નદીઓની સ્તુતિ પણ કરવામા આવી છે એ અઢાર નદીઓમાની ઘણીખરી જેના પાણી સિન્ધુ નદીમા મળે છે તેજ છે કવિના હૃદય ઉપર એ મ્હોટી નદીની ઘણી ઉડી અસર થઈ હોય એવુ જણાય છે એ કહે છે કે ઉતાવળી નદીઓમા પણ એ સૌથી વધારે ઉતાવળી છે, અને પાણીના જથા તરફ જોતા, બીજી સઘળી નદીઓ કરતા એ ચઢી જાય એવી છે ગાયો ભરાડા પાડતી જેવી રીતે પોતાના વાછરડા તરફ દોડે છે તેવી રીતે બીજી નદીઓ એના તરફ ધસે છે એના પાણીની ગર્જના અને એ પાણીનો વેગ ઘણી જુસ્સાદાર વાણીમા વર્ણવવામા આવ્યો છે —

दिवि स्वनो यतते भूम्योपरि
अनन्त शुष्ममुदियर्ति भानुना ।
अभ्रादिव प्र स्तनयन्ति वृष्टय
सिन्धुर्यदेति वृषभो न रोरुवत् ॥

(પૃથ્વી ઉપરથી એનો અવાજ આકાશ સુધી પ્હોચે છે, ચળકતા પાણી સાથે અનન્ત મોજાઓ એ ઉછાળ્યા કરે છે, વૃષ્ટિઓ જેવી રીતે ગર્જના સાથે આકાશમાથી પડે છે તેવી રીતે બરાડા પાડતા ગોધાની પેઠે સિન્ધુ નદી આગળ ધસે છે)

સિન્ધુ, જેનો અર્થ સસ્કૃતમા "અમુક નદી" એટલોજ થાય છે, તે આર્ય સસ્થાનોની પશ્ચિમ તરફની મર્યાદા આકે છે. એ પ્રદેશમા જે પ્રાચીન પ્રજાઓ આર્ય પ્રજાની સાથે પ્રથમ સસર્ગમા આવી તેણે "સિન્ધુ" એ નામ ઉપરથીજ આખા દેશનુ નામ પાડયુ "સિન્ધુ" એ નામનુ ' *Indos* " એવુ રૂપ થયુ, અને તે ઉપરથી સિન્ધુ નદીનો દેશ તે " *India* " એ ગ્રીક નામથી ઓળખાયો અસલના ઈરાનીઓએ એ શબ્દને બદલે " હિન્દુ " એ શબ્દ વાપર્યો, અને અવસ્તામા આખા દેશના નામ તરીકે " હિન્દુ " એ શબ્દજ વપરાયો છે હાલનુ ફારસી નામ "હિન્દુસ્તાન " એ વધારે શુદ્ધ છે, અને એ નામ ખરેખરૂ જોતા હિમાલય અને વિન્ધ્યાચળની વચ્ચેનો જે પ્રદેશ છે તેનેજ લાગુ પડે છે

ઋગ્વેદની અદર **सप्त सिंधव**, અથવા " સાત નદીઓ " વિષે ઘણી વાર કહેવામા આવ્યુ છે ઓછામા ઓછા એક મત્રમા તો **सप्त सिंधव** એનો અર્થ આર્ય લોકો જ્યા આગળ વસતા હતા તે દેશ એવો થાય છે અવસ્તામા પણ એજ શબ્દો, હપ્ત હિન્દુ, વપરાયા છે એ વાત ખાસ ધ્યાન ખેંચે એવી છે, પણ ત્યા આગળ, હિન્દુસ્તાનના મુલકનો જે ભાગ પૂર્વે કાબુલિસ્તાનમા આવ્યો હતો તેને માટેજ એ શબ્દો વપરાયા છે " સાત " એ શબ્દ જો આ સ્થળે ચોક્કસ સંખ્યા જણાવવાના હેતુથી વપરાયો હોય તો " સાત નદીઓ " તે પ્રથમ કાબુલ, સિન્ધુ, અને પંજાબની પાચ નદીઓ એ પ્રમાણે હશે, જોકે પાછળથી કાબુલ નદીને બદલે સરસ્વતીને ગણવામા આવી હશે કારણ કે સરસ્વતી એ ઋગ્વેદની પવિત્ર નદી છે, સાધારણ રીતે એને દેવી તરીકે વર્ણવવામા આવી છે, અને બીજી કોઈ પણ નદીના કરતા વધારે વખત એનુ નામ દેવામા આવ્યુ છે, વધારે ભક્તિભાવથી એની સ્તુતિ કરવામા આવી છે કવિ તરફથી એ નદીના જે વર્ણનો આપવામા આવ્યા છે તે ઘણી વાર કોઈ મ્હોટી નદીને લાગુ પડે એવાજ હોય છે.

આ ઉપરથી રૉથ અને બીજા નામાંકિત વિદ્વાનો એવા અનુમાન ઉપર આવ્યા હતા કે **ઋગ્વેદ**ના કવિઓએ સાધારણ રીતે **સરસ્વતી** એ શબ્દ **સિન્ધુ** નદીના એક પવિત્ર નામ તરીકેજ વાપર્યો છે એથી ઉલટુ, **સતલજ** અને **જમના** વચ્ચેની જે ન્હાની નદી છે, અને પાછલા સમયમા જે દૃષદ્વતી સાથે મળીને **અમ્બાલા**ની દક્ષિણમા આવેલા અને **સીમલા**ની દક્ષિણ તરફ સાઠેક માઇલને છેટેથી શરૂ થતા **બ્રહ્માવર્ત** નામના પવિત્ર પ્રદેશની પૂર્વ તરફની મર્યાદા આંકે છે તે નદીને માટેજ એ શબ્દ વપરાયો છે એવુ થોડાએક મંત્રોમા આપણે સ્પષ્ટ જોઈએ છિયે

આ ન્હાની નદી હવે અરણ્યની રેતીમા અદૃશ્ય થઈ ગઈ છે, પણ પ્રાચીન નદીઓના પ્રવાહ વિષેના પ્રમાણ ઉપરથી એવા અનુમાન ઉપર અવાય છે કે એ નદી અગાઉ **શુતુદ્રી**( સતલજ )ને મળતી હતી. આ ઉપરથી, **વેદ**ના સમયમા એ નદી સમુદ્ર સુધી પ્હોચતી **હોય** અને એ હાલ છે તેના કરતા ઘણી વધારે મ્હોટી હોય એ બીલકુલ અસંભવિત જણાતું નથી એ ખાસ નોધવા જેવુ છે કે **દૃષદ્વતી**, ‘ પત્થરવાળી ’ ( હાલની **ચિતાંગ** નદી ), તેનુ નામ **ઋગ્વેદ**ના એકજ મત્રમા દીઠામા આવે છે, અને ત્યા આગળ તેની સાથે **સરસ્વતી**નુ નામ પણ જોડવામા આવ્યુ છે એ નદીઓના કિનારા ઉપર **અગ્નિ** પ્રકાશે તેટલા માટે તેનુ એ મત્રમા આવાહન કરવામા આવ્યુ છે આ ઉપરથી કદાચ એવુ અનુમાન નીકળી શકશે કે **ઋગ્વેદ**ના સમયમા પણ **સિન્ધુ** વગેરે નદીઓનો છેક પૂર્વનો પ્રદેશ અમુક અંશે પવિત્ર ગણાતો હતો, અને એ પ્રદેશમા યજ્ઞનો વિધિ અને પવિત્ર કવિતાઓની કળા એ બેઉ સંપૂર્ણ ખિલવવામા આવ્યા હતા તેથી એ પ્રદેશ તરફ માનની દૃષ્ટિથી જોવામા આવતું હતુ **ઋગ્વેદ**ના સમયની આખરે તો કેટલાક **આર્ય** વિજેતાઓ આ પ્રદેશથી આગળ વધ્યા હતા, અને ગંગા વગેરે નદીઓની પશ્ચિમની હદ સુધી તેઓ પ્હોચી ગયા હતા એવા અનુમાન ઉપર આવી શકાય તેવા પ્રમાણો પણ **ઋગ્વેદ**માથી મળી આવે છે કારણ કે **યમુના**, જે હવે “ **જમના** ” કહેવાય છે, અને જે ઉત્તરની ગંગા નદીમા મળનારી સઘળી નદીઓ કરતા વધારે પશ્ચિમમા આવેલી છે, તેનું નામ ત્રણ મંત્રોમા દેવામા આવ્યુ છે, અને તેમાના બે મંત્રો ઉપરથી એવુ સિદ્ધ થાય છે કે **આર્ય** પ્રજાના સંસ્થાનો એ વખતે પણ **યમુના** નદીના કિનારાઓ ઉપર ફેલાઈ ગયા હતા. **ગંગા**

નદી તો એ વખતે જાણીતીજ હતી, કારણ કે ऋग्वेदના એક મત્રમા એનુ નામ સ્પષ્ટ રીતે દેવામા આવ્યુ છે અને બીજા મત્રમા એ નામ આડકતરી રીતે સૂચવવામા આવ્યુ છે પણ એ વાત ખાસ લક્ષમા લેવા જેવી છે કે ગગા નદીનુ નામ બીજા કોઈ પણ વેદમા બીલકુલ જોવામા આવતુ નથી

આર્ય વિજેતાઓએ દક્ષિણ તરફ વધવા માડયુ હતુ તોપણ જે વખતે ऋग्वेदના સૂક્તો રચાયા તે વખતે પંજાબની એકઠી થયલી નદીઓનુ પાણી સિન્ધુ નદીમા મળે છે તે સ્થળથી ઘણા વધારે આગળ તેઓ આવ્યા ન્હોતા ઘણુખરુ સમુદ્ર વિષે તો તેઓએ વાતજ સાભળી હતી, કારણ કે સિન્ધુ નદીના અનેક મુખ વિષે કોઈ પણ સ્થળે કશુ કહેવામા આવ્યુ નથી અને માછલા પકડવાનુ કામ, જે હાલના સમયમા સિન્ધુ નદીના દક્ષિણ તરફના કિનારાઓ ઉપર ધમધોકાર ચાલે છે, તેના વિષે પણ તેઓ તદ્દન અજ્ઞાનજ રહ્યા હતા ખરેખર, માછલા માટેનો શબ્દ, " मत्स्य, " એકજ વાર વપરાયલો દીઠામા આવે છે, જોકે જુદી જુદી જાતના પશુઓ, પક્ષીઓ, અને જીવજંતુઓ વિષે વારવાર કથન કરવામા આવ્યુ છે પજાબ અને પૂર્વ કાબુલિસ્તાનની નદીઓમા માછલા બહુ નથી હોતા, તેથી એ નદીઓના સ્વરૂપ સાથે આ વસ્તુસ્થિતિ મળતી આવે છે એથી ઉલટુ, यजुर्वेद જે વખતે આર્ય લોકો પૂર્વ દિશા તરફ અને, નિ સશય, દક્ષિણ તરફ પણ ફેલાઈ ગયા હતા તે વખતે રચાયલો હતો એટલે તેમા કેટલાક મત્રો આવે છે તે ઉપરથી માછલા પકડવાની કળા વિષે તે વખતે ઘણુ સારૂ જ્ઞાન હતું એવુ માલમ પડે છે જે શબ્દ પાછલા સમયમા હમેશા " દરિયા "ને માટે વપરાયો છે ( समुद्र ) તે શબ્દ* ऋग्वेदમા એના યૌગિક

---

* આ શબ્દ ઋગ્વેદમા અનેક સ્થળે વપરાયલો જોવામા આવે છે, પણ એનો અર્થ શો થાય છે તે વિષે ઘણી તકરાર ચાલે છે કેટલાક વિદ્વાનો તો એટલે સુધી કહે છે કે વેદના ઋષિમુનિઓ દરિયા વિષે અજાણ્યા હતા, પણ પ્રો મૅક્સ મ્યૂલર કેટલાક મત્રો એવા ટાક્યા છે - જેમા એ વિદ્વાનના મત પ્રમાણે ' समुद्र "નો દરિયા એ સિવાય બીજો કઈ પણ અર્થ થવો સભવિત જણાતો નથી એ- સ્થળે નદીઓના સમ્બન્ધમા " समुद्रार्था " ( સમુદ્ર તરફ જનારી ) એવુ વિશેષણ વાપરવામા આવ્યુ છે અન્ય સ્થળે સરસ્વતીનો પ્રવાહ સમુદ્રમા ભળી જતો જણાવવામા આવ્યો છે એવા અનેક ઉદાહરણ

અર્થમાં ( પાણીનો જથો એ અર્થમાં )જ વપરાયો છે, અને સિન્ધુના પ્રવાહમાં પંજાબની નદીઓનું પાણી ભળ્યા પછી જેનો પટ એટલો પ્હોળો થાય છે કે નદીની મધ્યમાં ઊભલું વહાણ કિનારા ઉપરથી જોઈ શકાય નહીં તે પ્હોળા પટની નદીના સમ્બન્ધમાં એ શબ્દ ઘણી વાર વપરાયો છે હાલના વખતમાં એવું જોવામાં આવ્યું છે કે એ પ્રદેશના રહેવાસીઓ સિન્ધુ નદીને માટે "સિન્ધનો દરિયો" એવા શબ્દ વાપરે છે, અને ખરેખર, **सिंधु** ("નદી") એ શબ્દજ **ऋग्वेद**ના કેટલાક મન્ત્રોમાં "દરિયા"ના જેવા અર્થમાં વાપરવામાં આવ્યો છે જેઓને દરિયાનો પરિચય હોય તે લોકો જેવા રૂપકો વાપરે તેવા રૂપકો **ऋग्वेद**માં વપરાયલા દીઠામાં આવતા નથી નૌકાયાન સમ્બન્ધી જે કંઈ વચનો **ऋग्वेद**માં વાપરવામાં આવ્યા છે તે ઉપરથી એવું માલમ પડે છે કે હલેસા વડે હંકારાતી હોડીઓમાં બેસીને નદીને સ્હામે કિનારે ( **पार** ) જવામાં આવતું તેના સમ્બન્ધમાં એ વચનો વાપરવામાં આવ્યા છે આ ઉપરથી એક આલંકારિક વચનનો પ્રયોગ થવા માંડયો તે સંસ્કૃત સાહિત્યમાં પણ ઘણો સાધારણ થઈ પડયો હતો ઉદાહરણ તરીકે, **ऋग्वेद**નો એક કવિ **अ**ગ્નિનું આવાહન કરતા કહે છે કે "વહાણમાં બેસીને નદી( **सिन्धु** )ને પેલે પાર જેવી રીતે જવાય તેવી રીતે મંત્રળા દુખો અને દહેશતોને પેલે પાર તુ મ્હને લઈ જા,' અને પાછલા સમયના સાહિત્યમાં, જે કોઈ પોતાનું ધારેલું કામ કરી ચૂકયો હોય અથવા પોતાના અભ્યાસના વિષયનું પૂરૂં જ્ઞાન મેળવી ચૂકયો હોય તેને માટે "પાર પડી ગયલો," "પારગત" ( **पारग** ) એવા શબ્દો ઘણી વાર વાપરવામાં આવ્યા છે એથી ઉલટું, **अथर्ववेद**માં કેટલાક મન્ત્રો એવા આવે છે કે તેના ઉપરથી તે મન્ત્રોના રચનારાઓને સમુદ્રનો સારો પરિચય હતો એમ ચોખ્ખું જણાઈ આવે છે

**ऋग्वेद**માં પર્વતો વિષે ઘણી વાર કહેવામાં આવ્યું છે, અને નદીઓને એ પર્વતોમાંથી નીકળતી વર્ણવવામાં આવી છે **आ**ણની દેખરેખ હેઠળ રહેતા જે પર્વતોને "બરફવાળા" ( **हिमवन्त** ) કહેવામાં

ઉપરથી એ વિદ્વાન એવા નિર્ણય ઉપર આવે છે કે **वे**દના ઋષિઓ 'समुद्र' વિષે બીલકુલ જાણતા ન્હોતા (જુઓ "Sacred Books of the East' પુસ્તક ૩૨મું, પૃષ્ઠ ૬૧) પણ પ્રો. મૅકડાનલે દર્શાવ્યું છે તે પ્રમાણે '**समुद्र**' એ શબ્દ '**सिन्धु**' નદીને માટે વાપરવામાં આવ્યો હોય એ ઘણું બનવા જોગ છે

આવ્યા છે તે **હિમાલય** ("બરફનુ ઘર") એ નામના પર્વતોજ છે એ તો ખુલ્લુજ છે પણ **મૂજવત્** એ સિવાય કોઈ પણ પર્વત વિષે **ऋग्वेद**મા નામ દઇને કથન કરવામા આવ્યુ નથી. માત્ર **મૂજવત્** વિષે આડકતરી રીતે સૂચવવામા આવ્યુ છે કે એ સોમનુ નિવાસસ્થાન છે પાછલા સમયના વૈદિક સાહિત્ય ઉપરથી એવુ અનુમાન થાય છે કે આ પર્વત કાબુલની ખીણ પાસે આવેલો હતો, અને ઘણું કરીને કાશ્મીરના નૈઋત્ય ખૂણા તરફ આવેલા પર્વતોમાનો એક એ હતો **अथर्ववेद**મા હિમાલયનો એક બીજો પર્વત **त्रिककुद** નામનો પણ ગણાવવામા આવ્યો છે. પાછલા સમયના સાહિત્યમા એને માટે "**त्रिकूट**" એ શબ્દ વાપરવામા આવ્યો છે, અને હાલ પણ એ "ત્રિકોટ" એ નામથી ઓળખાય છે એ પર્વતની તળેટી આગળ જે ખીણ છે તેમા થઇને **असिक्नी** (અથવા ચિનાબ) એ નામની નદી વહે છે ઉત્તર હિન્દુસ્તાનને દક્ષિણ તરફના ત્રિકોણાકારના દખ્ખણ નામના પ્રદેશથી છૂટી પાડનારી વિન્ધ્યાચળની જે પર્વતમાળા છે તે વિષે **ऋग्वेद**ના લોકોને કઈ પણ જ્ઞાન હતુ એમ જણાતું નથી, અને એ પર્વતની બરાબર દક્ષિણમા અને તેની સ્હામેની હારમા નર્મદા નદી (જે હવે "નરબદા" એ નામથી ઓળખાય છે) તેના વિષે પણ **ऋग्वेद**મા કોઈ સ્થળે કહેવામા આવ્યુ નથી

આ સઘળી હકીગતો ઉપરથી એવા અનુમાન ઉપર આપણે નિર્ભયપણે આવી શકીશુ કે **ऋग्वेद**ના સૂક્તો જે વખતે રચાયા તે વખતે આર્ય લોકો વાયવ્ય દિશાનો જે ભાગ નકશામા પંખાના આકારનો જણાય છે અને જેની પશ્ચિમે સિન્ધુ નદી આવી છે જેની પૂર્વમા સતલજ આવી છે, અને જેની ઉત્તરે હિમાલય પર્વત આવેલો છે તે પ્રદેશમા ફેલાઈ વળ્યા હતા, અને એ હદની પેલી તરફ પણ પૂર્વ અને પશ્ચિમ દિશામા તેઓના થોડાક સસ્થાનો હતા હવે, હાલનુ પંજાબ તે એક વિશાળ અને સુક્કુ ક્ષેત્ર છે, અને રાવલ પિન્ડી આગળના વાયવ્ય દિશાના ખૂણા સિવાય એ પ્રદેશના બીજા કોઈ પણ ભાગ આગળથી પર્વતો બીલકુલ દીઠામા આવતા નથી અને વરસાદના તોફાન થતા પણ કદી જણાતા નથી આ સ્થળે વાયુ, પાણી વગેરે તત્ત્વોની લડાઇનો ભવ્ય દેખાવો કદી જોવામા આવતા નથી, પણ વર્ષાઋતુમા માત્ર વરસાદના ધીરા ઝાપટાઓ ત્યા આગળ પડે છે, અને ત્યા આગળનો મળસ્કાનો દેખાવ ઉત્તરના બીજા કોઈ પણ પ્રદેશમા દીઠામા આવે તેના

કરતા વધારે ભપકાદાર છે આ કારણથી, પ્રોફેસર હૉપકિન્સ જે એવા અનુમાન ઉપર આવે છે કે વરુણ અને ઉષા જેવા દેવતાઓનુ જેમા આવાહન કરવામા આવ્યુ હોય તેવા પ્રાચીન સૂક્તોજ પંજાબમા રચાયલા હતા, અને બાકીના સૂક્તો હાલ જે અંબાલાના નામથી ઓળખાય છે તેની દક્ષિણે આવેલુ, સરસ્વતીની પાસેનુ, પવિત્ર સ્થળ, જ્યા આગળ ऋग्वेदના વર્ણનોની સાથે બંધબેસતી આવે એવી દરેક પ્રકારની સ્થિતિ દીઠામા આવે છે, ત્યા આગળ રચાયા હોવા જોઇએ તે અનુમાન કાંઇક વાસ્તવિક લાગે છે પંજાબના હવાપાણીની સ્થિતિ વેદના સમયમા હતી તેના કરતા હવે તદ્દનજ જુદી થઈ ગઈ છે એવુ માની લેવુ તેના કરતા પ્રોફેસર હૉપકિન્સનો વિચાર સ્વીકારવો એજ વધારે યોગ્ય છે એમ કોઇને પણ લાગ્યા વગર રહેશે નહીં

ऋग्वेदના સમયમા આર્ય લોકો ઉપર જણાવેલા પ્રદેશમાજ વસતા હતા એ વાત ऋग्वेदના સૂક્તોમા એ દેશના વનસ્પતિઓ અને પ્રાણીઓ વિષે જે કથન કરવામા આવ્યુ છે તે ઉપરથી પણ માલમ પડે છે ઉદાહરણ તરીકે, સોમ એ ऋग्वेदનો સૌથી વધારે અગત્યનો છોડનો છે તેના વિષે એવુ કહેવામા આવ્યુ છે કે એ છોડ પર્વત ઉપર ઉગે છે, અને રોજના વિધિમા એના રસનો છૂટથી ઉપયોગ થતો હતો તે ઉપરથી એવુ માલમ પડે છે કે એ છોડ સ્હેલાઇથી મળી શકતો હશે બ્રાહ્મણોના સમયમા એવુ જણાય છે કે એ છોડને ઘણે દૂરથી લાવવો પડતો હતો, અથવાતો એ છોડ સુલભ ન હોવાને લીધે એને બદલે બીજો છોડ વાપરવો પડતો હતો હાલમા જે છોડ સાધારણ રીતે વપરાય છે તે તદ્દન જુદોજ છે એ તો ખુલ્લુ છે, કારણ કે એનો રસ પીવામા આવે છે તેનાથી તો ઉલટી આવવા જેવુ થાય છે એ રસમા આનન્દ આપવાની જે શક્તિનુ ऋग्वेदના કવિઓએ વર્ણન આપ્યુ છે તે શક્તિ આ સોમરસમા બીલકુલ જણાતી નથી, એટલુજ નહીં પણ તેનાથી ઉલટોજ ગુણ જણાય છે તે ઉપરથી માલમ પડે છે કે આ સોમવલ્લી તે ऋग्वेदના સમયની સોમવલ્લી કરતા તદન જુદીજ છે તેમ હોમવિધિને માટે પારસી લોકો જે છોડવો હજી પણ ઈરાનથી લાવે છે તે પણ અગાઉ જે સોમના નામથી ઓળખાતો તેજ હોય એવુ માનવા જેવુ નથી વળી, પાછલા સમયના વેદોમા, ચોખા વિષે ઘણી વાર કહેવામા આવ્યુ છે, અને ચોખાને જીવનની એક અગત્યની વસ્તુ

તરીકે ગણવામા આવી છે, પણ **ऋग्वेद**મા તેનુ બીલકુલ નામજ દેવામા આવ્યુ નથી અગ્નિકોણમા, જ્યા પુષ્કળ વરસાદ વરસે છે, ત્યા આગળ એનુ ખરૂ સ્થાન છે આ કારણથી, જે વખતે **ऋग्वेद**ના સૂક્તો રચાયા તે વખતે, **સિન્ધુ** વગેરે નદીઓ જ્યા આગળ વહે છે તે પ્રદેશમા ઘણું-ખરૂ એનો પાક બીલકુલ નહીં હોય, જોકે પાછલા સમયમા, પાણીના બાધકામ વડે કરીને **હિન્દુસ્તાન**ના સઘળા ભાગમા એના છોડ ઉગવવામા આવતા **ऋग्वेद**ના ખેડૂતો દાણા( **यव** )ને વાવતા હતા, પણ પાછલા સમયમા એ શબ્દનો "જવ" એવો અર્થ થવા માડ્યો તે અર્થમા એ શબ્દ **ऋग्वेद**મા વપરાયો હોય એવુ જણાતુ નથી

**ऋग्वेद**મા જે મ્હોટા વૃક્ષો વિષે કથન કરવામા આવ્યુ છે તેમા સૌથી અગત્યનુ ઝાડ **અશ્વત્થ**નુ છે એના ફળ ( **पिप्पल** ) વિષે એવુ કહેવામા આવ્યુ છે કે એ ફળ મીઠા હોય છે અને પક્ષીઓને એ ફળ ઘણા ભાવે છે એ વખતથીજ એ વૃક્ષ પવિત્ર ગણાવા માડયુ હતુ એમ જણાય છે, કારણ કે **સો**મના પાત્રને માટે એનુ લાકડુ વપરાતુ હતુ, અને **अथर्ववेद** ઉપરથી આપણને માલમ પડે છે કે પવિત્ર અગ્નિને ઉત્પન્ન કરવા માટે **प्रमन्थ** તરીકે પણ એજ લાકડુ વપરાતુ હતું પાછલા **વેદ**મા વળી એવુ પણ કહેવામા આવ્યુ છે કે ત્રીજા દ્યુલોકમા **અશ્વત્થ** વૃક્ષની નીચે દેવતાઓ બેસે છે અને **ऋग्वेद**ની અદરજ એવુ કહેવામા આવ્યુ છે કે "સારા પાદડાવાળા વૃક્ષ"(**सुपर्ण**)ની છાયામા બેસીને પિતૃલોકો **યમ**ની સાથે મઝાહ કરે છે તે **सुपर्ण** એ પણ **अश्वत्थ** વૃક્ષજ હશે આ વૃક્ષ હવે "પીપળો" એ નામથી ઓળખાય છે, અને હજી પણ એ એવુ પવિત્ર ગણાય છે કે એની નીચે ઊભા રહીને જૂઠુ બોલતા **હિન્દુ** લોકોને ભય લાગે છે પણ **न्यग्रोध** અથવા "વડ" નુ વૃક્ષ, જે **હિન્દુસ્તાન**નુ ખાસ છે અને જે પોતાની ઘટા વડે કરીને પૃથ્વી ઉપરના બીજા કોઈ પણ વૃક્ષના કરતા વધારે જગા ઉપર ફેલાઈ વળે છે, તેનુ **ऋग्वेद**મા તો નામજ દેવામા આવ્યુ નથી, અને **अथर्ववेद**મા બે વખતજ તેના વિષે કથન કરવામા આવ્યુ છે સૂર્યના કિરણો જેમા થઈને પેસી શકતા નથી અને અનેક ન્હાના ન્હાના થડો સ્તભની પેઠે જેને ટકાવી રાખે છે તે લીલોતરીના ઉંચા ઘુમટવાળુ વિશાળ વૃક્ષ કુદરતે પોતાના હાથ વડે રચેલા વનસ્પતિના એક મ્હોટા મદિરના જેવુ જણાય છે ઈંગ્લાડના ગામડાઓમા "ઓક"નુ

ઝાડ જેવુ આનન્દજનક લાગે છે તેવુજ, બલ્કે તેથી પણ વિશેષ આનન્દજનક, હિન્દુસ્તાનના અસખ્ય ગામડાઓમા વસનારા ખેડૂતોને આ વડનુ વૃક્ષ લાગે છે.

વિકરાળ જાનવરોમા, **ऋग्वेद**ના કવિઓને સૌથી વધારે પરિચિત એવુ એક જાનવર **सिंह** છે એ કવિઓએ એને પર્વતના જગલોમા રહેતો અને જાળથી પકડવામા આવતો વર્ણવ્યો છે, પણ સૌથી વધારે વિસ્તાર તો તેઓએ એની ગર્જનાના સમ્બન્ધમા કર્યો છે **સતલજ** અને **સિન્ધુ** નદીની પૂર્વમા આવેલા વિશાળ અરણ્યમા સિંહ અગાઉ વધારે દીઠામા આવતા એ વિષે કંઈ પણ સશય નથી, પણ હવે તો **ગુજરાત**ની દક્ષિણના વનવાળા પર્વતો ઉપરજ સિંહ દીઠામા આવે છે તોપણ **હિન્દુ**સ્તાનના સાહિત્યમા, એ પશુઓના રાજા વિષે હમેશાજ પરિચિત પ્રાણી તરીકે કથન કરવામા આવ્યુ છે, અને એનુ જૂનુ **સસ્કૃત** નામ 'સિંઘ' એ રૂપે **હિન્દુ**ઓના નામની પાછળ લગાડવામા આવેલુ હજી પણ આપણા જોવામા આવે છે

**ऋग्वेद**મા વાઘનુ નામ બીલકુલ જણાતુ નથી **બ**ગાળાના ભીનાશવાળા જગલો એ એનુ કુદરતી નિવાસસ્થાન છે, જોકે હવે તો **હિન્દુસ્તાન**ના સઘળા જગલોમા વાઘ દીઠામા આવે છે પણ બીજા **વેદો**મા નિ:સશય સિંહની જગા એણે લીધી છે, જોકે સિંહ પણ હજી કેવળ અપરિચિત નથી. કાચી ખાનારા જાનવર તરીકે એની વિકરાળતા વિષે ઘણી વાર કહેવામા આવ્યુ છે ઉદાહરણ તરીકે, **शुक्ल यजुर्वेद**મા, ખાસ જોખમભરેલુ કામ હોય તેને સૂતેલા વાઘને જગાડવાના કામ સાથે સરખાવવામા આવ્યુ છે, અને **अथर्ववेद**મા એ પ્રાણીને **पुरुषाद्** (માણસને ખાનાર) કહેવામા આવ્યુ છે આ પ્રમાણે વાઘ અને સિંહના સમ્બન્ધની જે હકીગત **વેદ**માથી મળી આવે છે તે ઉપરથી, **વેદ**ના સમયમા **આર્ય** લોકોએ પૂર્વ દિશા તરફ પ્રયાણ કર્યાનુ ખાસ રસ પડે એવુ પ્રમાણ આપણને મળી આવે છે

હાથીનુ પદ પણ કંઈક એવુજ જોવામા આવે છે એના વિષે સ્પષ્ટ કથન **ऋग्वेद**ના બે મન્ત્રોમાજ કરવામા આવેલુ જણાય છે, અને એ સ્થળે એને માટે જે પ્રકારનુ નામ વાપરવામા આવ્યુ છે,—"હાથ વાળો (**हस्ती**) પશુ (**मृग**)" તે ઉપરથી માલમ પડે છે કે ઋષિઓ

હજી એને વિચિત્ર પ્રાણી તરીકેજ ગણતા હતા. એક મંત્ર ઉપરથી એવું સમજાય છે કે **ऋग्वेद**ના પાછલા સમયમાં એ પ્રાણીને પકડવાના પ્રયત્ન થવા માંડ્યા હતા. ઈ. સ. પૂર્વે ૩૦૦ સુધીમાં તો જંગલી હાથીઓને પકડવાનો રિવાજ સાધારણ થઈ પડ્યો હતો એવું મિગૅસ્થનિસના પ્રમાણ ઉપરથી આપણને માલમ પડે છે **अथर्ववेद** અને **यजुर्वेद**ના રચનારાઓને હાથી ઘણો પરિચિત હતો એમ જણાય છે, કારણ કે એના વિષે વારવાર કથન કરવામાં આવ્યું છે, એટલુંજ નહીં પણ **हस्ती**, "હાથવાળો" એટલે "સૂંઢવાળો" એ વિશેષણ એને માટે એવું સાધારણ થઈ ગયું છે કે એ વિશેષણથી એ પ્રાણીનુંજ સૂચન થાય છે ઉત્તર હિન્દુસ્તાનમાં, હાથીઓનું ખાસ રહેઠાણ હિમાલયની તળેટી આગળ આવેલા તરાઈ જંગલમાં છે

**ऋग्वेद**માં સિંહના કરતાં વરૂ (**वृक**) વિષે વધારે વખત કહેવામાં આવ્યું છે, અને ડુક્કર (**वराह**) વિષે પણ ઘણી વખત કહેવામાં આવ્યું છે એ વરાહનો કૂતરાઓ વડે શિકાર કરવામાં આવતો **महिष** (પાડો) એ પણ **ऋग्वेद**ના કવિઓને ઘણો પરિચિત હતો, અને એનું માંસ રાંધીને ખાવામાં આવતું એવું ઘણે ઠેકાણે કહેવામાં આવ્યું છે રીંછ (**ऋक्ष**) વિષે એકજ ઠેકાણે કહેવામાં આવ્યું છે વાંદરા (**कपि**) વિષે એક પાછળથી લખાયલા સૂક્ત(મં ૧૦, સૂ. ૮૬)માંજ કહેવામાં આવ્યું છે, અને તે પણ એવી રીતે કહેવામાં આવ્યું છે કે તે પરથી એ પ્રાણીને પાળવામાં આવતું એવું માલમ પડી આવે છે વાંદરાને માટે પાછલા સમયમાં સાધારણ રીતે જે નામ વપરાય છે, **वानर** (એટલે "વનનું પ્રાણી') તે હિન્દુસ્તાનની હાલની ભાષાઓમાં જળવાઈ રહ્યું છે, અને મિ રૂડયાર્ડ કિપલિંગના ગ્રન્થો વાંચનારને, બંદર લોક એ સ્વરૂપમાં એ નામ ઘણું પરિચિત છે

**ऋग्वेद**ના કવિઓને પરિચિત એવા વસ્તીમાં રહેનારા પ્રાણીઓમાં, બકરાઓ, ઘેટાઓ, ગધેડાઓ, અને કૂતરાઓ એ ઓછા અગત્યના છે કૂતરાઓના સમ્બન્ધમાં એવું માલમ પડે છે કે પશુઓનો શિકાર કરવાના કામમાં, પશુઓની ચોકી રાખવાના કામમાં, અને પશુઓને શોધી કાઢવાના કામમાં, તેમજ રાત્રે ઘર સાચવવાના કામમાં તેઓની મદદ લેવામાં આવતી. પણ સૌથી વધારે અગત્યતા તો ઢોર ઢાખરની હતી.

ગાયોને મુખ્ય ધન તરીકે ગણવામા આવતી, અને યજ્ઞનુ જે લવાજમ આપવામા આવતું તેને માટેનો શબ્દ, "**दक्षिणा**," એ ખરૂ જોતા એક વિશેષણ છે, તેનો અર્થ "બ્યાજબી," "કીમતી" એવો થાય છે, અને **गो** (ગાય) એ શબ્દ એની પાછળ અધ્યાહાર રહ્યો છે ચરીને પાછી આવતી અને દોરડા વડે બાધવામા આવેલા વાછરડાને ચાટતી ગાયને જોઈને વેદના ઋષિઓને જેટલો આનન્દ થતો તેટલો બીજા કોઈ પણ દેખાવથી ન્હોતો થતો, દુઝણી ગાયોના બગડવાનો અવાજ તેઓને જેટલો મધુર લાગતો તેટલો બીજો કાઈ પણ અવાજ ન્હોતો લાગતો આ કારણથી, "કોડ આગળ ઊભેલા વાછરડાને જોઈને ગાયો જેવી રીતે બરાડે છે તેવી રીતે હમે હમારા સૂક્તો વડે ઇન્દ્રની સ્તુતિ કરીએ છિયે," અથવા "વગર દહોવાયલી ગાયોની પેઠે હમે ત્હને બૂમ પાડી છે, ઓ વીર (ઇન્દ્ર)" એવુ કહેવામા વેદના ઋષિઓને કઈ પણ વિચિત્ર લાગતુ નહીં ગાયો ચરીને પાછી આવતી ત્યાર પછી વધારે સલામતીને માટે તેને રાત્રે કોડમા પૂરવામા આવતી અને સ્હવારે પાછી છૂટી કરવામા આવતી **शुक्ल यजुर्वेद**મા જોકે એવુ કહેવામા આવ્યુ છે કે ગાયનો વધ કરનારને મૃત્યુની શિક્ષા થવી જોઈએ, તોપણ **ऋग्वेद**મા ગૌહત્યાનો સપૂર્ણ પ્રતિષેધ કરવામા આવેલો કોઈ પણ ઠેકાણે જોવામા આવતો નથી અને વિવાહસૂક્ત ઉપરથી તો એવુ પણ માલમ પડે છે કે ખાસ મહત્ત્વના પ્રસગો ઉપર ગાયની પણ હત્યા કરવામા આવતી, અને ઇન્દ્રને અનેક વૃષભોનુ બલિદાન અપાયા વિષે પણ ઘણી વાર કહેવામા આવ્યુ છે ગાયો ચરવા ગઈ હોય ત્યારે હમેશા બળદો અને ગોધાઓને હળ ખેડવાના અને ગાડા ખેંચવાના કામમા વાપરવામા આવતા

**ऋग्वेद**મા અશ્વની પદવી ગાયથીજ ઉતરતી છે, કારણ કે ગાયની સમૃદ્ધિ ઉપરાત અશ્વરૂપી ધનને માટે ઘણી વાર યાચના કરવામા આવેલી જણાય છે **ऋग्वेद**ના લોકોને યુદ્ધમા વારવાર ચઢવુ પડતું, અને યુદ્ધનો રથ ખચવાના કામમા અશ્વ એ ઘણુ અગત્યનુ પ્રાણી થઈ પડતુ રથની શરતો પણ ઘણી વાર થતી, તેમા પણ અશ્વ વગર ચાલેજ નહીં એવુ હતુ તોપણ ખેતીના કામમા હજી અશ્વનો ઉપયોગ થતો ન્હોતો વળી, સઘળા પશુયજ્ઞોમા અશ્વમેધ એ સૌથી વધારે **અગત્યનો** અને **સૌથી** વધારે ફળદાયી ગણાતો હતો

ऋग्वेदના પક્ષીઓમાથી, ઇતિહાસદષ્ટિએ અથવા સાહિત્યદષ્ટિએ કઇક અગત્યના લાગે એવા પક્ષીઓજ હુ ગણાવીશ તો તે બસ થશે. हंस, જે સંસ્કૃત કવિઓને ઘણો પરિચિત હતો, તેના વિષે વેદમા ઘણી વાર કહેવામા આવ્યુ છે, અને એને પાણીમા તરતો અને એક પક્તિમા ઊડતો વર્ણવવામા આવ્યો છે પાછલા સમયના સાહિત્યમા જેમ દૂધ અને પાણીને છૂટા પાડવાની શક્તિ એનામા હોવા વિષે કહેવામા આવ્યુ છે તેમ शुक्ल यजुर्वेदમા સોમ અને પાણીને છૂટા પાડવાની શક્તિ એનામા છે એવી મતલબના વચનો કહેવામા આવ્યા છે એજ વેદ પ્રમાણે, દૂધ અને પાણીને છૂટા પાડવાની શક્તિ क्रौञ्च પક્ષીમા છે

चक्रवाक પક્ષી, જેની વફાદારી વિષે વેદ પછીના સમયના કવિઓ ઘણી વાર વિવેચન કરે છે, તેનુ નામ ऋग्वेदમા એકજ વાર દેવામા આવ્યુ છે, અને તે એવી રીતે દેવામા આવ્યુ છે કે " चक्रवाक પક્ષીના યુગલની પેઠે અશ્વિનો સ્હવારમા આવે છે," પણ अथर्ववेदમા તો દાપત્યપ્રેમના આદર્શ તરીકેજ એ પક્ષીઓ વિષે કથન કરવામા આવ્યુ છે मयूरीઓને ऋग्वेदમા વિષ હરનારી કહેવામા આવી છે, અને પોપટ( शुक )ને પીળો કહેવામા આવ્યો છે यजुर्वेदના સમયમા પોપટોને પાળવામા પણ આવતા હતા એવુ જણાય છે, કારણ કે એ વેદમા તેઓને " માણુસની વાણી બોલનારા " કહેનામા આવ્યા છે

કઈ ન કહેવામા આવ્યુ હોય તેના ઉપરથી અમુક અનુમાન ઉપર આવી જવુ એ કેટલુ જોખમભરેલુ છે તેનુ એક સરસ ઉદાહરણ એ છે કે મીઠુ, જે ખનીજ પદાર્થોમા સૌથી વધારે અગત્યનુ છે, તેનુ નામ ऋग्वेदમા એક વખત પણ દેવામા આવ્યુ નથી, અને તે છતા ઉત્તર પંજાબ એ પ્રદેશજ એવો છે કે જ્યા મીઠુ સૌથી વધારે પાકે છે સિન્ધુ અને જેલમની વચ્ચેના સ્થળમા મીઠુ એટલુ બધુ પાકે છે કે સ્ટ્રેબોના કહેવા પ્રમાણે, સિકદર બાદશાહના ગ્રીક સાથીઓએ નિશ્ચયપૂર્વક એવુ જણાવ્યુ હતું કે " એ મીઠુ આખા હિન્દુસ્તાનની જરૂરિયાત પૂરી પાડવાને બસ થાય એટલુ છે "

ધાતુઓમા સુવર્ણ વિષે ऋग्वेदમા સૌથી વધારે વખત કહેવામા આવ્યુ છે મ્હોટે ભાગે, ઘણુ કરીને વાયવ્ય દિશાની નદીઓમાથી સુવર્ણ મળી આવતુ હતું, અને હમણા પણ એ નદીઓમાથી સુવર્ણનો મ્હોટો

જયો નીકળી આવે છે આ કારણથીજ **સિન્ધુ** નદીને કવિઓએ "સુવર્ણમય" અથવા "સુવર્ણના તળીયાવાળી" કહી હશે રાજાઓની પાસે પુષ્કળ સુવર્ણ હતુ એવુ સૂચવનારા વચનો પણ **ઋગ્વેદ**માથી ઘણા મળી આવે છે. ઉદાહરણ તરીકે, એક કવિ સુવર્ણની દશ લગડીઓ અને તે ઉપરાત બીજી વસ્તુઓ દક્ષિણા તરીકે આપનારા રાજાની ઉદારતાના વખાણ કરે છે એરિંગ, કડા વગેરે સુવર્ણના જુદી જુદી જાતના અલકારોના નામ પણ ઘણી વાર દેવામા આવ્યા છે

સુવર્ણથી બીજે નબરે, **अयस्** (લૅટિન, aes) વિષે સૌથી વધારે વખત કહેવામા આવ્યુ છે **अयस्** એનો અર્થ "લોઢુ" એવો થાય છે કે નહીં એ સવાલ ઐતિહાસિક દૃષ્ટિએ ઘણો અગત્યનો છે એ શબ્દ જ્યા આગળ વપરાયો છે તે ઘણાખરા મત્રોમા એનો અર્થ "ધાતુ" એટલોજ થતો હોય એવુ જણાય છે જે થોડાક મત્રોમા એ શબ્દના પ્રયોગ ઉપરથી અમુક ધાતુનુ નામ સૂચવાતુ હોય એવુ લાગે છે ત્યા આગળ પણ કઈ ધાતુ એ શબ્દ વડે સૂચવાય છે તે ચોક્કસ કહી શકાતું નથી, પણ એના રગ વિષે અનુમાન કરવાના જે સાધન મળી આવે છે તે ઉપરથી તો ચોક્કસ એવુ જણાય છે કે એનો રગ કઇક રતાશ પડતો છે, એટલે એ લોઢુ નહીં પણ તાબુ હોવુ જોઈએ એવુ અનુમાન થાય છે **अथर्ववेद**મા **अयस्**નો "કાળુ" અને "રાતુ" એવો ભેદ પાડવામા આવ્યો છે, તે ઉપરથી એવુ જણાય છે કે લોઢુ અને તાબુનો ભેદ તે વખતે નવોજ પાડવામા આવ્યો હતો વળી, સુધારાની પ્રગતિના ઇતિહાસની આ વાત ઘણી જાણીતી છે કે લોઢાના કરતા પ્હેલુ હમેશા તાબુજ વપરાય છે તોપણ, વેદના વિશેષ પ્રાચીન સમયમા લોઢુ તદનજ અજાણ્યુ હતુ એમ કહેવુ એ લગાર ઉતાવળુ અને ઉદ્ધતાઈ-ભરેલુ ગણાશે એ સમયના **આર્ય** લોકો રૂપા વિષે કઈ પણ જાણતા ન્હોતા એ બનવા જોગ છે, કારણ કે **ऋग्वेद**મા કોઈ પણ સ્થળે એ ધાતુનુ નામ દેવામા આવ્યુ નથી, અને હિન્દુસ્તાનની વાયવ્ય દિશામા એ ધાતુ બીલકુલ જોવામા આવતી નથી એથી ઉલટુ, એ ધાતુ વિષે કોઈ પણ સ્થળે ઉલ્લેખ કરવામા ન આવ્યો હોવા છતા કદાચ તે વખતે એ જાણીતી હોય પણ ખરી, કારણ કે એ તાબાની સાથે હોય છે અને તાબુ તો તે વખતે જાણીતુ હતુજ

આ પ્રમાણે સ્થલવર્ણન, હવાપાણી, અને દેશમા પાકતી વસ્તુઓ

એ સર્વે ઉપરથી એવુ માલમ પડે છે કે જે પ્રજાના કવિઓએ **ऋग्वेद**ના સૂક્તો રચ્યા હતા તે પ્રજા કાબુલ નદીથી તે જમના નદી સુધીના હિન્દુસ્તાનના વાયવ્ય દિશાના મુલકમા વસતી હતી પણ મૂળ વતનીઓની સાથે તેઓને હજી તકરાર થયા કરતી હતી એમ જણાય છે, કારણ કે એ મૂળ વતનીઓ ઉપર તેઓએ જે વિજય મેળવેલા તે વિષે ઘણે ઠેકાણે કહેવામા આવ્યુ છે ઉદાહરણ તરીકે, ઇન્દ્રે પોતાના મિત્રોને માટે હિન્દુસ્તાનના મૂળ વતનીઓમાથી ૧૦૦૦ માણસને બધનમા મૂક્યા અથવા ૩૦૦૦૦ ને મારી નાખ્યા એવુ ઇન્દ્રને વિષે કહેવામા આવ્યુ છે આગળ વધવામા નદીઓ અતરાય રૂપ થઈ પડતી એવુ ઘણી વાર કહેવામા આવ્યુ છે તે ઉપરથી જણાય છે કે નવા નવા મુલકોને કબજે કરવા એવો જીતનાગી પ્રજાનો નિશ્ચય હતો એ પ્રજાની જુદી જુદી ટોળીઓ હતી તોપણ એ આખી પ્રજા એકજ જાતના અને એકજ ધર્મના માણસોની બનેલી છે એવુ તેઓ સારી રીતે સમજતા હતા તેઓ પોતાની જાતને **આર્ય** કહેતા, અને હિન્દુસ્તાનના મૂળ વતનીઓને માટે **दस्यु** અથવા **दास** એ શબ્દ તેઓ વાપરતા પાછલા સમયમા એ **दस्यु** લોકોને માટે **अनार्य** એ શબ્દ પણ વાપરવામા આવતો એ એ પ્રજાની વચ્ચે શારીરિક ભેદ તેઓની ચામડીના રગ(**वर्ण**)નો હતો મૂળ વતનીઓ " કાળા " (**कृष्ण**) અથવા "કાળી ચામડીના" કહેવામા આવ્યા છે, અને તેઓને માટે " **दास वर्ण** " એવા શબ્દો પણ વાપરવામા આવ્યા છે એથી ઉલટુ, જીતનારી પ્રજાને માટે " આર્ય વર્ણ " અથવા " હમારી વર્ણ " એવા શબ્દો વાપરવામા આવ્યા છે આ ભેદ ઉપરથીજ પ્રથમ જ્ઞાતિભેદનો પાયો નખાયો હતો એમા કઈ શક જેવું નથી. સસ્કૃત ભાષામા જ્ઞાતિને માટે હમેશા " **वर्ण** " એ શબ્દજ વપરાયો છે

જીતાયલી પ્રજામાથી જેઓ ન્હાસી જઈને પર્વતોમા ભરાઈ પેઠા નહીં, પણ બંધીવાન બન્યા, તેઓને દાસત્વ કરવુ પડયુ ઉદાહરણ તરીકે, એક કવિને પોતાના રાજા તરફથી સો ગધેડાઓ, સો ઘેટાઓ, અને સો **दास** લોકોની બક્ષીસ મળી હતી. પાછલા સમયની સસ્કૃત ભાષામા, આ **दास** એ શબ્દનો હમેશા " ચાકર " અથવા " ગુલામ " એવો અર્થ થાય છે જર્મનીમા **સ્લાવ** લોકોને પકડીને ગુલામ બનાવવામા આવતા તે ઉપરથી " કેદી થયલો **સ્લાવ** " ( Slav ) એનો અર્થજ

"ગુલામ" (Slave) એવો થઈ ગયો, તેવી રીતે અહીં "**દાસ**" એનો અર્થ પણ "ગુલામ" એવો થઈ ગયો આ મૂળ વતનીઓ પૂરેપૂરા તાબે થયા ત્યાર પછી **દસ્યુ** એ નામથી ઓળખાવાને બદલે તેઓની એક ચોથી વર્ણ બની, અને **શૂદ્ર** એવુ નામ તેઓને પછીથી આપવામા આવ્યુ. **ઋગ્વેદ**મા **દસ્યુ** લોકોને "યજ્ઞ ન કરે એવા," "શ્રદ્ધા વગરના," અને "નાસ્તિક" કહેવામા આવ્યા છે "લિંગપૂજા કરનારાઓ" એવુ બે મન્ત્રોમા કહેવામા આવ્યુ છે તે પણ એ લોકોના સમ્બન્ધમાજ કહેવામા આવ્યુ છે એમા કઈ પણ સશય નથી. કાળે કરીને **આર્ય** લોકોએ પણ આ લિંગપૂજાનોજ ધર્મ સ્વીકાર્યો **મહાભારત**ના કેટલાક શ્લોકો ઉપરથી એવુ માલમ પડે છે કે એ વીરચરિત કાવ્ય જે વખતે રચાયુ તે વખતે પણ **શિવ**ના લિંગની પૂજા કરવામા આવતી હતી હાલના સમયમા, લિંગપૂજા **હિન્દુસ્તાન**મા ઘણે ઠેકાણે પ્રચાર પામી ગઈ છે, પણ સૌથી વધારે એનુ જોર દક્ષિણમા છે **દસ્યુ** લોકો ભરવાડના જેવુ જીવન ગાળતા હતા એમ જણાય છે, કારણ કે તેઓની પાસે ઢોર પુષ્કળ હતા, અને **આર્ય** લોકોની જીતનારી પ્રજા એ ઢોરને પોતાના કબજામા લેતી હતી જે કિલ્લાઓમા એ **દસ્યુ** લોકો ભરાઈ રહેતા હતા તે કિલ્લાઓને માટે "**પુર**" એ શબ્દ વાપરવામા આવ્યો છે એ કિલ્લાઓની સખ્યા ઘણી મ્હોટી હશે એમ જણાય છે, કારણ કે ઇન્દ્રે પોતાના સાથીઓને માટે સો કિલ્લાઓ ભાગી નાખ્યા એવુ ઇન્દ્રના સમ્બન્ધમા કહેવામા આવ્યુ છે

**ઋગ્વેદ**મા **આર્ય** લોકોની અનેક ટોળીઓના નામ વાચવામા આવે છે તેમાની જે ટોળી સૌથી વધારે વાયવ્ય દિશામા વસતી હતી તેના માણસો ગધારીઓ કહેવાતા હતા તેઓ વિષે જે લખવામા આવ્યુ છે તે ઉપરથી એવુ જણાય છે કે તેઓ ઘેટા ઉછેરવાનું કામ કરતા હતા પાછલા સમયમા તેઓ ગધાર અથવા **ગાંધાર** એ નામથી ઓળખાતા હતા ગધારીઓની પાસે રહેનાર તરીકે, **મૂજવત્** લોકો વિષે **અથર્વવેદ**મા લખ્યુ છે એ લોકો **મૂજવત્** પર્વતની પાસેના પ્રદેશમા વસતા હશે એમા કઈ સશય જેવુ નથી **આર્ય** લોકોના વાયવ્ય દિશા તરફના સસ્થાનોની છેવટની હદ આ બે પ્રજાઓ વડે અકાય છે એવુ તેઓ માનતા હોય એમ તેઓની લખવાની રીત ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે

**ઋગ્વેદ**મા "પાચ ટોળીઓ" (**पञ्चजना.**) એવા શબ્દો ઘણે ઠેકાણે વાપરવામા આવ્યા છે હિન્દુસ્તાનના સઘળા આર્ય લોકો નહીં તો આર્ય પ્રજાના સૌથી વધારે અગત્યના ભાગનો તો આ "પાચ ટોળીઓ"માજ સમાવેશ થતો હતો એ નક્કી છે એ મત્રોમા જે પાચ ટોળીઓને સાથે ગણાવવામા આવી છે, પૂરુ, તુર્વશ, યદુ, અનુ, અને દ્રુહ્યુ, તેજ આ શબ્દો વડે સૂચવાતી હશે એ બીલકુલ અસંભવિત નથી આ પાચ ટોળીઓને એકબીજાની સાથે યુદ્ધ કરતી ઘણી વાર વર્ણવવામા આવી છે એમાની ચાર ટોળીઓ બીજી કેટલીક ટોળીઓની સાથે એકઠી થઈ ગઈ હતી, અને દશ રાજાઓના ઉપરીપણા નીચે રહીને તૃત્સુ* લોકોના રાજા સુદાસની સાથે તેઓએ યુદ્ધ કર્યું હતું બેઉ પક્ષની સેનાઓ પરુષ્ણીના કિનારાઓ ઉપર એકઠી થઈ હતી અને ત્યા આગળ "દશ રાજાઓની ભારે લડાઈ" લડવામા આવી હતી એકઠી થયલી ટોળીઓએ નદી ઓળગવાના અને નદીના પ્રવાહને બીજી દિશા તરફ વાળવાના ઘણા પ્રયત્ન કીધા, પણ તેમા તે નિષ્ફળ ગઈ, અને તૃત્સુ લોકોએ ભારે હાર ખવડાવીને એ ટોળીઓને પાછા ફરવાની ફરજ પાડી

પૂરૂ એ નામના લોકોને સરસ્વતીના બેઉ કિનારાઓ ઉપર રહેતા વર્ણવવામા આવ્યા છે પણ એમાના કેટલાક માણસો દૂરની પશ્ચિમ દિશાના પાછલા પ્રદેશમા રહ્યા હોવા જોઈએ, કારણ કે સિકદર બાદશાહના વખતમા તેઓ પરુષ્ણીના કિનારા ઉપર વસતા હતા. **ઋગ્વેદ**મા એ લોકોના રાજા અને પુરુકુત્સના પુત્ર ત્રસદસ્યુ વિષે ઘણી વાર કહેવામા આવ્યુ છે, અને એના વશજ તૃક્ષીને એક સમર્થ રાજા તરીકે વર્ણવવામા આવ્યો છે તુર્વશ લોકો વિષે પણ **ઋગ્વેદ**મા ઘણી વાર કહેવામા આવ્યુ છે તેનીજ સાથે યદુ લોકોનુ નામ પણ સાધારણ રીતે જોડવામા આવ્યુ હોય છે કણ્વ એ નામના વિપ્ર લોકોનુ કુટુમ્બ

---

* તૃત્સુઓ કોણ હતા અને ભરત લોકોની સાથે તેમને શો સમ્બન્ધ હતો એ પ્રશ્ન ગુચવણભરેલો છે અને ડૉ મૅકડોનલથી પણ એ સમ્બન્ધમા ચોક્કસ મત બાધી શકાયો નથી પણ એમનો હાલનો મત અત્રે જણાવેલા વિચારથી કઇક જુદો છે અને તે એવો છે કે "ઘણુખરૂ સુદાસની સાથે શત્રુતા નહીં પણ મિત્રતા રાખનારા ભરત લોકોના રાજાઓનુ કુટુમ્બ એ હશે" એ વિષે વધારે ચર્ચાને માટે મૅકડોનલ અને કીથના 'Vedic Index of Names and Subjects' (વેદના નામો અને વિષયોની અનુક્રમણિકા) એ નામના પુસ્તકો જોવા, ખાસ કરીને પુસ્તક ૧, પૃ ૩૨૦-૨૩

પણ **યદુ** લોકોની સાથેજ રહેતું હતું એમ જણાય છે. **ઋગ્વેદ**ના એક મત્ર ઉપરથી એવુ અનુમાન થાય છે કે **અનુ** એ નામના લોકો પરુષ્ણીના કિનારા ઉપર રહેતા હતા, અને **ભૃગુ** એ નામના વિપ્રોનું કુટુમ્બ આ અનુ લોકોની સાથેજ જોડાયલુ હતું દ્રુહ્યુ લોકોની સાથે આ લોકોનો સમ્બન્ધ ઘણો ગાઢો હતો એવુ જણાય છે **ઋગ્વેદ**ના એકજ મત્રમા **મત્સ્ય** લોકો વિષે કહેવામા આવ્યુ છે આ **મત્સ્ય** લોકો પણ **તૃત્સુ** લોકોના શત્રુઓ હતા **મહાભારત**મા, આ લોકોને **યમુના** નદીના પશ્ચિમના કિનારા ઉપર રહેતા વર્ણવવામા આવ્યા છે.

**સુદાસ**ના શત્રુઓમાથી વધારે અગત્યનુ નામ **ભરત** લોકોનું છે એક સૂક્ત( મ ૩, સૂ ૩૩ )મા, **વિશ્વામિત્ર**, જે અગાઉ **સુદાસ**નો મુખ્ય પુરોહિત હતો એમ એક બીજા સૂક્ત( મ ૩, સૂ ૫૩ ) ઉપરથી જણાય છે, તેની સાથે ગ્હીને એ **ભરત** લોકો **વિપાશ્** અને **શુતુદ્રી** એ બે નદીઓ આગળ આવી પ્હોચ્યા, અને પછી **વિશ્વામિત્રે** પ્રાર્થના કરીને એ નદીઓને ઓળગી શકાય એવી કીધી એ પ્રકારનુ વર્ણન આપવામા આવ્યુ છે બીજા એક સૂક્ત( મ ૭, સૂ ૩૩ )મા, **સુદાસ** અને એના હાથ નીચેના **તૃત્સુ** લોકો, જેઓને વિશ્વામિત્રના ઉત્તરાધિકારી અને પ્રતિસ્પર્ધી **વસિષ્ઠ** મુનિએ પોતાની પ્રાર્થનાઓ વડે મદદ કરી હતી, તેઓથી **ભરત** લોકોની હાર થયલી વર્ણવવામા આવી છે તે આજ પ્રસંગે બન્યુ હશે **ઋગ્વેદ**મા, યજ્ઞવિધિઓની સાથે **ભરત** લોકોનો ખાસ સમ્બન્ધ હોય એવુ જણાય છે, કારણ કે **અગ્નિ**ને માટે **भारत**, "**ભ**રતની સાથે સમ્બન્ધ ધરાવનારો," એવુ વિશેષણ વાપરવામા આવ્યુ છે, અને **સરસ્વતી**ની સાથે **ભારતી** દેવીનુ નામ ઘણી વાર જોડવામા આવ્યુ હોય છે તે **ભારતી**નું નામ પણ એ **ભરત** લોકો ઉપરથીજ પડયુ છે **અગ્નિ**નું જેમા આવાહન કરવામા આવ્યુ છે તેવા એક સૂક્તમા ( મ ૩, સૂ ૨૩ ), **देवश्रवस** અને **देववात** એ નામના બે **ભરતો** વિષે કહેવામા આવ્યુ છે તેઓએ **दृषद्वती, आपया,** અને **सरस्वती**ના કિનારા ઉપર પવિત્ર અગ્નિને પ્રકટાવ્યો હતો **ब्रह्मावर्त** અને **कुरुक्षेत्र** એ નામથી બ્રાહ્મણધર્મની જે પવિત્ર ભૂમિની પાછલા સમયમા સ્તુતિ કરવામા આવી છે તે ભૂમિ આજ છે **વિશ્વામિત્ર**નો જે કુટુમ્બમા જન્મ થયો હતો તે **कुशिक** લોકોનું કુટુમ્બ **ભરત** લોકોની સાથે ઘણો ગાઢો સમ્બન્ધ ધરાવતુ હતું

તૃત્સુ લોકોએ પરુષ્ણી નદીની પૂર્વમા કોઇક સ્થળે મુકામ કર્યો હોય એવુ જણાય છે. પશ્ચિમ તરફથી નદી ઓળંગીને આવવાનો પ્રયત્ન કરનારા દશ રાજાઓની સ્હામે થવાને માટે, પરુષ્ણી નદીના ડાબી બાજુના કિનારા ઉપર સુદાસે પોતાનુ લશ્કર તૈયાર રાખ્યુ હતું એવુ અનુમાન થાય છે આ મ્હોટી લડાઇમા, સુદાસની સાથે રહેનારી પાચ પ્રજાઓના નામ ગણાવવામા આવ્યા છે આ નામ ત્યાર પછીના સૂક્તોમા કોઈ પણ સ્થળે જોવામા આવતા નથી તૃત્સુ લોકોની પેઠે સૃંજય લોકોને પણ તુર્વશ લોકોના શત્રુ તરીકે વર્ણવવામા આવ્યા છે, તે ઉપરથી સૃંજય લોકો પણ ઘણુંખરૂ તૃત્સુ લોકોના પક્ષમાજ હતા એવુ અનુમાન થાય છે.

**ऋग्वेद**મા કેટલીક પ્રજાઓના તો નામજ આપણા જોવામા આવે છે, નામ સિવાય કઈ પણ વિશેષ તેઓના સમ્બન્ધમા આપણા જોવામા આવતું નથી પણ એ નામ પાછલા સમયના સાહિત્યમા પણ જળવાઈ રહેલા આપણે જોઈએ છિયે ઉદાહરણ તરીકે, ઉશીનર લોકોને વિષે **ऋग्वेद**મા એકજ વાર કથન કરવામા આવ્યુ છે તે લોકો જે સમયે **ऐतरेय ब्राह्मण** રચાયુ તે સમયે ઉત્તર હિન્દુસ્તાનના મધ્ય પ્રદેશમા વસતા હતા, અને ચેદી લોકો વિષે પણ એકજ વાર કથન કરવામા આવ્યુ છે તે લોકો રામાયણ–મહાભારતના સમયમા મગધદેશમા (એટલે દક્ષિણ બિહારમા) વસતા હતા **क्रिवि** એ નામની પ્રજાનો સિન્ધુ અને અસિક્ની નદીઓ સાથે સમ્બન્ધ હોય એવુ જણાય છે, અને એ નામથી વાયવ્ય દિશાનુ સૂચન થાય છે **शतपथब्राह्मण**મા એવુ કહ્યું છે કે પચાલ લોકોનુ જૂનુ નામ એ હતુ હાલ જે દિલ્હીના નામથી ઓળખાય છે તેની ઉત્તરમા એ લોકો વસતા હતા

**अथर्ववेद**મા ગંધારી અને મૂજવત્ લોકોનેજ નહીં, પણ મગધ (બિહાર) અને અગ લોકો(બંગાળા)ને પણ દૂરના દેશોમા વસનારી પ્રજા તરીકે વર્ણવવામા આવ્યા છે તે ઉપરથી આપણે એવા અનુમાન ઉપર આવી શકીએ કે એ વેદ પૂરો થયો ત્યાર સુધીમા આર્ય લોકો ગગા નદીના દૂરના કિનારાઓ સુધી ફેલાઈ વળ્યા હતા

એમાથી એકે વેદમા પંચાલ લોકાનુ નામ જોવામા આવતુ નથી, અને કુરુ લોકોનું નામ પણ આડકતરી રીતે–એ ત્રણ સમાસો

અથવા વ્યુત્પન્ન શબ્દોમાંજ—દેવામાં આવેલું જણાય છે એ લોકોનું નામ સૌથી પ્હેલું **शुक्ल यजुर्वेद**માં જોવામાં આવે છે, છતાં બ્રાહ્મણ સમયની સૌથી આગળ પડતી પ્રજાઓ આ બે છે એથી ઉલટું, પૂરુ, તુર્વશ, યદુ, તૃત્સુ વગેરે જે પ્રજાઓને **ऋग्वेद**માં ઘણી અગત્યની ગણવામાં આવી છે તે બ્રાહ્મણોમાં બીલકુલ જોવામાં આવતી નથી અથવા તો ક્વચિતજ જોવામાં આવે છે. ભરત લોકો તરફ બ્રાહ્મણના રચનારાઓ માનની દૃષ્ટિથી જોય છે અને એ લોકોને સદાચારના આદર્શ તરીકે સ્થાપે છે, છતાં એ લોકોનું પણ એ સમયમાં એક પ્રજા તરીકેનું અસ્તિત્વ ટકી રહ્યું ન હોય એવું જણાય છે, કારણ કે તે સમયની બીજી પ્રજાઓ વિષે જેવી રીતનું કથન કરવામાં આવ્યું છે તેવી રીતનું કથન—એક મહત્ત્વની પ્રજા તરીકેનું અસ્તિત્વ જેથી સૂચવાય તેવી રીતનું કથન—આ પ્રજાના સમ્બન્ધમાં કરવામાં આવ્યું નથી. વળી **ऐतरेयब्राह्मण**માં અને **मनुस्मृति**માં જુદી જુદી પ્રજાઓના નામ ગણાવવામાં આવ્યાં છે તેમાં આ પ્રજાનું નામ જોવામાં આવતું નથી, અને બૌદ્ધ ધર્મના સાહિત્યમાં તો એની તદ્દનજ અવગણના કરવામાં આવી હોય એવું જણાય છે

વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોવાથી સ્વાભાવિક રીતે એવું અનુમાન થાય છે કે એ વિશાળ પ્રદેશમાં વસનારી પ્રજાના જીવનમાં થતા નવા નવા ફેરફારોને પરિણામે વેદના સમયની જુદી જુદી ટોળીઓ જુદી જુદી પ્રજાઓ તરીકે એકઠી થઈ ગઈ અને તેને જુદાં જુદાં નામ આપવામાં આવ્યાં ઉદાહરણ તરીકે, મહાભારતના કુરુ લોકો ભરત લોકોની સાથેજ સમ્બન્ધ ધરાવતા હતા અને કુરુ લોકોની મ્હોટી લડાઈ જેમાં વર્ણવાયલી છે તે **महाभारत**નું નામ પણ એ ભરત લોકો ઉપરથીજ પડયું હતું, પણ એ ભરત લોકો પાછળથી જે કુરુ લોકોના નામથી ઓળખાયા તેમાંજ લીન થઈ ગયા અને તેનું સ્વતન્ત્ર અસ્તિત્વ વિનાશ પામ્યું એમાં કંઈ પણ સંશય નથી **महाभारत**ની વંશાવલીમાં, પૂરુ લોકોનો કુરુ લોકોની સાથેનો ગાઢ સમ્બન્ધ દર્શાવવામાં આવ્યો છે, તે ઉપરથી એવું અનુમાન થાય છે કે એ પૂરુ લોકો પણ કુરુ લોકોની સાથે પાછળથી ભળી ગયા હશે, અને એની રીતે પોતાનું સ્વતન્ત્ર અસ્તિત્વ તેઓએ ગુમાવ્યું હશે તૃત્સુ લોકોનું નામ **ऋग्वेद** પછીના સમયમાં બીલકુલ જોવામાં આવતું નથી તે લોકોનો પણ કુરુ લોકોમાંજ સમાવેશ થઈ ગયો હોય એ બીલકુલ અસમ્ભવિત નથી

પચાલ લોકોના સમ્બન્ધમા આપણે જોઈ ગયા છિયે કે અસલના ક્રિવિ લોકોનુ સ્થાન તેઓએ લીધુ છે પણ એ ક્રિવિ લોકો અને બીજા કેટલાક લોકો સર્વ મળીને પાછલા સમયની પંચાલ પ્રજા બની હોય એ સંભવિત લાગે છે એક બ્રાહ્મણ ઉપરથી એવુ માલમ પડે છે કે એ એકઠા થનાર લોકોમા તુર્વશ લોકો પણ હશે ઋગ્વેદમા સાધારણ રીતે જે તુર્વશ લોકોની સાથે જોડાયલા જોવામા આવે છે એવા યદુ લોકોનો પણ એ એકઠા થનારા મડળમાજ સમાવેશ થતો હશે. મહાભારતમા "યાદવ" એ નામથી યદુ લોકોનુજ સૂચન થતું આપણે જોઈએ છિયે, અને એ યદુકુળમાજ કૃષ્ણનો જન્મ થયો હતો પચાલ એ શબ્દ પઞ્ચ, એટલે "પાચ," ઉપરથી નીકળ્યો છે, અને એ નામ ઉપરથીજ એવુ માલમ પડે છે કે પાચ જાતના લોકો મળીને એ પંચાલ પ્રજા થઈ હતી

તે છતા ઋગ્વેદમા જેના નામ જોવામા આવે છે એવી કેટલીક પ્રજાઓનું સ્વતત્ર વ્યક્તિત્વ અને તેના પ્રાચીન સમયથી ઉતરી આવેલા નામ રામાયણ–મહાભારતના સમય સુધી જળવાઈ રહેલા જોવામા આવે છે ઉશીનર, સૃજય, મત્સ્ય, અને ચેદી લોકોના નામ એવી રીતે લાબા સમય સુધી ટકી રહેલા આપણે જોઈએ છિયે

ઋગ્વેદમા ઇક્ષ્વાકુ નામના એક પૈસાદાર અને સમર્થ રાજા વિષે પણ લખ્યુ છે એ વાત ખાસ નોધવા જેવી છે રામાયણમા, ગગા નદીની પૂર્વના અયોધ્યા નગરમા રાજ્ય ચલાવનારા અને સૂર્ય વશના સ્થાપનારા સમર્થ રાજા તરીકે એ નામ ફરીથી આપણા જોવામા આવે છે.

ઉપર જે કહેવામા આવ્યુ છે તે ઉપરથી જણાશે કે વેદસમયના આર્ય લોકો જુદી જુદી ટોળીઓમા વ્હેંચાઈ ગયા હતા, અને સર્વનુ એકજ લોહી, સર્વની એકજ ભાષા, અને સર્વનો એકજ ધર્મ છે એવુ તેઓ સમજતા હતા છતા એકજ પ્રજા તરીકેનું મજબૂત બધારણ તેઓનુ હજી થયુ ન્હોતું કેટલીક વાર એ ટોળીઓ એકબીજાની સાથે જોડાઈ જતી એ વાત ખરી છે, પણ તેનીજ સાથે એકબીજાની સાથે લડાઈ પણ તેઓને એટલીજ વાર થયા વગર રહેતી નહીં ખરેખર, રાજ્યમા ટોળીઓનુજ વ્યક્તિત્વ ગણાતું, અને હાલના વખતમા અફઘાન લોકોનું

જેવુ બધારણ છે અને ટૅસિટસના વખતમા જર્મન લોકોનુ જેવી રીતનુ બધારણ હતુ તેવીજ રીતનુ બધારણ તે સમયમા એ ટોળીઓનુ હતુ જુદા જુદા સસ્થાનો( **विश्** ) મળીને એક ટોળી( **जन** ) થતી, અને જુદા જુદા ગામડાઓ( **ग्राम** ) મળીને એક સસ્થાન થતું ટોળીનુ લશ્કરી બધારણ આ વિભાગના પાયા ઉપરજ ઘડવામા આવતુ ગામડાના મકાનો તે વખત તદ્દન લાકડાનાજ બાધવામા આવતા હોય એમ જણાય છે, ત્યાર પછીના વખતમા પણ—મિગૅસ્થનિસના વખતમા પણ—લાકડાનાજ મકાનો બાધવામા આવતા હતા દરેક ગૃહના મધ્ય ભાગમા પવિત્ર અગ્નિને પ્રકટાવવામા આવતો શત્રુઓના અથવા પાણીના ધસારા સ્હામુ ટકી રહેવાને માટે ઉંચા પ્રદેશો ઉપર ચોપાસથી બધ કરેલા મજબૂત કિલ્લાઓ બાધવામા આવતા, અને તે **पुर्** એ નામથી ઓળખાતા આ કિલ્લાઓમા માટીનુ કામ કરીને તેને લક્કડકામથી અથવા પત્થરો વડે મજબૂતી આપવામા આવતી એ કિલ્લાઓ નિવાસસ્થાન તરીકે વપરાતા હતા એવુ દર્શાવનારા કોઈ પણ પ્રમાણો મળી આવતા નથી. પાછલા સમયની પેઠે વેદના સમયમા પણ **पुर्**નો અર્થ “ શહેર ” એવો થતો હોય એમ માનવુ એ તો કેવળ નિરાધારજ છે

પિતૃસત્તાક કુટુમ્બ ઉપરજ વેદના સમાજબધારણના આધાર હતો, એટલે રાજસત્તા ( Monarchy )ના ધોરણ ઉપરજ એ સમાજની રાજ્યવ્યવસ્થા ઘડાઈ હોય તેમા કઈ પણ નવાઈ જેવુ નથી **राजा**ની પદવી ઘણુખરૂ પેઢી દર પેઢી ઉતરી આવતી હતી ઉદાહરણ તરીકે, તૃત્સુ લોકોના અને પૂરુ લોકોના રાજાની પદવી એકજ કુટુમ્બના વશજોને વારાફરતી મળતી રહી હતી એવુ એકજ કુટુમ્બના માણસોના નામ રાજા તરીકે આપવામા આવ્યા છે તે ઉપરથી માલમ પડે છે રાજાની કોઈ પણ વખત ચૂટણી કરવામા આવી હોય એવુ પ્રમાણુ મળી શકતુ નથી શાન્તિના સમયમા, પોતાની પ્રજાનુ રક્ષણ કરવુ એ રાજાનો મ્હોટામા મ્હોટો ધર્મ હતો એ રક્ષણના બદલામા પ્રજા એની આજ્ઞામા રહેતી, અને એના નિર્વાહને માટે પ્રજાજનો તરફથી બક્ષીસો—મુકરર કરવામા આવેલા કર નહીં, પણ બક્ષીસો—એને ખુશીથી આપવામા આવતી એની સત્તા નિરકુશ ન્હોતી, પણ “ **समिति** ” એ નામનુ પ્રજાનુ મડળ હતું તેની પ્રકટ કરાયલી ઇચ્છાનુસાર રાજ્ય ચલાવવામા આવતું. રાજાની સત્તા ઉપર એ **समिति**નો અકુશ હમેશા રહેતો. એ

**સમિતિનું** બંધારણ શા પ્રકારનું હતું અને એનો કર્તવ્યપ્રદેશ કેવી રીતનો હતો તેના સમ્બન્ધમાં દુર્ભાગ્યે આપણને કંઈ પણ માહિતી મળી શકતી નથી યુદ્ધમાં, સ્વાભાવિક રીતે મુખ્ય સરદારી તો રાજાનીજ હતી. વળી યુદ્ધની તૈયારીના કે એવા કોઈ અગત્યના પ્રસંગો ઉપર, પોતાની પ્રજા તરફથી યજ્ઞનો વિધિ જાતે કરવો અથવા કોઈ વિપ્રની પાસે કરાવવો એ ફરજ પણ રાજાની હતી.

દરેક ટોળીની સાથે કવિઓનું મંડળ પણ રહેતું એ કવિઓ રાજાની સાથે રહેતા, એના પરાક્રમોની પ્રશંસા કરતા, અને દેવતાઓના માનને માટે યજ્ઞવિધિની સાથે વાપરવાના સૂક્તો પણ રચતા પોતાના રાજાઓની ઉદારતા ઉપર એ કવિઓના જીવનનો આધાર રહેતો, એટલે પોતાની રચેલી પ્રાર્થનાઓની સમર્થતા વિષે તેમજ પોતાની સેવાના બદલામાં વિપ્રોને સારા પારિતોષિક આપવાની અગત્યતા વિષે ભાર મૂકીને કહેવાની તેઓએ ખાસ સભાળ રાખી હોય તો તેમાં કંઈ પણ અસ્વાભાવિક નથી. રાજાની તરફથી યજ્ઞનો વિધિ ચલાવવાનું કામ જે વિપ્રને સોંપવામાં આવતું તે **પુરોહિત** એ નામથી ઓળખાતો વસિષ્ઠ એ **સુદાસ** રાજાનો **પુરોહિત** હતો, અને "**તૃત્સુ** લોકોનો વિજય થયો તે મ્હારી પ્રાર્થનાઓને લીધેજ થયો" એવું પણ પોતાના એક સૂક્ત-(મં ૭, સૂ ૩૩)માં એ કહ્યા વગર રહ્યો નથી ઉદાર યજમાનોની જે પ્રશંસા કરવામાં આવી છે તેમાં અતિશયોક્તિભરેલા કથનો કરાયલા સ્પષ્ટ માલમ પડે છે, અને એવી રીતની અતિશયોક્તિ કરવાનું એક કારણ નિઃસંશય એજ હતું કે દાન વિષેના એવી રીતના વર્ણનો વાંચીને બીજા રાજાઓને પણ ઉદારતાથી દાન કરવાનું મન થાય તોપણ એટલું નક્કી છે કે રાજાઓ તરફથી પોતાના પુરોહિતને સુવર્ણ, ગાય, ઘોડા, રથ અને વસ્ત્રોના જે દાન કરવામાં આવતા તે ઘણી વખત ભારે કિંમતના હતા. મહત્ત્વની લડાઈઓમાં જીત મેળવ્યા પછી જે દાન કરવામાં આવતા તે હમેશા વિશેષ મૂલ્યવાન્ હતા પાછલા સમયમાં, બ્રાહ્મણોની સંપૂર્ણ સત્તા જે વખતે સ્થાપિત થઈ તે વખતે, બ્રાહ્મણોને દાન કરવા એ મ્હોટી ફરજ ગણાવા મંડાઈ, અને દરેક વિધિના સમ્બન્ધમાં, યજ્ઞની દક્ષિણા તરીકે શું રકમ આપવી તે પણ ચોક્કસ નક્કી થઈ ગઈ

યજ્ઞના વિધિઓને માટે રાજાઓ તરફથી પુરોહિતોની નીમણૂક

કરવામા આવી ત્યારથી હિન્દુસ્તાનમા વિપ્રવર્ગના ઉદયની અને આખા દેશ ઉપર તેઓની સત્તાના સ્વીકારની શરૂઆત થઈ સમાજમા વિપ્રવર્ગનીજ પદવી સૌથી શ્રેષ્ઠ ગણાય અને રાજ્યની સત્તા તે ધર્મની સત્તામા તદ્દન લીન થઈ જાય એવી ઐતિહાસિક દૃષ્ટિએ અપૂર્વ જણાતી વ્યવસ્થાનો પ્રારંભ આ સમયથીજ થયો હતો પશ્ચિમના દેશોમા, માધ્યમિક યુગમા, કૅથોલિક ધર્મની ભાવના ખરેખર આનીજ હતી, પણ હિન્દુસ્તાનમા જેવી રીતે એ ભાવનાએ સિદ્ધ વસ્તુનુ સ્વરૂપ પ્રાપ્ત કર્યું તેવી રીતે યુરોપમા કદી પણ થવા પામ્યુ ન્હોતુ વિપ્રની પદવી વશપરપરા પ્રાપ્ત થવા માડી તેનીજ સાથે હિન્દુસ્તાનમા જ્ઞાતિબધારણનો જે વિકાસ થવા માડયો તેને મળતો આને એવો દાખલો બીજા કોઈ પણ દેશમાથી મળી આવશે નહીં પણ ઋગ્વેદનો વિશેષ પ્રાચીન વિભાગ જે સમયમા રચાયો તે સમયમા, એટલે સુદાસ અને વસિષ્ઠના સમયમા, વિપ્રની પદવી વશપરપરા પ્રાપ્ત થાય એવુ હજી થયુ ન્હોતુ, તો પજાબના વસતી આર્ય પ્રજાઓમાથી ક્ષત્રિય અને વિપ્રવર્ગની જુદી જ્ઞાતિઓજ બનેલી હોય એવો તો સભવજ ક્યાથી હોય? રામાયણ-મહાભારતના સમયમા, મધ્યદેશ, કે જ્યા બ્રાહ્મણોની વર્ણવ્યવસ્થા ખીલી નીકળી હતી, ત્યાના નિવાસીઓ વાયવ્ય દિશાના લોકોને અડધા જગલી જેવા ગણતા હતા એ ઉપરથી આ વાતને ટેકો મળે છે

આ પ્રદેશની વૈદિક સમયની પ્રજાઓના સામાજિક બધારણમા જુદા જુદા ધધાઓનો ભેદ નહીં જેવો હતો, અને ઘણે અશે હાલના અફઘાનોની પેઠે તે વખતના લોકો લડવૈયા અને શહેરી તરીકેનુ બેવડુ જીવન ગાળતા તેઓ પૂર્વ દિશા તરફ જેમ જેમ વધતા ગયા તેમ તેમ તેઓની સમાજવ્યવસ્થા વધારે ને વધારે ગુચવણભરેલી થવા માડી, અને જુદા જુદા ધધાઓ પેઢી દર પેઢી ઉતરવા માડયા લોકોની વસ્તી હવે વ્હોળા પ્રદેશ ઉપર ફેલાઈ ગઈ હતી, એટલે અચાનક કરવામા આવેલા હુમલાઓને દબાવી દેવાને માટે અથવા તાબે થયલા મૂળ વતનીઓના બળવાઓને શમાવી દેવાને માટે એક જાતના જાથુકના લશ્કર જેવા કોઈક મડળની જરૂર ઉત્પન્ન થઈ ન્હાના મડળોના સરદારોના જે કુટુમ્બો કોઈ સેનાપતિના હાથ નીચે એકઠા થયલા તેનાથી લશ્કરી વર્ગની સૌથી પ્હેલી શરૂઆત થઈ હશે એવી રીતનો લશ્કરી વર્ગ

નીકળ્યાથી ખેતી અને હુન્નર ઉદ્યોગ કરનારા લોકો પોતપોતાના કર્મમા વગર અડચણે મડ્યા રહે એવી રીતની વ્યવસ્થા થઈ શકી. એ દરમ્યાન, ધર્મના વિધિઓ વધારે ને વધારે ગુચવણભરેલા થતા જતા હતા, યોગ્ય રીતે વિધિઓ કરવામા આવે તેના ઉપરજ તે વિધિઓની સફળતાનો આધાર રહે છે એવુ વધારે ને વધારે મનાતું જતું હતું, અને પ્રાચીન સૂક્તોને સાચવી રાખવાનુ કામ વધારે ને વધારે અગત્યનું લાગતું જતું હતુ આને પરિણામે, પોતાની ધાર્મિક ફરજો બજાવવામા અને પરંપરાએ પ્રાપ્ત થયલા વેદના મત્રોને પોતાના કુટુમ્બમા સાચવી રાખવામા વિપ્ર વર્ગને પોતાનો સઘળો સમય ગાળવો પડતો અને પોતાની સઘળી શક્તિઓ અજમાવવી પડતી

આ કારણોને લીધે આર્ય લોકોના ત્રણ મુખ્ય વર્ગો એકબીજાથી વધારે ને વધારે છૂટા પડતા ગયા પણ અમુક માણસનો અમુક વર્ગમા જન્મ થયો તેથી તે તેજ વર્ગનો ગણાય અને બીજા વર્ગના માણસો સાથે તે લગ્નનો સમ્બન્ધ ન કરી શકે અને ખાવા પીવાનો વ્યવહાર પણ ન રાખી શકે એવી રીતનો વર્ણવિભાગ એ ત્રિવર્ગમાથી કેવી રીતે ઉત્પન્ન થયો હશે એ એક મહત્ત્વનો પ્રશ્ન છે ત્રણે વર્ણ આ પ્રમાણે એકબીજાથી તદ્દન છૂટા પડી ગયા તેનુ પ્રથમ કારણ તો એ હશે કે હિન્દુસ્તાનના જે મૂળ વતનીઓને જીતવામા આવેલા તેઓએ આર્ય ધર્મ સ્વીકાર્યો ત્યાર પછી આર્ય લોકોના સમાજમા તેઓને રહેવા દેવામા આવતા ખરા, પણ તેઓને ગુલામના જેવા ગણવામા આવતા હાલને સમયે અમેરિકામા ગોરી ચામડી અને કાળી ચામડીની વચ્ચે જેવો ભેદ છે તેના કરતા આર્ય વિજેતાઓ અને હિન્દુસ્તાનના મૂળ વતનીઓ એ બેની વચ્ચે વધારે ભેદ હતો એવુ માનવાનું કઈ કારણ નથી ન્યાતને માટે હિન્દુસ્તાનમા જે શબ્દ વાપરવામા આવે છે ( **વર્ણ** ) તેનો અર્થ પણ "રગ" એવોજ થાય છે એ ખાસ ધ્યાનમા રાખવા જેવુ છે વિપ્રની પદવી વશપરપરા ઉતરવા માડી ત્યાર પછી એ વિપ્રવર્ગ તરફથી બીજા વર્ગોની વ્યવસ્થા પણ એજ ધોરણે કરવામા આવી, અને દરેક વર્ગને બીજા વર્ગથી તદ્દન સ્વતત્ર ગણવામા આવ્યો. આર્ય પ્રજાના ત્રણ વર્ણો અને ચોથો શૂદ્રનો, એ પ્રમાણે ચાર વર્ણો પ્રથમ સ્થાપિત થયા તે સમયેજ **યજુર્વેદ**ના સ્વતત્ર રીતે રચાયલા વિભાગનો મ્હોટો અંશ તૈયાર થયો, અને **અથર્વવેદ**નો મ્હોટો ભાગ ( મ ૮ થી ૧૨ સુધીનો

ઘણોખરો ભાગ ) પણ એજ સમયે રચાયો, પણ તે સમયે **ऋग्वेद**મા તો થોડાકજ ભાગનો નવો ઉમેરો થયો. જે સૂક્ત( મ ૧૦, સૂ. ૯૦ )મા ચારે વર્ણોના ચોક્કસ નામ દેવામા આવ્યા છે તે ઉપરાંત પ્હેલા, આઠમા, અને દશમા મડલના થોડાકજ નવા સૂક્તો એ સમયે રચાયા **ब्राह्मण** એ શબ્દ " પ્રથમ વર્ણના માણસ " ને માટે હમેશા વાપરવામા આવ્યો છે તે **ऋग्वेद**મા આઠજ વખત વપરાયલો જોવામા આવે છે, ત્યારે **ब्रह्मन्** જેનો અર્થ " ઋષિ " અથવા " કર્મ કરાવનાર વિપ્ર " એવો થાય છે તે શબ્દ ૪૬ વખત વપરાયલો જોવામા આવે છે

હવે આપણે **ऋग्वेद**ના સમયની સમાજસ્થિતિ કેવી હતી તેનુ વર્ણન ઝપાટાબધ આપી જઇશુ " વહુનો ભાઈ " અને ' વરનો ભાઈ " અથવા " વરની બ્હેન ", એને માટે જુદા શબ્દોજ જ્યા વપરાતા હતા તે કુટુમ્બ ઉપર સમાજના બધારણનો આધાર હતો એ તો ખુલ્લુજ છે પિતા તે ઘરનો મુરબ્બી ગણાતો, અને તેને " **गृहपति** "(ઘરધણી ) એ નામ આપવામા આવતું જે પુરૂષ પરણવા ઇચ્છતો હોય તે કોઈ ખાસ મિત્રદ્વારા કન્યાના પિતાની પાસેથી કન્યાનુ માગુ કરતો કન્યાના માબાપને ત્યા લગ્નની ક્રિયા કરવામા આવતી અને લગ્નનો પ્રસગ ઉજવવામા આવતો વરરાજા અને તેના સગાવ્હાલાઓ વરઘોડો કાઢીને કન્યાના માબાપને ઘેર આવતા ત્યા આગળ ખાસ એ પ્રસગને માટે ગાયનો વધ કરીને તેનુ માસ આપવામા આવતુ અને એવી રીતે વરરાજા અને તેની સાથે આવેલા માણસોનો સત્કાર કરવામા આવતો વળી ત્યાજ આગળ વરરાજા કન્યાનો હાથ ઝાલીને અગ્નિની આસપાસ મગળફેરા ફરતો **अथर्ववेद**મા એટલુ વિશેષ કહ્યું છે કે જમીન ઉપર એક પત્થર મૂકવામા આવતો, અને સતાનપ્રાપ્તિને માટે એ પત્થર ઉપર પગ મૂકવાનુ વર તરફથી કન્યાને કહેવામા આવતું કન્યાને તેલ ચોળવામા આવતુ અને મગલ વસ્ત્રો પ્હેરાવવામા આવતા. લગ્નનો ઉત્સવ ઉજવાઈ રહ્યા પછી કન્યા એક રથ ઉપર ચઢીને પોતાના પતિની સાથે બેસતી એ રથને રાતા પુષ્પોથી શણગારવામા આવતો અને તેને બે સફેદ બળદો જોડવામા આવતા એ રથમા બેસાડીને વરઘોડા સાથે કન્યાને પોતાને નવે ઘેર લઈ જવામા આવતી ૩૦૦૦ વર્ષ થયા તોપણ આ વિવાહવિધિના મુખ્ય લક્ષણો હિન્દુસ્તાનમા હજી જેવા ને તેવા કાયમ રહ્યા છે

છોકરાઓની પેઠે, સ્ત્રીને પણ પોતાના પતિની ઇચ્છાને આધીન રહેવુ પડતું, તોપણ **બ્રાહ્મણ**ના સમય કરતા **ઋગ્વેદ**ના સમયમા સ્ત્રીની પદવી વધારે ઉંચી* હતી, કારણ કે યજ્ઞ કરતી વખતે સ્ત્રી પણ પોતાના પતિની સાથે ધર્મવિધિમા શામિલ રહેતી હતી એ ઘરની ધણિયાણી ( **ગૃહપત્ની** ) ગણાતી, અને નોકરચાકર ઉપર, એટલુજ નહીં પણ ઘરના અવિવાહિત ભાઈઓ અને બ્હેનો ઉપર પણ એની સત્તા ચાલતી. **યજુર્વેદ** ઉપરથી આપણુને એવુ માલમ પડે છે કે છોકરાઓ અને છોકરીઓને તેઓની વય પ્રમાણે ક્રમવાર પરણાવવાનો રિવાજ હતો, પણ અવિવાહિત રહેલી અને પિતાને ઘેર રહીને મ્હોટી થતી કન્યાઓ વિષે **ઋગ્વેદ**મા એક કરતા વધારે વખત કહેવામા આવ્યુ છે પુરુષ વશ ટકી રહે તેના ઉપરજ કુટુમ્બના અસ્તિત્વનો આધાર રહેતો, તેથી પશુ અને પૃથ્વી રૂપી ધનની સાથે પુત્રોની પણ પ્રાપ્તિ થાય તેને માટે અનેક વાર પ્રાર્થના કરવામા આવી છે, અને લગ્નસમયે નવો પરણેલો પતિ એવી ઇચ્છા દર્શાવે છે કે "મ્હારી પત્ની વીર પુત્રોની જનેતા થાય !" પુત્રપ્રાપ્તિનો અભાવ અને દરિદ્રતા એ બેઉ દુખોને એકસરખા ગણવામા આવતા, અને દત્તકવિધાનને જ્યાત્યાથી કામ ચલાવવાના એક સાધન તરીકેજ ગણવામા આવતુ **ઋગ્વેદ**મા કોઈ પણ સ્થળે "કન્યાનો જન્મ થાય !" એવી ઇચ્છા દર્શાવવામા આવી નથી, અને **અથર્વવેદ**મા તો "કન્યાનો જન્મ ન થાય !" એવુજ ઇચ્છવામા આવ્યુ છે **ऐतरेय ब्राह्मण**મા એવો વિચાર દર્શાવવામા આવ્યો છે કે "કન્યાના પિતા થવુ એ એક દુખ છે" વેદના પ્રાચીનમા પ્રાચીન સમયના લોકો પણ આ વિચારની સાથે મળતા આવ્યા વગર રહેત નહીં એ નક્કી છે આ ખોટો વિચાર એવો ને એવો આજ દિન સુધી

---

* અનેક સ્ત્રીઓને પરણવાનો રિવાજ ઋગ્વેદના સમયમા હોય એમ જણાતુ નથી કટલેક સ્થળે સ્ત્રીઓના સમ્બન્ધમા બહુવચન વાપરવામા આવ્યુ છે તે પરથી કદાચ કોઈ કોઈ શ્રીમતો એકથી વધારે સ્ત્રીને પરણતા હશે એવુ અનુમાન થાય છે, તોપણ સાધારણ રિવાજ તો એક સ્ત્રીને પરણવાનોજ હતો ખરખર, "Vedic India ' ( વેદના સમયનુ હિન્દુસ્તાન ) એ પુસ્તકના રચનાર મિ રૅગોઝિન કહે છે તે પ્રમાણે, વિવાહસૂક્તમા દર્શાવવામા આવ્યો છે તેવા લગ્નના ઉંચા આદર્શ જ સમાજમા રાખવામા આવતો હતો તે સમાજમા અનેક સ્ત્રીઓ પરણવાનો રિવાજ ન હોય એ સ્વત સિદ્ધ જેવુજ છે બહુપત્નીકતાનો રિવાજ તો બ્રાહ્મણોના સમયમાજ દાખલ થયો

હિન્દુસ્તાનમા ચાલતો આવ્યો છે, અને એનુ બળ લેશમાત્ર પણ ઓછુ થયુ જણાતું નથી

તુલનાત્મક દૃષ્ટિથી જોતા, તે વખતનુ નીતિનુ ધોરણ ઉચુ હતુ એવુ અનુમાન થાય છે, કારણ કે વ્યભિચાર અને બળાત્કાર એ ગુન્હાઓને ઘણાજ ગભીર ગણવામા આવતા અને લગ્નના પવિત્ર સમ્બન્ધ સિવાય બીજી રીતે થયલી સંતાનપ્રાપ્તિને છૂપી રાખવાની જરૂર પડતી.

બીજી ઘણી પ્રાચીન પ્રજાઓની પેઠે ઘરડા માણસોને તજી દેવાનો રિવાજ ऋग्वेदના સમયમા તદ્દન અજાણ્યો ન્હોતો એવુ અનુમાન પણ એક બે મન્ત્રો ઉપરથી કરી શકાય છે †

ગુન્હાઓમા લૂટ કરવાનો ગુન્હો સૌથી વધારે સાધારણ જણાય છે પશુઓને વારવાર ચોરી લઈ જવામા આવતા એ ગુન્હો ઘણું-ખરૂ રાતની વખતે થતો ચોરો અને લૂટારાઓ વિષે ऋग्वेदમા ઘણે ઠેકાણે કહેવામા આવ્યુ છે, અને ઘરમા, ઘર બહાર, અને મુસાફરીમા રક્ષણ કરવામા આવે તેને માટે દેવતાઓની પ્રાર્થના ऋग्वेदમા ઘણે ઠેકાણે કરવામા આવી છે એવા ગુન્હેગારો જ્યારે પકડાતા ત્યારે તેઓને ખૂટાની સાથે દોરડા વડે બાધવામા આવતા, અને એવી રીતે તેઓને શિક્ષા કરવામા આવતી દેવા( ऋण ) પણ ઘણીવાર કરવામા આવતા ખાસ કરીને, જુગારની રમતમા ઘણા દેવાઓ થતા, અને ऋग्वेदમા એ દેવુ કકડે કકડે, હપતાથી, ચુકવવામા આવ્યા વિષે પણ કહેવામા આવ્યુ છે

ऋग्वेदની અદર પહેરવેશના સમ્બન્ધમા જે વચનો કહેવામા આવ્યા છે તે ઉપરથી એવુ અનુમાન થાય છે કે એક વસ્ત્ર શરીરના નીચલા ભાગ માટેનુ અને એક ડગલા જેવુ એમ બે વસ્ત્રો પહેરવામા આવતા ઘેટાના ઊનના રગબેરગી વસ્ત્રો બનાવવામા આવતા, અને કેટલીક વાર તેને કસબ દેવામા આવતો ગળચવા, બગડીઓ, કડા, અને એરિંગ એ ઘરેણાઓ પણ ऋग्वेदમા ગણાવવામા આવ્યા છે વાળમા તેલ ઘાલવામા આવતુ અને તેને ઓળવામા આવતા अथर्ववेदમા

†આ મન્ત્રો ક્યા તે પ્રો મેકડોનલે બતાવ્યુ નથી અને એવા કોઈ પણ મન્ત્રો આ લેખકની જાણમા નથી એટલે પ્રો મેકડોનલના આ અનુમાનને માટે શો આધાર છે તેનો વિચાર કરવાનુ બની શક્યુ નથી

સો દાંતાવાળી કાંસકી વિષે પણ કહેવામા આવ્યુ છે, અને વળી વાળને મજબૂત કરવાના અથવા વાળ ન ઊગતા હોય તો તેને ઉગાડવાના ઉપાય વિષે પણ લખવામા આવ્યુ છે સ્ત્રીઓ પોતાના વાળને ગૂથતી, અને પુરુષો પોતાના વાળને વીંટાળી દેતા રુદ્ર અને પૂષન્ એ દેવતાઓને આવી રીતે અલકૃત થયલા વર્ણવવામા આવ્યા છે, અને વસિષ્ઠ કુળના માણસો મસ્તકની જમણી બાજુએ ચોટલો રાખતા એવુ પણ આપણને માલમ પડે છે ઉત્સવના પ્રસંગોએ પુરુષો માળા પહેરતા સાધારણ રીતે તેઓ દાઢી રાખતા, પણ કોઈ કોઈ વખતે વાળ કઢાવી નાખવામા પણ આવતા સોમ રાજાની દાઢી કાઢી નાખવાનો વિધિ જે વખતે કરવામા આવ્યો તે વખતે વાયુ દેવ ઊનું પાણી લઈ આવ્યા અને સવિતા દેવતાએ ઘણી હોશિયારીથી અસ્રો ફેરવ્યો એવુ વર્ણન **અથર્વવેદ**મા આપવામા આવ્યુ છે

ભોજનમા મુખ્ય પદાર્થ તરીકે દૂધ વપરાતું તે જેવુ દહોવાય કે તરત પીવામા આવતું, અથવા તો રાધવામા કે સોમની સાથે મેળવવામા તેનો ઉપયોગ થતો એનાથી બીજે નબરે ઘૃત, અથવા ઘીનો ઉપયોગ કરવામા આવતો ઘી એ માણસોનો પ્રિય ખોરાક હતો, અને દેવતાઓને પણ એનુ હવિ આપવામા આવતું અનાજને સેકીને ખાવામા આવતું, અથવા તો તેને ચટીમા દળીને દૂધ અથવા માખણથી તેના રોટલા બનાવવામા આવતા વૈદિક સમયના હિન્દુસ્તાનના વતનીઓના નિત્યના ખોરાકમા જુદી જુદી જાતના શાકભાજી અને ફળ વગેરેનો પણ ઉપયોગ થતો મહત્ત્વના પ્રસગો ઉપરજ માસ વાપરવામા આવતુ એવા પ્રસગો ઉપર પશુઓનુ બલિદાન આપવામા આવતુ. દેવતાઓને વૃષભના બલિદાન વધારે આપવામા આવતા, એટલે ભોજનમા વૃષભના માસનો ઉપયોગ સૌથી વધારે થતો હોય એ ઘણું સભવિત જણાય છે બીજા યજ્ઞોના પ્રમાણમા અશ્વમેધ ઓછા થતા એટલે અશ્વનુ માસ ભોજનમા પણ થોડુજ વપરાતું હતું માસને લોઢાના સળિયા ઉપર સેકવામા આવતું અથવા વાસણોમા રાધવામા આવતુ ભોજનને માટે ધાતુના અથવા માટીના વાસણો વપરાતા, પણ પીવાને માટે સાધારણ રીતે લાકડાના વાસણોનો ઉપયોગ કરવામા આવતો

**ઋગ્વેદ**ના સમયના હિન્દુસ્તાનના વતનીઓ ઓછામા ઓછા

બે જાતના માદક પદાર્થોથી જાણીતા હતા એમાંનો **સોમ** એ વધારે અગત્યનો પદાર્થ હતો, પણ યજ્ઞ, ઉત્સવ આદિ ધર્મના પ્રસંગોએજ એનો ઉપયોગ કરવામા આવતો વળી, **આર્ય** લોકો પર્વતો આગળથી વધારે ને વધારે આઘા જતા ગયા તેમ ખરેખરી **સોમવલ્લી** મેળવવાનુ કામ પણ વધારે ને વધારે અઘરૂ થતું ગયુ સાધારણ રીતે જે દારૂ વપરાતો તેનુ નામ **સુરા** હતું ઘણા પ્રાચીન સમયમા પણ એ પદાર્થ અજાણ્યો રહ્યો ન્હોતો એવુ જણાય છે, કારણ કે **સોમ** એ નામની પેઠે **સુરા** એ નામ પણ **હુરા** એ રૂપે **અવસ્તા**મા વપરાયલુ જોવામા આવે છે હાલના સમયમા **હિન્દુસ્તાન**મા જેની રીતે ચોખાનો દારૂ બનાવવામા આવે છે તેવી રીતે એ સમયમા કોઈ પ્રકારના અનાજમાથી એ દારૂ બનાવવામા આવતો હશે એ નક્કી છે સુરાપાનની સાથેજ જુગારનો દુર્ગુણ પણ એ સમયે દાખલ થઈ ચૂક્યો હતો એક કવિ જુદા જુદા પાપના કારણ તરીકે ક્રોધ, જુગાર, અને **સુરા** એ ત્રણ વસ્તુઓને ગણાવે છે, ત્યારે બીજો કવિ **સુરાથી** મત્ત થયલા માણસો દેવતાઓની નિન્દા કરે છે તે વિષે કહે છે **સુરા**નો ઉપયોગ ઘણો સાધારણ થઈ પડયો હોય એમ જણાય છે, કારણ કે **વાજસનેયી સંહિતા**ના સમયમા **સુરાકાર** અથવા "દારૂ બનાવનાર"નો એક ધધોજ થઈ પડયો હતો

વૈદિક સમયના **હિન્દુસ્તાન**ના વતનીઓનો મુખ્ય ધધો નિ સશય યુદ્ધનો હતો તેઓ ઊભા રહીને અથવા રથમા બેસીને લડતા એ રથમા બે જણા બેસતા, લડનારો અને રથ હાકનારો **મહાભારત**મા પણ એવીજ રીતનુ જોવામા આવે છે ત્યા આગળ **કૃષ્ણને અર્જુન**નુ સારથિપણું કરતો આપણે જોઈએ છિયે હયદળ વિષે કાઈ ઠેકાણે કઈ પણ કહેવામા આવ્યુ નથી, અને ઘણા લાબા વખત પછીજ હયદળનો પ્રચાર થયો હોય એ ઘણુ સભવિત જણાય છે પણ **સિકદર** બાદશાહે જે વખતે **હિન્દુસ્તાન** ઉપર ચઢાઈ કીધી તે વખતે **હિન્દુસ્તાન**ની સેનાના ચાર વિભાગમાનો એક વિભાગ ઘોડેસ્વારોનો હતો ઘોડાની સ્વારી વિષે **ઋગ્વેદ**ના લોકો તદ્દન અજાણ્યા ન્હોતા એવુ સૂચવનારા કટલાક વચનો **ઋગ્વેદ**માથી મળી આવે છે, અને **અથર્વવેદ** તથા **યજુર્વેદ**મા તો એ વિષે સ્પષ્ટ કથન પણ કરવામા આવ્યુ છે વેદસમયના લડવૈયાઓ બખ્તર પહેરતા અને માથા ઉપર લોઢાના ટોપ ધારણ કરતા. ધનુષ્ અને

તીર એ તેઓના મુખ્ય હથિયાર હતા, અને તીરને વિષમય શૃગની અથવા તીક્ષ્ણ ધાતુની અણી કરવામા આવતી કોદાળીઓ વિષે પણ ઘણે ઠેકાણે કહેવામા આવ્યું છે. પશુ એ વેદના સમયના હિન્દુસ્તાનના વતનીનુ મુખ્ય ધન હતું. પશુઓના મ્હોટા ટોળાઓ પોતાની પાસે હોય એ એની મ્હોટામા મ્હોટી ઇચ્છા હતી, અને રક્ષણ, આરોગ્ય, તથા સુખસપત્તિને માટે જે અનેક પ્રાર્થનાઓ કરવામા આવી છે તેમા પશુઓને લગભગ બધેજ ઠેકાણે સૌથી પ્હેલા ગણાવવામા આવ્યા છે

તોપણ વેદના સમયના **આર્ય** લોકોની જિંદગી કેવળ ભરવાડના જેવી ન્હોતી "ખેતી કરવી"( **कृष्** ) એવા એવા શબ્દો હિન્દુસ્તાનની અને ઇરાનની ભાષાઓમા સરખાજ છે તે ઉપરથી માલમ પડે છે કે **અફઘાનિસ્તાનની** ખીણોની પેલી બાજુએથી **આર્ય** લોકો જ્યારે આવ્યા ત્યારે ખેતીનુ વધારે નહીં તો સ્હેજસાજ જ્ઞાન પણ તેઓ પોતાની સાથે લેતા આવ્યા હતા ખરેખર, **ऋग्वेद** લગીના સમયમા તો ખેતીનો ઉદ્યોગ એટલો વધી ગયો હતો કે એ ઉદ્યોગનુ મહત્ત્વ પશુઓને ઉછેરવાના ઉદ્યોગ સિવાય બીજા સઘળા ઉદ્યોગોના કરતા વધારે હતું **अथर्ववेद** ઉપરથી આપણને માલમ પડે છે કે ખેતીના કામમા જે હળ વાપરવામા આવતા તેના કોશ ધાતુના હતા એ હળ વડે ખેતરોમા ચાસ પાડવામા આવતા, અને એને બળદ જોડવામા આવતા આ પ્રમાણે જમીન તૈયાર થતી એટલે તેના ઉપર બી નાખવામા આવતા પાણીને માટે ખોદવામા આવેલી નહેરો વિષે ઘણી વાર કહેવામા આવ્યુ છે, તે ઉપરથી જણાય છે કે પાણીના બાધકામ તે વખતે અજાણ્યા ન્હોતા દાણો(**यव**) તૈયાર થતો એટલે દાતરડા વડે તેની કાપણી કરવામા આવતી પછી તેના જુદા જુદા ઢગલાઓ કરવામા આવતા, તેને ઝૂડવામા આવતા, અને છેવટે તેને ઝાટકીને સ્વચ્છ કરવામા આવતા

વેદસમયના હિન્દુસ્તાનના વતનીઓ ભરવાડની અને ખેડૂતની જિંદગી ગાળવા લાગ્યા હતા તોપણ હજી મ્હોટે ભાગે શિકારનો ધધો તેઓ જાળવી રહ્યા હતા. શિકારી પોતાના શિકારની પાછળ તીરકામઠા લઈને દોડતો અથવાતો સાચાઓ અને જાળનો ઉપયોગ કરતો પક્ષીઓને પકડવાને માટે સાધારણ રીતે જમીન ઉપર જાળ પાથરવામા આવતી સિંહને પણ જાળમાજ પકડવામા આવતા, હરણને ખાડાઓમા ફસાવવામા આવતા, અને ડુક્કરનો શિકાર કૂતરાઓ વડે કરવામા આવતો

**ऋग्वेद**ના સમયમા, નદીઓને પેલે પાર જવાને માટેજ હોડીઓ વાપરવામા આવતી એ આપણે ઉપર જોઈ ગયા છિયે હોડીને માટે સંસ્કૃત શબ્દ **नौस्** છે, અને ગ્રીક શબ્દ " nau-s " છે. એ હોડીઓ હલેસા( **अरित्र** ) વડે હકારવામા આવતી, અને એ ઘણીજ પ્રાથમિક અને કઢગી હશે એમા શક જેવુ નથી ઝાડના થડને ઉખેડી નાખીને ઘણુંખરૂ તેને હલેસા તરીકે વાપરવામા આવતા હશે સુકાન અથવા લગર વિષે, ડોલકાઠી અથવા સઢ વિષે **ऋग्वेद**મા કોઈ પણ સ્થળે કથન કરવામા આવ્યુ નથી

તે સમયે, એક ચીજના બદલામા બીજી ચીજ આપવામા આવે એવી રીતે વેપાર ચાલતો ગાયને કિંમતના ધોરણ તરીકે લઈને તે ઉપરથી દરેક વસ્તુના વત્તાઓછા મૂલ્યનો નિર્ણય કરવામા આવતો પ્રાચીન જર્મનીમા થયુ તેવી રીતે હિન્દુસ્તાનમા પ્રથમ સુવર્ણના અલકારો અને ઝવાહિરનો પારિતોષિક અને વેતનમા ઉપયોગ થયો અને પછી સિક્કાઓ નીકળ્યા આજ કારણથી, **निष्क** જેવા શબ્દનો અર્થ **ऋग्वेद**મા " ગળચવો " એવો થાય છે, પણ પાછલા સમયમા એક સિક્કાના નામ તરીકે એ શબ્દ વપરાવા લાગ્યો

વેદના પ્રાચીન સમયમા માણસની જરૂરિયાતો એટલી થોડી હતી કે દરેક માણસ પોતપોતાને જોઈતી વસ્તુ થોડે કે ઘણે અશે પૂરી પાડી શકતો, તોપણ જુદા જુદા વેપારઉદ્યોગોની શરૂઆત થઈ ગયલી એવુ **ऋग्वेद**માથીજ આપણે સ્પષ્ટ જોઈ શકીએ છિયે લાકડાનુ કામ કરનાર વિષે **ऋग्वेद**મા સૌથી વિશેષ કથન કરવામા આવેલુ છે તે પરથી એવુ માલમ પડે છે કે સુથારનુ, ઇમારત બાધવાનુ, પૈડા બનાવવાનુ, એ સઘળુ કામ એકજ માણસ કરતો રથ અને ગાડા બનાવવામા વધારે હોશિયારી જોઈએ એવુ હોવાથી અમુક માણસો એને ખાસ કળા તરીકે ગણીને એ કામની પાછળજ મડતા અને પૈસા લઈને એ કામ કરતા આજ કારણથી, સૂક્તો રચવાના કૌશલને રથ બનાવનારની હોશિયારી સાથે ઘણી વાર સરખાવવામા આવ્યુ છે ધાતુને ભઠ્ઠીમા નાખીને શોધનારા લુહાર વિષે પણ કેટલેક ઠેકાણે કહેવામા આવ્યુ છે ધમણને બદલે એ પક્ષીની પાખ વાપરતો એમ જણાય છે કિટલીઓ અને બીજા નિત્યના ઉપયોગના ધાતુના વાસણો બનાવતો એને વર્ણવવામા આવ્યો છે **ऋग्वेद**મા મોચીઓ વિષે અને મોચીઓ જે ચામડુ તૈયાર

કરે છે તે વિષે પણ કહેવામા આવ્યુ છે.* બૈરાઓને સીવવાનું અને ઘાસની અથવા બરૂની સાદડીઓ બનાવવાનું આવડતું એમ જણાય છે રૂપક અને ઉપમાઓ વડે જેના વિષે વારવાર કથન કરવામા આવ્યું હોય એવી કળા કપડા વણવાની છે, પણ એ સમ્બન્ધમા જે કથનો કરવામા આવ્યા છે તે એટલા તો સક્ષિપ્ત છે કે તે ઉપરથી એ કળા કેવી હતી તેનો કઈ પણ ચોક્કસ ખ્યાલ આપણને આવી શકતો નથી પણ **અથર્વવેદ**ના એક મત્રમા, રાત્રિ અને દિવસ એ બે બ્હેનો કદી પણ તૂટે નહીં અને કદી પણ ખૂટે નહીં એવા દોરાઓ વડે વર્ષરૂપી વસ્ત્રને વારાફરતી કેવી રીતે વણે છે તે વિષેનુ વર્ણન આપ્યુ છે **શુક્લયજુર્વેદ** સુધીના સમયમા જુદા જુદા ધધાઓના વિભાગ વધારે ને વધારે સ્પષ્ટ થતા ગયા હતા એમ જણાય છે, કારણ કે એ વેદમા દોરડા બનાવનારાઓ, ઝવેરીઓ, હાથીની દેખરેખ રાખનારાઓ, નાટક ભજવનારાઓ એવા એવા અનેક ધધાદારીઓને ગણાવવામા આવ્યા છે

વેદસમયના ચાલાક અને યુદ્ધકુશળ લોકોમા રથની સરતો ઘણી વાર થતી એવુ એ રમત ઉપરથી જે દૃષ્ટાન્તો લેવામા આવ્યા છે તે ઉપરથી માલમ પડે છે રામાયણ-મહાભારતના સમયમા રથ હોશિયારીથી હાકવો એ પણ ઘણી અગત્યની કળા ગણાતી, પણ કઇક અશે સુસ્તી આવે એવી હવાની અસરને લીધે તો કઇક અશે સિન્ધુ નદીના પ્રદેશ આગળથી ઘોડાઓ લાવવા પડતા ને ઘોડાઓની અછતને લીધે યુદ્ધના કામમા અને સરતના કામમા રથનો ઉપયોગ થતો હિન્દુસ્તાનમા ધીરે ધીરે બધ પડી ગયો એમ જણાય છે

માણસો જ્યારે ભેગા મળતા ત્યારે તેઓને રમવાની મુખ્ય રમત દ્યૂતની હતી એ રમતનુ અનિવાર્ય આકર્ષણ અને તેને પરિણામે અનેક વાર થતી હાનિ, એનું વર્ણન "જુગારીના વિલાપ"મા અપાઈ ગયલું આપણે જોયુ છે. દ્યૂત રમવાના સ્થાનક( **સભા** ) આગળ કેટલાક તો એટલો વખત સુધી રોકાઈ રહેતા કે **યજુર્વેદ**મા તેઓને "**સભાસ્થાણુ**" એવુ નામ મશ્કરીમા આપવામા આવ્યુ છે એ રમત કેવી રીતે રમાતી

* હજામ વિષે પણ કેટલેક ઠેકાણે કહેવામા આવ્યુ છે એક મત્રમા અગ્નિદેવની સ્તુતિ કરતા કહેવામા આવ્યુ છે કે "હજામ જેવી રીતે દાઢી સાફ કરી નાખે છે તેવી રીતે અગ્નિ પૃથ્વી ઉપરનો કચરો સાફ કરી નાખે છે"

તે વિષે **ऋग्वेद**માથી કંઈ પણ ચોક્કસ માહિતી આપણને મળી શકતી નથી પણ એક મત્ર ઉપરથી એટલુ આપણે જાણી શકીએ છિયે કે ચાર પાસાઓ વડે એ રમત રમવામા આવતી **यजुर्वेद**મા, પાચ પાસાઓ વડે રમાતી એવી પણ એક રમત વિષે લખવામા આવ્યુ છે, અને તે દરેક પાસાનું જુદુ જુદુ નામ હતું. રમવામા લુચ્ચાઈ કરવી એ ગુન્હો **ऋग्वेद**ના સમયમા ઘણો સાધારણ થઈ પડયો હતો એમ જણાય છે, અને એક કવિ વરુણની આજ્ઞાઓનુ ઉલ્લઘન થવાના એક મુખ્ય કારણ તરીકે પાસાને ગણાવે છે આ કારણથી, **ऋग्वेद**મા જે શબ્દ "ઘૂત રમનાર" એ અર્થમા વપરાતો( **कितव** ), તે પાછલા સમયની સસ્કૃત ભાષામા "લુચ્ચો માણુસ" એ અર્થમા વપરાય છે, અને પાછલા સમયનો "**धूर्त**" એ શબ્દ "જુગારી"ના અર્થમા પણ વપરાય છે.

નૃત્યકળા એ આનન્દનું એક બીજુ સાધન હતું એ કળામા પુરુષો અને સ્ત્રીઓ બેઉ રસ લેતા એમ જણાય છે પણ જ્યા આગળ નૃત્ય કરનારાઓની જાતિ વિષે સ્પષ્ટ સૂચન કરવામા આવ્યુ છે ત્યા આગળ લગભગ હમેશાજ યુવતિઓને વર્ણવવામા આવી છે ઉદાહરણ તરીકે, એક સ્થળે ઉષાદેવીને સારા વસ્ત્રમા સજ્જ થયલી નૃત્ય કરનારી તરીકે વર્ણવવામા આવી છે એક પક્તિ( મ ૧૦, સૂ ૭૨ )મા એવુ કહ્યુ છે કે —

अत्रा वो नृत्यतामिव
तीव्रो रेणुरपायत ॥

"નાચનારા માણસોથી ઊડતી હોય ( **नृत्यतामिव** ) તેમ પુષ્કળ ધૂળ ઉડતી હતી" આ ઉપરથી એવુ માલમ પડે છે કે ખુલ્લા મેદાનમા નૃત્ય કરવામા આવતુ

**ऋग्वेद**ની અદરથી મળી આવતા જુદા જુદા પ્રમાણો ઉપરથી એવુ માલમ પડે છે કે એ પ્રાચીન સમયમા પણ હિન્દુસ્તાનના લોકો જાતજાતના વાદ્યોથી જાણીતા હતા, કારણ કે **दुन्दुभि**, **वेणु**, અને **वीणा** એ વડે હાથથી ઠોકવાના, મ્હોએથી વગાડવાના, અને તારવાળા એ ત્રણ જુદી જુદી જાતના વાજિત્રોનુ સૂચન થાય છે **वीणा** એ છેક પ્રાચીન સમયથી તે અત્યાર સુધી હિન્દુસ્તાનના પ્રિય વાજિત્ર તરીકે

ગણાતી આવી છે એક ઋષિએ કહ્યુ છે કે "જ્યા પિતૃલોકોનો વાસ છે તે યમ લોકમા પણ વેણુનો અવાજ સભળાય છે" તે ઉપરથી વેદ-સમયના હિન્દુસ્તાનના વતનીઓને એ પ્રકારના સગીતનો શોખ હતો એમ જણાઈ આવે છે એક સૂત્ર ઉપરથી એવુ માલમ પડે છે કે કેટલીક ધર્મક્રિયાઓ વખતે વાજિત્રનો ઉપયોગ કરવામા આવતો, અને પિતૃઓને હવિ આપતી વખતે **वीणा** વગાડવામા આવતી **यजुर्वेद**સુધીના સમયમા જુદા જુદા વાજિત્ર વગાડનારાઓના જુદા જુદા વર્ગજ ઉત્પન્ન થયા હોય એમ જણાય છે, કારણ કે એ વેદમા જાતજાતના ધધાઓની જે ટીપ આપવામા આવી છે તેમા વીણા વગાડનારાઓ, દુન્દુભિ વગાડ-નારાઓ, વેણુ વગાડનારાઓ અને શખ ફુકનારાઓ, એ સર્વેને ગણાવ-વામા આવ્યા છે ગાયન ગાવા વિષે તો **ऋग्वेद**મા ઘણે ઠેકાણે કહેવામા આવ્યુ હોય એમા કઈ નવાઈ જેવુ નથી **सामवेद** ગાવાની રીત કઇક ગુચવણભરેલી છે, અને હિન્દુસ્તાન અને ઇરાનના લોકો સાથે વસતા હતા તે વખતે પણ સોમયાગનું અસ્તિત્વ હતું તે ઉપરથી એવુ અનુમાન થાય છે કે એ રીત ઘણી પ્રાચીન હોવી જોઈએ એ **सामवेद** ગાવાની રીતઉપરથી માલમ પડે છે કે એ વખતે હિન્દુસ્તાનની ગાયનકળા છેક પ્રાથમિક સ્થિતિમા રહી ન્હોતી, પણ એ સ્થિતિના કરતા ઘણી આગળ વધી હતી



# પ્રકરણ ૭



## ઉત્તર કાળના વેદો.

ત્રણ ઉત્તર કાળના **વેદો**માંથી **ઋગ્વેદ**ની સાથે **સામવેદ**નો સમ્બન્ધ સૌથી વધારે છે. ઐતિહાસિક દૃષ્ટિથી જોતાં એ **વેદ** બહુ અગત્યનો નથી, કારણ કે એ **વેદ**ના ૭૫ સિવાય બાકીના સઘળા મંત્રો **ઋગ્વેદ**માંથી લેવાયલા છે, એટલે એ **વેદ**માં સ્વતંત્ર વસ્તુ નહીં જેવુંજ છે. **ઋગ્વેદ**નું આઠમું મંડલ અને ખાસ કરીને નવમું મંડલ, જેમાં **સોમ**ને લગતાં સૂક્તો છે, તેમાંથી મ્હોટે ભાગે **સામવેદ**ના મંત્રો લેવામાં આવ્યા છે. **યજુર્વેદ**ની પેઠે **સામવેદ**નો સંગ્રહ પણ વિધિઓની સાથે સાથે વાપરવાને માટે તૈયાર કરવામાં આવેલો છે, એમાં જે મંત્રો છે તે **સોમ**-યાગની ક્રિયાઓ વખતે ગાવામાં આવે એવા ઉદ્દેશથી આપવામાં આવ્યા છે. **ઋગ્વેદ**માંથી ખસેડીને એ મંત્રોને કોઈ પણ આંતર સમ્બન્ધ તરફ લક્ષ રાખ્યા વગર એકબીજા સાથે જોડી દેવામાં આવ્યા છે, અને અમુક વિધિઓની સાથે તેઓને જે સમ્બન્ધ હોય છે તેના ઉપરજ તેના સઘળા અર્થનો આધાર રહે છે. **સામવેદ**ના ગ્રન્થમાં બોલવા અથવા ગાવાને માટેજ એ મંત્રો મૂકવામાં આવેલા જણાય છે, અને એ મંત્રોમાં અને **ઋગ્વેદ**ના મંત્રોમાં ફેર માત્ર સ્વરના ચિહ્ન મૂકવાની રીતનોજ છે. આ કારણથી **સોમ**યાગમાં ઉદ્ગાતૃ નામના વિપ્રવર્ગને વાપરવાના મંત્રો જે ગ્રન્થમાં આપવામાં આવ્યા છે તે ગ્રન્થ **સામવેદ** એ નામથી ઓળખાય છે. **ગાન** એ નામની ચોપડીઓમાંજ એ મંત્રોનું ખરૂં લક્ષણ —ગેયતાનું લક્ષણ—આપણા જોવામાં આવે છે. યુરોપના પુસ્તકોમાં સંગીતના અંકની નીચે શબ્દો આપવામાં આવ્યા હોય છે તેવી રીતે એ ચોપડીઓમાં ગાતી વખતે સ્વર લંબાવવો ક્યાં આગળ, સ્વર ફરીથી બોલવો ક્યાં આગળ, અને સ્વર ઉમેરવા ક્યાં આગળ તે દર્શાવ્યું હોય છે. **સામવેદ**ના દરેક વિભાગની બબ્બે એવી રીતે ગાનની ચાર ચોપડીઓ હાલ અસ્તિત્વમાં છે. એ ચોપડીઓમાં જેટલા **સામ** આપેલા છે તેની સંખ્યામાં કરવા હોય તેટલો વધારો થઈ શકે એમ છે, કારણ કે દરેક મંત્ર ઘણા રાગમાં ગવાઈ શકે એવો હોય છે.

**सामवेद**મા બધા મળીને ૧૫૪૯ મન્ત્રો છે એ મન્ત્રોને બે વિભાગમા વ્હેંચી નાખવામા આવ્યા છે એ વિભાગને માટે **आर्चिक** અથવા ‘ઋચાઓનો સગ્રહ’ એવો શબ્દ વપરાય છે આ બે વિભાગમા મન્ત્રો જે ક્રમમા ગોઠવવામા આવ્યા છે તે એકજ ધોરણ પ્રમાણે નથી ગોઠવવામા આવ્યા. પ્હેલા વિભાગના છ **प्रपाठक** છે તેમાના પાચ **प्रपाठक**મા મન્ત્રોના દશ “**दशत्**” આપવામા આવ્યા છે, માત્ર છઠ્ઠા **प्रपाठक**મા દશ “**दशत्**”ને બદલે નવ “**दशत्**” આપવામા આવ્યા છે પ્હેલા બાર “**दशत्**”ના મન્ત્રોમા **અગ્નિ**નુ આવાહન કરવામા આવ્યુ છે, છેલ્લા અગિયાર “**दशत्**”ના મન્ત્રોમા **સોમ**નું આવાહન કરવામા આવ્યુ છે, અને વચલા છત્રીસ “**दशत्**”મા મ્હોટે ભાગે સોમરસના પ્રતાપી પીનારા ઇન્દ્ર દેવનુ આવાહન કરવામા આવ્યુ છે બીજા વિભાગના નવ **प्रपाठको** છે, અને એ દરેક વિભાગના બબ્બે, અને કોઈ કોઈ વાર ત્રણ ત્રણ પેટાવિભાગ પાડવામા આવેલા છે આ બીજા વિભાગમા પ્હેલેથી તે છેલ્લે સુધી મન્ત્રોના ન્હાના ન્હાના સગ્રહો, સાધારણ રીતે ત્રણ ત્રણ મન્ત્રોના સગ્રહો આપવામા આવેલા છે એ મન્ત્રો એકબીજા સાથે ગાઢ સમ્બન્ધથી જોડાયલા હોય છે, અને એ સગ્રહમા જે પ્હેલો મન્ત્ર હોય છે તે ઘણુંખરૂ **सामवेद**ના પ્હેલા વિભાગમા પણ આવી ગયલો હોય છે આ પ્રમાણે પ્હેલા વિભાગમા જે મન્ત્રો આવી ગયા હોય છે તેજ બીજા વિભાગમા પણ આપવામા આવ્યા હોય છે તે પરથી, તેમજ પ્હેલા વિભાગ કરતા બીજા વિભાગમા **ऋग्वेद**ના પાઠને વધારે કાળજીથી વળગી રહેવામા આવ્યુ છે તે પરથી એવુ અનુમાન થાય છે કે બીજો વિભાગ વધારે મોડો રચાયલો હોવો જોઈએ અને **એનુ સ્થાન પણ ઉતરતુ હોવુ જોઈએ** આ સમ્બન્ધમા વળી આ વાત પણ ખાસ લક્ષ ખેંચે એવી છે કે પ્હેલા વિભાગના જે મન્ત્રો બીજા વિભાગમા પાછા દીઠામા આવે છે તે એની આસપાસના બીજા મન્ત્રો કરતા **ऋग्वेद**ના પાઠની સાથે વધારે સરખા-પણુ ધરાવે છે આનો ખુલાસો એવીજ રીતે થઈ શકે છે કે બીજા વિભાગના એજ મન્ત્રો ઉપર **ऋग्वेद**ની સીધી અસર થયલી, અને એ મન્ત્રોની સાથે પ્હેલા વિભાગના મન્ત્રો મળતા આવે તેટલા માટ તેમા જાણી જોઈને ફેરફાર કરવામા આવેલો વળી, પ્હેલા વિભાગના પાઠોમા ઘણો ફેરફાર થઈ ગયો હતો, કારણ કે એ વિભાગના મન્ત્રો **ऋग्वेद**માથી

લેવાયા ત્યાર પછી સ્વતંત્ર રીતે એ મંત્રોનો પાઠ વૃદ્ધપરંપરાએ ઉતરી આવ્યો હતો.

**शतपथब्राह्मण**માં જે કહેવામાં આવ્યું છે તે ઉપરથી એવું માલમ પડે છે કે એ **બ્રાહ્મણ**નો બીજો ભાગ રચાયો તે પ્રાચીન સમયમાં પણ **सामवेद**ના પહેલા વિભાગના પેટાવિભાગો અસ્તિત્વ ધરાવતા હતા. વળી, મંત્રોના સંગ્રહ તરીકે **सामवेद** એ **यजुर्वेद**ની **तैत्तिरीय** અને **वाजसनेयी** શાખા કરતાં વધારે પ્રાચીન છે એવું માનવાને કંઇક આધાર છે, કારણ કે **साम**ના ગાયન તરીકે વપરાતા હોય એવા મંત્રો **यजुर्वेद**ની **तैत्तिरीय** અને **वाजसनेयी** શાખાઓમાં જે સ્વરૂપે દીઠામાં આવે છે તે ઉપરથી **ऋग्वेद** અને **सामवेद**ના પાઠનો ભેદ જોઈ શકાય છે. આ ભેદ વિશેષ ધ્યાન ખેંચે એમ હોવાનું કારણ એ છે કે **वाजसनेयी** શાખામાં **ऋग्वेद**ના પાઠને વળગી રહેવાનું વલણ વિશેષ જોવામાં આવે છે. એથી ઉલટું પ્રોફેસર **વેબરે** એવો વિચાર દર્શાવ્યો છે કે **सामवेद**ના અનેક મંત્રોના રૂપો **ऋग्वेद**ના કરતાં વધારે પ્રાચીન છે, અને તેથી **ऋग्वेद**ની **સંહિતા** હાલના સંગ્રહના રૂપમાં અસ્તિત્વમાં આવી ત્યાર પહેલા એ મંત્રો **ऋग्वेद**માંથી લેવામાં આવેલા હોવા જોઇએ. પણ આ વિચાર ભૂલભરેલો છે એવું સિદ્ધ કરવામાં આવ્યું છે. **सामवेद**માં જે જુદા જુદા પાઠો જોવામાં આવે છે તે કંઇક અંશે હલકા સંપ્રદાય ઉતરી આવેલો તેને લીધે, અને કંઇક અંશે છૂટક મંત્રો લઈ લેવામાં આવેલા તેને વિધિના ઉદ્દેશની સાથે બંધબેસતા કરવા માટે તેમાં સ્વેચ્છાનુસાર ફેરફાર કરવામાં આવેલા તેને લીધે હશે.

---

‡ પ્રો. **મૅક્સ મ્યૂલર**નો મત એવો છે કે જે સમયમાં **બ્રાહ્મણો** રચાયા તે સમયમાંજ **સામવેદ** અને **યજુર્વેદ**ની **સંહિતાઓ** તૈયાર કરવામાં આવી હશે. ખરેખર **कौषीतकी ब्राह्मण**માં કહ્યું છે તે પ્રમાણે **સામવેદ** અને **યજુર્વેદ** એ બે ઋગ્વેદના સેવકોજ હતા (**तत्परिचरणावितरौ वेदौ**). એ વિદ્વાન્ એમ ધારે છે કે ત્રણ **વેદ**ની ત્રણ **સંહિતાઓ** જુદે જુદે સમયે તૈયાર કરવામાં આવી એમ નહીં હોય. ત્રણ **સંહિતાઓ** જો જુદે જુદે સમયે તૈયાર કરવામાં આવી હોય તો ત્રણમાં જે મંત્રો **સરખા** જોવામાં આવે છે તેના વિવિધ પાઠભેદ છે તે કરતાં ઘણા વિશેષ હોવા જોઇએ. આ પાઠભેદ તો સ્વતંત્ર **સંહિતા**ના કરતાં એકજ **સંહિતા**ની જુદી જુદી શાખાઓના જેવા લાગે છે એમ એ વિદ્વાનનું માનવું છે.

**सामवेद**ની **कौथुम** અને **राणायनीय** એ બે શાખાઓ જાણીતી છે એમાની પ્હેલી શાખા હજી ગુજરાતમા અસ્તિત્વ ધરાવે છે એવુ કહેવાય છે, અને બીજી શાખા એક વખતે મહારાષ્ટ્રમા વિશેષ જોવામા આવતી હતી અને હાલ પૂર્વે હૈદરાબાદમા અસ્તિત્વ ધરાવે છે એવુ કહેવાય છે એ બે શાખાઓના પાઠમા થોડોજ ફેર હોય એવુ જણાય છે **राणायनीय** શાખાનો પાઠ એક કરતા વધારે વખત પ્રસિદ્ધ થઈ ચૂક્યો છે એની સૌથી પ્હેલી આવૃત્તિ સ્ટીવનસન નામના એક પાદરીએ ૧૮૪૨મા બહાર પાડી હતી ત્યાર પછી બેન્ફીનુ કીમતી પુસ્તક ૧૮૪૮મા પ્રસિદ્ધ થયુ તેનાથી આગલુ પુસ્તક તદ્દન વિસારે પડ્યુ એ પુસ્તકમા મૂળ ગ્રન્થ ઉપરાત જર્મન ભાષામા તરજુમો અને શબ્દકોષ બેઉ આપવામા આવ્યા છે આ પ્રમાણે સમગ્ર ગ્રન્થ પ્રકાશિત થયાનુ માન સઘળા વેદોમા સૌથી પ્હેલુ **सामवेद**ને મળ્યુ હતુ આ વેદનો ગ્રન્થ એજ શાખાના પાઠ પ્રમાણે અને સાયણના ભાષ્ય સાથે પાછળથી હિન્દુસ્તાનમા પ્રકટ થયો હતો **कौथुम** શાખામા, સાતમા **प्रपाठक** સિવાય બીજુ કઈ પણ સચવાયલુ રહ્યુ નથી એ **प्रपाठक**ને એજ શાખાના **नैगेय** નામના પેટાવિભાગમા પ્હેલા વિભાગના વધારા તરીકે ગણવામા આવ્યો છે, અને એને ૧૮૬૮મા પ્રકટ કરવામા આવ્યો હતો વળી, **नैगेय** શાખા પ્રમાણેની **सामवेद**ના દેવતાઓ અને ઋષિઓની બે અનુક્રમણિકાઓ પણ સાચવી રાખવામા આવી છે, તે ઉપરથી **कौथुम** શાખાના પાઠ વિષે કેટલીક માહિતી આડકતરી રીતે મળી શકે છે

**यजुर्वेद**† આગળ આવી પ્હોચતા **ऋग्वेद**થી જુદાજ પ્રદેશમા આપણે દાખલ થઈએ છિયે, એટલુજ નહીં પણ હિન્દુસ્તાનના

---

† યજુર્વેદના સમ્બન્ધમા એવી કથા કહેવામા આવે છે કે એ વેદનો આદ્યદ્રષ્ટા વૈશંપાયન હતો એ વૈશંપાયનના શિષ્યવર્ગમા કઠ, કલાપ, અને યાસ્ક પૈંગિ એ ત્રણને ખાસ ગણાવવામા આવે છે આમાના છેલ્લા શિષ્યે તિત્તિરિને યજ્ઞસમ્બન્ધી જ્ઞાન શીખવ્યુ આ કથામા સત્યાશ શો છે તે નિર્ણય કરવો મુશ્કેલ છે, પણ **काठक**, **कालापक** અથવા **मैत्रायणी** **संहिता**, અને **तैत्तिरीय संहिता** એ પ્રમાણે ત્રણ પ્રાચીન સગ્રહો ખરેખરા અસ્તિત્વ ધરાવે છે એ વાત ચોક્કસ છે **काठक** અને **कालापक** એ બેને વિષે ઘણે ઠેકાણે સાથે કથન કરવામા આવ્યુ છે, અને પાણિનિના પ્રખ્યાત ભાષ્યકારે એક સ્થળે એવુ જણાવ્યુ છે કે દરેક ગામમા એ ગ્રન્થોનો અભ્યાસ

ધાર્મિક અને સામાજિક જીવનનો નવોજ યુગ આપણે જોઈએ છિયે વૈદિક સુધારાનુ મુખ્ય સ્થાન વધારે પૂર્વ દિશા તરફ ગયલુ હવે આપણી દૃષ્ટિએ પડે છે સિન્ધુ અને એમા મળનારી બીજી નદીઓ વિષે હવે આપણા સાભળવામા આવતું નથી, પણ યજુર્વેદની સઘળી શાખાઓના પાઠ ઉપરથી, કુરુ અને પચાલની પાડોશી પ્રજાઓ ઉત્તર હિન્દુસ્તાનના જે મધ્ય પ્રદેશમા વસતી હતી તેનુ આપણને ભાન થાય છે કુરુ લોકોનો દેશ, જે કુરુક્ષેત્રના નામથી ઓળખાય છે, તે યજુર્વેદમા અને એ વેદને લગતા બ્રાહ્મણોમા પવિત્ર ભૂમિ તરીકે ખાસ વર્ણવવામા આવ્યો છે દૃષદ્વતી(સિતાગ) અને સરસ્વતી એ બે ન્હાની નદીઓની વચ્ચેના પ્રદેશમા એ સ્થળ આવેલુ છે હાલના સરહિન્દના જીલ્લા સાથે એ મળતું આવે છે આ કુરુક્ષેત્રની સાથે જોડાયલો અને એની પૂર્વમા આવેલો પંચાલ દેશ તે મીરત જીલ્લા આગળથી આગ્નેયી દિશા તરફ અલાહાબાદ સુધી ફેલાયલો છે, અને જમના તથા ગંગા એ બેની વચ્ચેનો "દોઆબ"( બે પાણી )નો મુલક પણ એમાજ આવી જાય છે બ્રાહ્મણોની ધાર્મિક અને સામાજિક ઘટના કુરક્ષેત્રમાજ વિકાસ પામી, અને ત્યાથી તે આખા હિન્દુસ્તાનમા ફેલાઈ ગઈ વળી, પાછલા સમયમા, એક તરફ પચાલ અને મત્સ્ય લોકો અને બીજી તરફ કુરુ અને પ્રાચીન ભરત લોકો એ બેની વચ્ચે જે લડાઈ થયલી કુરુક્ષેત્રમા વર્ણવવામા આવી છે તેનુ સ્થળ પણ આજ હતું એ કારણને લીધે એ સ્થળ વિશેષ ઐતિહાસિક અગત્યનુ થઈ પડે છે મનુના પ્રખ્યાત ગ્રન્થમા પણ બ્રાહ્મણ ધર્મના ખાસ મુકામ તરીકે કુરુક્ષેત્ર તરફ માનની દૃષ્ટિથી જોવામા આવ્યુ છે અને એને બ્રહ્માવર્ત એવુ નામ આપવામા આવ્યુ છે પચાલ લોકોનો દેશ અને તેની પાસેના, જમના નદીની દક્ષિણે આવેલા, મત્સ્ય લોકો ( જેની રાજધાની મથુરામા હતી તેના ) અને શૂરસેન લોકોના દેશની સાથે કુરુક્ષેત્રને પણ બ્રાહ્મણ ઋષિઓની ભૂમિ તરીકે

---

ગણવામા આવતો હતો કઠની શાખાના બે ત્રણ પેટાવિભાગ પડી ગયલા જણાય છે, તેમાના એક વિભાગનોપાઠ-'कपिष्ठल-कठ-संहिता'-થોડા વખત ઉપરજ ઉપલબ્ધ થયો છે कालापना પણ એવીજ રીતે પેટાવિભાગ પડી ગયા હતા तैत्तिरीयसंहितानी પણ જુદી જુદી શાખાઓ થઈ ગઈ, તેમાથી आपस्तम्बनो પાઠ આજ સુધી સચવાઈ રહ્યો છે, અને आत्रेय શાખાની તો અનુક્રમણીજ જોવામા આવે છે

વર્ણવવામા આવ્યુ છે, અને ત્યા આગળ બહાદુરમા બહાદુર લડવૈયાઓ અને પવિત્રમા પવિત્ર બ્રાહ્મણો વસતા હોવાથી એ ક્ષેત્રના રીતરિવાજોને પ્રતિષ્ઠિત અને પ્રમાણભૂત ગણવામા આવ્યા છે.

આ સ્થળે **यजुर्वेद**ને પાળનારા વિપ્રોના જુદા જુદા પથ પડી ગયા અને ધીરે ધીરે એ પથ હિન્દુસ્તાનના બીજા ભાગમા પણ ફેલાઈ ગયા એમાથી **कठ** શાખાના માણસો અને એના પેટાવિભાગમા આવનારા **कपिष्ठल** શાખાના માણસો યવન લોકોના સમયમા પજાબમા રહેતા હતા, અને ત્યાર પછીના સમયમા કાશ્મીરમા પણ રહેતા હતા **कठ** શાખા હવે કાશ્મીરમાજ દીઠામા આવે છે, અને **कपिष्ठल** શાખા બીલકુલ દીઠામા આવતીજ નથી **मैत्रायणिय** શાખાના માણસો અગાઉ **कालाप** એ નામથી ઓળખાતા હતા તેઓ નર્મદા નદી આગળ, દરિયાથી બસેંએક માઇલ સુધીના પ્રદેશમા વસતા હતા એ નદીના મુખની દક્ષિણ બાજુએ સો કરતા વધારે માઇલ સુધી, નાસિક સુધી, અને ઉત્તર બાજુએ હાલના વડોદરા શહેરની પેલી દિશા તરફ સુધી તેઓ ફેલાયા હતા હવે એ શાખાના થોડાકજ માણસો ગુજરાતમા નર્મદા નદીની ઉત્તરે, ખાસ કરીને અમદાવાદમા અને દૂર પશ્ચિમે મોરબીમા દીઠામા આવે છે ઇસ્વી સનની શરૂઆત પ્હેલા આ બે પ્રાચીન શાખાઓ ( **कठ** અને **कालाप** ) હિન્દુસ્તાનમા ઘણે ઠેકાણે ફેલાઈ ગઈ હશે એમ જણાય છે, કારણ કે પતજલિ પોતાના વ્યાકરણમા કહે છે કે "**यजुर्वेद**ની **कठ** અને **कालाप** એ બે શાખાઓ સર્વત્ર જાણીતી છે, અને એના સિદ્ધાન્તો દરેક ગામડામા પ્રતિપાદન કરવામા આવે છે " વળી **रामायण** ઉપરથી પણ આપણને માલમ પડે છે કે અયોધ્યામા પણ એ બેઉ શાખાઓ તરફ ઘણા માનની નજરથી જોવામા આવતુ પણ **यजुर्वेद**ની બે નવી શાખાઓ નીકળવાથી આ જૂની શાખાઓનો ધીરે ધીરે પરાભવ થવા માડયો એ બેમાથી **तैत्तिरीय** શાખાના માણસો નર્મદા નદીની દક્ષિણમાજ જોવામા આવ્યા છે. ઇ સ ના ચોથા સૈકામા પણ એ શાખાના માણસો ત્યા આગળ વસતા હતા એવુ માનવાને પ્રમાણ મળી આવે છે. એ શાખાનો સૌથી વધારે અગત્યનો પેટાવિભાગ **आपस्तम्ब**નો છે, અને એ વિભાગના માણસો ગોદાવરી નદીની પાસેના પ્રદેશમા હજી જોવામા આવે છે. એજ શાખાનો બીજો વિભાગ **हिरण्यकेशी**નો છે, અને એ વિભાગના

માણસો હજી વધારે દક્ષિણ તરફ જતા જોવામા આવે છે **वाजसनेयी**-ની શાખા આગ્નેયી દિશા તરફ ગગા નદીની ખીણ આગળ ફેલાઈ ગઈ હતી હાલના સમયમા ઐશાની અને મધ્ય હિન્દુસ્તાનના વિશાળ પ્રદેશમા એ શાખાના માણસો જોવામા આવે છે

આ ચાર શાખાઓમાથી દરેકે **यजुर्वेद**ના અકેક અથવા બબ્બે પાઠ સાચવી રાખ્યા છે **मैत्रायणीसंहिता**ના ચાર **काण्ड** છે, અને ૫૪ **प्रपाठक** છે એ સંહિતા પ્રોફેસર એલ વી સ્કોડરે પ્રસિદ્ધ કરી છે (૧૮૮૧–૮૬) એજ વિદ્વાન્ **काठकसंहिता**ની પણ એક આવૃત્તિ તૈયાર કરે છે આ બે સંહિતાની ભાષા એકબીજાને મળતી આવે છે, અને બીજે સ્થળે ન દીઠામા આવતા એવા ઘણા રૂપો એ બેમા એક-સરખા દીઠામા આવે છે **कपिष्ठल-कठसंहिता**ના તો ગમે તેવા છૂટક છૂટક કકડાઓજ પ્રકાશમા આવ્યા છે, અને એ સંહિતાની આવૃત્તિ પ્રકાશમા આણી શકાય એટલી હસ્તલિખિત ગ્રન્થની સામગ્રી કદી પણ મળશે કે નહીં એ પણ શક પડતુ છે **तैत्तिरीयसंहिता**ના સાત **काण्ड** છે અને ૪૪ **प्रपाठक** છે **काठकसंहिता** અથવા **मैत्रायणी संहिता**ના કરતા એ સહિતા મોડી અસ્તિત્વમા આવેલી નથી પ્રોફેસર એ વેબરે ૧૮૭૧–૭૨મા એ સહિતાની આવૃત્તિ પ્રસિદ્ધ કરી છે આ **यजुर्वेद**ની સહિતાઓનો એકબીજાની સાથેનો સમ્બન્ધ ઘણો ગાઢો છે, કારણ કે મુખ્ય તત્ત્વ તરફ જોતા એ સર્વનુ સ્વરૂપ એકસરખુજ છે ઘણી વાર તો એ સહિતાઓમા શબ્દ પણ તેના તેજ જોવામા આવે છે અદર જે મત્રો ઉચ્ચારવાના આપ્યા હોય છે તેના શબ્દો તો ઘણીજ વાર તેના તેજ દીઠામા આવે છે વળી, એ સઘળી સહિતાના મત્રો જે ક્રમમા ગોઠવવામા આવ્યા છે તે ક્રમનુ ધોરણ પણ એકસરખુ છે, અને એ ધોરણ **वाजसनेयसंहिता** કરતા જુદુ છે

**वाजसनेयिसंहिता**મા યજ્ઞ વખતે બોલવાના મત્રો સિવાય બીજુ કઈ પણ આપ્યુ નથી, અને તેથી એ **शुक्ल** છે, એટલે મત્રોની સમજુતી વિષેના વચનોથી નિર્લિપ્ત છે સઘળા સમજુતીના વચનોનો સંગ્રહ બ્રાહ્મણમા જુદો આપવામા આવ્યો છે આ કારણથી એ સંહિતાને **शुक्ल यजुर्वेद** એવુ નામ આપવામા આવ્યુ છે, અને બીજી બધી સંહિતાઓને **कृष्ण यजुर्वेद** એવુ સામાન્ય નામ આપવામા આવ્યુ છે

એ સંહિતાઓમા મન્ત્રો અને મન્ત્રોની સમજુતી એ બેઉ સાથે ભળેલા હોય છે, તેથી એ સહિતાઓ અને **वाजसनेयिसहिता** એ બેનો ભેદ દર્શાવવાને માટે એને **कृष्ण यजुर्वेद** એવુ નામ આપવામા આવ્યુ છે **वाजसनेयिसहिता**ના બે પાઠ છે, એક **माध्यंदिन**નો છે અને એક **काण्व**નો * છે એ બેઉ પાઠનો વિષય અને એનો અનુક્રમ બેઉ લગભગ એકસરખા છે ભેદ છે તે માત્ર કેટલાક શબ્દોનોજ છે, અને એ ભેદ પણ મન્ત્રોમા નહીં, પણ ગદ્યનો જે ભાગ છે તેમાજ દીઠામા આવે છે. એ બેઉ પાઠ આ પ્રમાણે એકબીજાને મળતા આવતા હોવાથી બેઉનો ઉદ્ભવ લગભગ એકજ વખતે થયો હશે એવુ અનુમાન થાય છે બેઉમા જે ભેદ જણાય છે તે ઘણુંખરૂ નિવાસસ્થાનના ભેદને લીધે ઉત્પન્ન થયો હશે, કારણ કે દરેકની જોડણીમા કેટલાક વિશેષ લક્ષણો જોવામા આવે છે આ બેઉ પાઠ પ્રમાણેની **शुक्ल यजुर्वेद**ની આવૃત્તિ પ્રોફેસર વેબર તરફથી બહાર પાડવામા આવી છે( ૧૮૪૯-૫૨ )

એ સંહિતાના ચાળીસ પ્રકરણો છે, તેને **अध्याय** કહેવામા આવે છે પ્રથમ એ સહિતામા પ્હેલા અઢાર અધ્યાયજ હતા એવુ બાહ્ય તેમજ આન્તર પ્રમાણો ઉપરથી સિદ્ધ થાય છે એમાના ગદ્ય અને પદ્ય (એ બેઉને માટે **मन्त्र** એ સામાન્ય શબ્દજ વપરાય છે) તે **तैत्तिरीय सहिता**મા પણ પાછા જોવામા આવતા હોય એવો ભાગ એટલો આવે છે એ સિવાય, ૨૨થી ૨૫ સુધીના અધ્યાયમા અશ્વમેધને લગતા જે થોડા મન્ત્રો **वाजसनेयि सहिता**ના દીઠામા આવે છે તે **तैत्तिरीय-सहिता**મા ફરીથી દીઠામા આવે છે બાકી, છેલ્લા બાવીસ અધ્યાયમા જે આપ્યુ છે તે **तैत्तिरीयसहिता**ના બ્રાહ્મણ અને આરણ્યકમાજ ફરીથી જોવામા આવે છે વળી, **वाजसनेयिसहिता**ના પ્હેલા અઢાર અધ્યાયમા જે મન્ત્રો આપવામા આવ્યા છે તેજ એ સંહિતાને લગતા બ્રાહ્મણના પ્હેલા નવા પ્રકરણમા ફરીથી ટાકવામા આવ્યા છે અને તેના શબ્દેશબ્દની સમજુતી આપવામા આવી છે, પણ ત્યાર પછીના સત્તર અધ્યાયમાના થોડાકજ મન્ત્રો વિષે એ બ્રાહ્મણમા કથન કરવામા આવ્યુ છે વળી, **शुक्ल यजुर्वेद**ની એક પ્રાચીન અનુક્રમણિકા છે, અને કાત્યાયન ઋષિ એ એના પ્રણેતા કહેવાય છે તેના પ્રમાણ ઉપરથી

---

* આ કાણ્વ કુટુમ્બને ઋગ્વેદના આઠમા મડલના સૂક્તો રચનારા કણ્વની સાથે કઈ સમ્બન્ધ હોય એ ઘણુ બનવા જોગ છે

વળી વધારે ચોક્કસ રીતે સાબીત થાય છે કે ૨૬થી ૩૫ સુધીના અધ્યાય એ સહિતાનો પરિશિષ્ટ ભાગ ( **खिल** ) છે

**वाजसनेयिसंहिता**ના આન્તર પ્રમાણો ઉપરથી પણ એવાજ નિર્ણય ઉપર આપણે આવી શકીએ છિયે ગ્રન્થના આગલા અધ્યાયોમા વર્ણવવામા આવેલી ક્રિયાઓ સાથે સમ્બન્ધ ધરાવનારા અને એ ક્રિયાઓ કરતી વખતે વાપરવાના મન્ત્રો ૨૬થી તે ૨૯ સુધીના અધ્યાયમા આપવામા આવ્યા છે તે ઉપરથી એ ચાર અધ્યાયનુ પરિશિષ્ટ તરીકેનુ સ્વરૂપ જણાઈ આવે છે ત્યાર પછીના દશ અધ્યાયો( ૩૦–૩૯ )મા તદ્દન નવીજ ક્રિયાઓ, જેમકે અશ્વમેધ, સર્વમેધ, પિતૃઓને માટે કરવાનો મેધ, વિષે લખવામા આવ્યુ છે છેવટનો ૪૦મો અધ્યાય પાછળથી ઉમેરાયલો હોવો જોઈએ, કારણ કે ક્રિયાની સાથે એ અધ્યાયને કોઈ પણ રીતનો સીધો સમ્બન્ધ છે નહીં અને એ અધ્યાયનુ સ્વરૂપ ઉપનિષદ્‌ના જેવુ છે વળી, એ **संहिता**ના જુદા જુદા ભાગ ઉપરથી ધાર્મિક તથા સામાજિક ઉત્ક્રાન્તિના જુદા જુદા સમયનુ સૂચન થાય એવી રીતના પ્રમાણ આપણને મળી આવે છે ૧૬મા અધ્યાયમા રુદ્ર દેવનુ વર્ણન આપતી વખતે તેના સમ્બન્ધમા અનેક વિશેષણો વાપરવામા આવ્યા છે, તે સઘળા પાછલા સમયમા ખાસ **શિવ**ને માટેજ વપરાતા હતા પણ **શિવ**ના એ વિશેષણો વધારે સૂચક છે **ईशान** ( રાજ્ય કરનાર ) અને **महादेव** ( મ્હોટો દેવ ) એ બે વિશેષણો આ ૧૬મા અધ્યાયમા દીઠામા આવતા નથી, પણ ૩૯મા અધ્યાયમા એ બેઉ વિશેષણો ઉમેરવામા આવ્યા છે એ વિશેષણો ઉપરથી એ દેવની ખાસ પૂજા થતી એવુ સૂચવાય છે, અને પાછલા સમયમા થયલો ફેરફાર એ વિશેષણો ઉપરથી માલમ પડે છે વળી, ૩૦મા અધ્યાયમા હિન્દુસ્તાનની ઘણીખરી મિશ્ર જ્ઞાતિઓ ગણાવવામા આવી છે, ત્યારે ૧૬મા અધ્યાયમા એ મિશ્ર જ્ઞાતિઓમાથી થોડીએક વિષેજ કથન કરવામા આવ્યુ છે આ ઉપરથી એવુ સભવિત જણાય છે કે ૩૦મો અધ્યાય લખાયો તે વખતે જે જ્ઞાતિઓ જાણીતી થઈ ચૂકી હતી તેમાની કેટલીક તો ૧૬મો અધ્યાય લખાયો તે વખતે બીલકુલ અસ્તિત્વમા આવીજ ન્હોતી

આ મત ઉપરથી, **शुक्ल यजुर्वेद**મા તવારીખના ચાર જુદા જુદા સમયનો ભેદ આપણે પાડી શકીએ એમ છે મૂળ અઢાર અધ્યાય, તેમા બીજા સાત પ્રથમ ઉમેરાયા હશે, કારણ કે એ બેઉ વિભાગ યજ્ઞના

સામાન્ય વિધિનેજ લગતા છે. એ વિધિની ઉત્ક્રાન્તિ થતી ગઈ તેને પરિણામે બીજા ચૌદ અધ્યાય ઉમેરાયા. એ અધ્યાયોમા, અગાઉ જે વિધિઓ આવી ગયા હતા તેનાજ વિષે (૨૬–૨૯) અથવાતો તદ્દન નવા વિધિઓ વિષે (૩૦–૩૯) વિસ્તાર કરવામા આવ્યો છે છેલ્લો અધ્યાય લખાયલો તે વિધિઓના હદબહારના વિકાસને લીધે વિધિઓની વિરુદ્ધમા જે સમયે પ્રત્યાઘાત થવા માડેલો તે સમયેજ લખાયલો હોવો જોઈએ એમ એ અધ્યાયના સ્વરૂપ ઉપરથીજ માલમ પડે છે એ અધ્યાયમા યજ્ઞના મન્ત્રો આપવામા આવ્યા નથી, પણ યજ્ઞવિધિઓ તરફ હદબહારનુ લક્ષ અને એ તરફ કેવળ દુર્લક્ષ એ બેની વચ્ચેનો માર્ગ કાઢી આપવો એજ એ અધ્યાયનો ઉદ્દેશ જણાય છે

**शुक्ल यजुर्वेद**ના મૂળ ભાગને પણ સુવ્યવસ્થિત સ્વરૂપ મળ્યુ તે **कृष्ण यजुर्वेद**ની સઘળી સહિતાના કરતા કઇક મોડુજ મળેલુ હોવુ જોઈએ એમ લાગે છે, કારણ કે મન્ત્રોને **संहिता**મા આપવામા આવ્યા હોય અને તેના અર્થની સમજુતી **ब्राह्मण**ના જુદા ગ્રન્થમા આપવામા આવી હોય એવી રીતનો સુવ્યવસ્થિત વિષયવિભાગ જે ગ્રન્થમા દીઠામા આવે તે ગ્રન્થ મન્ત્રો અને મન્ત્રોની સમજુતી એ બેની જેમા સારી રીતે ભેળભેળા કરી નાખવામા આવી હોય તે ગ્રન્થના જેટલો પ્રાચીન ભાગ્યેજ હોઈ શકે

**यजुर्वेद**ની જુદી જુદી સંહિતાઓમા જ્યા આગળ પૂર્ણિમા અને અમાવાસ્યાના યજ્ઞો વિષે તથા સોમયાગ વિષે ચર્ચા કરવામા આવી છે તે અને જ્યા આગળ અગ્નિની વેદિ કેવી રીતે બનાવવી જોઈએ તે વિષે વિવેચન કરવામા આવ્યુ છે તે, એ બે વિભાગ સૌથી વધારે અગત્યના છે. **शुक्ल यजुर्वेद**ના ૧થી ૧૦ સુધીના અધ્યાયમા ઉપર જણાવેલા વિધિના પ્રથમ વિભાગ વિષેના મન્ત્રો આપેલા છે, અને ૧૧થી ૧૮ સુધીના અધ્યાયમા દ્વિતીય વિભાગ વિષેના મંત્રો આપેલા છે એ વિધિઓને લગતી સમજુતીઓ **शतपथब्राह्मण**ના ૧થી ૫ સુધીના અને ૬થી ૯ સુધીના કાણ્ડોમા આપવામા આવી છે આ મુખ્ય વિભાગના સમ્બન્ધમા તો **कृष्ण यजुर्वेद**મા પણ મન્ત્રો અને તેની સમજુતીઓની ભેળભેળા કરાયલી જોવામા આવતી નથી. **तैत्तिरीय-संहिता**ના પ્રથમ કાણ્ડના પ્હેલા ચાર પ્રપાઠકમા પૂર્ણિમા તથા અમા-

વાસ્યાના યજ્ઞ અને સોમયજ્ઞને વખતે ભણવાના મન્ત્રો સિવાય બીજુ કંઈ પણ આપવામા આવ્યુ નથી, અને ચોથા કાણ્ડમા પણ અગ્નિની વેદિને લગતા વિધિ સમયે વાપરવાના મન્ત્રો સિવાય બીજુ કંઈ પણ આપવામા આવ્યુ નથી આ બેઉ કાણ્ડમા, **वाजसनेयिसंहिता**ના એને મળતા આવતા વિભાગના ક્રમનેજ અનુસરવામા આવ્યુ છે, અને ખરેખર એ કાણ્ડ **वाजसनेयिसंहिता**ના એજ વિભાગનો જાણે બીજો પાઠ પૂરો પાડતા ન હોય તેવા સરખા છે એથી ઉલટુ, **तैत्तिरीय-संहिता**ની અંદરજ, પણ જુદે સ્થાને, એ વિષયોને લગતા બે **ब्राह्मणो** આપવામા આવ્યા છે તે એકંદરે મન્ત્રોની ભેળભેળા થયા વગરના છે પાચમો કાણ્ડ તે અગ્નિવિધાનનુ **ब्राह्मण** છે, અને છઠ્ઠો કાણ્ડ તે સોમયાગનુ **ब्राह्मण** છે, પણ પૂર્ણિમાના અને અમાવાસ્યાના યજ્ઞોને લગતી સમજુતીઓ એ સ્થળે બીલકુલ જોવામા આવતી નથી એ સમજુતીઓ **तैत्तिरीयब्राह्मण**ના ત્રીજા કાણ્ડમા આપવામા આવેલી આપણે જોઈએ છિયે **मैत्रायणीसंहिता**મા પણ આની સાથે મળતા આવતા વિષયોનો વિભાગ એવીજ રીતનો કરવામા આવ્યો છે પ્રથમ કાણ્ડના પ્હેલા ત્રણ પ્રપાઠકમા પૂર્ણિમા તથા અમાવાસ્યાના યજ્ઞો તથા સોમ યાગને લગતા મન્ત્રોજ આપવામા આવ્યા છે, અને દ્વિતીય કાણ્ડના દ્વિતીયાર્ધમા, એટલે ૭થી તે ૧૩ સુધીના પ્રપાઠકમા અગ્નિની વેદિને માટેનાજ મન્ત્રો આપવામા આવ્યા છે આને લગતા **ब्राह्मणो** ત્રીજા કાણ્ડના ક્રમશ છઠ્ઠા તથા પ્હેલા પ્રપાઠકથી શરૂ થાય છે **कृष्ण यजुर्वेद**ના આ મૂળ ભાગોમા જે ઉમેરાઓ કરવામા આવ્યા છે ત્યા આગળજ **मंत्र** અને **ब्राह्मण**ને એકબીજાથી છૂટા પાડવામા નથી આવ્યા ત્યારે **कृष्ण** અને **शुक्ल** એ બેમા મુખ્ય ભેદ એ છે કે **कृष्ण यजुर्वेद**ના એકજ સંગ્રહમા **ब्राह्मण** અને **मंत्र** એ બેઉ સાથે આપવામા આવ્યા છે, અને **शुक्ल यजुर्वेद**મા એમ કરવામા આવ્યુ નથી મુખ્ય અને અગત્યના ભાગ તરફ જોતા, **वाजसनेयिसंहिता** અને **शतपथ-ब्राह्मण** એ બેના કરતા જે મન્ત્રો અને **ब्राह्मणो**ને છૂટા અને વગર ભેળાયલા રાખવામા આવ્યા છે તેનો પરસ્પરનો સમ્બન્ધ વધારે ગાઢો છે, તે પાસે પાસેના સમયમા લખાયલા છે ; અથવા તેની અંદરનુ તત્ત્વ એકબીજા સાથે વધારે મળતાપણુ ધરાવે છે એવુ અનુમાન કરવાને કાંઈ પણ રીતનુ કારણ નથી.

**यजुर्वेद** અને **सामवेद** એ બેમા મળતાપણુ એટલું છે કે બેઉ સંગ્રહો યજ્ઞના વિધિઓ વખતે વાપરવાને માટે તૈયાર કરવામા આવ્યા છે પણ **सामवेद**મા કર્મકાણ્ડના એકજ ભાગ વિષેના, સોમયાગ વિષેનાજ મન્ત્રો આપવામા આવ્યા છે ત્યારે **यजुर्वेद**માથી યજ્ઞના સઘળા વિધિઓ માટેના મન્ત્રો મળી આવે છે. **सामवेद**ની પેઠે **यजुर्वेद** પણ **ऋग्वेद**ની સાથે સમ્બન્ધ ધરાવે છે, પણ **सामवेद**ના મન્ત્રો લગભગ બધાજ **ऋग्वेद**માથી લેવાયલા છે ત્યારે **यजुर्वेद**ની અંદરના ઘણા મન્ત્રો પણ **ऋग्वेद**માથીજ લેવાયલા હોવા છતા મ્હોટે ભાગે એ એક સ્વતન્ત્ર રચના છે ઉદાહરણ તરીકે, **वाजसनेयिसंहिता**મા એકચતુર્થાંશ કરતા સ્હેજસાજ વધારે એટલો ભાગજ **ऋग्वेद**માથી લેવાયલો છે એ સંહિતાનો અડધો ભાગ ઋચાઓનો છે, તેમાની ઘણીખરી (૭૦૦ ઉપરાતની) ઋચાઓ **ऋग्वेद**મા પણ દીઠામા આવે છે, બાકીનો અડધો ભાગ ગદ્યમા રચાયલા મન્ત્રો( **यजुस्** )નો બનેલો છે એ પાછલો ભાગ, અને જે મન્ત્રો **ऋग्वेद**માથી નથી લેવાયા તે મન્ત્રો એટલુ **यजुर्वेद**ના રચનારાઓની સ્વતન્ત્ર કૃતિ તરીકે ગણાવાને યોગ્ય છે ખરેખર, તદ્દન નવા વિધિઓની ઉત્ક્રાન્તિ અને કર્મકાડનો થઈ ગયલો અદ્ભુત વિસ્તાર એ બેને લીધેજ એટલી પણ નવીન રચના થવા પામી એ નવી જરૂરિયાતો પૂરી પાડવાને માટે સ્હેજસાજ પણ ચાલી શકે એવા મન્ત્રો **ऋग्वेद**માથી મેળવવાનુ અશક્ય થઈ પડયુ તેને લીધેજ નવા મન્ત્રો રચાયા

**यजुर्वेद**ના મન્ત્રવિભાગની ભાષા ઉપરથી એ વિભાગ **ऋग्वेद** કરતા કઇક મોડો લખાયો હોવો જોઈએ એવી સ્પષ્ટ પ્રતીતિ થયા વગર જોકે રહેતી નથી, તોપણ એકદરે વિચાર કરતા એ ભાષા **ऋग्वेद**ની ભાષાને મળતી આવતી હોય એવુ આપણને લાગે છે, અને પાછલી સંસ્કૃત સમયની ભાષા અને આ ભાષા એ બેની વચ્ચે લાબા સમયનો અતર હોવો જોઈએ એવુ પણ આપણને લાગ્યા વિના રહેતું નથી

હવે દંતકથાઓ તરફ આપણે વળીએ તો એ દૃષ્ટિથી જોતા **यजुर्वेद**નો ધર્મ અને **ऋग्वेद**નો ધર્મ એ બેમા ઝાઝો ફેર આપણા જોવામા આવતો નથી, કારણ કે બેઉ વેદોનુ દેવતામડળ હજી એકજ છે પણ વધારે વિગતમા ઉતરીએ તો કેટલાક અગત્યના ફેરફારો પણ

આપણા જોવામા આવ્યા વગર ર[illegible]ા નથી પ્રજાપતિનું સ્વરૂપ **ઋગ્વેદ**નાં છેલ્લામા છેલ્લાં સૂક્તોદ્વારા ઝાખુ ઝાખુ આપણા જોવામાં આવતું હતું, પણ આ વેદમા મુખ્ય દેવ તરીકે પ્રજાપતિ એ વધારે ને વધારે આગળ પડતો આપણા જોવામા આવે છે **ઋગ્વેદ**ના **રુદ્ર** દેવતા તે હવે આપણને **શિવ** તરીકે દર્શન દે છે, અને અનેક વાર એના સમ્બન્ધમા **શિવ** એ નામ વાપરવામા આવ્યુ છે. પાછલા સમયમા જે વિશેષણો શિવનેજ લગાડવામા આવતા, શંકર, મહાદેવ વગેરે, તેજ અહીં પણ વાપરવામા આવેલા આપણે જોઈએ છિયે વિષ્ણુની પદવી **ઋગ્વેદ**ના સમયમા હતી તેના કરતા હવે કઇક ચઢિયાતી થયલી જોવામા આવે છે એના સમ્બન્ધમા એક નવુ લક્ષણ આપણે એ જોઈએ છિયે કે વારવાર યજ્ઞની સાથે એની એકતા સ્થાપિત કરવામા આવી છે દૈત્યોને માટે હવે હમેશા **અસુર** એ શબ્દજ વપરાય છે, અને સાધુવૃત્તિવાળા દેવતાઓની સાથે લડાઈ કરનારા દુષ્ટ પ્રાણીઓ તરીકે તેઓ વારવાર જોવામા આવે છે **યજુર્વેદ**ની દંતકથાઓમા દેવદાનવની લડાઈ વિષે ઘણે ઠેકાણે કથન કરવામા આવેલુ જણાય છે. સ્ત્રીસૌન્દર્યની સઘળી મોહક સામગ્રીથી સપન્ન થયલી અપ્સરાઓ વેદ પછીની દંતકથાઓમા ઘણો આગળ પડતો ભાગ લે છે, પણ **ઋગ્વેદ**મા તો ક્વચિતજ તેઓ વિષે કથન કરવામા આવ્યુ છે **યજુર્વેદ**મા એ અપ્સરાઓને કઇક આગળ પડવા માડેલી આપણે જોઈએ છિયે, અને એમાની ઘણીઓને તો સ્વતત્ર નામો પણ મળી ચૂક્યા છે એવુ પણ આપણા જોવામા આવે છે

વળી કેટલાક ધાર્મિક વિચારોમા ફેરફાર થયો છે અને નવા વિધિઓ દાખલ થયા છે ઉદાહરણ તરીકે, **બ્રહ્મ** એ શબ્દ **ઋગ્વેદ**મા કેવળ “ભક્તિ” એ અર્થમાજ વપરાયો છે, પણ હવે એનો અર્થ “પ્રાર્થના અને પવિત્રતાનું ખરૂ તત્ત્વ” એવો થાય છે, અને એવી રીતે ઉપનિષદોના છેવટના અર્થ તરફ એ શબ્દની ગતિ થતી આપણા જોવામા આવે છે વળી નાગપૂજા, જે **ઋગ્વેદ**મા બીલકુલ જોવામા આવતી ન્હોતી, તે હવે હિન્દુસ્તાનના ધર્મના એક તત્ત્વ તરીકે દાખલ થયલી આપણા જોવામા આવે છે પણ **યજુર્વેદ**ની રચના ઉપર નવાજ સમયની જે ચોક્કસ છાપ પડી છે તે એમા પૂજાનો જે જુદો પ્રકાર જોવામા આવે છે તેને લીધે છે વિશેષ પ્રાચીન ધર્મમા દેવતાઓ અને

યજ્ઞ એ બેની વચ્ચેનો જે સમ્બન્ધ હતો તે હવે ઉલટાઈ ગયેલો જોવામાં આવે છે **ઋગ્વેદ**ના સમયમા દેવતાઓ એજ ભક્તિનો વિષય ગણાતા હતા, કારણ કે માનવ લોકોને સુખની સામગ્રીઓ પૂરી પાડવાની શક્તિ તેઓમાજ છે એવુ માનવામા આવતું હતું અને યજ્ઞ તે માત્ર દેવતાઓને પ્રસન્ન કરવાના એક સાધન તરીકેજ ઉપયોગનો હતો. એથી ઉલટુ, **યજુર્વેદ**માં યજ્ઞ તેજ સઘળા વિચારો અને સઘળી ઇચ્છાઓનુ મુખ્ય બિન્દુ થઈ પડયો છે, અને એ યજ્ઞનો વિધિ સર્વાંગે પરિપૂર્ણ રીતે કરવામા આવે તેજ સૌથી વધારે અગત્યનુ છે એવુ માનવામા આવ્યુ છે એ યજ્ઞનુ સામર્થ્ય હવે એટલુ બધુ ગણવામા આવ્યુ છે કે દેવતાઓ એ વડે પ્રસન્ન થાય છે એટલુજ નહીં પણ યજ્ઞ કરાવનાર વિપ્રની ઇચ્છાનુસાર ચાલવાની તેઓને ફરજ પડે છે એવી માન્યતા સાધારણ થઈ ગઈ છે ખરેખર, બ્રાહ્મણ લોકો યજ્ઞ વડે દેવતાઓને પણ પોતાના તાબામા રાખે છે એવુ આપણે એ સમયની સ્થિતિ વિષે કહીશુ તો તે ખોટુ કહેવાશે નહીં.

**યજુર્વેદ**ના ધર્મને ' યન્ત્રતુલ્ય એકસરખી ગતિથી ચાલ્યા જનારા પુરોહિતોના કર્મ ' તરીકે આપણે વર્ણવી શકીશુ એ ધર્મ પ્રમાણે વિપ્રોનું ટોળુ એકઠુ થઈને બાહ્ય વિધિઓની એક વિસ્તૃત અને ગુચવણભરી ઘટના અનુસાર પોતાના કર્મ કર્યા જાય છે વિધિઓમા ગૂઢ અર્થનુ આરોપણ કરવામા આવ્યુ હોય છે, અને એની ઝીણામા ઝીણી વિગતને પણ અત્યત અગત્યની ગણવામા આવી હોય છે નિરંતર ચાલ્યાજ કરે એવા યજ્ઞો અને વિધિઓના ગુગળાવી નાખે એવા વાતાવરણમા **ઋગ્વેદ**ના ખરા ધર્મનું સ્વરૂપ જળવાઈ રહ્યુ ન હોય તો તેમા કઈ પણ અસ્વાભાવિક નથી દેવતાઓના સામર્થ્ય અને દેવતાઓની સાધુવૃત્તિ તરફનો પૂજ્યભાવ, પોતાના પશ્ચાત્તાપ, એમાનુ કઈ પણ આ સ્થળે આપણા જોવામા આવતું નથી, પણ દરેક પ્રાર્થના કોઈ ચોક્કસ વિધિની સાથે જોડી દેવાયલી હોય છે અને કેવળ ઐહિક સુખની પ્રાપ્તિ એજ એ દરેક પ્રાર્થનાનો ઉદ્દેશ હોય છે આ સ્થિતિનુ સ્વાભાવિક પરિણામ એ આવ્યુ છે કે **યજુર્વેદ**ના મત્રોમા તેનો તેજ વિચાર શુષ્ક રીતે ફરી ફરીને પ્રકટ કરવામા આવ્યો છે, અને અડધાજ સમજી શકાય એવા અથવા બીલકુલજ ન સમજી શકાય એવા ઉદ્ગારો એમા ઉભરાય છે. તેમા ૐ એ શબ્દનો પ્રયોગ તો વારવાર થયો છે **મૈત્રાયણીસંહિતા**નો નીચલો ઉતારો આ શૈલીનું એક સારૂ ઉદાહરણ પૂરૂ પાડે છે—

निघायो वा निघायो वा ॐ वा ॐ वा ॐ वा ई ऐ ॐ स्वर्णज्योतिः ॥

આ વાક્યમા, જેનો તરજુમો થઈ શકે એવો શબ્દ એકજ છે **स्वर्णज्योतिः**, "સુવર્ણના જેવો પ્રકાશ"

આ પ્રમાણે હોવાથી, જેઓ બ્રાહ્મણ જાતના ન હોય તેઓને ધર્મવિધિઓ વધારે ને વધારે ગહન અને ન સમજી શકાય એવા લાગ્યા વિના રહે નહીં એ તો ખુલ્લુજ છે યજ્ઞ વખતે વપરાતા મત્રોમા પણ પ્રકૃતિને, એટલુજ નહીં પણ પ્રકૃતિથી પર એવા દિવ્ય સત્ત્વોને પોતાના તાબામા રાખવાની શક્તિ રહેલી છે એવુ કહેવામા આવ્યુ છે ઉદાહરણ તરીકે, કેટલાક મત્રો વિજયની પ્રાપ્તિને માટે વાપરવાના છે, એ મત્રો વડે કરીને ઇન્દ્રે પોતાના વિરોધી દૈત્યોને અનેકવાર હરાવ્યા હતા એવુ કહેવામા આવ્યુ છે વળી એવુ પણ કહેવામા આવ્યુ છે કે અમુક હવિ તૈયાર કરતી વખતે વરસાદ માટેનો મત્ર જો વિપ્ર તરફથી બોલવામા આવે તો તરત વરસાદ આવ્યા વગર રહે નહીં આ કારણથી અમુક વસ્તુ જોરજુલમથી પ્રાપ્ત કરાવી શકે એવી એક જાતની જાદુઈ શક્તિ મત્રોમા રહેલી છે એવુ માનવામા આવતું. પાછલા સમયમા, બ્રાહ્મણ લોકોમા તપ અને વૈરાગ્યનો પ્રભાવ અને બૌદ્ધ લોકોમા પવિત્રતાનો પ્રભાવ પણ એવોજ જાદુઈ ગણાવા લાગ્યો હતો **યજુર્વેદ**ના જે મત્રો છે તે સાધારણ રીતે દેવતાઓની પ્રાર્થનાના નથી, પણ અમુક વિધિઓ કર્યાનું અને અમુક મત્રો ભણ્યાનુ ફળ શુ મળે તે વિષેનાજ કથનો પ્રધાનપણે એ મત્રોમા કરવામા આવ્યા છે સાથે સાથે કરવાના વિધિ ઉપરાત, સઘળા ઐહિક સુખની તેમજ પશુઓ, જમીન વગેરે ખાસ વસ્તુઓની પ્રાપ્તિને માટે જરૂરની સૂક્ષ્મમા સૂક્ષ્મ સામગ્રી એ મત્રો વડે પૂરી પાડવામાં આવી છે સઘળા જરૂરના વિધિઓ શુદ્ધ રીતે કરાવી શકે એવા બ્રાહ્મણ વગર તો ચાલેજ નહીં એ કઈ કહેવાની જરૂર રહેતી નથી. જે કામનાઓ ફળીભૂત કરવાને માટે અમુક વિધિઓ કરવાના છે તેમાની કેટલીક કામનાઓ તો તદ્દન બાલિશતાભરેલી અને અર્થહીન છે ઉદાહરણ તરીકે, કેટલાક વિધિઓ વર્ષની પ્રાપ્તિને માટે કરવાના છે ચદ્રની પ્રાપ્તિ થાય તેને માટેના મત્રો આપ્યા હોત તો તેની અગત્યતા આ મત્રો કરતા ઓછી ગણાત નહીં એઉની બાલિશતા અને નિરુપયોગિતા એકસરખી છે.

યજ્ઞનો વિધિ વધારે ને વધારે વિસ્તાર પામતો ગયો તેનીજ સાથે જ્ઞાતિબંધારણ પણ વધારે ખીલતું ગયુ અને તેને વધારે ને વધારે મજબૂતી મળતી ગઈ એ બંધારણને પરિણામે સામાજિક બાબતોમા તેમજ ધાર્મિક બાબતોમા બ્રાહ્મણોએ સૌથી શ્રેષ્ઠ પદવી પ્રાપ્ત કીધી અને એજ બંધારણને પરિણામે ૨૫૦૦ કરતા વધારે વર્ષ વહી ગયા છતા આખુ હિન્દુસ્તાન એક પ્રકારની બેડીમા હજી સુધી એવુ ને એવુ જકડાઈ રહ્યું છે હિન્દુસ્તાનના સમાજના મુખ્ય વિભાગ તરીકે ચાર વર્ણો ચોક્કસ ઠામી ગયા હતા એવુ આપણને **यजुर्वेद** ઉપરથી માલમ પડે છે, એટલુ જ નહીં પણ પાછલા સમયમા જાણીતી થયલી ઘણીખરી મિશ્ર-જ્ઞાતિઓ એ સમયમા પણ અસ્તિત્વ ધરાવતી હતી એવુ **वाजसनेयि-संहिता**ના એક પાછળથી લખાયલા કાણ્ડ ઉપરથી આપણને માલમ પડે છે. આ ઉપરથી જણાય છે કે આ વખતે હિન્દુસ્તાનના લોકોની સામાજિક તથા ધાર્મિક સ્થિતિનુ સ્વરૂપ **ऋग्वेद**ના સમય કરતા તદ્દન જુદુજ હતું

**ऋग्वेद**, **सामवेद** અને **यजुर्वेद** એ ત્રણનેજ પ્રથમ પવિત્ર ગ્રન્થ તરીકે ગણવામા આવતા હતા, કારણ કે એ વેદોજ યજ્ઞના વિધિઓની સાથે સમ્બન્ધ ધરાવતા હતા § છેલ્લા કાણ્ડ સિવાય **अथर्ववेद**નો બાકીનો ભાગ યજ્ઞવિધિની સાથે કઈ પણ સમ્બન્ધ ધરાવતો નથી માત્ર છેલ્લો કાણ્ડ યજ્ઞવિધિને લગતો છે, અને એ કાણ્ડ પણ અથર્વ-વેદને યજ્ઞવિધિની સાથે જોડવાના હેતુથી પાછળથી ઉમેરવામા આવેલો એવુ આપણને સ્પષ્ટ માલમ પડે છે એ વેદના મન્ત્રો જન્મ, લગ્ન, મરણ આદિ સાંસારિક પ્રસંગો ઉપર અથવા રાજ્યાભિષેક જેવા રાજકીય પ્રસંગ ઉપર વાપરવાના છે એમાના ઘણાખરા વિધિઓ વિષે ગૃહ્યસૂત્રોમા

---

§ અથર્વવેદને પ્હેલા વેદ તરીકે ન્હોતો ગણવામા આવતો તેનુ કારણ શુ એ વિષે વિદ્વાનોમા એક વખતે ઘણો મતભેદ હતો કેટલાક કહેતા કે એ વેદમા જે મન્ત્રો આપ્યા છે તેને યજ્ઞની સાથે સમ્બન્ધ નથી તેથી એની વેદ તરીકે ગણના કરવામા આવી ન્હોતી, અને કેટલાક કહેતા કે એ વેદ મોડો રચાયલો તેથી એને વેદ તરીકે ગણવામા આવ્યો ન્હોતો આ પાછલો મત પ્રો મેકડોનલ કઇક ખોટો માને છે તેનુ કારણ એ છે કે જોકે અથર્વવેદનો મ્હોટો ભાગ પાછળથી રચાયો હતો તોપણ એના કેટલાક મન્ત્રો અત્યન્ત પ્રાચીન સમયમા–છેક ઇંડો–યુરોપીયન સમયમા–પણ અસ્તિત્વ ધરાવતા હતા એવુ વિદ્વાનોને હવે ચોક્કસ માલમ પડયુ છે.

વિવેચન કરવામા આવ્યુ છે એ વેદ તરફ સમગ્ર દૃષ્ટિથી જોતા એવુ જણાય છે કે વિવિધ પ્રકારના મંતરજતરના સગ્રહ સિવાય બીજુ કઈ પણ એ વેદમા નથી. એ વેદમાથી જે ખાસ જ્ઞાન મળે છે તે જાદુને લગતું છે વ્યાધિઓ, હિંસક પ્રાણીઓ, રાક્ષસો, ભૂતપિશાચો, શત્રુઓ, બ્રાહ્મણોને દુ:ખ દેનારાઓ એ સર્વેનુ બળ નાબુદ થાય એ અથર્વવેદમાના ઘણાખરા મત્રોનો હેતુ છે પણ તેનીજ સાથે કુટુમ્બમા અને ગામમા સુલેહ-શાન્તિ જળવાય, શત્રુઓની શત્રુતા શમી જાય, લાબુ આયુષ્ય, આરોગ્ય, અને સુખસપત્તિ મળે, પ્રવાસથી નિર્વિઘ્ને પાછા ફરાય, જુગારમા લાભ થાય એવા એવા શુભ મત્રો પણ અથર્વવેદમા આપવામા આવ્યા છે એવી રીતે અથર્વવેદના મત્રો બે પ્રકારના છે કેટલાક શુભ વસ્તુની પ્રાપ્તિ થાય તેને માટે છે, અને કેટલાક શત્રુઓ ઉપર દુઃખ આવી પડે તેને માટે છે.

અથર્વવેદના મુખ્ય મત્રો તરફ જોતા એવુ માલમ પડે છે કે ઋગ્વેદના કરતા જાતજાતના વહેમનુ તત્ત્વ એ વેદમા વધારે છે, કારણ કે વિપ્રવર્ગના વધારે ઉંચા અને વધારે કેળવાયલા ધર્મવિચારો એ વેદમા જોવામા આવતા નથી, પણ સામાન્ય જનસમૂહમા સાધારણ રીતે આસુરી સત્ત્વોના વિશેષ પ્રાથમિક વિચારો જોવામા આવે છે તેને અનુકૂળ થઈ પડે એવા સૌથી વિશેષ લોકપ્રિય જતરમતરોનો સગ્રહ એ વેદમા આપવામા આવ્યો છે. ઐતિહાસિક સમયના પ્હેલાના વિચારો એ વેદમા પ્રકટ થયલા આપણને જણાય છે. એમાના થોડાક મત્રો તો છેક ઇંડો-યુરોપીયન સમયથી ઉતરી આવ્યા હોય એ ઘણું સંભવિત જણાય છે, કારણ કે એડલબર્ટ કુને બતાવ્યુ છે તે પ્રમાણે શારીરિક વ્યાધિઓને મટાડવાના કેટલાક મત્રો અથર્વવેદમા આપ્યા છે તેનો ઉદ્દેશ અને તેની વિગત, એટલુજ નહીં પણ કઇક અશે તેનુ સ્વરૂપ પણ કેટલાક પ્રાચીન સમયના જર્મન, લેટિન, અને રશિયન મત્રોને મળતું આવે છે પણ દેવતાઓ વિષેના વધારે ઉંચા ધાર્મિક વિચારો તરફ આપણે દૃષ્ટિ કરીએ તો ઋગ્વેદના કરતા અથર્વવેદ વધારે મોડા અને વધારે સુધરેલા સમયમા લખાયલો હોવો જોઇએ એવુ આપણને લાગ્યા વગર રહેતુ નથી ખરેખર, ઈશ્વરસમ્બન્ધી જ્ઞાન એ વેદમાથી બીજી કોઈ પણ સંહિતાના કરતા વધારે મળી આવે છે સુધારાના ઇતિહાસને માટે તો એ વેદ એકદરે ઋગ્વેદના કરતા પણ વધારે રસ ઉત્પન્ન કરે અને વધારે ઉપયોગી થઈ પડે એવો છે.

બે જુદી જુદી શાખાઓના પાઠમા **અથર્વવેદ** સચવાઈ રહ્યો છે. પણ **પિપ્પલાદ**નો જે પાઠ છે તે 'ભર્ચ' નામના ઝાડની છાલના બનાવેલા એકજ હસ્તલિખિત ગ્રન્થમા જોવામા આવે છે. એ ગ્રન્થ જૂનો છે પણ તે અશુદ્ધ છે, અને તેમા ઘણેખરે ઠેકાણે સ્વરના ચિહ્ન મૂકવામા આવ્યા નથી એ ગ્રન્થ પ્રોફેસર બુલરને કાશ્મીરમાથી મળી આવ્યો હતો, અને "Der Atharvaveda in Kaschmir" (૧૮૭૫) એ નામના એક નિબંધમાં પ્રોફેસર રૉથે એનુ વર્ણન આપ્યુ હતું મૂળ ગ્રન્થના પ્રતિબિમ્બ તરીકે પ્રોફેસર બ્લૂમફીલ્ડ તરફથી પ્રસિદ્ધિ પામતા એ ગ્રન્થ વિદ્વાનોને થોડા વખતમા સુલભ થશે એવો પાકો સભવ છે § **અથર્વવેદ**ના એક **પરિશિષ્ટ**માં "પિપ્પલાદમત્રો" વિષે લખ્યું છે તે આજ ગ્રન્થને વિષે લખ્યું છે એમા કંઈ પણ સશય નથી.

રૉથ અને **વ્હિટ્‌ની** તરફથી જે છાપેલો ગ્રન્થ ૧૮૫૬મા પ્રકાશિત કરવામા આવ્યો છે તે આપણને **શૌનક** શાખાનો પાઠ પૂરો પાડે છે **અથર્વવેદ** ઉપરનુ સાયણનું ભાષ્ય * લગભગ આખુ હિન્દુસ્તાનમાં પ્રસિદ્ધ થઈ ચૂક્યુ છે એ ભાષ્યમા ખાસ રસ ઉત્પન્ન કરે એવુ એ છે કે એ વેદની છાપેલી આવૃત્તિમા આપ્યા છે તેનાથી જુદા અનેક પાઠો એ ભાષ્યમાથી આપણને મળી આવે છે

આ સંહિતાના વીશ કાણ્ડ પાડવામા આવ્યા છે, તેમા ૭૩૦ સૂક્તો અને આશરે ૬૦૦૦ મત્રો આપવામા આવ્યા છે એમાના આશરે ૧૨૦૦ મત્રો **ઋગ્વેદ**માથી લેવાયલા છે ઘણાખરા મત્રો દશમા, પ્હેલા, અને આઠમા મડલમાથી લેવાયલા છે વીશમા કાણ્ડના ૧૪૩ સૂક્ત છે તેમાંના બાર સિવાય બાકીના બધા સૂક્તો **ઋગ્વેદ**ના પ્રચલિત ગ્રન્થમાથીં કંઈ પણ ફેરફાર વિના ઉપાડી લેવામા આવ્યા છે બીજા કાણ્ડોમા **ઋગ્વેદ**ના જે મંત્રો મૂકવામા આવ્યા છે તેના પાઠમા કેટલાક ફેરફાર કરાયલા જોવામા આવે છે, પણ બીજી સંહિતામા જોવામા આવે છે તે પ્રમાણે અહીં પણ એ ફેરફાર વાળા પાઠો **ઋગ્વેદ**ના પાઠ કરતા ઉતરતાજ લાગે છે **યજુર્વેદ**ની પેઠે **અથર્વવેદ**નો પણ કેટલોક ભાગ (આશરે છઠ્ઠો ભાગ) ગદ્યમા લખાયલો છે પચાશ કરતા વધારે સૂક્તો, ૧૫મા

---

§ પ્રો. મેકડોનલે આ પ્રમાણે લખ્યુ ત્યાર પછી એ ગ્રન્થ પ્રસિદ્ધ પણ થઈ ચૂક્યો છે

* એ ભાષ્ય સાયણનુજ રચેલું છે કે કેમ તે વિષે કેટલાક વિદ્વાનોને શક છે.

અને ૧૬મા કાણ્ડના બધા, અને બીજા કાણ્ડમાના છૂટા છૂટા ત્રીશેક સૂક્તો કોઈ પણ પ્રકારની છદરચના વગરના છે બીજાં સો ઉપરાત સૂક્તોના પણ થોડાક ભાગ અથવા અક્કેક મત્રો એજ પ્રમાણે છદરચના વગરના છે

અગાઉ, **અથર્વવેદ** પ્હેલા ૧૩ કાણ્ડનોજ બનેલો હતો એમ એના સૂક્તોનો અનુક્રમ અને એનો વિષય એ બેઉ ઉપરથી માલમ પડે છે ૧ થી ૭ સુધીના કાણ્ડમા, મત્રોની સખ્યા પ્રમાણે સૂક્તોને જુદે જુદે સ્થાને ગોઠવવામા આવ્યા છે પ્હેલા કાણ્ડના સૂક્તો લગભગ ચાર મત્રોના છે, બીજા કાણ્ડના સૂક્તો પાચ મત્રોના છે, ત્રીજા કાણ્ડના સૂક્તો ૭ મત્રોના છે, ચોથા કાણ્ડના સૂક્તો સાત મત્રોના છે, પાચમા કાણ્ડના સૂક્તોમા મત્રોની સખ્યા ૮થી ૧૮ સુધીની છે, છઠ્ઠા કાણ્ડના સૂક્તો ત્રણ મત્રોના છે, અને સાતમા કાણ્ડના સૂક્તોનો લગભગ અડધો ભાગ અક્કેકજ મત્રનો છે આઠથી તેર સુધીના કાણ્ડમા વધારે લાબા મત્રો આપવામા આવ્યા છે આ તેર કાણ્ડમા જુદા જુદા વિષયો એક બીજા સાથે ગમે તેમ ભેળસેળ થઈ ગયલા જોવામા આવે છે

એથી ઉલટુ, ૧૪થી ૧૮ સુધીના કાણ્ડ સરખા વિષયો તરફ લક્ષ આપીને ગોઠવવામા આવ્યા છે ૧૪મા કાણ્ડમા વિવાહવિધિને લગતા મત્રો આપવામા આવ્યા છે તે મ્હોટે ભાગે **ઋગ્વેદ**ના દશમા મડલમાથી લીધેલા છે ૧૫મા કાણ્ડમા **વ્રાત્ય**ના નામથી પરમાત્માની સ્તુતિ કરવામા આવી છે, અને ૧૬મા તથા ૧૭મા કાણ્ડમા કેટલાક જતરમતર આપવામા આવ્યા છે વળી ૧૫મો કાણ્ડ આખો અને ૧૬મો કાણ્ડ લગભગ આખો **બ્રાહ્મણો**ના જેવી ગદ્ય શૈલીમા લખાયલા છે ૧૬મો અને ૧૭મો કાણ્ડ એ બેઉ ઘણા ટૂકા છે એમાથી ૧૬મા કાણ્ડમા નવ સૂક્તો આપેલા છે, તે બધા મળીને છાપેલા ચાર પૃષ્ઠ જેટલી જગા રોકે છે ૧૭મો કાણ્ડ એકજ સૂક્તનો છે તે બે પૃષ્ઠ કરતા લગાર વધારે જગા રોકે છે ૧૮મો કાણ્ડ મૃત્યુક્રિયા અને પિતૃઓને લગતો છે ૧૪મા કાણ્ડની પેઠે એના ઘણાખરા મત્રો **ઋગ્વેદ**ના દશમા મડલમાથી લેવાયલા છે આ કારણથી એ બેઉ અધ્યાયના મત્રો સાધારણ રીતે **અથર્વવેદ**ના મત્રો જેવી રીતના હોય છે તેના કરતા જુદી રીતના છે.

છેલ્લા બે કાણ્ડ પાછળથી ઉમેરવામાં આવ્યા છે એ તો ઉઘાડુ જણાઈ આવે છે ૧૯મા કાણ્ડમા પરિશિષ્ટ મન્ત્રો એકઠા કરવામા આવેલા છે, અને એ કાણ્ડના કેટલાક પાઠ બરાબર નથી. ૨૦મા કાણ્ડમા (એક ન્હાના સરખા અપવાદ સિવાય) ઇન્દ્રનેજ લગતા સૂક્તો આખા આપવામા આવ્યા છે એ સૂક્તો **ऋग्वेद**માથીજ કઈ પણ ફેરફાર વગર લઈને આ સ્થળે મૂકવામા આવ્યા છે. એ કાણ્ડના પાઠ **ऋग्वेद**ની સાથે પૂરેપૂરા મળતા આવે છે, અને બીજા મૂળ કાણ્ડના પાઠ ઘણે ઠેકાણે **ऋग्वेद**થી જુદા પડે છે એ એકજ વાત ઉપરથી એ કાણ્ડ **અથર્વ-વેદ**ની **સંહિતા**મા મોડો દાખલ થયો હોવો જોઈએ એવુ સિદ્ધ થાય છે પણ એ કાણ્ડના મોડાપણા વિષે એથી પણ વધારે સચોટ સાબીતી આપણને મળી શકે છે **अथर्ववेद**ના બીજા કાણ્ડ કરતા આ કાણ્ડનો વિષયજ તદ્દન જુદા પ્રકારનો–સોમયાગનો છે ત્રણ પ્રાચીન વેદના જાણીતા યજ્ઞવિધિની સાથે જોડાવાથી **अथर्वसंहिता**ને ચોથા વેદ તરીકેની પદવી પ્રાપ્ત થાય એ હેતુથીજ **अथर्वसंहिता**મા એ કાણ્ડ ઉમેરવામા આવ્યો હતો એમા કઈ પણ સંશય નથી વળી આ કાણ્ડ તેમજ ૧૯મા કાણ્ડ વિષે **अथर्ववेद**ના **प्रातिशाख्य**મા કઈ પણ કહેવામા આવ્યુ નથી તે પરથી જણાય છે કે એ **प्रातिशाख्य** રચાયુ ત્યાર પછી **अथर्ववेद**ની **संहिता**મા એ બે કાણ્ડ ઉમેરવામા આવ્યા હોવા જોઈએ બે ગદ્યમા રચાયલા મન્ત્રો ( ૪૮ અને ૪૯ ) સિવાય વીશમા કાણ્ડમા નવા સૂક્તો એકલા "**कुन्ताप**" એ નામથી જે ઓળખાય છે તેજ છે ( ૧૨૭-૧૩૬ ) **ऋग्वेद**ની દાનસ્તુતિઓ, જે શૂરવીર લડવૈયાઓ અને વીર નરોની પ્રશસા કરનારા મહાકાવ્યોની આરભદશા સૂચવે છે, તેની સાથે આ(**कुन्ताप**ના) સૂક્તો ઘણું મળતાપણું ધરાવે છે

**शतपथब्राह्मण**ના છેલ્લા અધ્યાય ( ૧૧,૧૩,૧૪ ), **तैत्तिरीय-ब्राह्मण**, અને **छान्दोग्य उपनिषद्**મા **अथर्वसंहिता** વિષે કથન કરવામા આવ્યુ છે તે ઉપરથી, **अथर्वसंहिता** એ નામનો કોઈ પણ રીતનો સંગ્રહ એ ગ્રન્થો જે વખતે રચાયા તે વખતે અસ્તિત્વ ધરાવતો હતો એવુ સિદ્ધ થાય છે **पतंजलि**ના **महाभाष्य**મા **अथर्ववेद**ની પદવી એવી ચોક્કસ સ્થાપિત થયલી જોવામા આવે છે કે વેદોમા મુખ્ય સ્થાને **अथर्ववेद**ને મૂકવામા આવ્યો છે અને ક્વચિત્ ક્વચિત્ સઘળા વેદોના પ્રતિનિધિ તરીકે પણ એને એકલાને ગણવામા આવ્યો છે

આ વેદનું જૂનામા જૂનુ નામ "**अथर्वाङ्गिरसः**" એ છે **અથર્વવેદ**ની સંહિતામા એ નામ વાપરવામા આવ્યુ છે, અને હસ્તલિખિત ગ્રન્થોના પ્રારભમા પણ એજ નામ જોવામા આવે છે ઋષિઓના બે પ્રાચીન કુટુમ્બોના નામ ઉપરથી એ વેદનુ એવુ નામ પડ્યુ છે **અથર્વ** અને **અઙ્ગિરસ** એ બે શબ્દો મળીને "**अथर्वाङ्गिरसः**" એવો સમાસ થયો છે પ્રોફેસર બ્લૂમફીલ્ડના અભિપ્રાય પ્રમાણે આમાના પ્હેલા શબ્દનો અર્થ "શુભ મન્ત્રો" એવો થાય છે, અને બીજા શબ્દનો અર્થ "ભૂતપ્રેતના મન્ત્રો" એવો થાય છે આવી રીતે, **अथर्वन्** એ શબ્દ અને એના ઉપરથી નીકળેલા બીજા શબ્દોથી ચતુર્થ વેદના કલ્યાણકારી વિભાગનુજ સૂચન થાય છે તોપણ ધીરે ધીરે એ શબ્દ આખા ચતુર્થ વેદને માટે વપરાતો થઈ ગયો આ અર્થમા "**अथर्वाण**" એ બહુવચનનો શબ્દ **બ્રાહ્મણો**મા અનેક વખતે વપરાયલો જોવામા આવે છે, પણ એકવચનમા એ શબ્દ સૌથી પ્હેલો એક ઉપનિષદ્‌મા વપરાયો હોય એવુ જણાય છે **आथर्वण** એ વિશેષણ **अथर्ववेद**માજ (૧૯મા કાણ્ડમા) "**અથર્વવેદના સૂક્તો**" એ અર્થમા નાન્યતરજાતિના બહુવચનના શબ્દ તરીકે પ્રથમ વપરાયલુ જોવામા આવે છે **अथर्ववेद** એ નામ પ્હેલુ **સૂત્રો**મા દીઠામા આવે છે, અને **ऋग्वेद** અને બીજી સંહિતાઓના નામ જે વખતે અસ્તિત્વમા આવ્યા તેજ અરસામા આ નામ પણ અસ્તિત્વમા આવ્યુ એવુ જણાય છે એ સિવાય **अथर्ववेद**ના બે બીજા નામ પણ છે તે એ વેદને લગતા કર્મકાડના ગ્રન્થોમાજ વાપરવામા આવ્યા છે એમાનું એક નામ "**भृग्वङ्गिरस**" એવુ છે, તેમા **ભૃગુ** એ નામના અગ્નિપૂજકોના કુટુમ્બનું નામ **અથર્વો**ના નામને ઠેકાણે વાપરવામા આવ્યુ છે. બીજું નામ "**ब्रह्मवेद**" છે, તે **અથર્વ**ને લગતા સાહિત્યની બહારના પ્રદેશમા એકજ વાર વપરાયલુ જોવામા આવે છે, અને તે **ऋग्वेद**ના એક **ગૃહ્યસૂત્ર**મા વપરાયલું છે

**अथर्ववेद**ની અદરના સૂક્તોના સામાન્ય સ્વરૂપને લીધે એ વેદને પવિત્ર ગ્રન્થ તરીકેની પદવી મળી ત્યાર પ્હેલા ઘણો વખત થયો **ऋग्वेद**ના મોડામા મોડા સમયમા પણ **अथर्ववेद**ના જતરમતરને સાહિત્યના ગ્રન્થ તરીકેનુ સ્વતત્ર વ્યક્તિત્વ રીતસરનુ પ્રાપ્ત થયુ હતું એવુ દર્શાવનારા કોઈ પણ પ્રમાણ મળી આવતા નથી, કારણ કે **पुरुषसूक्त**મા **ऋक्**, **साम**, અને **यजुस्** એ ત્રણ વેદો ગણાવ્યા છે, પણ **अथर्ववेद**ના મન્ત્રો

વિષે એ સૂક્તમાં કંઈ પણ સૂચન કરવામા આવ્યુ નથી ‡ તોપણ **ऋग्वेद** જોકે મ્હોટે ભાગે યજ્ઞના સમ્બન્ધમા કરવામા આવેલી દેવતાઓની પ્રાર્થનાઓથી ભરેલો છે છતા હિન્દુસ્તાનના પ્રાચીનમા પ્રાચીન સમયના રીતરિવાજોની સાથે જાદુની માન્યતાનુ જે તત્ત્વ ભળેલું હતું તે દર્શાવનારા સૂક્તો **ऋग्वेद**માથી મળી આવે છે. **यजुर्वेद**ની સંહિતાઓમા **अथर्ववेद**ના મન્ત્રોનો એક જુદોજ વર્ગ ગણીને તેના વિષે જો કોઈ પણ સ્થળે કહેવામા આવ્યુ હોય તો તે **तैत्तिरीयसंहिता**મા કહેવામા આવ્યુ છે ત્યા આગળ એક ઠેકાણે **ऋक्, साम,** અને **यजुस्** એ ત્રણનાંજ નામ દેવામા આવ્યા છે, પણ બીજે ઠેકાણે એ ત્રણની સાથે **अङ्गिरस** એ નામથી **अथर्ववेद** વિષે પણ કથન કરવામા આવ્યુ છે તોપણ **यजुर्वेद**ના મન્ત્રો ઉપર **अथर्ववेद**ના જેવા સસ્કાર પડેલા ઘણી વાર જોવામા આવે છે, અને કેટલીક વાર તો તેના શબ્દપ્રયોગ પણ **अथर्ववेद**ને મળતા આવે એવા હોય છે ખરેખર, જાદુની બાબતમા એક તરફ **ऋग्वेद** અને **यजुर्वेद** અને બીજી તરફ **अथर्ववेद** એ બેમા ફેર એટલોજ છે કે **अथर्ववेद**મા જાદુના પ્રયોગ વિષે વધારે કથન કરવામા આવ્યુ છે અને એમા જાદુનુ તત્ત્વ વધારે આગળ પડતું છે.

**अथर्ववेद**ની અંદરજ વેદસાહિત્ય તરીકેના એના સ્વરૂપ વિષે **अथर्वाङ्गिरस** એ નામથી સ્પષ્ટ રીતે એકજ વાર કહેવામા આવ્યુ છે, અને એક વખત ( **भेषजा** અથવા "શુભ મન્ત્રો" એ નામથી ) આડકતરી રીતે કહેવામા આવ્યુ છે એ બેજ ઠેકાણે બીજા ત્રણ વેદોની

---

‡ એક વિદ્વાનનુ માનવુ એવુ છે કે —

"तस्माद्यज्ञात्सर्वहुत
ऋचः सामानि जज्ञिरे ।
छंदांसि जज्ञिरे तस्मा-
द्यजुस्तस्मादजायत ॥"

એ મન્ત્રમા 'छंदांसि' શબ્દ છે તે "अथर्ववेद"ને માટે વપરાયલો છે પણ સાયણાચાર્યે તો "छंदांसि गायत्र्यादीनि" એ પ્રમાણેજ કહ્યુ છે, અને એ અર્થજ સાધારણ રીતે સ્વીકારવામા આવે છે તે જો આપણે કબૂલ રાખીએ તો તો "पुरुषसूक्त" જેવા મોડા રચાયલા સૂક્તમા પણ 'अथर्ववेद' એને વેદ તરીકે ગણવામા નથી આવ્યો એમજ આપણે કહેવું પડશે

સાથે એના વિષે પણ કહેવામાં આવ્યું છે. તે સિવાય અનેક ઠેકાણે એકલા ત્રણ વેદો વિષેજ કહેવામા આવ્યુ છે. આ ઉપરથી જણાય છે કે હજી સુધી **अथर्ववेद**ના જાણનારાઓ અને વિશેષ પ્રાચીન વેદોના જાણનારાઓ એ એની વચ્ચે વિરોધના જેવી કોઈ પણ રીતની લાગણી હતી નહીં

આપણે બ્રાહ્મણો તરફ વળીએ છિયે તો આપણને જણાય છે કે **ऋग्वेद**ના બ્રાહ્મણોમા **अथर्ववेद** વિષે કશુજ કહેવામા આવ્યુ નથી, અને ( **तैत्तिरीय आरण्यक**ની પેઠે ) **तैत्तिरीय ब्राह्मण**મા એના વિષે બે વાર કહેવામા આવ્યુ છે **शतपथब्राह्मण**મા એના વિષે વધારે વખત કહેવામા આવ્યુ છે, અને જોકે હજી એ ગ્રન્થમા એને વેદની પદવી મળેલી જણાતી નથી, તોપણ એનુ સ્થાન અગાઉના કરતા વધારે ચોક્કસ થયલુ આપણા જોવામા આવે છે એ ગ્રન્થમા **ऋक्**, **साम**, **यजुस्** એ પ્રમાણે ત્રણેના સ્પષ્ટ નામ દઈને અથવાતો "**त्रयी विद्या**" એ શબ્દો વાપરીને એકલા ત્રણ પ્રાચીન વેદો વિષેજ ઘણી વાર કથન કરવામા આવ્યુ છે કેટલેક ઠેકાણે **इतिहास**, **पुराण**, **गाथा**, **सूत्र**, અને **उपनिषद्** એ સાહિત્યના જુદા જુદા પ્રકારની સાથે પણ વેદોને ગણાવવામા આવ્યા છે એવી ગણનાઓમા **अथर्ववेद**ને હમેશા ચોથુ સ્થાન આપવામા આવ્યુ છે, એટલે ત્રણ વેદોની પાછળ એ વેદને મૂકવામા આવ્યો છે, અને સાહિત્યના બાકી રહેલા પ્રકારોની ગણત્રીના સમ્બન્ધમા કોઈ પણ એકજ નિયમ હમેશા જાળવવામા આવ્યો નથી સાધારણ રીતે ઉપનિષદોમા પણ **अथर्ववेद** વિષે એવીજ રીતે કથન કરવામા આવે છે, પણ **अथर्ववेद**નાજ જે ઉપનિષદો છે તેમા કેટલીક વખત સાહિત્યના બીજા પ્રકારો ગણાવ્યા વગર પણ ત્રણ વેદોની પાછળ એના વિષે ગર્ભિત રીતે કથન કરવામા આવ્યુ હોય છે **श्रौत** સૂત્રો તરફ વળતા આપણને જણાય છે કે **शुक्ल यजुर्वेद**ના **कात्यायन**ના સૂત્રોમા અથવાતો **सामवेद**ના **लाट्यायन**ના સૂત્રોમા **अथर्ववेद** વિષે કોઈ પણ ઠેકાણે કહેવામા આવ્યુ નથી, અને **ऋग्वेद**ના **शांखायन** તથા **आश्वलायन**ના સૂત્રોમા એકેકજ વખત એના વિષે કથન કરવામા આવ્યુ છે

આ સઘળા યજ્ઞવિષયક સાહિત્યમા, બીજા વેદના પાળનારાઓને **अथर्ववेद**ના ઉપર કોઈ પણ રીતનો કટાળો અથવા તિરસ્કારબુદ્ધિ હોય એવુ બીલકુલ જણાતું નથી ખરેખર, એવી તિરસ્કારબુદ્ધિના

સંભવની કલ્પના કરવાનું કંઈ પણ કારણજ નથી, કારણ કે વેદના યજ્ઞવિધિઓ અને જતરમતરનાજ પ્રયોગો એ બેનો પ્રદેશ જોકે એક-બીજાથી જુદો છે તોપણ વૈદિક ધર્મમા યજ્ઞ અને જતરમતર એ બે વચ્ચેની સ્પષ્ટ અને સુરેખ મર્યાદા આંકવી એ વાત ન બની શકે એવી છે આ કારણથી, યજ્ઞની સાથે સમ્બન્ધ ધરાવતા ત્રણે વેદોમા માન-નારાઓ જતરમતરનો સંગ્રહ જે ગ્રન્થમા આપવામા આવ્યો હોય તેનું અસ્તિત્વ સ્વીકારે એમા કંઈ પણ નવાઈ જેવુ નથી ઉદાહરણ તરીકે, **शतपथब्राह्मण**મા જોકે **यातु** અથવા જાદુ આસુરી ગણ્યુ છે—અને જાદુ કરનારાઓને પોતાને જે જોખમ રહેલુ છે તેને લીધેજ જાદુને આસુરી ગણવામા આવ્યુ હશે એમા કંઈ સંશય નથી—તોપણ એ બ્રાહ્મણમા **बह्वृचः** અથવા "**ऋग्वेद**ની ઘણી ઋચાઓને જાણનારા"ની સાથેજ **यातुविद्**. અથવા જાદુગરોને પણ ગણાવવામા આવ્યા છે **ऋग्वेद**મા જેવી રીતે જાદુની સાથે સીધો સમ્બન્ધ ધરાવનારા સૂક્તો ઘણા થોડા આપવામા આવ્યા છે તેવી રીતે અગાઉ **अथर्ववेद**મા યજ્ઞવિધિના આનુષગિક વિષયોનોજ સમાવેશ કરવામા આવ્યો હતો ઉદાહરણ તરીકે, એમા અમુક મન્ત્રો એવા છે( ૬, ૪૭–૪૮ ) કે તેનો નિત્યના ત્રણ સોમસવનોની સાથે સમ્બન્ધ વિચાર્યા વગર તેનો કંઈ પણ અર્થજ થઈ શકે નહીં વળી, યજ્ઞમા જે દોષ થયા હોય તેના પ્રાયશ્ચિત્તને માટેજ કામના એવા સૂક્તો પણ એ વેદમા આપણા જોવામા આવે છે (ઉ ૬, ૧૧૪) આ ઉપરથી આપણે એવા અનુમાન ઉપર આવીએ છિયે કે એ વેદના સૂક્તોનો હાલનો સગ્રહ પૂરો તૈયાર થયો ત્યાર પ્હેલાથી **अथर्ववेद**ના પાળનારાઓ અમુક અશે યજ્ઞવિધિ જાણતા પણ હતા અને કરતા પણ હતા તોપણ **श्रौत** વિધિઓની સાથે **अथर्ववेद**નો સમ્બન્ધ અગાઉ એટલો થોડો હતો કે એ વેદને **श्रौत** વિધિઓની સાથે સીધા સમ્બન્ધમા આણવાને માટે એની સાથે વીશમો કાણ્ડ ઉમેરવાની જરૂર પડી યજ્ઞવિધિને માટે **ऋग्वेद**માથી મન્ત્રો લઈને એ કાણ્ડ રચવામા આવ્યો હતો

એ ઉપરથી જણાય છે કે, **श्रौत** સૂત્રોમા **अथर्ववेद** વિષે કંઈ કથન કરવામા નથી આવ્યુ તે કંઈ એના ઉપરના અણગમાને લીધે અથવા એના પોતાના પ્રદેશમા એની ઉપયોગિતા નથી એવા વિચારને લીધે એમ નહીં, પણ યજ્ઞવિષયની સાથે એનો સમ્બન્ધ નહીં જેવોજ

છે તેને લીધે હોવું જોઈએ. ગૃહ્યસૂત્રો, જેમાં જાદુઈ **વિધાન**ના ઘણા અંશો જોવામાં આવે છે, તેની સાથે **અથર્વવેદ**નો વધારે ગાઢો સમ્બન્ધ આપણા જોવામા આવે એવી રીતની આશા આપણે સ્વાભાવિક રીતે રાખી શકીએ ખરેખર, કેટલેક અંશે એમ છે પણ ખરૂ, કારણ કે **શ્રૌત**સૂત્રોની પેઠે ગૃહ્યસૂત્રોમા પણ બની શકે ત્યાસુધી જે વેદની સાથે પોતે જોડાયલા હોય તે વેદના મન્ત્રોજ વાપરવાનું વલણ જણાઈ આવે છે તોપણ, એ સૂત્રોમા **અથર્વવેદ**નાજ મન્ત્રો તેના તેજ સ્વરૂપમાં અથવા સ્હેજસાજ ફેરફાર સાથે ટાકવામા આવેલા ઘણી વાર આપણા જોવામા આવે છે પણ એ સિવાય, **ગૃહ્ય** સૂત્રોમા **અથર્વવેદ** વિષેના જે કથનો કરવામાં આવ્યા છે તે પરથી **શ્રૌત** સૂત્રોના કરતા એ સૂત્રોને **અથર્વવેદ** તરફ કંઈ વધારે પક્ષપાત હોય એવુ બીલકુલ જણાતું નથી. એ ખરૂ છે કે **ગૃહ્ય** સૂત્રોમા ચોથા વેદ વિષે વધારે વખત અને વધારે રૂઢ વચનો વાપરીને કથન કરવામા આવ્યુ છે, પણ તે ઉપરથી "**ગૃહ્ય** સૂત્રો વધારે મોડા રચાયલા હતા" એ ઉપરાત કંઈ પણ વિશેષ અનુમાન થઈ શકતુ નથી કાયદાના–"**ધર્મશાસ્ત્ર**"ના પુસ્તકો, જેમા લૌકિક રૂઢિઓ અને રીતરિવાજો વિષે કથન કરવામા આવ્યુ છે, તેમા **અથર્વ**ની વિદ્યાઓને ચોક્કસ સ્થાન મળેલુ જોવામા આવે છે, કારણ કે વૈદકશાસ્ત્ર અને જ્યોતિષશાસ્ત્ર એ બેઉ અત્યત અગત્યની વિદ્યાઓનુ સ્વરૂપ સ્પષ્ટ **અથર્વવેદ**નેજ મળતું જણાય છે, અને જતરમતર વડે શત્રુઓને નુકસાન કરવાના અને તેઓને હરાવવાના કામમા ઘણા સમર્થ હોય એવા પુરુષની રાજાના **પુરોહિત** તરીકે નીમણુક કરવામા આવતી, એટલે સાધારણ રીતે જે **અથર્વવેદ**નો જાણનાર હોય એવા પુરુષનેજ **પુરોહિત** તરીકે પસંદ કરવામા આવતો તેનીજ સાથે **અથર્વ**ની વિદ્યાઓ વિષે નિન્દાના વચનો પણ વપરાયલા **ધર્મશાસ્ત્ર**ના ગ્રન્થોમા પ્હેલીજ વાર જોવામા આવે તો તે સ્વાભાવિકજ છે એકદરે, ધર્મશાસ્ત્રોનો મત એવો જણાય છે કે જુદી જુદી જાતના જતરમતરો હાનિકારક હોવાથી, બીજા વેદોના કરતા **અથર્વવેદ** ઉતરતો છે અને એની વિદ્યા મલિન છે **આપસ્તમ્બ**ના **ધર્મસૂત્ર**મા એ વેદના ઉતરતા-પણા વિષે સ્પષ્ટ કહેવામા આવ્યુ છે, અને ત્યાર પછીના સમયની **વિષ્ણુસ્મૃતિ**મા સાત જાતના ખૂનીઓને ગણાવવામા આવ્યા છે તેમા **અથર્વવેદ**ના કોઈ હિંસક મત્રનો પાઠ કરનારને પણ ખૂની તરીકે ગણા-વવામા આવ્યો છે. ધર્મશાસ્ત્રોમા વૈદો અને જોશીઓને અપવિત્ર કહેવામાં

આવ્યા છે, મૂળિયાઓ લઈને તે વડે પ્રયોગ કરવાનો પ્રતિષેધ કરવામા આવ્યો છે, અને જતરમતર તથા શાપવચનોને માટે સખત પ્રાયશ્ચિત્તની શિક્ષા ફરમાવવામા આવી છે. તોપણ કેટલીક વખતે **अथर्ववेद**ને ઉપયોગી પણ કહેવામા આવ્યો છે ઉદાહરણ તરીકે, 'શત્રુઓની સ્હામે વાપરવાને માટે **अथर्ववेद** એ બ્રાહ્મણોનુ યોગ્ય હથિયાર છે' એવા વચનોથી **मनुस्मृति**મા **अथर्ववेद**ની ભલામણ કરવામા આવી છે

**महाभारत**મા, **अथर्ववेद**ની અગત્યતા અને વેદગ્રન્થ તરીકેની એની ઉંચી પદવી સપૂર્ણ રીતે સ્વીકારવામા આવી છે એ વીરચરિત કાવ્યમા ચારે વેદો વિષે ઘણી વાર કહેવામા આવ્યુ છે, અને કેટલાક શ્લોકોમા બ્રહ્મા અને વિષ્ણુ એ દેવતાઓએ ચારે વેદને સર્જ્યા એવો વૃત્તાન્ત આપવામા આવ્યો છે એજ પુસ્તકમા એકલા **अथर्ववेद** વિષે ઘણી વાર કથન કરવામા આવ્યુ છે, અને એના તરફ પસંદગી બતાવવામા આવી છે એની વિદ્યાઓ એ સમયે સારી રીતે જાણીતી હતી એવુ જોવામા આવે છે, અને સાધારણ રીતે જાદુ અને જતરમતરના પ્રયોગોને સારા ગણવામા આવતા હોવાથી એ વેદની વિરુદ્ધ ક્વચિતજ કહેવામા આવ્યુ છે

છેવટે, પુરાણોમા હમેશા ચાર વેદો વિષેજ કહેવામા આવ્યુ છે, એટલુજ નહીં પણ **अथर्ववेद**ના પોતાના વિધિવિષયક સાહિત્યને માટે જે ઉંચા સ્થાનનો દાવો કરવામા આવે છે તે ઉંચુ સ્થાન આ પુરાણોમા એને આપવામા આવ્યુ છે. ઉદાહરણ તરીકે **विष्णुपुराण**મા યજ્ઞવિધિનો "**ब्रह्मन्**" એ નામનો જે ચોથો વિપ્ર તેની સાથે **अथर्ववेद**નો સમ્બન્ધ યોજવામા આવ્યો છે

તોપણ ધર્મસૂત્રોના સમયથી **अथर्ववेद**ની વિરુદ્ધ એક જાતની ખોટી લાગણી વ્યાપી ગઈ છે. આ વાત એટલા ઉપરથી સમજાશે કે હાલના સમયમા પણ, બર્નેલના કહેવા પ્રમાણે, દક્ષિણ હિન્દુસ્તાનના ઘણા પ્રતિષ્ઠિત બ્રાહ્મણો ચતુર્થ વેદને પ્રમાણ તરીકે સ્વીકારતા નથી, અને એને સાચા ગ્રન્થ તરીકે ગણતા નથી સંસ્કૃત ગ્રન્થોમા પ્રસગવશાત્ જે જે કથનો કરવામા આવ્યા છે તે ઉપરથી પણ આવુજ અનુમાન નીકળે છે, અને ખાસ કરીને પાછલા સમયના **अथर्ववेद**ને લગતા ગ્રન્થોમાં પોતાના વેદની પ્રતિષ્ઠા સ્થાપિત કરવાના જે પ્રયત્નો કરવામા

આવ્યા છે તે ઉપરથી પણ એજ અનુમાન નીકળે છે. એ ગ્રન્થોમા જ્યારે જ્યારે વેદોના નામ ગણાવવામા આવ્યા છે ત્યારે ત્યારે **अथर्ववेद**નું નામ ગણાવવામા આવ્યા વગર રહ્યું નથી, એટલુંજ નહીં પણ કેટલીક વખત તો ચારે વેદમા સૌથી પ્હેલો **अथर्ववेद**ને ગણાવવામા આવ્યો છે યજ્ઞવિધિના પ્રદેશમાથી **अथर्ववेद**નો બહિષ્કાર થવાની લાગણીને લીધે, "**ब्रह्मन्**" એ ચોથા પ્રકારનો વિપ્ર **अथर्ववेद**ની સાથે સમ્બન્ધ ધરાવે છે એવુ કહેવામા આવ્યુ છે વૈદિક ધર્મમા, ત્રણમાથી કોઈ પણ વેદની સાથે "**ब्रह्मन्**" એ વિપ્ર જોડાયલો ન્હોતો, પણ ત્રણે વેદોના મત્રો, યજ્ઞવિધિઓમા એ મત્રોનો પ્રયોગ, એ સઘળુ જ્ઞાન એને આવશ્યક હતું, અને યજ્ઞવિધિ ઉપર દેખરેખ રાખવી અને તેની વ્યવસ્થા કરવી એ એનુ કર્તવ્ય હતું. ત્રણમાથી કોઈ પણ વેદની સાથે એ વિપ્રને ખાસ સમ્બન્ધ નથી એ વાતનો લાભ લઈને એ ગ્રન્થોમા યુક્તિપુરસર એવો દાવો કરવામા આવ્યો છે કે ચતુર્થ વેદ એ ચતુર્થ વિપ્રનો ("**ब्रह्मन्**"નો) ખાસ વિષય છે વળી, સઘળી ધર્મવિદ્યા(**ब्रह्म**)નુ સપૂર્ણ જ્ઞાન એનામા હોવાથી, દેવતાઓની પ્રકૃતિ અને યજ્ઞનુ રહસ્ય એ બેઉની સપૂર્ણ માહિતી એને હોવાથી, એ વિપ્રનુ મહત્ત્વ સૌના કરતા વધારે છે આ કારણથી **गोपथब्राह्मण**મા ઉંચામા ઉંચી ધર્મવિદ્યા(**ब्रह्म**) તરીકે **अथर्ववेद**ની પ્રશસા કરવામા આવી છે, અને એને **ब्रह्मवेद** કહેવામા આવ્યો છે

**ब्रह्म** એ શબ્દ "જાદુઈ મત્ર"ના અર્થમા **अथर्ववेद**મા ઘણી વખત વપરાયો છે, અને બીજી કોઈ પણ સહિતાના કરતા **अथर्ववेद**મા ઈશ્વરજ્ઞાન(**ब्रह्मविद्या**)ના વિષયનો વિશેષ વિસ્તાર કરવામા આવ્યો છે તે ઉપરથી **अथर्ववेद**ને માટે "**ब्रह्मवेद**" એ નામનો જે દાવો કરવામા આવેલો તેને ઘણો ટેકો મળ્યો હશે એમા કઈ પણ સશય નથી **अथर्ववेद** સિવાયના બીજા ત્રણે વેદોને લગતા ગ્રન્થોમા, '**अथर्ववेद** એ ચોથા વિપ્રનો ખાસ વિષય છે' એવુ કદી સૂચવવામા આવ્યુ નથી, અને કેટલાક બ્રાહ્મણોમા તો, જરૂરના જ્ઞાનથી સપન્ન થયલો કોઈ પણ માણસ "**ब्रह्मन्**" થઈ શકે એવુ સ્પષ્ટ કહેવામા આવ્યુ છે **अथर्ववेद**ના વિધિવિષયક ગ્રન્થોમા આ ઉપરાત વિશેષમા આગ્રહપૂર્વક એવુ જણાવવામા આવ્યુ છે કે **पुरोहित** તે હમેશા **अथर्ववेदी** હોવો જોઈએ આ **पुरोहित**ના પદને માટે એ પુસ્તકોમા અથર્વવેદીઓના પક્ષનો જે દાવો કરવામા આવેલો તેમા આખરે તેઓ ફાવ્યા જણાય છે, તેનુ

ખાસ કારણ ખરેખર એજ હશે કે રાજાઓ તરફથી જતરમતરના વિશેષ જ્ઞાનને ઘણું અગત્યનુ ગણવામા આવતું હતું.

**अथर्ववेद**માથી ભૂગોળ સમ્બન્ધી માહિતી ઘણી થોડીજ મળી આવે છે, અને તે ઉપરથી **अथर्ववेद**ના સૂક્તો ક્યા આગળ રચાયા હશે તે વિષેના કંઈ ચોક્કસ પ્રમાણ નીકળી શકતા નથી એ વેદના વિશેષ પ્રાચીન વિભાગના એક સૂક્ત( ૫,૨૨ )મા વાયવ્ય દિશાના ગધારી, મૂજવત, મહાવૃષ, અને બલ્હિક લોકોને અને પૂર્વ દિશાના મગધ અને અગ લોકોને ગણાવવામા આવ્યા છે, પણ તેઓને જે ગણાવવામા આવ્યા છે તે એવી રીતે ગણાવવામા આવ્યા છે કે તે ઉપરથી એ સૂક્તનો રચનાર ક્યા પ્રદેશમા રહેતો હતો તે વિષે કંઈ પણ ચોક્કસ અનુમાન આપણાથી બાધી શકાય નહીં

**अथर्ववेद**માથી કેટલાક ખગોળશાસ્ત્રને લગતા વચનો પણ મળી આવે છે, અને ૧૯મા અધ્યાયમા જુદા જુદા નક્ષત્રો ગણાવવામા આવ્યા છે નક્ષત્રોના અહીં જે નામ આપવામા આવ્યા છે તેમા અને **तैत्तिरीय-सहिता**મા જે નામો આપવામા આવ્યા છે તેમા ઘણો ફેર જણાય છે આ નામો મ્હોટે ભાગે વધારે મોડા રચાયલા હોય એવા લાગે છે પણ તેનુ કારણ એવુ જણાય છે કે જે રચનામા આ નામોની ટીપ આપવામા આવી છે તે રચના **अथर्ववेद**ની સહિતામા પાછળથી ઉમેરવામા આવેલી છે

વૈયાકરણની દૃષ્ટિએ જોતા **अथर्ववेद**ની ભાષા **ऋग्वेद**ની ભાષા કરતા વિશેષ ઉત્તર કાળની, પણ બ્રાહ્મણોની ભાષા કરતા વિશેષ પૂર્વ કાળની છે એવુ સ્પષ્ટ માલમ પડે છે. જનસમૂહમા તે વખતે વપરાતા હોય અને વાપરવાનો પ્રસંગ ન આવ્યાથી બીજા કોઈ પણ ગ્રન્થમા બીલકુલ ન વપરાયા હોય એવા શબ્દો ઘણાજ એ વેદમાથી મળી આવે છે

**अथर्ववेद**ના સૂક્તોમાંથી કેટલાક ઘણા પ્રાચીન હોવાજ જોઈએ, તોપણ **ऋग्वेद**ના બ્રાહ્મણો રચાયા ત્યાર પછીજ એ સઘળા સૂક્તોનો સંગ્રહ સહિતા તરીકે પ્રસિદ્ધિમા આવ્યો હશે એ ઘણું સંભવિત જણાય છે

**अथर्ववेद**ના સૂક્તોને વધારે બારીકાઈથી તપાસતા આપણને જણાય છે કે એમાના જે હિંસક મત્રો છે તે મ્હોટે ભાગે જુદા જુદા

વ્યાધિઓનો અથવા જે આસુરી સત્ત્વોને લીધે એ વ્યાધિઓ ઉત્પન્ન થાય છે તેનો વિનાશ થાય તે માટેના છે તાવ( तक्मन् ), ફ્હોડ, ફ્રમળો, જળધર, કંઠમાળ, ઉધરસ, નેત્રરોગ, કેશહીનતા, અશક્તિ, હાડકાનું ભાગવું, જખમ, સર્પનો અથવા ઝેરી જન્તુઓનો દંશ, કોઈ પણ પ્રકારનું ઝેર, ગાંડપણ વગેરે અનેક જાતના દરદોને મટાડવાના મન્ત્રો अथर्ववेदની સંહિતામાંથી મળી આવે છે આ મન્ત્રોની સાથે યોગ્ય ઔષધિઓનો ઉપયોગ પણ કરવાનો હોય છે આ પ્રમાણે अथर्ववेद એ હિન્દુસ્તાનના વૈદકશાસ્ત્રના સાહિત્યનો પ્રાચીનમાં પ્રાચીન ગ્રન્થ છે

ઉધરસ મટાડવાના મન્ત્રનો એક નમૂનો નીચે પ્રમાણે છે (૬,૧૦૫)—

यथा मनो मनस्केतैः
परापतत्याशुमत् ।
एवा त्वं कासे प्र पत
मनसोऽनु प्रवाय्यम् ॥ १

यथा बाणः सुसंशितः
परापतत्याशुमत् ।
एवा त्वं कासे प्र पत
पृथिव्या अनु संवतम् ॥ २

यथा सूर्यस्य रश्मयः
परापतन्त्याशुमत् ।
एवा त्वं कासे प्र पत
समुद्रस्यानु विक्षरम् ॥ ३

(જેવી રીતે મન અને મનની ઇચ્છાઓ ઝડપથી દૂર ખસી જાય

છે તેવીજ રીતે, હે ઉધરસ ! તું પણ મનના જેવી ઝડપથી દૂર ચાલી જા. જેવી રીતે તીણી અણીવાળુ બાણુ ઝડપથી દૂર ઊડયું જાય છે તેવીજ રીતે, હે ઉધરસ ! પૃથ્વીના વિશાળ પ્રદેશ ઉપર થઈને તું પણ ઊડી જા. જેવી રીતે સૂર્યના કિરણો ઝડપથી દૂર પ્હોચી જાય છે તેવીજ રીતે, હે ઉધરસ ! સમુદ્રના ઉછળતા પાણીને માર્ગે થઈને તું પણ દૂર પ્હોચી જા)

ઘેરા રંગના છોડવા વડે ક્હોડ મટાડવાનો મંત્ર આ પ્રમાણે છે (૧,૨૩,૧) —

नक्तंजातास्योषधे
रामे कृष्णे असिक्नि च ।
इदं रंजनि रजय
किलासं पलितं च यत् ॥ १

(હે છોડવા ! તું રાત્રીએ ઉત્પન્ન થયલો છે તું ઘેરા રંગનો છે, કાળો છે, શ્યામ વર્ણનો છે હે રંગની વિપુલતાવાળા ! આ ક્હોડને તું ત્હારા રંગથી રંગજે અને એના ધોળા ડાઘાઓને તું કાઢી નાખજે).

ભૂતપિશાચો, જતરમતર કરનારાઓ, અને શત્રુઓની વિરુદ્ધ શાપવચનો ઘણે ઠેકાણે કહેવામા આવ્યા છે નીચલો મંત્ર જતરમતર કરનારના વિનાશ માટેનો છે (૬,૩૭,૨) —

परि णो वृङ्धि शपथ
ह्रदमग्निरिवा दहन् ।
शप्तारमत्र नो जहि
दिवो वृक्षमिवाशनि ॥

(હે શપથ ! સળગતો અગ્નિ જેવી રીતે સરોવરથી દૂર ખસી જાય છે તેવી રીતે તું હમારાથી દૂર ખસી જજે, અને આકાશની વીજળી

જેવી રીતે વૃક્ષનો નાશ કરે છે તેવી રીતે આ સ્થળે હમને શાપ દેનારનો તું નાશ કરજે )

શત્રુઓનુ બળ હરી લેવા માટેનો એક મન્ત્ર નીચે પ્રમાણે છે (૭,૧૩,૧ ):—

यथा सूर्यो नक्षत्राणा-
मुद्यस्तेजांस्यादुदे ।
एवा स्त्रीणा च पुसा च
द्विषता वर्च आ ददे ॥

( જેવી રીતે પૂર્વમા ઉદય પામતો સૂર્ય તારાઓનુ તેજ હરી લે છે તેવી રીતે મ્હારા સ્ત્રી તેમજ પુરુષ શત્રુઓનુ બળ હુ હરી લઉં છુ )

બ્રાહ્મણોને પીડા આપનારાઓ અને બ્રાહ્મણોને યોગ્ય દક્ષિણા ન આપનારાઓને માટે શાપવચનો જેમા કહેવામા આવ્યા હોય એવા મન્ત્રો ઘણા છે. એવા દુષ્ટોને માટે જે ધમકીઓ બતાવવામા આવી છે તેમાની એક નીચે પ્રમાણે છે (૫,૧૯,૧૪ ) —

येन मृत स्नपयन्ति
श्मश्रूणि येनोन्दते ।
त वै ब्रह्मज्य ते देवा
अपा भागमधारयन् ॥

(હે બ્રાહ્મણને પીડનારા ! જે પાણીથી મરનારના શબને લોકો ન્હવડાવે છે અને જે પાણીથી મરનારની દાઢીને તેઓ ભીંજવે છે તે પાણી દેવતાઓએ ત્હારા ભાગ તરીકે રાખ્યુ છે )

બીજા કેટલાક મન્ત્રો સ્ત્રીઓના સમ્બન્ધમા છે જુદી જુદી સમર્થ ઓષધિઓ વડે તેઓનો પ્યાર મેળવવાનો એ મન્ત્રોનો હેતુ છે કેટલાક મન્ત્રો શત્રુભાવથી પ્રેરાયલા છે, અને તે પ્રેમમા હરીફાઈ કરનારને ઈજા કરવા માટેના છે નીચલા બે મન્ત્રો સ્ત્રીનો પ્યાર મેળવવા માટેના છે —

यथे॒मे द्यावा॑पृथि॒वी
स॒द्यः प॒र्येति॒ सूर्यः॑ ।
ए॒वा प॒र्येमि ते॒ मनो॒
यथा॒ मां का॒मिन्यसो॒
यथा॒ मन्नाप॑गा॒ अस॑ः ॥

( જેવી રીતે સૂર્ય આ આકાશ અને પૃથ્વીની આસપાસ ફરીને તેને ઝડપથી ઘેરી લે છે તેવી રીતે હું ત્હારા મનની આસપાસ ફરીને તેને ઘેરી લઉં છુ, કે તું મ્હારા પર વ્હાલ રાખે અને મ્હારાથી કદી વેગળી થાય નહીં )

आ॒धीप॑र्णां का॒मश॑ल्या॒-
मिषु॑ संक॒ल्पकु॑ल्मलाम् ।
तां सुसं॑नतां कृ॒त्वा
कामो॑ विध्यतु त्वा हृ॒दि ॥

( મનની પીડાઓ એ જેનુ પર્ણુ છે, કામ એ જેનુ શલ્ય છે, અને સંકલ્પ એ જેનુ રાડુ છે, એવુ ધનુષ્ય બરાબર વાળીને કામદેવ ત્હારા હૃદયને વીંધશે )

અથર્વવેદના શુભ મંત્રોમા લાંબુ આયુષ્ય અને આરોગ્ય માગવામા આવ્યુ છે અને વ્યાધિ તથા મૃત્યુ દૂર રહે એવુ ઇચ્છવામા આવ્યુ છે—

यदि॑ क्षि॒तायु॒र्यदि॑ वा॒ परे॑तो॒
यदि॑ मृ॒त्योर॑न्ति॒कं नी॒त ए॒व ।
तमा ह॑रामि॒ निर्ऋ॑तेरु॒पस्था॒-
दस्पा॑र्शमेनं श॒तशा॑रदाय ॥ (૩,૧૧,૨)

(જો એનુ આયુષ્ય ક્ષીણુ થયુ હોય અથવા જતું રહ્યું હોય, જો મૃત્યુની સમીપમાજ એને લઈ જવામા આવ્યો હોય તો હું મૃત્યુના ખોળામાથી એને પાછો ખેંચી લઉં છુ અને એ સો વરસ જીવે એવુ બળ હુ એને આપું છુ)

उत् क्रामातं पुरुष मावं पत्था
मृत्यो पड्बीशमवमुञ्चमान ।
मा च्छित्था अस्माल्लोका-
दग्नेः सूर्यस्य संदृशं ॥ (૮,૧,૪)

( હે પુરુષ! તું અહીંથી ઊઠ અને મૃત્યુના પાશથી છૂટો થઈને તું નીચે પડતો અટક. આ લોક પરના જીવનથી તેમજ અગ્નિ અને સૂર્યના દર્શનથી ત્હારો વિચ્છેદ થાઓ નહીં! )

બીજા કેટલાક મન્ત્રોમા દુ ખ અને દહેશતમાથી બચવાને માટે, ધન, ધાન્ય અને પશુની પ્રાપ્તિને માટે, વેપારમા અને જુગારમા પણ લાભ થાય તેને માટે પ્રાર્થનાઓ કરવામા આવી છે જુગારમા પાસો સવળો પડે તે માટેના બે મન્ત્રો આ પ્રમાણેના છે —

यथा वृक्षमशनिं-
र्विश्वाहा हन्त्यप्रति ।
एवाहमद्य कितवा-
नक्षैर्वध्यासमप्रति ॥

( જેવી રીતે વીજળીનો પ્રહાર હમેશા વૃક્ષનો સપૂર્ણ નાશ કરે છે તેવી રીતે જુગાર ખેલનારાઓને પાસા વડે હું આજે પૂરેપૂરા હરાવુ ! )

अक्षा फलवतीं द्युवं
दत्त गा क्षीरिणीमिव ।
सं मा कृतस्य धारया
धनु. स्नाव्नेव नह्यत ॥

( હે પાસાઓ ! ગાયો જેમ પુષ્કળ દૂધ આપે છે તેમ ત્હમે હમને લાભ થાય એવી બાજી આપો ! ધનુષ્ય જેમ દોરીની સાથે બંધાયલું હોય છે તેમ લાભની ધારા સાથે હું પણ જોડાયલો રહું ! )

કેટલાક મંત્રો સુલેહશાન્તિ જળવાય, ક્રોધ, કલહ, અને કકાસ શમી જાય, અને સભામાં વિજય મળે તેને માટેના છે નીચલો મંત્ર સભામાં અગ્રસ્થાન મળે તેને માટેનો છે—

विद्म ते॑ सभे॒ नाम॑
न॒रिष्टा॒ नाम॒ वा अ॑सि ।
ये ते॒ के च॑ सभा॒सद॒-
स्ते मे॑ सन्तु॒ सवा॑चस ॥

( હે સભા ! + ત્હારૂં નામ હમે જાણીએ છિયે ત્હારૂં નામ ખરેખર 'નરિષ્ટા' છે સભામાં જે કોઈ મળે અને બેસે ઊઠે તે પોતાના વચનોમાં મ્હને અનુકૂળ થાય ! )

કેટલાક સૂક્તોમાં અધુરા યજ્ઞ કર્યાનું પાપ, મ્હોટા ભાઈના પ્હેલા પરણ્યાનું પાપ વગેરેના પ્રાયશ્ચિત્ત માટેના મંત્રો આપ્યા છે, કેટલાક સૂક્તોમાં અપશુકનિયા પક્ષીઓથી થયલી અશુદ્ધિનું નિવારણ કરવાના

+સભા એજ એ વખતે સામાજિક આનન્દનું, અને ખાસ કરીને જુગારનું સ્થાન હતું 'નરિષ્ટા' એ નામ સભાને માટે વપરાય છે તે વિષે સાયણાચાર્ય નીચે પ્રમાણે ખુલાસો આપે છે—

"एकस्य वचनम् अन्यैराद्रियते तिरस्क्रियतेपि । बहव॑ सभूय यद्येक वाक्य वदेयुस्तद्धि न परैरतिलङ्घ्यम् अत॰ अनतिलङ्घ्यवाक्यत्वाद् नरिष्टेति नाम सभाया युज्यते ।"

( એકજ માણસનું વચન હોય તેનો આદર થાય કે અનાદર પણ થાય, પણ જો ઘણા માણસો સામટા મળીને એક વચન બોલે તો તેનું કોઈથી ઉલ્લંઘન થઈ શકતું નથી આ કારણથી नरिष्टा—એટલે " अहिंसिता परैरनभिभाव्या "—જેની હિંસા થઈ શકતી નથી, પારકાથી જેનો અભિભવ થઈ શકતો નથી તે, એ નામ 'સભા'ને માટે યુક્તજ છે )

મત્રો આપ્યા છે, અને કેટલાક સૂક્તોમા નઠારા સ્વપ્ન આવતા હોય તેને અટકાવવાના મત્રો આપ્યા છે —

यदि जाग्रद् यदि स्वपन्
एनं एनस्यो करम् ।
भूत मा तस्माद् मव्यं च
द्रुपदादिव मुञ्चताम् ॥

( જાગતા કે ઉંઘતા મ્હેં પાપીએ જે કંઈ પણ પાપ કર્યાં હોય તો જે થઈ ગયુ છે અને જે થવાનુ છે તે લાકડાના થાભલા આગળથી છૂટો કરતા હોય તેવી [illegible] મ્હને એ પાપમાથી છૂટો કરે ')

એક ટૂકા સૂક્તમા ( ૬,૧૨૦), પાપની માફી માગવામા આવી છે, તેનો છેલ્લો મત્ર નીચે પ્રમાણે છે —

यत्रा सुहार्दः सुकृतो मदन्ति
विहाय रोगं तन्वः[१] स्वायाः ।
अश्लोणा अङ्गैरह्रुता स्वर्गे
तत्र पश्येम पितरौ च पुत्रान् ॥

( જ્યા સારા કર્મ કરનારા આપણા મિત્રો પોતાના શરીરના રોગોને છોડીને આનન્દમા રહે છે તે સ્વર્ગલોકમા, પાગળાપણાથી મુક્ત અને અવિકળ અગોવાળા આપણે આપણા માબાપને અને આપણા સન્તાનોને જોઈએ ' )

બીજા કેટલાક સૂક્તોનો મુખ્ય વિષય રાજા છે રાજાની ચૂટણી વખતે અથવા રાજ્યાભિષેક વખતે વાપરવાના મત્રો, કાઢી મૂકાયલા રાજાને ફરીથી રાજ્યાસન ઉપર સ્થાપવાના મત્રો, કીર્તિ અને લક્ષ્મીની પ્રાપ્તિ માટેના મત્રો, અને ખાસ કરીને યુદ્ધમાં વિજય માટેના મત્રો

આપવામા આવેલા છે. શત્રુના હૃદયમા ભય ઉપજાવવા માટેના મન્ત્રોનો એક નમૂનો નીચે આપ્યો છે —

उत्तिष्ठत सं नह्यध्व-
मुदारा केतुभिः सह ।
सर्पा इतरजना रक्षां-
स्यमित्राननु धावत ॥

( હે ભૂતગણો ! ત્હમારી સળગતી જ્વાળાઓ સાથે ત્હમે ઊઠો અને શસ્ત્રાસ્ત્ર સજીને તૈયાર થઈ જાઓ ! હે સર્પો અને અન્ય જનો ! હે રાક્ષસો ! શત્રુઓની પાછળ ત્હમે પડો ! )

રણદુન્દુભિ વિષેના સૂક્તનો ( ૫,૨૧,૬ ) આ મન્ત્ર પણ એવાજ હેતુથી રચાયલો છે —

यथा श्येनात् पतत्रिणः संविजन्ते
अहर्दिवि सिंहस्य स्तनथोर्यथा ।
एवा त्वं दुन्दुभेमित्रानभि क्रन्द
प्र त्रासयाथो चित्तानि मोहय ॥

( જેવી રીતે ગરુડનો અવાજ સાભળીને પક્ષીઓ ભયભીત થઈ પાછા હઠે છે, જેવી રીતે રાતદિવસ સિંહની ગર્જનાથી તેઓ કપે છે, તેવી રીતે, હે દુન્દુભિ ! તું ત્હારા ગડગડાટથી હમારા શત્રુઓને ભયભીત બનાવી દે, તેઓ ત્રાસ પામીને ન્હાસી જાય એવુ કર, અને તેઓના ચિત્તને મોહમા નાખી દે ! )

સૃષ્ટિવિષયક અને ઈશ્વરવિષયક સૂક્તોમા સૌથી સરસ સૂક્ત છે તે ૬૫ મન્ત્રોનુ છે, અને એ સૂક્તમા પૃથ્વીને સબોધન કરવામા આવ્યુ છે(૧૨,૧) એ સૂક્તના વિષયનો તેમજ શૈલીનો કઇંક ખ્યાલ આવી શકે માટે એમાની થોડીક પક્તિઓ નીચે ટાંકવામા આવી છે —

यस्या गायन्ति नृत्यन्ति
भूम्या मर्त्या व्यैऽलबाः ।
युध्यन्ते यस्यामाक्रन्दो
यस्या वदति दुन्दुभि. ।
सा नो भूमि प्र णुदता सपत्नान्
असपत्न मा पृथिवी कृणोतु ॥ ४१

* * *

निधिं बिभ्रती बहुधा गुहा वसु
मणिं हिरण्यं पृथिवी ददातु मे ।
वसूनि नो वसुदा रासमाना
देवी दधातु सुमनस्यमाना ॥ ४४

( જે ભૂમિ ઉપર મ્હોટા ઘોઘાટ સાથે મર્ત્ય લોકો ગાય છે અને નાચે છે, જે ભૂમિ ઉપર તેઓ ભયકર લડાઈઓ લડે છે, અને જે ભૂમિ ઉપર દુન્દુભિ ગડગડે છે, તે ભૂમિ હમારી પાસેથી હમારા શત્રુઓને હાકી કાઢશે અને હમને કોઈ પણ પ્રતિસ્પર્ધી વગરના બનાવશે . છૂપી જગાઓમા વિવિધ પ્રકારનુ દ્રવ્ય જેની પાસે ભરેલુ છે તે પૃથ્વી હમને રત્નો અને સુવર્ણ આપશે તે હમને છૂટે હાથે દ્રવ્ય આપશે તે સ્નેહાળ દેવી હમને પુષ્કળ સપત્તિ આપશે )

તેરમા કાણ્ડના ચાર સૂક્તોમા **रोहित**, એટલે "રાતા" સૂર્યની, સૃષ્ટિના બળવાન્ સત્ત્વ તરીકે સ્તુતિ કરવામા આવી છે બીજા એક સૂક્તમા (૧૧,૫) "**ब्रह्मचारिन्**" એ રૂપે પુરાતન તત્ત્વ તરીકે સૂર્યનો યશ ગાવામા આવ્યો છે બીજા સૂક્તોમા **પ્રાણ** ( ૧૧,૪ ), **કામ** (૯,૨), અને કાલ ( ૧૯,૫૩–૫૪ ) એ સર્વની પણ એવીજ રીતે સ્તુતિ કરવામા આવી છે એક સૂક્ત છે ( ૧૧,૭ ) તેમા યજ્ઞના ઉચ્છિષ્ટને પણ પરમાત્મા તરીકે પૂજવામા આવ્યો છે એની રચના છન્દોબદ્ધ છે તે સિવાય એનુ સ્વરૂપ બ્રાહ્મણસાહિત્યને મળતુ આવે છે

અથર્વવેદની આ સમાલોચના પૂરી કરતા પ્હેલાં વરુણના એક સૂક્ત (૪,૧૬) તરફ લક્ષ દોરવાની મ્હને જરૂર જણાય છે એ સૂક્તના છેલ્લા બે મન્ત્રો અથર્વવેદના બીજા સાધારણ મન્ત્રો જેવા છે, અને તેમા વરુણદેવના પાશ વડે શત્રુઓનુ બંધન કરવા વિષે લખ્યુ છે પણ તે સિવાય બાકીના મન્ત્રોમા ઇશ્વરની સર્વજ્ઞતા વિષે જે ઉંચી શૈલીમા લખવામા આવ્યુ છે તેનો નમૂનો વેદસમયની બીજી કોઈ પણ કાવ્ય-રચનામાથી મળી શકે એમ નથી નીચલા ત્રણ મન્ત્રો મ્હારા ધારવા પ્રમાણે સૌથી સારા છે —

उतेयं भूमिर्वरुणस्य राज्ञ
उतासौ द्यौर्बृहती दूरेअन्ता ।
उतो समुद्रौ वरुणस्य कुक्षी
उतास्मिन्नल्प उदके निलीन ॥ ३

उत यो द्यामतिसर्पात् परस्तात्
न स मुच्यातै वरुणस्य राज्ञ ।
दिव स्पश प्र चरन्तीदमस्य
सहस्राक्षा अति पश्यन्ति भूमिम् ॥ ४

सर्वं तद् राजा वरुणो वि चष्टे
यदन्तरा रोदसी यत् परस्तात् ।
सङ्ख्याता अस्य निमिषो जनानाम्
अक्षानिव श्वघ्नी नि मिनोति तानि ॥ ५

(આ પૃથ્વી તે સઘળી વરુણ રાજાની છે, અને આ વિશાળ આકાશ, જેની સીમા ઘણી દૂર છે, તે પણ એનુંજ છે આ બે સમુદ્રો તે વરુણની કુખ છે, તે છતા આ પાણીના ટીપામા પણ એ છૂપાયલો છે આકાશને પણ મૂકીને જે દૂર ઊડચો જતો હોય તે વરુણ રાજાની દૃષ્ટિથી કદી દૂર ખસી શકતો નથી. એના દૂતો આકાશમાથી ઊતરીને

અહીં આવે છે, અને પોતાની હજારો આંખો વડે તેઓ આ ભૂમિને જોય છે. પૃથ્વી અને આકાશ એ બેની વચમા જે કંઈ છે અને એ બેની દૂર જે કંઈ છે તે સઘળુ વરુણ રાજા જોય છે માણસો પોતાની આખ કેટલી વાર ઉઘાડમીંચ કરે છે તે પણ એનુ ગણેલુ હોય છે જુગારી જેવી રીતે પાસાને મૂકે છે તેવી રીતે એ પોતાના નિયમોને આ પૃથ્વી ઉપર મૂકે છે )



## પ્રકરણ ૮



### બ્રાહ્મણો.

( આશરે ઇ સ પૂર્વે ૮૦૦–૫૦૦ )

વેદની સંહિતાઓની કવિતા જે સમયે રચાઈ ત્યાર પછીના સમયમા તદ્દન જુદાજ પ્રકારનુ સાહિત્ય—બ્રાહ્મણો એ નામના ધર્મગ્રન્થોનુ સાહિત્ય–રચાયુ એ ગ્રન્થોના બાહ્ય સ્વરૂપનું ખાસ લક્ષણ એ છે કે એ ગ્રન્થો ગદ્યમા રચાયલા છે, અને એના અતસ્તત્ત્વનું ખાસ લક્ષણ એ છે કે એ ગ્રન્થોમા યજ્ઞના વિધિ સમ્બન્ધી ચર્ચા કરવામા આવી છે યજ્ઞવિધિ જેઓ જાણતા હોય તેઓને એ વિધિઓના પરમ પવિત્ર રહસ્યનુ જ્ઞાન આપવુ એ બ્રાહ્મણોનો મુખ્ય ઉદ્દેશ છે તેથી યજ્ઞના વિધિઓનું સવિસ્તર વર્ણન એ ગ્રન્થોમા આપવામા આવ્યુ નથી, પણ મ્હોટે ભાગે તેની રૂપરેખાજ દોરવામા આવી છે અને ઘણી વસ્તુઓ વિષે તો કંઈજ કહેવામા આવ્યુ નથી એ ગ્રન્થો વિધિવિષયક ચર્ચા ચલાવનારા છે, તોપણ યજ્ઞવિધિ વિષે જેઓને કઈ પણ જ્ઞાન ન હોય તેઓને તેની સપૂર્ણ માહિતી પૂરી પાડવી એવો કઈ એ ગ્રન્થોનો ઉદ્દેશ નથી એ ગ્રન્થોમા જે વિષયો ચર્ચવામા આવ્યા છે તેના ત્રણ વિભાગ પાડી શકાય એમ છે –**વિધિ** (યજ્ઞની વ્યવહાર સૂચનાઓ), **અર્થવાદ** (સમજુતી), અને **ઉપનિષદ્** ( વસ્તુસ્વરૂપ વિષેના સમજુતીના, દંતકથાના, અથવા વાદવિવાદના, અને ધાર્મિક ચર્ચાના અથવા ફિલસુફીના વચનો ) એ ગ્રન્થોમાથી જેટલા સચવાઈ રહ્યા છે તેટલા મળીનેજ એક મ્હોટુ સાહિત્ય થાય છે, પણ એ સચવાઈ રહેલા ગ્રન્થોમા આપણને અજ્ઞાત એવા બીજાં બ્રાહ્મણોના નામ આપવામા આવ્યા છે અને તેમાથી ઉતારાઓ ટાકવામા આવ્યા છે તે પરથી માલમ પડે છે કે હાલ અસ્તિત્વ ન ધરાવનારા ઘણા ગ્રન્થો એક વખતે સુવિખ્યાત ગણાયા હશે જે સમયે યજ્ઞ એજ સઘળી માનસિક પ્રવૃત્તિઓનો મુખ્ય વિષય થઈ પડયો હતો, યજ્ઞવિધિઓનુ વર્ણન આપવુ, એ વિધિઓની અગત્યતા વિષે ચર્ચા ચલાવવી, એ વિધિઓની ઉત્પત્તિ કેવી રીતે થઈ અને એનુ ખરૂ રહસ્ય શુ છે તેનુ અન્વેષણ કરવુ એજ જે સમયે માનવબુદ્ધિનો અગત્યનો

વ્યાપાર થઈ પડ્યો હતો તે સમયના સ્વરૂપનું પ્રતિબિમ્બ એ ગ્રન્થોમાં પડેલુ આપણા જોવામા આવે છે આવી રીતનો સમય, કે જેમા બીજા કોઈ પણ સાહિત્યના ગ્રન્થો રચાયા ન્હોતા, તે અનેક વર્ષો સુધી પ્હોચ્યો હશે એવુ અનુમાન કરવુ એ વાસ્તવિકજ છે, કારણ કે જુદા જુદા બ્રાહ્મણ ગ્રન્થોનું સ્વરૂપ જોકે એકંદરે સરખુ છે, તોપણ તેમા જુદા જુદા સમયનો ભેદ આપણા જોવામા આવ્યા વગર રહેતો નથી **યજુર્વેદ**ની સંહિતાઓના ગદ્યવિભાગ પછીના રીતસરના બ્રાહ્મણ ગ્રન્થોમા **પઞ્ચવિંશ-બ્રાહ્મણ**†, **તૈત્તિરીય બ્રાહ્મણ**§, અને **ઐતરેય બ્રાહ્મણ**નો જૂનામા જૂનો ભાગ (પ્હેલી પાચ પંચિકાઓ) એ ત્રણની વાક્યરચના તથા શબ્દ-પ્રયોગ એવા છે કે તે પરથી એ ગ્રન્થો સૌથી વધારે પ્રાચીન છે એવુ ચોક્કસ અનુમાન થઈ શકે છે આ ગ્રન્થોમાથી **તૈત્તિરીયબ્રાહ્મણ**મા સ્વરોના ચિહ્ન આપવામા આવ્યા છે, અને **પઞ્ચવિંશબ્રાહ્મણ**મા સ્વરોના ચિહ્ન હોવા વિષે જાણવામા આવ્યુ છે તે ઉપરથી આપણા અનુમાનને વળી વિશેષ ટેકો મળે છે **જૈમિનીયબ્રાહ્મણ**, **કૌષીતકિબ્રાહ્મણ**, અને **ઐત-રેયબ્રાહ્મણ**‡નો પાછલો ભાગ એ વધારે મોડા લખાયલા છે એ ત્રણમાથી

---

† એ ગ્રન્થના પચીસ અધ્યાય છે તે ઉપરથી એનુ "**પઞ્ચવિંશબ્રાહ્મણ**" એવુ નામ પડ્યુ છે એ ગ્રન્થને "**તાણ્ડ્યમહાબ્રાહ્મણ**" અથવા "**પ્રૌઢ-બ્રાહ્મણ**" એવુ નામ પણ આપવામા આવે છે એ ગ્રન્થ સામવેદને લગતો છે, અને એમા ઉદ્ગાતાના ધર્મ વિષે અને જુદી જુદી જાતના સામ વિષે ચર્ચા કરવામા આવી છે

§ **તૈત્તિરીયબ્રાહ્મણ** એ **કૃષ્ણ યજુર્વેદ**ને લગતુ છે **કૃષ્ણ યજુર્વેદ**મા અન્યત્ર મત્રો અને તેની સમજુતી એ બેની જેવી ભેળસેળ જોવામા આવે છે તેવીજ અહીં પણ જોવામા આવે છે **શુક્લ યજુર્વેદ**ના જેવા જુદા બ્રાહ્મણો છે તેવા **કૃષ્ણ યજુર્વેદ**ને પણ જોઈએ એવા વિચારથી આ બ્રાહ્મણ પાછળથી તૈયાર કરવામા આવેલુ એવો પ્રો ઇગ્લિગનો મત છે પણ એ ગ્રન્થની ભાષા ઉપરથી તેમજ સ્વરોના ચિહ્ન પણ એ ગ્રન્થમા આપવામા આવ્યા છે તે ઉપરથી એની પ્રાચીનતા જણાઈ આવે છે **કૃષ્ણ યજુર્વેદ**ની સહિતાના **અષ્ટક** આઠને બદલે સાતજ છે અને એ ગ્રન્થમા ચર્ચેલા કેટલાક વિષયો વિષે સંહિતાના કઈ પણ ચર્ચા કરવામા આવી નથી તે પરથી એવુ લાગે છે કે એ બ્રાહ્મણનો કેટલોક ભાગ તો અત્યન્ત પ્રાચીન હશે અને સહિતાની અદરજ તેનો સમાવેશ થતો હશે

‡ **જૈમિનીય** (અથવા **તલવકારબ્રાહ્મણ**) સામવેદનુ લગતુ છે, **ઐતરેય** અને

**જૈમિનીયબ્રાહ્મણ** સૌથી જૂનુ લાગે છે, અને **ઐતરેયબ્રાહ્મણ** બીજુ કઈ નહીં તો ભાષા ઉપરથી તો સૌથી મોડુ રચાયલુ જણાય છે વળી **શતપથબ્રાહ્મણ** એ એના કરતા પણ મોડુ રચાયલુ છે, કારણ કે એના વિચારો સ્પષ્ટ રીતે વધારે આગળ વધેલા જણાય છે, જુદી જુદી જાતના ભૂતકાળના ક્રિયાપદો ઉપરથી એનુ મોડાપણું જણાઈ આવે છે, અને ઉપર ગણાવેલા સઘળા **બ્રાહ્મણો** કરતા એની શૈલી વધારે વિકાસ પામેલી છે એવુ પણ આપણે સ્હેલાઈથી જોઈ શકીએ છિયે **અથર્વવેદ**નુ **ગોપથબ્રાહ્મણ** અને **સામવેદ**ના ટૂકા ટૂકા **બ્રાહ્મણો** એ **બ્રાહ્મણ**-સાહિત્યના સૌથી મોડા રચાયલા ગ્રન્થો છે

ભાષા તરફ જોતા, **ઋગ્વેદ**ના કરતા **બ્રાહ્મણો**મા જુદા જુદા રૂપો વપરાયલા ઓછા જોવામા આવે છે તોપણ સંકેતરૂપ (subjunctive) હજી વપરાતુ જોવામા આવે છે, અને પ્રાચીન સમયના સામાન્યરૂપ (infinitives) પણ ઘણા હજી અસ્તિત્વ ધરાવે છે ખરેખર, એ **બ્રાહ્મણો**ની વાક્યરચના ઉપરથી **હિન્દુસ્તાન**ની ભાષાની સૌથી પ્રાચીનમા પ્રાચીન સ્થિતિનો ખ્યાલ **ઋગ્વેદ**ના કરતા પણ વધારે સારો આપણને આવી શકે છે, અને એમ હોવાનુ મ્હોટામા મ્હોટુ કારણ એ છે કે **ઋગ્વેદ**ની શૈલી ઉપર છદને લીધે અમુક પ્રકારનુ બધન રહેલુ છે અને **બ્રાહ્મણો**મા તેમ નથી **બ્રાહ્મણો**ની અદર કેટલીક છન્દોબદ્ધ રચનાઓ (**ગાથા**ઓ) છે તે એ પ્રકારની રચનાઓના કેટલાક ખાસ લક્ષણોને લીધે અને એના વિશેષ પ્રાચીન સ્વરૂપને લીધે એની આસપાસના ગદ્યથી ઘણી જુદી પડી આવે છે એ પ્રકારની રચનાઓ સાથે મળતી આવે એવી આ સમયની "**સુપર્ણાધ્યાય**" એ નામની એક કવિતા છે તેની અદર વેદની જીવત કવિતાનો સમય પૂરો થયા પછી વેદના સૂક્તોની શૈલીનુ અનુકરણ કરવામા આવ્યુ છે એ કવિતામા વેદના ઘણા રૂપો જોવામા આવે છે, અને સ્વરના ચિહ્ન પણ મૂકવામા આવ્યા છે, પણ તેનીજ સાથે એ કવિતામા ઘણા અર્વાચીન રૂપો પણ વપરાયલા છે તે ઉપરથી, એટલુજ નહીં પણ વૈદિક ભાષાનુ અનુકરણ કરવાની મુશ્કલીને લીધે અનેક અત્યત વિચિત્ર પ્રયોગો પણ થયલા છે તે ઉપરથી, એનુ ખરૂ સ્વરૂપ સ્પષ્ટ જણાઈ આવે છે

---

**કૌષીતાકિ** **ઋ**ગ્વેદને લગતા છે, અને **શતપથબ્રાહ્મણ** એ **શુક્લ યજુર્વેદ**ને લગતુ છે **કૌષીતાકિબ્રાહ્મણ**ને **શાખાયનબ્રાહ્મણ** એવુ નામ પણ આપવામા આવે છે

બ્રાહ્મણોથી આગળ વધતાં આરણ્યકો (અથવા અરણ્યના ગ્રન્થો) આગળ આપણે આવી પ્હોંચીએ છિયે. એ ગ્રન્થો બ્રાહ્મણોને છેડે મૂકવામા આવ્યા છે તે પરથી તેમજ એ ગ્રન્થોમા ઈશ્વરજ્ઞાન સમ્બન્ધી ચર્ચા કરવામા આવી છે તે પરથી એ મોડા લખાયલા હોવા જોઈએ એવુ માલમ પડી આવે છે સંસારથી નિવૃત્ત થઈને અરણ્યમા જેઓ વસતા હોય અને યજ્ઞવિધિઓનો જેઓએ ત્યાગ કર્યો હોય એવા ધાર્મિક માણસોના ઉપયોગને માટે એ ગ્રન્થો રચાયલા છે એવુ સાધારણ રીતે કહેવામા આવ છે પણ પ્રોફેસર ઓલ્ડનબર્ગના વિચાર પ્રમાણે, એ ગ્રન્થોની અંદરનો વિષય વધારે પ્રૌઢ, વધારે ગહન, અને વધારે પવિત્ર હોવાને લીધે ગુરુ તરફથી શિષ્યને એનો ઉપદેશ ગામડામા નહીં પણ અરણ્યમા આપવામા આવે એના હેતુથી એ ગ્રન્થો રચાયલા હોવા જોઈએ એવુ અનુમાન વધારે વાસ્તવિક લાગે છે

આરણ્યકોના વિચાર તથા વાણી ઉપરથી, સાહિત્યની ઉપનિષદો તરફની સક્રાન્તિ એ આરણ્યકોદ્વારા થયલી હોવી જોઈએ એવુ અનુમાન થાય છે કેટલીક વાર એ ઉપનિષદોનો આરણ્યકની અંદરજ સમાવેશ કરવામા આવ્યો છે, અને ઘણી વાર આરણ્યકને છેડે એ ઉપનિષદોને મૂકવામા આવ્યા છે **उपनिषद्** એ શબ્દનો યૌગિક અર્થ "પાસે નીચે બેસવુ"† એવો થાય છે, અને નિ સશય પ્રથમ એ શબ્દનો અર્થ "ખાનગી બેઠક" એવોજ થતો હશે, પણ એ ઉપનિષદોનુ જ્ઞાન સઘળા શિષ્યોને નહીં, પણ ઉત્તમ અધિકારવાળા થોડાકજ શિષ્યોને (ઘણુંખરૂ શિષ્ય તરીકેની અવસ્થા પૂરી થવા આવી હોય તે સમયે) આપવામા

† **सद्** એ ધાતુના "બેસવુ," "નાશ કરવો," "જવુ" એવા જુદા જુદા અર્થ થાય છે (**षद्लृ विशरणगत्यवसादनेषु**) પાશ્ચાત્ય વિદ્વાનો એક મત એવુ કહે છે કે "**सद्** એટલે બેસવુ તે ઉપરથી **उपनिषद्** એ શબ્દ થયો છે" પણ આપણા ટીકાકાર એ શબ્દને **सद्** એટલે "નાશ કરવો" અથવા "જવુ" એ ઉપરથી વ્યુત્પન્ન થયલો માને છે યથાર્થ જ્ઞાન વડે કરીને અવિદ્યાનો જે નાશ કરે છે તે "**उपनिषद्**" બ્રહ્મવિષયક જ્ઞાન જેના વડે આપણી સમીપ આવે છે અથવા જેના વડે આપણે બ્રહ્મની સમીપ જઈ શકીએ છિયે તે "**उपनिषद्**" તૈત્તિરીય ઉપનિષદ્મા શંકરાચાર્ય વળી ત્રીજો ખુલાસો આપ્યો છે—"**परं श्रेयोऽस्यां निषण्णम्**" (ઉંચામા ઉંચુ શ્રેય જેમા સમાયલુ છે તે ઉપનિષદ્)

આવતું હશે તે ઉપરથી પાછળથી "ગૂઢ અથવા અલૌકિક વિદ્યા" એવો એ શબ્દનો અર્થ થયો હશે * એ ગ્રન્થોમા વસ્તુસ્વરૂપ વિષે ધર્મની અને ફિલસુફીની ચર્ચાઓજ કરવામા આવી છે, અને બ્રાહ્મણ સાહિત્યના વિકાસક્રમનુ છેવટનુ પગથિયુ ઉપનિષદોથી અંકિત થયલુ છે એ ઉપનિષદોને બ્રાહ્મણગ્રન્થોને છેડે મૂકવામા આવ્યા છે તે ઉપરથી એને "वेदान्त" (વેદનો છેડો) એવું નામ પણ આપવામા આવ્યુ છે પાછળથી, "વેદનો અંતિમ ઉદ્દેશ" એવો એ નામનો અર્થ સમજાવવામા આવતો હતો આ ઉપનિષદોને "श्रुति"મા ગણવામા આવતા, પણ સૂત્રોની ગણત્રી "स्मृति"ના ગ્રન્થોમા કરવામા આવતી આત્મા અથવા બ્રહ્મ (પરમાત્મા)નુ સ્વરૂપ એ સઘળા જૂના ઉપનિષદોનો મુખ્ય વિષય છે વેદની જુદી જુદી શાખાઓ તરફથી આ મુખ્ય વિષય સમ્બન્ધી જુદા જુદા ખુલાસાઓ આપવામા આવ્યા છે પ્રથમ, ઉપનિષદો તે એ સઘળી શાખાઓના જ્ઞાનકાણ્ડના ગ્રન્થો ગણાતા હતા અને બ્રાહ્મણો તે કર્મકાણ્ડના ગ્રન્થો ગણાતા હતા

એકંદરે, આરણ્યકો અને ઉપનિષદોનુ ભાષાસ્વરૂપ પાછલા સમયની સસ્કૃત ભાષાને ઘણું મળતું આવે છે અને ભાષાદષ્ટિએ જોતા, જે ઉપનિષદો પ્રાચીનમા પ્રાચીન છે તે બ્રાહ્મણગ્રન્થો અને સૂત્રગ્રન્થો એ બેની વચ્ચેનુ સ્થાન રોકે છે

ऋग्वेदની સાથે બે બ્રાહ્મણો જોડાયલા છે, તેમાનુ ऐतरेय ब्राह्मण† એ વધારે અગત્યનુ છે એ ब्राह्मणનો જે ગ્રન્થ હાલ મોજુદ

---

* 'उपनिषद्' એ શબ્દના અર્થ વિષે શાસ્ત્રીય ચર્ચાને માટે જુઓ પ્રો મૅક્સ મ્યૂલરનુ "Sacred Books of the East," પુસ્તક પ્હેલુ, પ્રસ્તાવના પૃષ્ઠ ૭૯—૮૪

† એ બ્રાહ્મણ મહિદાસ ઐતરેય નામના ઋષિનુ રચેલુ હોવાથી એનુ "ઐતરેય બ્રાહ્મણ' એવુ નામ પડયુ હતુ એમ જણાય છે એ ઋષિના સમ્બન્ધમા સાયણાચાર્યે એવી આખ્યાયિકા આપી છે કે એના પિતાને અનેક સ્ત્રીઓ હતી તેમા એકનુ નામ ઇતરા હતુ મહિદાસ એ ઇતરાનો પુત્ર હતો ઇતરાના પુત્ર મહિદાસના કરતા અન્ય સ્ત્રીઓના પુત્રો ઉપર મહિદાસના પિતાની વિશેષ પ્રીતિ હતી એક વખતે યજ્ઞસભામા મહિદાસના પિતાએ બીજા પુત્રોને પોતાના ખોળામા બેસાડયા, પણ મહિદાસને ન બેસાડયો આથી મહિદાસની આખમા આસુ આવી ગયા તે જોઈને મહિદાસની

છે તેના ૪૦ **अध्याय** છે એ ગ્રન્થના આઠ વિભાગ પાડવામા આવ્યા છે, અને દરેક વિભાગ પાચ પાચ અધ્યાયનો બનેલો હોવાથી તેને '**पञ्चिका**' એવુ નામ આપવામા આવ્યુ છે આતર પ્રમાણ ઉપરથી ઐતરેય બ્રાહ્મણના છેલ્લા દસ અધ્યાયમા જે વિષય ચર્ચવામા આવ્યો છે તેને મળતુ આવે એવુ એ બ્રાહ્મણની સાથે ગાઢો સમ્બન્ધ ધરાવનારા **शांखायनब्राह्मण**મા કઈ પણ આપવામા આવ્યુ નથી, પણ એ વિષય **शाखायनसूत्र**મા ચર્ચવામા આવ્યો છે તે ઉપરથી એવુ જણાય છે કે એ છેલ્લા દસ અધ્યાય **ऐतरेयब्राह्मण**મા પાછળથી ઉમેરવામા આવ્યા હશે વળી છેલ્લી ત્રણ **पञ्चिका**ઓ પ્હેલી પાચના કરતા વધારે મોડી લખાઈ હોય એમ જણાય છે, કારણ કે એ ત્રણ **पञ्चिका**ઓમા હાલ જેને પરોક્ષ ભૂતકાળ કહેવામા આવે છે તે( perfect )ના રૂપો વૃત્તાન્તોના વર્ણન આપવાને માટે વપરાયલા છે, ત્યારે પ્હેલી પાચ **पञ्चिका**ઓમા પ્રાચીનમા પ્રાચીન બ્રાહ્મણોની પેઠે આધુનિકતા સૂચવવાની એ રૂપોની મૂળ શક્તિ જળવાઈ રહેલી જોવામા આવે છે આ બ્રાહ્મણનો જે અગત્યનો ભાગ છે તે સોમયાગને લગતો છે પ્રથમ **अग्निष्टोम** એ નામનો સોમ-યાગ, જે એક દિવસ સુધી પ્હોંચે છે, તેની ચર્ચા કરવામા આવી છે (૧-૧૬), પછી **गवामयन**, જે ૩૬૦ દિવસ સુધી પ્હોચે છે, તેની ચર્ચા કરવામા આવી છે (૧૭-૧૮), અને પછી **द्वादशाह**, અથવા "બાર દિવસનો વિધિ," તેના વિષે ચર્ચા કરવાના આવી છે (૧૯-૨૪). બાકીના ભાગ( ૨૫-૩૨ )મા **अग्निहोत्र** વગેરે બાબતોનો સમાવેશ કરવામા આવ્યો છે, અને એ ભાગ **परिशिष्ट**ના જેવો જણાય છે.

માતાને પણ ઘણુ લાગી આવ્યુ તેણે પોતાની કુલદેવતા "ભૂમિ "ની પ્રાર્થના કીધી એટલે ભૂમિદેવી પોતાના દિવ્ય સ્વરૂપે યજ્ઞસભામા પ્રકટ થયા તેમણે મહિદાસને એક સિંહાસન ઉપર બેસાડ્યો અને તે વિદ્વાન્ હતો તેથી તેને ચાળીસ અ યાયના બ્રાહ્મણનુ જ્ઞાન આપ્યુ આ કારણથી એ બ્રાહ્મણનુ "ઐતરેય એવુ નામ પડયુ એજ મહિદાસને આનદતીર્થ "ઐતરેય ઉપનિષદ્ "ના ભાષ્યમા નારાયણના અવતાર તરીકે વર્ણવ્યો છે, અને કહ્યુ છે કે એક મગળ પ્રસગે એ મહિદાસ સહસા પોતાના દિવ્ય સ્વરૂપે પ્રકટ થયા તે વખતે સઘળા બ્રાહ્મણોને અને દેવતાઓને પણ મૂર્છા આવી ગઈ પણ બ્રહ્માના આવી પ્હોચવાથી તેઓ પાછા શુદ્ધિમા આવ્યા મહિદાસને તેઓએ નમન કીધુ અને એની પાસથી તેઓએ જ્ઞાન મેળવ્યુ અને મહાત્માઓએ 'હમે તમારા દાસ છિયે" એવુ એને કહ્યુ તે પરથી એનુ "મહિદાસ" એવુ નામ પડ્યુ

છેલ્લા ભાગમા (૩૩–૪૦), રાજ્યાભિષેકની ક્રિયાઓ વિષે અને રાજાના પુરોહિતની પદવી વિષે ચર્ચા કરવામા આવી છે, તે પણ મોડો રચાયલો હોવાના સ્પષ્ટ ચિહ્નો જણાઈ આવે છે

**ऋग्वेद**ના બીજા બ્રાહ્મણનુ નામ **कौषीतकिब्राह्मण** અથવા **शांखायनब्राह्मण** એવુ છે. એના ત્રીસ અધ્યાય છે એકદરે, **ऐतरेय**ના મૂળ ગ્રન્થમા, એટલે એની પ્રથમની પાચ **पञ्चिका**ઓમા, જે વિષય ચર્ચવામા આવ્યો છે તેજ અહીં પણ ચર્ચવામા આવ્યો છે, પણ ચર્ચાનુ ક્ષેત્ર અહીં લગાર વધારે મ્હોટુ રાખવામા આવ્યુ છે. કારણ કે એના પ્રથમના અધ્યાયોમા **अग्नि-आधान**થી માડીને રોજના સ્હવાર સાઝના હોમ (**अग्निहोत्र**) વિષે, પૂર્ણિમા તથા અમાવાસ્યાના વિધિ વિષે, તેમજ ચાતુર્માસના યજ્ઞો વિષે ચર્ચા કરવામા આવી છે તોપણ આ સ્થળે પણ સોમયાગને મુખ્ય સ્થાન આપવામા આવ્યુ છે **कौषीतकि-ब्राह्मण**મા જે ચર્ચા કરવામા આવી છે તે વધારે સંપૂર્ણ અને વધારે સુવ્યવસ્થિત છે, તે ઉપરથી એવુ ભાસે છે કે આ બ્રાહ્મણ **ऐतरेय**ની પ્હેલી પાચ **पञ्चिका**ઓ કરતા વધારે મોડુ લખાયુ હશે **ऐतरेय**ના પ્હેલા ભાગની ભાષાશૈલી **कौषीतकि**ના કરતા વધારે પ્રાચીન છે એ ચોક્કસ સિદ્ધ કરી શકાય એમ છે એક ઠેકાણે, જે દેવને માટે પાછલા સમયમા શિવ એજ નામ હમેશા વાપરવામા આવ્યુ છે તેના સમ્બન્ધમા ઈશાન અને મહાદેવ એ નામો વાપરવામા આવ્યા છે તે ઉપરથી પ્રોફેસર વેબર એવા નિર્ણય ઉપર આવે છે કે **शुक्ल यजुर्वेद**ના મોડામા મોડા ગ્રન્થો અને **अथर्ववेद** તથા **शतपथब्राह्मण**ના જે ભાગોમા શિવને માટે આ નામો વપરાયલા જોવામા આવે છે તે જે વખતે રચાયા તે અરસામાજ **कौषीतकिब्राह्मण** રચાયુ હોવુ જોઈએ

આ બ્રાહ્મણોમાથી સ્થળસમ્બન્ધી પ્રમાણો ઘણા થોડા નીકળી આવે છે તોપણ, **ऐतरेयब्राह्मण**મા હિન્દુસ્તાનની જુદી જુદી ટોળીઓ વિષે જે રીતથી કથન કરવામા આવ્યુ છે તે ઉપરથી સહીસલામત રીતે એવુ અનુમાન થઈ શકે છે કે કુરુ-પંચાલનો દેશ, કે જેમા (આપણે ઉપર જોઈ ગયા છિયે તે પ્રમાણે) વેદના વિધિઓનો વિકાસ થયો હોવો જોઈએ અને ઘણુંખરૂ **ऋग्वेद**ના સૂક્તોનો હાલની **संहिता**ના રૂપમા સંગ્રહ થયો હોવો જોઈએ, તેમા એ ગ્રન્થનો (**ऐतरेयब्राह्मण**નો) જન્મ

થયો હશે **કૌષીતકિબ્રાહ્મણ** ઉપરથી આપણને એવુ માલમ પડે છે કે હિન્દુસ્તાનના ઉત્તર પ્રદેશમા ભાષાનો અભ્યાસ વિશેષ કરવામા આવતો હતો, અને ત્યા આગળ અભ્યાસ કરીને જે વિદ્યાર્થીઓ પાછા ફરતા તેઓ ભાષાશાસ્ત્રની બાબતમા પ્રમાણરૂપ ગણાતા હતા

આ બ્રાહ્મણોમા, માણસને ખાસ રસ પડે એવુ તત્ત્વ અનેક વાર્તાઓ તથા દંતકથાઓનુ છે **ઐતરેયબ્રાહ્મણ**મા સૌથી વધારે લાબી અને સૌથી વધારે લક્ષ ખેંચે એવી વાર્તા **શુન શેપ**("કૂતરાની પૂછડી")ની છે એ વાર્તા સાતમી **પઞ્ચિકા**ના ત્રીજા અધ્યાયમા આવે છે એ વાર્તા નીચે પ્રમાણે છે

**હરિશ્ચન્દ્ર** રાજાને કંઈ પણ સતાન ન્હોતુ, તેથી તેણે એવી પ્રતિજ્ઞા લીધી કે "મ્હને જો પુત્રની પ્રાપ્તિ થાય તો **વરુણ**દેવને યજ્ઞ કરીને હુ તેનુ બલિદાન કરીશ" પછી **રોહિત** નામના પુત્રનો જન્મ થયો, પણ **હરિશ્ચન્દ્રે** પોતાની પ્રતિજ્ઞા પાળી નહીં અને કંઈ કંઈ બ્હાના કાઢીને વિલબ કર્યા કીધો આખરે, એ છોકરો મ્હોટો થયો એટલે **વરુણ**ના આગ્રહને લીધે એના પિતાને યજ્ઞની તૈયારી કરવી પડી પણ **રોહિત** વનમા ન્હાસી ગયો અને ત્યા આગળ ૬ વર્ષ સુધી તેણે ભટકયા કર્યુ, અને એ દરમ્યાન **વરુણ**ની અવકૃપાથી **રોહિત**ના પિતા **હરિશ્ચન્દ્ર**ને જળધરનો રોગ લાગુ પડયો આખરે એ **હરિશ્ચન્દ્ર**ને એક ભૂખે મરતો બ્રાહ્મણ મળી આવ્યો તેણે સો ગાયો લઈને તેના બદલામા **રોહિત**ને સ્થાને બલિદાનાર્થે પોતાના પુત્ર **શુન શેપ**ને વેચવાનુ કબૂલ કર્યુ "બ્રાહ્મણની કિમત ક્ષત્રિયના કરતા વધારે છે" એવુ કહીને **રોહિત**ને સ્થાને **શુન શેપ**ને સ્વીકારવાની **વરુણે** હા પાડી પછી **શુન શેપ**ને યજ્ઞના સ્તભની સાથે બાધવામા આવ્યો અને ત્યાર પછીનો યજ્ઞવિધિ થવાની તૈયારી હતી તે વખતે **શુન શેપ** તરફથી વારાફરતી જુદા જુદા દેવતાઓની પ્રાર્થના કરવામા આવી એકેક પછી એકેક મત્ર એ બોલતો ગયો તેમ તેમ **વરુણ**ના પાશ દૂર થતા ગયા અને રાજાનો વ્યાધિ પણ મટવા માડયો એવી રીતે આખરે **શુન શેપ** છૂટો થયો અને **હરિશ્ચન્દ્ર**ને પણ સંપૂર્ણ આરોગ્યની પુન પ્રાપ્તિ થઈ

**ઐતરેયબ્રાહ્મણ**ના ગદ્યની શૈલી અપક્વ, વિષમ, કઢંગી, અને અધુરી (ઘણા શબ્દો જેમા અધ્યાહાર રાખવામા આવ્યા હોય એવી)

છે. શુન શેપની વાર્તામા વચ્ચે વચ્ચે જે કવિતાઓ ભેળાયલી છે તેમાનો નીચેનો ઉતારો બ્રાહ્મણોની અદર ગાથાઓ આપવામા આવી હોય છે તેનો નમૂનો આપણી આગળ રજુ કરે છે પુત્રજન્મની અગત્યતા વિષે નારદ નામના ઋષિ તરફથી હરિશ્ચન્દ્ર રાજાને જે વચનો કહેવામા આવેલા તે નીચેના શ્લોકોમા આપ્યા છે—

ऋणमस्मिन्सनयत्यमृतत्वं च गच्छति ।
पिता पुत्रस्य जातस्य पश्येच्चेज्जीवतो मुखम् ॥

यावत पृथिव्या भोगा यावंतो जातवेदसि ।
यावतो अप्सु प्राणीना भूयान्पुत्रे पितुस्तत ॥

शश्वत्पुत्रेण पितरोऽत्यायन्बहुलं तम
आत्मा हि जज्ञ आत्मन स इरावत्यतितारिणी ॥

* * * *

अन्न ह प्राण शरण ह वासो
रूप हिरण्य पशवो विवाहा ।

सखा ह जाया कृपण ह दुहिता
ज्योतिर्हि पुत्र परमे व्योमन् ॥

(પિતા જ્યારે જીવતા પુત્રને જન્મ પામેલો જોય છે અને તેના મુખનુ દર્શન કરે છે ત્યારે એના વડે એ પોતાના ઋણથી મુક્ત થાય છે અને અમૃતત્વની પ્રાપ્તિ કરે છે પ્રાણીઓને પૃથ્વી, અગ્નિ, તથા પાણી વડે જે જે સુખ મળી શકે છે તેના કરતા પુત્રથી પિતાને વધારે સુખ મળે છે હમેશા, પુત્ર વડે પિતાઓ ગાઢા અધકારને ભેદીને આગળ નીકળી ગયા છે પિતાનો આત્મા તેજ પુત્રરૂપે જન્મ પામે છે અને એને નદીને પેલે પાર લઈ જાય છે અન્ન એ માણસનો પ્રાણ છે, વસ્ત્રો એ એને આશ્રય આપનારા છે, હિરણ્ય એને રૂપ આપનારૂ છે, અને વિવાહ એને પશુઓની પ્રાપ્તિ કરાવનારા છે, એની સ્ત્રી તે એની મિત્ર છે, એની દુહિતા તે એનામા કૃપણતાની લાગણી ઉત્પન્ન કરનારી છે, એનો પુત્ર તેજ પરમ આકાશના જ્યોતિ જેવો છે.)

**ऐतरेय आरण्यक** તે **ऐतरेय ब्राह्मण**નેજ લગતું છે એ આરણ્યકના ૧૮ અધ્યાય છે, તેને પાચ અણસરખા વિભાગમા વ્હેંચી દેવામા આવ્યા છે એ પાચમાથી છેલ્લા બે વિભાગ સૂત્રની શૈલીમા રચાયલા છે, અને ખરૂ જોતા સૂત્રના સાહિત્યમાજ એની ગણત્રી થવી જોઈએ પ્હેલા ત્રણ વિભાગમા ચાર જુદા જુદા વિષયોની ચર્ચા થયલી સ્પષ્ટ જોવામા આવે છે પ્હેલા વિભાગમા સોમયાગની જુદી જુદી પ્રાર્થનાઓ વિષે કેવળ કર્મકાણ્ડની દૃષ્ટિએ કથન કરવામા આવ્યુ છે એથી ઉલટુ, બીજા વિભાગના પ્હેલા ત્રણ અધ્યાય તે ઈશ્વરજ્ઞાનને લગતા છે, અને તેમા **પ્રાણ** અને **પુરુષ** એ નામથી પરમાત્મા વિષે વિચાર કરવામા આવ્યો છે એનો વિષય ઉપનિષદોને મળતો આવે છે, અને એમા જે વધારે મહત્ત્વના વિચારો દર્શાવવામા આવ્યા છે તેમાના કેટલાક **कौषीतकि उपनिषद्**મા, કોઈ વખત તો શબ્દેશબ્દ, ફરીથી જોવામા આવે છે એજ વિભાગના બાકીના ચાર અધ્યાયનું **ऐतरेय उपनिषद्** બનેલુ છે છેવટે, ત્રીજા વિભાગમા વેદના **संहितापाठ, पदपाठ,** અને **क्रमपाठ** એ ત્રણ વિભાગના તેમજ જુદા જુદા મૂળાક્ષરોના ગૂઢ તથા આલકારિક અર્થોની સમજુતી આપવામા આવી છે ચોથા વિભાગમા માત્ર **महानाम्नी**ના શ્લોકો આપ્યા છે, અને પાચમો વિભાગ સૂત્રનો છે

**कौषीतकि आरण्यक** એ **कौषीतकि ब्राह्मण**ની સાથે જોડાયલુ છે એ **આરણ્યક**ના ૧૫ અધ્યાય છે તેમાના પ્હેલા બે અધ્યાય **ऐतरेय आरण्यक**ની પ્હેલી તથા પાચમી **पञ्चिका**ને મળતા આવે છે, સાતમો અને આઠમો એ બે અધ્યાય **ऐतरेय आरण्यक**ની ત્રીજી **पञ्चिका**ને મળતા આવે છે, અને વચ્ચેના ચાર અધ્યાય (૩–૬)નુ **कौषीतकि उपनिषद्** બનેલુ છે આ પાછલુ ઉપનિષદ્ લાબુ અને ઘણું રસ પડે એવુ છે **आरण्यक**ના હસ્તલિખિત ગ્રન્થોમા એ **उपनिषद्** હમેશા એકજ સ્થળે જોવામા આવતું નથી તે ઉપરથી **आरण्यक** પૃથક થયા પછી **उपनिषद्**નો સ્વતત્ર ગ્રન્થ પાછળથી એની સાથે જોડી દવામા આવ્યો હશે એવુ અનુમાન કરવામા આવે તો તે વધારે પડતુ કહેવામા આવશે નહીં

**सामवेद**ની **ताण्ड्य** અને **तलवकार** અથવા **जैमिनीय** એવી બે સ્વતત્ર શાખાઓના **બ્રાહ્મણો** આજ દિન સુધી સચવાઈ રહ્યા છે આ વેદના બીજા પણ કેટલાક ગ્રન્થોને ધર્મવિષયક ગ્રન્થો તરીકે ગણવામા

આવ્યા છે, પણ ખરેખરા બ્રાહ્મણો ત્રણજ છે **तलवकार**નુ **ब्राह्मण** ઘણુંખરૂ હજી છપાયા વગરનું છે તેના પાચ વિભાગ હોય એમ જણાય છે પ્હેલા ત્રણ વિભાગ, જે હજી પ્રસિદ્ધ થયા નથી, તેમા મુખ્યત્વે કરીને યજ્ઞવિધિના જુદા જુદા વિભાગ વિષે ચર્ચા કરવામા આવી છે ચોથા વિભાગને **उपनिषद्ब्राह्मण** એવુ નામ આપવામા આવ્યુ છે વર્ણુખરૂ, "ગૂઢ અર્થોનુ બ્રાહ્મણ" એવો એ નામનો અર્થ થતો હશે એમા આરણ્યકની જાતના જુદા જુદા રૂપકો, ગુરુઓની બે નામાવલી, **प्राण**ની ઉત્પત્તિ અને **सावित्री** ૭૬ વિષેનુ એક પ્રકરણુ, એ સર્વ ઉપરાત **केन** એ નામનુ ટૂકુ પણ અગત્યનુ **उपनिषद्** પણ આપવામા આવ્યુ છે પાચમા વિભાગનુ નામ **आर्षेयब्राह्मण** છે, તેમા **सामवेद**ના રચ નારાઓને સક્ષેપમા ગણાવી જવામા આવ્યા છે

**पञ्चविंशब्राह्मण** એ **ताण्डी**ઓની શાખાનુ છે એને **ताण्ड्य** અથવા **प्रौढब्राह्मण** એવુ નામ પણ આપવામા આવ્યુ છે **पञ्चविंश-ब्राह्मण** એ નામ ઉપરથીજ સૂચવાય છે તે પ્રમાણે એ બ્રાહ્મણના પચીસ વિભાગ છે ન્હાના હવિઓથી માડીને સો દિવસ સુધી અથવા કેટલાક વરસો સુધી પણ પ્હોચે એવા સોમયજ્ઞો વિષે એ બ્રાહ્મણમા કથન કરાયલુ છે ઘણી દતકથાઓ ઉપરાત, **सरस्वती** અને **दृषद्वती**ના કિનારાઓ ઉપર કરવામા આવતા યજ્ઞોનો સૂક્ષ્મ અહેવાલ એ બ્રાહ્મણમા આપવામા આવ્યો છે કુરુક્ષેત્રનુ સ્થાન એ બ્રાહ્મણના રચનારાઓને અજ્ઞાત ન્હોતુ, પણ સ્થળ સમ્બન્ધી વિશેષ માહિતી એ ગ્રન્થમાથી મળી આવે છે તે ઉપરથી એવુ માલમ પડે છે કે એ બ્રાહ્મણનુ સ્થાન વધારે પૂર્વ દિશામા આવેલુ હોવુ જોઈએ એ બ્રાહ્મણમા આપેલા **व्रात्यस्तोम** નામના યજ્ઞો, જે બ્રાહ્મણ વર્ગની બહારના આર્ય લોકોને બ્રાહ્મણ વર્ગમા દાખલ થવા માટે કરવાના હતા, તે ખાસ ગણાવવા જેવા છે. **कौषीतकि**ઓની શાખા વિરુદ્ધ જે સખત દ્વેષની લાગણી એ બ્રાહ્મણમા દર્શાવવામા આવી છે તે પણ આપણુ વિશેષ લક્ષ ખેંચે એવી છે **षड्विंशब्राह्मण** એ જોકે સ્વતત્ર ગ્રન્થ ગણાય છે, તોપણુ એની સ્વતત્રતા નામનીજ છે ખરૂ જોતા એ **पञ्चविंशब्राह्मण**નુ પરિશિષ્ટ છે એના નામ ઉપરથી સૂચવાય છે તે પ્રમાણે **पञ्चविंशब्राह्मण**-નો એ છવીસમો વિભાગ છે એના છેલ્લા પાચ પ્રકરણોને **अद्भुतब्राह्मण** એવુ નામ આપવામા આવ્યુ છે. બહારના અદ્દ્ભુત બનાવોની અથવા

નઠારા શકુનોની માઠી અસર દૂર થાય એ **अद्भुतब्राह्मण**નો ઉદ્દેશ છે દેવતાઓની મૂર્તિઓ ખડખડ હસતી, રડતી, ગાતી, નાચતી, પ્રસ્વેદથી ભીંજાઈ જતી, ભાગી જતી જણાય અથવા એવુ બીજુ કઈ જણાય તેના અશુભ ફળનો ત્યાગ કરવાના સાધન એ **બ્રાહ્મણ**મા દર્શાવવામા આવ્યા છે

આ શાખાના બીજા **બ્રાહ્મણ**નુ નામ "**छान्दोग्यब्राह्मण**" છે, તેમા કર્મકાણ્ડનો વિષય થોડોજ ચર્ચ્યો છે એમા સોમયાગ વિષે કઈ પણ કહેવામા આવ્યુ નથી, પણ જન્મપ્રસગના તથા વિવાહપ્રસગના વિધિઓ અથવા દેવતાઓની પ્રાર્થનાઓ, એ વિષેજ ચર્ચા કરવામા આવી છે એ **બ્રાહ્મણ**ના પ્હેલા બે **प्रपाठक**માજ આ ચર્ચા થયલી છે બાકીના આઠ **प्रपाठक** મળીને **छान्दोग्य उपनिषद्** થયુ છે

આ સિવાય બીજા ચાર ટૂકા ગ્રન્થો છે તેને **બ્રાહ્મણ** એવુ નામ આપવામા આવ્યુ છે ખરૂ, પણ ખરૂ જોતા તે **બ્રાહ્મણ** નથી આ ચાર ગ્રન્થો તે **सामविधानब्राह्मण**, જે સઘળી જાતના વહેમી રિવાજોને લગતા મત્રોના ઉપયોગ વિષેનો ગ્રન્થ છે તે, **देवताध्यायब्राह्मण**, જેમા **सामवेद**ના જુદા જુદા મત્રોના દેવતાઓ વિષે કેટલાક કથન કરવામા આવ્યા છે તે, **वशब्राह्मण**, જેમા **सामवेद**ના આચાર્યોની વશાવલી આપવામા આવી છે તે અને છેલ્લુ **संहितोपनिषद्**, જેમા **ऐतरेय आरण्यक**ની ત્રીજી **पञ्चिका**ની પેઠે, વેદના પાઠ કરી રીત થવા જોઈએ તેની ચર્ચા કરવામા આવી છે તે એ પ્રમાણ છે

**सामवेद**ના **બ્રાહ્મણો**મા જે ગહન ચર્ચાઓ કરવામા આવી છે તેનુ સ્વરૂપ એવુ અતિશયોક્તિભરેલુ અને વિલક્ષણ છે કે તેને લીધે એ **બ્રાહ્મણો** બીજા સઘળા **બ્રાહ્મણો**થી જુદા પડી આવે છે જુદા જુદા **साम**ની પૃથ્વી ઉપરના અને સ્વર્ગ ઉપરના સઘળા પદાર્થોની સાથે એકતા સ્થાપિત કરવી એ **सामवेद**ના **બ્રાહ્મણો**નુ મોટો વિશેષ ધ્યાન ખેંચે એવુ લક્ષણ છે તેનીજ સાથે, ઐતિહાસિક દૃષ્ટિએ જોતા રસ ઉત્પન્ન કરે એવી પણ ઘણી હકીગતો એ **બ્રાહ્મણ**મા આપવામા આવી છે

**कृष्ण यजुर्वेद**ના **कठ** અને **मैत्रायणीय** શાખાઓમા જુદી જુદી **સહિતા**ઓના ગદ્યવિભાગ સિવાય બીજા કઈ પણ **બ્રાહ્મણો** નથી. **तैत्तिरीय** શાખામા, **સહિતા**નો ગદ્યવિભાગ એ સૌથી વધારે

જૂનુ અને સૌથી વધારે અગત્યનુ બ્રાહ્મણ છે તે ઉપરાત એ શાખામા **तैत्तिरीयब्राह्मण**નો ત્રણ વિભાગનો સ્વતત્ર ગ્રન્થ પણ છે પણ એ બ્રાહ્મણનુ સ્વરૂપ **तैत्तिरीय संहिता** કરતા જુદુ હોય એવુ લાગતુ નથી, પણ તેના તેજ વિષયને આગળ લબાવવામા આવ્યો હોય એવુ જણાય છે **संहिता**મા નહીં આપેલા એવા થોડાક યજ્ઞો વિષેનો એ પરિશિષ્ટ ગ્રન્થ છે, તે ઉપરાત **संहिता**મા ચર્ચાઈ ગયલા કેટલાક વિષયો એ ગ્રન્થમા વધારે વિસ્તારથી ચર્ચવામા આવ્યા છે વળી **तैत्तिरीय आरण्यक** એ નામનો ગ્રન્થ પણ છે, તે પાછો **तैत्तिरीय ब्राह्मण**નો પરિશિષ્ટ ગ્રન્થ છે એના દશ પ્રકરણમાથી છેલ્લા ચાર પ્રકરણો વડે આ શાખાના બે ઉપનિષદો બનેલા છે ૭ થી ૯ સુધીના પ્રકરણો **तैत्तिरीय उपनिषद्** કહેવાય છે, અને દશમુ પ્રકરણ તે **महानारायण उपनिषद्** અથવા **याज्ञिकी उपनिषद्** એ નામથી ઓળખાય છે આ ચાર પ્રકરણો સિવાય, બ્રાહ્મણ અથવા આરણ્યક એ નામથી સહિતાના કરતા જુદા વિષયનુ સૂચન થતુ નથી, પણ પાછળથી બીજા વેદોનુ કૃત્રિમ અનુકરણ કરીને વિષયની ભિન્નતા ન હોવા છતા **ब्राह्मण, आरण्यक** એ જુદા જુદા નામોનો પ્રયોગ તેના તેજ વિષયની ચર્ચા કરનારા ગ્રન્થોના સમ્બન્ધમા કરવામા આવ્યો છે

**तैत्तिरीय ब्राह्मण**ના ત્રીજા વિભાગના છેલ્લા ત્રણ પ્રકરણો તેમજ **तैत्तिरीय आरण्यक**ના પ્હેલા બે વિભાગ, એ જોકે **कठ** શાખાના ગ્રન્થો તરીકે ગણવામા આવ્યા નથી, તોપણ પ્રથમ એ ગ્રન્થો **कठ** શાખાનાજ હતા **तैत्तिरीयब्राह्मण** અને **तैत्तिरीय आरण्यक**ના આ સિવાયના બીજા ભાગમા **य्** અને **व्**નો **इय्** અને **उव्** કરવામા આવેલો જણાય છે, પણ આ ભાગમા તેમ કરવામા આવેલુ નથી, તે ઉપરથી જણાઈ આવે છે કે આ ભાગની ઉત્પત્તિનુ સ્થાન બીજા ભાગ કરતા જુદુ છે આ **काठक** પ્રકરણોમા એક સ્થળે (**तै ब्रा** ૩,૧૧) **नाचिकेत** એ નામના અગ્નિનુ રહસ્ય સમજાવતી વખતે એવી વાર્તા કહેવામા આવી છે કે **नचिकेतस्** એ નામનો છોકરો હતો તે **यम**ને ઘેર ગયો હતો તે વખતે **यम** રાજા તરફથી તેને ત્રણ વરદાન આપવામા આવ્યા હતા આ વાર્તા ઉપરથી **काठक उपनिषद्** રચાયલુ છે

**मैत्रायणीसंहिता**નુ સ્વતત્ર બ્રાહ્મણ નથી, પણ એ સહિતાના ચોથા વિભાગમા પ્હેલા ત્રણ વિભાગની સમજુતીઓ તથા વધારાની

હકીગતો આપવામાં આવી છે, તેથી એ ચોથા વિભાગને એક જાતનુ બ્રાહ્મણ ગણી શકાય એમ છે. આ સંહિતાની સાથે જોડાયલો **મૈત્રાયણ ઉપનિષદ્** એ નામનો ગ્રન્થ છે, તેને હસ્તલિખિત પ્રતોમા કેટલીક વાર બીજા વિભાગ તરીકે અને કેટલીક વાર પાચમા વિભાગ તરીકે મૂકવામા આવ્યો છે **મૈત્રાયણીય** અથવા **મૈત્રી ઉપનિષદ્** એવુ નામ પણ એ ગ્રન્થને આપવામા આવ્યુ છે

**શુક્ લ યજુર્વેદ**ના વિધિઓની સમજુતી **શતપથબ્રાહ્મણ**મા વિસ્તાર સાથે આપવામા આવી છે એ બ્રાહ્મણના સો અધ્યાય છે તે ઉપરથી **શતપથ** અથવા "સો રસ્તાવાળુ," એવુ નામ એને આપવામા આવ્યુ છે **ઋગ્વેદ**થી બીજે નબરે, વૈદિક સાહિત્યના આખા ક્ષેત્રમા સોથી વધારે અગત્યનો ગ્રન્થ આ છે એ ગ્રન્થના બે પાઠ છે **માધ્યન્દિન** શાખાનો પાઠ તે પ્રોફેસર વેબર તરફથી પ્રસિદ્ધ થઈ ચૂક્યો છે, અને **કાણ્વ** શાખાનો પાઠ તે પ્રોફેસર ઇગલિંગ તરફથી પ્રસિદ્ધ થવા માડ્યો છે **માધ્યન્દિન** શાખાનો ગ્રન્થ ૧૪ કાણ્ડનો બનેલો છે, અને **કાણ્વ** શાખાનો ગ્રન્થ ૧૭ કાણ્ડનો બનેલો છે પ્રથમ ગ્રન્થના પ્હેલા નવ કાણ્ડ **વાજસનેયિસંહિતા**ના પ્રથમના ૧૮ કાણ્ડને મળતા આવે છે એ નવ કાણ્ડ તે આખા ગ્રન્થનો જૂનામા જૂનો ભાગ છે એમા કઈ પણ સશય નથી બારમા કાણ્ડને **મધ્યમ,** અથવા "વચલો" એવુ નામ આપવામા આવ્યુ છે તે પરથી જણાય છે કે છેલ્લા પાચ કાણ્ડ (અથવા એકલા ૧૦ થી ૧૩ સુધીના કાણ્ડ એમ પણ હોય) તેને એક વખતે બ્રાહ્મણના જુદાજ ભાગ તરીકે ગણવામા આવતા ૧૦મા કાણ્ડમા **અગ્નિરહસ્ય** સમજાવવામા આવ્યુ છે, ૧૧મા કાણ્ડમા આગલા વિધિનુ એક પ્રકારનુ સિંહાવલોકન કરવામા આવ્યુ છે, અને ૧૨મા તથા ૧૩મા કાણ્ડમા જુદી જુદી વધારાની હકીગતો કહેવામા આવી છે ૧૪મો કાણ્ડ તે **આરણ્યક**નો છે, અને એના છેલ્લા ૭ અધ્યાયનુ **બૃહદારણ્યક ઉપનિષદ્** બનેલુ છે

**શતપથ બ્રાહ્મણ**ના ૬–૧૦ કાણ્ડની સ્થિતિ જુદી રીતની છે અગ્નિની વેદિ કેવી કરવી તે વિષય એ કાણ્ડોમા ચર્ચ્યો છે એ કાણ્ડોમા **યાજ્ઞવલ્ક્ય**નુ નામ પણ દેવામા આવ્યુ નથી અને **શાણ્ડિલ્ય**ના વચનોને મ્હોટામા મ્હોટા પ્રમાણ તરીકે સ્વીકારવામા આવ્યા છે અદર **ગાંધાર, સલ્વ, કેકય** વગેરે લોકોના નામ આપવામા આવ્યા છે તે વાયવ્ય

દિશામા વસનારા લોકોના છે. બીજા કાણ્ડોમા હમેશા **યાજ્ઞવલ્ક્ય**નું પ્રમાણ મ્હોટામા મ્હોટું ગણવામા આવ્યું છે, અને પૂર્વના અથવા **હિન્દુસ્તાન**ના મધ્ય પ્રદેશના લોકો, **કુરુપઞ્ચાલ, કોસલ, વિદેહ, સૃંજય** વગેરે સિવાય બીજા કોઈ લોકોનુ નામ પણ ભાગ્યેજ દેવામા આવ્યુ છે પાચ **શાણ્ડિલ્ય**ના કાણ્ડોનો મૂળ રચનાર બીજા કાણ્ડોના રચનારથી જુદો હતો એ વાત ભાષાના કેટલાક તફાવતો, જે પાછલા સમયના સંગ્રહ-કર્તાથી દૂર કરી શકાયા નથી, તે પરથી માલમ પડી આવે છે ઉદાહરણ તરીકે, હાલ જે પરોક્ષ ભૂતકાળ ( perfect ) કહેવાય છે તેના રૂપોનો **શાણ્ડિલ્ય**ના કાણ્ડોમા ( તેમજ ૧૩મા કાણ્ડમા ) વૃત્તાન્તકથનને માટે ઉપયોગ કરાયલો બીલકુલ જોવામા આવતો નથી

**શતપથબ્રાહ્મણ**માંથી સ્થળ સમ્બન્ધી જે માહિતી મળી શકે છે તે પરથી એવુ જણાય છે કે **કુરુ-પંચાલ**નો દેશ તેજ **બ્રાહ્મણો**ના સુધારાનુ મુખ્ય સ્થાન હતું એ ગ્રન્થમા **કુરુ** લોકોના રાજા તરીકે **જનમેજય**ની સ્તુતિ કરવામા આવી છે, અને **બ્રાહ્મણ** ધર્મના એ સમયના સૌથી વધારે પ્રખ્યાત ઉપદેશક **આરુણિ**ને વિષે સ્પષ્ટ કહેવામા આવ્યુ છે કે એ **પંચાલ** હતો તોપણ એટલુ ખુલ્લુ છે કે એ વખત સુધીમા **મધ્યદેશ**ની પૂર્વના મુલકો લગી—**કોસલ**, જેનુ રાજધાનીનુ નગર **અયોધ્યા** હતું, અને **વિદેહ** ( એટલે તિર્હૂત અથવા ઉત્તર **બિહાર** ), જેનુ રાજધાનીનુ નગર **મિથિલા** હતું, ત્યા લગી—**બ્રાહ્મણો**નો ધર્મ ફેલાઈ ચૂક્યો હતો **વિદેહ**ના રાજા જનકની દરબારમા **કુરુ-પંચાલ** દેશના અનેક બ્રાહ્મણો આવતા હતા એ દરબારમા જે વાગ્યુદ્ધો ચાલતા તે **શતપથબ્રાહ્મણ**ના પાછલા કાણ્ડોમા વર્ણવવામા આવ્યા છે એવા યુદ્ધોમા **યાજ્ઞવલ્ક્ય**નુ પરાક્રમ સૌથી વધારે હતું એ જાતે **આરુણિ**નો શિષ્ય હતો, અને (૬થી ૧૦ સુધીના કાણ્ડ સિવાય) આખા **બ્રાહ્મણ**મા, આધ્યાત્મિક વિષયોમા સૌથી વધારે અગત્યનું પ્રમાણ એનું ગણવામા આવ્યુ છે એ **બ્રાહ્મણ**ના કેટલાક ફકરાઓ ઉપરથી, **યાજ્ઞવલ્ક્ય**ની જન્મ ભૂમિ **વિદેહ**મા હોય એ ઘણુ સંભવિત જણાય છે ‡ એ **બ્રાહ્મણ**નો

‡ શતપથ બ્રાહ્મણ અને યાજ્ઞવલ્ક્ય એ બેઉ વિદેહના સાથે સમ્બન્ધ ધરાવનારા છે એવો મત (જે આ સ્થળે જણાવવામા આવ્યો છે) તે હવે પ્રો મેકડોનલને ભૂલભરેલો લાગે છે, અને તેઓ ધારે છે કે જોકે શતપથ બ્રાહ્મણને પૂર્વ અને પશ્ચિમ ઉભયનુ સારૂ જ્ઞાન હતુ, તોપણ એ ગ્રન્થનો ઉદ્ભવ ઘણુ કરીને કુરુપચાલમા થયો હશે

**સૌથી વધારે પ્રતિષ્ઠિત પુરુષ,** જે ઉપર જણાવ્યા પ્રમાણે આ પૂર્વના દેશનો હોય એવુ લાગે છે, તેણે વાદવિવાદમા પશ્ચિમના સૌથી નામાંકિત આચાર્યોને પણ હરાવ્યા એવુ કથન કરવામા આવ્યુ છે તે પરથી **શુક્લ-યજુર્વેદ**નો સગ્રહ આ પૂર્વના પ્રદેશમાજ થયો હશે એવુ અનુમાન થાય છે

જે સમયે **વિદેહ**ના દેશમા **બ્રાહ્મણધર્મ** હજી ફેલાઈ ચૂક્યો ન્હોતો તે ગત સમયના સસ્કાર ટકી રહેલા **શતપથબ્રાહ્મણ**મા આપણા જોવામા આવે છે ઉદાહરણ તરીકે, પહેલા કાણ્ડમા એક વાર્તા કહેવામા આવી છે તે પરથી **આર્ય** લોકોના પૂર્વ તરફના પ્રયાણના ત્રણ જુદા જુદા સમય આપણે સ્પષ્ટ જોઈ શકીએ છિયે **વિદેઘ** ( જે **વિદેહ**નુ વિશેષ પ્રાચીન રૂપ છે ) તે દેશનો રાજા **માઘવ** હતો, અને તેનો કુલગુરુ **ગોતમ राहूगण** હતો તે રાજા એક વખતે **सरस्वती**ના કિનારા ઉપર હતો **अग्निवैश्वानर** (જે આ સ્થળે **બ્રાહ્મણધર્મ**ના એક મુખ્ય ચિહ્ન તરીકે બ્રાહ્મણોનો સુધારો સૂચવે છે) તે આ સ્થળ આગળથી સળગતો સળગતો પૂર્વ દિશા તરફ ગયો, અને **माघव** પોતાના કુલગુરુ સાથે એની પાછળ પાછળ ગયો આખરે એ **सदानीर**(ઘણુંખરૂ હાલની ગડક, જે **પટ**ના આગળ ગગાનદીની સાથે મળી જાય છે ) ત્યા સુધી આવી પહોચ્યો એ નદી ઉત્તર તરફના પહાડમાથી નીકળે છે, અને એ નદી ઉપર થઈને પેલો સળગતો અગ્નિ ગયો નહીં આગલા સમયમા " **अग्निवैश्वानर** એ નદી ઉપર થઈને ગયો નથી " એવુ વિચારીને બ્રાહ્મણો એ નદી ઓળગતા ન્હોતા. એ વખતે પૂર્વ દિશા તરફની જમીન વગર ખેડાયલી અને ભીનાશવાળી હતી, પણ હવે ઘણા બ્રાહ્મણો ત્યા વસે છે અને એ જમીન ઘણી સુધરી ગઈ છે, કારણ કે યજ્ઞો વડે બ્રાહ્મણોએ **अग्नि**ને એનુ આસ્વાદન કરાવ્યુ છે **विदेघ** દેશના **माघव** રાજાએ પછી **अग्नि**ને પૂછ્યુ કે " મ્હારે ક્યા આગળ રહેવુ ? " **अग्नि**એ જવાબ આપ્યો કે " આ નદીની પૂર્વમા ત્હારે વાસ કરવો " લેખક ઉમેરે છે કે હજી પણ **कोसल** ( અયોધ્યા ) અને **विदेह** ( **તિર્હુત** ) એ બે દેશ વચ્ચેની સીમા આ નદી વડે અકાય છે

**शुक्लयजुर्वेद**ની **वाजसनेयी** શાખાના માણસોને યાજ્ઞિકી વિદ્યા, જે આ પૂર્વના દેશોમા વધારે વિકાસ પામી હતી, તેમા પોતાનુ ચઢિયાતાપણુ હોવા વિષે કઈક અભિમાન હતું એ તો ખુલ્લુજ છે

**ચરક** શાખાના અધ્વર્યુઓના દોષ વિષે **શતપથબ્રાહ્મણ**મા ઘણી વાર કથન કરવામા આવ્યુ છે "**ચરકશાખા**" એનો અર્થ ઘણો વ્યાપક છે, અને **કૃષ્ણ યજુર્વેદ**ની ત્રણ વધારે પ્રાચીન શાખાઓ, **કઠ**, **કપિષ્ઠલ**, અને **મૈત્રાયણીય**, તેનો પણ એ "**ચરકશાખા**"મા સમાવેશ થઈ જાય છે

**બૌદ્ધ** ધર્મને દઢ સ્થાન સૌથી પ્હેલુ **કોસલ** અને **વિદેહ**ના દેશોમા મળ્યુ તેથી એ ધર્મના પ્રથમના સિદ્ધાન્તો તરફ **શતપથબ્રાહ્મણ**નુ કેવુ વલણ જણાય છે એ પ્રશ્ન જિજ્ઞાસા ઉત્પન્ન કરે એવો છે આ સમ્બન્ધમા એટલુ નોધવા જેવુ છે કે **અર્હત**, **શ્રમણ**, અને **પ્રતિબુદ્ધ** એ શબ્દો પ્હેલીજ વખત આ ગ્રન્થમા વપરાયલા જોવામા આવે છે, પણ **બૌદ્ધ** ધર્મના સાહિત્યમા એ શબ્દોના જે પારિભાષિક અર્થ થાય છે તે અર્થમા હજી એ શબ્દો વપરાયા નથી વળી, આ **બ્રાહ્મણ**મા ગુરુઓની જે નામાવલી આપવામા આવી છે તેમા **ગૌતમ** લોકોનુ નામ વધારે વખત જોવામા આવે છે **કપિલવસ્તુ**ના **શાક્ય** લોકોનુ કૌટુમ્બિક નામ "**ગૌતમ**" હતું, અને એ કુટુમ્બમા **બુદ્ધ**નો જન્મ થયો હતો વળી, એ **બ્રાહ્મણ**ના કેટલાક વચનો ઉપરથી **સાખ્યદર્શન**ની શરૂઆતની સ્થિતિનુ પણ સૂચન થાય છે કારણ કે કેટલીક વાર **આસુરિ** એ નામના આચાર્ય વિષે કથન કરવામા આવ્યુ છે, અને પરપરાપ્રાપ્ત વચનો પ્રમાણે, **સાખ્યદર્શન**મા પ્રમાણ તરીકે ગણાતા એક આગળ પડતા આચાર્યનુ નામ **આસુરિ** હતુ આ **બ્રાહ્મણ**ની દતકથાઓમા રામાયણ-મહાભારતની વાર્તાઓના બીજ કેટલે અશે જોવામા આવે છે એ વિષે આપણે તજવીજ કરીએ છિયે તો આપણને જણાય છે કે ખરેખર, એ મહાકાવ્યોની સાથે આ **બ્રાહ્મણ**ને કઈક સમ્બન્ધ છે ખરો. **મહાભારત**નો **જનમેજય**, **કુરુ** લોકોનો પ્રખ્યાત રાજા, તેનુ નામ આ **બ્રાહ્મણ**મા પ્હેલીજ વાર જોવામા આવે છે પણ **પાણ્ડુ** લોકો, જેને **મહાભારત**ની લડાઇમા વિજય પામેલા વર્ણવવામા આવ્યા છે, તેનુ નામ બીજા **બ્રાહ્મણો**મા નથી જોવામા આવતુ તેમ આ **બ્રાહ્મણ**મા પણ નથી જોવામા આવતુ, અને **પાણ્ડુ**ઓના આગેવાન **અર્જુન**, તેનુ નામ હજી **ઇન્દ્ર**નેજ લગાડવામા આવેલુ જણાય છે પણ **મહાભારત**નો **અર્જુન** તે **ઇન્દ્ર**નો પુત્ર હતો, એટલે **ઇન્દ્ર**ના "**અર્જુન**" એ નામ ઉપરથીજ "**ઇન્દ્ર** એ **અર્જુન**નો પિતા હતો" એવી કલ્પનાનો ઉદ્ભવ

થયો હોવો જોઇએ. **विदेह**નો પ્રખ્યાત રાજા **जनक** તેજ **रामायण**ની નાયિકા **सीता**નો પિતા છે એમ ન માનવુ જોઇએ, કારણ કે સીતાનું પાત્ર કેવળ કલ્પિત છે, ઐતિહાસિક નથી

સંસ્કૃત કવિ **कालिदास**ને પોતાના બે સૌથી પ્રખ્યાત નાટકોનુ વસ્તુ જે દંતકથાઓમાથી મળી આવ્યુ તેમાની એક અત્રે સવિસ્તર કહેવામા આવી છે, અને બીજી વિષે કઈ નહીં તો સૂચન પણ કરવામા આવ્યુ છે **पुरूरवस्** અને **उर्वशी**ના પ્રેમ અને વિયોગની વાર્તા **ऋग्वेद**મા ઘણા ઝાંખા સ્વરૂપમા જોવામા આવતી હતી તે આ સ્થળે ઘણા વધારે વિસ્તાર સાથે કહેવામા આવી છે, અને **दुष्यन्त** તથા **शकुन्तला**નો પુત્ર **भरत** પણ આ બ્રાહ્મણમા આપણા જોવામા આવે છે

જળપ્રલયની અત્યત રસ પડે એવી વાર્તા, જે **अवस्ता**ના રચનારાઓને પણ જાણીતી હતી અને જે **महाभारत**મા ફરીથી જોવામા આવે છે, તે સવિસ્તર કહેવામા આવેલી હિન્દુસ્તાનના સાહિત્યમા અહીં પ્હેલીજ વખત આપણી દૃષ્ટિએ પડે છે સેમિટિક પ્રજામાથી આ દંતકથા ઉતરી આવી છે એવુ સાધારણ રીતે માનવામા આવે છે, અને હિન્દુસ્તાનને નક્ષત્રોનુ જ્ઞાન સેમિટિક પ્રજા તરફથી મળ્યુ હતુ એવુ માનવાને જે આધાર છે તે પણ આ વાતને ટેકો આપે છે એક વખતે **मनु**ના હાથમા એક ન્હાનકડુ મત્સ્ય આવ્યુ, તેણે **मनु**ને વિનતિ કરી કે “ તું મ્હને ઉછેરીને મ્હોટુ કર, ” અને વચન આપ્યુ કે “ જે જળ-પ્રલય થવાનો છે તે વખતે હુ ત્હારૂ રક્ષણ કરીશ ” પછી મત્સ્યની શિખામણ પ્રમાણે **मनु**એ એક વહાણ કર્યું, અને જળપ્રલય થવા માડ્યો તે વખતે એ વહાણમા તે બેઠો. પેલુ મત્સ્ય, કે જેના શૃગ સાથે એ વહાણને **मनु**એ બાધ્યુ હતું, તે આખરે ઉત્તર તરફના પર્વત આગળ એને લઈ ગયુ પાછળથી એ **मनु** પોતાની પુત્રી વડે આખી માનવજાતનો ઉત્પન્નકર્તા થયો

આ પ્રમાણે, **शतपथब्राह्मण**નો ગ્રન્થ અગત્યની હકીકતો અને ધ્યાન ખેંચે એવા વૃત્તાન્તોની મ્હોટી ખાણના જેવો છે એ ગ્રન્થ બ્રાહ્મણ સમયના પાછલા ભાગમા લખાયો હશે એવુ આંતર પ્રમાણો ઉપરથી માલમ પડે છે એજ જાતના વધારે પ્રાચીન ગ્રન્થોની સરખામણીમા એની શૈલી કંઇક વધારે સરળ અને સમજી શકાય એવી જણાય છે.

યજ્ઞવિધિ વિષે એમા જે કહેવામા આવ્યુ છે તે મ્હોટે ભાગે **કૃષ્ણ યજુર્વેદ**ના બ્રાહ્મણ વિભાગની સાથે મળતું આવે છે, પણ તે પ્હેલેથી છેલ્લે સુધી વધારે સરળ અને વધારે સુવ્યવસ્થિત રીતે મૂકવામા આવ્યુ છે ઈશ્વરજ્ઞાનની બાબતમા જોઈએ તો, 'વિશ્વમા એકતાનુ તત્ત્વ વ્યાપી રહ્યુ છે' એ વિચારને બીજા કોઈ પણ બ્રાહ્મણ ગ્રન્થના કરતા આ સ્થળે વધારે ખિલવવામા આવેલો જણાય છે, અને એનુ **उपनिषद्** તે વેદના સમયની ફિલસુફીનો સૌથી સારામા સારો ગ્રન્થ છે

**अथर्ववेद**ની સાથે જે બ્રાહ્મણ જોડાયલુ છે તે "**गोपथब्राह्मण**" એ નામથી ઓળખાય છે એ બ્રાહ્મણ **अथर्ववेद**ની **संहिता** સાથે કઈ ખાસ સમ્બન્ધ ધરાવતું નથી એ બ્રાહ્મણના બે કાણ્ડ છે, તેમાના પ્હેલા કાણ્ડમા પાચ અધ્યાય છે અને બીજા કાણ્ડમા છ અધ્યાય છે એ બેઉ ભાગ ઘણા મોડા રચાયલા છે, કારણ કે **वैतानसूत्र** પછી અને **अथर्व**ના કોઈ પણ રીતના ખરેખરા પરપરાપ્રાપ્ત સંપ્રદાય વિના એ ભાગોની ઉત્પત્તિ થઈ છે એ બ્રાહ્મણના પ્રથમાર્ધમા જે વિષય ચર્ચ્યા છે તે કોઈ પણ વિધિવિષયક ગ્રન્થમા આપેલા યજ્ઞના ક્રમને અનુસરતા નથી, અને મ્હોટે ભાગે એ વિષયો તો નવાજ લખાયા છે, પણ એજ પ્રથમાર્ધના બાકીના ભાગમા **शतपथब्राह्मण**ના ૧૧મા તથા ૧૨મા કાણ્ડમાથી ઘણુ લીધેલુ છે, અને તે ઉપરાત **ऐतरेयब्राह्मण**માથી પણ થોડાક ફકરાઓ લીધેલા છે **अथर्ववेद**નુ અને ચોથા અથવા "**ब्रह्मा**" એ નામના વિપ્રનુ મહત્ત્વ દર્શાવવુ એ આ વિભાગનો મુખ્ય ઉદ્દેશ જણાય છે એમા **शिव**નુ નામ દેવામા આવ્યુ છે તે ઉપરથી એ વિભાગ બ્રાહ્મણોના સમયમા નહીં, પણ વૈદિક સમય પૂરો થયા પછી રચાયો હશે એવુ અનુમાન થાય છે **अथर्ववेद**ના વીસ કાણ્ડનુ અસ્તિત્વ એમા સ્વીકારવામા આવ્યુ છે તે પરથી અને વ્યાકરણ સમ્બન્ધી ઘણા આગળ વધેલા વિચારો એમા દર્શાવવામા આવ્યા છે તે પરથી પણ એ વિભાગનુ મોડાપણુ જણાઈ આવે છે **गोपथब्राह्मण**ના દ્વિતીયાર્ધનુ સ્વરૂપ બીજા બ્રાહ્મણોને વિશેષ મળતુ આવે એવુ છે. **वैतानश्रौतसूत्र**મા આપેલા યજ્ઞના ક્રમ પ્રમાણે વિધિઓનો સુમબદ્ધ વૃત્તાન્ત એ વિભાગમા આપવામા આવ્યો છે, પણ મ્હોટે ભાગે એ ગ્રન્થ સ્વતત્ર રચનાનો નહીં, પણ સગૃહીત વચનોનો છે. સાધારણ રીતે બ્રાહ્મણ અને સૂત્રનો જે ઐતિહાસિક સમ્બન્ધ હોય છે તે અહીં ઉલટાઈ ગયલો

જોવામા આવે છે **ગોપથબ્રાહ્મણ**નો બીજો કાણ્ડ તે **વૈતાનસૂત્ર** ઉપરથી રચાયો છે ખરેખર, **વૈતાનસૂત્ર** તે આ બ્રાહ્મણના સમ્બન્ધમા **સંહિતા**નીજ ગરજ સારે છે એનો લગભગ બેતૃતીયાશ જેટલો ભાગ વધારે પ્રાચીન ગ્રન્થોમાથી લેવાયલો છે એવુ અત્યાર સુધીમા પૂરવાર થઈ ચૂક્યુ છે સૌથી વધારે ફકરાઓ **ऐतरेयब्राह्मण** અને **कौषीतकि-ब्राह्मण**માથી લેવાયલા છે, અને **मैत्रायणीसंहिता** અને **तैत्तिरीय-संहिता**માથી કઈક ઓછા લેવાયલા છે એ ઉપરાત થોડાક ફકરાઓ **शतपथब्राह्मण**માથી, તેમ **पञ्चविंशब्राह्मण**માથી પણ લેવાયલા છે

જોકે **उपनिषद्** એ સાધારણ રીતે બ્રાહ્મણનોજ એક ભાગ હોય છે અને બ્રાહ્મણના વિચારતત્ત્વનો—**ज्ञानकांड**નોજ—**उपनिषद्**મા આગળ વિસ્તાર કરવામા આવ્યો હોય છે, તોપણ ખરૂ જોતા **उपनिषद्**થી વિધાનતત્ત્વ(**कर्मकांड**)ની સાથે વાસ્તવિક વિરોધમા રહેનારા વિચાર-તત્ત્વ(**ज्ञानकांड**)ના નવા ધર્મનુ સ્થાપન થાય છે દેવતાઓને માટે કોઈ પણ રીતની ખોડખાપણ વગરના યજ્ઞો કરીને પૃથ્વી ઉપરનુ સુખ મેળવવુ અને પછી **યમ**ના નિવાસસ્થાન આગળ સુખમા રહેવુ એવો જે ઉદ્દેશ બ્રાહ્મણોમા દીઠામા આવે છે તે આ ઉપનિષદોમા દીઠામા આવતો નથી, પણ યથાર્થ જ્ઞાન વડે કરીને જીવાત્મા અને પરમાત્માની એકતા થતા સમાગી જીવનમાથી મુક્તિ મળે એજ ઉપનિષદોનો ઉદ્દેશ જણાય છે આ કારણથી આ સ્થળે યજ્ઞનો વિધિ બિનઉપયોગી થઈ પડયો છે અને આધ્યાત્મિક જ્ઞાન એ સૌથી વધારે અગત્યનુ ગણાવા મડાયુ છે.†

† ઉપનિષદોના સમયમા ક્ષત્રિયો અને વશ્યો, તેમ સ્ત્રીઓ પણ, બ્રહ્મસુફીની ચર્ચાઓમા ભાગ લેતી ધર્મની સભાઓ ભરાતી, અને રાજાઓ તરફથી કીમતી બક્ષીસો આપવામા આવતી(જુઓ **कौषीतकि–उपनिषद्**) અજાતશત્રુ નામના રાજાએ બાલાકિ નામના બ્રાહ્મણને આત્મવિદ્યાનો ઉપદેશ આપ્યો હતો **छान्दोग्योपनिषद्**મા અશ્વપતિ કૈકય નામના રાજાને ગુરુ તરીકે સ્થાપીને તેની પાસથી જ્ઞાન મેળવતા અનેક બ્રાહ્મણોને વર્ણવવામા આવ્યા છે કોસલના રાજા પ્રસેનજિત્ અને મગધના રાજા બિંબિસાર બુદ્ધનો સત્કાર કર્યો હતો તે પણ આજ સમયમા અશોક રાજાએ બૌદ્ધ ધર્મને આશ્રય આપ્યા ત્યાર પછી પણ કેટલાક ઉપનિષદો રચાયા હતા અને એ ઉપનિષદો ઉપર બુદ્ધના નવા ધર્મની અસર થઈ હતી એ વખતે બ્રાહ્મણો અને બૌદ્ધધર્મના અનુયાયીઓ એકબીજાને શત્રુ જેવા ન્હોતા ગણતા, પણ ષડ્દર્શનોના મતભેદ તરફ જેવી ઉદાર દૃષ્ટિ રાખવામા આવતી તેવીજ બૌદ્ધ-ધર્મ તરફ પણ ઉદાર દૃષ્ટિ રાખવામા આવતી

પરમાત્માના સ્વરૂપનો વિચાર એ સઘળા ઉપનિષદોનું મુખ્ય તત્ત્વ છે **ऋग्वेद**ના "**पुरुष**"માથી ધીરે ધીરે "**आत्मन्**"ના વિચારનો ઉદ્ભવ થયો, સૃષ્ટિના રચનાર "**प्रजापति**"માથી ભૂતમાત્રના આદિકારણ એવા નિર્ગુણ "**ब्रह्म**"નો વિચાર ઉત્પન્ન થયો એ ક્રમનુ છેવટમા છેવટનુ પગથિયુ તે આ ઉપનિષદોમા આપણે જોઈએ છિયે. **ऋग्वेद**મા "**आत्मन्**" એનો અર્થ "શ્વાસ" એટલોજ થાય છે, ઉદાહરણ તરીકે, વાયુને વરુણનો "**आत्मन्**" કહેવામા આવ્યો છે બ્રાહ્મણોમાજ એ શબ્દનો "જીવ" એવો અર્થ થયો એક ઠેકાણે, "**आत्मन्**" ઉપર જેઓનો આધાર ગણવામા આવ્યો છે તેવા "**प्राण**"ની દેવતા ઓની સાથે એકતા સ્થાપવામા આવી છે, અને એવી રીતે વિશ્વનો '**आत्मन्**" હોવાની કલ્પના ઉદ્ભવી છે **शतपथब्राह्मण**ના એક મોડા રચાયલા કાણ્ડમા (૧૦,૬,૩) આ **आत्मन्**નો વિચાર વધારે ખિલવવામા આવ્યો છે, અને એ **आत्मन्** "વિશ્વમા સર્વત્ર વ્યાપી રહ્યો છે" એવુ એના વિષે કહેવામા આવ્યુ છે **ऋग्वेद**મા "**ब्रह्म**" (નાન્યતર જાતિ) એનો અર્થ "પ્રાર્થના" અથવા 'ભક્તિ" એથી વિશેષ કઈ પણ થતો ન્હોતો પણ જૂનામા જૂના બ્રાહ્મણોમા પણ પ્રાર્થના, વિપ્ર, અને યજ્ઞમા પ્રકટ થતી "સાર્વત્રિક વિશુદ્ધિ'નો અર્થ એ શબ્દમા દાખલ થયલો આપણે જોઈએ છિયે ઉપનિષદોમા "પ્રકૃતિને સચેત કરનારૂ પવિત્ર તત્ત્વ" એવો એ શબ્દનો અર્થ થાય છે એ શબ્દનો પાછલો ઇતિહાસ લાંબો છે, અને હિન્દુસ્તાનના ધાર્મિક વિચારની ઉત્ક્રાન્તિનુ સઘળુ તત્ત્વ આ એક શબ્દના ઇતિહાસથીજ સૂચવાય છે '**आत्मन्**" અને "**ब्रह्म**" એ બેઉ શબ્દથી જે વિચારો દર્શાવાય છે તેને ઉપનિષદોમા સાધારણ રીતે એકજ ગણવામા આવ્યા છે પણ, ખરૂ જોતા, "**ब्रह्म**" એ વધારે પ્રાચીન શબ્દથી વિશ્વમા વ્યાપી રહેલા પરમ તત્ત્વનુ સૂચન થાય છે, અને "**आत्मन्**" એ શબ્દથી માનવીમા પ્રકટ થતા ચૈતન્યનુ ભાન કરાવાય છે, અને 'જ્ઞાત પરથી અજ્ઞાત પર જવુ' એ સિદ્ધાન્તને અનુસરીને "**आत्मन्**" એ વિશેષ જાણીતા તત્ત્વને "**ब्रह्म**" એ અજ્ઞાત તત્ત્વનો પરિચય કરાવવાના કામમા લેવામા આવ્યુ છે **बृहदारण्यक उपनिषद्**મા (૩, ૮, ૮ ને ૧૧, "**अक्षरम्**" એ નામથી "**आत्मन्**"નુ નીચે પ્રમાણે વર્ણન આપવામા આવ્યુ છે —

"अस्थूलमनण्वह्रस्वमदीर्घमलोहितमस्नेहमच्छायमतमोऽवाय्वना-

काशमसङ्गमरसमगन्धमचक्षुष्कमश्रोत्रमवागमनोऽतेजस्कमप्राणममुखम मात्रमनन्तरबाह्य न तदश्नाति किञ्चन नतदश्नाति कश्चन ॥....

अदृष्टं द्रष्टृश्रुत श्रोत्रमत मन्त्रविज्ञात विज्ञातृ नान्यदतोऽस्ति द्रष्टृ नान्यदतोऽस्ति श्रोतृ नान्यदतोऽस्ति मन्तृ नान्यदतोऽस्ति विज्ञात्रेतस्मिन्नु खल्वक्षरे गार्ग्याकाश ओतश्च प्रोतश्च ॥"

( એ સ્થૂલ નથી તેમ સૂક્ષ્મ નથી હ્રસ્વ નથી તેમ દીર્ઘ નથી, એ લોહી વગરનો છે, ચરબી વગરનો છે, છાયા વગરનો છે, અંધકાર વગરનો છે, વાયુ વગરનો છે, આકાશ વગરનો છે, કોઈના સંગમા લપટાઈ ન જાય એવો, કોઈથી સ્પર્શ ન કરી શકાય એવો છે, એ સ્વાદ વગરનો છે, ગધ વગરનો છે, એને આખ નથી, એને કાન નથી, એને વાણી નથી, એને મન નથી, એને તેજ નથી, એને પ્રાણ નથી, એને મુખ નથી, એને માપ નથી, એને અદર અને બહાર એવુ કઈ નથી એ કોઈ પણ ચીજનુ ભક્ષણ કરતો નથી, કોઈ એનુ ભક્ષણ કરતો નથી એને કોઈ જોતું નથી છતા એ સઘળુ જોય છે, એને કોઈ સાભળતું નથી છતા એ સઘળુ સાભળે છે, એના વિષે કોઈ મનન કરી શકતુ નથી, છતા એ સઘળાનો મનન કરનારો છે, એના વિષે કોઈને જ્ઞાન નથી, છતા એ સકળ વસ્તુનો વિજ્ઞાતા છે એના સિવાય બીજો કોઈ જોનારો નથી, એના સિવાય બીજો કોઈ સાભળનારો નથી, એના સિવાય બીજો કોઈ મનન કરનારો નથી, એના સિવાય બીજો કોઈ વિજ્ઞાતા નથી હે ગાર્ગી ! એ અવિનાશી સત્ત્વની અદર **आकाश** ઓતપ્રોત થઈને રહ્યુ છે )

આખી મનુષ્ય જાતિના તત્ત્વચિંતનના ઇતિહાસમા પરમ તત્ત્વનુ ગ્રહણ કરાયલુ અને તેના વિષે ઉદ્‌ઘોષ કરાયલો સૌથી પ્હેલો આ સ્થળે આપણે જોઈએ છિયે

"**आत्मन्**"ના સ્વરૂપ વિષે **काठक उपनिषद्**ના નીચલા શ્લોકોમા આ પ્રમાણેનુ કવિત્વભર્યું વર્ણન આપવામા આવ્યુ છે —

यतश्चोदेति सूर्य
अस्त यत्र च गच्छति ।

त देवा सर्वे अर्पिता -
स्तदु नात्येति कश्चन ॥

( જ્યાથી સૂર્યનો ઉદય થાય છે અને જ્યા આગળ સૂર્યનો અસ્ત થાય છે તેમા સઘળા દેવતાઓનો સમાવેશ થઈ જાય છે, તેની પેલી તરફ કોઈથી પણ જઈ શકાતું નથી )

न सदृशे तिष्ठति रूपमस्य
न चक्षुषा पश्यति कश्चनैनम् ।
हृदा मनीषा मनसाऽभिक्लृप्तो
य एतद्विदुरमृतास्ते भवन्ति ॥

( એનુ રૂપ કદી આખથી જોઈ શકાતું નથી, કોઈ પણ માણસ ચક્ષુ વડે એને જોઇ શકતો નથી, હૃદયથી, મનથી, બુદ્ધિથીજ એનુ ગ્રહણ થઈ શકે છે, એને જેઓ જાણે છે તે અમર બની જાય છે )

नैव वाचा न मनसा प्राप्तु शक्यो न चक्षुषा ।
अस्तीति ब्रुवतोऽन्यत्र कथ तदुपलभ्यते ॥

( વાણી વડે કે મન વડે કે ચક્ષુ વડે એની પ્રાપ્તિ કદી થઈ શકતી નથી, " એ છે " એવુ કહેવામા આવે તે સિવાય બીજી કઈ રીતે એનુ જ્ઞાન થઈ શકે ? )

ઉપનિષદોમા સ્રષ્ટા તરીકેનુ સ્થાન "**प्रजापति**"ને બદલે "**आत्मन्**"ને આપવામા આવ્યુ છે ઉદાહરણ તરીકે, **बृहदारण्यक**ના પ્રથમાધ્યાયના ચતુર્થ બ્રાહ્મણમા કહ્યુ છે કે શરૂઆતમા **आत्मा** અથવા **ब्रह्म** તેજ આ વિશ્વ હતું તેને એકલા બ્હીક લાગવા માડી અને કઈ ગમ્યુ નહીં તેને બીજા માણસની ઇચ્છા થઈ તે સ્ત્રી અને પુરુષ થયો તેનાથી આખી માનવ જાતની ઉત્પત્તિ થઈ પછી એજ રીતે નરજાતિના અને નારીજાતિના પશુઓની ઉત્પત્તિ તેણે કરવા માડી છેવટે પાણી, અગ્નિ, દેવતાઓ વગેરેને એણે ઉત્પન્ન કર્યા પછી ગ્રન્થકાર વધારે પ્રૌઢ શૈલીમા કહે છે કે —

"स एष इह प्रविष्ट आनखाग्रेभ्यो यथा क्षुर क्षुरधानेऽवहित' स्याद्विश्वभरो वा विश्वभरकुलाये त न पश्यन्त कृत्स्नो हि स प्राणन्नेव प्राणो नाम भवति वदन वाक् पश्यंश्चक्षु शृण्वन् श्रोत्र मन्वानो मनस्तान्यस्यैतानि कर्मनामान्येव स योऽत एकैकमुपास्ते न स वेद ।.... आत्मेत्येवोपासीत । अत्र ह्येते सर्व एक भवन्ति । "

[ તે ( आत्मन् ) અહીં નખના ટેરવા સુધી સર્વત્ર વ્યાપી રહેલો છે જેમ ખોખાની અદર મૂકાયલો અસ્ત્રો જણાતો નથી, જેમ અગ્નિને ઢાકી રાખવાના સ્થાનમા મૂકાયલો અગ્નિ જણાતો નથી તેમ એને કોઈ જોઈ શકતું નથી, કારણ કે એ આખો જોવામા આવતો નથી જ્યારે શ્વાસ લે છે ત્યારે એ પ્રાણ કહેવાય છે, જ્યારે બોલે છે ત્યારે એ વાક્ કહેવાય છે, જ્યારે જોય છે ત્યારે એ ચક્ષુ કહેવાય છે, જ્યારે સાભળે છે ત્યારે એ શ્રોત્ર કહેવાય છે, જ્યારે મનન કરે છે ત્યારે એ મન કહેવાય છે આ સવળા માત્ર એના કર્મના નામો છે આમાના ગમે તે અકેકની જે કોઈ પૂજા કરે છે તે ( યથાર્થ ) જ્ઞાન ધરાવતો નથી આત્મા તરીકેજ એની ઉપાસના કરવી જોઈએ, કારણ કે ( પ્રાણ વગેરે ) સર્વે એનામા એકઠા થાય છે ]

**श्वेताश्वतर**, જે એક મોડુ રચાયલુ **उपनिषद्** છે, તેના ચતુર્થાધ્યાયના ૧૦મા શ્લોકમા* " આ જગત્ તે માયા છે " એવો વિચાર, જે પાછલા સમયની વેદાન્ત ફિલસુફીનો મ્હોટામા મ્હોટો સિદ્ધાન્ત છે, તે પ્હેલીજ વાર સ્પષ્ટ રીતે મૂકાયલો આપણા જોવામા આવે છે જગત્ તે માયા છે અને **ब्रह्म** તે એ જગત્ની માયાને ઉત્પન્ન કરનારો જાદુગર ( **मायिन्** ) છે, એવુ એ શ્લોકમા કહેવામા આવ્યુ છે પણ આ વિચાર જૂનામા જૂના ઉપનિષદોની સાથે પણ જોડાયલો છે "અનુભવની વસ્તુઓ તે સત્ય વસ્તુઓની છાયા માત્ર છે " એવો પ્લેટોનો ઉપદેશ, અને " અનુભવની વસ્તુઓ તે જે ખરેખરી વસ્તુઓજ છે તેના દેખાવ માત્ર છે " એવો કૅન્ટનો ઉપદેશ, અને **उपनिषद्**ના આ વચનો એ ઉભયનુ તાત્પર્ય ખરેખર જોતા એકજ છે

* माया तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ।
तस्यावयवभूतैस्तु व्याप्त सर्वमिद जगत् ॥

**જીવાત્મા** અને **પરમાત્મા**નો અભેદ, એ ઉપનિષદોનો મ્હોટામાં મ્હોટો સિદ્ધાન્ત છે **છાન્દોગ્ય ઉપનિષદ્**ના છઠ્ઠા પ્રપાઠકના ૮ થી ૧૬ સુધીના ખડમા ફરી ફરીને ઉચ્ચારાયલુ એક વાક્ય છે તેમા એ સિદ્ધાન્ત ઘણોજ જુસ્સાદાર રીતે પ્રકટ કરવામા આવ્યો છે

"ऐतदात्म्यमिद सर्वं तत्सत्य स आत्मा तत्त्वमसि श्वेतकेतो ॥"

(આ સઘળુ **તેજ** છે, **તે સત્ય** છે, **તે આત્મા** છે, **તે તું છે,** ઓ શ્વેતકેતુ !)

"**तत्त्वमसि**" (તે તુ છે) એ પ્રખ્યાત શબ્દોમા ઉપનિષદોના સઘળા વચનોનો સાર આવી જાય છે

**बृहदारण्यक**મા એજ સિદ્ધાન્ત નીચે પ્રમાણે મૂકવામા આવ્યો છે –

"य एवं वेदाऽह ब्रह्मास्मीति स इद सर्वं भवति तस्य ह न देवाश्च नाभूत्या इशत आत्मा ह्येषा स भवति ॥"

("**अह ब्रह्मास्मि**"—હુ બ્રહ્મ છુ–એવુ જે જાણે છે તે આ સઘળુ બની જાય છે એને એમ થતો અટકાવવાની શક્તિ દેવતાઓમા પણ નથી. કારણ કે એ તેઓનો **आत्मा** છે)

આ અભેદ **शतपथब्राह्मण**મા પણ સ્વીકારવામા આવ્યો હતો જુઓ ૧૦,૬,૩ —

"यथा व्रीहिर्वा यवो वा श्यामाको वा श्यामाकतण्डुलो वैवमय-मन्तरान्त्मन् पुरुषो हिरणमय ।" વગેરે

(જેમ ચોખો કે જવ કે સામો ક સામાનો દાણો એમ આ હિરણ્યમય પુરુષ અન્તરાત્માને વિષે છે એ પુરુષનો આત્મા તેજ મ્હારો આત્મા છે, અહીંથી જઇશ એટલે હુ તે આત્માને પ્રાપ્ત કરીશ)

આ ઉપનિષદ્ગ્રન્થોમા પરમાત્માનુ ખરૂ સ્વરૂપ સમજવાને માટે સર્વત્ર ભારે ઘડમથલ ચાલી રહેલી જોવામા આવે છે, અને એ ઘડ-

મથલને પરિણામે કોઈ વાર એક રૂપક વાપરવામા આવ્યુ હોય તો કોઈ વાર બીજુ રૂપક વાપરવામા આવ્યુ હોય એવુ બન્યુ છે ઉદાહરણ તરીકે, **बृहदारण्यक उपनिषद्**મા, યાજ્ઞવલ્ક્ય ઋષિ સસાર છોડીને વનમા જવાની તૈયારી કરતા હોય છે તે વખતે એની સ્ત્રી મૈત્રેયી એને પ્રશ્ન કરે છે તેના જવાબમા એ કહે છે —

"स यथा सैन्धवखिल्य उदके प्रास्त उदकमेवानुविलीयेत नाहास्योद्ग्रहणायेव स्याद्यतो यत स्त्वाददीत लवणमेव, एव वा अर इद महद्भूतमनन्तमपार विज्ञानघन एवैतेभ्यो भूतेभ्य समुत्थाय तान्येवाऽनु विनश्यति न प्रेत्य सज्ञास्ति ॥"

( જેવી રીતે એક મીઠાનો ગાગડો પાણીમા નાખ્યો હોય તો તે પાણીમા ગળી જાય અને તેને પાછો બહાર કાઢી શકાય નહીં, પણ પાણી જ્યાથી ચાખો ત્યાથી ખારૂ ને ખારૂ લાગ્યા કરે તેવી રીતે આ મહા સત્ત્વ અનન્ત છે, અપાર છે, વિજ્ઞાનનોજ જથ્થો છે આ મૂળ તત્ત્વોમાથી બહાર નીકળીને એમા ને એમાજ એ પાછુ વિલીન થાય છે મરણ પછી ચૈતન્ય રહેતુ નથી )

કારણ કે, યાજ્ઞવલ્ક્યે આગળ સમજાવ્યુ છે તે પ્રમાણે, જે દ્વૈત ભાવ ઉપર ચૈતન્યનો આધાર રહે છે તે જતો રહ્યો એટલે ચૈતન્ય પણ જતુંજ રહેવુ જોઈએ *

એજ ઉપનિષદ્મા બીજે એક ઠેકાણે કહ્યુ છે કે —

"स यथोर्णनाभिस्तन्तुनोच्चरेत्, यथाग्ने क्षुद्रा विस्फुलिङ्गा व्यु-

---

* यत्र हि द्वैतमिव भवति तदितर इतर पश्यति तदितर इतर जिघ्रति तदितर इतर शृणोति तदितर इतरमभिवदति तदितर इतर विजानाति यत्र वा अस्य सर्वमात्मैवाभूत्तत्केन क जिघ्रेत्, तत्केन कं पश्येत्, तत्केन क शृणुयात्, तत्केन कमभिवदेत्, तत्केन क मन्वीत, तत्केन क विजानीयात्, येनेद सर्वं विजानाति त केन विजानीयात्। विज्ञातारमरे केन विजानीयादिति ।

चरन्ति, एवमेवास्मादात्मन सर्वे प्राणा' सर्वे लोका सर्वे देवा' सर्वाणि भूतानि व्युच्चरन्ति ॥"

(જેવી રીતે કરોળિયો પોતાના તંતુઓ વડે બહાર નીકળે છે, જેવી રીતે ન્હાના ન્હાના તનખાઓ અગ્નિમાંથી બહાર નીકળે છે, તેવી રીતે એ આત્મામાંથી સઘળા પ્રાણ, સઘળા લોક, સઘળા દેવતાઓ, સઘળા પ્રાણીઓ બહાર નીકળે છે)

વળી આ શ્લોક **मुण्डकोपनिषद्**માંનો છે—

यथा नद्य स्यन्दमाना समुद्रे
अस्त गच्छन्ति नामरूपे विहाय ।
तथा विद्वान्नामरूपाद्विमुक्त
परात्पर पुरुषमुपैति दिव्यम् ॥

(નદીઓ વહેતી વહેતી જેવી રીતે સમુદ્રમાં અદૃશ્ય થાય છે અને પોતાનાં નામ તથા રૂપ છોડી દે છે તેવી રીતે વિદ્વાન્ માણસ નામ તથા રૂપથી વિમુક્ત થઈને પરથી પણ પર એવા દિવ્ય પુરુષમાં લીન થઈ જાય છે)

**बृहदारण्यक**માં એક ઠેકાણે **યા**જ્ઞવલ્ક્ય આત્માને **"अतर्यामी"** તરીકે વર્ણવે છે—

"य सर्वेषु भूतेषु तिष्ठन् सर्वेभ्यो भूतेभ्योऽन्तर य सर्वाणि भूतान्यन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृत ॥"

(જે સર્વ પ્રાણીઓની અંદર રહે છે, જે સર્વ પ્રાણીઓથી જુદો છે, જે સર્વ પ્રાણીઓ ઉપર અંદરથી રાજ્ય ચલાવે છે, તે ત્હારો આત્મા છે, તે અંતર્યામી છે, તે અમૃત છે)

એજ ઉપનિષદમાં એક રસ પડે એવી વાતચીત આપી છે, તેમાં કાશીનો રાજા અજાતશત્રુ બાલાકિ ગાર્ગ્ય નામના બ્રાહ્મણને ઉપદેશ આપે છે કે સૂર્ય, ચન્દ્ર, વાયુ, અને બીજા કુદરતી દેખાવોમાં અથવા

( જાગ્રત્ ) **आत्मा**મા પણ જે **पुरुष** છે તે **ब्रह्म** નથી, પણ સ્વપ્નાવસ્થ આત્મા, જે સૃજનશીલ અને મનમા જે વખતે જેવુ રૂપ લેવાનુ ધારે તેવુ લઈ શકે એવો છે તે, અથવા તો પરમ દશામા, સુષુપ્તિ અવસ્થાનો આત્મા તેજ **ब्रह्म** છે, કારણ કે એ સુષુપ્તિ અવસ્થામા સઘળા બાહ્ય પદાર્થો અદૃશ્ય થઈ જાય છે. સઘળા પ્રકારના સંસારવ્યવહારમા સ્વપ્ના-વસ્થાની ભ્રમણાઓ સિવાય બીજુ કઈ પણ નથી, અને સસાર જે અવસ્થામા લુપ્ત થઈ જાય છે તેજ **ब्रह्म**ની પહેલી અને છેલ્લી અવસ્થા છે.

**छान्दोग्य उपनिषद्**ના આઠમા પ્રપાઠકના ૭ થી ૧૨ સુધીના ખડમા એવીજ મતલબની એક બીજી વાર્તા આપવામા આવી છે એ ઠેકાણે, **प्रजापति**ને ત્રણ કકડે આત્માના સ્વરૂપનો ઉપદેશ આપતા વર્ણવવામા આવ્યા છે પ્રથમ દર્પણમા અથવા પાણીમા જેનુ પ્રતિબિંબ પડે છે તે શરીરી આત્મા છે એવુ કહેવામા આવ્યુ છે, પછી જેને સ્વપ્ન આવે છે તે આત્મા છે એવુ કહેવામા આવ્યુ છે, અને છેવટે, જે સ્વપ્ન વગરની સુષુપ્તિમા છે તે આત્મા છે એવુ સમજાવવામા આવ્યુ છે

જનક રાજાની દરબારમા જે વખતે પડિતોના વાદવિવાદ ચાલતા હતા તે વખતે વિશ્વદેવતાવાદ( pantheism )ના વિચારો કેવા સાધારણ થઈ ગયા હતા તે જે ટબથી દરબારમા પ્રશ્નો પૂછવામા આવતા તે ટબ ઉપરથી જણાઈ આવે છે ઉદાહરણ તરીક, **बृहदारण्यक**મા બે જુદા જુદા ઋષિઓ એક પછી એક **या**જ્ઞવલ્ક્યને તેના તેજ શબ્દોમા પૂછે છે કે —

"यत्साक्षादपरोक्षाद्ब्रह्म य आत्मा सर्वान्तर त मे व्याचक्ष्व"।

( જે પ્રકટ છે અને જે છુપાયલુ નથી, જે સર્વની અદર રહેનારો આત્મા છે તે બ્રહ્મનુ સ્વરૂપ હમને સમજાવો )

યથાર્થ જ્ઞાન વડે જીવ અને બ્રહ્મનુ ઐક્ય થતા પરમ આનન્દની પ્રાપ્તિ થાય છે એ સિદ્ધાન્તની સાથેજ જોડાયલો બીજો સિદ્ધાન્ત પુનર્જન્મ અથવા **ससार**નો હતો જૂનામા જૂના ઉપનિષદોમા પણ એ સિદ્ધાન્ત સપૂર્ણ વિકાસ પામેલો જોવામા આવે છે, **बौद्ध** ધર્મનો ઉદય થયો ત્યાર સુધીમા એ સિદ્ધાન્ત દૃઢ સ્થાપિત થયો હોવો જોઈએ, કારણ કે બુદ્ધે પોતે વગર પ્રશ્ને એ સિદ્ધાન્ત સ્વીકાર્યો હતો. **शतपथब्राह्मण**મા

એ સિદ્ધાન્તનું પ્રાથમિક સ્વરૂપ આપણા જોવામાં આવે છે એ ગ્રન્થમા, મૃત્યુ પછીનો જન્મ અને ફરી ફરીને આવતું મૃત્યુ એ વિચારની સાથે પાપપુણ્યના બદલાનો વિચાર પણ જોડાયલો આપણે જોઈએ છિયે ઉદાહરણ તરીકે, એ ગ્રન્થમા કહેવામા આવ્યુ છે કે જેઓએ યથાર્થ જ્ઞાન મેળવ્યુ છે અને જેઓ અમુક યજ્ઞ કરે છે તે મૃત્યુ પછી અમરત્વની પ્રાપ્તિને માટેજ જન્મ લે છે, પણ જેઓને યથાર્થ જ્ઞાન મળ્યુ નથી અને જેઓ એ યજ્ઞ કરતા નથી તેઓ મૃત્યુનો ભક્ષ થઈને ફરી ફરીને જન્મ લયા કરે છે અહીં જે વિચાર દર્શાવવામા આવ્યો છે તેમા "બીજી દુનિયામા ફરી ફરીને જન્મ તથા મરણની પ્રાપ્તિ થાય છે" એવા ખ્યાલ કરતા વધારે આગળ જવામા આવ્યુ નથી "આ દુનિયામાજ પુનર્જન્મ થાય છે" એવા સિદ્ધાન્ત રૂપે એ વિચાર પ્રકટ થયલો સૌથી પહેલો ઉપનિષદોમાજ જોવામા આવે છે વળી, **बृहदारण्यक**મા **कर्म**ના સિદ્ધાન્તની શરૂઆત થયલી પણ આપણે જોઈએ છિયે નવો જન્મ કેવી રીતનો થાય તેનો આધાર માણસના પોતાના "કર્મ" ઉપરજ રહે છે એવી આ "**कर्म**"ના સિદ્ધાન્તની મતલબ છે **बृहदारण्यक**મા એવુ કહેવામા આવ્યુ છે કે માણસનુ શરીર જ્યારે પચ મહાભૂતમા ભળી જાય છે ત્યારે જે **कर्म** વડે માણસ સારો કે નઠારો થાય છે તે **कर्म** સિવાય બીજુ કઈ પણ એનુ રહેતું નથી **बौद्ध** ધર્મમા આત્માનુ અસ્તિત્વ બીલકુલ સ્વીકારવામા આવ્યુ નથી, પણ મરણ પછી મનુષ્યના "**कर्म**" ટકી રહે છે અને તે "**कर्म**" એ મનુષ્યના નવા જન્મના નિર્ણાયક બને છે એ વાત કબૂલ રાખવામા આવી છે ખરેખર, આ "**कर्म**"નો સિદ્ધાન્ત એજ બુદ્ધના ઉપદેશનો પાયો છે

**पुनर्जन्म**નો વેદના સમયથી ઉતરી આવેલો સૌથી વધારે અગત્યનો અને સૌથી વધારે સવિસ્તર અહેવાલ આપણને **छान्दोग्य उपनिषद्**-માથી મળી આવે છે એ ઉપનિષદ્મા કહ્યું છે કે વિદ્યા અને શ્રદ્ધાથી સંપન્ન થયલો અરણ્યનિવાસી યોગી મૃત્યુ પછી **देवयान** અથવા "દેવતાઓના પથ"મા પ્રવેશ કરે છે અને આખરે **ब्रह्म**મા લીન થઈ જાય છે, ત્યારે યજ્ઞ અને પુણ્ય કર્મો કરનારો ગૃહસ્થ **पितृयाण** અથવા "પિતૃઓના પથ"થી ચન્દ્ર પાસે જાય છે, અને પોતાના કર્મ ક્ષીણ થાય, એ કર્મોનુ ફળ પૂરૂ મળી રહે ત્યા સુધી એ ત્યા આગળ રહે છે. પછી એ પૃથ્વી ઉપર પાછો આવે છે, અને પ્રથમ છોડવા તરીકેનો અને પછી

ત્રણ ઉંચામાં ઉંચી વર્ણમાંથી ગમે તે એકમા માણસ તરીકેનો જન્મ લે છે. અહીં, "પાપપુણ્યનો બદલો બે પ્રકારનો મળે છે" એવુ આપણા જોવામા આવે છે: પ્રથમ બીજી દુનિયામા, અને પછી આ દુનિયામા જન્મ પામીને. કર્મનુ ફળ બીજી દુનિયામા મળે છે એવો વિચાર વેદની પ્રાચીન સમયની જે માન્યતા હતી તેમાથી ઉતરી આવેલો છે નઠારા કર્મો કરનારાઓને ચાડાલ, કૂતરા, અથવા ડુક્કરનો જન્મ પ્રાપ્ત થાય છે **पुनर्जन्म** વિષેનુ **बृहदारण्यक**નું કથન પણ એવીજ રીતનુ છે (૬,૨, ૧૫-૧૬) એ ઉપનિષદ્‌મા કહ્યું છે કે જેઓ યથાર્થ જ્ઞાનવાળા અને શ્રદ્ધા રાખનારા છે તે દેવલોક અને સૂર્ય આગળ થઈને બ્રહ્મલોકમા જાય છે અને ત્યાથી તે પાછા આવતા નથી, જેઓ યજ્ઞ અને સત્કર્મો કરે છે તેઓ પિતૃલોકમા થઈને ચન્દ્ર આગળ જાય છે, અને ત્યાથી પાછા માણસ તરીકે પૃથ્વી ઉપર અવતરે છે આ બેમાથી એકે પથ જેઓ પ્રાપ્ત કરી શકતા નથી એવા બીજા માણસો પશુ, પક્ષી, અથવા સર્પ તરીકેના જન્મ લે છે

**कौषीतकि उपनिषद्**નો વિચાર કંઈક જુદી રીતનો છે એ ઉપનિષદ્ પ્રમાણે, મૃત્યુ પછી સર્વે ચન્દ્ર આગળ જાય છે, અને ત્યાથી કેટલાક "પિતૃયાણ"થી બ્રહ્મને પ્રાપ્ત કરે છે, અને બાકીનાઓ પોતપોતાના કર્મ પ્રમાણે તથા પોતપોતાના જ્ઞાન પ્રમાણે પૃથ્વી ઉપર મનુષ્યથી તે કીટ સુધીના જુદા જુદા જીવનમાથી ગમે તે એક પ્રકારનુ જીવન પ્રાપ્ત કરે છે

**काठक उपनिषद्** એ સૌથી વધારે ધ્યાન ખેંચે એવા અને સૌથી વધારે સુન્દર ઉપનિષદોમાનુ એક છે એમા મૃત્યુ પછીના જીવન વિષેનો પ્રશ્ન એક દંતકથાના રૂપમા મૂકવામા આવ્યો છે **नाचिकेतस्** એ નામનો જુવાન બ્રાહ્મણ યમના રાજ્યમા જાય છે, ત્યા આગળ યમ એને ગમે તે ત્રણ વરદાન માગી લેવાનુ કહે છે ત્રીજા વરદાનમા "મૃત્યુ પછી માણસ રહે છે ખરો કે નહીં?" એ પ્રશ્નનો ઉત્તર એ માગી લે છે મૃત્યુ એને કહે છે કે "દેવતાઓ પણ આ વિષે સશયમા પડી ગયા છે આ વિષય ઘણો સૂક્ષ્મ છે, તું કોઈ બીજુ વરદાન માગી લે" —

देवैरत्रापि विचिकित्सित पुरा
नहि सुज्ञेयमणुरेष धर्म ।

अन्य वर नचिकेतो वृणीष्व
मा मोपरोत्सीरति मा सृजैनम् ॥

( દેવતાઓ પણ આ વિષયમા શંકાશીલ બની ગયા છે, એ વિષય બારીક છે, એ વિષય સ્હેલાઈથી સમજાય એવો નથી હે નચિકેતસ્ ! તું કોઈ બીજુ વરદાન માગી લે, આ વરદાનને માટે મ્હને તું આગ્રહ કરીશ નહીં, આ વરદાનની માગણીમાથી મ્હને તુ છૂટો કર)

નચિકેતસ્‌ને પૃથ્વી ઉપરનો સઘળો વૈભવ તથા જાતજાતની સપત્તિ આપવાનુ કહીને આ પ્રશ્ન ઉડાવવાના યમના સઘળા પ્રયત્ન નિષ્ફળ જાય છે પછી આખરે યમ એના આગ્રહને આધીન થાય છે, અને આ વિષયનુ રહસ્ય એની આગળ પ્રકટ કરે છે એ સમજાવે છે કે જીવન અને મરણ એ બેઉ મનુષ્યની ઉત્ક્રાન્તિનાજ જુદા જુદા પ્રકાર છે "જીવાત્મા અને પરમાત્મા બેઉ એકજ છે" એ યથાર્થ જ્ઞાન જેણે પ્રાપ્ત કર્યું હોય તેને મૃત્યુ કદી લાગી શકતુ નથી —

यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिता ।
अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते ॥

( માણસના હૃદયમા રહેનારી સઘળી કામનાઓ જ્યારે જતી રહે છે ત્યારે મર્ત્ય માનવી તે અમર બને છે, તે વખતે બ્રહ્મની પ્રાપ્તિ એને થાય છે )

પરમ જ્ઞાનના કરતા આ પૃથ્વીના ગુપ્તવૈભવને એ વધારે પસદ કરે એવા હેતુથી નચિકેતસ્‌ને લલચાવવામા આવ્યો એ વાત ઉપરથી માર અથવા મૃત્યુએ બુદ્ધને લલચાવવાના પ્રયત્ન કર્યાની જે આખ્યા-યિકા છે તેની ઉત્પત્તિ થઈ હોય એ ઘણુ સભવિત છે નચિકેતસ્ અને બુદ્ધ બેઉ લાલચની સ્હામે ટકી રહીને અંતે જ્ઞાનની પ્રાપ્તિ કરે છે

અલબત્ત, સઘળા ઉપનિષદો મળીને અથવા એકેક ઉપનિષદ્‌માથી વિશ્વ વિષે તર્કશાસ્ત્રની પદ્ધતિ પ્રમાણે સારી રીતે ખિલવવામા આવેલા, સંપૂર્ણતાવાળા, અને અસંગતિ વિનાના ચોક્કસ વિચારો નીકળી આવેછે એવુ માનવાનુ કંઈ કારણ નથી. અડધા કવિત્વમય, અડધા ફિલસુફીમય

વિચારો, આધ્યાત્મિક પ્રશ્નો વિષેના કામચલાઉ સંવાદો અને ચર્ચાઓનું મિશ્રણ આ ઉપનિષદોમા આપણે જોઈએ છિયે એ વિચારોને સુવ્યવસ્થિત સ્વરૂપ તો વેદાન્તની ફિલસુફી વડે પાછલા સમયમાજ મળ્યું એ ઉપનિષદોમાથી જે સૌથી વધારે પ્રાચીન છે તેને આશરે ઇ સ પૂર્વે ૬૦૦ કરતા વધારે મોડુ રચાયલુ ભાગ્યેજ ગણી શકાશે, કારણ કે એ ઉપનિષદોમા પ્હેલીજ વાર જોવામા આવતા કેટલાક અગત્યના સિદ્ધાન્તો **બૌદ્ધ** ધર્મની શરૂઆત પ્હેલા જાણીતા હોવાજ જોઈએ એમ **બૌદ્ધ** ધર્મના ઇતિહાસ ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે આન્તર પ્રમાણોને આધારે ઉપનિષદોના તારીખ પ્રમાણેના ચાર વિભાગ પાડી શકાય જૂનામા જૂના ઉપનિષદોને તારીખ પ્રમાણે **बृहदारण्यक**, **छान्दोग्य**, **तैत्तिरीय**, **ऐतरेय**, અને **कौषीतकि**, એ પ્રમાણે ગોઠવી શકાય એ ઉપનિષદો ગદ્યમા રચાયલા છે, અને એ ગદ્યની શૈલી હજી **બ્રાહ્મણો**ના જેવી કઠણી રહેલી જણાય છે **केन** એ અડધુ ગદ્યમા અને અડધુ પદ્યમા રચાયલુ છે અને એ વચલુ સ્થાન રોકે છે તેને મૂકીને આપણે **काठक**, **ईश**, **श्वेताश्वतर**, **मुण्डक**, અને **महानारायण**, એ ઉપનિષદો આગળ આવી પ્હોચીએ છિયે એ ઉપનિષદો મોડા લખાયલા છે એવુ સ્પષ્ટ માલમ પડી આવે છે એ ઉપનિષદો પદ્યમા રચાયલા છે, અને એ ગ્રન્થોમા ઉપનિષદ્નો સિદ્ધાન્ત હવે વિકાસ પામતો જતો આપણા જોવામા આવતો નથી, પણ એ એકની એકજ સ્થિતિમા નિશ્ચલ રહ્યો હોય એવુ આપણે જોઈએ છિયે સાહિત્યની દૃષ્ટિએ જોતા, આ ઉપનિષદો વધારે રમણીય લાગે એવા છે વિશેષ પ્રાચીન સમયના ઉપનિષદો પણ તેની અદર રહેલા આનન્દ, ઉત્સાહ અને આડબરહીનતાને લીધે વિલક્ષણ સૌન્દર્યવાળા જણાય છે, અને તેની ભાષા પણ ઘણી વાર બહુજ છટાદાર લાગે છે ઉપનિષદોના ત્રીજા વર્ગમા **प्रश्न**, **मैत्रायणीय**, અને **माण्डूक्य** એ ગ્રન્થોનો સમાવેશ થાય છે. એ ગ્રન્થો પાછા ગદ્યમા રચાયલા છે, પણ એ ગદ્યની શૈલી પ્હેલા વર્ગના જેવી જૂની નથી, અને સંસ્કૃત સમયના ગ્રન્થોની સાથે એ શૈલી મળતી આવે છે. ચોથા વર્ગમા પાછલા સમયના **અથર્વ**ના ઉપનિષદોનો સમાવેશ થાય છે એ ઉપનિષદોમાથી કેટલાક ગદ્યમા અને બાકીના પદ્યમા રચાયલા છે

ટૂકામા ટૂકા ઉપનિષદોમાનુ એક **ऐतरेय उपनिषद्** છે અષ્ટપત્રી કદની ચોપડીના આશરે ચારજ પાના ભરાય એટલો એનો વિસ્તાર

છે એ ઉપનિષદ્‌ના ત્રણ અધ્યાય છે પ્હેલા અધ્યાયમા જગતની ઉત્પત્તિ **आत्मन्**( અથવા “ **ब्रह्म** ”)થી થયલી કહેવામા આવી છે, અને માણસને એ “ **आत्मन्** ”નો સૌથી ઉંચામા ઉંચો આવિર્ભાવ ગણવામા આવ્યો છે એ અધ્યાય **ऋग्वेद्**ના **पुरुषसूक्त**નો આધાર લઈને રચાયો છે, પણ ઉપનિષદ્‌મા, મૂળ **पुरुष**ને **આ**ત્માએ પોતાના સર્જેલા પાણીમાથી ઉત્પન્ન કર્યો એવુ વર્ણન આપવામા આવ્યુ છે (**स अद्भ्य एव पुरुषं समुद्धृत्यामूर्च्छयत्॥** ) આ અધ્યાયમા **पुरुष**શરીરના ત્રણ સ્થાનમા **आत्मा**નો નિવાસ ગણવામા આવ્યો છે ઇન્દ્રિયો, મન, અને હૃદય આ ત્રણ સ્થાન તે ક્રમશ જાગ્રત્ અવસ્થા, સ્વપ્નાવસ્થા, અને સુષુપ્તિ એ ત્રણને મળતા આવે છે બીજા અધ્યાયમા, **આ**ત્માના ત્રણ પ્રકારના જન્મ વિષે કથન કરવામા આવ્યુ છે મોક્ષ એ સંસારનો હેતુ છે, અને સ્વર્ગલોકની અમરતા એનુ નામજ મોક્ષ છે એવુ આ અધ્યાયમા સૂચવવામા આવ્યુ છે છેલ્લો અધ્યાય **આ**ત્માના સ્વરૂપ વિષેનો છે તેમા કહ્યુ છે કે “ ચેતન (**प्रज्ञा**) તેજ **ब्रह्म** છે ”

**कौषीतकि उपनिषद्**નો ગ્રન્થ વિશેષ વિસ્તારવાળો છે એ **उपनिषद्**ના ચાર અધ્યાય છે પ્હેલા અધ્યાયમા, મૃત્યુ પછીની સ્થિતિ વિષે વિવેચન કરવામા આવ્યુ છે તેમા જે બે માર્ગથી આત્માઓનુ પ્રયાણ થાય છે તે માર્ગ પણ દર્શાવવામા આવ્યા છે, બીજા અધ્યાયમા, **આ**ત્માનુ સૂચન કરનાર તરીકે **प्राण** વિષે કહેવામા આવ્યુ છે છેલ્લા બે અધ્યાયમા **ब्रह्म**ના સિદ્ધાન્ત વિષે વિવેચન કરવામા આવ્યુ છે, તેનીજ સાથે સુખદુખના વિષયોનો આધાર ઇન્દ્રિયો ઉપર છે અને ઇન્દ્રિયોનો આધાર **प्राण** ( ચેતનની અપેક્ષા વગરનુ જીવન ) અને **प्रज्ञात्मा** (ચેતનની અપેક્ષાવાળુ જીવન ) એના ઉપર છે તે વિષે પણ વિવેચન કરવામા આવ્યુ છે આ વિવેચનને પરિણામે જણાવવામા આવ્યુ છે કે પરમ જ્ઞાનની પ્રાપ્તિ એ જેઓનો ઉદ્દેશ હોય તેઓએ વિષયો અથવા વિષયનુ ગ્રહણ કરનાર ઇન્દ્રિયો વિષે તપાસ કરવાની છોડીને જ્ઞાન અને કર્મ એ બેઉ જેને અવલબીને રહે છે તે તત્ત્વનીજ તપાસ કરવી જોઈએ. એ તત્ત્વને આ સ્થળે પરમ દેવતા તરીકે, અને તેનીજ સાથે આપણી અંદર વસનારા **આ**ત્મા તરીકે ઘણા જુસ્સા સાથે વર્ણવવામા આવ્યુ છે.

**ऋग्वेद्**ના ઉપનિષદો જેવી રીતે **उक्थ** અથવા “ **होता** ” એ

નામના વિપ્રને બોલવાના સૂક્તથી શરૂઆત કરે છે તેવી રીતે **સામવેદ**ના ઉપનિષદો **સામ**થી શરૂઆત કરે છે, અને પછી રૂપકની કલ્પના વડે **આત્મા** અથવા **બ્રહ્મ**ના જ્ઞાન સુધી આપણને લઈ જાય છે એ ઉપનિષદોનું આધારભૂત તત્ત્વ એકજ છે, અને વળી એ તત્ત્વ સમ્બન્ધી વિવેચન પણ મ્હોટે ભાગે એકસરખુ કરવામા આવ્યુ છે તે ઉપરથી એવા નિર્ણય ઉપર આપણે આવી શકીએ છિયે કે વેદની જુદી જુદી શાખાના માણસોને મુખપરપરાથી ઉતરી આવેલા કેટલાક વચનોનુ એકસરખુ જ્ઞાન હતુ, અને એ વચનો ઉપરથી તેઓએ પોતપોતાની રીત પ્રમાણે ઉપનિષદો નામના જુદા જુદા ગ્રન્થો રચ્યા

આ પ્રમાણે **छान्दोग्य उपनिषद्**, જેનુ મહત્ત્વ **बृहदारण्यक**ના જેટલુજ છે અને જેનો વિસ્તાર **बृहदारण्यक**ના કરતા સ્હેજજ ઓછો હશે, તે **बृहदारण्यक**ની પેઠે મુખપરપરા ચાલતી આવેલી અને ચોક્કસ સ્વરૂપમા ન ગોઠવાયલી વાતોના સગ્રહનુજ બનેલુ છે એવુ એ ગ્રન્થ ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે એ ગ્રન્થ આઠ પ્રપાઠકનો બનેલો છે, તેમાનો દરેક પ્રપાઠક એક સ્વતત્ર અને સપૂર્ણ રચના જેવોજ છે, અને તે દરેક પ્રપાઠકની પાછળ જે વધારાના પરિશિષ્ટ ખડા આપ્યા છે તેમાના ઘણા મુખ્ય વિષયની સાથે ન્હેજસાજજ સમ્બન્ધ ધરાવે છે.

પ્હેલા બે પ્રપાઠકમા **साम** અને તેનો મુખ્ય વિભાગ, **उद्गीथ** ("મ્હોટે અવાજે ગાવાનુ ગાયન"), તેના ગૂઢ અર્થ સમજાવવામા આવ્યા છે બીજા પ્રપાઠકના એક પરિશિષ્ટમા અન્ય વિષયોની સાથે **ॐ** એ અક્ષરની ઉત્પત્તિ વિષે, અને ધાર્મિક જીવનની બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, અને વાનપ્રસ્થ, એ ત્રણ અવસ્થા (જેની સાથે પાછલા સમયમા સન્યાસની ચોથી અવસ્થા ઉમેરવામા આવી હતી) તે વિષે વિવેચન કરવામા આવ્યુ છે વિશ્વના સૂર્ય તરીકે **ब्रह्म** વિષેના વિચાર, અને આકાશમા દેખાતા સૂર્યનારાયણ તે એ **ब्रह्म**નોજ આવિર્ભાવ છે એવી બુદ્ધિ એ ત્રીજા પ્રપાઠકનો મુખ્ય વિષય છે. વળી એજ પ્રપાઠકમા અનન્ત **ब्रह्म**ને માનવીના હૃદયમા અખિલ અને અખડ રહીને નિવાસ કરતુ વર્ણવવામા આવ્યુ છે પછી **ब्रह्म**ની પ્રાપ્તિનો માર્ગ કયો છે તે દર્શાવવામા આવ્યુ છે, અને **ब्रह्म** અને **आत्मा**ના ઐક્યનો મ્હોટો સિદ્ધાન્ત પ્રકટ કરવામા આવ્યો છે. એ પ્રપાઠકના છેવટના ભાગમા એક દતકથા

આપી છે, તે સૃષ્ટિની ઉત્પત્તિ વિષેના **ऋग्वेद**ના વિચારો અને **मनुस्मृति**ના વિચારો એ બેને જોડનારી સાકળની ગરજ સારે છે ચોથા પ્રપાઠકમા વાયુ, પ્રાણ અને બ્રહ્મની સાથે સમ્બન્ધ ધરાવનારા બીજા બનાવો વિષે ચર્ચા કરવામા આવી છે, અને તે ઉપરાત, મરણ પછી **ब्रह्म** તરફ આત્માની ગતિ કેવી રીતે થાય છે તે પણ દર્શાવવામા આવ્યુ છે

**छान्दोग्य**ના પાચમા પ્રપાઠકનો પ્રથમાર્ધ અને **बृहदारण्यक**ના છઠ્ઠા અધ્યાયનો શરૂઆતનો ભાગ એ બેઉ લગભગ એકસરખાજ છે આ પ્રપાઠકમા **पुनर्जन्म**નો સિદ્ધાન્ત આપવામા આવ્યો છે તેને લીધે એ પ્રપાઠક આપણુ ખાસ લક્ષ ખેંચે એવો થઈ પડયો છે એ પ્રપાઠકના દ્વિતીયાર્ધમા "આ વિવિધતાભરેલું જગત્ મિથ્યા છે" એવો સિદ્ધાન્ત પ્રતિપાદન કરવામા આવ્યો છે એ સિદ્ધાન્તનુ કથન સૌથી પ્હેલીજ વારનુ આ સ્થળે કરવામા આવ્યુ છે તે કારણથી પાચમા પ્રપાઠકનો આ દ્વિતીયાર્ધ અગત્યનો થઈ પડયો છે **सत्**ને ઇચ્છા થવાથી પોતાનામાથીજ ત્રણ મૂળ તત્ત્વો—તેજ, પાણી, અને અન્નને–એણે ઉત્પન્ન કર્યાં (પાછલા સમયમા આકાશ, વાયુ, અગ્નિ, પાણી, અને પૃથ્વી, એ પ્રમાણે એ તત્ત્વોની સખ્યા પાચની થઈ હતી) **जीवात्मा** તરીકે એણે આ તત્ત્વોમા પ્રવેશ કર્યો, અને એ તત્ત્વોના અમુક અમુક અંશોની મેળવણીઓ, જેને "**त्रिवृत्करण**" એવુ નામ આપવામા આવ્યુ છે, તે થવાથી જુદા જુદા **विकार**નો પ્રાદુર્ભાવ થયો પણ એ વિકારો એ નામમાત્ર છે **सत्** એજ એકલી સાચી વસ્તુ છે, એજ આત્મા છે "તુ તે છે" (**तत्त्वमसि**) સાતમા પ્રપાઠકમા બ્રહ્મની ઉપાસનાના "**नामन्**"થી શરૂ કરીને ચઢતા ચઢતા "**भूमन्**," જે સર્વસ્વ છે અને જે આપણી અદરનો આત્મા છે, તે સુધીના ૧૬ પ્રકાર ગણાવ્યા છે. છેલ્લા પ્રપાઠકના પ્રથમાર્ધમા હૃદયની અદર અને વિશ્વની અદર જે આત્મા છે તેના વિષે અને તેને પ્રાપ્ત કરવાના સાધન વિષે ચર્ચા કરવામા આવી છે. એ પ્રપાઠકના છેવટના ભાગમા ખરા આત્મા અને ખોટા આત્માનો ભેદ પાડવામા આવ્યો છે, અને સ્થૂલ શરીરમા, સ્વપ્નાવસ્થામા, અને સુષુપ્તિમા એની જે ત્રણ સ્થિતિ જણાય છે તેના ઉપરથી એ ભેદ સમજાવવામા આવ્યો છે છેલ્લી સ્થિતિમા, વિષય અને વિષયી એ ભેદને માટે અવકાશજ રહેતો નથી, અને સાચા આત્માની એજ સ્થિતિ હોય છે

વળી **सामवेद**નુ એક બીજુ પણ ઉપનિષદ્ છે તે ઘણુ ટૂકુ છે.

એ ઉપનિષદ્ જે શાખાની સાથે જોડાયલુ હતું તેના ઉપરથી લાબા વખત સુધી "**तलवकार उपनिषद्**" એ નામથી એ ઓળખાતું હતુ, પણ પાછળથી એ શાખાની સાથેનો એનો સમ્બન્ધ ટળી ગયો ત્યાર પછી એના શરૂઆતના શબ્દ ઉપરથી એને "**केन**" એવુ નામ મળ્યુ એ ઉપનિષદ્ના બે વિભાગ છે તેમાનો બીજો વિભાગ ગદ્યમા રચાયલો છે અને તે ઘણો વધારે પ્રાચીન છે એ વિભાગમા બ્રહ્મની સાથેનો વેદના દેવતાઓનો સમ્બન્ધ વર્ણવવામા આવ્યો છે અને એ દેવતાઓની સત્તા બ્રહ્મને લીધે છે, બ્રહ્મ ઉપરજ એ દેવતાઓનો સઘળો આધાર છે એવુ કહેવામા આવ્યુ છે એ ઉપનિષદ્નો પ્હેલો વિભાગ પદ્યમા રચાયલો છે, અને જે સમયે વેદાન્તનો સિદ્ધાન્ત સપૂર્ણ વિકાસ પામી ચૂક્યો હતો તે સમયે એ વિભાગ અસ્તિત્વમા આવ્યો એમ જણાય છે એ વિભાગમા **सगुण ब्रह्म**, જે ઉપાસનાનો વિષય છે, અને **निर्गुण ब्रह्म**, જે અજ્ઞેય છે, તેનો ભેદ સમજાવવામા આવ્યો છે—

"न तत्र चक्षुर्गच्छति न वाग्गच्छति नो मनो न विद्मो न विजानीमो यथैतदनुशिष्यात् ॥"

(**ત્યાં** આખ પ્હોચી શકતી નથી, **ત્યા** વાણી જઈ શકતી નથી, **ત્યા** વિચાર દોડી શકતા નથી આપણે એને જોઈ શકતા નથી, કોઈ એના વિષે આપણને કેવી રીતે જ્ઞાન આપી શકે તે આપણ સમજી શકતા નથી)

**कृष्णयजुर्वेद**ના જુદા જુદા ઉપનિષદો સઘળા મોડા લખાયલા હોય એવુ જણાય છે. **मैत्रायण उपनिषद्**નો ગ્રન્થ કંઈક મ્હોટો છે અને તે ગદ્યમા લખાયલો છે વચમા વચમા કોઈ કોઈ શ્લોકો પણ આવે છે એના સાત પ્રપાઠક છે, તેમાનો સાતમો પ્રપાઠક અને છઠ્ઠા પ્રપાઠકના છેલ્લા આઠ ખડ મળીને ગ્રન્થનો પરિશિષ્ટ ભાગ થાય છે જોડણી અને મધુર શબ્દોને લગતા મૈત્રાયણ શાખાના ખાસ લક્ષણો આ ઉપનિષદ્મા જળવાઈ રહ્યા છે, તેથી એ ઉપનિષદ્ પ્રાચીન હોય એવુ જણાય છે પણ બીજા ઉપનિષદોમાથી અનેક ઉતારાઓ એ ઉપનિષદ્મા આપ્યા છે તે ઉપરથી, કેટલાક પાછલા સમયના શબ્દો એ ઉપનિષદ્મા જોવામા આવે છે તે ઉપરથી, સપૂર્ણ વિકાસ પામેલો **સાંખ્ય** સિદ્ધાન્ત એ ઉપનિષદ્ પ્હેલા અસ્તિત્વ ધરાવતો હોવો જોઈએ એવુ એ ઉપનિષદ્ની

અદરના વચનોથી માલમ પડે છે તે ઉપરથી, વેદ વિરુદ્ધના નાસ્તિક મપ્રદાયો વિષે એ ઉપનિષદ્‌મા સ્પષ્ટ સૂચનો કરવામા આવ્યા છે તે ઉપરથી, એ ઉપનિષદ્ મોડુ રચાયલુ હોવુ જોઈએ એ વિષે કઈ પણ સંશય રહેતો નથી ખરેખર, **સાંખ્ય** દર્શનમાથી અને **બૌદ્ધ** ધર્મમાથી લીધેલા વિચારોની સાથે મેળવણી કરીને ઉપનિષદ્‌ના જૂના સિદ્ધાન્તોને આ સ્થળે આપણી આગળ મક્ષેપમા મૂકવામા આવ્યા હોય એવુ આપણને લાગે છે એ ગ્રન્થના મુખ્ય વિભાગમા આત્માના સ્વરૂપ વિષે સમજુતી આપવામા આવી છે "**बृहद्रथ**" એ નામનો ઇક્ષ્વાકુ વશનો રાજા (જે ઘણુ કરીને **रामायण**મા એજ નામનો રાજા વર્ણવવામા આવ્યો છે તેજ હશે) તે પૃથ્વી ઉપરના જીવનની દુ ખમયતા અને ક્ષણિકતા વિષે વિવેચન કરે છે તે વખતે તેને આત્માના સ્વરૂપ વિષેનુ જ્ઞાન આપવામા આવે છે પ્રાચીન ઉપનિષદોમા કોઈ પણ સ્થળે દુ ખ-વાદ બીલકુલ પ્રકટ નથી થયો એવુ કઈ નથી, તોપણ આ ઉપનિષદ્‌મા એ દુ ખવાદ વધારે ઉત્કટ સ્વરૂપમા આપણે જોઈએ છિયે, તેનુ કારણ નિ.સશય એજ છે કે **સાંખ્ય** અને **બૌદ્ધ** દર્શનની અસર આ ઉપનિષદ્‌ના રચનાર ઉપર થયલી છે

એ ઉપનિષદ્‌મા આત્માનુ સ્વરૂપ એ વિષયની ચર્ચા ત્રણ પ્રશ્નના રૂપમા કરવામા આવી છે પહેલો પ્રશ્ન એ છે કે "આત્મા શરીરમા કેવી રીતે પ્રવેશ કરે છે?" એના ઉત્તરમા એવુ જણાવવામા આવ્યુ છે કે "પોતાના સર્જેલા અચેતન શરીરોને સચેત કરવાને માટે પચ પ્રાણના રૂપમા પ્રજાપતિ એ શરીરોમા પ્રવેશ કરે છે" બીજો પ્રશ્ન એ છે કે "પરમાત્મા તે જીવાત્મા (અથવા **भूतात्मा**) કેવી રીતે થાય છે?" આનો ઉત્તર વેદાન્ત દર્શન પ્રમાણે નહીં, પણ **સાંખ્ય** દર્શન પ્રમાણે આપવામા આવ્યો છે **प्रकृति**ના ત્રણ ગુણો વડે કરીને પરવશ થઈને આત્મા પોતાનુ ખરૂ સ્વરૂપ ભૂલી જાય છે, અને અહભાવ તથા મસારના પ્રપચમા સપડાઈ જાય છે ત્રીજો પ્રશ્ન એ છે કે "આ દુ ખની સ્થિતિમાથી કેવી રીતે છુટા થઈ શકાય?" આનો જવાબ આપવામા આવ્યો છે તે વેદાત દર્શન કે **સાંખ્ય** દર્શન બેમાથી એકેની સાથે મળતો આવતો નથી, પણ બેકથી જુદીજ જાતનો—બ્રાહ્મણોના સમયની સ્થિતિ પાછી આણવાની ઉત્કઠાથી પ્રેરાયલો—છે એ જવાબ એવી રીતનો છે કે બ્રાહ્મણ ધર્મના પ્રાચીન નિયમોને જેઓ વળગી રહે છે, વર્ણાશ્રમના

ધર્મ જેઓ પાળે છે તેઓનેજ જ્ઞાન વડે કરીને, તપ વડે કરીને, અને **બ્રહ્મ**ના ચિંતન વડે કરીને મોક્ષ મળી શકે છે. મુખ્ય દેવતાઓ, એટલે **બ્રાહ્મણો**ના સમયની અગ્નિ, વાયુ, અને સૂર્ય એ ત્રિમૂર્તિ, કાલ, પ્રાણ, અને **અન્ન** એ ત્રણ અમૂર્ત તત્ત્વો, અને **ब्रह्मा**, **रुद्र** ( એટલે **शिव** ), અને **विष्णु** એ ત્રણ લોકપ્રિય દેવતાઓ, એ સર્વે **બ્રહ્મ**નાજ સ્વરૂપો છે એવુ પણ એ ઉપનિષદ્‌મા કહ્યુ છે

એ ઉપનિષદ્‌નો બાકીનો ભાગ પરિશિષ્ટ જેવો છે, પણ વચમા વચમા કેટલુક ઘણુ રસ પડે એવુ પણ એ ઉપનિષદ્‌મા આવે છે **બ્રાહ્મણ** ગ્રન્થોમા હોય છે તેવી સૃષ્ટિની ઉત્પત્તિ વિષેની એક આખ્યાયિકા પણ એ ઉપનિષદ્‌મા આપી છે એ આખ્યાયિકામા, પ્રકૃતિના **तमस्**, **रजस्**, અને **सत्त्व** એ ત્રણ ગુણોનો સમ્બન્ધ **रुद्र**, **ब्रह्मा**, અને **विष्णु** એ ત્રણ દેવતાઓની સાથે છે એવુ કહેવામા આવ્યુ છે, અને બીજી રીતે, **ऋग्वेद**ની ફિલસુફી અને પાછલા સમયની **सांख्य** ફિલસુફી એ બેને જોડનારી સાકળ તરીકે એ આખ્યાયિકા ઘણી ધ્યાન ખેંચે એવી છે વળી સૂર્ય એ બાહ્ય વસ્તુ અને **प्राण** એ આતર વસ્તુ, એ બેઉથી **આ**ત્માનુજ સૂચન થાય છે એવુ કહેવામા આવ્યુ છે, અને **ॐ** એ પવિત્ર અક્ષર વડે, **भू भुव स्व** એ ત્રણ **व्याहृति**ઓ વડે, અને **सावित्री**ના પ્રખ્યાત મત્ર વડે એ બેઉનુ પૂજન કરવાનુ કહેવામા આવ્યુ છે એ ઉપરાત **ब्रह्म**ની પ્રાપ્તિના એક સાધન તરીકે **योग**ની ભલામણ કરવામા આવી છે, અને **योग**થી ચિત્તની એકાગ્રતા થાય છે અને **समाधि** ચઢાવી શકાય છે એવુ કહેવામા આવ્યુ છે **योग**ની રીતો વિષેની જે માહિતી આ ઉપનિષદ્‌માથી આપણને મળે છે તે પાછલા 'સમયની વ્યવસ્થાના પ્રમાણમા ઘણી પ્રાથમિક જણાય છે **ब्रह्म**ની જાગ્રત્, સ્વપ્ન, અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થા ઉપરાત એક ચોથી (**तुरीय**) અવસ્થા વિષે પણ આ ઉપનિષદ્‌મા કહેવામા આવ્યુ છે અને આ અવસ્થાને સૌથી ઉંચામા ઉંચી ગણવામા આવી છે ઉપનિષદ્‌ના છેવટના ભાગમા એવુ જણાવવામા આવ્યુ છે કે સત્ય અને અનૃત એ ઉભયનુ આસ્વાદન કરવાની **આ**ત્માને ઇચ્છા થઈ તેથી દ્વૈતભાવથી ભરેલા આ સસારમા **આ**ત્માએ પ્રવેશ કર્યો

**मैत्रायण** કરતા વિશેષ પ્રાચીન એવા **कृष्ण यजुर्वेद**ના બીજા બે ઉપનિષદો છે **काठक** અને **श्वेताश्वतर** એ બેમાથી લીધેલા ઘણા શ્લોકો

**मैत्रायण उपनिषद्**મા જોવામા આવે છે એમા **काठक उपनिषद्**ના આશરે ૧૨૦ શ્લોકો છે, અને **श्वेताश्वतर**ના આશરે ૧૧૦ શ્લોકો છે.

**काठक उपनिषद्** એ **नचिकेतस्**ની આખ્યાયિકાને લગતું છે એ આખ્યાયિકા **तैत्तिरीय ब्राह्मण**ના **काठक** વિભાગમા આપવામા આવી છે, અને એ **બ્રાહ્મણ**મા આપેલી આખ્યાયિકાનુ જ્ઞાન ઉપનિષદ્ના રચનારને હતું એમ એ ઉપનિષદ્ના આરંભના શબ્દો ઉપરથી માલમ પડે છે **બ્રાહ્મણ**મા આપેલી આખ્યાયિકાની જે શબ્દોથી શરૂઆત થાય છે તેજ શબ્દોથી આ ઉપનિષદ્ની પણ શરૂઆત થાય છે એ ગ્રન્થમા હાલ બે અધ્યાય આપેલા છે, પણ અગાઉ એકજ અધ્યાય હતો એમ જણાય છે કારણ કે બીજા અધ્યાયમા **योग** વિષેના વધારે આગળ વધેલા વિચારો જોવામા આવે છે અને બાહ્ય દેખાવોની અસત્યતા વિષેનો વિચાર પણ ઘણો વધારે સ્ફુટ રીતે મૂકવામા આવ્યો છે તે ઉપરથી એ અધ્યાય પાછળથી ઉમેરવામા આવ્યો હશે એવુ અનુમાન થાય છે પ્હેલા અધ્યાયમા પ્રાસ્તાવિક વૃત્તાન્ત આપવામા આવ્યો છે, આત્મા વિષેની હકીગત કહેવામા આવી છે, એ આત્મા અશરીર હોવા છતા પ્રાણીઓના શરીરમા વાસ કરે છે એ વાત વર્ણવવામા આવી છે, અને બ્રહ્મજ્ઞાનના સાધન તરીકે **योग** વિષે કથન કરવામા આવ્યુ છે પ્હેલા અધ્યાયના કરતા બીજો અધ્યાય લગાર ઓછો સુવ્યવસ્થિત છે, તોપણ એકદરે એ અધ્યાયનો વિષય પણ પ્હેલા અધ્યાયની સાથે મળતોજ આવે છે એની ચોથી **વલ્લી**મા આત્માના સ્વરૂપ વિષે ચર્ચા કરવામા આવી છે અને **पुरुष** અને **प्रकृति** એ બેઉની આત્માની સાથે એકતા છે એવુ સ્થાપિત કરવામા આવ્યું છે પાચમી વલ્લીમા, આત્માનો જગત્મા અને ખાસ કરીને મનુષ્યમા જે પ્રાદુર્ભાવ થાય છે તેના વિષે વિવેચન કરવામા આવ્યુ છે એ આત્મા જગત્ અને મનુષ્યના સઘળા વ્યવહારથી અળગો રહે છે અને જીવન્ત પ્રાણીઓના દુ ખથી અલિપ્ત રહીને પોતાનું અખડ સ્વરૂપ જાળવી રાખે છે, તેના સમ્બન્ધમા અગ્નિ અને વાયુના તથા વિશ્વની જે ચક્ષુ છે એવા સૂર્યનારાયણના સચોટ દૃષ્ટાન્તો આપવામા આવ્યા છે —

अग्निर्यथैको भुवन प्रविष्टो
रूप रूप प्रतिरूपो बभूव ।
एकस्तथा सर्वभूतान्तरात्मा
रूप रूप प्रतिरूपो बहिश्च ॥

( એકજ અગ્નિ જગતમા વ્યાપી રહ્યો છે, છતા દાહ્ય વસ્તુઓના ભેદને લીધે તે જેવી રીતે જુદો જુદો દેખાય છે તેવીજ રીતે સર્વે પ્રાણીઓનો અતરાત્મા એકજ હોવા છતા જુદા જુદા શરીરોના ભેદને લીધે તે જુદો જુદો દેખાય છે )

वायुर्यथैको भुवन प्रविष्टो
रूप रूप प्रतिरूपो बभूव ।
एकस्तथा सर्वभूतान्तरात्मा
रूप रूप प्रतिरूपो बहिश्च ॥

( એકજ વાયુ જગતમા વ્યાપી રહ્યો છે, છતા પ્રાણ રૂપે જુદા જુદા શરીરમા પ્રવેશ પામેલો હોવાને લીધે તે જેવી રીતે જુદો જુદો દેખાય છે તેવી રીતે સર્વે પ્રાણીઓનો અતરાત્મા એકજ હોવા છતા જુદા જુદા શરીરોના ભેદને લીધે તે જુદો જુદો દેખાય છે )

सूर्यो यथा सर्वलोकस्य चक्षु-
र्न लिप्यते चाक्षुषैर्बाह्यदोषै ।
एकस्तथा सर्वभूतान्तरात्मा
न लिप्यते लोकदु खेन बाह्य ॥

( સૂર્ય એ સર્વે લોકોની ચક્ષુ હોવા છતા ચક્ષુને લગતા બહારના દોષોથી તે જેમ નિર્લિપ્ત રહે છે તેમ સર્વે પ્રાણીઓનો જે એક અતરાત્મા છે તે પણ લોકના દુ ખથી નિર્લિપ્ત રહે છે, કારણ કે તે તેનાથી બાહ્ય છે )

છેલ્લી વલ્લીમા, **યોગ** એજ પરમ પદને પામવાનુ સાધન છે એવો ઉપદેશ આપવામા આવ્યો છે આ સ્થળે મગજની જુદી જુદી શક્તિઓને જે ક્રમમા ગોઠવવામા આવી છે તે **સાંખ્ય** અને **યોગ** દર્શનના ઇતિહાસનો અભ્યાસ કરનારને વિશેષ રસ આપે એવી છે આ ચર્ચાની અદર અજાણપણે એક જાતની અસંગતિ ઘુસી ગયલી જણાય છે, કારણ કે આત્માને સર્વસ્વ ગણવામા આવ્યુ છે, છતા **પ્રકૃતિ** અને **પુરુષ** એ બેની વચ્ચે સખત ભેદ છે એવુ પણ સ્થળે સ્થળે દર્શાવવામા આવ્યુ છે પાછલા સમયનુ વેદાન્ત દર્શન અને સાંખ્ય-યોગના દર્શનો એ બે વચ્ચેની જે અસગતિ તે આ સ્થળે પ્રકટ થયલી જોવામા આવે છે.

**श्वेताश्वतर उपनिषद्**ના પોતાના વચનો ઉપરથી એવુ જણાય છે કે અમુક રચનારના નામથી એ ગ્રન્થનુ નામ **श्वेताश्वतर** એવુ પડ્યુ છે, અને એ ગ્રન્થ **कृष्ण यजुर्वेद्**ની એક શાખા તરફથી રચાયલો છે એવુ જે કહેવામા આવે છે તેને માટે કઈ જોઈએ તેવો આધાર હોય એવુ જણાતું નથી એના અધ્યાયો ગમે તેમ ગોઠવાયલા છે તે ઉપરથી, એના છદોમા નિયમભગ થયલા છે અને છદોના ફેરફાર કરવામા આવ્યા છે તે પણ સ્વચ્છદ રીતે કરવામા આવ્યા છે તે ઉપરથી, એમા પાછળથી ઘુસાડી દેવામા આવેલા ઉતારાઓ ઘણા જોવામા આવે છે તે ઉપરથી, હાલના સ્વરૂપમા જે ગ્રન્થ આપણે જોઈએ છિયે તે એકજ લેખકનો રચેલો નથી એવુ અનુમાન ઘણું વાસ્તવિક જણાય છે એના હાલના સ્વરૂપમા એ ગ્રન્થ **काठक उपनिषद्**ના કરતા વધારે મોડો મૂકાયલો એમા કઈ પણ સશય નથી, કારણ કે **काठक**ની સાથે સમ્બન્ધ ધરાવનારા કેટલાક ફકરાઓ એ ગ્રન્થમા આપેલા છે, તે ઉપરાત **काठक**માથી કઈક ફેરફાર સાથે અથવા ફેરફાર વગર લીધેલા એવા પણ ઘણા શ્લોકો એ ગ્રન્થમા જોવામા આવે છે વળી, **योग** વિષેના વધારે આગળ વધેલા વિચારો એ ગ્રન્થમા આપવામા આવ્યા છે તે ઉપરથી તેમજ વધારે પ્રાચીન ઉપનિષદોમા બીલકુલ ન જોવામા આવતા અથવા સ્હેજમાજ–ઝાખી રીતેજ–સૂચવાયલા વેદાન્તના જુદા જુદા સિદ્ધાન્તો થોડાઘણા પણ વધારે ચોક્કસ રૂપમાજ આ સ્થળે આપવામા આવ્યા છે તે ઉપરથી પણ આ ગ્રન્થનુ મોડાપણુ જણાઈ આવે છે એ સિદ્ધાન્તોમાનો એક એ છે કે **कल्प**ને અતે **ब्रह्म** આખી સૃષ્ટિનો નાશ કરે છે અને એજ **ब्रह्म**થી સૃષ્ટિનો પાછો ઉદ્ભવ થાય છે. એ સિવાય બીજો ખાસ સિદ્ધાન્ત એ છે કે **ब्रह्म**થી ઉત્પન્ન થયલુ આ જગત્ ખાલી આભાસ છે–**माया** છે તેનીજ સાથે **ब्रह्म**ના **सविता**, **ईशान**, અથવા **रुद्र** એ મૂર્ત સ્વરૂપો વિષે ગ્રન્થકારને કઈક વિચિત્ર પક્ષપાત હોય એવુ જણાય છે. **शिव** એ **रुद्र**ના નામ તરીકેજ સ્વીકારાયુ હોય એવુ જોકે હજી નથી થયુ, તોપણ **रुद्र**ના વિશેષણ તરીકે એ શબ્દનો વારવાર ઉપયોગ થયો છે તે પરથી જણાય છે કે આ ઉપનિષદ્‌ના સમયમા મ્હોટામા મ્હોટા દેવતાના નામ તરીકે **शिव** એ શબ્દનો પ્રચાર થવાની તૈયારી થઈ ચૂકી હતી આ ઉપનિષદ્‌મા **सांख्यदर्शन**ના શબ્દો તથા મૂળ વિચારો અનેક આપણા જોવામા આવે છે, જોકે લખનારનુ દૃષ્ટિબિન્દુ પાકા

વેદાન્તીના જેવુજ રહ્યું છે ઉદાહરણ તરીકે, **प्रकृति** વિષે એવુ કહેવામાં આવ્યુ છે કે એ **ब्रह्म**ની ઉત્પન્ન કરેલી માયા છે

**शुक्लयजुर्वेद**ની સાથે જોડાયલુ એક ઉપનિષદ્ * સૌથી વધારે લાંબુ અને **छान्दोग्य** સિવાય બીજા ઉપનિષદોમા સૌથી વધારે અગત્યનુ છે અગાઉ જે છૂટા છૂટા ગ્રન્થો હશે તેના સમુદાયનો આખો ગ્રન્થ બનેલો છે એવુ **छान्दोग्य उपनिषद्**ના કરતા પણ વધારે સ્પષ્ટ રીતે આ ગ્રન્થના સમ્બન્ધમા આપણે જોઈ શકીએ છિયે એ ગ્રન્થના ત્રણ કાણ્ડ છે, અને એ દરેક કાણ્ડ બબ્બે અધ્યાયનો બનેલો છે એમાના છેલ્લા કાણ્ડને ભાષ્યકારની પરપરાથી પણ **खिलकाण्ड** એવુ નામ મળેલુ છે, અને એ ગ્રન્થની અદરના વિષય ઉપરથી પણ એનુ પરિશિષ્ટ તરીકેનુ સ્વરૂપ જણાઈ આવે છે વળી, પ્હેલો કાણ્ડ અને બીજો કાણ્ડ એ બેઉ એકબીજાથી તદ્દન સ્વતત્ર હતા એ વાત યાજ્ઞવલ્ક્ય અને એની બે પત્નીઓ વિષેની આખી આખ્યાયિકા બેઉ કાણ્ડમા લગભગ તેના તેજ શબ્દમા આપેલી છે તે ઉપરથી ચોક્કસ સાબીત થાય છે આ દરેક ખડને છેડે ( તેમ શતપથ બ્રાહ્મણના દસમા કાણ્ડને છેડે) આચાર્યોના **वंश** આપવામા આવ્યા છે એ વંશોની સરખામણી કરતા એવા નિર્ણય ઉપર અવાય છે કે પ્હેલો **मधुकाण्ड** અને બીજો **याज्ञवल्क्यकाण्ड** એ બેઉ નવ પેઢી સુધી **शुक्लयजुर्वेद**ની અદરજ સ્વતત્ર ઉપનિષદો તરીકે અસ્તિત્વ ધરાવતા હતા, અને ત્યાર પછી **अग्निवेश्य** નામના આચાર્યે એ બેઉ ગ્રન્થોને એકઠા કરીને તેને એકજ ઉપનિષદ્મા મૂક્યા, અને ત્રીજો કાણ્ડ, જેમા જુદી જુદી જાતની વધારાની વસ્તુઓ આપવામા આવી છે, તે પાછળથી એ બે ગ્રન્થોના ભેગો દાખલ કરવામા આવ્યો વળી, એ **वंशो** ઉપરથી એવુ અનુમાન પણ વાસ્તવિક જણાય છે કે બ્રાહ્મણોના અને ઉપનિષદોના મુખ્ય આચાર્યો એકજ ન્હોતા, પણ જુદા જુદા હતા.

એ ઉપનિષદ્ના પ્હેલા અધ્યાયની શરૂઆતમા **अश्वमेध** એ સૌથી અગત્યના યજ્ઞને વિશ્વ તરીકે ગણીને એ રૂપકનો અર્થ સમજાવવામા આવ્યો છે પછી આત્માના સૂચક તરીકે **प्राण** વિષે લખવામા આવ્યુ છે, અને ત્યાર પછી આત્મા અથવા **ब्रह्म**થી થયલી જગતની ઉત્પત્તિ વર્ણવવામા આવી છે, તેનીજ સાથે દરેક વ્યક્તિમા જીવાત્મા

× बृहदारण्यकोपनिषद्

તરીકે પ્રાદુર્ભાવ પામતા પરમાત્મા ઉપર, સત્તામાત્રનો આધાર છે એ વાત પણ ખાસ ભાર દઈને કહેવામા આવી છે દેવતાઓની પૂજા વિરુદ્ધ જે વચનો કહેવામા આવ્યા છે તે ખાસ ધ્યાન ખેંચે એવા છે, અને એ વચનો ઉપરથી એવુ સમજાય છે કે જે ફકરામા એ વચનો આવે છે તે ફકરો દેવતાઓના કરતા આત્માનુ ચઢિયાતાપણું હજી સ્થાપિત કરાતું હતું તે પ્રાચીન સમયમા લખાયલો હોવો જોઈએ બીજા અધ્યાયમા આત્માના સ્વરૂપ વિષે અને **प्राण** અને **पुरुष** તરીકેના એના આવિર્ભાવ વિષે કથન કરવામા આવ્યુ છે

એ ઉપનિષદ્‌ના બીજા કાણ્ડમા ફિલસુફી વિષે ચાર ચર્ચાઓ કરવામા આવી છે, તે દરેકમા મુખ્ય ભાગ લેનાર તરીકે યાજ્ઞવલ્ક્ય જોવામા આવે છે પ્હેલી ચર્ચા ત્રીજા અધ્યાયના પ્હેલા નવ બ્રાહ્મણોમા આપી છે, તેમા અકેક પછી અકેક એમ નવ વાદવિવાદ કરનારાઓને હરાવીને યાજ્ઞવલ્ક્ય એ સર્વના કરતા પોતે શ્રેષ્ઠ છે એવુ બતાવી આપે છે આ ચર્ચામા ઘણોજ રસ પડે એવો એક નિર્ણય એ નીકળ્યો છે કે પારમાર્થિક દૃષ્ટિએ જોતા **ब्रह्म** એ અજ્ઞેય છે, પણ વ્યાવહારિક રીતે જોતા એના વિષે જ્ઞાન મળી શકે એમ છે બીજી ચર્ચા જનક રાજા અને યાજ્ઞવલ્ક્ય એ બેના સંવાદ તરીકે પ્રકટ થઈ છે, તેમા **ब्रह्म**ના સ્વરૂપ વિષે બીજા આચાર્યો તરફથી આપવામા આવેલા "**ब्रह्म** એ પ્રાણ છે" અથવા "**ब्रह्म** એ મન છે" એવા એવા છ લક્ષણો ચાલી શકે એવા નથી એવુ યાજ્ઞવલ્ક્ય તરફથી દર્શાવવામા આવ્યુ છે છેવટે યાજ્ઞવલ્ક્ય જણાવે છે કે "**नेति नेति**" ( એ આવો નથી, એ આવો નથી એવુ એવુ ) કહીનેજ આત્માનુ વર્ણન આપી શકાય એમ છે એ અગૃહ્ય છે, એ અશીર્ય છે, એ અસંગ છે, એ અચળ છે.

ત્રીજી ચર્ચા ચોથા અધ્યાયના ત્રીજા તથા ચોથા બ્રાહ્મણમા આપેલી છે તે પણ જનક અને યાજ્ઞવલ્ક્ય એ બેની વચ્ચેનાજ સંવાદ તરીકે આપવામા આવેલી છે જાગ્રત્ અવસ્થા, સ્વપ્ન, સુષુપ્તિ, મૃત્યુ, પુનર્જન્મ, અને મોક્ષ, એ સઘળા પ્રસગોમા આત્માની કેવી સ્થિતિ હોય છે તેનુ ચિત્ર એ સંવાદદ્વારા આપણને પૂરૂ પડે છે સચોટ દૃષ્ટાન્તોની સુખકર સમૃદ્ધિ તરફ જોતા, દૃઢ શ્રદ્ધાની ઉછળતી ઊર્મિઓ તરફ જોતા, વિચારની સુન્દરતા તથા પ્રૌઢતા તરફ જોતા ઉપનિષદ્‌નો આ વિભાગ

બીજા સઘળા ઉનિષદોના કરતા, એટલુજ નહીં પણ હિન્દુસ્તાનના સાહિત્યના બીજા કોઈ પણ ગ્રન્થના કરતા ચઢી જાય એવો છે એવુ આપણે દઢતાથી કહી શકીશુ સાહિત્યના ઉત્તમ નમૂના તરીકે એ વિભાગથી આપણા હૃદય ઉપર જે અસર થાય છે તેમા વચ્ચે વચ્ચે આવતા અનેક શ્લોકોથી ઘણો ઉમેરો થયા વગર રહેતો નથી પણ એ શ્લોકો પાછળથી ઉમેરાયલા એમા કંઈ પણ સશય નથી એ શ્લોકોમા સ્વપ્નાવસ્થ આત્માનું વર્ણન નીચે પ્રમાણે આપવામા આવ્યુ છે —

प्राणेन रक्षन्नवर कुलाय
बहिष्कुलायादमृतश्चरित्वा ।
स ईयतेऽमृतो यत्र काम
हिरण्मय पुरुष एकहस ॥

स्वप्नान्त उच्चावचमीयमानो
रूपाणि देव कुरुते बहूनि ।
* * *

( નીચલા માળાને પ્રાણના રક્ષણમા મોપીને અને એ માળામાથી બહાર નીકળીને ઉંચે ઉડતું અમર સત્ત્વ, સુવર્ણની પાંખોવાળો એ એક હસ, એ પુરુષ પોતે અમર રહીને પોતાની મરજીમા આવે તે પ્રમાણે વિચરે છે સ્વપ્નાવસ્થામા એ દેવ ઉંચોનીચો જાય છે, અને જાતજાતના રૂપ લે છે )

ત્યાર પછી આત્માની સુષુપ્તિ અવસ્થાનુ વર્ણન આપ્યુ છે —

तद्यथास्मिन्नाकाशे श्येनो वा सुपर्णो वा विपरिपत्य श्रान्त सहत्य पक्षौ सल्लयायेव ध्रियते, एवमेवाय पुरुष एतस्मा अन्ताय धावति यत्र सुप्तो न कश्चन काम कामयते न कश्चन स्वप्न पश्यति ॥
तद्वा अस्यैतदतिच्छन्दा अपहतपाप्माऽभय रूप तद्यथा प्रियया स्त्रिया सपरिष्वक्तो न बाह्य किंचन वेद नान्तरमेवाय पुरुष प्राज्ञेनात्मना संपरिष्वक्तो न बाह्य किंचन वेद नान्तरम् ॥

(જેવી રીતે બાજ અથવા ગરૂડ પક્ષી હવામાં ઉંચે ઉડાઉડ કર્યા પછી થાકી જઈને પોતાની પાંખ બીડી દે છે અને નીચે ઉતરવાની તૈયારી કરે છે તેવી રીતે આ પુરુષ એવી સ્થિતિ તરફ દોડે છે કે જે સ્થિતિમાં સુપ્ત રહીને એ કંઈ પણ ઇચ્છા રાખતો નથી અને કોઈ પણ સ્વપ્ન જોતો નથી તે એનું સાચું સ્વરૂપ છે કે જેમાં સઘળી ઇચ્છાઓથી ઉંચે રહીને એ પાપ વગરનો અને નિર્ભય રહી શકે છે કારણ કે પોતાની વ્હાલી સ્ત્રી તરફથી જેને ગાઢ આલિંગન કરાયલું હોય તે માણસ જેવી રીતે બહારની કે અંદરની કોઈ પણ વસ્તુને જાણતો નથી તેવી રીતે પ્રાજ્ઞ આત્મા તરફથી જેને ગાઢ આલિંગન કરાયલું છે એવો આ પુરુષ બહારની કે અંદરની કોઈ પણ વસ્તુને જાણતો નથી )

જેઓને મોક્ષ ન મળ્યો હોય તેઓના આત્મા વિષે લેખકનો વિચાર એવો જણાય છે કે મરણ પછી તરતજ, એટલે વચમાં પાપ પુણ્યનો બદલો મેળવવાને માટે કોઈ બીજી દુનિયામાં ગયા વગરજ બરાબર પોતપોતાની બુદ્ધિ તથા નીતિના લક્ષણ પ્રમાણે એ આત્માને નવા દેહની પ્રાપ્તિ થાય છે

"तद्यथा तृणजलायुका तृणस्यान्त गत्वाऽन्यमाक्रममाक्रम्यात्मानमुपसहरत्येवमेवायमात्मेदं शरीर निहत्याऽविद्या गमयित्वाऽन्यमाक्रममाक्रम्यात्मानमुपसंहरति ॥

तद्यथा पेशस्कारी पेशसो मात्रामुपादायान्यन्नवतर कल्याणतरं रूप तनुत एवमेवायमात्मेद शरीर निहत्याऽविद्या गमयित्वान्यन्नवतर कल्याणतर रूपं कुरुते पित्र्य वा गान्धर्व वा दैव वा प्राजापत्य वा ब्राह्म वाऽन्येषा वा भूतानाम् ॥"

(જેવી રીતે તૃણનો કીડો એક તૃણને છેડે આવી પ્હોચ્યા પછી બીજા તૃણ આગળથી શરૂઆત કરે છે અને તે તરફ પોતાની જાતને લઈ જાય છે, તેવીજ રીતે આ આત્મા આ શરીરને છોડીને અને અવિદ્યાને વિદાય કરીને નવા દેહથી શરૂઆત કરે છે અને તે તરફ પોતાની જાતને લઈ જાય છે

જેવી રીતે સોની અમુક ઘાટ ઘડવા માટેનું સુવર્ણ લઈને તેમાંથી

બીજો નવો અને વધારે સુન્દર ઘાટ ઘડે છે તેવીજ રીતે આ આત્મા આ શરીરને છોડીને અને અવિદ્યાને વિદાય કરીને બીજુ નવુ અને વધારે સુન્દર રૂપ ધારણુ કરે છે, પછી તે પિતૃઓનુ હોય કે ગંધર્વોનુ હોય, કે દેવતાઓનુ હોય, કે પ્રજાપતિનુ હોય, કે બ્રહ્મનુ હોય, કે બીજા કોઈ પ્રાણીઓનુ હોય)

પણ જેને મુક્તિ મળી હોય, પોતે બ્રહ્મ છે એ સત્યનુ જેને ભાન થયુ હોય, તેના પ્રાણ તેનાથી દૂર જતા નથી, કારણ કે તે બ્રહ્મમા લીન થઈ જાય છે, રે! તેજ બ્રહ્મરૂપ થઈ જાય છે —

"यथा हि निर्ल्वयनी वल्मीके मृता प्रत्यस्ता शयीतवमेवेद शरीर शेते यथायमशरीरोऽमृत प्राणो ब्रह्म एव तेज एव" ॥

( જેવી રીતે સાપની કાચળી મૃત થઈ હોય અને કાઢી નાખવામા આવી હોય તે કીડીના દર ઉપર પડી રહે છે તેવીજ રીતે એનું શરીર પડી રહે છે, પણ અશરીર અને અમર એવા જે પ્રાણ તેજ બ્રહ્મ છે, તેજ પ્રકાશ છે)

ચોથી ચર્ચા **याज्ञवल्क्य** અને એની સ્ત્રી **मैत्रेयी** એ બેના સવાદ રૂપે પ્રકટ થઈ છે **याज्ञवल्क्य** સંસારનો ત્યાગ કરવાની તૈયારીમા હતો અને એકાન્તનિવાસને માટે અરણ્યમા જવાનો વિચાર કરતો હતો તે વખતે એ સવાદ ચાલેલો છે આગલા અધ્યાયમા (બીજા અધ્યાયના ચોથા બ્રાહ્મણમા) જે વાર્તા આવી ગઈ છે તેનીજ આ બીજી આવૃત્તિ છે એવુ સૂચવનારા કેટલાક ચિહ્નો આ સ્થળેથી આપણને મળી આવે છે

ત્રીજા અથવા પરિશિષ્ટ કાણ્ડના પ્હેલા અધ્યાયના ૧૫ બ્રાહ્મણો છે, તેમાના ઘણા તો તદ્દન ટૂકા છે મ્હોટે ભાગે તેઓના વિષય એકબીજાથી જુદા જુદા–અવ્યવસ્થિત–છે, અને એ બ્રાહ્મણો તદ્દન જુદાજ સમયમા લખાયલા હોય એવુ જણાય છે પણ એનો બીજો અધ્યાય લાબો અને અગત્યનો છે, અને **पुनर्जन्म** એ એનો વિષય છે ( એ અધ્યાય **छान्दोग्य**ના એજ વિષયના અધ્યાયની સાથે પૂરેપૂરો મળતો આવે છે) એ અધ્યાયમા જે વિચારો દર્શાવવામા આવ્યા છે તે યાજ્ઞવલ્ક્યના વિચારોથી એટલા જુદા પડે છે કે ગ્રન્થનો આ વિભાગ

વેદની કોઈ બીજી શાખામાં ઉત્પન્ન થયો હશે અને એના વિષયની ખાસ અગત્યતાને લીધે આ ઉપનિષદ્‌ની સાથે એ વિભાગને ગમે તેમ જોડી દેવામા આવ્યો હશે એવુ અનુમાન થાય છે એની આગળનું અને એની પાછળનું બ્રાહ્મણ, જે એની સાથે સમ્બન્ધ ધરાવે છે અને જે **छान्दोग्य उपनिषद्**મા પણ જોવામા આવે છે, તે એજ વખતે એની સાથે ઉમેરવામા આવ્યા એ સભવિત જણાય છે

લાબામા લાબુ ઉપનિષદ્ તેજ **शुक्लयजुर्वेद**ની સાથે જોડાયલુ છે એમ નથી, પણ જે ટૂકામા ટૂકા ઉપનિષદોમાનુ એક છે× તે પણ એજ વેદની સાથે જોડાયલુ છે એ ઉપનિષદ્ તે ઈશા ઉપનિષદ્ એનો આરભનો શબ્દ 'ઈશા' છે તે ઉપરથી એ 'ઈશા ઉપનિષદ્'ના નામથી ઓળખાય છે એ ઉપનિષદ્‌ના અઢારજ શ્લોકો છે આ ઉપનિષદ્ તે જો કે **वाजसनेयिसंहिता**નુ છેટલુ પ્રકરણ છે, તોપણ એ સંહિતાના કરતા એ કઇક મોડુ લખાયલુ છે **बृहदारण्यक**ના મોડામા મોડા ભાગ જે વખતે રચાયા તે અરસામાજ એ લખાયલુ છે, અને ઘણી બાબતમા **काठक उपनिषद्**ના કરતા એ વધારે આગળ વધેલુ છે, તોપણ **श्वेताश्वतर**ના કરતા એ વધારે જૂનુ જણાય છે "હુ તેજ આત્મા છુ" એવુ જે જાણે છે અને યથાર્થ જ્ઞાન જેને મળ્યુ નથી તે, એ બેની વચ્ચેનો ભેદ દર્શાવવો એ આ ઉપનિષદ્‌નો મુખ્ય ઉદ્દેશ છે વેદાન્ત ફિલસુફીના મુખ્ય સિદ્ધાન્તોનુ સિહાવલોકન એ ઉપનિષદ્ વડે ઘણું સારૂ થઈ શકે છે

**अथर्ववेद**ની સાથે જોડાયલા એવા ઉપનિષદો ઘણા છે, અને એ ઉપનિષદોની સંખ્યા ચોક્કસ નિર્ણીત થઈ નથી, પણ સૌથી વધારે પ્રમાણભૂત ગણી શકાય એવી જે ટીપ છે તેમા અથર્વવેદના ઉપનિષદોની સંખ્યા બધી મળીને સત્તાવીસની ગણાવવામા આવી છે એ ઉપનિષદોમાનો ઘણાખરા મોડા એટલે વૈદિક સમય પૂરો થયા પછી લખાયલા છે, અને ત્રણ સિવાય બાકીના બધા ઉપનિષદો પુરાણોના સમયમાજ લખાયલા છે એમાનો એક તો ખરેખરો મુસલમાનોનોજ ગ્રન્થ છે, અને તેને **अल्ला उपनिषद्** એવુ નામ આપવામા આવ્યુ છે! પ્હેલા ત્રણ વેદોને લગતા વધારે પ્રાચીન ઉપનિષદો **श्वेताश्वतर** જેવા

× वाजसनेयसंहितोपनिषद् અથવા ईशोपनिषद्

થોડાક અપવાદો સિવાય સઘળા ખરેખરી વેદની શાખાઓનાજ ઉપદેશ-ગ્રન્થો છે, અને તેઓના નામ પણ એ શાખાઓ ઉપરથીજ પડ્યા છે વિધિ વિષેની ચર્ચા ચલાવનારા બ્રાહ્મણોની સાથે એ ઉપનિષદો જોડાયલા છે અને એ ઉપનિષદો તે બ્રાહ્મણ ગ્રન્થોના પરિશિષ્ટ ભાગ છે એથી ઉલટું, **अथर्ववेद**ના ઉપનિષદો તે **माण्डूक्य** અને **जाबाल** જેવા થોડાક અપવાદો સિવાય વેદની શાખાઓ સાથે કંઈ પણ સમ્બન્ધ ધરાવતા નથી, અને તેઓની અંદર ચર્ચાયલા વિષય ઉપરથી અથવા કોઈ બીજા પ્રસંગ ઉપરથી તેઓના જુદા જુદા નામ આપવામા આવેલા છે પ્રાચીન વેદની શાખાઓનુ અનુકરણ કરીને પોતાના પણ જુદા ઉપનિષદો હોય એવી ઉત્કંઠા ધરાવનારા અને ધર્મવિષયની ચર્ચા ચલાવનારા યોગીઓના અથવા અમુક અમુક પંથના મંડળોના વિચારો એ ઉપનિષદોમા ઘણુંખરૂ પ્રકટ કરાયલા છે એ ઉપનિષદો **अथर्ववेद**ની સાથે જોડાયા તે કોઈ પણ આંતર સમ્બન્ધને લીધે નથી જોડાયા, પણ કંઈક અંશે, " હમારા પણ જુદા ઉપનિષદો જોઈએ " એવી **अथर्ववेद**ના માનનારાઓની ઉત્કંઠાને લીધે, અને કંઈક અંશે, વેદની પ્રાચીન શાખા-ઓના જેવા ધાર્મિક મંડળોની કાળજીને પરિણામે બાહ્ય તત્ત્વોનો પ્રવેશ ન થાય એવુ એ વેદના સમ્બન્ધમા બન્યુ નહોતું તેને લીધે એ ઉપનિષદો એ વેદની સાથે જોડાયા છે

**अथर्ववेद**ના સઘળા ઉપનિષદોમા જે જોવામા આવે છે તે મૂળ સિદ્ધાન્તને ઘણાખરા ઉપનિષદોમા જુદી જુદી ખાસ દિશાઓમા લઈ જવામા આવ્યો છે તે ઉપરથી એ ઉપનિષદોના ચાર વિભાગ પાડી શકાય એ દરેક વિભાગનો સમય એકસરખો છે, પણ દરેક વિભાગની અંદરના જુદા જુદા ઉપનિષદોની એકબીજા સાથે સરખામણી કરતા કોઈ વ્હેલા રચાયલા હોય અને કોઈ મોડા રચાયલા હોય એવુ જણાય છે પ્હેલા વિભાગના ઉપનિષદોમા આત્માના સ્વરૂપ વિષે ખાસ વિચાર કરવામા આવ્યો છે બીજા વેદોના ઉપનિષદો જે ઉદ્દેશથી રચાયલા છે તેવાજ ઉદ્દેશથી આ વિભાગના ઉપનિષદો રચાયલા છે, અને એ સમ્બન્ધની પ્રતિજ્ઞા( thesis )મા બીજા ઉપનિષદોના કરતા આ વિભાગના ઉપનિષદો કોઈ પણ રીતે આગળ વધતા હોય એમ જણાતું નથી **अथर्ववेद**ના ઉપનિષદોનો જે બીજો વિભાગ પાડી શકાય એમ છે તેમા ઉપનિષદોનો આ મૂળ સિદ્ધાન્ત સત્ય તરીકે વગર ચર્ચાએજ

સ્વીકારી લેવામા આવ્યો છે, અને ૐ એ પવિત્ર અક્ષરના જુદા જુદા ખડને આધારે **યોગ** દ્વારા આત્માની સાથે ઐક્ય કેવી રીતે પામી શકાય એ વિષય ચર્ચવામા આવ્યો છે આ ઉપનિષદો લગભગ બધાજ પદ્યમા રચાયલા અને ટૂકા છે સરાસરી કાઢતા આ વિભાગના દરેક ઉપનિષદ્‌મા લગભગ વીસેક શ્લોક હોય એવુ જણાય છે ત્યાર પછીના ત્રીજા વિભાગના ઉપનિષદોમા, મૂળ સિદ્ધાન્તના વ્યાવહારિક પરિણામ તરીકે **संन्यास**ની ભલામણ કરવામા આવી છે અને તે વિષેનુ વર્ણન આપ-વામા આવ્યુ છે. આ ઉપનિષદો પણ ટૂકા છે, અને તેમા વચમા વચમા કવિતા આવે છે, પણ તે ગદ્યમા રચાયલા છે ઉપનિષદોના છેવટના વિભાગનું સ્વરૂપ અમુક પથને લગતા ગ્રન્થોના જેવુ છે એ ગ્રન્થોમા **शिव**ને માટે **ईशान, महेश्वर, महादेव** એવા એવા નામો, અને **विष्णु**ને માટે **नारायण, नृसिंह** એવા એવા નામો વાપરીને એ બેઉ દેવતાઓને આત્માના પ્રકટ સ્વરૂપો તરીકે સમજાવવામા આવ્યા છે. વિષ્ણુના જુદા જુદા અવતારોને આ સ્થળે માણસ તરીકેના આત્માના પ્રાદુર્ભાવ તરીકે ગણવામા આવ્યા છે

આ અથર્વના ઉપનિષદોમાથી, વેદાન્તના સિદ્ધાન્તનુ સૌથી સચોટ રીતે જેમા કથન કરવામા આવ્યુ હોય એવા સૌથી જૂના અને સૌથી વધારે અગત્યના ઉપનિષદો **मुण्डक, प्रश्न,** અને એ બેના કરતા કઈક ઉતરતા પ્રમાણમા **माण्डूक्य** એ ત્રણ છે એમાના પ્હેલા બે ઉપનિષદો વધારે પ્રાચીન વેદોના ઉપનિષદોની સાથે વિશેષ મળતા આવે છે, અને પાછલા સમયની વેદાન્ત ફિલસુફીમા મ્હોટા પ્રમાણ તરીકે ગણાતા **बादरायण** અને **शङ्कर** એ બે આચાર્યોના ગ્રન્થોમા આ ઉપનિષદો-માના ઉતારાઓ સ્થળે સ્થળે આપવામા આવ્યા છે અથર્વવેદના મૂળ અને ખરેખરા ઉપનિષદો આ બેજ છે પાછલા સમયના બૌદ્ધધર્મના સાધુઓની પેઠે જે યોગીઓ પોતાનું માથુ મુડાવી નાખતા (**मुण्ड**) તેઓનુ ઉપનિષદ્ હોવાથી આ બેમાના એક ઉપનિષદ્‌ને **मुण्डक** એવુ નામ આપવામા આવ્યુ છે જે ઉપનિષદો ઘણા લોકપ્રિય છે તેમાનુ એક આ ઉપનિષદ્ છે એ ઉપનિષદ્‌ના વિચારો મ્હોટે ભાગે વિશેષ પ્રાચીન ગ્રન્થો ઉપરથી લેવાયલા છે, તે ઉપરાંત વેદાન્તનો પ્રાચીન સિદ્ધાન્ત એ ઉપનિષદ્‌મા ઘણી શુદ્ધ રીતે જળવાઈ રહ્યો છે, એટલુજ નહીં પણ એ ઉપાનષદ્‌ના શ્લોકો પણ ઘણા સુન્દર છે, અને આ

સઘળાં કારણોને લીધે એ ઉપનિષદ્ ઘણું લોકપ્રિય થઈ પડ્યું છે. **छान्दोग्य उपनिषद्** તો આ ઉપનિષદ્‌ની પ્હેલાંજ રચાયલું એમાં કંઈ પણ સંશય નથી, અને **बृहदारण्यक, तैत्तिरीय,** અને **काठक** એ ગ્રન્થો પણ આ ઉપનિષદ્‌ના રચનારને જાણીતા હતા એમ માનવાને કારણો છે આ ઉપનિષદ્‌ના કેટલાક શ્લોકો **कृष्णयजुर्वेद्**ના **श्वेताश्वतर** અને **बृहन्नारायण उपनिषद्**માં પણ જોવામાં આવે છે, અને જે વખતે એ **कृष्णयजुर्वेद्**ના ઉપનિષદો રચાયલા તે અરસામાંજ આ ઉપનિષદ્ પણ રચાયલું એ ઘણું સંભવિત જણાય છે **श्वेताश्वतर उपनिषद्** રચાયું ત્યાર પછી અને **बृहन्नारायण उपनिषद्** રચાયું ત્યાર પ્હેલાં આ ઉપનિષદ્ રચાયું હશે એવી રીતનું અનુમાન થાય છે એ ઉપનિષદ્‌ના ત્રણ વિભાગ ( **मुण्डक** ) છે, અને સામાન્ય રીતે કહીએ તો, **ब्रह्म**ના જ્ઞાનની તૈયારી, **ब्रह्म**નો સિદ્ધાન્ત, અને **ब्रह्म**ની પ્રાપ્તિનો માર્ગ, એ પ્રમાણે ક્રમશ ત્રણ વિષયો એ ત્રણ વિભાગોમાં ચર્ચવામાં આવ્યા છે

**प्रश्नोपनिषद्** એ ગદ્યમાં રચાયલું છે અને એ ઉપનિષદ્ **अथर्ववेद्**ની **पिप्पलाद** નામની શાખાને લગતું હોય એવું જણાય છે **वेदान्त**ના છ મુખ્ય વિષયો સમ્બન્ધી **ब्रह्म**ની જિજ્ઞાસા ધરાવના । છ વિદ્યાર્થીઓ તરફથી **पिप्पलाद** ઋષિને **प्रश्न** પૂછવામાં આવ્યા છે તે ઉપરથી એ ઉપનિષદ્‌નું **प्रश्नोपनिषद्** એવું નામ પડ્યું છે પ્રજાપતિએ પ્રકૃતિ તથા પ્રાણની ઉત્પત્તિ કેવી રીતે કરી, જુદા જુદા પ્રાણના કરતાં **वरिष्ठ प्राण**નું કેવું ચઢિયાતાપણું છે, એ જુદા જુદા પ્રાણનું સ્વરૂપ કેવું છે અને તેના વિભાગ કયા કયા છે, સ્વપ્નની અને સ્વપ્ન વગરની નિદ્રા વખતે આત્માની સ્થિતિ કેવી હોય છે, ૐનું મનન કેવું ફલદાયી નીવડે છે, અને પુરુષના સોળ વિભાગ કયા કયા છે, એને લગતા પ્રશ્નો આ ઉપનિષદ્‌માં ચર્ચવામાં આવ્યા છે

**माण्डूक्य उपनिषद्** એ ગદ્યમાં રચાયલું છે અને આ ચોપડીના બે પાનાં જેટલું પણ ભાગ્યે થાય એવું ટૂંકું છે અડધી ભૂલી જવાયલી એવી **ऋग्वेद्**ની એક શાખા ઉપરથી એનું નામ પડ્યું છે, તોપણ **अथर्ववेद्**ના ઉપનિષદોમાં એની ગણત્રી કરવામાં આવે છે ત્રણ પ્રાચીન વેદોના ગદ્યમાં રચાયલા ઉપનિષદો કરતાં આ ઉપનિષદ્ ઘણું મોડું લખાયલું હોવું જોઈએ એ આગલા ઉપનિષદો અવ્યવસ્થિત અને

અતિવિસ્તારના દોષવાળા છે તેની સરખામણીમા આ ઉપનિષદ્‌ની સ્ફુટતા અને સક્ષિપ્તતા આપણું ખાસ ધ્યાન ખેંચે એવી થઈ પડે છે ઘણી બાબતોમા આ ઉપનિષદ્ **મૈત્રાયણ ઉપનિષદ્**ની સાથે સમ્બન્ધ ધરાવે છે, અને એ **મૈત્રાયણ ઉપનિષદ્**ના કરતા આ ઉપનિષદ્ વધારે મોડુ લખાયુ હોય એમ જણાય છે તોપણ **અથર્વવેદ**ના બીજા જે ઉપનિષદોને આપણે ચોથા વિભાગમા મૂકીએ છિયે તેના કરતા આ ઉપનિષદ્ વધારે પ્રાચીન જણાય છે. ઉદાહરણ તરીકે એ ઉપનિષદ્‌મા ૐકારના ત્રણજ ખડ સ્વીકારવામા આવ્યા છે, હજી સાડાત્રણ નથી ગણવામા આવ્યા આખુ વિશ્વ તે ૐ એ પવિત્ર અક્ષરનોજ પ્રાદુર્ભાવ છે એ આ ઉપનિષદ્‌નો મુખ્ય વિચાર છે **શઙ્કર**ના ગ્રન્થમા આ ઉપનિષદ્‌માથી ઉતારા આપવામા આવ્યા નથી એ વાત લગાર ધ્યાન ખેંચે એવી છે, તોપણ **અથર્વવેદ**ના કેટલાક ઉપનિષદો ઉપર આ ન્હાનકડા ગ્રન્થની ઘણી મજબૂત અસર થઈ હતી, એટલુજ નહીં પણ પાછલા સમયમા લખાયલા **વેદાન્તસાર** એ નામના વેદાન્ત વિષેના સક્ષિપ્ત ગ્રન્થના સુવિખ્યાત લેખકે બીજા કોઈ પણ ઉપનિષદ્‌ના કરતા આ ઉપનિષદ્‌નો સૌથી વધારે ઉપયોગ કરેલો છે

પણ આ ઉપનિષદ્‌નુ સૌથી વધારે મહત્ત્વ તો એ છે કે હિન્દુસ્તાનની ફિલસુફીના સૌથી ધ્યાન ખેંચે એવા ગ્રન્થોમાનો એક, **ગૌડપાદ**ની **કારિકા**, તેની ઉત્પત્તિ આ ગ્રન્થને લીધે થઈ છે આ **કારિકા**મા શ્લોકોની સંખ્યા ૨૦૦ ઉપરાતની છે અને તેના ચાર વિભાગ પાડવામા આવ્યા છે, તેમાના પ્હેલા વિભાગમા **માણ્ડૂક્ય ઉપનિષદ્**નો સમાવેશ કરવામા આવ્યો છે આ ચારે વિભાગને ચાર ઉપનિષદો તરીકે ગણવામા આવ્યા છે તે ઉપરથી આ **કારિકા**ની કેટલી પ્રતિષ્ઠા હતી તેનો ખ્યાલ આવી શકે છે એ **કારિકા**નો રચનાર, અને વેદાન્તનો પ્રખ્યાત ભાષ્યકાર **શઙ્કર** (ઇ સ. ૮૦૦)જેનો શિષ્ય હતો તે **ગોવિન્દ**નો ગુરુ **ગૌડપાદ**, એ બેઉ એક જ છે એમ માનવાને મજબૂત કારણો છે મુખ્ય બાબતમા **શઙ્કર**નુ દષ્ટિબિન્દુ અને **કારિકા**ના રચનારનું દષ્ટિબિન્દુ એકજ છે અને જે વિચારો અને જે અલકારો **કારિકા**મા નવાજ વપરાવા માડેલા જોવામા આવે છે તે **શઙ્કર**ના ભાષ્યોમા સાધારણ જેવા થઈ ગયલા જણાય છે. ખરેખર, પ્લેટોએ જેવી રીતે પાર્મિનાઇડિસના સિદ્ધાન્તોને લઈને તેની સુવ્યવસ્

યોજના કીધી હતી તેવી રીતે **શંકરે** **गौडपाद**ના સિદ્ધાન્તોને લઈને તેની સુવ્યવસ્થિત યોજના કીધી હતી એવુ આપણાથી કહી શકાય એમ છે ખચીત, પ્રોફેસર ડયૂસને બતાવી આપ્યુ છે તે પ્રમાણે, **अद्वैत** ( વિશ્વમા એકજ તત્ત્વ વ્યાપી રહ્યું છે) અને **अजाति** ( કોઈ વસ્તુ નવી જન્મ પામતી નથી) એ બે **गौडपाद**ની **कारिका**ના મુખ્ય વિચારો ઉપર જણાવેલા **ગ્રીક** ફિલસૂફના વિચારોની સાથે પૂરેપૂરા મળતા આવે છે

**कारिका**ના પ્રથમ વિભાગમા **माण्डूक्यउपनिषद्**નેજ જાણે પદ્યમા મૂકવામા આવ્યુ હોય એવુ જણાય છે એ વિભાગમા કઈક નવુજ કહેવામા આવ્યુ છે તે એ છે કે આ જગત્ કઈ છેજ નહીં એમ નથી તેમ અમુક તત્ત્વનો આ જગતને રૂપે પરિણામ થયો છે એવુ પણ નથી, પણ એ **બ્રહ્મ**નો **स्वभाव**જ છે. જેવી રીતે સૂર્યના જુદા જુદા કિરણો તે એકજ વસ્તુ( પ્રકાશ ) છે અને તે સૂર્યથી ભિન્ન નથી તેવીજ રીતે વિશ્વના વિવિધ પદાર્થો તે પણ એકજ વસ્તુ (જ્ઞાન) છે અને તે **બ્રહ્મ**થી ભિન્ન નથી **कारिका**ના બાકીના ભાગને ઉપનિષદ્‌ની સાથે કોઈ પણ રીતનો સમ્બન્ધ નથી અને ઉપનિષદ્‌ના સિદ્ધાન્તો કરતા એ ભાગમા ઘણુ આગળ વધવામા આવ્યુ છે દ્વિતીય વિભાગને **वैतथ्य** એવુ ખાસ નામ આપવામા આવ્યુ છે જગત્ એ જગત્ તરીકે સત્યજ છે એ સિદ્ધાન્તનુ "ખોટાપણું" એ વિભાગમા દર્શાવવામા આવ્યુ છે અંધકારને લીધે રજ્જુને જેવી રીતે સર્પ તરીકે ગણવામા આવે છે તેવી રીતે અજ્ઞાનના અંધકારને લીધે જગતને આત્મા તરીકે ગણવામા આવે છે શાસ્ત્રનો આધાર લીધા વિના જગત્ ઉપરથી આત્મા વિષે જે કઈ કલ્પના કરવામા આવે તે વૃથા છે, કારણ કે જગતનો અનુભવ દરેક માણસનો જુદો જુદો હોય છે

**कारिका**ના ત્રીજા વિભાગને "**अद्वैत**" એવુ નામ આપવામા આવ્યુ છે એ વિભાગમા પરમાત્મા અને જીવાત્મા એ બેનો અભેદ સમજાવવાને આકાશ અને આકાશનો જે ભાગ એક ઘડામા આવી જાય છે તે ( **घटाकाश** ) એની સરખામણી કરવામા આવી છે વસ્તુની ઉત્પત્તિ થાય છે અથવા વસ્તુઓ અનેક છે એ વિચારોની વિરુદ્ધ દલીલ કરતી વખતે કવિએ એવો સિદ્ધાન્ત પ્રકટ કર્યો છે કે વસ્તુનો પોતાનો

જે સ્વભાવ હોય તેનાથી ભિન્ન તે કદી પણ થઈ શકે નહીં જે વસ્તુ **सत्** છે તેની ઉત્પત્તિ ( **सतो जन्म** ) થઈ શકે નહીં, કારણ કે જે વસ્તુ અસ્તિત્વમાજ છે તેનો ઉદ્ભવ કેવી રીતે થઈ શકે? જે વસ્તુ **असत्** છે તેની ઉત્પત્તિ ( **असतो जन्म** ) એ પણ અશક્ય છે, કારણ કે વધ્યા-પુત્રનો જન્મ કદી સભવતો નથી તેમ જે વસ્તુ છેજ નહીં તેની ઉત્પત્તિ પણ સભવતી નથી છેલ્લા વિભાગનુ “ **अलातशान्ति** ” ( અથવા “ બળતા લાકડાનુ હોલવાવુ ” ) એવુ નામ છે જગત્મા અનેકતા અને ઉત્પત્તિનો આભાસ કેવી રીતે થાય છે તે દર્શાવવાને માટે જે ચાતુર્યવાળી કલ્પના કરવામા આવી છે તે ઉપરથી એ વિભાગનુ “ **अलातशान्ति** ” એવુ નામ પડ્યુ છે લાકડાનો એક છેડો સળગતો હોય તેને આપણે જોરથી હલાવીએ તો અગ્નિની લીટીઓ અથવા અગ્નિના ચક્રરો આપણા જોવામા આવે છે, પણ તે વખતે લાકડાનો છેડા ઉપરનો જે ભાગ સળગતો હોય છે તેમા કઈ પણ ઉમેરો થતો નથી તેમ એ ભાગમાથી કઈ બહાર પણ નીકળતું નથી પેલી જે અગ્નિની લીટી અથવા અગ્નિનુ ચક્કર જણાય છે તેનુ અસ્તિત્વ આપણી બુદ્ધિ( **विज्ञान** )માજ છે તેજ પ્રમાણે જગતના જે જુદા જુદા દેખાવો જણાય છે તેમા એકજ ચૈતન્યની જુદી જુદી વૃત્તિઓ સિવાય વિશેષ કઈ પણ નથી



## પ્રકરણ ૭.

---

### સૂત્રો.

(આશરે ઇ સ પૂર્વે ૫૦૦–૨૦૦)

બ્રાહ્મણોના વિચારોનો જેવી રીતે ઉપનિષદોમા વિકાસ થયલો જોવામા આવે છે તેવી રીતે બ્રાહ્મણોના વિધિઓનો વિષય સૂત્રોમા આગળ ચર્ચવામા આવેલો જણાય છે, પણ ઉપનિષદોને જેવી રીતે શ્રુતિના ગ્રન્થો તરીકેજ ગણવામા આવે છે તેવી રીતે આ સૂત્રોને શ્રુતિના ગ્રન્થ તરીકે ગણવામા આવતા નથી એ સૂત્રોની પવિત્ર ગ્રન્થ તરીકેની એવી પ્રતિષ્ઠા કદી પણ સ્થાપિત થઈ નથી, તેનુ કારણ ઘણું ખરૂ એજ હશે કે એ ગ્રન્થો કેવળ વ્યાવહારિક જરૂરિયાતો પૂરી પાડવાને માટે વિપ્ર લોકોના મુખપરપરાએ ઉતરી આવેલા જ્ઞાનના મદદ વડે કરીને બ્રાહ્મણ ગ્રન્થોની અદરના વચનો ઉપરથીજ રચાયા હશે એ ગ્રન્થમાના જે સૌથી વધારે પ્રાચીન છે તે છેક બૌદ્ધ ધર્મ અસ્તિત્વમાં આવ્યો તે અરસામાજ રચાયા હોય એમ જણાય છે ખરેખર, હરીફાઈમા ટકી શકે એવા નવા ધર્મના ઉદયને લીધેજ બ્રાહ્મણ ધર્મની પૂજાના સુવ્યવસ્થિત અને સક્ષિપ્ત ગ્રન્થો રચાવાની જરૂરિયાત સૌથી પ્હેલી જણાઈ હોય એ ઘણું બનવા જોગ છે ત્યાર પછી બૌદ્ધ લોકોને પણ ધર્મસિદ્ધાન્તો પ્રકટ કરવાને માટે સૂત્રગ્રન્થોની આ નવી શૈલી ઘણી અનુકૂળ જણાઈ હોય એવુ લાગે છે, કારણ કે પાલી ભાષાના સૌથી પ્રાચીન ગ્રન્થો તે એ શૈલીમાજ લખાયલા છે વેદની અમુક શાખાને લગતા ધર્મ વિષેના સૂત્રોનો જે સપૂર્ણ સગ્રહ તેને **કલ્પસૂત્ર** એવુ નામ આપવામા આવ્યુ છે એવો સપૂર્ણ સગ્રહ સચવાઈ રહેલો જ્યા જોવામા આવે છે ત્યા તે સગ્રહનો સૌથી પ્હેલો અને સૌથી વધારે વિસ્તારવાળો ભાગ તે શ્રૌતસૂત્રનો હોય છે

**ઋગ્વેદ**ની સાથે **શાંખાયન** અને **આશ્વલાયન** એ બે શાખા (**ચરણ**)ના શ્રૌતસૂત્રના ગ્રન્થો જોડાયલા છે એમાની પ્હેલી એટલે શાંખાયન શાખાએ પાછળથી ઉત્તર ગુજરાતમા નિવાસ કર્યો હતો, અને બીજી એટલે આશ્વલાયન શાખાએ દક્ષિણમા ગોદાવરી અને કૃષ્ણાની

વચ્ચેના પ્રદેશમા નિવાસ કર્યો હતો એ બેઉ શાખામા વિધિનો ક્રમ લગભગ એકસરખા ક્રમમાજ આપવામા આવ્યો છે, પણ મોટા રાજકીય યજ્ઞોનું વર્ણન **શાંખાયન શ્રૌતસૂત્ર**મા ઘણા વધારે વિસ્તાર સાથે આપ્યુ છે. એ સૂત્ર **શાંખાયન બ્રાહ્મણ**ની સાથે ઘણા ગાઢા સમ્બન્ધથી જોડાયલુ છે, અને એની અંદરનું વસ્તુ અને એની શૈલી, જે ઘણે ઠેકાણે બ્રાહ્મણોની શૈલીને મળતી આવે છે, તે બેઉ ઉપરથી **આશ્વલાયન**ના **શ્રૌતસૂત્ર**ના કરતા એ વધારે પ્રાચીન જણાય છે એ ગ્રન્થ અઢાર અધ્યાયનો બનેલો છે, તેમાના છેલા બે અધ્યાય પાછળથી ઉમેરાયલા છે, અને તે **કૌષીતકિ આરણ્યક**ના પ્હેલા બે અધ્યાયને મળતા આવે છે **આશ્વલાયન**નુ **શ્રૌતસૂત્ર**§ બાર અધ્યાયનું બનેલુ છે, અને એ સૂત્ર **ઐતરેય બ્રાહ્મણ**ની સાથે સમ્બન્ધ ધરાવે છે **આશ્વલાયન** એ **ઐતરેય આરણ્યક**ના ચોથા અધ્યાયના રચનાર તરીકે પણ જાણીતો છે, અને એ શૌનકનો શિષ્ય હતો એવુ મુખપરંપરાએ ઉતરી આવેલી દંતકથાને આધારે માનવામા આવે છે

**સામવેદ**ના ત્રણ શ્રૌતસૂત્રો સચવાઈ રહ્યા છે તેમાથી **મશક**નું શ્રૌતસૂત્ર, જે સૌથી વધારે પ્રાચીન છે, તેને **આર્ષેય કલ્પ** એવુ નામ પણ આપવામા આવ્યુ છે એ ગ્રન્થમા, **પઞ્ચવિંશ બ્રાહ્મણ**ના ક્રમને અનુસરીને સોમયાગના જુદા જુદા વિધિઓને લગતી પ્રાર્થનાઓ ગણાવી જવા ઉપરાંત કંઈ પણ વિશેષ કરવામા આવ્યુ નથી **લાટ્યાયન**નુ રચેલું શ્રૌતસૂત્ર તે કૌથુમ શાખાના ગ્રન્થ તરીકે સ્વીકારાયુ એ ગ્રન્થમા મશકના શ્રૌતસૂત્રમાથી ઘણા ઉતારાઓ આપવામા આવ્યા છે. મશક અને લાટ્યાયન, એ બેઉના શ્રૌતસૂત્રો **પઞ્ચવિંશ બ્રાહ્મણ**ની સાથે ઘણો ગાઢો સમ્બન્ધ ધરાવે છે દ્રાહ્યાયણનુ શ્રૌતસૂત્ર અને લાટ્યાયનનું શ્રૌતસૂત્ર, એ બેમા તફાવત નહીં જેટલોજ છે એ દ્રાહ્યાયણનું શ્રૌતસૂત્ર તે **સામવેદ**ની રાણાયનીય શાખાનો ગ્રન્થ છે

**શુક્લયજુર્વેદ**ની સાથે કાત્યાયનનું શ્રૌતસૂત્ર જોડાયલુ છે આ ગ્રન્થ ૨૬ અધ્યાયનો બનેલો છે, અને એકંદરે એ ગ્રન્થમા **શતપથ**

---

§ આશ્વલાયન એ શૌનક, જેણે **ઋક્પ્રાતિશાખ્ય** રચ્યુ કહેવાય છે, તેનો શિષ્ય છે શૌનકે પોતે પણ એક શ્રૌતસૂત્ર લખ્યુ હતુ, પણ પોતાના શિષ્યનો ગ્રન્થ એને વધારે ચઢિયાતો લાગ્યો એટલે એણે પોતાના ગ્રન્થનો નાશ કર્યો એવી દંતકથા છે

**બ્રાહ્મણ**ના યજ્ઞવિધિના ક્રમને ચુસ્ત વળગી રહેવામા આવ્યુ હોય એવુ જણાય છે, તોપણ એના ત્રણ અધ્યાય (૨૨–૨૪) **સામવેદ**ના વિધિને લગતા છે એની ગૂઢાર્થવાળી શૈલી ઉપરથી સૂત્ર સમયનો એ એક મોડો રચાયલો ગ્રન્થ હોય એવુ અનુમાન થાય છે

**કૃષ્ણયજુર્વેદ**ના આખા ૭ **શ્રૌતસૂત્રો** સચવાઈ રહ્યા છે, પણ તેમાથી અત્યાર સુધીમા બેજ **શ્રૌતસૂત્રો** પ્રસિદ્ધ થયા છે એ **શ્રૌત**-સૂત્રોમાના ચાર એકબીજા સાથે ઘણો ગાઢો સમ્બન્ધ ધરાવે છે, અને **તૈત્તિરીય શાખા**ના ચાર પેટાવિભાગ, જેનાથી કોઈ ખાસ વેદ અથવા **બ્રાહ્મણ**ની સાથે જોડાયલી નહીં એવી પાછલા સમયની સૂત્ર શાખાઓ (**ચરણ**)નુ સૂચન થાય છે, તેના કલ્પસૂત્રોમા એ ચાર **શ્રૌતસૂત્રો**નો સમાવેશ કરવામા આવ્યો છે **આપસ્તમ્બ**ના કલ્પસૂત્રના ત્રીસ અધ્યાય (**પ્રશ્ન**) છે તેમાના પ્હેલા ચોવીસ અધ્યાયનુ **આપસ્તમ્બ**નુ **શ્રૌત**-સૂત્ર બનેલુ છે, અને **હિરણ્યકેશી**ના કલ્પસૂત્રના ૨૯ અધ્યાય છે તેમાના પ્હેલા અઢાર અધ્યાયનુ **હિરણ્યકેશી**નુ **શ્રૌતસૂત્ર** બનેલુ છે **બૌદ્ધાયન** એ **આપસ્તમ્બ**ના કરતા વધારે જૂનો છે તે **બૌદ્ધાયન**નુ **સૂત્ર** અને **ભારદ્વાજ**નુ સૂત્ર, એ હજી પ્રસિદ્ધ થયા નથી

**મૈત્રાયણી સંહિતા**ને લગતુ **માનવશ્રૌતસૂત્ર** છે મૈત્રાયણીય શાખાનો **માનવ** એ નામનો જે પેટાવિભાગ હતો અને જેનાથી **મનુસ્મૃતિ**ની ઉત્પત્તિ થઈ હોય એવુ મજબૂત અનુમાન થઈ શકે છે તેને લગતો આ **માનવશ્રૌતસૂત્ર**નો ગ્રન્થ છે એ ગ્રન્થ જૂનામા જૂના **શ્રૌતસૂત્રો**માનો એક જણાય છે **યજુર્વેદ**ના **બ્રાહ્મણ** વિભાગના જેવી વર્ણનાત્મક શૈલી એ ગ્રન્થમા આપણે જોઈએ છિયે, પણ એ ગ્રન્થમા અને **યજુર્વેદ**ના **બ્રાહ્મણ** વિભાગમા ફેર એટલો છે કે અહીં યજ્ઞનો વિધિજ વર્ણવવામા આવ્યો છે અને યજુર્વેદના **બ્રાહ્મણો**ની પેઠે કોઈ પણ રીતની દંતકથાઓ, ચર્ચાઓ, અથવા વિવેચનો અહીં આપવામા આવ્યા નથી **કૃષ્ણયજુર્વેદ**ની સાથે **વૈખાનસશ્રૌતસૂત્ર** એ નામનો ગ્રન્થ પણ જોડાયલો છે, પણ એ ગ્રન્થની તો થોડીક હસ્તલિખિત પ્રતોજ જોવામા આવે છે એ ગ્રન્થ હજી પ્રસિદ્ધ થયો નથી.

**અથર્વવેદ**નુ **શ્રૌતસૂત્ર** તે "**વૈતાનસૂત્ર**"ના નામથી ઓળખાય છે. એ **સૂત્ર** જૂનુ નથી તેમજ એ **સૂત્ર**મા કઈ અપૂર્વતા પણ

નથી, પણ બીજા વેદોની પેઠે **અથર્વવેદ**નુ પણ જુદું સૂત્ર હોવુ જોઈએ એવા હેતુથી એ સૂત્ર રચવામા આવ્યુ છે જે શબ્દથી એ સૂત્રની શરૂઆત થાય છે તે શબ્દ ઉપરથી એનું "**વૈતાનસૂત્ર**" એવુ નામ પડયુ હોય એ ઘણું સંભવિત છે, કારણ કે **વૈતાન** ("યજ્ઞના ત્રણ અગ્નિઓને લગતું") એ નામ તો સઘળા **શ્રૌતસૂત્રો**ને એકસરખુ લાગુ પાડી શકાય એવુ છે એ સૂત્ર જોકે ખુલ્લુ **શુક્લયજુર્વેદ**ના **કાત્યાયનસૂત્ર**નુ અનુકરણ કરે છે તોપણ મ્હોટે ભાગે એ **ગોપથ-બ્રાહ્મણ**ની સાથે મળતું આવે છે એ સૂત્રનુ મોડાપણું સૂચવનારી એક વાત એ છે કે બીજે ઠેકાણે હમેશા **ગૃહ્યસૂત્ર** તે **શ્રૌતસૂત્ર**ની પાછળ લખાયલુ જોવામા આવે છે, પણ આ **વૈતાનસૂત્ર** તે **અથર્વવેદ**ના **ગૃહ્યસૂત્ર**ની પાછળ પાછળ ઘસડાનારૂ છે અને તેના ઉપરજ આધાર રાખનારૂ છે

જોકે યજ્ઞના વિધિનુ યથાર્થ જ્ઞાન મેળવવાને માટે **શ્રૌતસૂત્રો** અત્યન્ત આવશ્યક છે તોપણ બીજી દૃષ્ટિથી જોતા, સાહિત્યના સઘળા સ્વરૂપોમા એ **શ્રૌતસૂત્રો**નું સ્વરૂપ સૌથી ઓછુ આકર્ષક છે આ કારણથી એ **શ્રૌતસૂત્રો**મા જે વિધિઓ આપ્યા છે તે વિષે જેમ બને તેમ સક્ષેપમા કથન કરવુ એટલુજ બસ થશે પ્રથમ તો એટલુ યાદ રાખવુ જરૂરનુ છે કે એ વિધિઓ કદી પણ અમુક ભેગા થયલા મડળ તરફથી કરવાના નથી હોતા, પણ હમેશા અમુક વ્યક્તિને માટેજ કરવાના હોય છે. એ વ્યક્તિને **યજમાન** અથવા "યજ્ઞ કરનાર" એવુ નામ આપવામા આવે છે, અને એ વિધિઓમા એ વ્યક્તિ પોતે નહીં જેવોજ ભાગ લે છે ખરેખરા એ વિધિઓના કરનારા તો બ્રાહ્મણો હોય છે, અને યજ્ઞના સ્વરૂપ પ્રમાણે એ વિધિઓમા બ્રાહ્મણોની સખ્યા જુદી જુદી હોય છે કોઈમા એકજ બ્રાહ્મણ બસ થાય છે તો કોઈમા સોળ બ્રાહ્મણોની પણ જરૂર પડે છે એ સઘળા વિધિઓમા **વેદી**ની આસપાસના ત્રણ પવિત્ર અગ્નિઓનુ વિશેષ મહત્ત્વ જોવામા આવે છે * (દેવતાઓ માટેના હવિ નાખવાને માટે કઈક ઉંડો ખાડો ખોદ્યો હોય છે અને તેના ઉપર ઘાસ પાથર્યું હોય છે તેને "**વેદી**" એવુ નામ

* गार्हपत्य, आहवनीय અને दक्षिणाग्नि યજમાન અને યજમાન-પત્ની સૌથી પ્રથમ જે અગ્નિને સળગાવે છે તે 'गार्हपत्य' ના નામથી ઓળખાય છે, અને એ અગ્નિ વડેજ બીજા બે અગ્નિઓ પ્રકટાવવામા આવે છે

આપવામા આવે છે ). સૌથી પ્હેલો વિધિ અગ્નિઓની સ્થાપના કરવાનો છે ( **अग्नि-आधेय** ) યજમાન અને યજમાનપત્ની બેઉ અરણીઓ વડે એ અગ્નિને સળગાવે છે, અને ત્યાર પછી એ અગ્નિને એવો ને એવો પ્રજ્વલિત રાખવામા આવે છે

શ્રૌત વિધિઓની સખ્યા ચૌદની છે તેના બે મુખ્ય વિભાગ પાડવામા આવ્યા છે, સાત હવિના યજ્ઞો અને સાત સોમના યજ્ઞો. જુદા જુદા પ્રકારના પશુયજ્ઞોને જુદા જુદા વિભાગમા ગોઠવવામા આવ્યા છે. **हविना** યજ્ઞમા દુગ્ધ, ધૃત, યૂષ, ધાન્ય, પુરોડાશ વગેરેના હવિ આપવામા આવે છે એવા યજ્ઞોમા **अग्निहोत्र** એ સૌથી સાધારણ છે એમા રોજ સ્હવારે અને સાઝે ત્રણ અગ્નિઓને દૂધના હવિ આપવામા આવે છે બાકીના યજ્ઞોમા પૂર્ણિમા અને અમાવાસ્યાએ કરવાના ( **दर्शपूर्णमास** ) અને ત્રણે ઋતુઓની શરૂઆતમા કરવાના ( **चातुर्मास्य** ) એ યજ્ઞો સૌથી વધારે અગત્યના છે આ ઉપરાત કેટલાક ફરી ફરીને કરવાના યજ્ઞો છે, તે સિવાય ઘણા તો અમુક પ્રસંગ ઉપરજ અથવા અમુક અર્થની સિદ્ધિને માટેજ કરવાના છે

જુદી જુદી જાતના સોમયજ્ઞો તે ઘણા વધારે ગુચવણિયા હતા. સાદામા સાદો " **अग्निष्टोम** " તેમા પણ સોળ બ્રાહ્મણોની જરૂર પડતી આ વિધિ એકજ દિવસ પ્હોચતો, અને તેમા સ્હવાર, બપોર, અને સાઝ એ ત્રણ વખતે સોમના સવનો કરવાના હતા, પણ એ દિવસની આગળથી જે તૈયારીઓ કરવાની હતી તે ઘણી ભારે હતી એ તૈયારીના વિધિઓ ઘણા વિસ્તારવાળા હતા એમાનો એક વિધિ યજમાન અને યજમાનપત્નીની **दीक्षा**નો હતો બીજા સોમયજ્ઞો કેટલાક દિવસો સુધી—બારબાર દિવસો સુધી પણ—પ્હોચતા, અને બીજી જાતના યજ્ઞો, જેને **सत्र** ( " બેઠક " ) એવુ નામ આપવામા આવ્યુ હતુ, તે વર્ષ દિવસ અથવા તેના કરતા પણ વધારે વખત સુધી પ્હોચતા

જેને સોમયજ્ઞની સાથે જોડી શકાય એવો એક ઘણો પવિત્ર વિધિ " **अग्निचयन** " એ નામનો છે તે વર્ષ દિવસ પ્હોચે છે પાચ પશુઓના બલિદાન સાથે એ વિધિની શરૂઆત થાય છે પછી, વર્ષ-દિવસ સુધી અગ્નિ જેમા રાખી મૂકવાનો તે " **उखा** " નામનું માટીનુ પાત્ર તૈયાર કરવામા ઘણો વખત જાય છે કાળા હરણનો વાળ અને

એવા એવા પદાર્થોને માટીની સાથે કેવી રીતે મેળવવા તે વિષે, એ માટીને અમુક ઘાટ કેવી રીતે આપવો તે વિષે, અને છેવટે એ માટીને પકવવી કેવી રીતે તે વિષે ઘણા સૂક્ષ્મ નિયમો અતિ વિસ્તારથી આપવામા આવ્યા છે પછી ઇટો, તે પણ જુદા જુદા કદની અને દરેકનુ કદ ચોક્કસ નક્કી કરવામા આવેલુ એવી, તેને અમુક ક્રમ પ્રમાણે ગોઠવવાની હોય છે ઇટોના ઉપરાચાપરી પાચ પડ કરવાના તેમા સૌથી નીચેના પડમા ૧૯૫૦ ઇટો ગોઠવવાની, અને બધી મળીને ૧૦,૮૦૦ ઇટો ગોઠવવાની હોય છે એમાની ઘણી ઇટોના જુદા જુદા નામ અને જુદા જુદા અર્થ હોય છે એ પ્રમાણે બ્રાહ્મણોનુ મ્હોટુ લશ્કર એકઠું થઈને અનુકૂળ વિધિઓ તથા પ્રાર્થનાઓની સાથે ઇટોને બરાબર ગોઠવીને ધીમે ધીમે "વેદી" તૈયાર કરે છે આ સ્થળે તો એ વિધિના અગત્યના મુદ્દાઓમાથી કેટલાએકજ ગણાવવામા આવ્યા છે, પણ તે ઉપરથી બ્રાહ્મણ વિધિઓ કેટલા વિસ્તારવાળા અને કેવા ગુચવણભરેલા છે, ઝીણામા ઝીણી વિગત પણ અગત્યની ગણાતી હોય એવી કેટલી વિગતોનો એમા સમાવેશ થાય છે તેનો કઈક ઝાખો ઝાખો પણ ખ્યાલ આવી શકશે એવો પાકો સભવ છે બીજા કોઈ પણ ધર્મમા આવી રીતના વિધિઓ કદી જોવામા આવ્યા નથી

ઘરમા કરવાના વિધિઓ વિષે બ્રાહ્મણોમા કઈ પણ ક્વચિતજ કહેવામા આવ્યુ છે એટલે રોજના જીવનવિધિઓની સુવ્યવસ્થિત યોજના કરતી વખતે ગૃહ્યસૂત્રોના રચનારાઓની પાસે લોકમા પ્રચાર પામેલા સપ્રદાય સિવાય બીજો કોઈ પણ આધાર ન્હોતો સાધારણ રીતે, શ્રૌતસૂત્રના ગ્રન્થો કરતા ગૃહ્યસૂત્રના ગ્રન્થો કઈક મોડા લખાયલા હોવા જોઈએ, કારણ કે ગૃહ્યસૂત્રના રચનારાઓને શ્રૌતસૂત્રનુ જ્ઞાન હતું એમ એ ગૃહ્યસૂત્રના ગ્રન્થો ઉપરથી હમેશા જણાઈ આવે છે

**ઋગ્વેદ**ની સાથે જોડાયલુ પ્હેલુ તો **શાંખાયનગૃહ્યસૂત્ર** છે એ ગ્રન્થના છ અધ્યાય છે, પણ ગ્રન્થનો મૂળ વિભાગ તો પ્હેલા ચારજ અધ્યાયનો બનેલો હતો, અને એ ચાર અધ્યાયમા પણ કેટલાક ફકરાઓ પાછળથી ઘુસાડી દેવામા આવેલા જણાય છે. આ ગ્રન્થની સાથે ગાઢો સમ્બન્ધ ધરાવનાર **શામ્બવ્યગૃહ્ય** છે તે પણ **કૌષીતકી** શાખાનુ છે, અને અત્યાર સુધી તો એ ગ્રન્થની હસ્તલિખિત પ્રતજ જોવામા આવી છે. એ ગ્રન્થના રચનારને **શાંખાયનગૃહ્યસૂત્ર**ના છેલ્લા

એ કાણ્ડ વિષે કંઈ પણ માહિતી હોય એમ જણાતું નથી, તેમજ ત્રીજા અને ચોથા કાણ્ડમા વર્ણવેલા કેટલાક વિધિઓ વિષે પણ એ અજ્ઞાન હોય એમ જણાય છે, તેનીજ સાથે પિતૃઓના યજ્ઞ વિષે એક નવોજ કાણ્ડ એ ગ્રન્થમા આપવામા આવ્યો છે **ऐतरेय ब्राह्मण**ની સાથે **આશ્વલાયનનુ ગૃહ્યસૂત્ર** જોડાયલુ છે એ ગ્રન્થનો રચનાર પોતાના પ્હેલાજ સૂત્રમા કહે છે તે પરથી સમજાય છે કે પોતાના **શ્રૌત**સૂત્રના ગ્રન્થનો બાકીનો ભાગ એ સૂત્રમા આપવામા આવ્યો છે એ સૂત્રના ચાર અધ્યાય છે, અને **શ્રૌત**સૂત્રના ગ્રન્થની પેઠે એ ગ્રન્થને છેડે પણ **नमः शौनकाय** "શૌનકને નમસ્કાર" એવા શબ્દો મૂકવામા આવ્યા છે

**सामवेद**નુ મુખ્ય ગૃહ્યસૂત્ર **ગોભિલ**નુ છે આ વર્ગના સઘળા ગ્રન્થોમા એ ગ્રન્થ સૌથી વધારે પ્રાચીન, સૌથી વધારે સપૂર્ણ, અને સૌથી વધારે રસદાયી છે **सामवेद**ની બેઉ શાખાઓ તરફથી એ ગ્રન્થનોજ ઉપયોગ કરાતો હોય એમ જણાય છે **सामवेद**ની સહિતા સિવાય **मन्त्रब्राह्मण** પણ એ ગ્રન્થના પ્હેલા રચાયુ હોવુ જોઈએ એમ માલમ પડે છે **सामवेद**ની સંહિતામા ન આપેલા એવા મત્રોનો વિધિના ક્રમ પ્રમાણે સગ્રહ કરીને તે **मंत्रब्राह्मण**મા આપવામા આવ્યો છે ગોભિલે પોતાના ગ્રન્થમા એ મત્રના ઉતારાઓ ટૂકા રૂપમા આપ્યા છે **ખાદિર**નુ ગૃહ્યસૂત્ર દ્રાહ્યાયણ શાખાને લગતું છે, અને **सामवेद**ની રાણાયનીય શાખા પણ એ સૂત્રનોજ ઉપયોગ કરે છે ગોભિલનુ ગૃહ્યસૂત્ર આ ગ્રન્થમા વધારે સક્ષિપ્ત સ્વરૂપે આપવામા આવ્યુ છે તે સિવાય એ બે ગ્રન્થમા વિશેષ તફાવત જણાતો નથી

**शुक्लयजुर्वेद**નુ ગૃહ્યસૂત્ર **પારસ્કર**નુ છે, તેને **कातीय** અથવા **वाजसनेय गृह्यसूत्र** એવુ નામ પણ આપવામા આવે છે કાત્યાયનના **શ્રૌત**સૂત્રની સાથે એ સૂત્રનો એવો ગાઢો સમ્બન્ધ છે કે ઘણી વાર કાત્યાયનનુ નામ દઈને એ સૂત્રમાથી ઉતારાઓ આપવામા આવ્યા છે પાછલા સમયમા રચાયલી **याज्ञवल्क्यस्मृति** ઉપર આ **પારસ્કર**ના ગ્રન્થની અસર થઈ હોય એવુ સ્પષ્ટ જણાઈ આવે છે

**कृष्णयजुर्वेद**ના સાત ગૃહ્યસૂત્રો છે, તેમાના ત્રણજ અત્યાર સુધીમા પ્રસિદ્ધ થઈ ચૂક્યા છે **આપસ્તમ્બ**નુ ગૃહ્યસૂત્ર તે એનાજ કલ્પસૂત્રના બે અધ્યાય(૨૬-૨૭)નુ બનેલુ છે એ બેમાના પ્હેલા

અધ્યાયનું નામ **મન્ત્રપાઠ** છે, તેમા વિધિઓની સાથે વાપરવાના મન્ત્રોનો સંગ્રહ આપવામા આવ્યો છે ખરેખરૂ ગૃહ્યસૂત્ર બીજા અધ્યાયમા છે, અને તે **મંત્રપાઠ**ની પછી લખાયલુ છે **હિરણ્યકેશી**ના કલ્પસૂત્રના ૧૯મા અને ૨૦મા અધ્યાયનુ હિરણ્યકેશીનુ ગૃહ્યસૂત્ર બનેલુ છે **બૌધાયન**ના ગૃહ્યસૂત્ર વિષે બહુ જાણવામા આવ્યુ નથી, અને **ભાર-દ્વાજ**ના ગૃહ્યસૂત્ર વિષે તો એથી પણ થોડુ જાણવામા આવ્યુ છે **मानवगृह्यसूत्र** તે **मानवश्रौतसूत्र**ની સાથે ગાઢો સમ્બન્ધ ધરાવે છે પાછના ગ્રન્થના ઘણા વચનો ફરીથી શબ્દેશબ્દ એ ગ્રન્થમા આપવામા આવ્યા છે બીજા ગૃહ્યસૂત્રોમા ન દીઠામા આવતો એવો એક વિધિ–વિનાયકોની પૂજાનો વિધિ–આ ગૃહ્યસૂત્રમા આપવામા આવ્યો છે તેને લીધે એ સૂત્ર આપણુ ખાસ લક્ષ ખેંચે છે એજ ફકરો પાછો યાજ્ઞવલ્કયની સ્મૃતિમા પદ્યમા મૂકાયલો આપણા જોવામા આવે છે તેમા ચાર વિનાયકને બદલે એકજ વિનાયક (ગણેશ એ નામના દેવ) જોવામા આવે છે **मानवगृह्यसूत्र**ની સાથે **काठकगृह्यसूत्र**નો સમ્બન્ધ ખુલ્લો જણાઈ આવે છે બેઉમા વિષયોની ગોઠવણી એકસરખી છે એટલુજ નહીં પણ ઘણા ફકરાઓ પણ એકસરખા જોવામા આવે છે વિષ્ણુની સ્મૃતિ સાથે પણ એ ગ્રન્થ ઘણો સમ્બન્ધ ધરાવે છે. **वैखानसगृह्यसूत्र** એ એક વિસ્તૃત ગ્રન્થ છે, અને એ ગ્રન્થ મોડો લખાયો હોય એવુ સ્પષ્ટ જણાઈ આવે છે જે વિષયોની વિશેષ ચર્ચા પરિશિષ્ટ ગ્રન્થોને માટે રહેવા દેવામા આવી છે તે વિષયોના સમ્બન્ધમા એ ગ્રન્થમા કઈક કઈક કહેવામા આવ્યુ છે.

**अथर्ववेद**ને લગતો "**कौशिकसूत्र**" એ નામનો અગત્યનો ગ્રન્થ છે એ ગ્રન્થ કેવળ ગૃહ્યસૂત્રનોજ નથી, કારણ કે ગૃહ્ય વિધિઓ વિષેના વધારે અગત્યના નિયમો ઉપરાત **અથર્વ વેદ**ની સાથે ખાસ સમ્બન્ધ ધરાવનારા જાદુઈ તથા બીજા પ્રયોગો વિષે પણ એમા ચર્ચા ચલાવવામા આવી છે આ વિષયો સમ્બન્ધી એ ગ્રન્થમા જે વિસ્તૃત કથનો કરવામા આવ્યા છે તે ઉપરથી વેદની બીજી શાખાઓમા ન દીઠામા આવતી એવી ઘણી માહિતી એ ગ્રન્થમાથી આપણને મળી આવે છે. ચાર પાચ જુદા જુદા ગ્રન્થોને એકઠા કરીને તેનો એક સમગ્ર ગ્રન્થ તૈયાર કરવામા આવ્યો હોય એવુ એ ગ્રન્થનુ સ્વરૂપ જણાય છે **अथर्ववेद** અને એ ગ્રન્થ, બે મળીને વેદસમયના હિન્દુસ્તાનના વતનીના સામાન્ય જીવનનુ લગભગ સપૂર્ણ ચિત્ર આપણી આગળ ખડુ કરે છે.

જન્મથી તે મરણ સુધીના મનુષ્યના જુદા જુદા કૌટુમ્બિક વ્યવહારમા લાગુ પાડી શકાય એવા અનેક વિધિઓ વિષેના નિયમો ગૃહ્યસૂત્રમા આપેલા છે§ શ્રૌતસૂત્રના ત્રણ અગ્નિઓને બદલે એ વિધિઓ કરવાને માટે **आवसथ्य** અથવા **वैवाहिक** એ એકજ અગ્નિની જરૂર પડતી મનુષ્યના જીવન દરમ્યાન જે જુદા જુદા મહત્ત્વના પ્રસંગો આવે છે તે વખતે કરવાના ચાળીસ **संस्कार**નુ વર્ણન એ સૂત્રોમા આપવામા આવ્યુ છે ગર્ભાધાનથી તે વિવાહ સુધીના પહેલા અઢાર સંસ્કાર તે "**દેહના સસ્કાર**" કહેવાય છે બાકીના બાવીસ યજ્ઞો છે તેમાના આઠ–નિત્ય કરવાના પચ **महायज्ञ** અને બીજા કેટલાક **पाकयज्ञ**–તે ગૃહ્ય વિધિઓનોજ એક ભાગ છે, અને એ સિવાયના યજ્ઞો તે **શ્રૌત** વિધિઓને લગતા છે

પ્રથમ સંસ્કાર **पुसवन**નો છે પુત્રની પ્રાપ્તિ થાય તેને માટે એ સસ્કાર કરવાનો છે વટવૃક્ષના પ્રરોહને છૂદીને સ્ત્રીના જમણા નસકોરાની આગળ ધરવો એ વિધિ સૌથી સાધારણ છે **जातकर्म** પછી **नामकरण**નો વિધિ કરવામા આવે છે ઘણુંખરૂ બાળકના જન્મ પછી દસમે દહાડે એ વિધિ કરવામા આવે છે બાળકનુ એક "**છૂપુ નામ**" પાડવામા આવે છે તે તેના માબાપ સિવાય બીજુ કોઈ જાણતું નથી, અને ભૂતપ્રેતની અસરમાથી બાળકનુ રક્ષણ કરવાને માટે એ નામ પાડવામા આવે છે નામ કેવુ હોવુ જોઈએ તેને માટે ઘણી સૂક્ષ્મ સૂચનાઓ કરવામા આવી છે, ઉદાહરણ તરીકે, એવુ કહેવામા આવ્યુ છે કે દરેક નામના અક્ષરની સખ્યા વિષમ (એકીની) નહીં, પણ સમ (બેકીની) હોવી જોઈએ, તે નામની શરૂઆત ઘોષ વર્ણથી થવી જોઈએ, અને તેની મધ્યમા અતસ્થ વર્ણ (**य्**, **र्**, **ल्**, કે **व्**,) આવવો જોઈએ, બ્રાહ્મણના નામને છેડે "**शर्मन्**," ક્ષત્રિયના નામને છેડે "**वर्मन्**," અને વૈશ્યના નામને છેડે "**गुप्त**" આવવુ જોઈએ ઘણુંખરૂ ત્રીજે વરસે **चूडाकरण**નો સંસ્કાર કરવામા આવે છે તે વખતે છોકરાના વાળ કાઢી નાખવામા આવે છે અને કુટુમ્બની રીત પ્રમાણે કેશ ધારણ કરી શકાય તેટલા માટે મસ્તક પર એક કે બે ગુચ્છાઓજ રહેવા દેવામા આવે છે સોળમે વરસે દાઢી મુડાવવાનો સસ્કાર કરવામા આવે છે એ વખતે સાધારણ

† એ નિયમોનો મ્હોટો ભાગ હાલ આપણા આચારમાથી લુપ્ત થઈ ગયો છે

રીતે બે ગાયનું દાન કરવામા આવતું હોવાથી એ સંસ્કારને "**गोदान**" એવુ નામ આપવામા આવ્યુ છે

બાળક વયનો સૌથી વધારે અગત્યનો મસ્કાર **उपनयन**નો છે વિદ્યાભ્યાસ માટે બાળકને ગુરુની સમીપ લઈ જવો એનુ નામ **उपनयन** છે જે બ્રાહ્મણ હોય તેનો સસ્કાર આઠમા અને સોળમા વરસની વચમા થવો જોઈએ, પણ જે ક્ષત્રિય અથવા વૈશ્ય હોય તેનો મસ્કાર કઇંક મોડો કરવામા આવે તો તે ચાલે આ સંસ્કાર વખતે છોકરાને દંડ, વસ્ત્ર, મેખલા, અને એક તરફના ખભાની ઉપરથી લઈને બીજી તરફના હાથની નીચે રાખવાનુ જનોઈ, એટલા વાના આપવામા આવે છે દંડ તે જુદા જુદા કાષ્ઠનો બનાવેલો હોય છે, અને બીજી વસ્તુઓ તે જુદી જુદી વર્ણ પ્રમાણે જુદા જુદા પદાર્થની બનાવેલી હોય છે. જનોઈ તે ત્રણ ઉંચી વર્ણનુ–આર્ય જાતિનુ-બહારનુ ચિહ્ન છે, અને તે ધારણ કરાયાથી આર્ય વર્ણના માણસને ' દ્વિતીય જન્મ "ની પ્રાપ્તિ થાય છે, અને તે "**द्वि-ज**" ( બે વખત જન્મેલો ) એવા નામને યોગ્ય બને છે આ સસ્કારનુ ધાર્મિક પ્રયોજન એ છે કે એનાથી વેદના અધ્યયનનો અને ખાસ કરીને **सावित्री** એ સૌથી પવિત્ર પ્રાર્થનાનો ઉચ્ચાર કરવાનો અધિકાર એને પ્રાપ્ત થાય છે આ વિધિમા, બાળક બ્રાહ્મણને ઉપદેશ આપનારા **आचार्य**ને તેનો ધર્મપિતા ગણવામા આવે છે, અને **सावित्री**ને તેની માતા ગણવામા આવે છે

ઉપનયનનો વિધિ હજી પણ હિન્દુસ્તાનમા ચાલે છે ઘણી પ્રાચીન રૂઢિ ઉપરથી એ વિધિની શરૂઆત થઈ હોય એમ જણાય છે પંદર વરસના છોકરાને ઝરથોસ્તી કોમમા દાખલ કરતી વખતે જે કસ્તી ધારણ કરાવવાનો વિધિ અવસ્તામા લખ્યો છે તે પરથી માલમ પડે છે કે હિન્દુસ્તાન અને ઇરાનના લોકો જે વખતે સાથે વસતા હતા તે વખતે પણ એ વિધિ પ્રચાર પામેલો હતો છોકરાની મ્હોટી ઉમ્મર થતા, દ્વિતીય જન્મ તરીકે ગણવામા આવતા ઉપનયનનો વિધિ કરવામા આવે એવુ જગતની સઘળી પ્રાચીન પ્રજાઓમા જોવામા આવે છે તે ઉપરથી એવુ અનુમાન થાય છે કે ઇંડો–ઈરાનના સમય કરતા પણ એ રૂઢિ વધારે પ્રાચીન હતી, અને પાછળથી એ રૂઢિનુ સ્વરૂપ બદલાઈને વેદાધ્યયનના અધિકારની પ્રાપ્તિ માટેના વિધિ તરીકે એની ગણના થવા માડી.

ઉપનયનસસ્કાર પછી વિદ્યાર્થીએ અભ્યાસ કેવી રીતે કરવો

તેને માટે ઘણા વિસ્તૃત નિયમો આપવામા આવ્યા છે એ અભ્યાસ ઉપરાત કાષ્ઠને એકઠા કરવા, નિયમસર સધ્યા કરવી, ભિક્ષા માગી લાવવી, ભોય પર સૂવુ, અને ગુરુની આજ્ઞા માનવી, એ વિદ્યાર્થીના હમેશના ધર્મ તરીકે ગણાવવામા આવ્યા છે

**બ્રહ્મચર્ય**ની અવસ્થા બાર વર્ષ સુધી અથવા તો શિષ્યનો વેદાભ્યાસ પૂરો થાય ત્યાસુધી પ્હોચતી એ અવસ્થાનો અત આવે એટલે **समावर्तन**નો વિધિ કરવામા આવતો એ વિધિમા સ્નાન કરવાનુ કામ ઘણું મહત્ત્વનુ ગણવામા આવતું એ સ્નાન વડે કરીને એની બ્રહ્મચર્યની અવસ્થાને જાણે ધોઈ નાખવામા આવતી હોય એવુ સૂચવાતું ત્યાર પછી એ **स्नातक** ("જેણે સ્નાન કર્યું છે તે") એ નામથી ઓળખાતો, અને પછી થોડા વખતમા જીવનનો સૌથી અગત્યનો સસ્કાર, **विवाहविधि**, તે કરવામા આવતો આ વિધિના મુખ્ય તત્ત્વો નિ સશય ઇંડો-યુરોપીયન સમયમા પણ અસ્તિત્વ ધરાવતા હતા, અને એ તત્ત્વો યજ્ઞવિધિના કરતા વધારે જતરમતરની વિદ્યાને લગતા હતા પાણિગ્રહણથી કન્યા પોતાના પતિના તાબામા મૂકાતી જે પત્થર ઉપર કન્યાનો પગ મૂકાવવામા આવતો તે એ કન્યામા દઢતા આવે તેને માટે હતો પતિની સાથે રહીને જે સાત પગલા એ ભરતી અને યજ્ઞનુ ભોજન કરતી તે દપતીમા સ્નેહ અને સાહચર્યનો પ્રારભ થાય તેને માટે હતું કન્યાને સાસરે લઈ જવામા આવે પછી ભવિષ્યમા સંપત્તિ અને પુત્રની પ્રાપ્તિ થાય તેને માટે રાતા વૃષભના ચર્મ ઉપર તેને બેસાડવામા આવતી અને જેણે જીવતા પુત્રોનોજ જન્મ આપ્યો હોય તેવી સ્ત્રીના બાળકને તેના ખોળામા બેસાડવામા આવતો આ વિધિની સાથે સૌથી વધારે ગાઢો સમ્બન્ધ અગ્નિ એ દેવતાનો હતો, કારણ કે એ વૈવાહિક અગ્નિની આસપાસ પતિ પોતાની સ્ત્રીને ત્રણ વાર ફેરવતો એ ઉપરથી લગ્નને માટે "**परिणय**" (આસપાસ ફેરવવુ) એવો સસ્કૃત શબ્દ થયો છે—અને એ નવો સળગેલો અગ્નિ આખા જીવન સુધી એ દપતીની સાથે રહેતો એ અગ્નિને હવિ આપવામા આવતા અને એ અગ્નિની આગળ વેદના મત્રો ઉચ્ચારવામા આવતા સૂર્યાસ્ત થયા પછી પતિ પોતાની સ્ત્રીને બહાર લઈ જઈ ને ધ્રુવનો તથા અરુન્ધતીનો તારો બતાવે છે, અને અવિચળ પ્રેમ રાખવાને માટે તથા હમેશના જોડાયલા રહેવાને માટે બેઉ એકબીજાનુ પ્રોત્સાહન કરે છે સૂત્રોમા વર્ણવવામા આવ્યા છે તેવા ને તેવા સચવાઈ

રહેલા આ વિવાહવિધિઓ હજી હાલના હિન્દુસ્તાનમા પણ બ્હોળો પ્રચાર પામેલા જોવામા આવે છે.

ઉપર ગણાવેલા સઘળા સસ્કારો પુરુષોને માટેના છે કન્યાઓને પણ જેમા ભાગ લેવાનો હોય એવો સંસ્કાર એકલો એકજ-**વિવાહ**નો- છે એમાના બારેક સસ્કાર હજી પણ હિન્દુસ્તાનમા ચાલે છે, અને ઉપનયન તે હજી પણ વિવાહથી બીજે નબરે, સૌથી વધારે અગત્યનો સંસ્કાર ગણાય છે કેટલાક વિધિઓનુ તો માત્ર બહારનુજ સ્વરૂપ જળવાઈ રહ્યું છે, જેમકે બ્રહ્મચર્યને લગતા વિધિઓ.

નવા ગૃહસ્થાશ્રમીની સૌથી અગત્યની ફરજોમા નિયમસર રોજ કરવાના પચ મહાયજ્ઞોનો સમાવેશ થાય છે એ મહાયજ્ઞો તે **ब्रह्मयज्ञ** (અથવા વેદનુ પઠન), **देवयज्ञ** ( અથવા અગ્નિમા ઘી નાખવાનો વિધિ, **होम** ), **पितृयज्ञ** ( અથવા **तर्पण** ), **भूतयज्ञ** ( ભૂત વગેરેને માટે જુદે જુદે સ્થળે જમીન પર **बलि** નાખવાનો વિધિ ), અને **मनुष्ययज्ञ** ( બ્રાહ્મણ ભિક્ષુકો વગેરેનુ આતિથ્ય ), એ પ્રમાણે છે એમાથી **ब्रह्मयज्ञ**ને સૌથી વધારે મહત્ત્વનો ગણવામા આવે છે, ખાસ કરીને, સધ્યા વખતે **सावित्री**નો પાઠ એ વેદાધ્યયનના જેટલુ પુણ્ય આપનારો ગણાય છે જૂના વિચારના બ્રાહ્મણો તરફથી રોજના આ પચ મહાયજ્ઞો હજી પણ થોડા થોડા કરવામા આવે છે

બીજા યજ્ઞો અમુક પ્રસંગો ઉપર કરવાના છે પૂર્ણિમા અને અમાવાસ્યાના યજ્ઞો તે એવી રીતના છે એ દિવસોએ **गृह्य** વિધિ પ્રમાણે **पाकयज्ञ** કરવાનો છે અને શ્રૌત વિધિ પ્રમાણે **पुरोडाश**નો હવિ આપવાનો છે વળી, વર્ષા ઋતુની શરૂઆતમા સર્પને હવિ આપવાનો છે એ વખતે સર્પનો ભય હોય છે તેથી ઉચી પથારી રાખવાનુ પણ ફરમાવવામા આવ્યુ છે નવુ ઘર બંધાવવા માટેના અને તે ઘરમા રહેવા માટેના પણ જુદા જુદા વિધિઓ છે ઘરને માટે સ્થળ કેવુ જોઈએ અને ઘર કેવી રીતે બધાવવુ જોઈએ તેને માટે પણ ઘણા સૂક્ષ્મ નિયમો આપેલા છે ઉદાહરણ તરીકે, પશ્ચિમ તરફનુ બારણું રાખવાની મનાઈ કરવામા આવી છે ઘર લાકડાનુ અને વાસનુ બાધવામા આવે છે તે પૂરેપૂરૂ બધાઈ રહે એટલે એક પશુનુ બલિદાન આપવામા આવે છે બીજા વિધિઓ પશુને લગતા છે, ઉદાહરણ તરીકે, મડળના હિતને માટે

વાછરડાને છૂટો મૂકવાનો વિધિ એ સિવાય પ્હેલી વખતના પાકનુ હવિ આપવાના અને હળ ખેડવાના વગેરે કૃષિકર્મને લગતા વિધિઓ પણ છે ગુરુઓના સ્મરણને માટે બધાયલી કબરો( **ચૈત્ય** )ને આપવાના હવિઓ વિષે પણ કથન કરવામા આવ્યુ છે વળી નઠારા સ્વપ્નો, અપ-શુકન, અને વ્યાધિની અસર નાબુદ કરવા માટે શુ કરવુ તેની પણ સૂચનાઓ આપવામા આવી છે

છેવટમા, **ગૃહ્યસૂત્રો**ના અત્યત અગત્યના વિષયોમાનો એક **અંત્યેષ્ટિ** અને પિતૃઓની પૂજાનો છે બે વર્ષની અદરના બાળકો સિવાય બીજા સર્વેને બાળવામા આવે છે મરનારના વાળ તથા દાઢી કાઢી નાખવામા આવે છે અને એના નખ કાપી લેવામા આવે છે પછી એને શરીરે જટામાસીનો લેપ કરવામા આવે છે અને એના મસ્તક ઉપર માળા ચઢાવવામા આવે છે અગ્નિદાહ કરતા પ્હેલા મરનારના શબને કાળા હરણના ચામડા ઉપર સુવાડવામા આવે છે ક્ષત્રિય હોય તો તેનું ધનુષ્ ( **બ્રાહ્મણ** હોય તો તેનો દડ, વૈશ્ય હોય તો તેની પરોણી ) તેના હાથ-માથી લઈ લેવામા આવે છે, અને તે ભાગીને ચિતા ઉપર નાખવામા આવે છે, અને શબની સાથે એક ગાય અથવા એક બકરાનો પણ અગ્નિદાહ કરવામા આવે છે પછી છઠ્ઠી અથવા દસમી પેઢી સુધીના સઘળા સગાઓ પવિત્ર થવાને માટે સ્નાન કરી નાખે છે ત્યાર પછી તેઓ એક ઘાસવાળી જગા ઉપર બેસે છે અને તારાઓ જણાય ત્યા સુધી પ્રાચીન કથાઓ અથવા જિદગીની ક્ષણિકતા વિષેનુ વ્યાખ્યાન સાભળે છે આખરે, પાછા ફરીને જોયા વગર સર્વે સાથે રહીને ઘેર પાછા આવે છે, અને ત્યા આગળ પાછા જુદા જુદા વિધિઓ કરવામા આવે છે મરણ પછી અમુક સમય અશુદ્ધિનો ( સૂતકનો ) ગણવામા આવે છે સાધારણ રીતે સૂતક ત્રણ દિવસનુ હોય છે એ દિવસોમા સગાવહાલાઓને અન્ય વસ્તુઓ ઉપરાત ભૂમિ ઉપર શયન કરવાનું અને માસાહારનો ત્યાગ કરવાનુ પણ ફરમાવવામા આવ્યુ છે મરણ પછીની રાત્રીએ મરનારના આત્માને એક પિંડ તથા ઉદક આપવામા આવે છે, વળી દૂધ તથા પાણીનુ એક પાત્ર પણ ખુલ્લી હવામા મૂકવામા આવે છે અને એ પાત્રમા સ્નાન કરવાને માટે મરનારનુ આવાહન કરવામા આવે છે સાધારણ રીતે દસમા દહાડા પછી હાડકાઓને એકઠા કરીને એક વાસણમા મૂકવામા આવે છે, અને " **उपं सर्प मातरं भूमिमेताम्** "

ત્હારી માતા પૃથ્વીની પાસે જા (મ ૧૦, સૂ ૧૮) એ ઋગ્વેદમો શ્લોક બોલીને એ પાત્રને દાટવામા આવે છે

અમુક વખત સુધી, " **પ્રેત** " તરીકે મરનારનો આત્મા પિતૃઓથી દૂર રહે છે આ સ્થિતિમા, એ એકજ જેનો ઉદ્દેશ છે (**एकोद्दिष्ट**) તે **श्राद्ध** અથવા "**श्रद्धा**પૂર્વક આપવામા આવતું હવિ" એની આગળ ધરવામા આવે છે, અને એમ કરવાનુ કારણ એ છે કે એ શ્રાદ્ધ જો ન કરવામા આવ્યુ હોય તો એ **प्रेत** પાછુ આવે અને સગાઓને ત્રાસ આપે એવી માન્યતા છે વરસ દહાડો પૂરો થાય ત્યાર પ્હેલા એ આત્મા પિતૃઓના વર્ગમા દાખલ થાય છે જે વિધિ વડે કરીને એ આત્માને પિતૃવર્ગમા સ્થાન મળે છે તે વિધિથી એ આત્મા પિતૃઓનો **सपिण्ड** બને છે વરસ દહાડો પૂરો થાય પછી **पितृमेघ** એ નામનો કબર તૈયાર કરવાના કામને લગતો બીજો એક મ્હોટો વિધિ કરવામા આવે છે એ વિધિ વખતે મરનારના હાડકાને વાસણમાથી કાઢીને યોગ્ય સ્થાનકે દાટવામા આવે છે એ ઉપરાત અમુક અમુક વખતે જુદા જુદા **श्राद्ध** કરવામા આવે છે, જેમકે **पार्वण श्राद्ध** તે અમાવાસ્યાને દહાડે કરવામા આવે છે, અને બીજા **श्राद्ध** કોઈ કોઈ વખતે અને શ્રાદ્ધ કરનારની મરજીમા આવે ત્યારે કરવાના હોય છે આ વિધિઓ હજી પણ હિન્દુસ્તાનમા ઘણા અગત્યના ગણાય છે, અને બગાળાના પૈસાદાર કુટુમ્બોમા પ્રથમના શ્રાદ્ધ વખતે ૫૦૦૦–૬૦૦૦ રૂપિયાનો ખરચ કરવામા આવે છે

ગૃહ્યવિધિના આ સઘળા હવિઓ તે શ્રૌત વિધિના એ નિયમસરના યજ્ઞોથી તદ્દન જુદા છે એમાના એકનુ નામ **पिण्डपितृयज्ञ** છે તે અમાવાસ્યાના યજ્ઞની તરતજ પ્હેલા કરવાનો છે, અને બીજો ચાતુર્માસ્યના ત્રીજા યજ્ઞને લગતો છે

પિતૃઓની પૂજાના વિધિનો સૌથી વિશેષ વિસ્તાર કરવામા આવ્યો હતો અને તેનુ જુદુજ સાહિત્ય તૈયાર કરવામા આવ્યુ હતું વેદના સમયથી તે માધ્યમિક યુગની સ્મૃતિઓના સમય સુધી એ સાહિત્યનો વિકાસ થતો રહ્યો હતો હેમાદ્રિનો **श्राद्धकल्प** નામનો ગ્રન્થ છે, તેની Bibliotheca Indicaની આવૃત્તિના ૧૭૦૦ કરતા વધારે પાના ભરાયા છે.

પ્રાચીન હિન્દુસ્તાનના નિત્યના ગૃહજીવનનો ખ્યાલ આપનારા ગૃહ્યસૂત્રોના વિપુલ સાહિત્યની રૂપરેખા જેમ બને તેમ સંક્ષેપમા અત્રે દોરવામા આવી છે તોપણ એ સૂત્રોમા રસ પડે એવુ ઘણું છે અને સુધારાના ઇતિહાસમા એ સૂત્રોનુ સ્થાન ઘણું મહત્ત્વનુ છે એટલુ દર્શાવવાને માટે ઉપર જે કઈ કહ્યુ છે તે કદાચ બસ થશે

વૃદ્ધપરપરાએ ઉતરી આવેલા સંપ્રદાય અથવા "**स्मृति**" ઉપર આધાર રાખનારો સૂત્રસાહિત્યનો બીજો વિભાગ ધર્મસૂત્રોનો છે નિત્યના જીવનને લગતા રીતરિવાજો વિષે એ સૂત્રોમા કથન કરવામા આવ્યુ છે (**सामयाचारिक**) કાયદા વિષેના હિન્દુસ્તાનના પ્રાચીનમા પ્રાચીન ગ્રન્થો તે આ છે, અને એ ગ્રન્થોમા કાયદાના ધાર્મિક તત્ત્વ વિષે સપૂર્ણ વિવેચન કરવામા આવ્યુ છે, પણ વ્યાવહારિક તત્ત્વ વિષે તો થોડુ થોડુ અને સક્ષિપ્ત વિવેચનજ કરવામા આવ્યુ છે ખરેખર જોતા, કાયદાના જે સૂત્રસંગ્રહનો વેદની અમુક શાખાને લગતા સૂત્રસાહિત્યની અદર સમાવેશ થાય છે તેનેજ "ધર્મસૂત્ર" એવુ નામ આપવામા આવે છે આ અર્થને ધ્યાનમા રાખતા ત્રણ ધર્મસૂત્રો જળવાઈ રહેલા આપણા જોવામા આવે છે એ ત્રણે ધર્મસૂત્રો **कृष्णयजुर्वेद**ની તૈત્તિરીય શાખાની સાથે જોડાયલા છે પણ એજ પ્રકારના બીજા ગ્રન્થો, જે અત્યાર સુધી જળવાઈ રહ્યા છે અથવા તો તે એક વખતે અસ્તિત્વમા હતા એવુ જેના વિષે આપણે કહી શકીએ એમ છે, તે પણ પ્રથમ અમુક અમુક વેદની શાખાઓ સાથે જોડાયલા હતા એવુ માનવાને મજબૂત કારણ છે યાસ્ક, જે સૂત્રસમયના લગભગ પ્રારભના વખતમા થઈ ગયો છે, તે સૂત્રશૈલીમા લખાયલા કાયદાઓનુ અવતરણ કરે છે તે ઉપરથી જણાય છે કે ધર્મ વિષેના સૂત્રો ઘણા પ્રાચીન સમયમા રચાયા હતા ખરેખર, હાલ જે ધર્મસૂત્રો અસ્તિત્વમા છે તેમાના એકએ તો યાસ્ક જે વખતે થઈ ગયો તે અરસામાજ લખાયલા હોવા જોઈએ

જે ધર્મસૂત્ર સૌથી સારી રીતે જળવાઈ રહ્યુ છે અને જે અમુક પથના અનુયાયીઓની અથવા આધુનિક પ્રકાશકોની અસરથી મુક્ત રહ્યુ છે તે આપસ્તમ્બનુ છે "**आपस्तम्बकल्पसूत्र**" અથવા યજ્ઞોનુ અનુષ્ઠાન અને ત્રણ ઉચી વર્ણના કર્તવ્યો એ વિષયના સૂત્રોનો મ્હોટો સગ્રહ જેમા આપ્યો છે તે ગ્રન્થના ૩૦ અધ્યાયમાથી બે (૨૮–૨૯) અધ્યાયનુ એ સૂત્ર બનેલુ છે એ ગ્રન્થમા મુખ્યત્વે કરીને બ્રહ્મચારી

અને ગૃહસ્થાશ્રમીના ધર્મો વિષે, કયો ખોરાક ખાવો જોઈએ તે વિષે, પ્રાયશ્ચિત્ત, અને તપશ્ચર્યા વિષે કથન કરવામા આવ્યુ છે, અને વ્યાવહારિક બાજુ તરફ જોતા, માત્ર લગ્ન, વારસા, અને ગુન્હાના કાયદાઓનો વિષય એમા મ્હેજસાજ ચર્ચવામા આવ્યો છે. ઉત્તર તરફના લોકોના અમુક રિવાજ તરફ એ ગ્રન્થના લેખકે અણગમો બતાવ્યો છે તે ઉપરથી એવુ અનુમાન થાય છે કે પાછલા સમયમા આપસ્તમ્બની શાખાએ જે દક્ષિણ તરફના પ્રદેશમા નિવાસ કર્યો હતો એવુ આપણે જાણીએ છિયે તે પ્રમાણે આ લેખકનો નિવાસ પણ દક્ષિણમાજ હશે આ ધર્મસૂત્રની ભાષા પાણિનિની આગળના સાહિત્યને મળતી આવે છે તે ઉપરથી અને બીજી કેટલીક કસોટીઓ ઉપરથી એ ગ્રન્થ આશરે ઇ સ. પૂર્વે ૪૦૦ વર્ષ ઉપર લખાયો હોવો જોઈએ એવુ બુલર સાહેબે અનુમાન કર્યું છે

હિરણ્યકેશીનુ ધર્મસૂત્ર તે પણ આ ગ્રન્થની સાથે ઘણો ગાઢો સમ્બન્ધ ધરાવે છે, કારણુ કે એ બેની વચ્ચે કેટલાક પાઠભેદ સિવાય બીજો કઈ વિશેષ તફાવત નથી હિરણ્યકેશી એ આપસ્તમ્બની શાખાથી છૂટો પડી ગયો હતો અને નૈર્ઋત્ય કોણના કોંકણના પ્રદેશમા (ગોવાની સમીપમા) એણે નવી શાખા કાઢી હતી એવી જે દતકથા છે તે આ બે ગ્રન્થોનો જે સમ્બન્ધ જણાય છે તેની સાથે બંધબેસતી આવે છે ઇ સ ૫૦૦ના અરસાનો એક મુદ્રાલેખ છે તેમા એક હિરણ્યકેશી બ્રાહ્મણ વિષે કથન કરવામા આવ્યુ છે તે ઉપરથી એવુ માલમ પડે છે કે આ આપસ્તમ્બની શાખાથી છૂટા પડવાનો બનાવ મોડામાં મોડો એ અરસામા બન્યો હોવો જોઈએ આ સૂત્રનુ વિશેષ મહત્ત્વ એ છે કે એ સૂત્રનો પાઠ આપસ્તમ્બના પાઠ સાથે મળતો આવે છે તે પરથી આપસ્તમ્બના ગ્રન્થનો ઘણો મ્હોટો ભાગ જેવો ને તેવો શુદ્ધ જળવાઈ રહ્યો છે એવુ ચોક્કસ સાબીત થાય છે હિરણ્યકેશીની શાખાને લગતા કલ્પસૂત્રના ૨૯ અધ્યાય છે તેમાના બે (૨૬-૨૭) અધ્યાયનુ આ સૂત્ર બનેલુ છે

ત્રીજુ ધર્મસૂત્ર, જેને હસ્તલિખિત પ્રતોમા સાધારણ રીતે "ધર્મશાસ્ત્ર" એવુ નામ આપવામા આવ્યુ છે, તે બૌધાયનનું છે પણ પોતપોતાની શાખાને લગતા કલ્પસૂત્રોમા આગલા બે ધર્મસૂત્રોનુ સ્થાન જેવુ ચોક્કસ નક્કી થયુ છે તેવું આ ધર્મસૂત્રનુ સ્થાન નક્કી થયુ નથી એ ધર્મસૂત્રની અંદર ચર્ચાયલા વિષયને આપસ્તમ્બના ધર્મસૂત્રની

અંદર ચર્ચાયલા વિષયની સાથે આપણે સરખાવીએ છિયે ત્યારે, જેવી રીતે બૌધાયનના શ્રૌતસૂત્રની વધારે જૂની અને કઢંગી શૈલી ઉપરથી આપસ્તમ્બના શ્રૌતસૂત્ર કરતા એ શ્રૌતસૂત્ર વધારે વ્હેલુ રચાયલુ જણાય છે તેવી રીતે એ ધર્મસૂત્ર તે પણ આપસ્તમ્બના ધર્મસૂત્ર કરતા વધારે પ્રાચીન છે એવુ આપણને માલમ પડે છે બૌધાયનની શાખાનુ નામ-નિશાન હાલના વખતમા કોઈ પણ ઠેકાણે જોવામા આવતું નથી, પણ એ શાખા દક્ષિણ હિન્દુસ્તાનની હોય એમ જણાય છે ચૌદમા સૈકામા થઈ ગયલો વેદનો પ્રખ્યાત ભાષ્યકાર સાયણ તે એજ શાખાનો હતો, અને તે દક્ષિણ હિન્દુસ્તાનનો વતની હતો એ શાખાના ધર્મસૂત્રમા ચારે આશ્રમના ધર્મો, જુદી જુદી મિશ્ર જ્ઞાતિઓ, વિવિધ પ્રકારના યજ્ઞો, પ્રાયશ્ચિત્ત, તપશ્ચર્યા, મંગલવિધિઓ, રાજાના ધર્મો, ગુન્હેગારોનો ઇનસાફ, સાક્ષીઓની તપાસ, વારસાનો અને લગ્ન વિષેનો કાયદો, સ્ત્રીઓની પદવી, એના જાતજાતના વિષયો ચર્ચવામા આવ્યા છે ચોથો અધ્યાય, જે લગભગ બધોજ પદ્યમા—શ્લોકોમા—રચાયલો છે, તે આધુનિક સમયમા ઉમેરવામા આવ્યો હોય એવુ અનુમાન કરવાને મજબૂત કારણ છે, અને ત્રીજો અધ્યાય છે તે પણ ક્યારે રચાયો હશે તે વિષે જરા શક રહે છે

**ગૌતમનુ ધર્મશાસ્ત્ર** સારી રીતે સચવાયલુ છે તે પણ ઉપલા ગ્રન્થોની સાથેજ ગણાવવા જેવુ છે જોકે એ ગ્રન્થનો કોઈ પણ કલ્પ સૂત્રની અંદર સમાવેશ થતો નથી, તોપણ એક વખતે એ ગ્રન્થ અમુક વેદની શાખા સાથે જોડાયલો હશેજ એવુ અનુમાન થાય છે, કારણ કે સામવેદની રાણાયનીય શાખાના પેટાવિભાગ તરીકે ગૌતમોને ગણાવવામા આવ્યા છે, અને "ગૌતમનો ગ્રન્થ અગાઉ સામવેદની સાથે જોડાયલો હતો" એવુ કુમારિલનુ કહેવુ છે તેને 'એ ગ્રન્થનો છવીસમો અધ્યાય શબ્દેશબ્દ सामविधान ब्राह्मणમાથી લેવાયલો છે' એ વાતથી ટેકો મળે છે જોકે એને ધર્મશાસ્ત્ર એવુ નામ આપવામા આવ્યુ છે તોપણ એની શૈલી અને એનુ એકંદર સ્વરૂપ બધી રીતે ધર્મસૂત્રનેજ મળતું આવે છે એ વર્ગના બીજા ગ્રન્થોમા જેમ શ્લોકો પણ આપ્યા હોય છે તેમ આ ગ્રન્થમા નથી, પણ એ આખો ગ્રન્થ ગદ્યમાજ રચાયલો છે વિષયોના વૈવિધ્યની બાબતમા તેમજ વિષયની ચર્ચા કરવાની પદ્ધતિમા આ ગ્રન્થ બૌધાયનના ધર્મસૂત્રને ઘણો મળતો આવતો હોય એમ જણાય છે. ખરેખર, આ પાછલા ગ્રન્થના ઘણા ફકરાઓ ગૌતમના

ગ્રન્થને આધારે અથવા તો ગૌતમના ગ્રન્થની અંદરથીજ લેવાયલા છે એવુ દર્શાવવામા આવ્યુ છે, અને તે ઉપરથી એમ પણ માલમ પડે છે કે જૂનામા જૂનુ ધર્મસૂત્ર જે સચવાઈ રહ્યુ છે, અને સચવાઈ રહ્યું ન ગણીએ તો જે પ્રસિદ્ધ થયુ છે તે ગૌતમનુ છે, અને તે આશરે ઇ સ. પૂર્વે ૫૦૦ કરતા વધારે મોડુ રચાયલુ ભાગ્યેજ હોઈ શકે

સૂત્રનીજ શૈલીમા રચાયલો અને વેદના સમયને લગતો બીજો ગ્રન્થ તે **વસિષ્ઠના ધર્મશાસ્ત્રનો** છે હલકી હસ્તલિખિત પ્રતો વડેજ એ ગ્રન્થ જળવાઈ રહ્યો છે, અને ગ્રન્થની જાળવણીમા મદદરૂપ થઈ પડે એવા ભાષ્યનો લાભ એને મળ્યો નથી એ ગ્રન્થના ત્રીસ અધ્યાય છે, તેમાના છેલ્લા પાચ અધ્યાય તે મ્હોટે ભાગે પાછળથી કરવામા આવેલા ઉમેરાથીજ ભરાયલા હોય એમ જણાય છે એ અધ્યાયનાજ નહીં, પણ વધારે જૂના અધ્યાયના પણ ઘણા સૂત્રોના પાઠ એટલા ખરાબ છે કે તે ઉપરથી ખરો પાઠ શુ હશે તે વિષે કઈ પણ અનુમાન થઇ શકે નહીં એ ગ્રન્થમા ગદ્યની સાથે વચમા વચમા પદ્ય પણ આવતું જાય છે, અને પાછલા સમયમા મનુ વગેરેએ **અનુષ્ટુમ્** છદના શ્લોક લખ્યા છે ત્યારે અહીં **ત્રિષ્ટુમ્**ના જૂના છદનો વારવાર ઉપયોગ કરાયલો જોવામા આવે છે એ ગ્રન્થની અદરના વિષય ઉપર ધર્મસૂત્રની શૈલીના મજબૂત સસ્કાર પડેલા જોવામા આવે છે, અને એ ગ્રન્થને તપાસતા ઘણી બાબતોમા પ્રાચીનતાનુ તીવ્ર ભાન આપણને થયા વગર રહેતું નથી ઉદાહરણ તરીકે, આપસ્તમ્બના ધર્મસૂત્રમા તેમ અહીં પણ, વિવાહના આઠને બદલે છ પ્રકારજ ગણાવવામા આવ્યા છે કુમારિલ કહે છે કે "વર્તમાન સમયમા (એટલે કુમારિલના સમયમા) વસિષ્ઠના ધર્મ-શાસ્ત્રને સાધારણ રીતે પ્રમાણ તરીકે ગણવામા આવે છે ખરૂ, પણ એનો ખાસ અભ્યાસ તો એકલા ઋગ્વેદીઓજ કરે છે" આ સ્થળે એ જે ગ્રન્થની વાત કરે છે તે કોઈ બીજો નહીં, પણ આપણે જેનુ અત્યારે વર્ણન કરીએ છિયે તેજ હતો એમ એ ગ્રન્થમાથી એણે જે ઉતારાઓ આપ્યા છે અને જે પ્રસિદ્ધ થયલા ગ્રન્થમા પણ જોવામા આવે છે તે ઉપરથી સિદ્ધ થાય છે વેદની સહિતાઓ અને સૂત્રોમાથી વસિષ્ઠે જે ઉતારાઓ આપ્યા છે તે ઉપરથી હિન્દુસ્તાનની ઉત્તર તરફના ગ્રન્થોને માટે એને કઇક પક્ષપાત હોય એમ જણાય છે, અને પરિણામે એવુ અનુમાન પણ નીકળે છે કે એ અથવા એની શાખાનો નિવાસ એ

ઉત્તરના પ્રદેશમાજ હશે વસિષ્ઠે એક સ્થળે ગૌતમના ગ્રન્થમાથી ઉતારો કીધો છે તે ગૌતમનો જે ગ્રન્થ હાલ અસ્તિત્વ ધરાવે છે તેમાના એક ફકરાને લગતો હોય એવો જણાય છે એણે મનુના ગ્રન્થમાથી જે જુદા જુદા ઉતારાઓ આપ્યા છે તે પાછલા સમયની પ્રખ્યાત સ્મૃતિમાથી લીધેલા નથી, પણ એ સ્મૃતિની સાથે સમ્બન્ધ ધરાવનારા ધર્મસૂત્રમાથી લીધેલા છે એમ ખુલ્લુ જણાઈ આવે છે એથી ઉલટુ, મનુસ્મૃતિનો જે ગ્રન્થ હાલ અસ્તિત્વમા છે તેમા વસિષ્ઠના ગ્રન્થનું વચન એક સ્થળે ટાકવામા આવેલુ છે, અને વસિષ્ઠના ગ્રન્થની જે પ્રસિદ્ધ થયલી આવૃત્તિ છે તેમા એ વચન જોવામા પણ આવે છે આ ઉપરથી એવુ સિદ્ધ થાય છે કે વસિષ્ઠનો ગ્રન્થ ગૌતમના કરતા મોડો અને મનુના કરતા વ્હેલો લખાયલો હોવો જોઇએ વળી **ऋग्वेद**ને લગતી ઉત્તર તરફની એક શાખાના સૂત્રનો મૂળ વિભાગ ઇસ્વીસનના પ્હેલા કેટલાક સૈકાઓ આગળથી અસ્તિત્વ ધરાવતો હતો એ અનુમાન પણ ઘણું વાસ્તવિક જણાય છે

કેટલાક ધર્મસૂત્રોનુ અસ્તિત્વ માત્ર એ સૂત્રોમાથી જે ઉતારાઓ આપવામા આવ્યા હોય છે તે ઉપરથીજ માલમ પડે છે, અને બીજા ધર્મસૂત્રોમા જેના વિષે કથન કરવામા આવ્યુ હોય તે સૂત્રો સૌથી વધારે પ્રાચીન છે એમાનુ એક સૂત્ર, મનુ અથવા માનવોનુ સૂત્ર, તે "**मानवधर्मशास्त्र**"ના પ્રખ્યાત ગ્રન્થની સાથે સમ્બન્ધ ધરાવતું હોવાથી આપણુ ખાસ લક્ષ ખેંચે છે વસિષ્ઠના ગ્રન્થમા એ સૂત્રમાથી અનેક ઉતારાઓ આપ્યા છે, તેમાના છ ઉતારાઓ મનુનો જે ગ્રન્થ આપણે જોઈએ છિયે તેમા કંઈ પણ ફેરફાર વગર અથવા તો સ્હેજસાજ ફેરફાર સાથે આપણા જોવામા આવે છે વસિષ્ઠના ગ્રન્થમા એક ફકરો ટાકેલો છે તે અડધો ગદ્યમા અને અડધો પદ્યમા રચાયલો છે, અને એમાનો પાછલો–એટલે પદ્યમા રચાયલો–ભાગ મનુના ગ્રન્થમા પણ ફરીથી જોવામા આવે છે એ ગ્રન્થમા પદ્યના જે ઉતારાઓ આપવામા આવ્યા છે તેમા બીજા ધર્મસૂત્રોની પેઠે **त्रिष्टुभ्** અને **अनुष्टुभ्** એ બેઉ છદો વપરાયલા જોવામા આવે છે આ છૂટક છૂટક ટાકવામા આવેલા વચનો **मानवधर्मसूत्र**, કે જેના ઉપરથી **मानवधर्मशास्त्र** અથવા **मनुस्मृति**નો ગ્રન્થ રચાયો હશે, તેમાથી લેવાયા હોય એ ઘણું સભવિત જણાય છે

ગદ્ય તથા પદ્યમા રચાયલો એક ધર્મગ્રન્થ શંખ અને લિખિત એ બેઉ ભાઈઓ, જે ન્યાયીપણાને લીધે ઘણા સુવિખ્યાત થયા

હતા, તેમનો રચેલો કહેવાય છે એ ગ્રન્થના પણ છૂટક છૂટક કકડાઓ એવીજ રીતે સચવાઈ રહ્યા છે એ ગ્રન્થ ઘણો મ્હોટો હશે અને કાયદાના સઘળા વિભાગનો એમા સમાવેશ થતો હતો એ ગ્રન્થને પ્રમાણભૂત ગણીને પરાશરે એમાથી ઉતારાઓ પણ આપ્યા છે. એ ગ્રન્થ **શુક્લ યજુર્વેદ**ની **વાજસનેયી શાખા** સાથે સમ્બન્ધ ધરાવતો હતો એવુ જે કુમારિલે કહ્યું છે (ઇ સ. ૭૦૦) તેને એ ગ્રન્થના જે ઉતારાઓ આજ સુધી જળવાઈ રહ્યા છે તે ઉપરથી ટેકો મળે છે

સૂત્રો તે હિન્દુસ્તાનના કાયદાનો જે જૂનામા જૂનો સમય તેમા જ રચાયા હોવા જોઈએ એવુ માની લેવાની કંઈ પણ જરૂર નથી, કારણ કે છન્દનો ઉપયોગ થવા માડયો એટલે સૂત્રના પ્રકારની રચના તદ્દન નાબુદ થઈ ગઈ એવુ કદી પણ બન્યુ ન્હોતું ઉદાહરણ તરીકે, **વૈખાનસધર્મસૂત્ર** નામનો ચાર પ્રશ્ન અથવા અધ્યાયનો જે ગ્રન્થ છે, તેના આતર પ્રમાણ ઉપરથી એવુ માલમ પડે છે કે એ ગ્રન્થ ઇસ્વીસનના ત્રીજા સૈકા કરતા વ્હેલો લખાયો હોય એ તદ્દન અસંભવિત છે એની અદર **નારાયણ**( **વિષ્ણુ** )ના પથ વિષે કથન કરવામા આવ્યુ છે, અને "**બુધવાર**" (બુધ નામના ગ્રહનો દિવસ) એ શબ્દ પણ વાપરવામા આવ્યો છે એ ગ્રન્થ બધી રીતે ધર્મસૂત્રના જેવો નથી, કારણ કે ખરેખર કાયદાને લગતું કંઈ પણ એમા કહેવામા આવ્યુ નથી, પણ એ માત્ર **ગૃહ્યધર્મ**નોજ ગ્રન્થ છે ચારે આશ્રમોના કર્તવ્યો, ખાસ કરીને વાનપ્રસ્થ આશ્રમના કર્તવ્યો, એ ગ્રન્થમા ગણાવવામા આવ્યા છે, કારણ કે **વૈખાનસ** અથવા **વિખનસ્**ના અનુયાયીઓની સાથે એ આશ્રમનો વિશેષ સમ્બન્ધ છે તૈત્તિરીય શાખાના મોડામા મોડા પ્રરોહમાનો એક આ **વૈખાનસ**નો જણાય છે

સૂત્રો વડે નિયન્ત્રિત થતા ધર્મવિધિઓ તથા રીતરિવાજોના મ્હોટા સમૂહ તરફ આપણે પાછા ફરીને દૃષ્ટિ કરીએ છિયે તો સ્વાભાવિક રીતે આપણને એવુ માનવાની લાલચ થઈ આવ્યા વગર રહેતી નથી કે હિન્દુ લોકોની બુદ્ધિને દાસત્વમા આણવાને માટે અને ધર્મના વિષયમા તેઓ હમેશા એવી ને એવી દાસત્વનીજ સ્થિતિમા રહે એટલા માટે કંઈ પણ ઉદ્યોગ વગરના વિપ્ર લોકોએજ જાણી જોઈને એ સઘળુ કામ કરલુ છે પણ દિનપ્રતિદિન જે શોધખોળો થતી જાય છે તેને પરિણામે હવે જણાવા માડયુ છે કે વિપ્રોનુજ જેમા વિશેષ કામ એવા બ્રાહ્મણ

વિધિઓનો પણ મૂળ આધાર તો લોકમા પ્રચાર પામેલા ધર્મવિધિઓ ઉપરજ હતો જો એમ ન હોય તો હિન્દુસ્તાનના લોકો ઉપર બ્રાહ્મણ-ધર્મની આટલી સત્તા કેવી રીતે સ્થાપિત થઈ અને તે અત્યાર સુધી કેવી રીતે ટકી રહી તે સમજવુ મુશ્કેલ થઈ પડે જે વિધિઓ પ્હેલેથી જ અસ્તિત્વમા હતા તેને વધારે વિસ્તૃત તથા સુવ્યવસ્થિત કરવામાજ બ્રાહ્મણોની સર્ગશક્તિનો ખરેખરો ઉપયોગ થયો હતો, અને તેઓએ જે કામ માથે લીધુ તેમા, નિ સંશય બીજે કોઈ પણ સ્થળે કદી નથી જોવામા આવ્યો એવો વિજય તેઓએ પ્રાપ્ત કીધો

જુદી જુદી પ્રજાના પ્રાચીન ઇતિહાસની એકબીજાની સાથે સરખામણી કરી જોતા એવુ માલમ પડયુ છે કે હિન્દુસ્તાન અને ઇરાનના લોકો જે વખતે સાથે વસતા હતા તે વખતે પણ બ્રાહ્મણ ધર્મના ઘણા વિધિઓ અસ્તિત્વ ધરાવતા હતા ઉદાહરણ તરીકે, તે વખતે પણ યજ્ઞ એ સઘળા વિસ્તૃત વિધિઓનું મુખ્ય બિન્દુ ગણાતુ હતું અને એ યજ્ઞ કરવાને માટે ખાસ વિપ્રવર્ગની જરૂર પડતી વેદના વિધિમા વપરાતા ઘણા શબ્દો તે વખતે પણ અસ્તિત્વ ધરાવતા હતા, અને **સોમ** એ શબ્દ તો સૌથી સાધારણ થઈ પડયો હતો એ સોમનો રસ કાઢીને પછી તેને ગાળવામા આવતો, તેમા દૂધ ભેળવવામા આવતું, અને પછી તે મુખ્ય હવિ તરીકે અર્પણ કરનામા આવતો આપણે ઉપર જોઈ ગયા છિયે તે પ્રમાણે જનોઈ ધારણ કરવાનો વિધિ પણ તે વખતે જાણીતો હતો, અને એ વિધિ પાછો પુખ્ત ઉમ્મર થતા છોકરાઓને દીક્ષા આપવાનો જે એથી પણ વધારે પ્રાચીન રિવાજ હતો તેમાથી ઉત્પન્ન થયો હતો અગ્નિદ્વારા દેવતાઓને હવિ પ્હોચાડવાનો રિવાજ ઇંડો-યુરોપીયન સમયમા પણ હતો એમ જણાય છે, કારણ કે ગ્રીસ, રોમ, અને હિન્દુસ્તાન એ ત્રણે દેશના લોકોમા એ રિવાજ જોવામા આવે છે વિવાહવિધિમા નવા પરણેલા દપતી વૈવાહિક અગ્નિની આસપાસ ફરે છે અને એ પ્રમાણે ફરતી વખતે વર તરફથી સેકેલુ હવિ અને કન્યા તરફથી ધાન્યનુ હવિ અગ્નિની આગળ ધરી રાખવામા આવે છે એ રિવાજ પણ ઇંડો-યુરોપીયન સમયમા અસ્તિત્વ ધરાવતો હતો, કારણ કે રોમન લોકોમા પણ અગ્નિની અદર રોટલી નાખતા પ્હેલા દપતીએ વેદીની આસપાસ ડાબી બાજુએથી જમણી બાજુએ ફરવુ એવો રિવાજ હતો વરકન્યાની ઉપર ( ફળદ્રુપતાના ચિહ્ન તરીકે ) ચોખા અથવા ધાન્ય નાખવાના રિવાજ વિષે સૂત્રોમા કહ્યું છે તે રિવાજ

પણ ઈંડો-યુરોપીયન સમયમાં અસ્તિત્વ ધરાવતો હોવો જોઈએ, કારણ કે એ રિવાજ એકબીજામાંથી લેવાયો છે એવું જેના વિષે ન કહી શકાય એવી જુદી જુદી પ્રજાઓમાં એ રિવાજ બ્હોળો પ્રચાર પામેલો જોવામાં આવે છે બે લાકડાના કકડાઓ ઘસીને તેમાંથી યજ્ઞનો અગ્નિ ઉત્પન્ન કરવો એવો જે હિન્દુસ્તાનનો વિધિ છે તે તો એથી પણ વધારે પ્રાચીન જણાય છે એજ પ્રમાણે, હિન્દુસ્તાનમાં અગ્નિની વેદી કરતી વખતે પાંચ જુદા જુદા પ્રાણીઓ-માણસ વગેરે-ના મસ્તક ઉપરથી ઈંટોનું નીચલામાં નીચલું પડ ચણી લેવું એવો જે રિવાજ હતો તે પણ, એક માણસ અથવા એક પશુને પાયાની સાથે દાટવામાં આવે તોજ મકાનને મજબૂતી મળે એવી પ્રાચીન માન્યતા જે વખતે અસ્તિત્વ ધરાવતી હતી તે વખતનોજ પ્રચારમાં આવેલો હોવો જોઈએ

છેવટમાં, ધર્મવિધિને લગતા સૂત્રોના એક વિભાગ તરીકે **શુલ્વ સૂત્રોને** ગણાવવા બાકી રહ્યા છે **आपस्तम्बकल्पसूत्र**ના મ્હોટા ગ્રન્થનો ત્રીસમો અને છેલ્લો **प्रश्न** તે આ પ્રકારનો ગ્રન્થ છે **વેદી** તૈયાર કરવાને માટે જે માપ લેવાના તે વિષેની અને એની એવી બીજી વ્યાવહારિક અગત્યની સૂચનાઓ એ ગ્રન્થોમાં આપવામાં આવી છે એ ગ્રન્થોમાં ભૂમિતિનું ઘણું ઉંચા પ્રકારનું જ્ઞાન જોવામાં આવે છે, અને હિન્દુસ્તાનના ગણિતશાસ્ત્રના જૂનામાં જૂના ગ્રન્થો એ છે, જોકે એ ગ્રન્થોની પ્રાચીનતા પણ હજી વિવાદગ્રસ્ત છે

હિન્દુસ્તાનના પરંપરાપ્રાપ્ત સંપ્રદાય પ્રમાણે, સૂત્રની શૈલીમાં ગ્થાયલા વૈદિક ગ્રન્થોના સમગ્ર સમુદાયના "વેદાંગ" એ નામના છ વર્ગ પાડવામાં આવ્યા છે એ વર્ગ નીચે પ્રમાણે છે—**शिक्षा** અથવા સ્વરશાસ્ત્ર, **छन्दस्**, **व्याकरण**, **निरुक्त** અથવા વ્યુત્પત્તિશાસ્ત્ર, **कल्प** અથવા ધર્મના આચાર, અને **ज्योतिष्** અથવા ખગોળશાસ્ત્ર આમાંના પહેલા ચાર વિષયો તે વેદગ્રન્થોનો શુદ્ધ રીતે પાઠ કરી શકાય અને તે સમજી શકાય તેને માટે છે, અને છેલ્લા બે વિષયો તે ધર્મના વિધિઓ તથા કર્તવ્યો શા શા છે અને તે કરવાનો યોગ્ય વખત કયો છે તેનો નિર્ણય થઈ શકે તેને માટે છે. ધર્મની જરૂરિયાતોને લીધે એ સઘળા વેદાંગોની ઉત્પત્તિ થઈ છે, અને વેદ પછીના સમયમાં શાસ્ત્રની જે પાંચ શાખાઓ સંપૂર્ણ સમૃદ્ધિમાં આવી તેનો પ્રારંભ છેલ્લા ચાર વેદાંગોમાં થયલો જોવામાં આવે છે અને એ ચારમાંથી એકનો તો સંપૂર્ણ વિકાસ

પણ થઈ ચૂક્યો હતો એવું આપણને માલમ પડે છે ચોથો અને છઠ્ઠો એ બે વર્ગના સમ્બન્ધમા, આખા વર્ગનું નામ તે એ વર્ગના પ્રતિનિધિ જેવો જે અમુક ગ્રન્થ તેનેજ લાગુ પાડવામા આવેલુ આપણે જોઈએ છિયે

**कल्प** વિષે તો ઉપર આપણે સવિસ્તર વિવેચન કરીજ ચૂક્યા છિયે ખગોળશાસ્ત્રને લગતો વેદના સમયનો કોઈ પણ ગ્રન્થ સચવાઈ રહેલો જોવામા આવતો નથી, કારણ કે **ज्योतिष** એ નામનુ વૈદિક પચાગ, જેની બે આવૃત્તિઓ ક્રમશ **ऋग्वेद** અને **यजुर्वेद**ની હોવાનુ જણાવવામા આવ્યુ છે, તે તો વેદ પછીના સમયમા ઘણું મોડુ લખાયલુ છે

**तैत्तिरीय आरण्यक** (૭,૧) જેવા પ્રાચીન ગ્રન્થમા પણ **शिक्षा** અથવા સ્વરશાસ્ત્ર વિષે કથન કરવામા આવેલુ જણાય છે તે વખતે પણ વર્ણ, સ્વર, માત્રા, ઉચ્ચાર, અને સધિના નિયમોનો એ વિષયની અદર સમાવેશ કરવામા આવતો હતો એમ જણાય છે **शिक्षा** એ નામના કેટલાક ગ્રન્થો જળવાઈ રહ્યા છે, પણ તે વૈદિક સાહિત્યના મોડા લખાયલા પરિશિષ્ટ ગ્રન્થોજ છે એ ન્હાનકડા ગ્રન્થોમા વેદના પાઠ અને શુદ્ધ ઉચ્ચારની સૂચનાઓ આપવામા આવી છે જુદા જુદા વેદની સહિતાના ગ્રન્થો, જે સધિના નિયમો પ્રમાણે ઘડાયા હતા તે અલબત્ત સ્વરશાસ્ત્રને લગતા અભ્યાસના જે ફળ જળવાઈ રહ્યા છે તેમા સૌથી વધારે પ્રાચીન છ **पदपाठ** ઘડાયો તે વખતે વળી એક ડગલુ આગળ ભરવામા આવ્યુ એ પાઠમા સધિથી જોડાયલા શબ્દોને છૂટા પાડી નાખવામા આવ્યા છે અને દરેક શબ્દ (સમાસના કકડાઓને પણ) જુદા જુદા, સધિના નિયમોથી વિકાર નહીં પામેલા એવી અસલની સ્થિતિમા, આપવામા આવ્યા છે ત્યાર પછીના એ વિષયના અભ્યાસને માટે એ **पदपाठ** તે એક આધારરૂપ થઈ પડ્યો હતો યાસ્ક, પાણિનિ, અને બીજા વૈયાકરણોને જે વખતે વેદનુ અમુક રૂપ પોતે વધારે સારૂ સમજે છે એમ લાગે તે વખતે તેઓ **पदपाठ**ના પૃથક્કરણને હમેશા વળગી રહેતા નથી, અને પતજલિ તો સ્પષ્ટ શબ્દોમા એ **पदपाठ**ના પ્રામાણ્ય વિષે શકા દર્શાવે છે વૈદિક સ્વરશાસ્ત્રના ખરેખરા ગ્રન્થો તે "**प्रातिशाख्य**" એ નામના છે **संहिता** અને **पदपाठ**ની સાથેનો એ **प्रातिशाख्य**નો સમ્બન્ધ ઉઘાડો છે એ બેઉ પાઠનો એકબીજાની સાથેનો સમ્બન્ધ કેવી રીતનો છે તેનો નિર્ણય કરવો એ **प्रातिशाख्य**નુ કામ

છે એ નિર્ણય કરવામા પ્રસંગવશાત્ વૈદિક સંધિઓ વિષેનો સવિસ્તર અહેવાલ પણ તેઓએ આપ્યો છે, અને તે ઉપરાત વેદના મન્ત્રોના પાઠ શુદ્ધ રીતે થઈ શકે તે માટે સ્વરશાસ્ત્ર વિષેની ચર્ચાઓ પણ તેઓએ ચલાવી છે સાધારણ રીતે, એ પ્રાતિશાખ્યના ગ્રન્થો પાણિનિના પ્હેલા લખાયા હતા એવુ ગણવામા આવે છે ચોક્કસ બાબતોમા એ ગ્રન્થોની સાથે પાણિનિનુ મળતાપણું સ્પષ્ટ જણાઈ આવે છે વેદની સંધિ વિષે પાણિનિએ જે જે ઠેકાણે લખ્યુ છે તે તે ઠેકાણે હમેશા પ્રાતિશાખ્યના કરતા એના વચનોમા ઓછી પૂર્ણતા જણાઈ છે, અને પ્રાતિશાખ્યના ગ્રન્થોમા, ખાસ કરીને અથર્વવેદના પ્રાતિશાખ્યમા તો, વૈયાકરણોના શબ્દપ્રયોગ ઉપરજ આધાર રાખવામા આવ્યો છે પણ એટલા ઉપરથી હાલના જે પ્રાતિશાખ્યો છે તેનુ કોઈ વિશેષ પ્રાચીન સ્વરૂપ પાણિનિના ઉપયોગમા આવ્યુ હશે એવા અનુમાન ઉપર આવવુ એ ભાગ્યેજ વાસ્તવિક કહેવાશે, કારણ કે વેદની સંધિ વિષે પાણિનિએ જે પ્રકારનુ નિરૂપણ કર્યુ છે તેનુ કારણ એવુ ન હોય કે હાલના પૂર્ણ સ્વરૂપમા પ્રાતિશાખ્યના ગ્રન્થો એના જોવામા આવ્યા ન્હોતા, પણ કોઈ બીજુજ કારણ હોય એ ઘણુ બનવા જોગ છે, અને વૈયાકરણોના જે શબ્દપ્રયોગો છે તે તો પાણિનિના સમય કરતા ઘણા વધારે જૂના વખતના છે એ વાત ઉઘાડી છે એ પ્રાતિશાખ્ય ગ્રન્થોમાના ચાર જળવાઈ રહ્યા છે અને તે પ્રસિદ્ધ કરવામા આવ્યા છે એક ઋગ્વેદનો છે, બીજો અથર્વવેદનો છે, અને બે યજુર્વેદના છે તે ક્રમશ વાજસનેયી અને તૈત્તિરીય-સંહિતાની સાથે જોડાયલા છે વેદની જુદી જુદી શાખાના ઉપયોગને માટે રચાયલા હોવાથી એ ગ્રન્થોને "પ્રાતિશાખ્ય" એવુ નામ આપવામા આવ્યુ છે

ઋગ્વેદનુ પ્રાતિશાખ્યસૂત્ર તે એક વિસ્તૃત ગ્રન્થ છે એ ગ્રન્થ પદ્યમા રચાયલો છે અને એના ત્રણ અધ્યાય છે આશ્વલાયનનો ગુરુ શૌનક તે એ ગ્રન્થનો રચનાર હતો એવુ કહેવાય છે, પણ હાલના સ્વરૂપમા જે ગ્રન્થ દીઠામા આવે છે તે તો માત્ર શૌનકની શાખામા-થીજ ઉત્પન્ન થયો હશે પાછળથી આ પ્રાતિશાખ્યને ટૂકુ કરીને અને કેટલીક પરિશિષ્ટ વસ્તુઓનો ઉમેરો કરીને "ઉપલેખ" એ નામનો ગ્રન્થ બનાવવામા આવ્યો હતો તૈત્તિરીય પ્રાતિશાખ્યમા વીસ આચાર્યોના નામ ગણાવવામા આવ્યા છે તેમાના કેટલાક નામ એવા

વિલક્ષણ છે કે તેને લીધે એ ગ્રન્થ આપણું ખાસ લક્ષ ખેંચે છે **વાજસનેયી પ્રાતશાખ્ય**ના આઠ અધ્યાય છે. તેમા ગ્રન્થના રચનાર તરીકે કાત્યાયનનુ નામ ગણાવવામા આવ્યુ છે, અને આગળ થઈ ગયેલા આચાર્યોમા શૌનકને પણ ગણાવવામા આવ્યો છે **અથર્વવેદ-પ્રાતિશાખ્ય**ના ચાર અધ્યાય છે અને એ શૌનકની શાખાનો ગ્રન્થ છે આ પ્રકારના બીજા ગ્રન્થો કરતા આ ગ્રન્થમા વ્યાકરણના વિષય વધારે આપવામા આવ્યા છે

છન્દ વિષે **બ્રાહ્મણો**મા સ્થળે સ્થળે લખવામા આવ્યુ છે, પણ એની સ્વતન્ત્ર ચર્ચા તો **શાઙ્ખાયનશ્રૌતસૂત્ર**ના એક અધ્યાય (૭,૨૭)મા, **ઋગ્વેદપ્રાતિશાખ્ય**ના છેલ્લા ત્રણ **પટલ**મા, અને ખાસ કરીને **નિદાનસૂત્ર**, જે **સામવેદ**ને લગતો ગ્રન્થ છે, તેમા કરવામા આવી છે પિંગલનો **છન્દ:સૂત્ર** એ નામનો ગ્રન્થ છે તેમા પણ વેદના છન્દોનો વિષય ચર્ચ-વામા આવ્યો છે, પણ એ ગ્રન્થ તે જોકે વેદાગમા ગણાય છે તોપણ ખરેખર જોતા એ એક પાછલા સમયનો પરિશિષ્ટ ગ્રન્થ છે, અને ખાસ કરીને વેદ પછીની પદ્યરચનાનો વિષય એ ગ્રન્થમા ચર્ચવામા આવ્યો છે ખરેખર, એ વિષયમા તો એ ગ્રન્થના વચનોને પ્રમાણ તરીકેજ ગણવામા આવે છે

છેવટે, કાત્યાયનની બે **અનુક્રમણી**, જે નીચે ગણાવવામા આવી છે, તે દરેકમા અક્કેક અધ્યાય વેદના છન્દ વિષેનો છે એ બેઉ અધ્યાયમા મ્હેજસાજજ ફેર જોવામા આવે છે **ઋગ્વેદપ્રાતિશાખ્ય**ના છેલ્લા **પટલ**મા જે ચર્ચા કરવામા આવી છે તે અને આ અધ્યાયમા જે ચર્ચા કરવામા આવી છે તે લગભગ એકજ છે, અને પ્રાતિશાખ્યનો સમગ્ર ગ્રન્થ જોકે **અનુક્રમણી**ના પ્હેલાનો લખાયલો છે એમા કઈ સંશય નથી, તોપણ **પ્રાતિશાખ્ય**નો જે ભાગ **અનુક્રમણી**ના આ અધ્યાય સાથે મળતો આવે છે તે ભાગ એ **અનુક્રમણી**ના અધ્યાય કરતા વધારે મોડો લખાયો હોય એ બનવા જોગ છે

**પદપાઠ** ઉપરથી જણાય છે કે એ **પદપાઠ**ના રચનારાઓએ ઉચ્ચાર અને સંધિના વિષયનુ સારુ અન્વેષણ કર્યું હતું, એટલુજ નહીં પણ વ્યાકરણની રીતિએ શબ્દોનુ પૃથક્કરણ કરવા વિષે પણ તેઓ સારી માહિતી ધરાવતા હતા કારણ કે સમાસના શબ્દોને અને ક્રિયાપદના

ઉપસર્ગ તથા નામના અમુક પ્રત્યયોને **પદપાઠ**મા છૂટા પાડી નાખવામા આવ્યા હોય છે. એ વખતથીજ નિ.સશય શબ્દોના ચાર વિભાગ ( **चत्वारि पदजातानि** ) તેઓએ પાડયા હતા, જોકે એ વિભાગનુ કથન સૌથી પ્હેલુ **યાસ્ક** તરફથીજ કરવામા આવ્યુ છે એ વિભાગ **नाम** ( જેની અદર " **सर्वनाम** "નો પણ સમાવેશ થાય છે ), **आख्यात** અથવા ક્રિયાપદ, **उपसर्ग**, અને **निपात** અથવા અવ્યય એ પ્રમાણે છે શબ્દોના પૃથક્કરણ ઉપરથી નહીં, પણ પદમાત્રના આ ચાર પ્રકારના વિભાગ પાડવામા આવ્યા તે ઉપરથીજ કદાચ " **व्याकरण** " એ નામ સૌથી પ્હેલુ વપરાવા માડયુ હશે **બ્રાહ્મણો**મા પણ ભાષાશાસ્ત્રની શોધ-ખોળો થતી હોવાના પ્રમાણ મળી આવે છે, કારણ કે **वर्ण**, **वृषन्**, **वचन**, **विभक्ति**, એવા એવા વ્યાકરણના નામો એ ગ્રન્થોમા વપરાયલા આપણા જોવામા આવે છે **આરણ્યકો**, ઉપનિષદો, અને સૂત્રોમા એવા પ્રયોગો એથી પણ વિશેષ જોવામા આવે છે પણ **પાણિનિ**ની પ્હેલાના વ્યાકરણ વિષે આપણને જે સૌથી અગત્યની માહિતી મળે છે તે **યાસ્ક**ના ગ્રન્થમાથીજ મળે છે

**યાસ્ક**ના પ્હેલા વ્યાકરણશાસ્ત્રનુ અધ્યયન ઘણું આગળ વધેલુ હોવુ જોઈએ, કારણ કે **પ્રાચ્ય** અને ઉદીચ્ય એવી બે શાખાઓનો ભેદ એણે દર્શાવ્યો છે, અને તે ઉપરાત એની આગળ થઈ ગયલા વીસેક આચાર્યોના નામ એણે ગણાવ્યા છે, તેમાના ત્રણ આચાર્યો—**શાકટાયન**, **ગાર્ગ્ય**, અને **શાકલ્ય**—એ સૌથી વધારે મહત્ત્વના છે **યાસ્ક**ના વખત સુધીમા શબ્દના મૂળ રૂપ અને તે રૂપને લગાડવામા આવતા પ્રત્યય વગેરે, એ બેની વચ્ચેનો ભેદ સ્પષ્ટ સમજાતો થયો હતો, એક તરફથી ક્રિયાપદને લગાડવામા આવતા જુદા જુદા પુરુષ અને જુદા જુદા કાળના પ્રત્યયોનું લોકોને જ્ઞાન હતું તેમ બીજી તરફથી **कृत्** અથવા નામને લગાડવાના **तद्धित** પ્રત્યય વિષે પણ તેઓ જાણીતા હતા **यास्क**ના **निरुक्त**મા, " નામ તે ક્રિયાપદમાથી નીકળ્યા છે " ( **आख्यातजानि नामानि** ) એ **શાકટાયન**ના સિદ્ધાન્ત વિષે ઘણી રસભરી ચર્ચા કરવામા આવી છે, અને **યાસ્ક** પોતે **શાકટાયન**ના સિદ્ધાન્તનેજ સ્વીકારે છે એણે ( **યાસ્કે** ) એવુ દર્શાવ્યુ છે કે **गार्ग्य** અને બીજા કેટલાક વૈયાકરણો સામાન્ય રીતે એ સિદ્ધાન્તને સ્વીકારે છે, પણ સઘળાજ નામો ક્રિયાપદ-માથી નીકળ્યા છે એટલે સુધી કહેવુ એ ભૂલભરેલુ છે એમ તેઓનુ માનવુ છે. એ વૈયાકરણો તરફથી જે વાધાઓ ઉઠાવવામા આવે છે તેની

પરીક્ષા કરીને અન્તે એ જણાવે છે કે એ વાધાઓ ચાલી શકે એવા નથી ક્રિયાપદમાથી નામની ઉત્પત્તિ થઈ છે એ શાકટાયનના સિદ્ધાન્ત ઉપરથીજ પાણિનિના વ્યાકરણુની સઘળી વ્યવસ્થા થયલી છે એ પાણિનિના વ્યાકરણુસૂત્રમા વેદના રૂપો સમ્બન્ધી સેંકડો નિયમો આપ્યા છે, પણ એ ગ્રન્થનો મ્હોટો ભાગ તો સંસ્કૃત ભાષાના વર્ણનને અર્થે લખાયલો છે એટલે આ નિયમો તે અપવાદના જેવા સ્વરૂપના છે પાછલા સાહિત્ય ઉપર એ ( પાણિનિના ) ગ્રન્થની લગભગ સપૂર્ણ સત્તા ઝામેલી જોવામા આવે છે જોકે સૂત્રસમયની મધ્યમા એ ગ્રન્થ રચાયલો છે, તોપણ વેદ પછીના યુગનો પ્રારભ એ ગ્રન્થથી થાય છે એવુ ગણ્યા વગર ચાલે એમ નથી એ ગ્રન્થનુ પ્રામાણ્ય સપૂર્ણ રીતે સ્વીકારાયુ એટલે એની આગળ થઈ ગયલા સઘળા આચાર્યો કરતા એની શ્રેષ્ઠતા સ્હેલાઈથી સ્થાપિત થઈ શકી અને પરિણામે એ આગલા આચાર્યોના ગ્રન્થો† વિનાશ પામ્યા. આગના આચાર્યોમાથી માત્ર યાસ્કનો ગ્રન્થ જળવાઈ રહ્યો, અને એ ગ્રન્થ જળવાઈ રહ્યો તેનુ પણ ખરૂ કારણ એ છે કે એ ગ્રન્થ ખાસ વ્યાકરણનો નથી, પણ " निरुक्त " ( વ્યુત્પત્તિશાસ્ત્ર ) એ એનો વિષય છે, અને એ વેદાગનો ગ્રન્થ પણ એ એકનોજ છે, એજ વિષય ઉપર એના સિવાય બીજો કોઈ પણ ગ્રન્થ છે નહીં

યાસ્કનુ " निरुक्त ' તે ખરૂ જોતા વેદ ઉપરના એક ભાષ્યનો ગ્રન્થ છે, અને સંસ્કૃત ભાષામા જળવાઈ રહેલા બીજા કોઈ પણ ભાષ્યના કરતા એ ગ્રન્થ કેટલાક સૈકાઓ પૂર્વે રચાયલો હોવાથી એ સર્વના કરતા વિશેષ પ્રાચીન છે " निघण्टु " એ નામના ઓછી વપરાશના અને ન સમજાય એવા વૈદિક શબ્દોના સંગ્રહો આચાર્યોના ઉપયોગને માટે

---

† એ વિનાશ પામેલા ગ્રન્થોમા શાકટાયનનો ગ્રન્થ વિશેષ અગત્યનો હશે એવુ માનવાને કારણ છે શાકટાયનનુ નામ પાણિનિના તેમજ યાસ્કના ગ્રન્થમા પણ જોવામા આવે છે પણ એ શાકટાયનનો ગ્રન્થ પાછો ઉપલબ્ધ થાય એવો સભવ જણાતો નથી દક્ષિણ હિન્દુસ્તાનના જે હસ્તલિખિત ગ્રન્થો સચવાઈ રહ્યા છે તેમા ' शब्दानुशासन ' નામનો એક ગ્રન્થ છે તે શાકટાયનનો છે એવુ કહેવામા આવ્યુ છે પણ એ ગ્રન્થ વિષે તો એવુ જણાય છે કે એ ગ્રન્થ આધુનિક સમયના કોઈ જૈન પડિતનો રચેલો છે તે કઈક અશે મૂળ ગ્રન્થનો આધાર લઈને અને કઈક અશે પાણિનિ વગેરેના ગ્રન્થોનો આધાર લઈને રચાયલો છે

તૈયાર કરવામા આવેલા તેના ઉપરથી આ “ **निरुक्त** ”નો ગ્રન્થ રચાયો છે યાસ્કની આગળ એવા “ **निघण्टु** ”ના પાચ સગ્રહો હતા તેમાના પ્હેલા ત્રણમા એક અર્થવાળા જુદા જુદા શબ્દોના સમુદાય આપવામા આવ્યા છે, ચોથામા જે શબ્દો ખાસ અઘરા હોય તે આપવામા આવ્યા છે, અને પાચમામા વેદના જુદા જુદા દેવતાઓનુ વર્ગીકરણ કરવામા આવ્યુ છે આ સર્વની સમજુતી યાસ્કે મ્હોટે ભાગે પોતાના ભાષ્યના બાર અધ્યાયમા આપી છે (એ બાર અધ્યાયની સાથે બીજા બે અધ્યાય પાછળથી ઉમેરવામા આવ્યા હતા) આ સમજુતી આપતી વખતે ઉદાહરણ તરીકે એણે ઘણા મન્ત્રો ટાક્યા છે, અને તે ખાસ કરીને **ऋग्वेद**માથી લીધેલા છે એ મન્ત્રો એણે સમજાવ્યા છે તેની સાથે વ્યુત્પત્તિશાસ્ત્રને લગતી ચર્ચાઓ પણ એણે ઠેકાણે ઠેકાણે કીધી છે.

આ ગ્રન્થનો પ્હેલો અધ્યાય પ્રાસ્તાવિક છે, તેમા વ્યાકરણ અને વેદના અર્થ વિષેના કેટલાક સિદ્ધાન્તોનુ સ્પષ્ટીકરણ કરવામા આવ્યુ છે બીજા અને ત્રીજા અધ્યાયમા એક અર્થવાળા શબ્દોના જે ત્રણ “**निघण्टु**”-ઓ છે તેને લગતા કેટલાક મુદ્દાઓ સમજાવવામા આવ્યા છે, ૪થી ૬ સુધીના અધ્યાયમા ચોથા “ **निघण्टु** ” ઉપરનુ ભાષ્ય, અને ૬થી ૧૨ સુધીના અધ્યાયમા પાચમા “ **निघण्टु** ” ઉપરનુ ભાષ્ય આપવામા આવ્યુ છે “ **निरुक्त** ” એ ગ્રન્થ વેદના અર્થ અને વ્યાકરણના દૃષ્ટિ બિન્દુથી ઘણો અગત્યનો છે તે ઉપરાત સસ્કૃત સાહિત્યના જેની શૈલીમા રચાયલા પ્રાચીનમા પ્રાચીન—પાણિનિના પોતાના કરતા પણ આગળના-ગદ્યના નમૂના તરીકે એ ગ્રન્થ આપણને ખાસ આનન્દ આપે એવો છે વ્યાકરણના જે શબ્દો પાણિનિએ વાપર્યા છે તેજ યાસ્કે પણ વાપરેલા જોવામા આવે છે ઉદાહરણ તરીકે, **धातु, कृत्, तद्धित,** એજ શબ્દો યાસ્કે પણ વાપર્યા છે તોપણ યાસ્ક એ પાણિનિના પ્હેલા ઘણો આગળ થઈ ગયો હોવો જોઈએ, કારણ કે એ બેની વચ્ચેના સમયમા થઈ ગયલા સમર્થ વૈયાકરણોના નામ ગણાવવામા આવે છે તેની સખ્યા મ્હોટી છે આ કારણથી યાસ્કને આપણે છસ્વીસનની પૂર્વે પાચમા સૈકામા થઈ ગયલો ગણવો જોઈએ, અને નિ સંશય સૂત્રસમયના આરભમા એને મૂક્યા વગર ચાલે તેમ નથી

“ **निरुक्त** ” વડે એક ઘણી મહત્ત્વની વાત સાબીત થાય છે, અને તે એ છે કે **यास्क**ના વખતમા **ऋग्वेद**ને સ્થાયી સ્વરૂપ મળી

ચૂક્યુ હતું, અને **ऋग्वेद**નો જે પાઠ હાલ આપણા જોવામા આવે છે અને તે વખતે જે પાઠ અસ્તિત્વ ધરાવતો હતો તે એમા કઈ પણ અગત્યનો તફાવત હોય એમ જણાતું નથી. **यास्क**ના પાઠમા કોઈ કોઈ સ્થળે જે ફેરફાર જણાય છે તે ઘણો તુચ્છ જેવો છે ઉદાહરણ તરીકે, એક ઠેકાણે (મ ૧૦, સૂ ૨૯) "**वायो**" એને એ એક શબ્દજ ગણે છે, ત્યારે **શાકલ્ય**ના **पदपाठ**મા "**वा यो**" એમ બે શબ્દ છૂટા છૂટા આપવામા આવ્યા છે યાસ્ક ઋગ્વેદના મત્રો સમજ્યા છે તે ઉપરથી એવુ જણાય છે કે કોઈ કોઈ ઠેકાણે એનો પાઠ સહિતાના પાઠથી જુદો પડે છે, જોકે **ऋग्वेद**ના જે મત્રો યાસ્કના ગ્રન્થમા ટાકવામા આવ્યા છે તે તો એવા સુધારી લેવામા આવ્યા છે કે પરપરાથી આપણને જે પાઠ પ્રાપ્ત થયલો તેમા અને એમા લેશમાત્ર પણ ફેરફાર જોવામા આવતો નથી પણ આવા જે ઝીણા ઝીણા ભેદ જોવામા આવે છે તે **ऋग्वेद**ના પાઠની અનેકતાને લીધે નહીં, પણ "**निरुक्त**"ની અદરની ભૂલોને લીધે હોય એ ઘણું સંભવિત છે એવીજ રીતના નહીં જેવા થોડાક ભેદો **સાયણ**ના ગ્રન્થમા પણ જોવામા આવે છે, પણ એ ભેદો હમેશા ભાષ્યકારની શરતચુકને લીધેજ થયા હોય છે એવુ સ્પષ્ટ જણાઈ આવે છે

સૂત્રોની સાથે "**परिशिष्ट**" એ નામનુ ઘણુ વિશાળ સાહિત્ય જોડાયલુ છે વેદની સઘળી શાખાઓમા એ **परिशिष्ट**ના ગ્રન્થો જોવામા આવે છે સૂત્રોની અદર જે વિષયોનું સ્હેજસાજ સૂચનજ કરાયલુ હોય છે તે વિષયોનો આ ગ્રન્થોમા વધારે વિસ્તાર કરવામા આવ્યો હોય છે, અથવાતો સૂત્રોની અદર જે વિષયો બીલકુલ આપવામાજ આવ્યા નથી હોતા તેના સમ્બન્ધની અગત્યની હકીગતો આ ગ્રન્થોમા આપવામા આવી હોય છે આ પ્રમાણે, "**आश्वलायनगृह्यपरिशिष्ट**" એ નામનો એક ગ્રન્થ છે તેના ચાર અધ્યાય છે, અને તે **ऋग्वेद**ની સાથે જોડાયલો છે "**गोभिलसग्रहपरिशिष्ट**"મા સામાન્ય ગૃહ્ય વિધિઓની સંક્ષિપ્ત ચર્ચા કરવામા આવી છે, અને જાદુને લગતા વિધિઓ તરફ એ ગ્રન્થનુ ખાસ વલણ જણાય છે એ ગ્રન્થ **सामवेद**ની સાથે જોડાયલો છે એજ ગ્રન્થની સાથે વિશેષ સમ્બન્ધ ધરાવનારો અને ઘણુ-ખરુ એ ગ્રન્થના કર્તા મોડો લખાયલો "**कर्मप्रदीप**" એ નામનો ગ્રન્થ છે તે "**सामगृह्यपरिशिष्ट,**" "**छान्दोग्यगृह्यपरिशिष्ट,**" "**छान्दोग्यपरिशिष्ट,**" "**गोभिलस्मृति**" એવા એવા અનેક

નામથી ઓળખાય છે એ ગ્રન્થ **शुक्ल यजुर्वेद**ના કાત્યાયનને અથવાતે ગોભિલને રચેલો હોય એવુ માનવામા આવે છે. "**गृह्यसंग्रह**" એ નામના ગ્રન્થમા જે વિષયો આપ્યા છે તેજ એ ગ્રન્થમા પણ આપવામા આવ્યા છે, પણ એ ગ્રન્થની વિષયચર્ચા "**गृह्यसग्रह**"થી તદ્દન સ્વતત્ર રીતની છે બેઉ ગ્રન્થમા કોઈ કોઈ ઠેકાણે આખા ને આખા શ્લોકો તેના તેજ દીઠામા આવે છે

"**प्रयोग**" અને "**पद्धति**" એ નામના હસ્તલિખિત ગ્રન્થો પણ ઘણા છે, તે યજ્ઞને વિધિ સમજવાને માટે ઘણા અગત્યના છે જુદી જુદી શાખાઓના **શ્રૌત** અને ગૃહ્ય એ બેઉ જાતના વિધિઓ આ ગ્રન્થોમા આપવામા આવ્યા છે "**प्रयोग**"ના ગ્રન્થોમા કેવળ વ્યવહાર-દૃષ્ટિથી યજ્ઞનો ક્રમ દર્શાવવામા આવ્યો છે અને વિપ્રના જુદા જુદા મડળોએ બજાવવાના યજ્ઞને લગતા કર્મો ગણાવવામા આવ્યા છે, ત્યારે "**पद्धति**"ના ગ્રન્થોમા સૂત્રોના સુત્રટિત વર્ણનોને વળગી રહેવા તરફ અને સૂત્રોમા અપાયલી હકીગતો સક્ષેપમા કહી જવા તરફ વિશેષ વલણુ રાખવામા આવ્યુ છે એ સિવાય, જુદા જુદા વિધિઓના વર્ણનો પદ્યમા પણ અપાયલા છે તે "**कारिका**" એ નામથી ઓળખાય છે, અને સૂત્રો અથવા પદ્ધતિઓની સાથેજ એ "**कारिका**"ઓને જોડવામા આવી છે એ "**कारिका**"ઓમાથી કુમારિલની જે "**कारिका**"છે તે સૌથી વધારે પ્રાચીન હોય એમ જણાય છે એ "**कारिका**" આશરે ઇ. સ ૭૦૦મા રચાઈ હોય એવુ અનુમાન થાય છે

"**अनुक्रमणी**" એ નામના ગ્રન્થોનુ સ્વરૂપ પણ પરિશિષ્ટના જેવુ છે. જુદી જુદી સહિતાઓમા જે ક્રમ પ્રમાણે સૂક્તો આપવામા આવ્યા છે તે ક્રમ પ્રમાણેના સૂક્તો, તેના ઋષિ, છન્દ, અને દેવતાની ટીપ આ "**अनुक्रमणी**"ઓમા આપી છે આ પ્રકારના સાત ગ્રન્થો **ऋग्वेद**ની સાથે જોડાયલા છે એ સાતે ગ્રન્થો **શૌનક**ના બનાવેલા છે એવુ માનવામા આવે છે અને **अनुष्टुभ्** તથા **त्रिष्टुभ्** એ બે છન્દોમા એ ગ્રન્થો રચાયલા છે **शौनक**ના **ऋग्वेदप्रातिशाख्य**મા પણ એજ છન્દો વાપરવામાં આવ્યા છે એ ઉપરાત એક "**सर्वानुक्रमणी**"નો ગ્રન્થ પણ છે તે કાત્યાયનનો રચેલો કહેવાય છે, અને પદ્યમા રચાયલી "**अनुक्रमणी**"ઓનો સાર એ ગ્રન્થમા **સૂત્ર**ની શૈલીમા આપવામા આવ્યો છે. પદ્યમા રચાયલી પાચ "**अनुक्रमणी**"ઓ સચવાઈ રહી

છે. **આર્ષાનુક્રમણી**મા શ્લોકોની સંખ્યા ૩૦૦ કરતા કંઇક ઓછી છે, અને તેમા **ऋग्वेद**ના ઋષિઓની ટીપ આપવામા આવી છે એ "**अनुक्रमणी**"નો હાલનો ગ્રન્થ તે બારમા સૈકામા **षड्गुरुशिष्य** નામના ટીકાકારને જે ગ્રન્થ પરિચિત હતો તેને આધુનિક રૂપ આપવામા આવ્યુ હોય તેવી રીતનો જણાય છે "**छन्दोनुक्रमणी**" એ ગ્રન્થનો વિસ્તાર પણ બરાબર જાણે એટલોજ હોય એમ જણાય છે **ऋग्वेद**ના સૂક્તો જે જે છન્દમા રચાયા હતા તે તે છન્દોની ગણત્રી એ ગ્રન્થમા આપવામા આવી છે તે ઉપરાન્ત જુદા જુદા મડળમા અકેક છન્દના મત્રોની સખ્યા કેટલી છે, અને છન્દોના સઘળા શ્લોકો મળીને સામટી સખ્યા કેટલી થાય છે તે પણ એ ગ્રન્થમા આપવામા આવ્યુ છે "**अनुवाकानुक्रमणी**"નો ગ્રન્થ ટૂકો છે, અને એમા ચાળીસેકજ શ્લોક આપેલા છે **ऋग्वेद**ના ૮૫ "**अनुवाक**" અથવા વિભાગ પાડવામા આવ્યા છે તે દરેક **अनुवाक**ના શરૂઆતના શબ્દો એ **अनुक्रमणी**મા આપવામા આવ્યા છે, તેમજ પ્રત્યેક **अनुवाक**ના સૂક્તોની સખ્યા પણ આપવામા આવી છે તે ઉપરાત એ **अनुक्रमणी**મા જણાવવામા આવ્યુ છે કે **ऋग्वेद**મા બધા મળીને ૧૦૧૭ (અને **वाष्कल** શાખા પ્રમાણે ગણીએ તો ૧૦૨૫) સૂક્તો, ૧૦૫૮૦¼ મત્રો, ૧૫૩૮૨૬ શબ્દો, અને ૪૩૨૦૦૦ અક્ષરો આવે છે, અને આ સિવાય બીજા પણ કેટલાક વિગતવારના આકડાઓ એ **अनुक्रमणी**મા આપવામા આવ્યા છે એમા મત્રોની જે સખ્યા ગણાવવામા આવી છે તે હાલના વખતમા કરવામા આવેલી જુદી જુદી ગણત્રીઓ સાથે બરાબર બધબેસતી આવતી નથી, પણ ગણત્રીનો જે ફેર પડે છે તે સ્હેજસાજજ છે, અને અમુક તેના તે મત્રો ફરી ફરીને આવે છે તેની ગણત્રી કરવાની **अनुक्रमणी**ના રચનારની જે રીત હશે તેને લીધે એ ફેર પડતો હશે એ ઘણુ સભવિત લાગે છે

બીજી એક ટૂકી **अनुक्रमणी** છે તે "**पादानुक्रमणी**" એ નામથી ઓળખાય છે, અને બીજી **अनुक्रमणी**ના જેવાજ મિશ્ર છન્દનો એ **अनुक्रमणी**મા ઉપયોગ કરવામા આવ્યો છે એમા **पाद**નો-મત્રની "લીટીઓનો"-અનુક્રમ આપવામા આવ્યો છે, અને અત્યાર સુધી તો એ ગ્રન્થની બે હસ્તલિખિત પ્રતોજ જાણવામા આવી છે "**सूक्तानुक्रमणी**"નુ તો એકલુ નામજ રહ્યું છે. એ ગ્રન્થ જળવાઈ

રહ્યો નથી એ ગ્રન્થ જે વખતે હશે તે વખતે એમા ઘણુંખરૂં માત્ર સૂક્તોના પ્રારભના શબ્દો( **प्रतीक** )જ આપવામાં આવ્યા હશે એવુ અનુમાન થાય છે. "**सर्वानुक्रमणी**"ને લીધે એવો ગ્રન્થ નિરુપયોગી થઈ પડ્યો હશે તેથીજ એ જળવાઈ રહ્યો નહીં હોય એમ લાગે છે "**देवतानुक्रमणी**" એ નામના ગ્રન્થની કોઈ પણ હસ્તલિખિત પ્રત અસ્તિત્વમા નથી, પણ **षड्गुरुशिष्य** નામના ભાષ્યકારે પોતાના ગ્રન્થમા એ **अनुक्रमणी**માથી દસ ઉતારાઓ ટાકયા છે "**बृहद्देवता**"—એટલે "ઘણા દેવતાઓ"ની **અનુક્રમણી**-એ નામના ગ્રન્થને લીધે "**देवतानुक्रमणी**"નો ગ્રન્થ નિરુપયોગી થઈ પડ્યો હશે અને પરિણામે વિનાશ પામ્યો હશે એમ જણાય છે બીજી કોઈ પણ **અનુક્રમણી**ના કરતા એ ગ્રન્થ વધારે મ્હોટો જણાય છે એમા આશરે ૧૨૦૦ **अनुष्टुभ्**ના શ્લોક આપ્યા છે, અને વચમા વચમા **त्रिष्टुभ्** પણ આવે છે **ऋग्वेद**ના આઠ **અષ્ટકો**ને અનુસરીને એ ગ્રન્થના આઠ **अध्याय** કરવામા આવ્યા છે **ऋग्वेद**ના ક્રમને અનુસરીને દરેક મત્રના દેવતા વિષે કથન કરવુ એવો એ ગ્રન્થનો મુખ્ય ઉદ્દેશ જણાય છે પણ એમા સમજુતીને માટે અનેક વાર્તાઓ તથા દતકથાઓ આપવામા આવી છે તેને લીધે વાર્તાઓના પ્રાચીન સગ્રહ તરીકે એ ગ્રન્થ ઘણો કીમતી છે મ્હોટે ભાગે **यास्क**ના **निरुक्त**નો આધાર લઈને એ ગ્રન્થ રચાયો છે **यास्क** પોતે અને **यास्क**ના ગણાવેલા બીજા આચાર્યો ઉપરાત **भागुरि** અને **आश्वलायन** તેમજ **निदानसूत्र** વિષે પણ એ ગ્રન્થમાં કથન કરવામા આવ્યુ છે એ ગ્રન્થની વિલક્ષણતા એ છે કે **ऋग्वेद**ના ધર્મગ્રન્થમા જેનો સમાવેશ કરવામા આવતો નથી એવા અનેક વધારાના સૂક્તો ( **खिल** ) એ ગ્રન્થમા ગણાવવામા આવ્યા છે.

આ પદ્યમા રચાયલી **अनुक्रमणी**ઓના કરતા-વિશેષ નહીં તો એ **अनुक्रमणी**ઓનુ જે મૂળ સ્વરૂપ હશે તેના કરતા-વધારે મોડી રચાયલી **કાત્યાયન**ની **सर्वानुक्रमणी** છે, તેમા એ **अनुक्रमणी**ઓમા અપાયલી સઘળી માહિતી એકઠી કરીને એકજ ગ્રન્થને સ્વરૂપે રજુ કરવામા આવી છે એ ગ્રન્થ સૂત્રની શૈલીમા રચાયલો છે, અને એ જરા વિસ્તારવાળો છે છાપેલી આવૃત્તિના આશરે છેંતાળીસ પાના એ ગ્રન્થ વડે ભરાયા છે. **ऋग्वेद**ના દરેકના સૂક્તના સમ્બન્ધમા સૂક્તની શરૂઆતના શબ્દ અથવા શબ્દો, સૂક્તની અંદર કેટલા મત્રો આવે છે

તે, સૂક્તનો ઋષિ કોણ છે, સૂક્તના દેવતા કોણ છે, અને સૂક્તમાં છન્દ કયો વપરાયો છે તે—અમુક મન્ત્રને માટે જુદો છન્દ વપરાયો હોય તો તે પણ–કહેવામા આવ્યુ છે એ ગ્રન્થની પ્રસ્તાવનાના બાર અધ્યાય છે તેમાના નવ અધ્યાય મળીને **ऋग्वेदप्रातिशाख्य**ના છેલ્લા ત્રણ અધ્યાયને મળતો આવતો વેદના છન્દ વિષેનો એક ન્હાનકડો ગ્રન્થ બને છે ગ્રન્થની શરૂઆતમા લેખક કહે છે કે "પ્રમાણગ્રન્થોને આધારે (**यथोपदेशम्**), **ऋग्वेद**ના **प्रतीक** વગેરેની **અનુક્રમણી** આપવાનો લેખકનો ઉદ્દેશ છે, કારણ કે એવા પ્રકારના જ્ઞાન વગર **શ્રૌત** અને **સ્માર્ત** વિધિઓ કરવાનુ બની શકે નહીં" આ "પ્રમાણગ્રન્થો" તે ઉપર ગણાવેલી પદ્યમય **अनुक्रमणी**ઓજ છે એ વિષે કંઈ પણ સંશય નથી, કારણ કે **सर्वानुक्रमणी**, જે સૂત્રની સંક્ષિપ્ત શૈલીમા લખાયનો ગ્રન્થ છે, તેમાના કેટલાક **पाद** (લીટીઓ) એટલુજ નહીં પણ કેટલાક ટુકડાઓ પણ **आर्षानुक्रमणी** અને **बृहद्देवता**માથી કાંતો અસલ સ્વરૂપમા જેવા હોય તેવા ને તેવાજ લીધેલા છે અથવા-તો તેની પદ્યમય રચનામા સ્હેજસાજજ ફેરફાર કરીને લીધેલા છે પદ્યમા રચાયલો બીજો ગ્રન્થ "**ऋग्विधान**" એ નામનો છે તે **શૌનક**નો રચેલો કહેવાય છે, અને **ऋग्वेद**ના આખા સૂક્તો અથવા-તો છૂટક મન્ત્રોના પઠનથી કેવી જાદુઈ અસર થાય છે તેનુ વર્ણન એ ગ્રન્થમા આપવામા આવ્યુ છે

**सामवेद**ના **પરિશિષ્ટ**ને લગતી **आर्ष** અને **दैवत** એવી બે **અનુક્રમણીઓ** છે, તેમા **सामवेद**ની **નૈગેય** શાખાનો જે ગ્રન્થ છે તેના ઋષિઓ તથા દેવતાઓને ક્રમશ ગણાવવામા આવ્યા છે. એ **અનુક્રમણીઓ**મા **યાસ્ક**, **શૌનક**, અને **આશ્વલાયન**ના ગ્રન્થોમાથી, અને તે સિવાય બીજા ગ્રન્થોમાથી પણ ઉતારાઓ આપવામા આવ્યા છે. **कृष्णयजुर्वेद**ની પણ બે **અનુક્રમણીઓ** છે તેમાથી **આત્રેય** શાખાની જે **અનુક્રમણી** છે તેના બે વિભાગ છે · પ્હેલો વિભાગ ગદ્યમા રચાયલો છે અને બીજા વિભાગમા **अनुष्टुम्** છન્દના શ્લોકો આપવામા આવ્યા છે સંહિતાના જે મન્ત્રો છે તેને લગતા નામો ગણાવવા ઉપરાંત કંઈ પણ વિશેષ એ **અનુક્રમણી**મા આપવામા આવ્યુ નથી. બીજી **અનુક્રમણી** છે તે **काठक**ની **ચારાયણીય** શાખાની છે જુદા જુદા વિભાગના અને જુદા જુદા મન્ત્રોના રચનારાઓનો અનુક્રમ એ ગ્રન્થમા દર્શાવવામા

આવ્યો છે. **ऋग्वेद**માથી લેવાયલા મન્ત્રોના સમ્બન્ધમા એ ગ્રન્થમાં જે કહેવામા આવ્યુ છે તેમા અને **ऋग्वेद**ની **सर्वानुक्रमणी**મા જે કહેવામા આવ્યુ છે તેમા ઘણો ફેર પડે છે એ ગ્રન્થમા તદ્દનજ નવા એવા ઘણા નામ આપવામા આવ્યા છે એ ગ્રન્થ **अत्रि**નો રચેલો છે, અને **अत्रि**એ એ ગ્રન્થનો ઉપદેશ **लौगाक्षि**ને આપ્યો એવુ કહેવામા આવ્યુ છે **माध्यंदिन** શાખાના **शुक्लयजुर्वेद**ની **अनुक्रमणी** કાત્યાયનની રચેલી ગણાય છે એ **अनुक्रमणी**ના પાચ અધ્યાય છે તેમાના પહેલા ચાર અધ્યાયમા ઋષિઓ, દેવતાઓ, અને છન્દોનો અનુક્રમ આપવામા આવ્યો છે **ऋग्वेद**માથી લીધેના મન્ત્રોના જે ઋષિઓ આ **अनुक्रमणी**મા ગણાવવામા આવ્યા છે અને જે **सर्वानुक्रमणी**મા ગણાવવામા આવ્યા છે તેમા સાધારણ રીતે ફેર પડતો નથી પણ તેનીજ સાથે આ સામાન્ય નિયમના ઘણા અપવાદો પણ જોવામા આવે છે એ **अनुक्रमणी**મા કેટલાક નવા નામો પણ આવે છે તે વધારે મોડા સમયના છે, અને કેટલાક તો **शतपथब्राह्मण**ના સમયના પણ છે એ **अनुक्रमणी**ના પાચમા અધ્યાયના, સહિતાની અદર આવતા મન્ત્રોનો સંક્ષિપ્ત અહેવાલ આપવામા આવ્યો છે **सर्वानुक्रमणी**ની પ્રસ્તાવનાનો જે ભાગ એજ વિષયને લગતો છે તેમા અને આ અધ્યાયમા કોઈ પણ રીતનો ફેર નથી **सर्वानुक्रमणी**ની પ્રસ્તાવના એજ આ અધ્યાયનુ મૂળ સ્થાન હોય એ ઘણું સંભવિત છે. એ ઉપરાત, **शुक्लयजुर्वेद**ના બીજા ઘણા પરિશિષ્ટો છે તે સઘળા કાત્યાયનના રચેલા કહેવાય છે એ પરિશિષ્ટો-માથી ત્રણ વિષેજ આ સ્થળે કથન કરવાની જરૂર છે **निगमपरिशिष्ट**મા, **शुक्लयजुर्वेद**ના એકજ અર્થના શબ્દોનો કોષ આપવામા આવ્યો છે કોષના ગ્રન્થ તરીકેજ એ પરિશિષ્ટનુ ખાસ મહત્ત્વ છે **प्रवराध्याय**મા, કોની સાથે લગ્ન ન થઈ શકે તેનો નિર્ણય કરવાને માટે અને યજ્ઞના અનુષ્ઠાનને માટે યોગ્ય વિપ્રો કયા તે દર્શાવવાને માટે **ब्राह्मण**ોના કુટુમ્બની ટીપ આપવામા આવી છે **चरणव्यूह**, અથવા જુદા જુદા વેદોની "શાખાઓ વિષેની સમજુતી," એ ગ્રન્થ ઘણો મોડો લખાયલો છે અને એ ઝાઝો અગત્યનો નથી. એમા વેદની શાખાઓ વિષે જે ગણત્રી આપવામા આવી છે તેના કરતા **विष्णुपुराण** અને **वायुपुराण**ના અમુક પ્રકરણોમાની એજ વિષયની ગણત્રી વધારે ચોક્કસ છે. આ ઉપરાત, **अथर्ववेद**ના પરિશિષ્ટો ૭૦ કરતા પણ વધારે છે તેમા પણ

એક “ **चरणव्यूह** ” નામનું **પરિશિષ્ટ છે. अथर्ववेद**માં ૨૦૦૦ સૂક્તો છે અને ૧૨૩૮૦ મંત્રો છે એવું એ **પરિશિષ્ટ**માં કહેવામાં આવ્યું છે.

વૈદિક સાહિત્યનો આ અહેવાલ સમાપ્ત કરતાં પ્હેલાં માધ્યમિક યુગમાં થઈ ગયેલા વેદના સમર્થ વિદ્વાન્ **સાયણાચાર્ય**, કે જેણે **ऋग्वेद**, **ऐतरेयब्राह्मण** અને **आरण्यक**, તેમજ **तैत्तिरीयसंहिता, ब्राह्मण**, અને **आरण्यक** ઉપર ઘણાં કીમતી ભાષ્યો તેમજ બીજા પણ ઘણા ગ્રન્થો અથથી તે ઇતિ સુધી પોતે જાતે લખ્યા છે અથવા તો લખવાનો પ્રારંભ કરીને અન્યને હાથે તેને સંપૂર્ણ થવાનો પ્રસંગ આપ્યો છે, તેના વિષે બે બોલ કહ્યા વિના ચાલે તેમ નથી બે સંહિતાઓ ઉપર એના જે ભાષ્ય છે તે એને હાથે અપૂર્ણ રહ્યાં હતાં અને એના શિષ્યોએ તે સંપૂર્ણ કર્યાં એવું જણાય છે પ્હેલા બુક્ક રાજા (૧૩૫૦-૭૯), જેનો એ ગુરુ અને પ્રધાન હતો એમ એના કહેવા પરથી જણાય છે તે, અને તેની પછીનો રાજા હરિહર (૧૩૭૯-૯૯), તેના વખતમાં એણે પોતાના ગ્રન્થો રચ્યા, અને એ ૧૩૮૭માં મરણ પામ્યો ચૌદમા સૈકાના પ્રથમાર્ધમાં મુસલમાનોની સત્તાને દૂર કરીને વિજયનગર, જે હવે હંપીના નામથી ઓળખાય છે અને જે બિનારી પ્રાંતમાં તુંગભદ્રા નદી ઉપર આવેલું છે, તેનો નગર જેણે ચનાવ્યો તે કુટુમ્બમાં આ રાજાઓ હતા **સાયણ**નો મ્હોટો ભાઈ **માધવ** તે **બુક્ક** રાજાનો પ્રધાન હતો અને **વિદ્યારણ્ય** સ્વામી એ નામથી તે શૃંગેરી મઠના અધ્યક્ષનું કામ કરતો હતો તેવામાં મરણ પામ્યો. એ **માધવે** પણ જાતે ગ્રન્થો રચ્યા છે, એટલુંજ નહીં પણ **સાયણ**ના ભાષ્યો એના આશ્રયને લીધે લખાયાં તેથી તે ભાષ્યો “ **माधवीय** ” અથવા ( માધવના ઉત્તેજનથી લખાયલાં ) એ નામથી એને અર્પણ કરવામાં આવ્યાં છે **પ્રોફેસર મૅક્સ મ્યૂલર**ની **સાયણ**ના ભાષ્ય સાથેની **ऋग्वेद**ની બીજી આવૃત્તિ છપાઈ તે વિજય-નગરના **મહારાજા**ના આશ્રય વડે છપાઈ હતી એ દૈવયોગ લગાર ધ્યાન ખેંચે એવો છે પણ જે નગર ઉપરથી **બુક્ક** રાજાને પોતાની પદવી પ્રાપ્ત થઈ હતી તેની સાથે આ પાછળ જણાવેલા વિજયનગરને કોઈ પણ રીતનો સમ્બન્ધ નથી

[ **યાસ્ક અને પાણિનિનો સમય**—યાસ્ક અને પાણિનિ એ બેઉ ક્યારે થઈ ગયા તે વિષે, એટલુંજ નહીં પણ એ બેઉમાં પ્હેલો

કોણ થઈ ગયો અને પછી કોણ થઈ ગયો તે વિષે એક વખતે વિદ્વાનોમા ઘણો મતભેદ હતો એમ જણાય છે પ્રો મૅક્સ મ્યૂલરનુ અનુમાન એવુ હતું કે ઇસ્વી સન પૂર્વે પાચમા સૈકામા યાસ્ક થઈ ગયો હતો, અને પાણિનિ એના પ્હેલા એટલે ચોથા સૈકામા થઈ ગયો હતો એ વિદ્વાનની દલીલ એવી હતી કે વાજસનેયિપ્રાતિશાખ્યના રચનાર કાત્યાયને પાણિનિના ગ્રન્થ ઉપર એક વાર્તિક લખ્યુ છે, એટલે કાત્યાયન પાણિનિના પછી થઈ ગયો હોવો જોઈએ. એ કાત્યાયને પોતાના ગ્રન્થમા શબ્દોના જુદા જુદા વિભાગ ગણાવીનેજ સન્તોષ માન્યો છે, તે પરથી એવુ માલમ પડે છે કે "નામ માત્રની ઉત્પત્તિ ક્રિયાપદમાથી થયલી કે કેમ ?" (आख्यातजानि नामानि) એવો જે નવીન પ્રશ્ન યાસ્કે ઉઠાવ્યો છે તેના વિષે એને કંઈ પણ જ્ઞાન ન્હોતું. આ પ્રમાણેની દલીલ કરીને છેવટે પ્રો મૅક્સ મ્યૂલર એવા નિર્ણય ઉપર આવે છે કે પાણિનિ, કાત્યાયન, અને યાસ્ક એ ક્રમ પ્રમાણે એ ત્રણે વૈયાકરણો એકેકના પછી કેટલોક વખત રહીને થઈ ગયા હતા આ અનુમાનની વિરુદ્ધ પ્રો લૅસન એવી દલીલ કરે છે કે પાણિનિના ગ્રન્થમા જે અનેક પારિભાષિક શબ્દો જોવામા આવે છે તે યાસ્કમા જોવામા આવતા નથી તે ઉપરથી અને પાણિનિએ પોતાના ગ્રન્થમા યાસ્કનુ નામ સ્પષ્ટ આપ્યુ છે તે ઉપરથી સિદ્ધ થાય છે કે યાસ્ક એ પાણિનિના પ્હેલા થઈ ગયો હતો વળી એ બેઉની ભાષામા તેમજ ચર્ચાપદ્ધતિમા એટલો ફેર જોવામા આવે છે કે તેઓની વચ્ચે ઘણા વર્ષનો અન્તર હોવો જોઈએ એમ પ્રો લૅમનનુ કહેવુ છે આ પ્રશ્ન વિષે સૌથી સમર્થ અને સવિસ્તર ચર્ચા તો પ્રો ગોલ્ડસ્ટૂકરે પોતાના 'પાણિનિ' વિષેના ગ્રન્થમા કરી છે પ્રો. મૅક્સ મ્યૂલરની દલીલનો રદિયો આપતા એ વિદ્વાન્ જણાવે છે કે 'નામની ઉત્પત્તિ ક્રિયાપદમાથી થયલી કે કેમ ?' એ પ્રશ્ન વિષે સ્પષ્ટ ઉલ્લેખ કરવામા આવ્યો છે કે નહીં એ કંઈ કાલનિર્ણય માટેની ખરી કસોટી નથી, તે છતા પણ કાત્યાયન અને પાણિનિ એ બેઉમા 'उणादि' વિષે જે કથન કર્યું છે તે પરથી માલમ પડે છે કે તેમને એ પ્રશ્ન વિષેનુ જ્ઞાન હતું પાણિનિએ પોતાના ગ્રન્થમા યાસ્કનુ સ્પષ્ટ નામ આપ્યુ છે તે ઉપરાત યાસ્કની વિશેષ પ્રાચીનતા સિદ્ધ કરવાને માટે પ્રો. ગોલ્ડસ્ટૂકર બીજી બે દલીલો આપે છે—

(૧) યાસ્કે પોતાના ગ્રન્થની શરૂઆતમા "भावप्रधानमाख्यात

**सत्त्वप्रधानानि नामानि** " એ પ્રમાણે **આખ્યાત** ( ક્રિયાપદ ), નામ વગેરેની સમજૂતી આપી છે, પણ **પાણિનિએ** વ્યાકરણની અનેક સંજ્ઞાઓ ( **કારક, સમાસ** વગેરે ) સમજૂતી આપ્યા વગરજ વાપરી છે, તે પરથી જણાય છે કે **પાણિનિના** વખતમા એ સંજ્ઞાઓ એવી જાણીતી થઈ ચૂકી હતી કે તેના સમ્બન્ધમા કંઈ પણ સમજૂતી આપવાની એને જરૂર પડી નહીં ઉપસર્ગના સ્વરૂપ વિષે પણ **યાસ્કે** જેવા વિસ્તારથી ચર્ચા કરી છે તેવી **પાણિનિએ** કરી નથી, અને તેનુ કારણ પણ એજ છે

(૨) ઉપસર્ગ વિષે **યાસ્કે** જે કંઈ લખ્યુ છે તેના ઉપર **પાણિનિએ** કેટલોક સુધારોવધારો કરેલો જોવામા આવે છે **યાસ્કે** ઉપસર્ગ અને **નિપાત** એ બેને જુદા ગણાવ્યા છે ત્યારે **પાણિનિએ** ઉપસર્ગને **નિપાતના** એક પેટાવિભાગ તરીકે ગણાવ્યો છે એણે એવુ કહ્યુ છે કે **નિપાતને** જ્યારે કોઈ ક્રિયાપદની સાથે જોડવામા આવે ત્યારે તે " **उपसर्ग** " કહેવાય છે, જો ધાતુની સાથે એ જોડવામા આવે તેને જ્યારે નામનુ સ્વરૂપ પ્રાપ્ત થાય છે ત્યારે એ " **गति** " કહેવાય છે, અને જ્યારે એને ખાસ જોડવામા ન આવ્યા હોય પણ **નામની** સાથે એને સમ્બન્ધ હોય (ઉ૦ " **सर्वं मामनु ते** "), ત્યારે એ " **कर्मप्रवचनीय** " કહેવાય છે આવી રીતના સૂક્ષ્મ વિભાગ **યાસ્કના** ગ્રન્થમા જોવામા આવતા નથી ત્યા તો **શાકટાયન** અને **ગાર્ગ્યના** મત જણાવીનેજ એ ચર્ચા સમાપ્ત કરવામા આવી છે એ **શાકટાયન** અને **ગાર્ગ્ય** બેઉના નામ **પાણિનિના** ગ્રન્થમા પણ જોવામા આવે છે તે ઉપરથી પણ માલમ પડે છે કે **શાકટાયન** અને **ગાર્ગ્ય** બેઉ **પાણિનિના** પહેલા થઈ ગયા હતા અને તેઓની વચ્ચેના મતભેદ વિષે **પાણિનિને** ખબર હતી જુદા જુદા ઉપસર્ગોના **યાસ્કે** જે અર્થ આપ્યા છે તેમા પણ **પાણિનિના** જેવી સંપૂર્ણતા જોવામા આવતી નથી.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે **યાસ્કના** પછીજ **પાણિનિ** થઈ ગયા હતો હવે પ્રશ્ન એ રહે છે કે **પાણિનિ** કયા સૈકામા થઈ ગયો હતો આ પ્રશ્નના સમ્બન્ધમા પણ એટલોજ મતભેદ છે એક તરફથી પ્રો ગોલ્ડસ્ટૂકર કેટલીક વિચારવા યોગ્ય દલીલો આપીને **પાણિનિ** ઇસવીસન પૂર્વે સાતમા સૈકામા થઈ ગયો હતો એવુ સિદ્ધ કરવાને મથે છે ત્યારે બીજી તરફથી વેબર એવુ જણાવે છે કે મહાન્ સિકંદર

બાદશાહની ચઢાઈ ( ઇ સ પૂર્વ ૩૨૬ ) પછી **પાણિનિનો** ગ્રન્થ લખાયો હોવો જોઈએ. વેબરની મુખ્ય દલીલ એ છે કે **પાણિનિના** સૂત્રોમા એક સ્થળે "**યવનાની**" એવો શબ્દ આવે છે અને એ શબ્દનો એ સ્થળે "યવનોની લિપિ" એવો અર્થ થાય છે આ ઉપરથી એ એવુ અનુમાન કરે છે કે **પાણિનિના** સમયમા **હિન્દુસ્તાનના** લોકોને યવનો ( ગ્રીક ) લોકોની લિપિનો સારો પરિચય હોવો જોઈએ હવે, **સિકંદરની** ચઢાઈ પ્હેલા **હિન્દુસ્તાનના** લોકોને એ લિપિનો એવો પરિચય થયો હોય એ બીલકુલ સભવિત નથી, પણ **સિકંદરની** ચઢાઈ પછી કેટલોક કાળ વીત્યો હશે ત્યારેજ એ લિપિનો એવો પરિચય તેઓને થયો હશે આ ઉપરથી એવુ ફલિત થાય છે કે **સિકંદર** બાદશાહની ચઢાઈ પછી કેટલોક વખત રહીનેજ, "**યવનાની**" એ શબ્દ જેમા વાપરવામા આવ્યો છે તે **પાણિનિનો** ગ્રન્થ લખાયો હશે ડૉ **વેબરની** આ દલીલને ઝાઝુ માન આપી શકાય એમ નથી, કારણ કે "**યવનાની**" એ શબ્દનો 'યવનોની નિપિ' એવોજ અર્થ થાય છે એમ માનવાને માટે કઇ ચોક્કસ કારણ નથી એટલે એ દલીલ ઉપર વિશેષ ભાર મૂકીને પાણિનિ ઇસ્વીસન પછી થઈ ગયો હતો એવુ ઠરાવવામા આવે તો તે ભૂલભરેલુ છે. પ્રો **ગોલ્ડસ્ટૂકરે** અનેક દલીલો આપીને દર્શાવ્યુ છે કે **પાણિનિ બુદ્ધના** પ્હેલા, એટલે ઇસ્વીસન પૂર્વ છઠ્ઠા સૈકાના પ્હેલા, અર્થાત્ સાતમા સૈકામા થઈ ગયો હતો એ વિદ્વાન્ તો અનેક આન્તર પ્રમાણો આપીને એટલે સુધી કહેવાની હિંમત કરે છે કે **મીમાંસા, વેદાન્ત, સાખ્ય, યોગ, ન્યાય,** અને **વૈશેષિક** એ ષટ્દર્શન વિષે **પાણિનિને** જ્ઞાન ન્હોતુ, અને એ ઉપરથી જણાય છે કે એ ષટ્દર્શન રચાયા ત્યાર પ્હેલા **પાણિનિ** થઈ ગયો હતો એ ષટ્દર્શનમા **સાંખ્યદર્શન** સૌથી વિશેષ પ્રાચીન ગણાય છે, અને એ દર્શન ઉપર આધાર રાખનારા **બૌદ્ધ** અને **જૈન** દર્શનો ઇ સ પૂર્વે છઠ્ઠા સૈકાના છે એ વાત જાણીતી છે એટલે **સાંખ્ય-દર્શન** એનાથી પણ પ્હેલાનુ હોવુ જોઈએ અને **પાણિનિના** ગ્રન્થને મોડામા મોડો આપણે ઇ સ પૂર્વે સાતમા સૈકામા મૂકી શકીએ પ્રો ગોલ્ડસ્ટૂકરનો મત વિદ્વાનોમા સાધારણ રીતે સ્વીકારવામા આવે છે, પણ પ્રો **મૅકડોનલનો** મત એવો જણાય છે કે **પાણિનિ** ઇ સ પૂર્વે ચોથા સૈકામા અને **યાસ્કમુનિ** પાચમા સૈકામા થઈ ગયા હતા એક વિદ્વાન્ તો **પાણિનિને** માટે ઇ સ પૂર્વે ૨૪૦૦નો **સમય** કહે છે । ]

---

## પ્રકરણ ૧૦

—•—

### વીરચરિત કાવ્યો.

( આશરે ઇ સ પૂર્વે ૫૦૦થી ૫૦ )

વેદનો સમય છોડીને **સંસ્કૃત** ગ્રન્થોના સમય તરફ આપણે વળીએ છિયે તે વખતે વસ્તુ, વિચાર, અને સ્વરૂપમા પ્રાચીન સાહિત્યના કરતા તદ્દન જુદાજ પ્રકારના સાહિત્યનો સૌથી પ્હેલો પરિચય આપણને થાય છે. વેદનુ સાહિત્ય પ્રધાનપણે ધર્મ વિષેનુ છે, સસ્કૃત સાહિત્ય બીજા વિષયોમા પુષ્કળ આગળ વધેલુ છે, પણ તેને ધર્મની સાથે કઈ પણ ખાસ સમ્બન્ધ નથી તે છતા, નિ સશય ઉપનિષદોની વિચારાત્મક વૃત્તિઓના સ્વાભાવિક પરિણામ તરીકે એ સસ્કૃત સાહિત્યમા પણ એકદરે ઉપદેશ આપવા તરફનુ વલણ સ્થળે સ્થળે આપણા જોવામા આવ્યા વગર રહેતુ નથી હવેના સમયમા જે ધર્મ પ્રવર્તે છે તેનુ સ્વરૂપજ વેદના સમય કરતા તદ્દન જુદા પ્રકારનુ છે, કારણ કે એ નવા સમયમા **બ્રહ્મા**, **વિષ્ણુ**, અને **શિવ** એ ત્રણ મ્હોટા દેવતાઓની ખાસ પૂજા કરવામા આવતી આપણે જોઈએ છિયે લડવૈયાઓને પ્રાપ્ત કરવાની સ્વર્ગની ભૂમિના રાજા તરીકે બીજા દેવતાઓના કરતા ઇન્દ્રનુ પદ હજી પણ લગાર ચઢિયાતુ ગણાય છે, તોપણ વેદના અગત્યના દેવતાઓનુ ગૌરવ અગાઉના કરતા હવે ઘણું ઘટી ગયલુ જોવામા આવે છે ધન-વૈભવના દેવતા **કુબેર**, પડિતાઈના દેવતા **ગણેશ**, યુદ્ધના દેવતા **કાર્તિકેય**, સૌન્દર્ય અને સમ્પત્તિની દેવી **શ્રી** અથવા **લક્ષ્મી**, ભય ઉત્પન્ન કરે એવી શિવની સ્ત્રી **દુર્ગા** અથવા **પાર્વતી** એવી રીતના હલકી પદવીના કેટલાક નવા નવા દેવતાઓ, અને તે ઉપરાત નાગ-લોક અને યક્ષ, ગધર્વ આદિના તથા દાનવોના જુદા જુદા વર્ગો હવે ઉત્પન્ન થયા છે

વેદનુ સાહિત્ય આખુ નહીં તો એનો પ્રથમનો ભાગ ઉત્સાહ અને આનન્દના લક્ષણોથી અકિત થયેલો છે ત્યારે **સંસ્કૃત** સાહિત્યમા, હવે સર્વત્ર સ્વીકારાયલા પુનર્જન્મના સિદ્ધાન્તને લીધે **દુ ખવાદ** વ્યાપી

મયલો આપણા જોવામા આવે છે નિ:સશય બ્રહ્માથી મનુષ્યવર્ગમા અને પ્રાણીવર્ગમા થઈને જીવનના હલકામા હલકા સ્વરૂપોની ભૂત-માત્રને પ્રાપ્તિ થાય છે એવી રીતનો જે પુનર્જન્મનો સિદ્ધાન્ત તેજ મ્હોટે ભાગે આ પાછલા સમયની કવિતામા જોવામા આવતા વૈચિત્ર્યના તત્ત્વનુ ખાસ કારણ છે ઉદાહરણ તરીકે, પ્રાણીઓને સ્વરૂપે પૃથ્વી પર વિષ્ણુના અવતાર થયા વિષે, સ્વર્ગ અને પૃથ્વીની વચ્ચે આમ તેમ ભટકનારા ઋષિઓ અને સાધુઓ વિષે, સ્વર્ગમા જઈને ઇન્દ્રની મુલાકાત લેનારા માનવલોકના રાજાઓ વિષે એ કવિતામા લખવામા આવેલુ આપણે જોઈએ છિયે

માનવ વૃત્તાન્તોના વર્ણન આપતી વખતે અદ્ભુત અને અસાધારણ વસ્તુઓને વર્ણનની અંદર દાખલ કરી દેવાની આ વૃત્તિની સાથેજ અતિશયોક્તિ કરવા તરફનું પણ એ સાહિત્યનુ વલણ છે એવુ આપણા જોવામા આવે છે. ઉદાહરણ તરીકે, વિશ્વામિત્ર રાજાએ લાગલાગટ હજારો વર્ષો સુધી તપ કર્યા કીધુ એમ કહેવામા આવ્યુ છે, અને તપના પ્રભાવ વડે કરીને જુદા જુદા લોકના પ્રાણીઓ, એટલુજ નહીં પરંતુ દેવતાઓ પણ કંપી ઉઠે છે એવી રીતે અતિશયોક્તિભરેલી વાણીમા તપનો પ્રભાવ વર્ણવવામા આવ્યો છે **મહાભારત**મા ૨૦૦૦૦૦ કરતા પણ વધારે લીટીઓ છે એ **મહાભારત**નો વિસ્તારજ પ્રમાણબુદ્ધિની આ ખામીનુ મ્હોટુ ઉદાહરણ આપણને પૂરૂ પાડે છે

સંસ્કૃત સાહિત્યનુ જે બાહ્ય સ્વરૂપ જોવામા આવે છે તે વિષે વિચાર કરતા આપણને જણાય છે કે વેદના આગલા અને પાછલા એ બેઉ સમયના સાહિત્ય કરતા સંસ્કૃત સાહિત્યનુ સ્વરૂપ તદ્દન જુદુજ છે યજુર્વેદની સહિતાઓમા અને બ્રાહ્મણના ગ્રન્થોમા ગદ્ય વાપરવામા આવતુ હતું અને છેવટે ગદ્યનો અમુક અંશે વિકાસ પણ થયો હતો, ત્યારે સંસ્કૃતમા ગદ્યનો ઉપયોગ ક્વચિતજ કરવામા આવેલો જણાય છે એ સમયે સાહિત્યની દરેક શાખામા પદ્યનોજ ઉપયોગ કરવામા આવ્યો છે, અને પરિણામે ઘણી વાર વિષયની ચર્ચાને હાનિ પણ પ્હોચી છે, જેમકે ધર્મશાસ્ત્રના વિષયમા જેમા ગદ્યનોજ ઉપયોગ કરવામા આવ્યો હોય એવા વિષયો બેજ છે, વ્યાકરણ અને ફિલસુફી, અને એ વિષયોની ચર્ચામા જે સંકુચિત અને ગહન શૈલી વાપરવામા આવી છે તેને પણ

ખરૂ જોતા ગદ્યના નામને શોભે એવી ભાગ્યેજ ગણી શકાય સાહિત્યનું નામ જેને આપી શકાય એવુ ગદ્ય તો વાર્તાઓ, કહાણીઓ, કાદમ્બરીઓ, અને ક્વચિત્ ક્વચિત્ નાટકોમાજ જોવામા આવે છે બૌદ્ધ ધર્મના અને જૈન ધર્મના અનુયાયીઓના રચેલા સસ્કૃત સાહિત્યના ગ્રન્થોમા પણ ગદ્ય વપરાયલુ છે, પણ તે સિવાય બીજે કોઈ પણ ઠેકાણે સાહિત્યના નામને શોભે એવુ ગદ્ય બીલકુલ જોવામા આવતુ નથી આ પ્રમાણે ગદ્ય તરફ બેદરકારી રાખવામા આવેલી તેને પરિણામે, બ્રાહ્મણોના ગદ્ય કરતા પાછલા સમયનુ ગદ્ય ઉતરતું જણાય છે કાદમ્બરીઓ અથવા ગદ્યમા રચાયલા કાવ્યોની શૈલી ઉપર કાવ્યશાસ્ત્રના કરડા નિયમોનો અકુશ હોય છે તોપણ એ સમયના એ પ્રકારના સાહિત્યની શૈલી વ્યાકરણના ભાષ્યો જેટલીજ કઢંગી જણાય છે, કારણ કે સૂત્રોની પેઠે, લાંબા લાંબા સમાસોનો ઉપયોગ એ એ શૈલીનુ એક આગળ પડતુ લક્ષણ છે

ત્યારે, સસ્કૃત સાહિત્ય લગભગ સઘળુજ પદ્યમા રચાયલુ છે એટલે અંશે એ સાહિત્ય વેદના પાછલા સમયના સાહિત્યની સાથે મળતુ આવે છે પણ એ સાહિત્યમા જે છન્દ વપરાયલા છે તે જોકે લગભગ સઘળા વેદના છન્દ ઉપરથીજ નીકળ્યા છે તોપણ તે વેદના છન્દથી જુદા છે એ સાહિત્યનો મ્હોટો ભાગ વેદના સમયથી ઉતરી આવેલા આઠ આઠ અક્ષરની ચાર ચાર પક્તિઓના **અનુષ્ટુભ્** છન્દમા રચાયલો છે, પણ વેદની ચારે પક્તિઓમા લઘુ ગુરુ લઘુ ગુરુ એ પ્રમાણેના અક્ષરો ગોઠવાતા હતા ત્યારે સંસ્કૃત **શ્લોક**ની પ્હેલી અને ત્રીજી પક્તિમા ગુરુ લઘુ ગુરુ લઘુ એ પ્રમાણેના અક્ષરો પણ ગોઠવાય છે એ સિવાય સસ્કૃત કવિતામા બીજા પણ ઘણા છન્દો વાપરવામા આવ્યા છે તેની દરેક પક્તિના અક્ષરોની માત્રા પણ ચોક્કસ નક્કી કરવામા આવેલી હોવાથી વેદના મૂળ છન્દો કરતા આ છન્દો વધારે આગળ વધેલા જોવામા આવે છે

રામાયણ અને મહાભારત એ બે પ્રાચીન સમયના વીરચરિત કાવ્યો સિવાય બાકીની સસ્કૃત કવિતાની શૈલી પણ વધારે કૃત્રિમ કરી નાખવામા આવી છે એમા લાબા લાબા સમાસો વારે ઘડિયે વાપરવામા આવ્યા છે તેમજ કાવ્યશાસ્ત્રના પ્રસિદ્ધ નિયમોને ચુસ્ત વળગી રહેવામા આવ્યુ છે,' અને એની ભાષા પાણિનિના વ્યાકરણસૂત્રો વડે નિયન્ત્રિત થયલી છે આ પ્રમાણે સસ્કૃતસાહિત્યનુ બાહ્ય સ્વરૂપ કરડામા કરડા

નિયમો વડે ઘડાયલુ છે, અને વિચિત્ર તથા અતિશયોક્તિવાળા વિચારો એમા ઉભરાય છે તેને લીધે પુષ્કળ વનસ્પતિઓ ગમે તેમ ઊગી નીકળી હોય અને તેનીજ સાથે આપણાથી ચૂટી શકાય એવા સાચી કવિતાના સુન્દર કુસુમો પણ ઘણા જોવામા આવતા હોય એવા કોઈ કળદ્રુપ બગીચાના જેવુ એ સાહિત્ય જણાય છે

આ પાછલા સમયની કવિતાની ખુબી બરાબર સમજવી એ કામ હિન્દુસ્તાનમા જે ન રહ્યો હોય એવા કોઈ સંસ્કૃત ભાષાના પડિતથી પણ ન બની શકે એવુ છે, તો ભાષાન્તરો દ્વારાજ એ કવિતાનો જેઓને પરિચય થયો હોય તેઓ તો એ કવિતાની ખરેખરી ખુબી ક્યાથીજ સમજી શકે? કારણ કે, પ્રથમ તો, એ કવિતાના છન્દો જોકે કૃત્રિમ અને શ્રમસિદ્ધ છે તોપણ બીજી ભાષાઓમા ન ઉતારી શકાય એવુ કઈક વિલક્ષણ સૌન્દર્ય પણ એ છન્દોમા રહ્યુ હોય છે વળી એ કવિતા જો બરાબર સમજવી હોય તો સૂર્યનો પ્રચડ પ્રકાશ પડતો હોય અથવા તો તેજોમય ચન્દ્રિકા ખીલી રહી હોય તે વખતનો હિન્દુસ્તાનના ફળદ્રુપ મેદાનો તથા અરણ્યોનો દેખાવ એ કવિતાના વાચનારે જોયો હોવો જોઇએ વડના પવિત્ર વૃક્ષની નીચે બેઠેલા મૌનવ્રતધારી તપસ્વીનુ એણે દર્શન કર્યું હોવુ જોઇએ, તળાવમા અને નદીઓમા રમત કરતા પશુઓ તથા પક્ષીઓને એણે નિહાળ્યા હોવા જોઇએ, જુદી જુદી ઋતુઓમા કુદરતના દેખાવોમા જે ફેરફાર થાય છે તેનુ જ્ઞાન એણે મેળવ્યુ હોવુ જોઇએ, ટૂકામા, હિન્દુસ્તાનના સૃષ્ટિસૌન્દર્યને દીપાવનારા જુદા જુદા દેખાવો અને જુદા જુદા અવાજોનુ એવુ સારૂ જ્ઞાન એને હોવુ જોઇએ કે એ દેખાવો અને અવાજોમાના ગમે તે એક વિષે સ્હેજસાજ પણ કથન કરવામા આવ્યુ હોય તે ઉપરથી કોઈ જાણીતુ ચિત્ર એના નયન આગળ ખડુ થાય અથવા તો કોઈ કોમળ લાગણી એના હૃદયમા જાગ્રત થાય એવા પ્રકારનુ જ્ઞાન એને ન હોય તો આમ્રવૃક્ષ, રાતા રગનુ અશોકવૃક્ષ, નારગી રગનુ કદમ્બ વૃક્ષ, જુદી જુદી જાતના વેલાઓ, જુદી જુદી જાતના કમળો,—એ દરેક દરેક વસ્તુનુ કથન થતા વાર ને કોઈ તાદૃશ ચિત્ર ખડુ થવાને બદલે ખાલી નામ સિવાય કઈ પણ વિશેષ એ વસ્તુઓમા એને જણાય નહીં વળી, લોકોના રીતરિવાજ, વિચાર-શૈલી, અને પરપરાથી ઉતરી આવેલા સપ્રદાય, એ સત્રળાના જ્ઞાન વગર ઘણી વસ્તુઓ એને અર્થ વગરની લાગ્યા વગર રહે નહીં પણ જેઓ,

એવી રીતના જ્ઞાનની સઘળી સામગ્રીથી સપન્ન થયા હોય તેઓ બીજા-ઓને ન જણાય એવી ઘણી ખુબીઓ સંસ્કૃત કવિતાઓમા જોઈ શકે ઉદાહરણ તરીકે, આ ગ્રન્થના લેખકને જાણીતા એક પ્રતિષ્ઠિત વિદ્વાનને સસ્કૃત કવિતાની અનેકાનેક ખુબીઓનુ એવુ સપૂર્ણ ભાન થયુ છે કે એ કવિતાઓ સિવાય બીજી કોઈ પણ કવિતાથી એને આનન્દ મળી શકતોજ નથી.

વેદનો સમય પૂરો થયો ત્યાર પછીજ સંસ્કૃત સાહિત્યની શરૂઆત થઈ અથવા સસ્કૃત સાહિત્ય તે વેદના સાહિત્યનોજ પાછલો ભાગ કે વેદના સાહિત્યનુજ વધારે વિકાસ પામેલુ સ્વરૂપ છે એમ માનવુ એ ભૂલભરેલુ છે. એ સાહિત્યના સૌથી પ્રાચીન સ્વરૂપો હવે આપણા જોવામા આવતા નથી, પણ ધર્મ એ જેનો વિષય નથી એવા પ્રકારના સાહિત્ય તરીકે વેદના ધાર્મિક સાહિત્યનો અને એ સાહિત્યનો વખત એકજ હશે એવુ અનુમાન થાય છે ઉપનિષદો અને સૂત્રો એ વેદના સમયના મોડામા મોડા ગ્રન્થો રચાયા તેની સાથે સાથે એક તરફથી બૌદ્ધ ધર્મનુ પાલી ભાષાનુ કીમતી સાહિત્ય ઉત્પન્ન થયુ અને બીજી તરફથી વીરચરિત કાવ્યોના સ્વરૂપની પ્રાચીનમા પ્રાચીન વાર્તા-ઓનો ઉદ્ભવ થયો **ऋग्वेद**મા પણ કેટલાક સૂક્તો વર્ણનાત્મકજ છે એ આપણે જોઈ ગયા છિયે ત્યાર પછી બ્રાહ્મણ ગ્રન્થોમા કેટલીક ટૂકી ટૂકી દંતકથાઓ જોવામા આવે છે તે ઘણુખરૂ ગદ્યમા રચાયલી હોય છે, પણ તેમાની કોઈ કોઈમા વચ્ચે વચ્ચે પદ્ય પણ આવતું જાય છે ઉદાહરણ તરીકે, **ऐतरेयब्राह्मण**મા **शुन शेप**ની વાર્તા આવે છે તે એવી રીતની છે વળી **निरुक्त**, જે ઈ સ પૂર્વે પાચમા સૈકામા લખાયલુ હોવુ જોઇએ, તેમા ઘણી ગદ્યમા રચાયલી વાર્તાઓ આવે છે અને વેદની દંતકથાઓનો જે જૂનામા જૂનો સગ્રહ અસ્તિત્વ ધરાવે છે–"**बृहद्देवता**"-નો પદ્યમા રચાયલો ગ્રન્થ–તે પણ એના કરતા ઘણો મોડો ભાગ્યેજ હોઈ શકે

સસ્કૃત સાહિત્યના વીરચરિત કાવ્યોના બે મુખ્ય વિભાગ પડી જાય છે એક વિભાગમા **इतिहास**, **आख्यान**, અથવા **पुराण**, એવા ખાસ નામ વડે ઓળખાતી જૂની વાર્તાઓનો સમાવેશ થાય છે, ત્યારે બીજા વિભાગના ગ્રન્થોને **काव्य**નુ નામ આપવામા આવે છે **महाभारत**

એ પ્હેલા વિભાગનો સૌથી વધારે અગત્યનો અને સૌથી વધારે પ્રાચીન ગ્રન્થ છે, અને **रामायण** એ બીજા વિભાગનો મુખ્ય ગ્રન્થ છે સસ્કૃત સમયની કવિતાઓમા જે **अनुष्टुम्** છન્દ વપરાયો છે તેજ એ બેઉ ગ્રન્થોમા પણ વપરાયો છે પણ **महाभारत**મા વિશેષ પ્રાચીન સ્વરૂપના અવશેષ તરીકે **उपजाति** અને **वंशस्थ** ( જે વેદના **त्रिष्टुम्** અને **जगती**માથી ઉત્પન્ન થયા છે) તે છન્દમા રચાયલા જૂની ઢબના શ્લોકો પણ જોવામા આવે છે, અને તે ઉપરાત, એ આખો ગ્રન્થ બીજી રીતે પદ્યમય હોવા છતા કેટલીક જૂની વાર્તાઓ ગદ્યમા રચાયલી તે ગદ્યમા ને ગદ્યમાજ સચવાઈ રહેલી એ ગ્રન્થમા આપણે જોઇએ છિયે એ સિવાય **रामायण**મા અને એ ગ્રન્થમા બીજો તફાવત એ છે કે એ ગ્રન્થમા ભાષણોની શરૂઆતમા "**बृहदृश्व उवाच**" (બૃહદશ્વે કહ્યુ) એવી મતલબના શબ્દો મૂકવામા આવ્યા હોય છે તે કવિતાથી છૂટા હોય છે, અને વીરચરિતના પ્રાચીન કાવ્યોને એકબીજાની સાથે જોડનારા ગદ્યમય વૃત્તાન્તો ઉપરથી એવી રીતના શબ્દો મૂકવાની પદ્ધતિ ઉતરી આવી હશે એવુ અનુમાન થાય છે વળી **रामायण** તે પ્રધાનપણે એકજ કવિનો રચેલો ગ્રન્થ છે, એની યોજના અને એની રચનામા સજાતીયતા જણાય છે, અને એ હિન્દુસ્તાનની પૂર્વના પ્રદેશમા રચાયલો છે એથી ઉલટુ **महाभारत**, જે હિન્દુસ્તાનની પશ્ચિમના અડધા પ્રદેશમા રચાયલો છે, તેમા જુદા જુદા ખડોને એકઠા કરવામા આવ્યા છે, અને એ ખડો વીરચરિતોના એકજ યુગની સાથે સમ્બન્ધ ધરાવનારા છે એ સિવાય બીજા કોઈ પણ પ્રકારની એકતા એ ખડોને વિષે આપણા જોવામા આવતી નથી, વળી એ ગ્રન્થમા વીરચરિતના વૃત્તાન્તનુ જે તત્ત્વ છે તે તો આખા ગ્રન્થની એકપચમાશ જેટલીજ જગા રોકે છે, અને જ્ઞાનના તત્ત્વથી એ ગ્રન્થ એટલો તો ભરચક થઈ ગયલો છે કે એના છેવટના સ્વરૂપ તરફ આપણે નજર કરીએ છિયે તો એ વીરચરિત કાવ્યના નામને યોગ્યજ નથી, પણ નૈતિક ઉપદેશનો ભડાર જેમા ભરેલો હોય એવા જ્ઞાનચક્ર(encyclopædia) નોજ ગ્રન્થ છે એવુ આપણને લાગે છે

**महाभारत**નો જે ગ્રન્થ હાલ આપણા જોવામા આવે છે તેમા શ્લોકોની સંખ્યા ૧૦૦,૦૦૦ કરતા પણ વધારે છે ઇલિયડ અને ઑડિસી એ બેઉને એકઠા કરીએ તેના કરતા આશરે આઠગણો એ ગ્રન્થનો વિસ્તાર છે. સાહિત્યના ઇતિહાસમા એના જેટલુ લાબુ કાવ્ય બીજુ

કોઈ પણ જોવામા આવતું નથી વર્ણનાત્મક તથા ઉપદેશાત્મક વચનોનો ભડાર એમા ભરેલો છે અઢાર **પર્વનો** એ ગ્રન્થ બનેલો છે, અને ઓગણીસમુ પર્વ, **હરિવંશ**, તે એક પરિશિષ્ટ ગ્રન્થ છે સઘળા પર્વનો વિસ્તાર એક સરખો નથી કેટલાક પર્વ ઘણા લાબા છે અને કેટલાક ઘણા ટૂકા છે બારમુ પર્વ તે સૌથી વધારે લાબુ છે અને સત્તરમુ પર્વ તે સૌથી વધારે ટૂકુ છે બારમા પર્વમા આશરે ૧૪૦૦૦ શ્લોક છે, ત્યારે સત્તરમા પર્વમા માત્ર ૩૧૨ જ શ્લોક છે આઠમા તથા છેલ્લા ત્રણ પર્વ સિવાય બાકીના સઘળા પર્વના પેટાવિભાગ પાડવામા આવ્યા છે તે પણ પર્વના નામથીજ ઓળખાય છે દરેક પર્વના વિભાગ પાડીને છૂટા છૂટા **અધ્યાય** પણ કરી નાખવામા આવ્યા છે

આખા ગ્રન્થની યુરોપિયન આવૃત્તિ બહાર પાડવાનુ કામ હજી કોઈના તરફથી ઉપાડી લેવામા આવ્યુ નથી **મહાભારતને** પ્રસિદ્ધ કરવાનુ મહાભારત કામ સસ્કૃત ભાષાશાસ્ત્રના વિકાસને પરિણામે ભવિષ્યમા કોઈ વિદ્વાનો તરફથી ઉપાડી લેવામા આવશે એવી ઉમેદ રહે છે અનેક વિદ્વાનો એકઠા મળીને એ કામ કરવાને તૈયાર થશે ત્યારેજ એ કામ થઈ શકશે **લડન**, **ઑક્સફર્ડ**, **પૅરિસ**, અને **બર્લિનમા** **મહાભારતની** સપૂર્ણ હસ્તલિખિત પ્રત છે, અને તે ઉપરાત **હિન્દુસ્તાનના** જુદા જુદા ભાગમા બીજી ઘણી પ્રતો છે એ સિવાય એ ગ્રન્થના કેટલાક કકડાજ જેમા આપવામા આવ્યા હોય એવા હસ્તલિખિત ગ્રન્થોની પ્રત તો ગણાય નહીં એટલી છે

એ ગ્રન્થની મુખ્ય ત્રણ આવૃત્તિઓ **હિન્દુસ્તાનમા** બહાર પડી ચૂકી છે તેમાની જે પ્રથમ આવૃત્તિ છે તે ૧૮૩૪–૩૯ મા **કલકત્તામા** ચાર પુસ્તકોના આકારમા પ્રસિદ્ધ થઈ હતી, અને તેમા **હરિવશ** પણ આપવામા આવ્યો છે, પણ કોઈની ટીકા આપવામા આવી નથી બીજી આવૃત્તિ ૧૮૬૩ મા **મુબાઈમા** છપાઈ હતી તે વધારે સારી છે અને તે એક વાર પ્રસિદ્ધ થઈ ત્યાર પછી અનેક વાર તેની નકલો નીકળી ચૂકી છે એ આવૃત્તિમા **હરિવશ** આપવામા આવ્યો નથી, પણ એમા **નીલકઠની** ટીકા આપવામા આવી છે એકદરે વિચાર કરતા, આ બે આવૃત્તિઓમા ઝાઝો ફેર જણાતો નથી એકજ મૂળમાથી બેઉની ઉત્પત્તિ થયલી હોવાને લીધે બેઉના પાઠ મ્હોટે ભાગે એકસરખા છે. પણ જ્યા

લગાર ફેર જણાય છે ત્યા આગળ સાધારણ રીતે મુબાઈની આવૃત્તિના પાઠ વધારે સારા હોય છે એ આવૃત્તિમા કલકત્તાની આવૃત્તિના કરતા આશરે ૨૦૦ શ્લોક વધારે આપવામા આવ્યા છે, પણ એ વધારાના શ્લોક કઈ પણ અગત્યના નથી

**મહાભારત**ની ત્રીજી આવૃત્તિ મદ્રાસમા ૧૮૫૫-૬૦મા ચાર પુસ્તકોના આકારમા પ્રસિદ્ધ થઈ હતી એ પુસ્તકો તેલુગુ લિપિમા લખાયલા છે એ પુસ્તકોમા **હરિવશ**નો પણ સમાવેશ કરવામા આવ્યો છે, અને નીલકઠની ટીકામાથી પણ એ પુસ્તકોમા ઉતારાઓ આપવામા આવ્યા છે **મહાભારત**ની આ આવૃત્તિમા દક્ષિણ હિન્દુસ્તાનનો પાઠ સગ્રહવામા આવ્યો છે લગભગ **રામાયણ**ની ત્રણ આવૃત્તિઓમા જેટલો ભેદ છે તેટલોજ આ દક્ષિણના પાઠમા અને ઉત્તરના પાઠમા ભેદ છે બેઉ આવૃત્તિઓનો વિસ્તાર લગભગ સરખોજ છે એક આવૃત્તિમા અમુક શ્લોકો નથી આપવામા આવ્યા, તો બીજી આવૃત્તિમા બીજા શ્લોકો નથી આપવામા આવ્યા, એટલે એકદરે બેઉ આવૃત્તિઓમા અપાયલા શ્લોકોની સખ્યા લગભગ એકસરખીજ થાય છે કોઈ વખતે ઉત્તરની આવૃત્તિનો પાઠ વધારે સારો જોવામા આવે છે, તો કોઈ વખતે દક્ષિણની આવૃત્તિનો પાઠ વધારે સારો જોવામા આવે છે

**મહાભારત**નો જે મુખ્ય વૃત્તાન્ત છે તેના આશરે ૨૦,૦૦૦ શ્લોક છે, અને કુરુઓના આગેવાન દુર્યોધન અને પાંડુઓના આગેવાન યુધિષ્ઠિર જે બેઉ પિત્રાઈ ભાઈ થતા હતા અને શકુન્તલાના પુત્ર ભરત-રાજાના વશજ હતા, તેની વચ્ચે ચાલેલી અઢાર દિવસની લડાઈનુ વર્ણન એમા આપવામા આવ્યુ છે આ મુખ્ય વૃત્તાન્તની સાથે સાથે દેવતાઓ, રાજાઓ, અને ઋષિઓની પ્રાચીન દતકથાઓ, સૃષ્ટિની ઉત્પત્તિ તથા દેવતાઓની ઉત્પત્તિને લગતા અહેવાલો, ફિલસુફી, કાયદો, ધર્મ અને ક્ષત્રિય વર્ગના કર્તવ્ય વિષેની ચર્ચાઓ વગેરે અનેક વિષયોનો એ ગ્રન્થમા સમાવેશ કરવામા આવ્યો છે. આવા વિસ્તૃત અને વિવિધ પ્રકારના વિવેચનોને લીધે વાર્તાના મુખ્ય સૂત્રને સમજવાનુ કામ વણુ અઘરૂ થઈ પડે છે કોઈ કોઈ ઠેકાણે તો એક અમુક વચનને સમજાવવાને માટે આખા ને આખા ગ્રન્થો અદર દાખલ કરી દેવામા આવ્યા છે ઉદાહરણ તરીકે, યુદ્ધને માટે સજ્જ થઇને કૌરવ તથા પાંડવ ઉભયની સેનાઓ ઊભી હોય છે તે વખતે **ભગવદ્ગીતા** એ આખી અઢાર અધ્યાયની જ્ઞાનથી

ભરેલી કવિતા વીર **અર્જુન**, જે રણક્ષેત્રમાં આગળ વધીને પોતાના સગા-સમ્બન્ધીઓની સાથે યુદ્ધ કરતા અચકાતો હતો, તેની આગળ કહી સંભળાવવામા આવે છે આ કારણથી **મહાભારત** એ એક **કાવ્ય**નોજ ગ્રન્થ નથી, પણ વેદાનુસાર ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થો વિષે જ્ઞાન આપનારો ગ્રન્થ છે, મનુષ્યના અખિલ કર્તવ્ય વિષે સમજ આપનારો **સ્મૃતિ**નો ગ્રન્થ છે, અને સઘળી વર્ણના હિંદુઓના ધર્મનો ઉપદેશ આપનારો ગ્રન્થ છે એવુ ઘણી વાર કહેવામા આવે છે ઉદાહરણ તરીકે, **મહાભારતમાજ** એક ઠેકાણે (૧, ૬૨, ૩૫) લખ્યુ છે કે "આ પવિત્ર વચનોનો સગ્રહ, કે જેમા ગાય તથા બ્રાહ્મણનુ ગૌરવ સમજાવવામા આવ્યુ છે, તેનુ સદ્બુદ્ધિવાળા માણસોએ શ્રવણ કરવુ જોઇએ" એને **કાર્ષ્ણ** અથવા **કૃષ્ણ** (જે વિષ્ણુનો અવતાર હતો) તેનો વેદ એવુ નામ આપવામા આવ્યુ છે, એના દરેક પર્વની શરૂઆતમા **નારાયણ** અને **નર** (એ બે વિષ્ણુના નામ) છે અને **સરસ્વતી** (વિષ્ણુની સ્ત્રી)* ના આવાહનનો પ્રખ્યાત શ્લોક મૂકવામા આવ્યો છે, અને એ ગ્રન્થમા સ્થળે સ્થળે વૈષ્ણવ સપ્રદાયના સિદ્ધાન્તો જોવામા આવે છે, તે ઉપરથી એ **ભાગવત** એ નામના પ્રાચીન વૈષ્ણવ પથની **સ્મૃતિ** હશે એવુ સિદ્ધ થાય છે.

આ ઉપરથી એટલુ તો સ્પષ્ટ છે કે **મહાભારત**નો જે ગ્રન્થ હાલ આપણા જોવામા આવે છે તેના ગર્ભમા એક વીરચરિત કાવ્યનો વૃત્તાન્ત સમાયલો છે, વિષ્ણુની પૂજા તરફ એ ગ્રન્થનુ વલણ છે, અને ઘણા વિસ્તારવાળા ઉપદેશાત્મક ગ્રન્થનું સ્વરૂપ હવે એને પ્રાપ્ત થયુ છે એ ઉપરાત પ્હેલા પર્વમા ચોખ્ખુ કહેવામા આવ્યુ છે કે એ કાવ્યમા કેટલાક **ઉપાખ્યાન** ઉમેરવામા આવ્યા ત્યાર પ્હેલા એક વખતે એના ૨૪૦૦૦ શ્લોક હતા, મૂળ એ કાવ્યના ૮૮૦૦ શ્લોક હતા,† અને એનો પ્રારભ ત્રણ વખત થયલો છે આ ઉપરથી, એ કાવ્ય ચોક્કસ

---

* વિષ્ણુની સ્ત્રી તો સરસ્વતીની બ્હેન લક્ષ્મી છે, સરસ્વતી નહી સરસ્વતી તો કુમારિકા હતી એ વાત મૅકડોનલ સાહેબના લક્ષમા રહેલી જણાતી નથી

† મિ ચિન્તામણ વિનાયક વૈદ્યે દર્શાવ્યુ છે તે પ્રમાણે ૮૮૦૦નો જે આકડો મહાભારતમા જણાવવામા આવ્યો છે તે મૂળ શ્લોકોની સખ્યાનો નથી, પણ કૂટ શ્લોકો મહાભારતમા આવે છે તેની સખ્યાનો છે

સ્વરૂપમા સૌથી ૫હેલું મૂકાયુ તે સમયથી શરૂ કરીએ તો એનો વિસ્તાર ત્રણ કકડે થયો હોવો જોઇએ એવુ અનુમાન ઘણું સ્વાભાવિક લાગે છે, અને આ અનુમાનને જુદી જુદી જાતના આન્તર તથા બાહ્ય પ્રમાણોથી ઘણો ટેકો મળે છે

કુરુ અને પચાલ એ બે પાસે પાસે રહેનારી પ્રજાઓ, જે છેવટે એકઠી થઈ ગઈ હતી, તેની વચ્ચે ચાલેલી પ્રાચીન સમયની કોઈ લડાઈના ઐતિહાસિક આધાર ઉપરથી **મહાભારત**નુ મુખ્ય વસ્તુ ઉત્પન્ન થયલુ એ વિષે કઈ સશય જેવુ નથી શુક્લ તથા કૃષ્ણ એ બેઉ પ્રકારના યજુર્વેદમા આ બે પ્રજાઓ એકઠી પણ થઈ ગયલી જોવામા આવે છે, અને **કાઠકોપનિષદ્**મા રાજા ધૃતરાષ્ટ્ર વૈચિત્રવીર્ય, જેનો **મહાભારત**મા ઘણો આગળ પડતો ભાગ જોવામા આવે છે, તેને એક સુવિખ્યાત પુરુષ તરીકે વર્ણવવામા આવ્યો છે આ કારણથી, **મહાભારત**નુ જે ઐતિહાસિક બીજ છે તે ઘણા પ્રાચીન સમયમા અસ્તિત્વ ધરાવતુ હોવુ જોઇએ એવુ અનુમાન થાય છે એ સમય ઇ સ પૂર્વે દશમા શતક કરતા વધારે મોડો ભાગ્યેજ હોઈ શકે એ પ્રાચીન લડાઈ વિષેની અને એ લડાઇમા જેઓએ ભાગ લીધો હતો તે પરાક્રમી પુરુષો વિષેની જૂની કવિતાઓ મુખપરપરાએ ઉતરી આવી હતી અને જાહેર મેળાવડાઓમા અથવા મ્હોટા યજ્ઞ જેવા પ્રસગોમા એ કવિતાઓ ગાવામા આવતી હતી

આવી છૂટક છૂટક કવિતાઓને એકઠી કરીને તે ઉપરથી કોઈ પ્રતિભાશાળી પુરુષે એક ટૂકુ વીરચરિત કાવ્ય બનાવ્યુ હશે, અને કૃષ્ણની આગેવાની હેઠળ પાંડુના વિજયી પુત્રોએ કપટ કરીને ધર્મ તથા ન્યાયને પથે ચાલનારા કુરુ લોકોને કેવી રીતે હરાવ્યા * તેનો કરુણરસથી ભરેલો વૃત્તાન્ત એ કવિએ આપ્યો હશે એવુ આપણને માનવુ પડે છે એકદર જોતા **મહાભારત**ના કાવ્યમા જે વધારે મોડા સમયની વસ્તુસ્થિતિનું પ્રતિબિમ્બ પડે છે તેના કરતા જુદાજ પ્રકારની વીરતા અને જુદાજ

* આ મતના સમર્થનને માટે મહાભારતમા જણાવેલા દુર્યોધનના મૃત્યુપ્રસગનુ સ્મરણ કરો કપટથી દુર્યોધનને હરાવવામા આવે છે અને યુદ્ધના સામાન્ય નિયમની વિરુદ્ધ જઇને ભીમસેન તરફથી એને ગદાનો પ્રહાર કરવામા આવે છે તે વખતે એ ઘણુ અસરકારક ભાષણ કરે છે અને એ ભાષણને અન્તે સ્વર્ગના દેવતાઓ તરફથી એના ઉપર પુષ્પવૃષ્ટિ થાય છે

પ્રકારની પ્રાચીન રૂઢિઓ કઈ પણ ફેરફાર વગર જળવાઈ રહ્યાના જે ચિહ્નો **મહાભારત**માથી મળી આવે છે તે આ મૂળ કાવ્યના સમયની સાથેજ સમ્બન્ધ ધરાવતા હોવા જોઈએ એ નિ સશય છે મ્હોટામાં મ્હોટા દેવતા તરીકે **બ્રહ્મા**નો જે ચિતાર આપવામા આવ્યો છે તે પણ આ પ્રાચીન સમયની સાથેજ સમ્બન્ધ ધરાવે છે **પાલી** ભાષાના સાહિત્ય ઉપરથી માલમ પડે છે કે **બુદ્ધના** વખતમા **બ્રહ્મા**ને એ ઉંચુ પદ મળી ચૂકેલુજ હતું ત્યારે **મહાભારત**નુ મૂળ સ્વરૂપ આશરે ઇ સ. પૂર્વે પાચમા શતકમા ઉત્પન્ન થયુ એવુ કદાચ આપણે માની લઈએ તો તે ખોટુ કહેવાશે નહીં **મહાભારત**નો ગ્રન્થ કોઈ સ્વરૂપમા પણ અસ્તિત્વ ધરાવતો હોય તેને માટે જૂનામા જૂનુ પ્રમાણ આપણને **આશ્વલાયન**ના ગૃહ્યસૂત્રમાથી મળી આવે છે એ ગૃહ્યસૂત્રમા **ભારત** અને **મહાભારત** વિષે કથન કરવામા આવ્યુ છે એ ઉપરથી પણ ઇ. સ પૂર્વે પાચમા શતકમા એ ગ્રન્થની ઉત્પત્તિ થયાના અનુમાનને ટેકો મળે છે

ત્યાર પછીના સમયમા, ગવૈયાઓદ્વારા ઊતરી આવેલુ એ કાવ્ય વધારે વિસ્તાર પામીને તેના આશરે ૨૦,૦૦૦ શ્લોક થયા એ કાવ્યમા હવે વિજયી **પાંડુ**ઓને વધારે સારા ચીતરવામા આવ્યા અને **બ્રહ્મા**ની સરખી પદવીના મ્હોટા દેવતાઓ તરીકે શિવ અને ખાસ કરીને **વિષ્ણુ**, જેના અવતાર તરીકે **કૃષ્ણ** જોવામા આવે છે, તેને આગળ પડતું સ્થાન આપવામા આવ્યુ.

મિગૅસ્થનિસના આપેલા વૃત્તાન્ત ઉપરથી આપણને માલમ પડે છે કે આશરે ઇ સ પૂર્વે ૩૦૦ વર્ષ ઉપર આ બે દેવતાઓ વિશેષ પૂજ્ય ગણાતા થયા હતા અને **શૈવ** અને **વૈષ્ણવ** એવી રીતના બે વિભાગ લોકોમા પડી ચૂક્યા હતા વળી **મહાભારત**મા કુરુઓના મદદગાર તરીકે **યવન** અથવા **ગ્રીક** લોકોને ગણાવવામા આવ્યા છે, અને **શક** ( **સીથિયન** ) અને **પહ્લવ** ( **પાર્થિયન** ) લોકોના નામ પણ એની સાથેજ ગણાવવામા આવ્યા છે એ ઉપરાત **હિન્દુ** લોકના માદરો તેમજ **બુદ્ધ**ના અવશેષ જ્યા સાચવી રાખવામા આવે છે તે ડુગરો વિષે પણ એમા કથન કરવામા આવ્યુ છે આ પ્રમાણે મૂળ કાવ્યનો કઇક વિસ્તાર ઇ સ પૂર્વે ૩૦૦ વર્ષ પછી અને ઇસ્વીસનની શરૂઆતના અરસામા થયો હોવો જોઈએ એવુ માલમ પડે છે.

પ્રાચીન કાવ્યની જે મ્હોટી પ્રતિષ્ઠા હતી તેનો લાભ લઈને લોક ઉપર અને ખાસ કરીને રાજાઓ ઉપર અસર થાય એવી રીતે વિપ્રવર્ગના સિદ્ધાન્તોને ધીરે ધીરે મૂળ કાવ્યમા કેવી રીતે ઘુસાડી દેવા એ બ્રાહ્મણોને સારી રીતે આવડતું હતુ આ કારણથી બ્રાહ્મણોની સંસ્થાઓ કેવી દિવ્ય રીતે ઉત્પન્ન થઈ છે અને તે કેવી અચળ છે, વર્ણની વ્યવસ્થા કેવી અનાદિ અને અનન્ત છે, અને સઘળી વર્ણના લોકોએ કેવી રીતે બ્રાહ્મણોના તાબામા રહેવાનું છે તે સમજાવનારા ધર્મના મહાગ્રન્થનુ સ્વરૂપ એ કાવ્યને આખરે પ્રાપ્ત થયુ **મહાભારત**ની ઉત્પત્તિ **વ્યાસ**થી થઈ એવુ જે **મહાભારત**મા કહેવામા આવ્યુ છે તે ઉપરથીજ માલમ પડે છે કે એની છેવટની વ્યવસ્થા **વ્યાસ** તરફથી કરવામા આવેલી એવો **મહાભારત**નો મત છે, કારણ કે **વ્યાસ** એ શબ્દનો અર્થ "વ્યવસ્થા કરનાર," "ગોઠવનાર" એટલોજ થાય છે * ડૅલમૅન તરફથી હાલ એવો વિચાર પ્રદર્શિત કરવામા આવ્યો છે કે **મહાભારત**નુ કાવ્ય પ્રથમથીજ ઉપદેશાત્મક હતુ પણ કવિતાની અંદરના પ્રમાણની સાથે આ વિચાર બીલકુલ બંધબેસતો આવતો નથી, અને વિદ્વાનો તરફથી એ વિચારને કંઈ પણ ટેકો મળે એવો સભવ જણાતો નથી

**મહાભારત**નો ગ્રન્થ હાલ જે સ્વરૂપમા આપણે જોઈએ છિયે તે સ્વરૂપ એને ક્યારે પ્રાપ્ત થયુ તે વિષેના પ્રમાણો આપણી પાસે કયા કયા છે તે આપણે તપાસીએ ઇ સ ૪૬૨નો અથવા મોડામા મોડો સમય લઈએ તો ઇ સ ૫૩૨નો એક જાગીરી બક્ષીસનો લેખ છે તે ઉપરથી નિર્વિવાદ રીતે સાબીત થાય છે કે પ્હેલા પર્વની **અનુક્રમણિકા**મા એ ગ્રન્થનો જેટલો વિસ્તાર જણાવવામા આવ્યો છે અને હાલ એ ગ્રન્થનો જેટલો વિસ્તાર છે તેટલોજ વિસ્તાર આશરે ઇ સ ૫૦૦મા પણ હતો, કારણ કે એ લેખમા નીચે પ્રમાણેના શબ્દો જોવામા આવે

---

* મહાભારતની છેવટની વ્યવસ્થા કરનાર વ્યાસ નહીં, પણ સૌતિ હતો એમ માનવુ વધારે વાસ્તવિક લાગે છે વ્યાસ એજ મહાભારતનો મૂળ રચનાર હતો, અને વૈશંપાયને તથા સૌતિએ જુદે જુદે વખતે એ ગ્રન્થમા પાછળથી ઉમેરા કર્યાં હતા એવુ મહાભારતના વચનો ઉપરથી સ્પષ્ટ સમજાય છે મહાભારતના રચનારનુ "વ્યાસ" એવુ નામ પડયુ તેનુ કારણ એવુ જણાવવામા આવે છે કે એણે વેદોની વ્યવસ્થા કરી (वेदान् विव्यास) મહાભારતની એણે વ્યવસ્થા કરી એવુ કોઈ પણ ઠેકાણે કહેવામા આવ્યુ નથી

છે. " મહર્ષિ વ્યાસ, વેદોના વ્યાસ, પરાશરના પુત્ર વ્યાસના કરેલા ૧૦૦,૦૦૦ શ્લોકના **મહાભારત** નામના સગ્રહમા એમ જણાવવામા આવ્યુ છે." આ અવતરણ ઉપરથી એમ પણ સાબીત થાય છે કે એ વખતે **મહાભારત**ના ગ્રન્થમાજ બારમા અને તેરમા અતિ વિસ્તૃત પર્વોનો તેમજ **હરિવંશ** નામના મ્હોટા પરિશિષ્ટ ગ્રન્થનો પણ સમાવેશ થતો હતો, કારણ કે એમાના એક પણ પર્વને બાતલ કરવામા આવે તો ૧૦૦,૦૦૦ શ્લોકની સખ્યા વિષેનુ કથન આશરા પડતુ પણ કરવુ અશક્ય થઈ જાય ઇ. સ ૪૫૦ તથા ૫૦૦ની વચ્ચેના સમયના બીજા પણ કેટલાક જાગીરી બક્ષીસના લેખો હિન્દુસ્તાનના જુદા જુદા ભાગમાથી મળી આવ્યા છે, તેની અદર ધર્મી દાતાઓને મળતા લાભ અને અધર્મી લુટારાઓને થતી શિક્ષા વિષે ઉપદેશ આપનારા પ્રમાણગ્રન્થ તરીકે **મહાભારત**માથી ઉતારાઓ આપવામા આવ્યા છે આ ઉપરથી એમ પણ માલમ પડે છે કે પાચમા સૈકાના મધ્યમા હાલની પેઠે **સ્મૃતિ** અથવા **ધર્મશાસ્ત્ર** તરીકેની પ્રતિષ્ઠા એ ગ્રન્થને પ્રાપ્ત થઈ ચૂકી હતી આ પ્રતિષ્ઠા ઓછામા ઓછા એક શતક પૂર્વે અથવા ઇ સ ૩૫૦ના અરસામા પ્રાપ્ત થઈ હોય એમ ગણવુ એ વાસ્તવિકજ કહેવાશે ઉત્તર તરફના **બૌદ્ધ** લોકોના લખાણો અને તેના **ચીન**ની ભાષામા થયલા તારીખ સાથના તરજૂમાઓ સમ્બન્ધી શોધખોળ ઉપરથી આ તારીખને એકાદ સૈકો પાછળ લઈ જવી એ આપણાથી બની શકશે એવો પાકો સંભવ જણાય છે એ વીરચરિત કાવ્યને સર્વવસ્તુવિષયક ઉપદેશ આપનારા ગ્રન્થનુ સ્વરૂપ ઇ સ ૨૦૦ કરતા વધારે મોડુ નહીં મળ્યુ હોય અને એના જે સૌથી મોડા રચાયલા ભાગ છે તેના રચનાકાળ વખતે **મનુનુ ધર્મશાસ્ત્ર** પણ જાણીતુ હશે એમ માનવાને તો અત્યારે પણ આપણી પાસે જોઈએ તેટલા સાધન તૈયાર છે ગમે તેમ હોય પણ ઇ સ ૯૦૦ પછી બ્રાહ્મણો તરફથી એ કાવ્યને **ધર્મશાસ્ત્ર**ના ગ્રન્થનું સ્વરૂપ આપવામા આવ્યુ અને એટલા બધા મોડા સમયમાજ આખા પર્વના પર્વો એ ગ્રન્થમા ઉમેરવામા આવ્યા એવી મતલબના જે વચનો પ્રોફેસર હોલ્ટ્ઝમૅને પોતાના **મહાભારત** ઉપરના ગ્રન્થમા કહ્યા છે તે તો તદન ખોટા છે એમ હાલ આપણે જે જ્ઞાન ધરાવીએ છિયે તેને આધારે આપણે ચોક્કસ કહી શકીએ તેમ છે

આશરે ઇ. સ ૬૦૦થી તે ૧૧૦૦ સુધીમા થઈ ગયલા સસ્કૃત

ગ્રન્થકારોના વચનો ઉપરથી એ પાચ સૈકાઓ દરમ્યાન **મહાભારત**ની શી સ્થિતિ હતી તે વિષે ઘણું જ્ઞાન આપણને મળી શકે છે બાણ અને એની આગળ થઈ ગયલો સુબન્ધુ એ બેઉના ગ્રન્થો તપાસતા માલમ પડે છે કે સાતમા સૈકાની શરૂઆતના આ બેઉ કવિઓએ **મહાભારત**ના અઢારે અઢાર પર્વનો અભ્યાસ કીધો હતો અને પોતાના ગ્રન્થની શોભા વધારવાને માટે એમાની દતકથાઓનો તેઓ ઉપયોગ કરતા હતા, એટલુજ નહીં પણ **હરિવંશ**નો ગ્રન્થ પણ તેઓને જાણીતો હતો આપણે એ પણ જાણીએ છિયે કે બાણના વખતમાં **ભગવદ્ગીતા**નો પણ **મહાભારત**ની અદરજ સમાવેશ કરવામા આવતો હતો * ઉજ્જનમા મહાકાળના દેહરાની અદર **મહાભારત**ની કથા કરવામા આવતી હતી એવુ બાણના એક ગ્રન્થમા કહેલુ છે એવી રીતની કથા કરાવવાનો રિવાજ એ વખતે ઘણો ફેલાઈ ગયો હતો એ વાતને ઇ સ ૬૦૦ના અરસામા લખાયલા એક લેખ ઉપરથી ટેકો મળે છે એ લેખ કમ્બોજ એ નામના હિન્દુસ્તાનના દૂરના સસ્થાનનો છે, અને એ લેખમા **મહાભારત** અને **રામાયણ** અને એક પુરાણ, કે જેનુ નામ દેવામા આવ્યુ નથી, તેની નકલો મદિરમા ભેટ તરીકે આપવામા આવ્યા વિષે અને હમેશા એ ગ્રન્થોનો પાઠ કરવામા આવે તેને માટેની ચોક્કસ વ્યવસ્થા દાતા તરફથી કરવામા આવ્યા વિષે કથન કરાયલુ છે આ પ્રમાણ ઉપરથી માલમ પડે છે કે એ સમયે **મહાભારત** તે માત્ર એક વીરચરિત કાવ્ય તરીકે નહીં ગણાતુ હોય, પણ એની પ્હેલા લાબા સમય થયા સ્મૃતિના ગ્રન્થ તરીકેનો પ્રતિષ્ઠા એને પ્રાપ્ત થઈ ચૂકી હશે હાલના વખતમા પણ રામાયણ મહાભારતની તથા પુરાણોની કથાઓ જાહેર તથા ખાનગી રીતે ઘણી વાર કરાવવામા આવે છે, અને મન્દિરના પૂજારીઓ અથવા કુટુમ્બના માણસોના શિક્ષણ તથા ધર્મોપદેશને માટે એ કથાઓ ઘણી ઉપયોગી થઈ પડે છે કથા કરતી વખતે સાધારણ રીતે સસ્કૃત શ્લોકો વાચી જવામા આવે છે, એટલુજ નહીં પણ સ્ત્રીઓને માટે અને વિદ્વાન્ બ્રાહ્મણોની ભાષા જેઓને આવડતી ન હોય એવા પુરુષોને માટે એ શ્લોકોના જુદી જુદી માતૃભાષામા તરજુમાઓ કરીને તે સમજાવવામા આવે છે.

---

* રાજમહેલનુ વર્ણન આપતા "महाभारतमिवानन्तगीताकर्णनानन्दितनरम्" એ પ્રમાણેના શબ્દો બાણે વાપર્યા છે તે ઉપરથી માલમ પડે છે કે બાણના વખતમા **ભગવદ્ગીતા**નો પણ **મહાભારત**ની અદરજ સમાવેશ કરવામા આવતો હતો

ત્યાર પછી **મી**માંસાશાસ્ત્રના જાણીતા વિદ્વાન્ **કુમારિલ**, જે ઇસ્વીસનના આઠમા સૈકાના પ્રથમાર્ધમા થઈ ગયા હતા એવુ સિદ્ધ થયુ છે, તેના સમય આગળ આપણે આવી પ્હોચીએ છિયે **તન્ત્રવાર્તિક** નામના એના મ્હોટા ભાષ્યનો જે થોડો ભાગ હમારા તપાસવામા આવ્યો છે તેમા **મહાભારત**ના અઢાર પર્વમાથી આખા દસ પર્વના ત્યાતો નામ દેવામા આવ્યા છે અથવાતો તેમાથી ઉતારાઓ આપવામા આવ્યા છે અથવાતો તેના વિષે કથન કરવામા આવ્યુ છે એ તો ખુલ્લુ છે કે **મહાભારત**નો જે ગ્રન્થ એને જાણીતો હતો તેમા **આદિપર્વ**નો સમાવેશ થતો હતો, એટલુજ નહીં પણ એ પર્વનો જે પાઠ હાલ આપણા જોવામા આવે છે અને તે વખતનો જે પાઠ હતો તેમા ઘણુજ સરખાપણુ હતુ **અનુક્રમણિકા** એ નામનો પ્હેલો અધ્યાય અને **પર્વસંગ્રહ** એ નામનો બીજો અધ્યાય એનો પણ એ ગ્રન્થમા તે વખતે સમાવેશ થતો હતો એ ઉપરાંત ૧૨મુ અને ૧૩મુ પર્વ, જે ઘણી વાર મોડા રચાયલા કહેવામા આવે છે, તે અને ૧૯મુ પર્વ એ પણ કુમારિલને જાણીતા હતા **મહાભારત** વિષે એણે જે રીતથી લખ્યુ છે તે ઉપરથી ચોખ્ખુ જણાઈ આવે છે કે ચારે વર્ણના ઉપદેશને માટેજ રચાયલા અતિ પવિત્ર અને પ્રાચીન ગ્રન્થ તરીકે એ કાવ્ય તરફ એ ઘણા માનની નજરથી જોતો હતો કૌરવો અને પાંડવોની મ્હોટી લડાઈના ઐતિહાસિક વૃત્તાન્ત તરીકે એ ગ્રન્થ તરફ એ જોતોજ ન્હોતો, એ કાવ્યમા લડાઈના જે વર્ણનો આપવામા આવ્યા છે તે ક્ષત્રિય વર્ણના સ્વાભાવિક શૌર્યને સતેજ કરવાને માટેજ આપવામા આવ્યા છે એવુ એ માનતો હતો

વેદાન્તશાસ્ત્રના મ્હોટા ફિલસુફ **શંકરાચાર્ય**, જેણે પોતાનુ ભાષ્ય ઇ સ ૮૦૪મા લખ્યુ હતું, ' તેણે **મહાભારતને સ્મૃતિ** તરીકે ગણીને તેમાથી ઘણે ઠકાણે ઉતારાઓ આપ્યા છે, અને બારમા પર્વના એક શ્લોક વિષે ચર્ચા કરતા એણે સ્પષ્ટ જણાવ્યુ છે કે પોતાની ઉતરતી

---

અન્ય લેખકોના સમ્બન્ધમા જેવો મતભેદ ચાલેછે તેવોજ શંકરાચાર્યના સમય વિષે પણ વિદ્વાનોમા ઘણો મતભેદ ચાલે છે મોનિયર વિલિયમ્સ એને સાતમા સૈકાના અન્તમા અથવા આઠમા સૈકાની શરૂઆતમા થઈ ગયલા માને છે, ટેલાંગ એને એથી વિશેષ પ્રાચીન સમયમા થઇ ગયલા જણાવે છે, અને કાશીનાથ ત્ર્યંબક ટેલંગ એના વિષે લખે છે કે ' સાધારણ રીતે એને આઠમા સૈકામા થઈ ગયલા ધારવામા આવે છે, પણ એમ માનવાને માટે જોઈએ તેવા મજબૂત કારણો જણાતા નથી ''

સ્થિતિને લીધે વેદ અને વેદાન્તનો અભ્યાસ કરવાનો જેઓને અધિકાર ન્હોતો તે વર્ણોના ધર્મોપદેશને માટે **મહાભારત**નો ગ્રન્થ રચાયલો છે

ઇસ્વીસનના અગિયારમા શતકના મધ્યકાળથી **ક્ષેમેન્દ્ર** નામના કાશ્મીરના કવિનો રચેલો "**ભારતમઞ્જરી**" નામનો ગ્રન્થ ઉતરી આવેલો છે **મહાભારત**નો સાર જેમા આપવામા આવ્યો હોય તેવો જે જૂનામા જૂનો ગ્રન્થ આપણને જાણીતો છે તે આ છે આ સારગ્રન્થ ઘણો અગત્યનો છે, કારણ કે એ સમયે **મહાભારત**નો ગ્રન્થ કેવી સ્થિતિમા હતો તેની સવિસ્તર માહિતી એ ગ્રન્થ વડે વિદ્વાનોને મળી શકે છે. એ ગ્રન્થની હસ્તલિખિત પ્રતો સાથે **મહાભારત**ના ગ્રન્થને પ્રોફેસર બ્હુલરે ઘણી કાળજી રાખીને સરખાવી જોયો છે, તેને પરિણામે એ પ્રોફેસરને એવુ માલમ પડ્યુ છે કે બે જાતની હસ્તલિખિત પ્રતો એકબીજાથી જેટલી જુદી પડે તેના કરતા "ક્ષેમેન્દ્ર"એ જે ગ્રન્થ ઉપરથી પોતાનો સાર તારવી કાઢ્યો છે તે અને **મહાભારત**નો જે ગ્રન્થ હાલ આપણા જોવામા આવે છે તે, એ બેમા વિશેષ તફાવત નથી આ કવિત્વમય સારગ્રન્થમા કેટલીક વસ્તુઓ મૂકી દેવામા આવી છે એ ખરૂ, પણ જે વસ્તુઓ મૂકી દેવામા આવી છે તે એકદરે એવી રીતની જણાય છે કે કોઈ પણ સારા ગ્રન્થમા એ વસ્તુઓ ન આપવામા આવી હોય તો તે સ્વાભાવિકજ લાગે વળી, એટલુ નક્કી છે કે **મઞ્જરી**મા કેટલાક વિશેષ નામના જે રૂપો જોવામા આવે છે તે **મહાભારત**ની આવૃત્તિઓમા જે રૂપો આપવામા આવ્યા છે તેના કરતા વધારે સારા અને વધારે પ્રાચીન છે મૂળ ગ્રન્થના જેમ અઢાર વિભાગ જોવામા આવે છે તેમ આ ગ્રન્થના પણ અઢાર વિભાગ પાડવામા આવ્યા છે, પણ નવમા પર્વ(**શલ્યપર્વ**)ના ત્રીજા પ્રકરણ(**ગદાપર્વ**)ને તદ્દન જુદુ પાડી નાખીને અને બારમા તથા તેરમા પર્વને એકઠા કરી દઈને અઢારની સખ્યાને વળગી રહેવામા આવ્યુ છે આવી રીતનો જે ફેરફાર જોવામા આવે છે તે કોઈ પ્રાચીન વિભાગને અનુસરીને કરવામા આવેલો જણાય છે, કારણ કે **મહાભારત**ની ઘણી હસ્તલિખિત પ્રતોમા એવી રીતનાજ વિભાગ જોવામા આવે છે

આ સિવાય જાવાનુ એક ભાષાન્તર છે તે પણ **મહાભારત**ના ગ્રન્થની સ્થિતિ વિષે માહિતી મેળવવાને માટે ઘણું અગત્યનુ છે એ ભાષાન્તર પણ અગિયારમા સૈકાનુજ છે

**મહાભારત**નો સૌથી વધારે જાણીતો ટીકાકાર **નીલકઠ** છે મહારાષ્ટ્રમા ગોદાવરી નદીની પશ્ચિમે કૂર્પર આગળ એ રહેતો હતો, અને બર્નેલના કહેવા પ્રમાણે એ સોળમા સૈકામા થઈ ગયો હતો **નીલકઠ** જેના ગ્રન્થમાથી ઉતારાઓ આપે છે એવો, **નીલકઠ** કરતા પણ વધારે જૂનો ટીકાકાર **અર્જુન મિશ્ર** છે ૧૮૭૫મા કલકત્તામા છપાવવા મડાયલી **મહાભારત**ની એક આવૃત્તિમા **અર્જુન મિશ્ર** અને **નીલકઠ** એ બેઉની ટીકાઓ આપવામા આવી છે **મહાભારત**ની જે જૂનામા જૂની ટીકા હાલ અસ્તિત્વ ધરાવે છે તે **સર્વજ્ઞ નારાયણ**ની છે એ ટીકાના છૂટા છૂટા પણ મ્હોટા મ્હોટા કકડાઓ આજદિન સુધી સચવાઈ ગયા છે એ ટીકા ચૌદમા શતકના દ્વિતીયાર્ધ કરતા વધારે મોડી લખાઈ હોય એ બનવા જોગ નથી, પણ એથી કઈક વધારે વ્હેલી લખાઈ હોવી જોઈએ

**મહાભારત**ની મુખ્ય વાર્તા* અત્યન્ત સક્ષેપમા નીચે પ્રમાણે મૂકી શકાય —

ભરત લોકોનો દેશ, જે રાજ્ય કરતી પ્રજાના નામ ઉપરથી **કુરુક્ષેત્ર** અથવા "**કુરુઓની ભૂમિ**" એ નામથી ઓળખાતો હતો, તેમા હાલના દિલ્હીની ઇશાન દિશામા ૫૭ માઇલ દૂર **હસ્તિનાપુર** આગળ **ધૃતરાષ્ટ્ર** અને **પાંડુ** એ નામના બે રાજકુમારો રહેતા હતા એ બે ભાઈઓમાથી ધૃતરાષ્ટ્ર, જે વધારે મ્હોટો હતો, તે આખે અપગ હતો એટલે રાજ્યગાદી **પાંડુ**ને મળી અને એણે ઘણું યશસ્વી રાજ્ય ચલાવ્યુ **પાંડવ** એ નામના પાચ પુત્રો એને હતા, તેમાના મુખ્ય **યુધિષ્ઠિર**, **ભીમ**, અને **અર્જુન** એ ત્રણ હતા **ધૃતરાષ્ટ્ર**ને સો પુત્રો હતા તે સાધારણ રીતે "**કૌરવ**"ના નામથી ઓળખાતા તેમાનો મુખ્ય **દુર્યોધન** હતો **પાંડુ**નુ અકાળ મરણ થયુ ત્યાર પછી રાજ્યની લગામ **ધૃતરાષ્ટ્રે** પોતાના હાથમા લીધી, અને પોતાના પાચે ભત્રીજાઓને રાજમહેલમા દાખલ કરીને પોતાના પુત્રોની સાથે તેઓને ઉછેરવા દીધા યુદ્ધના કામોમા **પાંડવો** ઘણા પરાક્રમી હતા અને તેઓ વિજય મેળવવામા એને મદદ કરતા

---

* આ વાર્તાનુ એથી બેહદ રસભેર વાચી શકાય એવુ વર્ણન કોઇ વાચકને જોઇતુ હોય તો તેણુ "મહાભારતની સમાલોચના"ના પૃષ્ઠ ૧૦૭થી ૧૬૮ વાચવા

હતા તેથી રાજાએ પાટવી કુવરની પદવી પોતાના સૌથી મ્હોટા ભત્રીજા યુધિષ્ઠિરને આપી પણ થોડા વખતમાજ, પોતાના પિત્રાઈ ભાઈઓએ હવે પાંડવો તરફ શત્રુભાવ રાખીને જે કાવતરાઓ રચવા માડયા હતા તેમાથી બચવાને માટે હસ્તિનાપુરથી દૂર જતા રહેવાની તેઓને ફરજ પડી તેઓ પંચાલના રાજા દ્રુપદની પાસે ગયા તે રાજાને દ્રૌપદી નામની એક પુત્રી હતી રાજાના મ્હોટા ધનુષ્યને વાકુ વાળીને એક ચોક્કસ નિશાન તરફ તીર જેનાથી મારી શકાય તેનેજ પોતાની પુત્રી આપવી એવો રાજાનો સકલ્પ હતો એ કામને માટે અનેક રાજાઓ અને લડવૈયાઓ સ્પર્ધામા નીકળ્યા હતા, પણ તેમાથી એકલો અર્જુનજ સફળ થયો અને દ્રૌપદીની સાથે એનું લગ્ન થયુ ભાઈઓ ભાઈ વચ્ચે તકરાર ન થાય તેટલા માટે દ્રૌપદીએ પાચે પાડવોની સ્ત્રી તરીકે રહેવાનું કબૂલ કર્યું હતું દ્રૌપદીનો સ્વયવર થયો તે વખતે યાદવકુળના વીરપુરુષ કૃષ્ણની સાથે પાંડવોને પ્રથમ મેળાપ થયો એ વખત પછી પાંડવોના સાચા મિત્ર અને સલાહકાર તરીકે હમેશા કૃષ્ણ તેઓને મદદ કરતા રહ્યા આ પ્રમાણે પંચાલ અને યાદવ એ બેઉ લોકોની પાંડવોને મદદ હતી તેથી પાંડવોને પ્રસન્ન રાખવા એ ધૃતરાષ્ટ્રને ઘણુ ડહાપણ ભરેલુ જણાયુ એણે પોતાના રાજ્યના બે ભાગ પાડી નાખ્યા તેમાથી હસ્તિનાપુર તે એણે પોતાના છોકરાઓને આપ્યુ અને પોતાના ભત્રીજાઓને એણે એક બીજો પ્રદેશ આપ્યો ત્યા આગળ ઇન્દ્રપ્રસ્થ, જે હાલ દિલ્હીના નામથી ઓળખાય છે, તે શહેર તેઓએ બાધ્યુ (૧)

એ શહેરમા રહીને પાંડવોએ ડહાપણથી રાજ્ય ચલાવ્યુ અને ઘણી સારી સ્થિતિમા રહ્યા આથી દુર્યોધનને તેઓની અદેખાઈ આવવા માડી પોતાના મામા શકુનિની મદદ વડે કરીને પોતાના એ શત્રુઓને પાયમાલ કરવા એવો એણે નિશ્ચય કીધો આ નિશ્ચય પ્રમાણે, ધૃતરાષ્ટ્રને સમજાવીને પાંડવોને હસ્તિનાપુર બોલાવવામા આવ્યા તેઓ આવ્યા એટલે દ્યૂત ખેલવાને માટે દુર્યોધન તરફથી યુધિષ્ઠિરને આહ્વાન કરવામા આવ્યુ તે તેણે સ્વીકાર્યું, અને ત્યાર પછી દ્યૂતની જે રમત રમાઈ તેમા યુધિષ્ઠિરે પોતાનુ સર્વસ્વ ગુમાવ્યુ પોતાનુ રાજ્ય, પોતાની લક્ષ્મી, પોતાનુ લશ્કર, પોતાના ભાઈઓ, અને છેવટે દ્રૌપદીને પણ એણે ગુમાવી આખરે એવી રીતનુ સમાધાન થયુ કે પાંડવોએ બાર વર્ષ સુધી વનવાસ કરવો અને તેરમા વર્ષમા તેઓએ છૂપા રહેવુ ત્યાર પછી ભલે તેઓ પાછા આવીને રાજ્ય ચલાવે ! (૨)

આ શરત પ્રમાણે, દ્રૌપદીને સાથે લઈને **સરસ્વતી** નદીના કિનારા ઉપર કામ્યક વનમા તેઓ વિદાય થયા. ત્યા આગળ બાર વર્ષ તેઓએ કેવી રીતે ગાળ્યા તેનુ વર્ણન, અને દેશવટા દરમ્યાન તેઓના સાન્ત્વનને માટે જે વાર્તાઓ કહેવામા આવેલી તે સઘળુ **વનપર્વ**, જે ઘણું લાબુ છે, તેમા આપવામા આવ્યુ છે (૩)

તેરમે વર્ષે **મત્સ્ય** લોકોના રાજા **વિરાટ**ના સેવકો તરીકે તેઓ છૂપા વેષમા રહ્યા આ સમયે એક બીજા રાજાની સાથે રહીને કૌરવોએ **મત્સ્ય** લોકોના દેશ ઉપર હુમલો કર્યો હતો અને ઘણો ત્રાસ આપ્યો હતો પછી **પાંડવો**એ સજ્જ થઈને એ શત્રુઓને હસાડી મૂક્યા અને રાજ્યની લગામ પાછી રાજાના હાથમા સોપી ત્યાર બાદ પોતે ખરેખરા કોણ હતા તે તેઓએ જણાવ્યુ અને વિરાટ રાજાની સાથે એ વખતથી તેઓને મૈત્રીનો સમ્બન્ધ થયો (૪)

તેઓએ પોતાનુ રાજ્ય પાછુ માગ્યુ તેનો કંઈ પણ ઉત્તર તેઓને મળ્યો નહીં એટલે તેઓએ યુદ્ધની તૈયારી કરવા માડી કુરુક્ષેત્રની પવિત્ર ભૂમિમા કૌરવ અને **પાંડવ** એ બેઉ પક્ષની સેનાઓ એકઠી થઈ બેઉ પક્ષમા બીજા અનેક રાજાઓની મદદ હતી કૌરવોની સાથે પૂર્વ તરફના કોશલ, વિદેહ, અંગ, બગ(બગાળા), કલિંગ વગેરે, અને પશ્ચિમ તરફના **શક**, **યવન** અને **સિન્ધુ**, ગધાર, **બાહ્લીક** વગેરેના લોકો જોડાયા હતા, ત્યારે **પાંડવો**ની સાથે **પચાલ**, **મત્સ્ય**, કૃષ્ણની સરદારી હેઠળ કેટલાક **યાદવો**, અને એ ઉપરાત **કાશી**(બનારસ), **ચેદિ**, **મગધ** વગેરે દેશના રાજાઓ જોડાયા હતા (૫)

એ યુદ્ધ અઢાર દિવસ સુધી ચાલ્યુ આખરે સઘળા કૌરવોનો વિનાશ થયો અને એકલા **પાંડવો** અને કૃષ્ણ તથા તેનો સારથિ એટલા જીવતા રહી શક્યા આ યુદ્ધનુ વર્ણન પાચ પર્વ સુધી પ્હોચે છે (૬–૧૦) ત્યાર પછી મૃત્યુ પામેલાઓની મરણ પાછળની ક્રિયાઓનુ વર્ણન આપવામા આવ્યુ છે (૧૧). અને ત્યાર પછીના બે પર્વમા કૌરવોનો અગ્રણી **ભીષ્મ** પોતાની મૃત્યુશય્યા ઉપરથી રાજાના ધર્મ અને બીજા કેટલાક વિષયો સમ્બન્ધી યુધિષ્ઠિરને ઉપદેશ આપે છે. એ ઉપદેશનો આશરે ૨૦,૦૦૦ શ્લોક જેટલો વિસ્તાર છે.

વૃદ્ધ રાજા ધૃતરાષ્ટ્રની સાથે પાંડવોને સલાહ થઈ ત્યાર પછી હસ્તિનાપુરમા યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક થયો અને એણે અશ્વમેધ નામનો મ્હોટો યજ્ઞ કીધો (૧૪) પદર વર્ષ સુધી હસ્તિનાપુરમા રહ્યા પછી ધૃતરાષ્ટ્ર પોતાની સ્ત્રી ગાંધારી સાથે વનમા જઈને વસ્યો, ત્યા આગળ દાવાનળમા એ બેઉનો વિનાશ થયો (૧૫). યાદવ લોકોમાથી કેટલાક કૌરવોના પક્ષમા રહ્યા હતા અને કેટલાક પાંડવોના પક્ષમા રહ્યા હતા તેઓની વચ્ચે માહોમાહેની લડાઈ જાગી અને પરિણામે એ લોકોનો પણ તદ્દન વિનાશ થયો આ બનાવથી ખિન્ન થઈને કૃષ્ણે અરણ્યમા નિવાસ કીધો, ત્યા આગળ અકસ્માત્ કોઈ શિકારીનુ તીર એને લાગવાથી એ મરણ પામ્યા (૧૬)

પાંડવો પોતે આખરે જિન્દગીથી કંટાળી ગયા અર્જુનના પૌત્ર પરિક્ષિતને હસ્તિનાપુરનુ રાજ્ય સોપીને તેઓ વનમા ગયા, અને મેરુ એ દેવતાઓના પર્વત આગળ ભટકતા ભટકતા તેઓ મરણ પામ્યા (૧૭), અને પોતાની પતિવ્રતા સ્ત્રીને સાથે લઈને તેઓ સ્વર્ગમા સિધાવ્યા (૧૮)

આ પ્રમાણે **મહાભારત**ની રચના અઢારમા પર્વ આગળ પૂરી થાય છે પરિક્ષિત્ રાજાને સર્પદંશ થવાથી તે મરણ પામ્યો ત્યાર પછી તેના પુત્ર જનમેજય તરફથી એક મ્હોટો સર્પયજ્ઞ કરવામા આવ્યો એ યજ્ઞ વખતે વૈશપાયન, જેણે વ્યાસની પાસેથી **મહાભારત**ની કથા સાભળી હતી, તેણે તે જનમેજયને કહી સભળાવી વ્યાસના સમ્બન્ધમા આપણને એવુ જણાવવામા આવે છે કે ચારે વેદની વ્યવસ્થા કીધા પછી એણે **મહાભારત**, જેમા પાંડવોની શ્રેષ્ઠતા વિષે, કૃષ્ણના પરાક્રમ વિષે, અને ધૃતરાષ્ટ્રના પુત્રોની દુષ્ટતા વિષે ચિતાર આપવામા આવ્યો છે, તે રચ્યું

**હરિવંશ** અથવા "વિષ્ણુનો વશ" એ પરિશિષ્ટ ગ્રન્થ એકલા કૃષ્ણને લગતો છે એમા ૧૬૦૦૦ કરતા વધારે શ્લોકો છે, અને એના ત્રણ વિભાગ પાડવામા આવેલા છે પહેલા વિભાગમા વિષ્ણુએ કૃષ્ણનો અવતાર લીધો ત્યાર સુધીનો કૃષ્ણના પૂર્વજોનો ઇતિહાસ આપવામા આવ્યો છે, બીજા વિભાગમા કૃષ્ણના પરાક્રમોનુ વર્ણન આપવામા આવ્યુ છે, અને ત્રીજા વિભાગમા **કલિ** એ નામના જગતના ચોથા યુગમા થનારા બગાડનુ ચિત્ર આલેખવામા આવ્યુ છે.

**મહાભારત**મા ઉપાખ્યાનો ઘણા આવે છે અને તે કેટલીક વાર બહુ લાબા હોય છે આપણે ઉપર જોઈ ગયા છિયે તે પ્રમાણે આખા ગ્રન્થનો ચારપચમાશ જેટલો ભાગ એ ઉપાખ્યાનો વડે રોકાયો છે એમાના ઘણા ઉપાખ્યાનો જુદા જુદા કારણોને લીધે આપણું લક્ષ ખેંચે એવા છે, અને કેટલાકમા તો ઘણા ઉંચા પ્રકારની કવિત્વશક્તિ જોવામા આવે છે એમાનુ એક, **શકુન્તલા**નુ ઉપાખ્યાન, (જે પહેલા પર્વમા આવે છે) તેના ઉપરથી કાલિદાસને પોતાના પ્રખ્યાત નાટકનો વિષય જડી આવ્યો છે ખાસ કરીને ત્રીજા પર્વમા ઉપાખ્યાનો વધારે આવે છે દેશનિકાલ પામેલા **પાંડવો**નો વખત જાય એટલા માટે એ ઉપાખ્યાનો કહેવામા આવ્યા છે **મત્સ્યોપાખ્યાન** એ પણ એજ પર્વમા આવે છે **શતપથબ્રાહ્મણ**મા જળપ્રલયની જે સાદી વાર્તા કહેવામા આવી છે તે અહીં વધારે વિસ્તાર સાથે આપવામા આવી છે. પોતે ભૂતમાત્રના પતિ **બ્રહ્મા** છે એવુ મત્સ્ય તરફથી અહીં કહેવામા આવ્યુ છે પોતે વિષ્ણુ છે એવુ જેમ **ભાગવતપુરાણ**મા કહેવામા આવ્યુ છે તેમ હજી અહીં કહેવામા આવ્યુ નથી આ ઉપાખ્યાનમા હવે **મનુ** એ માનવ જાતના પૂર્વજ તરીકે જોવામા આવતા નથી, પણ પોતાની યોગશક્તિ વડે સઘળા પ્રાણીઓને તથા સઘળી દુનિયાઓને ફરીથી ઉત્પન્ન કરનાર સ્રષ્ટા તરીકે એ આપણા જોવામા આવે છે

બીજુ ઉપાખ્યાન **રામ**નુ છે તે વાલ્મીકિના **રામાયણ**ની સાથે સમ્બન્ધ ધરાવતુ હોવાથી આપણું ખાસ લક્ષ ખેંચે છે એજ વિષય **રામાયણ**મા ઘણા વધારે વિસ્તાર સાથે આપવામા આવ્યો છે ગગાવતરણની જે વાર્તા અહીં આપવામા આવી છે તે **રામાયણ**મા પણ જોવામા આવે છે

બીજી કથા **ઋષ્યશૃગ** ઋષિની છે અગ લોકોના રાજા **લોમપાદ**ના દેશમા એણે વરસાદ આણ્યો હતો તેના બદલામા **શાન્તા** નામની રાજકુવરી સાથે એનુ લગ્ન કરવામા આવ્યુ હતું જે યજ્ઞના ફળ તરીકે **રામ**નો જન્મ થયો તે યજ્ઞ પણ **દશરથ** રાજાની પાસે એણેજ કરાવ્યો હતો વિવેચક દૃષ્ટિથી જોતા આ ઉપાખ્યાન ખાસ અગત્યનુ જણાય છે. એજ વાર્તા **રામાયણ**મા, એટલુજ નહીં પણ **પદ્મપુરાણ**, **સ્કન્દપુરાણ** અને બીજે ઘણે ઠેકાણે આપવામા આવી છે

શિબિનો પુત્ર રાજા ઉશીનર, જેણે એક કબૂતરને શકરાના સપાટામાંથી બચાવવાને માટે પોતાના પ્રાણનો ભોગ આપ્યો, તેની વાર્તા ખાસ આનન્દ આપે એવી છે એજ વાર્તા ત્રીજા પર્વના એક બીજા ભાગમા શિબિના પોતાના સમ્બન્ધમા અને તેરમા પર્વમા શિબિના પુત્ર વૃષદર્ભના સમ્બન્ધમા કહેવામા આવી છે એ વાર્તાની ઉત્પત્તિ બૌદ્ધ ધર્મથી થઈ હોય એમ એના સ્વરૂપ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે પાલી અને સંસ્કૃત એ બેઉ સાહિત્યમા એ વાર્તા આવે છે, અને હિન્દુસ્તાનની બહારના પ્રદેશોમા પણ એ વાર્તા જાણીતી થઈ છે

કામ્યક વનમા પાંડવોની સાથે દ્રૌપદી જે વખતે રહેતી હતી તે વખતના એના જીવનની કથામા દ્રૌપદીહરણની વાર્તાનો પણ સમાવેશ થાય છે એ એકલી હતી તે વખતે સિન્ધુનો જયદ્રથ રાજા મ્હોટા લશ્કર સાથે ત્યા આગળથી જતો હતો તેની નજર અચાનક એના ઉપર પડી, અને એને જોઈને તરતજ એના ઉપર તે મોહ પામ્યો, તેથી જોરજુલમ કરીને તે એને પોતાની સાથે લઈ ગયો આ પછી એક ભયકર લડાઈ થઈ તેમા પાંડવોએ જયદ્રથની આખી સેનાનો નાશ કર્યો અને દ્રૌપદીને પાછી મેળવી

ઇન્દ્રના સ્વર્ગલોકમા અર્જુને પ્રવાસ કીધો તેની વાર્તા પણ તે સમયના દતકથાને લગતા વિચારો કેવા હતા તેના ઉદાહરણ તરીકે રસ ઉત્પન્ન કરે એવી છે વેદોમા યુદ્ધના પ્રતાપી દેવ તરીકે ઇન્દ્રને વર્ણવવામા આવેલો આપણે જોયો હતો હવે પોતાના સ્વર્ગીય દરબારના સુખ-વૈભવમા મઝા માણતો એને આપણે જોઈએ છિયે એ દરબારમા સગીતના મધુરા સ્વરો કર્ણને આનન્દ આપી રહ્યા છે અને અપ્સરા-ઓના મનોહર નૃત્યથી અને તેના અનુપમ સૌન્દર્યથી નયનને તૃપ્તિ મળી રહી છે

હિન્દુસ્તાનના વિશેષ પ્રાચીન વીરચરિત કાવ્યમા અનેક આદર્શ-રૂપ સ્ત્રીપાત્રો આપણા જોવામા આવે છે તેમાનુ એક ઉત્તમ પાત્ર સાવિત્રીનુ છે સાવિત્રી એ મદ્રના રાજા અશ્વપતિની પુત્રી હતી એક આંધળો અને દેશનિકાલ થયલો રાજા અરણ્યના આશ્રમમા વસેલો હતો, તેના ખુબસુરત અને ઉદાર પુત્ર સત્યવાનને એ પોતાના પતિ તરીકે પસંદ કરે છે. એ પુત્રનું એકજ વર્ષનુ આયુષ્ય રહ્યું છે એવી નારદ

મુનિ તરફથી ચેતવણી આપવામા આવે છે તોપણ એનેજ પરણવાની પ્રતિજ્ઞાને એ વળગી રહે છે, અને લગ્ન પછી પોતાના પતિની સાથે સસરાના આશ્રમમા જઈને એ રહે છે આ સ્થળે એ સુખમા રહે છે, પણ જે દિવસે પોતાના પતિનુ મરણ થવાનુ હતુ તે દિવસ જેમ જેમ પાસે આવતો જાય છે તેમ તેમ એના હૃદયમા વધારે ને વધારે ચિન્તા થતી જાય છે આખરે એ દિવસ આવીને ઊભો રહે છે, અને એ દિવસે સત્યવાન્, એનો પતિ, જગલમા લાકડા કાપવાને માટે જાય છે તે વખતે એ પણ તેની સાથે જાય છે ત્યા આગળ સત્યવાન્ થોડા વખત પછી શ્રમિત થઈને સુઈ જાય છે એટલામા મૃત્યુનો રાજા યમ ત્યા આગળ આવે છે અને એનો જીવ લઈને ચાલતો થાય છે. સાવિત્રી પણ એની પાછળ ને પાછળ જાય છે એટલે યમ જુદા જુદા વરદાન આપવાનુ કબૂલ કરે છે, પણ દરેક વખતે કહે છે કે "ત્હારા પતિની જિન્દગી સિવાય બીજુ ગમે તે વરદાન તું માગી લે," પણ આખરે એ સતી સ્ત્રીના સાચા આગ્રહને આધીન થઈને મૃત શરીરમા જીવ પાછો મૂકવાનુ એ કબૂલ કરે છે. સત્યવાન્ હવે જીવતો થાય છે, અને સાધ્વી સાવિત્રીની સાથે અનેક વર્ષ સુખમા ગાળે છે

**મહાભારત**ની અદર જે જૂનામા જૂની અને સુન્દરમા સુન્દર વાર્તાઓ છે તેમાની એક "**નલોપાખ્યાન**"એ નામની છે એ વાર્તા અન્યના હાથથી સૌથી ઓછી દૂષિત થયલી છે એ વાર્તા ઘણી લોકપ્રિય હતી તેથી કોઈ પ્રકાશક તરફથી શિવ અને વિષ્ણુને અદર દાખલ કરવાનુ અથવા એમા જે સાદી રીતભાતનુ ચિત્ર આલેખવામા આવ્યુ છે—ઉદાહરણ તરીકે, રાજા પોતાનુ અન્ન પોતેજ રાધે છે—એ સાદાઈનુ ચિત્ર ઝાખુ કરી નાખવાનુ, અથવા ઇન્દ્રનુ સ્વરૂપ બદલી નાખવાનુ, અથવા કોઈ બીજા પ્રાચીનતાના લક્ષણોને નાબુદ કરવાનુ બની શક્યુ નથી. એ કવિતામા સર્વત્ર નીતિનુ ઉચ્ચ ધોરણ વ્યાપી રહેલુ જોવામા આવે છે, અને એના મુખ્ય પાત્ર દમયન્તીની અલૌકિક પતિભક્તિ અને પતિપરાયણતામા એ નીતિનો પ્રભાવ સૌથી વધારે આપણને માલમ પડી આવે છે વળી કરુણરસની ટપકતી પીંછીથી આલેખાયલા ઘણા ચિત્રો એ કાવ્યમા આપણા જોવામા આવે છે.

યુધિષ્ઠિરે દ્યૂત રમીને પોતાનું રાજ્ય ગુમાવ્યુ હતું તેના સાન્ત્વનને

અર્થે દેશનિકાશ દરમ્યાન બૃહદશ્વ તરફથી આ વાર્તા એને કહી સંભળાવવામા આવે છે વિદર્ભની રાજકુવરી દમયતી ઘણી રૂપવતી હતી અને તેના પાણિગ્રહણને માટે ઘણા પુરુષો ઉત્સુકતા ધરાવતા હતા તેમાથી નળ રાજાને એણે પોતાના પતિ તરીકે પસંદ કર્યો, અને કેટલાક વર્ષ સુધી દપતીએ સાથે રહીને સંસારનુ સુખ ભોગવ્યુ, પછી નળરાજામા કલિનો પ્રવેશ થયો અને એ દ્યૂત રમ્યો તેમા એણે પોતાનુ રાજ્ય અને પોતાનુ સર્વસ્વ ગુમાવ્યુ દમયન્તીને સાથે લઈને અર્ધનગ્ન અવસ્થામા એ અરણ્યમા ભટકતો હતો, અને એક સમયે ઉન્મત્ત બનીને એણે તેનો ત્યાગ કર્યો એ આખરે પોતાની સ્ત્રીનો ત્યાગ કરે છે ત્યાર પ્હેલા, જે ભૂમિ ઉપર તે સૂતેલી છે ત્યા આગળ એ ફરી ફરીને પાછો આવે છે તેનુ વર્ણન ઘણુજ કરુણરસથી ભરેલુ છે ત્યાર પછી તે સ્ત્રી જાગે છે અને અરણ્યમા પોતે તદ્દન એકલીજ છે એવુ જોય છે તે વખતે તેને જે ભય લાગે છે તેનુ વર્ણન અને તે પોતાના પતિની શોધમા ભટકતી ભટકતી વિલાપ કરે છે અને "ઓ નળ!" "ઓ નળ!" એમ કહીને તેને બૂમ પાડે છે તેનુ વર્ણન પણ એટલુજ હૃદયવેધક છે. તે કહે છે —

वीर विक्रान्त धर्मज्ञ सत्यसन्ध महीपते ।
यद्यस्यस्मिन् वने राजन् दर्शयात्मानमात्मना ॥
कदा सुस्निग्धगम्भीरां जीमूतस्वनसन्निभाम् ।
श्रोष्यामि नैषधस्याह वाच ताममृतोपमाम् ॥
वैदर्भीत्येह विस्पष्टां शुभां राज्ञो महात्मन ।
आम्नायसारिणीमृद्धां ममशोकविनाशिनीम् ॥*

(હે વીર નર! હે પરાક્રમી પુરુષ! હે ધર્મના જાણનારા! હે સત્યને વળગી રહેનાર! હે પૃથ્વીના પતિ! જો તુ આ વનમા હોય તો હે રાજન્! ત્હારા ખરા સ્વરૂપમા તુ મ્હારી આગળ પ્રકટ થા. "હે વૈદર્ભિ!" એવી એ મહાત્માની સ્પષ્ટ અને શુભ વાણી, મેઘની ગર્જના

* આ અને અન્ય પંક્તિઓને ગુજરાતી ભાષામા ઉતારાયલી જોવાની વાચકને ઇચ્છા હોય તો તેણે દમયન્તીનો વિલાપ એ નામની કવિતા ૧૯૬૯ ના કાર્તિક માસના 'વસન્ત'મા જોવી

જેવી સ્નિગ્ધ અને ગભીર, અમૃતના જેવી મીઠી, વેદના મત્ર જેવી પ્રસાદવાળી અને સમૃદ્ધ, મ્હારા શોકનો નાશ કરે એવી નૈષધ રાજાની વાણી હુ ક્યારે સાભળીશ ? )

જે અરણ્યમા દમયન્તી ભટકે છે તેની સુન્દરતા અને તેની ભયાનકતાના વર્ણનો પણ આમેહૂબ છે આખરે કુણ્ડિનપુરમા પોતાના પિતાના દરબારનો માર્ગ એને જડે છે પતિના વિયોગને લીધે ખિન્ન તથા મ્લાન થયલી રાજકુવરીને વિષે કવિએ અનેક સચોટ ઉપમાઓ વાપરી છે —

चन्द्रलेखामिव नवां व्योम्नि नीलाभ्रसंवृताम् ॥

............ . ............

दह्यमानामिवार्केण मृणालीमिव चोद्धृताम् ॥

..............................................

पौर्णमासीमिव निशां राहुग्रस्तनिशाकराम् ॥

( આકાશમા કાળી વાદળીઓને લીધે ઢકાઈ ગયલી નવી ચન્દ્રલેખા જેવી, .. સૂર્યના તાપને લીધે સુકાઈ ગયલી અને જમીન પરથી ઉખડી ગયલી કમલિનીના જેવી, ...રાહુએ ચદ્રનો ગ્રાસ કર્યો હોય તે સમયની પૂર્ણિમાની રાત્રી જેવી. )

એ દરમ્યાનમા બાહુકના સ્વરૂપમા બદલાઈ ગયલો નળરાજા અયોધ્યાના રાજાને ત્યા સારથિ તરીકે રહે છે દમયન્તીને આખરે પોતાનો પતિ ક્યા આગળ છે તેની કઈક સૂચના થાય એવી બાતમી મળે છે. આ ઉપરથી એક દિવસમા ૫૦૦ માઇલ જેટલુ અન્તર કાપીને અયોધ્યાનો રાજા કુણ્ડિનપુરમા આવી પ્હોચે તો દમયન્તીના તેની સાથે પુનર્લગ્ન થાય એવી આશા અયોધ્યાના રાજાને આપવામા આવે છે સારથિ તરીકે નળ આ ચમત્કાર કરી બતાવે છે તેના બદલામા રાજા એને દ્યૂતકળાનુ સપૂર્ણ રહસ્ય સમજાવે છે. એ છૂપા વેષમા હોવા છતા દમયન્તી એને ઓળખી કાઢે છે હવે એ ફરીથી દ્યૂત રમે છે અને પોતાનુ ગુમાવેલુ રાજ્ય પાછુ મેળવે છે આ પ્રમાણે દુ ખના, દિલગીરીના, દાસત્વના અનેક વર્ષો વીત્યા બાદ દમયન્તીની સાથે એનો ફરીથી

મેળાપ થાય છે, અને ત્યાર પછી દંપતી પોતાનુ બાકીનું આયુષ્ય સુખમા ગાળે છે.

નળની આ વાર્તામા કેટલાક અકુદરતી અને ચમત્કારી બનાવોનુ વર્ણન આવે છે, તોપણુ તે વર્ણનો એટલા બધા નથી કે એકંદરે એ વાર્તામા ઉંચી કવિત્વશક્તિનો જે પ્રભાવ ફેલાઈ રહેલો જોવામા આવે છે તેને કોઈ પણ રીતની હાનિ પ્હોચે

## પુરાણ

**મહાભારત**ની સાથે ગાઢો સમ્બન્ધ ધરાવનારા અઢાર ગ્રન્થોનો એક જુદો વર્ગ છે તે ઉપદેશાત્મક છે અને તે **શૈવ** કે **વૈષ્ણવ** એવા કોઈ અમુક પથને લગતા છે, અને તે પુરાણ એ નામથી ઓળખાય છે સૃષ્ટિને લગતી ચર્ચાના સમ્બન્ધમા **પુરાણ** એ શબ્દ બ્રાહ્મણ ગ્રન્થોમા વાપરવામા આવ્યો છે **મહાભારત**મા પણ "જૂની દંતકથા" એવા કઈક અર્થમા એ શબ્દ વપરાયો છે અને વીરચરિત કથાઓના કોઈ પ્રાચીન સંગ્રહનુ એ શબ્દ વડે સૂચન થાય છે **મહાભારત**ના એક શ્લોક( ૧, ૫, ૧ )મા એવુ જણાવવામા આવ્યુ છે કે પુરાણની અદર દેવતાઓની વાર્તાઓ અને ઋષિઓની વશાવલીઓ આપવામા આવી હોય છે. અઢારમા પર્વમાં તેમજ **હરિવંશ**મા અઢાર પુ ાણો વિષે કથન કરવામા આવ્યુ છે, પણ તે પુરાણો સચવાઈ રહ્યા નથી, કારણુ કે જે પુરાણો આપણને જાણીતા છે તે તો સઘળા એકંદરે **મહાભારત**થી મોડા રચાયલા છે, અને તેમા જે પ્રાચીન સમયની વાર્તાઓ આપવામા આવી છે તે ઘણીખરી **મહાભારત**માથીજ લીધેલી છે તોપણુ એ ગ્રન્થોમા જેને આપણે પ્રાચીન કહી શકીએ એવુ પણ ઘણુ છે, અને **મહાભારત** અથવા **મનુસ્મૃતિ**નાજ શ્લોકો એ ગ્રન્થોમા પણ દીઠામા આવતા હોય તે પરથી એ શ્લોકો **મહાભારત** અથવા **મનુસ્મૃતિ**માથીજ લેવાયલા છે એમ માની લેવુ એ શક્ય નથી જૂની **સ્મૃતિ**ઓ અને વેદોની સાથે એ ગ્રન્થોને ઘણો સમ્બન્ધ છે, અને એજ વર્ગના વિશેષ પ્રાચીન ગ્રન્થોમાથી એની ઉત્પત્તિ થઈ હોય એ પણ ઘણું બનવા જોગ છે પુરાણોનો જે ખાસ વિષય તે જ્યા આગળ આપવામા આવ્યો હોય છે ત્યા આગળ જુદા જુદા પુરાણોની વચ્ચે એટલુ સરખાપણું જોવામા આવે છે—ઘણી વાર તો પાનાના પાના સુધી

શબ્દેશબ્દ તેના તેજ જોવામા આવે છે—કે એ સર્વની ઉત્પત્તિ વધારે પ્રાચીન એવા કોઈ એકજ સંગ્રહમાથી થઈ હશે એવા અનુમાન ઉપર આવ્યા વગર આપણાથી રહેવાતુ નથી પુરાણની ઘણી વાર્તાઓનો પ્રારમ્ભ બરાબર **મહાભારત**ની પેઠેજ કરવામા આવ્યો છે નૈમિશારણ્યમા યજ્ઞને પ્રસગે લોમહર્ષણના પુત્ર ઉગ્રશ્રવસ્ તરફથી એ વાર્તાઓ કહેવામા આવેલી એવી રીતનુ વર્ણન આપવામા આવ્યુ છે. ઘણાખરા પુરાણોનો ઉદ્દેશ વૈષ્ણવ ધર્મનું મહત્ત્વ વધારવાનો છે, જોકે કેટલાક પુરાણો શિવપૂજા તરફ પણ પક્ષપાત રાખે છે.

જગતની ઉત્પત્તિ સિવાય પૃથ્વી વિષેના પુરાણા વર્ણનો, પ્રાચીન દેવતાઓ, સાધુઓ, અને લડવૈયાઓના પરાક્રમો, વિષ્ણુના અવતાર વિષેના વૃત્તાન્તો, સૂર્યવશ તથા ચન્દ્રવશના રાજાઓની નામાવલીઓ, અને વિષ્ણુ અથવા શિવના સહસ્રનામની ટીપો, એ સઘળુ પુરાણોમા આપવામા આવ્યુ હોય છે વળી પ્રાર્થના, ઉપવાસ, નૈવેદ્ય, ઉત્સવ, યાત્રા આદિ સાધનો વડે દેવતાઓની પૂજા કરવાના નિયમો પણ એ ગ્રન્થોમા આપેલા હોય છે.

**गरुडपुराण**, તેમજ મોડુ રચાયલુ અને કઈ પણ ખાસ મહત્ત્વ વગરનુ **अग्निपुराण**, એ **महाभारत** તથા **हरिवंश**નો સાર આપનારા ગ્રન્થો છે.

**वायुपुराण**, જે એક જૂનામા જૂનુ પુરાણ છે, તેનો અમુક ભાગ **महाभारत**ની સાથે મળતો આવે છે, પણ **हरिवंश**ની સાથે એ પુરાણનો સમ્બન્ધ એના કરતા પણ વધારે છે, અને જગતની ઉત્પત્તિનુ વર્ણન જ્યા આગળ આપવામા આવ્યુ છે ત્યા આગળ તો **हरिवंश**ના અને એના શબ્દેશબ્દ તેના તેજ જોવામા આવે છે

એજ પ્રમાણે **मत्स्यपुराण** પણ **महाभारत** અને **हरिवंश**ની સાથે ઘણા ગાઢા સમ્બન્ધથી જોડાયલુ છે મનુ અને મત્સ્યની વાર્તાથી એ પુરાણની શરૂઆત થાય છે **कूर्मपुराण**મા (વિષ્ણુના જુદા જુદા અવતાર, જેમાનો એક કૂર્માવતાર પણ છે, તેની હકીગત આપવામા આવી છે, અને દેવતાઓ તથા રાજાઓની વશાવલી અને બીજી પણ કેટલીક હકીગતો આપવામા આવી છે તે ઉપરાત **महाभारत** અને

અન્ય પુરાણોના સૃષ્ટિવિષયક વિચારોને અનુકૂળ રહીને સૃષ્ટિનો સવિસ્તર અહેવાલ પણ આપવામા આવ્યો છે એ પુરાણમા, જુદા જુદા સમુદ્રો વડે એકબીજાથી છૂટા પડેલા અને જેનુ મધ્યબિન્દુ એકજ છે એવ સાત ટાપુઓની દુનીયા બનેની છે એવુ વર્ણન આપવામા આવ્યુ છે. એમાનો મુખ્ય ટાપુ, જેની મધ્યમા મેરુ પર્વત આવેલો છે, તે **જંબુદ્વીપ** છે, અને **ભારતવર્ષ**, "ભગત લોકોનો દેશ" અથવા હિન્દુસ્તાન એ એનો મુખ્ય વિભાગ છે

**માર્કંડેયપુરાણ**મા **મહાભારત** એના પ્હેલા લખાયાની વાત સ્પષ્ટ જણાવવામા આવી છે **કૃષ્ણ** તે માણસ કેવી રીતે થઈ શકે? એવી એવી શકાઓ **મહાભારત** વાચતા ઉત્પન્ન થાય છે તેના નિવારણને માટે **માર્કંડેય** ઋષિ તરફથી એ પુરાણ કહેવામા આવ્યુ છે વર્ણન એ એનુ ખાસ લક્ષણ છે અને અમુક પથની હિમાયત સૌથી થોડી કરાયલી એ પુરાણમા જોવામા આવે છે

એથી ઉલટુ **પદ્મપુરાણ**, જે ઘણો લાબો ગ્રન્થ છે અને જેમાની ઘણી વાર્તાઓ **મહાભારત**ની સાથે મળતી આવે છે, તેનુ વલણ વૈષ્ણવ સપ્રદાય તરફ ચોખ્ખુ જણાઈ આવે છે તોપણ એ પુરાણમા તેમજ **માર્કંડેયપુરાણ**મા, બ્રહ્મા, વિષ્ણુ, અને શિવ એ ત્રણ એકજ છે એ ત્રિમૂર્તિનો સિદ્ધાન્ત સ્પષ્ટ સમજાવવામા આવ્યો છે આ સિદ્ધાન્ત, જે **હરિવંશ**મા પણ જોવામા આવે છે, તે વેદ પછીના સાહિત્યમા સાધારણ રીતે ધારવામા આવે છે તેટલો બધો આગળ પડતો નથી એ વાત જાણવા જેવી છે કે **પદ્મપુરાણ**ની અદર રામની જે વાર્તા આપવામા આવી છે તે **રામાયણ**ને અનુસરતી છે, એટલુજ નહીં પણ કાલિદાસના **રઘુવંશ**ની સાથે પણ ઘણે ઠેકાણે એ શબ્દેશબ્દ મળતી આવે છે વળી એમા શકુન્તલાની વાર્તા આપવામા આવી છે તે **મહાભારત** પ્રમાણે નહીં, પણ કાલિદાસના નાટકને અનુસરીને આપવામા આવી છે

**બ્રહ્મવૈવર્તપુરાણ** પણ વિષ્ણુના કૃષ્ણ તરીકેના અવતાર તરફ ખાસ પક્ષપાત ધરાવે છે એ પુરાણમા તેમજ **પદ્મપુરાણ**મા કૃષ્ણની પ્રિયા રાધાનો ભાગ ઘણો આગળ પડતો જોવામાં આવે છે **હરિવંશ**, **વિષ્ણુપુરાણ**, અને **ભાગવતપુરાણ**મા પણ રાધાનુ નામ બીલકુલ જોવામા આવતું નથી

**विष्णुपुराण** ઘણે ઠેકાણે **महाभारत**ની સાથે મળતું આવે છે, તેમા પુરાણુના પાચે લક્ષણો સૌથી વધારે સ્પષ્ટ જોવામા આવે છે —

सर्गश्च प्रतिसर्गश्च वंशो मन्वन्तराणि च ।
वशानुचरित चैव पुराण पञ्चलक्षणम् ॥

સૃષ્ટિની પ્રથમ ઉત્પત્તિ, સૃષ્ટિની પાછલા સમયની ઉત્પત્તિ, દેવતાઓ અને ઋષિઓના વશ, જુદા જુદા મનુઓનો સમય, અને પ્રાચીન રાજાઓના વશનો ઇતિહાસ એ પાચે વિષયો એ પુરાણુમા આપવામા આવ્યા છે

**भागवतपुराण**મા ભાગવત અથવા વિષ્ણુનુ માહાત્મ્ય વર્ણવવામા આવ્યુ છે. એની અદર ૧૮૦૦૦ શ્લોક આપવામા આવ્યા છે. એ **विष्णुपुराण** કરતા મોડુ લખાયલુ છે, પણ એ અગિયારમા સૈકા કરતા વધારે મોડુ નહીં લખાયુ હોય એવુ અનુમાન થાય છે. હિન્દુસ્તાનમા બીજા કોઈ પણ પુરાણુના કરતાં લોકોના મન ઉપર એની અસર વધારે બળવાન્ થઈ છે એનો દશમસ્કધ, જેની અદર કૃષ્ણુનુ જીવનચરિત્ર સવિસ્તર આપ આપવામા આવ્યુ છે, તે સૌથી વધારે લોકપ્રિય થઈ પડયો છે, અને હિન્દુસ્તાનની હાલની દરેક ભાષામા એ દશમસ્કધનો તરજુમો કરવામા આવ્યો હોય એમ જણાય છે

**ब्रह्मपुराण, नारदीयपुराण, वामनपुराण** અને **वराहपुराण** (જેમાના છેલ્લા બેના નામ વામન અને વરાહ એ વિષ્ણુના અવતાર ઉપરથી પડયા છે) તે વૈષ્ણુવ સંપ્રદાયના બીજા મોડા લખાયલા પુરાણો છે

**स्कन्दपुराण, शिवपुराण, लिंगपुराण,** અને **भविष्यपुराण** અથવા **भविष्यत्पुराण** એ શૈવ સપ્રદાય તરફ પક્ષપાત ધરાવનારા ગ્રન્થો છે આમાના છેલ્લા બે પુરાણોમા વર્ણન બહુ થોડુ છે એ પુરાણોનુ સ્વરૂપ કર્મકાડને લગતા ગ્રન્થોના જેવુ વિશેષ છે **आपस्तम्ब धर्मसूत्र**મા પણ એક **भविष्यत्पुराण** વિષે કથન કરવામા આવ્યુ છે

આ અઢાર પુરાણો સિવાય એજ જાતના અઢાર ઉપપુરાણો છે, તેની અદર કર્મકાડને પ્રધાન પદ આપવામા આવ્યુ છે, અને વર્ણનોને તદ્દન ગૌણ સ્થાન આપવામા આવ્યુ છે

## રામાયણ.

જે વખતે **મહાભારત**ના ગ્રન્થમા હજી ફેરફાર થયા કરતા હતા તે વખતે **રામાયણ**ના મૂળ ભાગને ચોક્કસ સ્વરૂપ મળી ચૂક્યુ હતું એમ માનવાને જોકે (હવે પછી આપણે જોઇશુ તે પ્રમાણે) આપણી પાસે મજબૂત કારણો છે, તોપણ સંસ્કૃત સાહિત્યમા વીરચરિત કાવ્યોનો પાછલા સમયમા જે વિકાસ થયો તે **રામાયણ**નીસાથે વધારે સમ્બન્ધ ધરાવે છે, તેને લીધે એ ગ્રન્થનુ વર્ણન આપવાનુ કામ અત્યાર સુધી આપણે મુલ્તવી રાખ્યુ હતું

**રામાયણ**નો જે ગ્રન્થ હાલ આપણા જોવામા આવે છે તેમા આશરે ૨૪૦૦૦ શ્લોક છે, અને તેના સાત કાણ્ડ છે ત્રણ જુદી જુદી આવૃત્તિઓમા એ ગ્રન્થ સચવાઈ રહ્યો છે એક પશ્ચિમ હિન્દુસ્તાનની (**अ**), એક બગાળાની, (**ब**), અને એક મુંબાઈની (**क**) એમાની દરેક આવૃત્તિમા એક તૃતીયાશ જેટલા શ્લોકો બીજી બે આવૃત્તિઓમા ન હોય એવા દીઠામા આવે છે મુબાઇની આવૃત્તિમા ઘણેખરે ઠેકાણે સૌથી વધારે જૂનો પાઠ સચવાઈ રહેલો જોવામા આવે છે, કારણ કે બીજી બે આવૃત્તિઓ ક્રમશ ગૌડ અને વૈદર્ભની રીતિઓ જ્યા આગળ પ્રચલિત હતી ત્યાની છે એટલે એ આવૃત્તિઓમા ભાષા સમ્બન્ધી નિયમભગ જ્યા જ્યા થયના ત્યા ત્યા તે સુધારી લેવામા આવ્યા છે. એ સ્થળોમા **રામાયણ**ને એક **કાવ્ય** તરીકેજ ગણવામા આવ્યુ છે **મહાભારત**ને એ પ્રમાણે ન્હોતું ગણવામા આવ્યુ, તેનુ કારણ એ કે થોડા સમયમાજ એ કાવ્યને ઉપદેશાત્મક ગ્રન્થની પદવી પ્રાપ્ત થઈ હતી એવી રીતે **રામાયણ**ની આ બે પાછલી આવૃત્તિઓમા કેટલાક સુધારા કરવામા આવ્યા છે, તોપણ મુબાઇના પાઠની શોધિત આવૃત્તિ ઉપરાત આ આવૃત્તિઓમા કઈ પણ વિશેષતા નથી એમ માનવુ એ ભૂલભરેલુ છે ત્રણે આવૃત્તિઓમા જે ફેરફાર જોવામા આવે છે તે એવી રીતના છે કે જે વખતે દેશના જુદા જુદા ભાગમા એ કથા ઉતારવામા આવી અને એવી રીતે એને ચોક્કસ સ્વરૂપ પ્રાપ્ત થયુ તે વખતે કથા કરનારાઓના મુખપરપરાપ્રાપ્ત પાઠોમા જે ફેરફાર હતા તે એ આવૃત્તિઓમા જળવાઈ રહ્યા હોય એવુ અનુમાન થાય છે આવી રીતનુ ચોક્કસ સ્વરૂપ પ્રાપ્ત થયા પછી બીજા કોઈ પણ ગ્રન્થની જેવી સ્થિતિ થાય તેવી સ્થિતિ

એ ત્રણે આવૃત્તિઓની થઈ એ ત્રણે આવૃત્તિઓ ઘણા પ્રાચીન સમયની હોય એમ જણાય છે, કારણ કે ઇસ્વીસનના આઠમા તથા નવમા સૈકામા લખાયલા ગ્રન્થોમા **रामायण**માથી ઉતારાઓ આપવામા આવ્યા છે તે પરથી માલમ પડે છે કે હાલની **क** આવૃત્તિને મળતી આવે એવી આવૃત્તિ તે વખતે પણ હતી, અને હાલની **अ** આવૃત્તિને મળતી આવે એવી એક બીજી આવૃત્તિ પણ તે વખતે હશે વળી, **रामायण-कथासारमञ्जरी** એ નામના ક્ષેમેન્દ્રના કવિત્વમય સારગ્રન્થમા મૂળ કથાને અનુસરીને ક્રમશ તેનો સાર આપવામા આવ્યો છે તે ઉપરથી સાબીત થાય છે કે અગિયારમા સૈકાના મધ્યભાગમા એ **मञ्जरी**ના રચનારે **अ** આવૃત્તિનો ઉપયોગ કર્યો હતો, અને કદાચ **व** આવૃત્તિ પણ એણે પોતાના ઉપયોગમા લીધી હશે એજ સૈકામા **ભોજ** કવિએ **रामायणचपू** એ નામનો બીજો સારગ્રન્થ રચ્યો તેણે ઘણુ કરીને **क** આવૃત્તિનો ઉપયોગ કીધો હોય એવુ અનુમાન થાય છે

પ્રોફેસર **જેકોબી**એ સભાળપૂર્વક જે શોધખોળો કરી છે તેને પરિણામે એવુ માલમ પડયુ છે કે **रामायण**નો ગ્રન્થ અગાઉ પાચ કાણ્ડ-(૨–૬)નોજ બનેલો હતો સાતમો કાણ્ડ તો પાછળથીજ ઉમેરવામા આવેલો એમા કઈ પણ સશય નથી, કારણ કે એક વખતે છઠ્ઠા કાણ્ડનો છેવટનો ભાગ એજ આખા કાવ્યનો છેડો હતો એમ ખુલ્લુ જણાઈ આવે છે વળી, પ્હેલા કાણ્ડના કેટલાક ફકરાઓ અને પાછલા કાણ્ડના કેટલાક ફકરાઓ એ બે પરસ્પરવિરોધી જણાય છે તે ઉપરાત એમા બે અનુક્રમણિકાઓ (પ્હેલા અને ત્રીજા અધ્યાયમા) આપવામા આવી છે તે બેઉ જુદે જુદે વખતે રચાયલી એવુ સ્પષ્ટ જણાઈ આવે છે, કારણ કે એમાની એક અનુક્રમણિકામા પ્હેલા અને છેલ્લા કાણ્ડ વિષે કઈ પણ કહેવામા આવ્યુ નથી, અને તે ઉપરથી એ કાણ્ડ ઉમેરાયલા ત્યાર પ્હેલા એ અનુક્રમણિકા રચાયલી હોવી જોઈએ એવુ માલમ પડે છે. જે ભાગ મૂળ કાવ્યની શરૂઆતનો હતો એવુ ઉઘાડુ જણાઈ આવે છે તેને દ્વિતીય કાણ્ડના અનુસધાનથી છૂટો પાડી નાખવામા આવ્યો છે, અને હવે પ્રથમ કાણ્ડના પાચમા અધ્યાયની શરૂઆતમા એને મૂકવામા આવ્યો છે વળી મૂળ કાણ્ડોની અદર કેટલાક અધ્યાય ઘુસાડી દેવામા પણ આવ્યા છે પ્રોફેસર **જેકોબી**એ દર્શાવ્યુ છે તે પ્રમાણે કાવ્યની અસલ રચનામા કરવામા આવેલા આ સઘળા ઉમેરાઓ અસલ

રચનાની સાથે એવી શિથિલ રીતે જોડવામા આવ્યા છે કે જોડાણ આપણે ઘણી સ્હેલાઇથી પારખી શકીએ છિયે તોપણ વિશેષ પ્રાચીન વિભાગ અને તેની અદર પાછળથી કરવામા આવેલો ઉમેરો એ બેઉની વિચારશૈલી એકસરખી છે એટલે પ્રથમ ક્ષત્રિય વર્ણને માટે રચાયલી કવિતાને ફેરવીને તેને જુદુજ સ્વરૂપ આપી દેવાના હેતુથી એ ઉમેરાઓ કરવામા આવ્યા છે એવુ માનવાને કોઈ પણ રીતનું કારણ નથી માત્ર લોકવૃત્તિને અનુકૂળ થવાના હેતુથીજ ગવૈયાનો ધધો કરનારાઓ તરફથી એ ઉમેરાઓ કરવામા આવ્યા હોય એ અનુમાન વધારે વાસ્તવિક લાગે છે **રામાયણ**ની અદરજ એવુ કહેવામા આવ્યુ છે કે પ્રથમ રામના બે પુત્ર **કુશ** અને **લવ** તરફથી મુખપરપરાએ પ્રાપ્ત થયલી એ કવિતા ગવૈયાનો ધધો કરનારાઓ તરફથી વીણા સાથે અથવા વીણા વગર ગાવામા આવતી **કુશ** અને **લવ** એ બે નામો **કુશીલવ** એટલે "ગવૈયો" અથવા "નાટક ભજવનાર" એ સંસ્કૃત શબ્દને વ્યુત્પત્તિ શાસ્ત્ર પ્રમાણે સમજાવવાને માટેજ જોડી કાઢવામા આવ્યા છે **રામાયણ**ની જે ત્રણ આવૃત્તિઓ આપણા સમય સુધી ઉતરી આવેલી છે તે ઉત્પન્ન થઈ ત્યાર પહેલાથીજ નવા ઉમેરાઓને મૂળ ગ્રન્થની અદર દાખલ કરી દેવામા આવ્યા હતા, પણ મૂળ કાવ્ય રચાયુ અને પાછળથી તેની અંદર ઉમેરાઓ થયા એ બેની વચ્ચે ઘણો સમય ખાલી ગયલો હોવો જોઇએ, કારણ કે મૂળ કાવ્યમા અમુક ટોળીના નાયક તરીકે જે દીઠામા આવતો હતો તે પાછળના ઉમેરાઓમા આખી પ્રજાના નાયક તરીકે, જનમડળના નીતિવિષયક ઉંચામા ઉંચા આદર્શ તરીકે બદલાઈ ગયનો જોવામા આવે છે, અને મૂળના પાચ કાણ્ડમા (થોડાક ઘુસાડી દેવામા આવેલા ફકરાઓ બાદ કરીએ તો) **મહાભારત**ના કૃષ્ણની પેઠે માનવ વીર તરીકે જે જોવામા આવતો હતો તેને પહેલા અને છેલ્લા કાણ્ડમા દેવતાનુ પદ પ્રાપ્ત થયુ છે અને તેને વિષ્ણુના અવતાર તરીકે ગણવામા આવ્યો છે એ ઉમેરાઓમા એનો દેવતા તરીકેનો પ્રભાવ એ ઉમેરાઓ કરનારાઓના ચિત્તમાથી કદી પણ ખસ્યો નથી વળી એ ભાગમા **રામાયણ**નો રચનાર **વાલ્મીકિ** તે રામના સમકાલીન પુરુષ તરીકે જોવામા આવે છે અને દ્રષ્ટા તરીકેનુ માન અત્યારથીજ એને અપાવા મડાયુ છે આવી રીતના ફેરફારો થયા ત્યાર પહેલા વચમા લાબો વખત ગયો હોવો જોઇએ એ અનુમાન ઘણુ સ્વાભાવિકજ છે

એ **રામાયણ** અયોધ્યાના ઇક્ષ્વાકુ વશનો જ્યા આગળ અમલ

ચાલતો હતો તે કોસલ દેશમા રચાયલુ એમ માનવાને મજબૂત કારણ છે, કારણ કે સાતમા કાણ્ડના ૪૫મા અધ્યાયમા એવુ જણાવવામા આવ્યુ છે કે વાલ્મીકિ ઋષિનો આશ્રમ ગગા નદીના દક્ષિણ કિનારા ઉપર આવ્યો હતો વળી એ કવિને અયોધ્યાના રાજકુટુમ્બ સાથે પણ સમ્બન્ધ હોવો જોઇએ, કારણ કે સીતાને કાઢી મૂકવામા આવી ત્યાર પછી તેણે એ કવિના આશ્રમમા આશ્રય લીધો હતો ત્યા આગળ તેના બે જોડકા બાળકોનો જન્મ થયો હતો, ત્યા આગળજ તે બાળકો ઉછે રાઇને મ્હોટા થયા હતા, અને પાછળથી એની તરફથી રામાયણનુ જ્ઞાન પણ એ બાળકોને ત્યા આગળજ આપવામા આવ્યુ હતુ એ ઉપરાત, પહેલા કાણ્ડના પાચમા અધ્યાયમા કહેવામા આવ્યુ છે કે **રામાયણ**નો ગ્રન્થ ઇક્ષ્વાકુ વશમા ઉત્પન્ન થયો હતો ત્યારે, **અયોધ્યા**મા **સૂત** લોકોની અન્દર ઇક્ષ્વાકુ વશના વીર નર રામચન્દ્રના સમ્બન્ધમા કેટલીક વાર્તાઓ ચાલતી હશે એ વાર્તાઓ ઉપરથી **વાલ્મીકિ**એ પોતાનો એકજ સજાતીય ગ્રન્થ રચ્યો અને કાવ્યશાસ્ત્રના નિયમાનુસાર રચાયલુ મહત્ત્વનુ પ્રાચીનમા પ્રાચીન કાવ્ય એજ હોવાથી એની પછીના માણસો તરફથી યોગ્ય રીતે "**આદિકાવ્ય**" એવુ નામ એને આપવામા આવ્યુ

---

* **રામાયણ** અને **મહાભારત** એ બેમા પહેલુ કયુ કાવ્ય લખાયુ તે વિષે વિદ્વાનોમા મતભેદ છે **રામાયણ**ની પદ્યરચના ઉપરથી તેમજ **રામ** અને **સીતા**ના વૃત્તાન્તમા બલરામ (હલભૃત્) અને હળ (**હિન્દુસ્તાન**ની ખેતી) વિષેનુ રૂપક છે તે ઉપરથી એ કાવ્ય **મહાભારત**થી મોડુ રચાયલુ હોવુ જોઇએ એવુ પ્રો **વેબર**નુ માનવુ છે દક્ષિણ **હિન્દુસ્તાન**ના મૂળ વતનીઓમાથી જેઓ આર્યોના સુધારા તરફ પક્ષપાતની નજરથી જોતા હતા તેઓને એ રૂપકમા વાનર તરીકે વર્ણવવામા આવ્યા છે **આર્ય** લોકો દક્ષિણ **હિન્દુસ્તાન** તરફ જઇને વસવા લાગ્યા તે કઇ છેક પ્રાચીન સમયમા હોય નહી, તેથી **રામાયણ** વધારે મોડુ રચાયલુ હોવુ જોઇએ એવી **વેબર**ની દલીલ છે **ડૉ ભાડારકર** કહે છે કે "રામનો અવતાર કૃષ્ણના પહેલા થયલો ગણાય છે તેથી અને **વાલ્મીકિ**ને 'આદિકવિ' કહેવામા આવે છે, તેથી ઘણા લોકો **રામાયણ**નેજ પહેલુ રચાયલુ માને છે, તોપણ **પાણિનિ** કે **પતજલિ**ના ગ્રન્થોમા એકલા **મહાભારત**ના પાત્રોનાજ નામો જોવામા આવે છે અને **અમરસિહ** જેવા અર્વાચીન લેખકના કોશમા પણ વિષ્ણુના અનેક નામોમા કૃષ્ણાવતારનાજ ઘણા નામો આપવામા આવ્યા છે પણ દશરથના પુત્ર રામનુ નામ નથી આપવામા આવ્યુ એ નવાઇ જેવુ છે" રામાયણ પહેલુ લખાયાની તરફેણમા કેટલીક મજબૂત દલીલો મિ મેકડોનલે આ સ્થળે આપી છે

પછી એ કાવ્યને ગવૈયાનો ધંધો કરનારાઓએ—કુશીલવોએ—મોઢે કરવા માડયુ અને દેશમાં જુદે જુદે ઠેકાણે તેઓ ભટકતા તે વખતે જાહેર મેળાવડાઓમા તેઓએ એ કાવ્યની કથા કરવા માડી.

**મહાભારત**ની મુખ્ય વાર્તાને હજી ચોક્કસ સ્વરૂપ મળ્યુ ન્હોતું તે વખતથીજ **રામાયણ**નો અસલ ભાગ તૈયાર થઈ ચૂક્યો હતો એમ જણાય છે, કારણ કે **મહાભારત**ના વીર નરો વિષે **રામાયણ**મા કોઇ પણ ઠેકાણે કથન કરવામા આવ્યુ નથી ત્યારે રામની વાર્તા વિષે **મહાભારત**ના વધારે મ્હોટા કાવ્યમા ઘણે ઠેકાણે કથન કરવામા આવ્યુ છે વળી **મહાભારત**ના સાતમા પર્વનો એક કકરો, જે પાછળથી ઉમેરવામા આવેલો ગણી શકાય એમ નથી તેમા—

"अपि चाय पुरा गीत श्लोको वाल्मीकिना भुवि"

આ શ્લોક વાલ્મીકિનો રચેલો છે એવુ મુચવીને બે લીટીઓ ઉતારવામા આવી છે અને એજ લીટીઓ **રામાયણ**ના છઠ્ઠા કાણ્ડમા કંઈ પણ ફેરફાર વગર જોવામા આવે છે આ ઉપરથી માલમ પડે છે કે **મહાભારત**ને સુવ્યવસ્થિત સ્વરૂપ પ્રાપ્ત થયુ ત્યાર પહેલાથી વાલ્મીકિનુ કાવ્ય એક પ્રાચીન ગ્રન્થ તરીકે જનમડળમા જાણીતુ થયુ હોવુ જોઈએ વળી **મહાભારત**ના ત્રીજા પર્વ( અધ્યાય ૨૭૭—૨૯૧ )મા એક "**રામોપાખ્યાન**" છે, અને તે **રામાયણ** ઉપરથીજ રચાયુ હોય એમ જણાય છે, કારણ કે એમાના કેટલાક શ્લોકો વાલ્મીકિના શ્લોકો સાથે થોડાઘણા પણ મળતા આવે છે, અને મુંબાઇની આવૃત્તિમા સચવાઈ રહેલા **રામાયણ** ગ્રન્થનુ જ્ઞાન પોતાના વાચક વર્ગને છે એવુ એ ઉપાખ્યાનનો રચનાર સમજતો હોય એમ એની લેખનપદ્ધતિ ઉપરથી જણાય છે

**રામાયણ** ક્યારે લખાયુ તેનો નિર્ણય કરવાની બાબતમા બીજો એક અગત્યનો સવાલ બૌદ્ધ ધર્મના સાહિત્યની સાથેના એના સમ્બન્ધ વિષેનો છે હવે, રામની વાર્તા કંઇક જુદા સ્વરૂપમા **દશરથજાતક** એ નામની બુદ્ધના આગલા જન્મ વિષેની એક પાલી ભાષાની વાર્તામા જોવામા આવે છે. એ જાતકમા રામના પરાક્રમોનો પ્રથમ વિભાગ, એના અરણ્યના પરાક્રમોને લગતો વિભાગજ આપવામા આવ્યો છે, તેથી એ પ્રથમ વિભાગ દ્વિતીય વિભાગના કરતા વધારે પ્રાચીન છે એવુ પ્રથમ દર્શને

જણાય તો તે ઘણુ સ્વાભાવિક છે પણ વાર્તાનો દ્વિતીય એટલે લંકા-યુદ્ધનો વિભાગ પણ **दशरथजातक**ના રચનારને જાણીતો હતો એવુ માનવાને પણ આધાર મળી આવે છે, કારણ કે વાલ્મીકિના કાવ્યમા છેવટે રામ અને સીતાનો મેળાપ થાય છે, ત્યારે **दशरथजातक**મા બીજી કહાણીઓની પેઠે દંપતીના લગ્નથી વાર્તાનો છેડો આવે છે, અને તેનીજ સાથે વાર્તાના મૂળ ગ્રન્થમા–જેના ઉપરથી **दशरथजातक** રચાયુ તેમા–એ એના પ્રથમથીજ લગ્ન થયલા એવુ સૂચવનારા કથનો હતા એમ પણ **दशरथजातक**મા જે લખ્યુ છે તે પરથી માલમ પડે છે એ ઉપરાંત આ **जातक**ની અંદરના ગદ્યવિભાગમા **रामायण**ના પ્રાચીન વિભાગનો એક શ્લોક ( ૬, ૧૩૮ ) પાલી ભાષામા ઉતારાયલો જોવામા આવે છે

**रामायण**ની અંદરના **अनुष्टुभ्** છન્દમા રચાયલા શ્લોકો પાછલા સમયના સંસ્કૃત સાહિત્યમા જેવા શ્લોકો હોય છે તેવાજ છે, પણ બૌદ્ધ ધર્મના પવિત્ર ગ્રન્થોમા **अनुष्टुभ्** છન્દ વાપરતી વખતે ઘણી વધારે છૂટ લેવામા આવી છે તે ઉપરથી, ખરેખર, એ બૌદ્ધ ધર્મના ગ્રન્થો વધારે પ્રાચીન છે એવુ અનુમાન કદાચ કરવામા આવે પણ ખરૂ જોતા એ પાલી ભાષાના ગ્રન્થોમા એકંદરે સંસ્કૃત સાહિત્યના **अनुष्टुभ्** છન્દના નિયમોનેજ વળગી રહેવામા આવ્યુ છે, અને છન્દ વિષેના જે નિયમભંગ થયલા એ ગ્રન્થોમા દીઠામા આવે છે તેનુ ખરૂ કારણ તો એ જણાય છે કે સાહિત્યના કામમા પાલી ભાષાનો ઉપયોગ તે વખતે નવોજ થવા માંડયો હતો અને પાલી ભાષાના ગ્રન્થો તેના અસલ સ્વરૂપમા જોઇએ તેવા સાચવી રાખવામા આવ્યા ન્હોતા એથી ઉલટુ, બૌદ્ધ ધર્મના સાહિત્ય-મા **आर्या** છન્દ, જે પાછલા સમયની સંસ્કૃત કવિતામા ઘણો લોકપ્રિય

* "**दशरथजातक**" રામાયણના મૂળ ગ્રન્થ ઉપરથીજ લખાયુ હતુ એ વિચારના વિશેષ સમર્થનને માટે જુઓ। મિ વૈદ્યનુ "રામાયણ", પૃ ૬૯ ૭૪ પિતાના મૃત્યુને માટે વિલાપ કરતા પુરુષના સાન્ત્વનને અર્થ "**दशरथ**"ના મૃત્યુનો વૃત્તાન્ત "**दशरथजातक**"મા આપવામા આવ્યો છે, એટલે મૂળ ગ્રન્થમાની સીતાહરણ અને લંકાયુદ્ધની હકીગત એ ગ્રન્થમા ન આપવામા આવી હોય એ ઘણુ સ્વાભાવિક છે રામાયણના દ્વિતીય વિભાગનો વૃત્તાન્ત "**दशरथजातक**"મા આપ્યો નથી, તે પરથી એ દ્વિતીય વિભાગ મૂળ ગ્રન્થમા હતોજ નહી, પણ હોમરના કાવ્ય ઉપરથી એ વિભાગ પાછળથી "**रामायण**'મા દાખલ કરવામા આવ્યો હતો એમ સિદ્ધ થતુ નથી

થઈ પડયો હતો, પણ જે હજી રામાયણ–મહાભારતમા ટીકામા આવતો નથી તે પ્રાચીન સમયથીજ વપરાવા માડયો હતો

બુદ્ધને વિષે જેમા કથન કરવામા આવ્યુ હોય એવો ફકરો **રામાયણ**મા એકજ છે, અને તે પણ પાછળથી ઘુસાડી દેવામા આવેલો હોય એવુ સ્પષ્ટ જણાઈ આવે છે આ ઉપરથી **બૌદ્ધ** ધર્મની સાથે **રામાયણ**નો કેવી રીતનો સમ્બન્ધ છે તે વિષેના પ્રમાણોની એકદરે તુલના કરતા, મૂળ **રામાયણ બૌદ્ધ** ધર્મના પહેલા રચાયલુ હોવુ જોઈએ એ અનુમાન વધારે વાસ્તવિક લાગે છે

**રામાણય**ના રચનારને યવન લોકો વિષે કઈ જ્ઞાન હતુ કે નહીં એ પ્રશ્ન પણ, નિ:સશય, **રામાયણ** રચાયાની તારીખના નિર્ણય માટે ઘણો અગત્યનો છે **રામાયણ**નું કાવ્ય તપાસતા આપણને માલમ પડે છે કે એની અદર યવન લોકો વિષે બેજ સ્થળે કથન કરવામા આવ્યું છે, એક પ્રથમ કાણ્ડમા અને બીજુ ચતુર્થ કાણ્ડનો એક અધ્યાય, કે જે પાછળથી ઘુસાડી દેવામા આવેલો છે એવુ પ્રોફેસર જૅકોબીએ સિદ્ધ કરી આપ્યુ છે, તેમા આ ઉપરથી એકજ અનુમાન નીકળી શકે છે,અને તે એ છે કે મૂળ કાવ્યમા જે ઉમેરાઓ કરવામા આવેલા તે ઈ સ. પૂર્વે ૩૦૦ વર્ષ પછી થોડા વખત બાદ કરવામા આવેલા હોવા જોઇએ. **રામાયણ**ની વાર્તામા યવન લોકોની વાર્તાઓના પરિચયની અસર થયલી છે એવી પ્રોફેસર વેબરની જે ધારણા છે* તેને માટે જોઈએ તેવો

---

* એ ધારણા ખોટી છે એવુ દર્શાવવા માટે કાશિનાથ ત્રિબક ટેલગ તરફથી "Was the Ramayana copied from Homer ?" એ નામનો એક વિદ્વત્તાભરેલો લેખ લખવામા આવ્યો હતો હાલ એક અગ્રેજી પુસ્તક પ્રસિદ્ધ થયુ છે–" Rama and Homer "–તેમા પ્રો વેબરનાથી તદ્દન ઉલટોજ મત દર્શાવવામા આવ્યો છે, અને હોમરે રામાયણ ઉપરથી પોતાનું કાવ્ય રચ્યુ હતુ એવુ જણાવવામા આવ્યુ છે પાણિનિ અને કાત્યાયનના વખતમા રામાયણની કથા સુપ્રસિદ્ધ હતી અને પાણિનિએ " कौशल्या " –"कैकेयी" એ શબ્દો વિષે બે સૂત્રોમા ખુલાસા પણ આપ્યા છે રામાયણનો મૂળ ગ્રન્થ બુદ્ધના પહેલાનો હોવો જોઇએ એ મતની તરફેણમા અનેક આન્તર પ્રમાણો આપી શકાય તેમ છે ( જુઓ વૈદ્યનુ "રામાયણ" ) એટલે હોમરનુ કાવ્ય એ ગ્રન્થની પછીજ લખાયલુ એમા સશય નથી બૌદ્ધ ધર્મનુ " दशरथजातक " પણ એ મૂળ ગ્રન્થ ઉપરથીજ લખાયુ હોવુ જોઇએ

આધાર જણાતો નથી, કારણ કે, સીતાનું હરણ અને લંકાનું યુદ્ધ એ બનાવ અને હેલનનું હરણ અને ટ્રૉયનું યુદ્ધ એ બનાવની વચ્ચે કંઈ ખરેખરૂ સરખાપણું નથી વળી, સીતાને મેળવવાને માટે રામે એક મજબૂત ધનુષ્યને વાંકુ વાળ્યું એ વૃત્તાન્ત યુલિસિઝના પરાક્રમો ઉપરથી લેવાયલો છે એમ માનવાને પણ કંઈ પૂરતું કારણ નથી એવા હેતુને માટે એવાજ પરાક્રમો કરાયાની વાર્તાઓ યવન સિવાય બીજી પ્રજાઓના કાવ્યસાહિત્યમા પણ જોવામા આવે છે, અને એવી વાર્તાઓ સ્વતંત્ર રીતે ઉત્પન્ન થઈ હોય તો તેમા કંઈ પણ નવાઈ જેવુ નથી

*

**રામાયણ**માથી પૂર્વ હિન્દુસ્તાનની તે સમયની રાજકીય સ્થિતિ વિષે આપણને જે માહિતી મળે છે તે એ ગ્રન્થ ક્યારે રચાયો હતો એ પ્રશ્નના સમ્બન્ધમા ઠીક વિશેષ પ્રકાશ પાડે છે પ્રથમ તો એ વાત છે કે પાટલિપુત્ર (પટના) એ નગર વિષે **રામાયણ**મા કોઈ પણ સ્થળે કથન કરવામા આવ્યુ નથી કાલાશોક રાજા, જેના વખતમા વૈશાલી આગળ આશરે ઇસ પૂર્વે ૩૮૦ વર્ષ ઉપર બૌદ્ધ ધર્મની બીજી સભા મળી હતી, તેણે એ નગર સ્થાપ્યુ હતુ, અને મિગૅસ્થનિસના સમય (ઇસ પૂર્વે ૩૦૦) સુધીમા એ નગર હિન્દુસ્તાનની રાજધાનીનું મુખ્ય નગર થઈ પડ્યુ હતું **રામાયણ**ના પ્રથમ કાણ્ડના ૩૫મા અધ્યાયમા, એ નગર જ્યા આગળ હતું તે સ્થળથીજ રામને જતો વર્ણવવામા આવ્યો છે અને (૩૨–૩૩ અધ્યાયમા), **રામાયણ**ની કીર્તિ કોસલ દેશ, કે જ્યા એ ગ્રન્થ ઉત્પન્ન થયો હતો, તેનાથી કેટલે દૂર સુધી ફેલાઈ ગઈ હતી તે દર્શાવવાને માટે પૂર્વ હિન્દુસ્તાનના કૌશામ્બી, કાન્યકુબ્જ, કાંપિલ્ય વગેરે અનેક નગરો સ્થપાયા વિષે કવિએ ખાસ લખ્યુ છે, પણ તેમા પાટલિપુત્ર વિષે બીલકુલ લખ્યુ નથી એ નગર જો તે વખતે અસ્તિત્વમા હોત તો એના વિષે કથન કરવામા ન આવે એવુ કદી પણ બનત નહીં

વળી એ વાત પણ ખાસ ધ્યાનમા લેવા જેવી છે કે કોસલની રાજધાનીને માટે મૂળ **રામાયણ**મા હમેશા "અયોધ્યા" એ શબ્દ વાપરવામા આવ્યો છે ત્યારે બૌદ્ધ લોકો, જૈન લોકો, યવન લોકો, અને પતંજલિ હમેશા એને માટે "સાકેત" એ શબ્દ વાપરે છે હવે **રામાયણ**ના છેલ્લા કાણ્ડમા આપણને એવુ જણાવવામા આવ્યુ

છે કે રામના પુત્ર લવે પોતાના રાજ્યનુ મુખ્ય સ્થાન શ્રાવસ્તીમા રાખ્યુ **રામાયણ**ના પ્રાચીન વિભાગમા શ્રાવસ્તી નગર વિષે બીલકુલ કથન કરવામા આવ્યુ નથી, અને બુદ્ધના વખતમા કોસલ દેશનો રાજા પ્રસેનજિત્ શ્રાવસ્તીમા રાજ્ય કરતો હતો એમ જણાય છે આ સર્વ ઉપરથી આપણે એવા સિદ્ધાન્ત ઉપર આવીએ છિયે કે જે સમયે અયોધ્યાનુ પ્રાચીન નગર છોડી દેવામા આવ્યુ ન્હોતું પણ હજી તે કોસલ દેશનુ મુખ્ય નગર ગણાતું હતું, જે સમયે "સાકેત" એવુ નવુ નામ એ નગરને બીલકુલ મળ્યુ ન્હોતું, અને જે સમયે રાજ્યનુ મુખ્ય મથક એ નગરથી ખસેડીને શ્રાવસ્તી આગળ લઈ જવામા આવ્યુ ન્હોતુ તે સમયે **રામાયણ**નો અસલ ભાગ રચાયો હોવો જોઈએ

વળી, પ્રથમ કાણ્ડના પ્રાચીન વિભાગમા મિથિલા અને વિશાલા એ બે નગરને જુદા જુદા રાજાના તાબામા રહેનારા જોડિયા નગર તરીકે વર્ણવવામા આવ્યા છે પણ આપણે જાણીએ છિયે કે બુદ્ધના સમય સુધીમા તો એ બે નગરો એકઠા મળી જઈને તેનુ વૈશાલી એ નામનુ પ્રખ્યાત નગર થયુ હતુ અને ત્યા આગળ તે વખતે રાજ્યની સત્તા એક અમુક રાજાના હાથમા નહીં, પણ થોડાક આગળ પડતા માણસોના હાથમા હતી

**રામાયણ**ની અદર જે રાજકીય સ્થિતિનો ચિતાર આપવામા આવ્યો છે તે ઉપરથી અમુક સાકડા પ્રદેશ ઉપરજ રાજ્ય ચલાવનારા કુલપતિઓના જેવો અમલ તે વખતે ચાલતો હતો એવુ માલમ પડે છે, અને એથી વધારે મહત્ત્વના રાજ્યોનુ અસ્તિત્વ એ સમયે બીલકુલ જોવામા આવતુ નથી. એથી ઉલટુ, જરાસંધ નામના સમર્થ રાજાના તાબામા પૂર્વ હિન્દુસ્તાનના જે મુલકો હતા અને જેમા મગધ સિવાય બીજા અનેક દેશોનો સમાવેશ થતો હતો તેના વિષે **મહાભારત**ના કવિઓએ જે કથન કર્યાં છે તેમા ઇ સ. પૂર્વેના ચોથા સૈકાની રાજકીય સ્થિતિનું પ્રતિબિમ્બ પડેલુ જોવામા આવે છે ઉપરની સઘળી દલીલોનો સામટો વિચાર કરતા, **રામાયણ**નો મુખ્ય વિભાગ ઇ સ પૂ ૪૦૦ વર્ષ કરતા વધારે મોડો રચાયો નહીં હોય, અને પાછળથી કરવામા આવેલા વિશેષ નવીન ઉમેરાઓ ઘણુખરૂ ઇ સ પૂર્વે બીજા શતક પહેલા નહીં થયા હોય પણ ત્યાર પછી થયા હશે, એવા નિર્ણય ઉપર આવ્યા વગર આપણને ચાલતુ નથી.

આ નિર્ણયને **રામાયણ**ની ભાષા ઉપરથી કંઈ ટેકો મળતો હોય એવું પ્રથમ દર્શને આપણને જણાતું નથી, કારણ કે મુંબાઈની આવૃત્તિની આર્ષ ભાષા, જે ખરું જોતાં **મહાભારત**ની ભાષા સાથે એકતા ધરાવે છે, તે પાણિનિના કરતાં વધારે મોડા સમયની હોય એવી જણાય છે અને પાણિનિએ એ ભાષા વિષે પોતાના ગ્રન્થમાં કંઈ પણ કહ્યું નથી પણ એ સઘળું છતાં, **રામાયણ**નો ગ્રન્થ પાણિનિના સમય કરતાં વધારે મોડોજ લખાયલો છે એવું કંઈ ચોક્કસ સિદ્ધ થતું નથી કારણ કે પાણિનિ તો "શિષ્ટ જનોની, એટલે બ્રાહ્મણોની વધારે સુધરેલી સંસ્કૃત ભાષા વિષેજ ચર્ચા ચલાવે છે, અને એ ભાષાને ભટકતા ગવૈયાઓની જનમંડળમાં વિશેષ પ્રચાર પામેલી ભાષા કરતાં પ્રાચીનતાનો વિશેષ રંગ લાગ્યો હોય તો તે ઘણું સ્વાભાવિક છે હવે અશોકના મુદ્રાલેખના સમયમાં, અથવા પાણિનિ થઈ ગયાને અડધા સૈકા કરતાં વધારે વખત ભાગ્યે થયો હશે એટલામાં, હિન્દુસ્તાનના જે પ્રદેશમાં **રામાયણ** રચાયું તે પ્રદેશમાં પ્રાકૃત એ લોકભાષા થઈ ચૂકી હતી આ કારણથી **રામાયણ**નું લોકમાં પ્રચાર પામવાને માટેજ રચાયલું કાવ્ય, જે સમયે પાણિનિ થઈ ગયો તે મોડા સમયમાં રચાયું હોય એ બીલકુલ સંભવિત નથી, કારણ કે એ સમયે તો સાધારણ લોકો એ ભાષા સમજતા પણ ભાગ્યેજ હશે **રામાયણ**ની ભાષા પાણિનિના કરતાં વધારે અર્વાચીન હોય તો પાણિનિના વ્યાકરણની અસર એ ગ્રન્થ ઉપર કેમ ન થવા પામી તેનો પણ ખુલાસો આપવો મુશ્કેલ થઈ પડે છે વાલ્મીકિના કાવ્ય જેવી રચના થવાથી વીરચરિત કાવ્યોની ભાષાને લોકમાં વધારે પ્રાચીન સમયથી પ્રચાર મળી ચૂક્યો હોય એ વધારે સંભવિત છે સંસ્કૃત કાવ્યોને સૂક્ષ્મ દૃષ્ટિ રાખીને એકબીજાની સાથે તપાસી જોવામાં આવે તો ઘણુંખરું માલમ પડશે કે ભાષાની બાબતમાં પ્રાચીન વીરચરિત કાવ્યોની સાથે એ કાવ્યોને વધારે ગાઢ સમ્બન્ધ છે અને સાધારણ રીતે ધારવામાં આવે છે તેના કરતાં પાણિનિના ધોરણથી એ કાવ્યો વધારે જુદાં પડે છે

શૈલીની બાબતમાં, અમલના સાદા લોકગીતોના કરતાં **રામાયણ**ની શૈલી ઘણી જુદી જણાઈ આવે છે અમલના લોકગીતોમાં વાર્તાનેજ પ્રધાન પદ આપવામાં આવતું અને તેના બાહ્ય સ્વરૂપને ગૌણ સ્થાન આપવામાં આવતું, પણ અહીં તેમ નથી. વાલ્મીકિના ગ્રન્થમાં અનેક

ઉપમાઓ જોવામા આવે છે, અને ઘણે ઠેકાણે એકની એકજ વસ્તુને માટે અનેક ઉપમાઓ સામટી વાપરવામા આવી હોય છે વળી ઉપમાને મળતો આવતો **રૂપક** ( ઉ. "ચરણકમળ" ) એ અલકાર પણ ઘણી વખત એણે બહુ ચતુરાઈથી વાપર્યો છે, અને એ સિવાય, પાછલા સમયના સસ્કૃત કાવ્યોમા સાધારણ થઈ પડેલા બીજા અલકારો પણ ક્વચિત્ ક્વચિત્ એણે વાપર્યા છે એ ઉપરાત, વર્ણનશૈલીમા પણ પાછલા સમયના સંસ્કૃત કાવ્યોની સાથે **રામાયણ**નો ગ્રન્થ કેટલુક સરખાપણુ ધરાવે છે ખરેખર પાછલા સમયના **કાવ્ય** સાહિત્યનો ઉદ્ભવ કાળ તે **રામાયણ** વડે સૂચવાયુ છે, અને વાલ્મીકિના ગ્રન્થની કથા કરનારાઓદ્વારા જે કળા ઉતરી આવેલી તે એ કાવ્યોદ્વારા આગળ વધેલી હોય એ પૂરેપૂરૂ સભવિત છે મહાકવિઓ જ્યારે વાલ્મીકિને માટે "**આદિકવિ**' એ શબ્દ વાપરે છે ત્યારે પાછલા સમયના કાવ્યસાહિત્યની સાથેનો **રામાયણ**નો સમ્બન્ધ એ શબ્દ વડે સ્પષ્ટ રીતે સૂચવાતો હોય એવુ આપણા જોવામા આવે છે

મૂળના પાચ કાણ્ડમા **રામાયણ**ની જે વાર્તા આપવામા આવી છે તેના ચોખ્ખા બે વિભાગ પડી શકે છે તેમાના પ્રથમ વિભાગમા **અયોધ્યા** આગળ **દશરથ** રાજાની દરબારમા બ નેલા બનાવો અને તેના પરિણામની હકીકત આપવામા આવી છે આ વિભાગમા પોતાના પુત્રને રાજગાદી ઉપર બેસાડવાને માટે એક રાણી તરફથી કરવામા આવેલી ખટપટોનો કેવળ સ્વાભાવિક અહેવાલ આપણી આગળ રજુ કરાયલો આપણે જોઇએ છિયે એ વર્ણનમા કોઈ પણ પ્રકારનુ વૈચિત્ર્ય નથી, તેમજ કોઈ આગવી દતકથાના આધાર ઉપરથી એ વર્ણન આપવામા આવ્યુ હોય એમ પણ નથી વૃદ્ધ રાજાના મરણ પછી રાજધાનીના નગરમા રામનો ભાઈ **ભરત** પાછો આવ્યો એટલેથીજ જો એ કાવ્યનો અંત આવતો હત તો એક ઐતિહાસિક ગાથા તરીકેજ એ કાવ્યને ગણી શકાત કારણ કે **ઇક્ષ્વાકુ**, **દશરથ**, અને રામ એ પ્રખ્યાત અને સમર્થ રાજાઓના નામ **ઋગ્વેદ**મા પણ જોવામા આવે છે, જોકે ત્યા આગળ એ માણસો એકબીજાની સાથે કોઈ પણ રીતનો સમ્બન્ધ ધરાવતા હોય એવુ જોવામા આવતુ નથી.

બીજા વિભાગનુ સ્વરૂપ તદ્દન જુદાજ પ્રકારનું છે દતકથાઓનો આધાર લઇને એ વિભાગ રચાયલો છે, એટલે એમા ચમત્કાર

અને વૈચિત્ર્યનુ પ્રધાનપણુ જોવામા આવે છે એ વાર્તાના રહસ્ય વિષે જૂનામા જૂનો સિદ્ધાન્ત લૅસન સાહેબનો હતો, અને તે એ હતો કે દક્ષિણના પ્રદેશોને જીતવાનો **આર્ય** લોકોનો પ્રથમ પ્રયત્ન આલંકારિક સ્વરૂપમા રજુ કરવાને માટે એ વાર્તા રચાયલી છે પણ **રામાયણ**મા કોઈ પણ ઠેકાણે દક્ષિણમા **આર્ય** લોકોનુ રાજ્ય **રામે** સ્થાપ્યુ એવુ વર્ણન આપવામા આવ્યુ નથી, તેમજ એવુ રાજ્ય સ્થાપવાનો એનો હેતુ હતો એમ માનવાને પણ આખા ગ્રન્થમાથી આપણને બીલકુલ આધાર મળી શકતો નથી વેબરે પાછળથી એનો એજ વિચાર કંઈક જુદા સ્વરૂપમા મૂકીને દર્શાવ્યો હતો એના કહેવા પ્રમાણે, **આર્ય** લોકોનો સુધારો દક્ષિણ સુધી અને લંકા સુધી ફેલાયા તેનો ખુલાસો આપવાને માટે **રામાયણ** લખાયુ હતુ પરંતુ આ તર્કને પણ **રામાયણ**ની અંદ ના કોઈ પણ વચનોનો આધાર મળી શકતો નથી, કારણ કે **રામે** લંકા ઉપર ચઢાઈ કીધી તેને પરિણામે દક્ષિણની સામાજિક સ્થિતિ-મા કંઈ પણ ફેરફાર અથવા સુધારો થયો એવુ રામાયણમા કોઈ પણ ઠેકાણે કહેવામા આવ્યુ નથી દક્ષિણમા બ્રાહ્મણોના આશ્રમો જોવામા આવે છે એ ઉપરાંત દક્ષિણના પ્રદેશ વિષે કવિને કંઈ પણ વધારે માહિતી હોય એમ જણાતુ નથી એ સિવાય તો રાક્ષસો અને એવા કલ્પિત પ્રાણીઓનોજ એ ભૂમિમા નિવાસ હતો એમ વર્ણવવામા આવ્યુ છે, જે ભૂમિનો પોતાને કંઈ પણ પરિચય ન હોય તેના સમ્બન્ધમા એના એવી કલ્પનાઓ કરવામા હિન્દુસ્તાનના વતનીઓની કુશળતા જાણીતીજ છે

**રામાયણ**મા એવુ કોઈ પણ રૂપક( allegory ) છેજ નહીં, પણ હિન્દુસ્તાનની દંતકથાઓને આધારે એ કાવ્ય લખાયુ છે એવો જૅકોબી સાહેબનો અભિપ્રાય છે તે ઘણો વધારે વાસ્તવિક જણાય છે આ વિચાર પ્રમાણે, **રામાયણ**નો બીજો વિભાગ તે **વેદ**ની એક દ્યુલોક-ની દંતકથાને પૃથ્વીલોકના પરાક્રમોના વર્ણન તરીકે ફેરવી નાખ્યાથી થયો છે એમ કહી શકાશે એવી રીતે એક દંતકથા અસલ અમુક સ્વરૂપમા હોય તેને કોઈ જુદાજ સ્વરૂપમા મૂકવામા આવે એવુ ઘણી વાર બને છે **સીતા**નો વૃત્તાન્ત તે પણ **ઋગ્વેદ**ની સાથે જોડી શકાય એમ છે. કારણ કે હળ ખેડવાથી જમીનમા પડેલી ચાસને માટે ચેતનત્વ-

નું આરોપણુ થવાથી દેવી તરીકે એનુ આવાહન કરવામા આવેલુ **ઋગ્વેદ**મા આપણે જોઇયે છિયે. કેટલાક ગૃહ્યસૂત્રોમા પણ ખેડાયલી જમીનની દેવતા તરીકે એ આપણા જોવામા આવે છે અતિ સાન્દર્યવતી સ્રી તરીકે એ સૂત્રોમા એની સ્તુતિ કરવામા આવી છે અને ઇન્દ્ર અથવા પર્જન્યની સ્રી તરીકે એને ગણવામા આવી છે **સીતા**ની ઉત્પત્તિ આવી રીતે થયલી તેનુ સૂચન **રામાયણ**ની અદરજ થયલુ છે. કારણ કે ( ૧,૬૦ ) જનક રાજા એક વખતે ખેતર ખેડતા હતા તેવામા પૃથ્વીમાથી **સીતા**ની ઉત્પત્તિ થઈ એવુ જણાવવામા આવ્યુ છે, અને આખરે પણ પૃથ્વીમાતાના ઉદરમાજ એ અલોપ થઈ જાય છે (૭,૯૭) એનો પતિ, **રામ**, તે બીજો કોઈ નહીં પણ ઇન્દ્રજ છે, અને દૈત્યોના ઉપરી રાવણની સાથેનુ એનુ યુદ્ધ તે **ઋગ્વેદ**ની ઇન્દ્ર–વૃત્રની લડાઈ વિષેની કથાનુજ નવુ સ્વરૂપ છે **રાવણ**ના પુત્રનુ નામ ઇન્દ્રજિત્ ( ઇન્દ્રને જીતનારો ) અથવા ઇન્દ્રશત્રુ ( ઇન્દ્રનો શત્રુ ) છે તે ઉપરથી આ વિચારને વિશેષ ટેકો મળે છે, કારણ કે **ઋગ્વેદ**મા ઇન્દ્રજિત્ અને ઇન્દ્રશત્રુ એ બે નામમાથી ઇન્દ્રશત્રુ એ નામ વૃત્રના સમ્બન્ધમા ઘણીઓ વાર વાપરવામા આવ્યુ છે **રાવણ**નુ ખાસ પરાક્રમ—સીતાનુ હરણ—તેને મળતો આવે એવો વૃત્તાન્ત **ઋગ્વેદ**મા જે ગાયો ઇન્દ્રે પાછી મેળવી તે ચોરાયાનો છે વાદળાઓનો સરદાર અને સીતાને મેળવવા માટેની ચઢાઈમા રામનો મદદગાર હનુમાન્ તે વાયુનો પુત્ર છે અને તેનુ બીજુ નામ મારુતિ છે, અને સીતાને શોધી કાઢવાને માટે હજારો ગાઉ સુધી હવામા ઊડતો એને વર્ણવવામા આવ્યો છે આ ઉપરથી વૃત્રની સાથેના યુદ્ધ વખતે મરુતોએ ઇન્દ્રને જે મદદ કરી હતી તેના અને ઇન્દ્રના દૂત તરીકે સરમા નામના કૂતરાએ રસાતળની પેલી પાર જઇને ગાયોને શોધી કાઢી હતી તેના સંસ્કાર કદાચ આ હનુમાનના વૃત્તાન્તમા જળવાઈ રહ્યા હશે એવુ જણાય છે સીતા કેદી તરીકે રહેતી હતી તે વખતે એને સાન્ત્વન આપનારી રાક્ષસી તરીકે સરમાનુ નામ પણ **રામાયણ**મા પાછુ જોવામા આવે છે હનુમાન્નુ નામ સસ્કૃત છે તેથી એ પાત્ર હિન્દુસ્તાનના મૂળ વતનીઓ ઉપરથી નહીં લેવાયુ હોય એમ જણાય છે હાલના વખતમા હિન્દુસ્તાનના સઘળા ગામડાઓમા હનુમાન્ની પૂજા કરવામા આવે છે તે ઉપરથી એ દેવને કૃષિકર્મ(ખેતી)ની સાથે કંઈક સમ્બન્ધ હશે અને એ વર્ષાઋતુનુ સત્ત્વ હશે એવી પ્રોફેસર

જૅકોબીની કલ્પના કંઈક વાસ્તવિક જણાય છે.*

**રામાયણ**ની મુખ્ય વાર્તા દશરથ એ પ્રતાપી રાજાના અમલ દરમ્યાન અયોધ્યા નગરીની શી સ્થિતિ હતી તેના વર્ણનથી શરૂ થાય છે એની ત્રણ સ્ત્રીઓ, કૌશલ્યા, કૈકેયી, અને સુમિત્રાને ક્રમશ રામ, ભરત, અને લક્ષ્મણ એ પ્રમાણે પુત્રો હતા રામના લગ્ન વિદેહના રાજા જનકની પુત્રી સીતા સાથે થયા હતા દશરથને પોતાની વૃદ્ધાવસ્થા પાસે આવતી હોય એવું જણાયાથી એક દિવસે રામને યુવરાજ તરીકે સ્થાપવાની ઇચ્છા એક મ્હોટી સભા આગળ એણે જાહેર કરી રામના ઉપર લોકોને ઘણો પ્રેમ હતો તેથી આ સમાચાર સાંભળીને સર્વને ઘણો આનન્દ થયો એ દરમ્યાન કૈકેયીના મનમા પોતાના પુત્ર ભરતને રાજગાદી મળે એવી ઇચ્છા થઈ આવી, અને "ત્હારી ઇચ્છામા આવે તે બે વાના તુ મ્હારી પાસે માગશે તો તે હુ ત્હને આપીશ" એવુ વચન રાજાએ એક વખતે એને આપ્યુ હતુ, પણ હજી સુધી એ વચનનો એણે નામ લીધો ન્હોતો તે વાતનુ એણે રાજાને સ્મરણ કરાવ્યુ આખરે દશરથ

---

* રામાયણની અદર જે વૃત્તાન્ત આપવામા આવ્યે છે તે રૂપક તરીકે અથવા કલ્પિત દતકથા તરીકે ન ગણતા અમુક ઐતિહાસિક બનાવને આધારે અપાયલો ગણવો એવો પણ એક મત છે રામે લંકા ઉપર ખરેખર ચઢાઇ કરી હતી એવુ કેટલાક તરફથી ક્હેવામા આવે છે "રાજાવલી નામના એક પુસ્તકમા તો શ્રી રામચદ્રે લંકાનો વિગ્રહ ભગવાન્ બુદ્ધની પૂર્વે ૧૮૪૪ વર્ષ ઉપર કર્યો એમ સ્પષ્ટ લખ્યુ છે અને તે ઉપરથી ઇ સ પૂર્વે ૨૩૭૦ની સાલ । શ્રી રામ લંકા ગયા એમ સિદ્ધ થાય છે" એવુ રા વામન ાવ સોમનારાયણ દલાલ બી એ એમણે ચોથી સાહિત્ય પરિષદ્ આગળ વચાયલા એક નિબન્ધમા જણાવ્યુ હતુ ઇ સ પૂર્વે ૨ ૭૦ જેટલા પ્રાચીન સમયમા આર્ય લોકો ઠેઠ લંકા સુધી પ્હોચી ગયા હતા એ વાત ઐતિહાસિક પ્રમાણોથી સાબીત કરી શકાય એવી છે ખરી ? એક હિન્દુસ્તાનના જ્યોતિષી એ લંકાના યુદ્ધને માટે ઇ સ પૂ ૧,૨૫,૬૭ ૧૦૧ જેટલો પ્રાચીન સમય જણાવ્યો છે, ત્યારે ટૅલબોય વ્હીલરે ઈસ્વીસનના દસમા સૈકામા લંકાનુ યુદ્ધ થયુ હતુ એવુ જણાવ્યુ છે । વિષ્ણુપુરાણને આધારે રામ અને કૃષ્ણની વચ્ચે ૩૫ રાજાઓ થઈ ગયા હતા એવુ મિ આલ્યકર કહે છે, અને મહાભારતના યુદ્ધને માટે ઇ સ પૂ ૩૧૦૧નો સમય આપણે સ્વીકારીએ તો રામ ઇ સ પૂ ૩૯૮૧ મા થઇ ગયા હોવા જોઇએ, અથવા એજ વિષ્ણુપુરાણને આધારે તિલકે ઠેરવેલો ઇ સ પૂર્વે ૧૫૦૦નો સમય કૃષ્ણનો ગણીએ અને રામ તથા કૃષ્ણની વચ્ચે ૭૮૦ વર્ષનુ અન્તર ગણીએ તો રામને આપણે ઇ સ પૂર્વે ૨૨૮૦ મા મૂકીશુ

એની જે કંઈ ઇચ્છા હોય તે તેમ કરવાનું વચન આપે છે એટલે "ભરત-ને રાજગાદી આપો, અને રામને ચૌદ વર્ષ સુધી વનવાસ કરાવો" એવું એ રાજાની પાસેથી માગે છે આ માગણી પાછી ખેંચી લેવાને માટે રાજા એને ઘણું ઘણું વીનવે છે પણ એ એકની બે થતી નથી, અને રાજાની આખી રાત નિદ્રા વગરની જાય છે બીજે દિવસે, રામનો અભિષેક થવાનો હોય છે તે વખતે દશરથ એને પોતાની પાસે બોલાવે છે અને ઉપરના સમાચાર કહે છે રામ શાન્ત ચિત્તથી આ સમાચાર સાભળે છે અને બાપની આજ્ઞા માનવી એ મ્હોટામા મ્હોટું કર્તવ્ય છે એમ સમજીને તે પ્રમાણે કરવાને એ તૈયાર થાય છે સીતા અને લક્ષ્મણ એ બેઉ પણ એના સુખદુઃખમા સરખો ભાગ લેવાનો નિશ્ચય કરે છે અને એ જાય છે તેની સાથે તે બેઉ પણ વનમા એની સાથે જાય છે. પેલો વૃદ્ધ રાજા પુત્રવિયોગથી અત્યન્ત ખિન્ન થઇને કૈકેયીથી દૂર રહે છે અને પોતાના બાકીના દિવસોમા રામની માતા કૌશલ્યાની સાથે રહીને આખરે પોતાના વનવાસ ભોગવતા પુત્રને માટે વિલાપ કરતો કરતો એ મરણ પામે છે. એ દરમ્યાન સીતા અને લક્ષ્મણની સાથે દણ્ડકારણ્યમા રામ સુખ અને શાન્તિમા રહેતા હોય છે વૃદ્ધ રાજાનું મરણ થતા ભરત, જે આ વખતે પોતાને મોસાળ રહેતો હતો, તેને રાજગાદી લેવાનું કહે-વામા આવે છે એક ઉદાર પુરુષને શોભે તેવા ક્રોધની સાથે રાજગાદી લેવાની એ ના પાડે છે અને રામને અયોધ્યામા પાછા લાવવાને માટે એ દણ્ડકારણ્ય તરફ નીકળી પડે છે પોતાના ભાઈની વિનતિથી જોકે રામના મન ઉપર ઘણી અસર થાય છે તોપણ વનવાસની પ્રતિજ્ઞા પોતે પાળવીજ જોઈએ એ વિચારને લીધે અયોધ્યા પાછા આવવાની એ ના કહે છે. એણે પોતાના તરફથી રાજ્ય ભરતને સોપ્યું છે તેના ચિહ્ન તરીકે પોતાની પાદુકા ભરતને સોપે છે પછી ભરત અયોધ્યા તરફ પાછો વળે છે, રામની પાદુકા સિંહાસન ઉપર મૂકે છે તેના ઉપર છત્ર ધરે છે, અને તેની પાસે બેસીને સઘળી રાજ્યવ્યવસ્થા ચલાવે છે અને ન્યાય ચૂકવે છે

દણ્ડકારણ્યમા જે વિકરાળ રાક્ષસો વસતા હતા અને ત્યાના ઋષિમુનિઓને યજ્ઞયાગાદિ ધર્મકૃત્યોમા હેરાન કરતા હતા તેની સાથે યુદ્ધ કરવાનું કામ હવે રામે કરવા માડ્યું અગસ્ત્ય ઋષિના ઉપદેશ પ્રમાણે ઇન્દ્રના આયુધ મેળવીને એણે સફળ યુદ્ધ ચલાવવા માડ્યું, અને એ

યુદ્ધમા હજારો રાક્ષસોને એણે મારી નાખ્યા. એ રાક્ષસોનો સરદાર રાવણ એના ઉપર ચીઢવાય છે અને વેર લેવાનો નિશ્ચય કરે છે પોતાના એક અનુચરને એ સુવર્ણનો મૃગ બનાવે છે અને એ મૃગ સીતાના જોવામા આવે છે સીતાની વિનતિ માન્ય કરીને રામ અને લક્ષ્મણ એ હરણની પાછળ પડ્યા હોય છે તે વખતે એક સાધુનો વેષ લઈને રાવણ સીતાની પાસે આવે છે, તેને જોર જુલમથી લઈ જાય છે, અને તેના મુકામનુ રક્ષણ કરનાર જટાયુ નામના ગૃધ્રરાજને ઘાયલ કરે છે પાછા ફરતા રામને અત્યત ખેદ અને નિરાશા ઉત્પન્ન થાય છે, પણ ગૃધ્રરાજના શબને એ અગ્નિદાહ દેતો હોય છે તેવામા ચિતામાથી એક અવાજ નીકળે છે તે શત્રુને કેવી રીતે હરાવી શકાય અને સીતાને કેવી રીતે પાછી મેળવી શકાય તેનો રસ્તો એને સુઝાડે છે હવે વાનરોના ઉપરીઓ હનુમાન્ અને સુગ્રીવ એ એની સાથે એ ગાઢ મૈત્રીનો સમ્બન્ધ બાધે છે એમાના સુગ્રીવની મદદથી વાલી નામના સમર્થ વાનરને એ હણે છે એ દરમ્યાન દરિયો ઓળગીને હનુમાન્ લંકાનો બેટ, કે જ્યા રાવણનો મુકામ હતો, ત્યા આગળ સીતાની શોધને માટે પ્હોચી જાય છે. અહીં એક વૃક્ષવાટિકામા ખિન્ન હૃદય સાથે ભટકતી સીતા એના જોવામા આવે છે અને "ત્હારો છૂટકારાનો સમય પાસે આવ્યો છે' એવુ એ સીતાને જણાવે છે અનેક રાક્ષસોને હણ્યા પછી એ પાછો રામની પાસે આવે છે અને તેને સઘળી હકીગત કહે છે યુદ્ધ કરવાની યોજના હવે તૈયાર કરવામા આવે છે સમુદ્રના દેવની મદદ વડે કરીને લકા સુધીનો સેતુ બાધવાનો ચમત્કાર વાદરાઓ કરી બતાવે છે પછી રામ સેતુ ઉપર થઇ ને પોતાની સેનાને લઈ જાય છે, રાવણને હણે છે, અને સીતાને પાછી મેળવે છે અગ્નિમાથી પસાર થઈને સીતા પોતાની પવિત્રતા સિદ્ધ કરી આપે છે પછી આનન્દથી એને પોતાની સાથે લઈને રામ અયોધ્યામા પાછો આવે છે ત્યા પોતાના પ્રેમાળ બધુ ભરતની સાથે રહીને એ યશસ્વી રીતે રાજ્ય ચલાવે છે, અને પોતાની પ્રજાને હરેક રીતે સન્તોષ આપે છે

**રામાયણ**ની મુખ્ય વાર્તા સક્ષેપમા આ પ્રમાણે છે એની અંદર પહેલા અને છેલ્લા કાણ્ડનો ઉમેરો થવાથી **વાલ્મીકિ**ના કાવ્યનુ સ્વરૂપ નીચે પ્રમાણે બદલાઈ ગયુ છે અને વિષ્ણુની સ્તુતિ કરવાને માટે એ રચાયુ હોય એવુ જણાય છે રાવણે બ્રહ્માની પાસેથી એવુ વરદાન

માગી લીધું હતું કે "દેવો, ગાધર્વો, અને રાક્ષસો એમાથી કોઈ પણ મ્હને હરાવી શકે નહીં" આ વરદાન મળ્યા પછી એણે પોતાની સત્તાનો એવો દુરુપયોગ કરવા માડયો કે તેથી દેવતાઓમા ભારે ત્રાસ વર્તી રહ્યો. આખરે તેઓને વિચાર આવ્યો કે રાવણે પોતાના અભિમાનમા ખેંચાઇને "મનુષ્યોથી હું હારૂ નહીં" એવુ વરદાન માગ્યુ નથી આથી તેઓએ વિષ્ણુની પાસે જઈને એ અસુરના મહારને માટે માનવીનો અવતાર લેવાની તેને વિનતિ કરી. વિષ્ણુએ આ વિનતિ કબૂલ રાખી અને રામ તરીકેનો અવતાર લઈને પોતાને કરવાનુ કામ એણે કરી બતાવ્યુ સાતમા કાણ્ડને છેડે બ્રહ્મા અને બીજા દેવતાઓ રામની પાસે આવે છે, એને નમન કરે છે, અને ત્હમે ખરેખરા "ચક્રધર" વિષ્ણુજ છો એમ કહીને એની સ્તુતિ કરે છે રામ એ વિષ્ણુનો અવતાર છે એવો જે વિચાર અહીં દર્શાવવામા આવ્યો છે તેની એવી મજબૂત અસર થઈ છે કે આજ દિન સુધી હિન્દુ લોકો એ રામાયણના નાયકની પૂજા કરે છે બારમા શતકના રામાનુજ અને ચૌદમા શતકના રામાનન્દના ધર્મસિદ્ધાન્તોનો પાયોજ રામના ઇશ્વિરત્વની માન્યતા ઉપર છે, અને હિન્દુસ્તાનની ઉત્તરમા તેમજ દક્ષિણમા શૈવ ધર્મના હલકા વહેમો અને અશુદ્ધ આચારો ફેલાતા હતા તેને અટકાવવામા એ માન્યતા ઘણી ઉપયોગી થઈ પડી છે

**રામાયણ**ની અદર કેટલાક રસ પડે એવા ઉપાખ્યાનો છે, જોકે તેની સખ્યા અલબત્ત **મહાભારત**ના કરતા તો ઘણી ઓછીજ છે એમાનુ એક ઉપાખ્યાન – ગગાવતરણનુ – પહેલા કાણ્ડમા આપવામા આવ્યુ છે તેનુ સ્વરૂપ સંપૂર્ણ રીતે હિન્દુસ્તાનની વાર્તાના જેવુજ છે વાર્તા અતિશયોક્તિ અને અસંભવના દોષોથી ભરેલી છે કપિલઋષિના તપમા ભગ પડયાથી સગર રાજાના ૬૦,૦૦૦ પુત્રોને એણે પોતાના શાપથી બાળીને ભસ્મ કર્યા હતા તેને પવિત્ર કરવાને માટે ગગા નદીને સ્વર્ગમાથી પૃથ્વી ઉપર કેવી રીતે લાવવામા આવી હતી તેનુ વર્ણન એ ઉપાખ્યાનની અદર આપવામા આવ્યુ છે

બીજુ ઉપાખ્યાન (૧, ૫૨–૬૫) વિશ્વામિત્રનુ છે. એ એક સમર્થ રાજા હતો. તેણે વસિષ્ઠની ચમત્કારી ગાયને જોરજુલમથી લઈ જવાનો પ્રયત્ન કીધો તેને લીધે તેની સાથે એને તકરાર થઈ. પછી

વિશ્વામિત્રે ભારે તપ કીધા અનેક રૂપવતી અપ્સરાઓ એના તપમા ભગ કરવાને આવી, પણ તેઓના મોહમા એ ફસાયો નહીં હજારો વર્ષ સુધી એણે તપ કર્યા કીધુ આખરે એને બ્રાહ્મણપણું પ્રાપ્ત થયુ અને એના પ્રતિસ્પર્ધી વસિષ્ઠની સાથે એને સલાહ થઈ

**શ્લોક** અથવા **અનુષ્ટુભ્** છન્દની ઉત્પત્તિ કેવી રીતે થઈ તેના સમ્બન્ધમા જે વાર્તા છે તે અત્યન્ત રમણીય અને કવિત્વમય છે વાલ્મીકિ પોતાના આશ્રમની અંદર રામનુ ચરિત્ર વર્ણવવાની તૈયારી કરતા હોય છે એક વખતે નદીના કિનારા ઉપર એક પક્ષિયુગલ પ્રેમથી વિહાર કરતું હતું તેના તરફ એની નજર હોય છે એવામા અચાનક એ પક્ષિયુગલમાના એકને-નરને કોઈ શિકારીનુ તીર વાગે છે અને તે પક્ષી લોહીથી લદબદ થઈને મૃત દશામાં પૃથ્વી ઉપર પડે છે. એકલી પડી ગયલી માદાના શોકની વાલ્મીકિના હૃદય ઉપર ઉંડી અસર થાય છે અને એમ ને એમજ—કઈ પણ ખાસ ઇચ્છા કે પ્રયત્ન વગરજ—પેલા પક્ષીના મરણ વિષેના શોકના ઉદ્દગારો અને પેલા દુષ્ટ ખૂનીને શાપ આપનારા ઉદ્દગારો એના મુખમાથી બહાર નીકળે છે પણ નવાઈની વાત તો એ છે કે એ ઉદ્દગારો તે કઈ સાધારણ ભાષામા નીકળતા નથી અને મધુર અને અસ્ખલિત પ્રવાહમા તે વહ્યા જાય છે વિચારમગ્ન થઈને પોતાના આશ્રમ તરફ એ પાછા ફરે છે એટલામા બ્રહ્મા એને દર્શન દે છે અને પોતાને પણ ખબર નહીં એવી રીતે **અનુષ્ટુમ્** છન્દની કવિતા પોતે રચી હતી એ વાત એને જણાવે છે પછી એજ છન્દમા રામના જીવનચરિત્ર અને પરાક્રમોની દિવ્ય કવિતા બનાવવાની બ્રહ્મા એને આજ્ઞા કરે છે. આ વાર્તામા કઇક ઐતિહાસિક અર્થ સમાવલા હશે, કારણ કે સૌથી પ્રથમ **રામાયણ**ના મૂળ વિભાગ રચનાર વાલ્મીકિએ **અનુષ્ટુમ્** છન્દનુ સ્વરૂપ ચોક્કસ નક્કી કીધુ એ હકીગત એ વાર્તા વડે સૂચવાય છે અન તે કઇક સભવિત પણ લાગે છે.

એ કાવ્યના એક શ્લોકમા એની અચળ કીર્તિનુ ભવિષ્ય એવુ ભાખવામા આવ્યુ છે કે—

"જ્યા સુધી પૃથ્વી ઉપર પર્વતોની માળા ઊભી રહેશે અને

નદીઓના પ્રવાહ વહ્યા કરશે ત્યા સુધી આ રામાયણનો ગ્રન્થ માનવી ઓની જીભ ઉપર સચવાઈ રહેશે ”

હૉરેસની જાણીતી ભવિષ્યવાણીના કરતા પણ આ ભવિષ્ય વાણી વધારે સાચી પડી છે એવુ કદાચ આપણાથી કહી શકાશે પ્રથમ-થી તે આજ દિન સુધી સંસ્કૃત સાહિત્યનો કોઈ પણ ગ્રન્થ **રામાયણ** કરતા વિશેષ લોકપ્રિય થયો નથી બીજા અનેક સસ્કૃત કાવ્યો અને નાટકોનો વિષય એ **રામાયણ**માથીજ લેવાયલો છે, અને રામના વાર્ષિક મહોત્સવનો જે મેળાવડા કાશીમા ભરાય છે ત્યા આગળ અને બીજે ઘણે ઠકાણે કથાભટોના મુખમાથી નીકળતી **રામાયણ**ની વાર્તા હજી પણ હિન્દુસ્તાનના કરોડો માણસોના હૃદયને આનન્દ આપી રહી છે હિન્દુસ્તાનની હાલની અનેક ભાષાઓમા એ **રામાયણ**ના તરજૂમા-ઓ થયા છે સૌથી વિશેષ મહત્ત્વની વાત એ છે કે માધ્યમિક હિન્દુ-સ્તાનના મ્હોટામા મ્હોટા કવિ તુળસીદાસને રામ ચરિત માનસ એ નામનુ હિન્દી કાવ્ય, જેમા સદ્‌ગુણ અને બુદ્ધિનો અતિ ઉંચો આદર્શ મૂકવામા આવ્યો છે અને જે ઉત્તર હિન્દુસ્તાનના કરોડો મનુષ્યોને માટે એક જાતના બાઇબલ( પવિત્ર ધર્મપુસ્તક )ની ગરજ સારે છે તે લખવાની પ્રેરણા આ વાલ્મીકિના ગ્રન્થને લીધેજ થઈ હતી.

[ **મહાભારતનું યુદ્ધ ક્યારે થયુ હતુ?**—આ અગત્યના પ્રશ્ન વિષે જુદા જુદા વિદ્વાનો જુદા જુદા અનુમાન ઉપર આવ્યા છે મહા-ભારતની અદરના કેટલાક ખગોળશાસ્ત્રને લગતા પ્રમાણને આધારે મિ મોદક એવુ કહે છે કે આજથી આશરે ૭૦૦૦ વર્ષ ઉપર એ યુદ્ધ થયુ હશે. વરાહમિહિરના મતને અનુસરીને કેટલાક વિદ્વાનો જણાવે છે કે એ યુદ્ધ ઇ સ પૂર્વે ૨૬૦૮ વર્ષ ઉપર થયુ હતું. એથી ઉલટુ, વિષ્ણુપુરાણની અદરના એક શ્લોકને આધારે યુરોપીયન વિદ્વાનો માને છે કે એ યુદ્ધ આશરે ઇ સ પૂર્વે ૧૫૦૦ મા થયુ હતું કુરુ-પંચાલના યુદ્ધનો સમય અને બુદ્ધનો સમય એ બેની વચમા ૩૫ રાજાઓએ મગધ દેશમા રાજ્ય કર્યું એવુ મગધ દેશના ઇતિહાસ ઉપરથી માલમ પડે છે તે પરથી મિ દત્ત કહે છે કે એ યુદ્ધ ઇ સ પૂર્વે ૧૨૫૦ મા થયુ હતુ મિ વેલાદિ આયર ગણત્રી કરીને એવા અનુમાન પર આવે છે કે ઇ. સ. પૂર્વે ૧૧૯૪ના અક્ટોબર માસની ૧૪મી તારીખે એ યુદ્ધ થયુ હતું.

હિન્દુસ્તાનમા સાધારણ રીતે એવુ મનાય છે કે કળિયુગનો પ્રારભ થયાને ૫૦૦૦ વર્ષ ઈ સ ૧૮૯૯ મા પૂરા થયા, તે ઉપરથી ઘણા જૂના વિચારવાળાઓનુ માનવુ એવુ છે કે ઇ સ પૂર્વે ૩૧૦૧મા એ યુદ્ધ થયુ હશે મિ ચિંતામણ વિનાયક વૈદ્ય સઘળા મતમતાન્તરની તુલના કરીને અન્તે આ છેલ્લો મત સ્વીકારે છે અને અનેક આન્તર તથા બાહ્ય પ્રમાણોને આધારે એ મતનુ ખરાપણું દર્શાવે છે (જુઓ "મહાભારતની સમાલોચના," દ્વિતીય વિભાગ, પ્રકરણ ૧ )

**મહાભારતને હાલનું સ્વરૂપ ક્યારે પ્રાપ્ત થયુ ?**—ર્હેટોર ડાયોન ક્રિસોસ્ટોમ, જે ઇસ્વીસનના પહેલા સૈકાના દ્વિતીયાર્ધમા થઈ ગયો, તેના વચન ઉપરથી **મહાભારતના** અસ્તિત્વ વિષેનું સૌથી પહેલુ પ્રમાણ આપણને પ્રાપ્ત થાય છે વેબર કહે છે કે "મિગેસ્થનિસે એ મહાકાવ્ય વિષે કઈ પણ કહ્યુ નથી તે પરથી એવુ અનુમાન નીકળે છે કે મિગેસ્થનિસની પછી અને ક્રિસોસ્ટોમના પહેલા, એટલે ઇ સ પૂર્વ ૩૦૦ થી તે ઇ સ ૫૦ સુધીમા, **મહાભારત** રચાયુ હોવુ જોઇએ " મિ વૈદ્ય કહે છે કે મિગેસ્થનિસનો આખો ગ્રન્થ કોઈના જોવામા આવ્યો નથી અને એનું જે થોડુ લખાણ છૂટક છૂટક વાચવામા આવ્યુ છે તેમા પણ હિરૅક્લિસ અને પાંડિયા (કૃષ્ણ અને એની બ્હેન ) વિષે કથન કરાયલુ જોવામા આવે છે તે ઉપરથી મિગેસ્થનિસના વખતમા પણ એ કાવ્ય હતુ એમ સિદ્ધ થાય છે આ કારણથી ઇ સ પૂર્વ ૩૦૦ પહેલા એ કાવ્ય ન્હોતુ એમ કહેવુ ભૂલભરેલુ છે, પણ એ કાવ્યને જે હાલનુ સ્વરૂપ પ્રાપ્ત થયુ તે ઇ સ પૂર્વ ૩૦૦ પહેલા નહીં થયુ હોય એમ માનવાને કારણ છે. **મહાભારતમા** ઘણી વાર યવનોને સમર્થ પ્રજા તરીકે વર્ણવવામા આવી છે તે ઉપરથી, **આદિપર્વના** પૌષ્ય આખ્યાનમા એક "**નગ્ન ક્ષપણક**" (જૈન) વિષે કથન કરવામા આવ્યુ છે તે ઉપરથી, **મહાભારતમા** જે સમાજસ્થિતિનુ ચિત્ર દોરવામા આવ્યુ છે તે મિગેસ્થનિસના સમય જેવુ છે તે ઉપરથી, સિદ્ધ થાય છે કે **મહાભારતને** હાલનુ સ્વરૂપ પ્રાપ્ત થયુ તે ઇ સ પૂર્વ ૩૦૦ થી પહેલુ નહીં થયુ હોય આ ઉપરાત કેટલાક ખગોળશાસ્ત્રને લગતા પ્રમાણો આપીને મિ વૈદ્ય એવા નિર્ણય ઉપર આવે છે કે ઇ સ. પૂર્વ ૩૦૦ થી ઇ. સ. પૂર્વે ૧૦૦ સુધીમા **મહાભારતને** હાલનુ સ્વરૂપ પ્રાપ્ત થઈ ચૂકેલુ હોવુ જોઇએ.

**મહાભારતનું વૈષ્ણવ સંપ્રદાય તરફ કેવી રીતનું વલણ છે ?**—મહાભારત એ ખાસ વૈષ્ણવ સંપ્રદાયનો ગ્રન્થ હોય એવું મૅકડોનલનાં વચનોનું તાત્પર્ય જણાય છે, પણ એ મતની તરફેણમા મૂળ ગ્રન્થમાથી ખાસ આધાર મળે એવું જણાતુ નથી વ્યાસે જે વખતે પોતાનું મૂળ કાવ્ય રચ્યુ તે વખતે બહુ બહુ તો કૃષ્ણપૂજાની શરૂઆતજ થઈ હશે, અને મહાભારતના અસલ કાવ્યમા તો કૃષ્ણને એક સાધારણ માનવી તરીકેજ વર્ણવવામા આવ્યા હશે મૌસલપર્વમા, કૃષ્ણની કેટલીક સ્ત્રીઓ માર્ગમા મળેલા દસ્યુ લોકોની સાથે ખુશીથી ચાલી ગયાની હકીકત લખી છે તે ઉપરથી, તેમજ ગદાપર્વમા, દુર્યોધનના મૃત્યુપ્રસગે આકાશમાથી પુષ્પવૃષ્ટિ થાય છે અને એ પ્રમાણે જે વર્તણુક તરફ શ્રીકૃષ્ણ જાતે પોતાનો સખ્ત અણગમો બતાવે છે તે તરફ સ્વર્ગના દેવતાઓ પોતાની પ્રીતિ દર્શાવે છે એવુ ચિત્ર આલેખવામા આવ્યુ છે તે ઉપરથી એક વખતે કૃષ્ણને માનવી તરીકેજ ગણવામા આવતા એવુ સ્પષ્ટ માલમ પડે છે એમ મિ વૈદ્યે પોતાના ગ્રન્થમા દર્શાવ્યુ છે વ્યાસના રચેલા મહાભારતમા વૈશપાયને અને પછી સૌતિએ કેટલાક સુધારાવધારા કર્યા હતા અને વૈશપાયનના વખતમા એ ગ્રન્થનુ વૈષ્ણવ સપ્રદાય તરફ વધારે વલણ થયુ હતુ. ભીષ્મસ્તવરાજ, નારાયણીયમોક્ષપર્વ એવા એવા ઉમરાઓ આ વખતેજ કરવામા આવ્યા હતા પણ સૌતિના વખતમા તો વૈષ્ણવ સપ્રદાય જેટલો ચોક્કસ સ્થાપિત થઈ ચૂક્યો હતો તેટલોજ શૈવ સપ્રદાય પણ સ્થાપિત થઈ ચૂક્યો હતો તેવી સ્થિતિમા બૌદ્ધ ધર્મ વિરુદ્ધ તેનો બચાવ કરવો એ સૌતિનો ઉદ્દેશ હતો એટલે શિવનુ માહાત્મ્ય દર્શાવનારા અનેક આખ્યાનો પણ સૌતિએ મહાભારતમા ઉમેર્યા. રામાયણ અને મહાભારત એ બેઉ ગ્રન્થોમા અસલ રામને તથા કૃષ્ણને ઈશ્વરના અવતાર તરીકે ન્હોતા વર્ણવવામા આવ્યા એવુ પ્રો લૅસન, વિલ્સન, અને ગોલ્ડસ્ટૂકર એ સર્વ પાશ્ચાત્ય વિદ્વાનોનુ પણ માનવુ છે ઈશ્વરના અવતાર તરીકે રામ તથા કૃષ્ણને જેમા વર્ણવવામા આવ્યા છે તે ફકરાઓ પાછળથી ઉમેરાયલા છે એ વિચારમા એ વિદ્વાનો મિ વૈદ્યની સાથે મળતા આવે છે, પણ પ્રો. લૅસનનુ વિશેષમા એવુ માનવુ છે કે શૈવ સપ્રદાય ઘણો જૂનો હતો તેની સાથે વૈષ્ણવ સપ્રદાય પાછળથી સ્પર્ધામા ઉતર્યો હતો એવુ મહાભારત વાચતા આપણને લાગે છે વેબર તો એટલે સુધી માનતા જણાય છે કે કુરુ-પચાલની પ્રજાઓ વચ્ચે અગાઉ જે યુદ્ધ થયલું તેનું

કારણ ધર્મ વિષેનો કોઈ મતભેદમા પણ રહ્યુ હોય. કુરુની પ્રજા રુદ્રની ઉપાસક એટલે શૈવ સપ્રદાયમા માનનારી હતી અને પંચાલ પ્રજા ઇન્દ્રની ઉપાસક એટલે વૈષ્ણવ સપ્રદાયમા માનનારી હતી એવુ એ વિદ્વાન્નુ અનુમાન છે મહાભારતના સભાપર્વમા, કૃષ્ણની પૂજનીયતા વિરુદ્ધ શિશુપાલે ઘણી સખ્ત તકરાર કીધી હતી એવુ વર્ણવવામા આવ્યુ છે શિશુપાલ અને કૃષ્ણની તકરારથી એકબીજાની સાથે સ્પર્ધા કરનાર શૈવ સપ્રદાય તથા વૈષ્ણવ સપ્રદાયનુ સૂચન થાય છે એવો પ્રો લૅસનનો મત છે. શિશુપાલને વિષે એવુ જણાવવામા આવ્યુ છે કે જન્મ વખતે એને ત્રણ આખ અને ચાર હાથ હતા, પણ કૃષ્ણે એને ખોળામા લીધો એટલે એના વધારાના હાથ અને એની ત્રીજી આખ જતા રહ્યા આ દતકથા ઉપરથી શિવનુજ સ્મરણ થાય એ ઘણુ સ્વાભાવિક છે "**शिशुपाल**" એ નામ વડે પણ શિવનુંજ સૂચન થાય છે એવુ પ્રો લૅસન કહે છે. શિવનુ પણ "**पशुपति**' એવુ નામ છે "**शिशुपाल**" એટલે માનવીના તેમજ **પશુઓનાં**) બાળકોને પાળનારો આ નામના સરખાપણાથી પણ શૈવ સપ્રદાય અને વૈષ્ણવ સપ્રદાયની સ્પર્ધાનું સૂચન થાય છે

**ભગવદ્ગીતા ક્યારે રચાઈ?**—આ અગત્યના પ્રશ્ન વિષે પ્રો મૅકડોનેલે કઈ પણ ચર્ચા કીધી નથી એ લગાર નવાઈ જેવુ છે ભગવદ્ગીતા એ ગ્રન્થ એટલો પવિત્ર અને વન્દનીય ગણાય છે કે તેના સમયને માટે વિદ્વાનોમા ભારે ચર્ચા ચાલી હોય એ ઘણું સ્વાભાવિક છે એક તરફથી, કાશિનાથ ત્રિબક તૈલગે અનેક આન્તર તથા બાહ્ય પ્રમાણોને આધારે એવુ અનુમાન કર્યું છે કે "ભગવદ્ગીતા રચાયાનો મોડામા મોડો સમય જે આપણે ગણીએ તે પણ ઇ સ પૂર્વે ત્રીજા સૈકાના કરતા વધારે પ્રાચીન હોવો જોઇએ," ત્યારે બીજી તરફથી ડૉ. લોરિન્સર, ડેવિસ વગેરે પાશ્ચાત્ય વિદ્વાનો એવો મત પ્રકટ કરે છે કે ખ્રિસ્તી ધર્મના સિદ્ધાન્તોનુ જ્ઞાન ફેલાયા પછી અને એ જ્ઞાનની અસરને પરિણામે ભગવદ્ગીતાનો ગ્રન્થ રચાયો હોવો જોઈએ તૈલગની દલીલો સક્ષેપમા નીચે પ્રમાણે મૂકી શકાય.—

I આન્તર પ્રમાણ —

(અ) ગ્રન્થના સ્વરૂપ ઉપરથીજ ચોખ્ખુ માલમ પડે છે કે ફિલ-

સુધીના સુવ્યવસ્થાવાળા ગ્રન્થો રચાવા માંડ્યા ત્યાર પહેલાના સમયનો એ ગ્રન્થ છે ઉદાહરણ તરીકે, યોગને માટે ચિત્તને વશ રાખવુ જરૂરનુ છે એવુ કૃષ્ણ કહે છે ત્યારે અર્જુન પૂછે છે કે "ચિત્તને વશ કેવી રીતે રાખવુ ?" તેના જવાબમા કૃષ્ણ કહે છે કે —

"असशय महाबाहो मनो दुर्निग्रह चलम् ।
अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥ "

અહીં, ચિત્તને વશ રાખવાના બે સાધન બતાવ્યા છે અભ્યાસ અને વૈરાગ્ય પણ ત્યાર પછી એ અભ્યાસ અથવા વૈરાગ્ય વિષે કંઈ પણ વિશેષ ખુલાસો કરવામા આવ્યો નથી એથી ઉલટુ "યોગસૂત્ર' મા, "**योगश्चित्तवृत्तिनिरोध** " એ પ્રમાણે યોગનુ લક્ષણ આપીને પછી "**अभ्यासवैराग्याभ्यां तन्निरोध** " એ પ્રમાણે ભગવદ્ગીતામા જણાવેલા અભ્યાસ અને વૈરાગ્ય એજ બે સાધનો ગણાવવામા આવ્યા છે ત્યાર પછી એ બેઉ વિષે યોગસૂત્રકાર પતજલિએ ઘણો ખુલાસો આપ્યો છે અર્થાત્ પતજલિની ચર્ચાપદ્ધતિ વધારે વ્યવસ્થાપૂર્વકની છે, અને ભગવદ્ગીતાની ચર્ચાપદ્ધતિ એથી વિશેષ પ્રાચીન સમયની છે

(**ग**) ભગવદ્ગીતાની શૈલી ઘણી સરળ, અને તેથી ઘણી પ્રાચીન છે બાણ અને દણ્ડી, રે ! કાલિદાસની રચનાઓમા પણ જેટલા સમાસો જોવામા આવે છે તેટલા આ ગ્રન્થમા જોવામા આવતા નથી અલકારો પણ ઘણા થોડા છે, વાક્યરચના પણ ગુચવણ વગરની છે, અને કેટલાક શબ્દો ફરી ફરીને વાપરવામા આવ્યા છે તે પણ ગ્રન્થનુ પ્રાચીનપણું બતાવી આપે છે. **अन्त, भाषा, ब्रह्मन्** એવા કેટલાક શબ્દોના સસ્કૃત સાહિત્યમા જે અર્થ થાય છે તેના કરતા અહીં જુદા અર્થ થાય છે '**ह**' એ શબ્દ વેદના સાહિત્યમા ઘણો જોવામા આવે છે, અર્વાચીન સસ્કૃત સાહિત્યમા બીનકુલ

જોવામાં આવતો નથી. તે શબ્દના પ્રયોગ ઉપરથી પણ એ ગ્રન્થનું પ્રાચીનપણું જણાઈ આવે છે

(क) પદ્યરચના. સંસ્કૃત કાવ્યો અને નાટકોમા છન્દના નિયમો સાચવવાની જેટલી કાળજી રાખવામા આવે છે તેટલી ભગવદ્ગીતામા નથી રાખવામા આવી તે ઉપરથી જણાય છે કે એ ગ્રન્થ સંસ્કૃત સાહિત્યના સમય પહેલાનો, અને ઉપનિષદ્ સાહિત્યના સમયની પાસે પાસેનો છે

(ड) વેદ વગેરે તરફ ભગવદ્ગીતાનુ કેવુ વલણ છે તે તપાસતા પણ એ ગ્રન્થનું પ્રાચીનપણું જણાઇ આવે છે—

(૧) વેદ તરફ ભગવદ્ગીતાકારને પૂજ્યભાવ છે, પણ એ પૂજ્યભાવ વિશિષ્ટ પ્રકારનો છે ગીતાકારના વચનોનું તાત્પર્ય એ છે કે અમુક વર્ગના, અમુક માનસિક અને આધ્યાત્મિક સ્થિતિના, માણસોને માટે વેદનો ઉપદેશ અનુકૂળ છે એટલે અંશે વેદનુ પ્રામાણ્ય અબાધિત છે પણ વેદને વળગી રહેનારાઓ તરફથી વેદના સમ્બન્ધ મા જો એથી કઈ પણ વિશેષ દાવો કરવામા આવતો હોય તો તે ભગવદ્ગીતાકારને સમત નથી. ભગવદ્ગીતાકાર તો એટલે સુધી કહે છે કે વેદના વચનોનેજ વળગી રહેવુ એ પરમ શ્રેયની સિદ્ધિમા વિઘ્નકર્તા છે ઉપનિષદોનો ઉપદેશ બરાબર આ વિચારની સાથે મળતો આવે છે. મૅક્સમ્યૂલર કહે છે તેમ "ધર્મવિધિઓની અનર્થતા દર્શાવવી, અભિલાષથી કરાયલા યજ્ઞકર્મો પ્રતિ તિરસ્કાર બતાવવો, દેવતાઓના માહાત્મ્યનો અસ્વીકાર કરવો, અને પરમાત્માનુ જ્ઞાન એ સિવાય જીવાત્માના મોક્ષને માટે બીજુ કઈ પણ સાધન નથી એવો ઉપદેશ કરવો એ ઉપનિષદોનો હેતુ છે" આ ઉપરથી પણ ભગવદ્ગીતા એ ઉપનિષદ્ના સમયનો ગ્રન્થ છે એમ જણાઈ આવે છે

(૨) ભગવદ્ગીતામા વેદને જાણે ઉતારી પાડવામા આવતો

હોય એવી રીતના વચનો જ્યા જ્યા કહેવામા આવ્યાં છે ત્યા ત્યા વેદના કર્મકાડ તથા જ્ઞાનકાડ એવા બે વિભાગ છે એ વાત તરફ બીલકુલ લક્ષ આપવામા આવ્યુ જણાતુ નથી, પણ વેદને કર્મકાડવિષયકજ ગણવામા આવ્યો છે આ ઉપરથી માલમ પડે છે કે ભગવદ્ગીતા રચાઈ તે વખતે ઉપનિષદોને વેદગ્રન્થ તરીકેની પ્રતિષ્ઠા હજી પ્રાપ્ત થઈ નહી હોય. ભગવદ્-ગીતાના ૧૫ મા અધ્યાયમા—

"वेदान्तकृद्वेदविदेव चाहम्"

એ પક્તિ આવે છે તેમા "વેદાત,"–વેદનો છેવટનો ભાગ–એટલે "આરણ્યક" એવો અર્થ થતો હોય એ ઘણું સભવિત છે

(૩) ભગવદ્ગીતામા અથર્વવેદ વિષે કોઈ પણ સ્થળે કથન કરવામા આવ્યુ નથી. (આ દલીલ બહુ વજન મૂકવા જેવી નથી, કારણ કે અથર્વવેદની વેદ તરીકે ગણત્રી થવા માડી ત્યાર પહેલા ભગવદ્ગીતા રચાઈ હતી એમ તો કહી શકાય એવુ છેજ નહીં)

(૪) "वेदानां सामवेदोऽस्मि" અહીં સામવેદને સઘળા વેદોમા ચઢિયાતો ગણવામા આવ્યો છે સામવેદની પ્રતિષ્ઠામા જુદે જુદે સમયે ફેરફાર થતો ગયો હતો "ऐतरेय-ब्राह्मण," "छान्दोग्योपनिषद्", "प्रश्नोपनिषद्" વગેરે ગ્રન્થોમા સામવેદને સઘળા વેદોમા ચઢિયાતો ગણવામા આવ્યો છે. એથી ઉલટુ, મનુ અને આપસ્તમ્બના ગ્રન્થોમા સામવેદના ઉચ્ચારનેજ અપવિત્ર ગણવામા આવ્યો છે આપસ્તમ્બે તો એટલે સુધી કહ્યુ છે કે જ્યા બીજા વેદો ભણાતા હોય ત્યા સામવેદ ભણાવો જોઇએ નહીં હવે, આ બે પ્રકારના ગ્રન્થો તરફ જોતા આપણને જણાય છ કે ભગવદ્-

ગીતાનો ગ્રન્થ બીજા પ્રકારનો નહીં, પણ પહેલા પ્રકાર-નો છે, અને એ પહેલા પ્રકારનાજ ગ્રન્થો વધારે પ્રાચીન છે આપસ્તમ્બ ઇ સ પૂર્વે ત્રીજા શતકના પહેલા થઈ ગયા છે, એટલે ભગવદ્ગીતાનો ગ્રન્થ ઇ સ પૂર્વ ત્રીજા શતકના પહેલા રચાયો હોવો જોઇએ

(૫) વર્ણવ્યવસ્થાની બાબતમા પણ ગીતાના વિચારો અને મનુ તથા આપસ્તમ્બના વિચારો સરખાવવા જેવા છે વર્ણવિભાગ વિષે ભગવદ્ ગીતામા બે વાર કથન કરવામા આવ્યુ છે —

" चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागश ॥"

અને

" ब्राह्मणक्षत्रियविशा शूद्राणां च परतप ।
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणै ॥"

વર્ણવ્યવસ્થાનો ભેદ જન્મને લઇને નહીં પણ ગુણને લઇને હતો એમ ગીતાકારના વચન ઉપરથી જણાય છે, પણ આપસ્તમ્બના ગ્રન્થમા તો સ્પષ્ટ કહ્યું છે કે એ ભેદ જન્મને લઇનેજ હતો ગીતાકારનો દર્શાવેલો સિદ્ધાન્ત વધારે પ્રાચીન જણાય છે એ પ્રાચીન સમયમા વર્ણવ્યવસ્થાનો સપૂર્ણ વિકાસ હજી થઈ ચૂક્યા નહી હોય ગીતાની અંદર બ્રાહ્મણના ધર્મ નીચે પ્રમાણે ગણાવવામા આવ્યા છે —

शमो दमस्तप शौच क्षान्तिरार्जवमेव च ।
ज्ञान विज्ञानमास्तिक्य ब्रह्मकर्म स्वभावजम् ॥"

આપસ્તમ્બના ગ્રન્થમા 'अध्ययन, अध्यापन, यजन, याजन, दान, અને प्रतिग्रह' એ સુવિખ્યાત ષડ્ધર્મો ગણાવવામા આવ્યા છે ગીતાકારના ગણા વેલા ધર્મો ઉપરથી એવુ માલમ પડે છે કે હિન્દુ સમાજમા જે ગુણો વડે બ્રાહ્મણોની શ્રેષ્ઠતા સ્થાપિત થઈ

તે ગુણો હજી તેઓમા સપૂર્ણ જોવામા આવતા હતા એ ગુણોની ટીપમા કોઈ પણ પ્રકારના અધિકારની ગણના કરવામા આવેલી જણાતી નથી. એથી ઉલટુ, આપસ્તમ્બના વચનમા કોઈ નૈતિક ગુણની વાર્તા નથી એ સ્થળે તો ક્રિયાઓ અને વિધિઓનોજ વિષય છે, અને બ્રાહ્મણોના ધર્મની ગણત્રી કરવામા કર્તવ્યની સાથે સાથે અધિકારને પણ ગણાવવામા આવ્યા છે. આપસ્તમ્બના સૂત્રો રચાયાં તે વખતે બ્રાહ્મણોની શ્રેષ્ઠતા સ્થાપિત થઈ ચૂકી હતી અને તેઓ અમુક અમુક અધિકાર પ્રાપ્ત કરી ચૂક્યા હતા, ગીતા રચાઈ તે વખતે બ્રાહ્મણો ઉત્તમ ગુણ વડે કરીને પોતાની શ્રેષ્ઠતા સ્થાપિત કરવાનો પ્રયત્ન કરતા હતા અને પોતાના ભવિષ્યના ગૌરવનો પાયો નાખતા હતા આ કારણથી પણ ગીતાનુ પ્રાચીનપણું જણાઈ આવે છે. વળી,

"किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ॥"

એ પંક્તિમા પવિત્ર બ્રાહ્મણો અને શ્રદ્ધાળુ રાજાઓને સાથે સાથે મૂક્યા છે અને—

"इम विवस्वते योग प्रोक्तवानहमव्ययम् ।
विवस्वान् मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥
एवं परंपराप्राप्तमिम राजर्षयो विदु ।
स कालेनेह महता योगो नष्ट परतप ॥"

એ પક્તિઓમા યોગનું ઉત્તમ જ્ઞાન ઇશ્વરના તરફથી મનુષ્યને પહોચાડવાને માટે મ્હોટા રાજર્ષિઓને કામમા લેવાયલા જોવામા આવે છે તે ઉપરથી પણ જણાય છે કે ક્ષત્રિયોની પદવી તે વખતે આપસ્તમ્બના સમયના કરતા જુદી રીતની હતી અને એ પદવી ઉપનિષદોના સમયની સાથે વધારે મળતી આવતી હતી.એ ઉપરાત, આ વાત પણ ધ્યાનમા રાખવાની છે કે ભગવદ્-

ગીતામા દરેક વર્ણને માટે જુદા જુદાજ ધર્મ ગણાવવામા આવ્યા છે. એ ઉપરથી જણાય છે કે વર્ણવ્યવસ્થાની તે વખતે શરૂઆતજ થઈ હશે

(૬) પ્રો વિલ્સનનુ માનવુ એવુ હતું કે ગીતાની અંદર એક સ્થળે બૌદ્ધધર્મ વિષે કથન કરવામા આવેલુ છે, પણ એ માનવુ ભૂલભરેલુ હતું "**नान्यदस्तीति-वादिन**" એમ ગીતામા કહેવામા આવ્યુ છે તે બૌદ્ધ-ધર્મીઓના સમ્બન્ધમા નહીં, પણ ચાર્વાકમતાનુયાયીઓ-ના સમ્બન્ધમા કહેવામા આવ્યુ છે બુદ્ધની પેઠે ગીતા-કારનુ વલણ પણ પોતાના સમયની સ્થિતિને સુધારવા તરફ જણાય છે. બુદ્ધની પેઠે ગીતાકારે વેદનો સ-મૂળગો ત્યાગ કર્યો નથી, તોપણ વેદ અમુક અધિકાર વાળા માણસોને માટેજ છે એવુ એણે કહ્યુ છ ગીતાએ વર્ણવ્યવસ્થાનો ઉચ્છેદ કર્યો નથી, પણ એ વ્યવસ્થાને માટે કેવળ જન્મ કરતાં વધારે સંગીન આધાર એણે આપ્યો છે વેદ અને વર્ણવ્યવસ્થા એ બે વિષય બૌદ્ધ-ધર્મ અને ગીતા બેઉને સામાન્ય છે આ વસ્તુસ્થિતિ-નો ખુલાસો બે રીતે થઈ શકે પ્રાચીન ધર્મમા સક્ષોભ ઉત્પન્ન કરે એવા એકજ આધ્યાત્મિક બળને પરિણામે ગીતા તેમજ બૌદ્ધધર્મ એ ઉભયનો આવિર્ભાવ થયો, અને ગીતા એ આ આવિર્ભાવનુ વધારે જૂનુ અને પ્રાથમિક સ્વરૂપ હતુ એમ હોય, અથવા તો મૂળના બ્રાહ્મણધર્મ ઉપર બૌદ્ધધર્મની અસર થવા લાગી હતી તે વખતે બ્રાહ્મણ ધર્મના જે ઓછા નબળા અંગો હતા તેને સુદૃઢ બનાવવાને અને જે વધારે નબળા અંગો હતા તેને દૂર કરવાને માટે ગીતા રચાઈ એમ હોય મિ ટેલગને આ બીજો ખુલાસો માન્ય લાગતો નથી, અને એ ધારે છે કે મૂળ બ્રાહ્મણોનો પ્રાચીન ધર્મ, પછી ઉપનિષદોની ફિલસુફી, પછી ગીતા, અને પછી બૌદ્ધધર્મ એ ક્રમમાજ હિન્દુ ધર્મની પ્રગતિ થઈ હતી.

ક. બાણ પ્રમાણ.—

શંકરાચાર્યે ગીતા ઉપર ભાષ્ય લખ્યુ છે અને શંકરાચાર્યને માટે મોડામા મોડો સમય આઠમા સૈકાનો જણાવવામા આવ્યો છે એટલે આઠમા સૈકામા તો ગીતા હોવીજ જોઈએ એ ખુલ્લુ છે. એની આગળના સમયને માટે સૌથી પહેલુ પ્રમાણ બાણની કાદમ્બરીમાથી મળી આવે છે. એ ગ્રન્થમા એક સ્થળે લખ્યુ છે કે.—

"महाभारतमिवानन्तगीताकर्णनानन्दितनरम् ॥"

અહીં રાજમહેલને મહાભારતની સાથે સરખાવવામા આવ્યો છે. એ મહેલમા "અનન્ત ગીતો સાભળીને નરો આનન્દમા રહેતા હતા," તેથી એ મહેલ મહાભારતના જેવો હતો મહાભારતમા પણ "અનન્તની ગીતા ( ભગવદ્ગીતા ) સાભળીને નરને ( અર્જુનને ) આનન્દ થયો હતો" આ ઉપરથી માલમ પડે છે કે બાણના વખતમા એટલે ઇસ્વીસનના સાતમા સૈકામા ગીતા હતી એટલુજ નહીં પણ મહાભારતની અદરજ એનો સમાવેશ કરવામા આવ્યો હતો એ સમયે મહાભારત તરફ ઘણા માનની નજરથી જોવામા આવતુ હતું એવુ કાદમ્બરીના અનેક ફકરાઓ ઉપરથી માલમ પડે છે રાણી વિલાસવતી મહાભારતની કથા સાભળવા જતી હતી, અને મહાભારતને ધર્મના ગ્રન્થ તરીકે પણ ગણવામા આવતો હતો બાણના પહેલા કાલિદાસ કવિ થઈ ગયો હતો બાણના "**हर्षचरित**" મા કાલિદાસ વિષે લખ્યુ છે, અને સાતમા શતકની શરૂઆતનો એક તામ્રપટ છે તે ઉપરથી પણ માલમ પડે છે કે કાલિદાસની પ્રતિષ્ઠા તે વખતે ઘણી સારી ઝામી ગઈ હતી કાલિદાસ ક્યારે થઈ ગયો તે હજી વિવાદગ્રસ્ત છે પણ "પચતન્ત્ર"ની અદર કાલિદાસનો એક શ્લોક ટાક્યો છે, અને ઇસ્વીસનના છઠ્ઠા સૈકાની શરૂઆતમા ઈરાનના રાજા નૌશિર્વાનને માટે એ ગ્રન્થનુ ભાષાન્તર કરવામા આવ્યુ તે વખતે પણ એ શ્લોક એ ગ્રન્થમા હતો એમ માનવાને કારણ છે કાલિદાસની પ્રતિષ્ઠા એટલી ઝામે કે એના વચનોને પ્રમાણ તરીકે ટાકવામા આવે એને માટે કઇક સમય ગયો હોવો જોઇએ, અને એક હિન્દુસ્તાનના ગ્રન્થની પ્રતિષ્ઠા ઈરાન સુધી પહોચે તેને માટે પણ એ પુરાતન કાળમા કેટલોક સમય લાગેલો હોવો જોઇએ એ વાત ધ્યાનમા લેતા જણાશે કે કાલિદાસ પાંચમા શતકના મધ્ય કરતા વધારે મોડા

સમયમા થઈ ગયો હોય એ બનવા જોગ નથી. હવે, કાલિદાસના "રઘુવંશ" અને "કુમારસંભવ"મા કેટલીક પંક્તિઓ એવી છે કે જે "ગીતા"ના અમુક અમુક શ્લોક સાથે ઘણું સરખાપણું ધરાવે છે. એ પંક્તિઓ "ગીતા" ઉપરથીજ લખાયલી હોવી જોઇએ. વળી, રઘુવંશમા એક સ્થળે કાલિદાસે "મનુસ્મૃતિ"નુ પ્રમાણ ટાંક્યુ છે, તે ઉપરથી માલમ પડે છે કે "મનુસ્મૃતિ" પણ કાલિદાસના પહેલા રચાયલી હોવી જોઇએ. આપસ્તમ્બ એ મનુથી પણ આગળ થઈ ગયા છે, અને ગીતા એ મનુ અને આપસ્તમ્બ એ બેઉના ગ્રન્થ પહેલા રચાયલી હોવી જોઇએ એવુ આપણે આગળ દર્શાવી ગયા છિએ. છેલ્લુ પ્રમાણ બાદરાયણના "વેદાન્તસૂત્ર" અથવા "બ્રહ્મસૂત્ર"નુ છે. આ સૂત્રોમા કેટલેક ઠેકાણે સ્મૃતિનું પ્રમાણ આપવામાઆવ્યુ છે, અને કેટલાક સૂત્રોના સમ્બન્ધમાં તો લગભગ બધાજ ટીકાકારો એમ કહે છે કે "અહીં સ્મૃતિ તરીકે ભગવદ્ગીતાનુ સૂચન કરવામા આવ્યુ છે" આ ઉપરથી માલમ પડે છે કે ગીતાએ "વેદાન્તસૂત્ર"ના પહેલા રચાયલી હોવી જોઇએ ગીતાના ૧૩મા અધ્યાયના ચોથા શ્લોકમા "બ્રહ્મસૂત્ર"નુ નામ આવે છે, પણ તે "વેદાન્તસૂત્રો"ને ઉદ્દેશીને નહીં, પણ કોઈ બીજા વિષયને ઉદ્દેશીને હશે [ આ સ્થળે એટલુ ધ્યાનમા લેવુ જોઇએ કે અહીં પણ "બ્રહ્મસૂત્ર"નો "વેદાન્તસૂત્ર" એવોજ અર્થ થાય છે એવુ રામાનુજનું કહેવુ છે, અને પ્રો. મૅક્સ મ્યૂલરને પણ એ વિષે બીલકુલ સંશય જણાતો નથી ખરી વસ્તુસ્થિતિ કદાચ એવી હશે કે "બ્રહ્મસૂત્ર" એ શબ્દ વડે અહીં બાદરાયણના "વેદાન્તસૂત્ર"નો નિર્દેશ કરવામા નહીં આવ્યો હોય તેમજ એ શબ્દ કોઈ બીજા વિષયને ઉદ્દેશીને પણ નહીં વાપરવામા આવ્યો હોય, પણ બાદરાયણના "વેદાન્તસૂત્ર" કરતા પણ વધારે વહેલા રચાયલા જે "બ્રહ્મસૂત્રો" ગીતાના વખતમા અસ્તિત્વ ધરાવતા હશે તેને ઉદ્દેશીને એ શબ્દ વાપરવામા આવ્યો હશે એવા "બ્રહ્મસૂત્રો" બાદરાયણના પહેલા અસ્તિત્વ ધરાવતા હતા એવુ માનવાને કારણ એ છે કે બાદરાયણેજ પોતાના સૂત્રોમા "ઔડુલોમિ", "કાશકૃત્સ્ન" વગેરે આગળ થઈ ગયલા ઋષિઓ વિષે કથન કર્યું છે ] હવે બાદરાયણ ક્યારે થઈ ગયો તેનો આપણે વિચાર કરીએ પૂર્વમીમાંસાદર્શનના પ્રખ્યાત ટીકાકાર કુમારિલ ભટ્ટ સાતમા સૈકાના અન્તમા થઈ ગયા એ વાત હવે નક્કી થઈ ચૂકી છે "મીમાંસાભાષ્ય"નો રચનાર શબર સ્વામી એના પહેલા કેટલાક વખત ઉપર થઈ ગયો. ભાષ્યની શૈલી ઉપરથી જો આપણે અનુ-

માન બાંધીએ તો આપણને લાગે છે કે એ પતંજલિ ( ઇ.સ. પૂર્વે ૧૪૦)થી બહુ મોડો નહીં થઈ ગયો હોય એ શબર સ્વામીએ ઉપવર્ષનું પ્રમાણ આપતા એને માટે "ભગવન્" એવુ અતિમાનસૂચક વિશેષણ વાપર્યું છે, અને શંકરાચાર્યના વચન ઉપરથી એવુ જણાય છે કે એ ઉપવર્ષે "વેદાન્તસૂત્ર" ઉપર ભાષ્ય રચ્યુ હતું આ સર્વે ઉપરથી "વેદાન્તસૂત્ર" ઘણા પ્રાચીન હોવા જોઇએ અને ભગવદ્ગીતા એનાથી પણ પ્રાચીન હોવી જોઇએ એવુ માલમ પડે છે 'વેદાન્તસૂત્ર' ઉપર બૌધાયને પણ ભાષ્ય લખ્યુ હતું એમ રામાનુજાચાર્ય તેમજ માધવાચાર્યના વચન ઉપરથી આપણને માલમ પડે છે, અને રામાનુજાચાર્યે તો પોતાનું ભાષ્ય એ બૌધાયનના ભાષ્યને આધારે લખાયાનુ જણાવ્યુ છે. આ બૌધાયન આપસ્તમ્બના કરતા વધારે પ્રાચીન જણાય છે, અને આપસ્તમ્બ ઇ સ. પૂર્વે ત્રીજા સૈકા પહેલા થઈ ગયો હતો એવો ડૉ. બુલરનો અભિપ્રાય ઘણા સંગીન પ્રમાણોને આધારે બંધાયલો છે "વેદાન્તસૂત્ર"ની પ્રાચીનતાને માટે ત્રીજી દલીલ એ છે કે પાણિનિએ પોતાના ગ્રન્થમા "ભિક્ષુસૂત્ર"ના રચનારા એક પારાશર્ય વિષે લખ્યુ છે આ પારાશર્ય તે વ્યાસ અને "ભિક્ષુસૂત્ર" તે "વેદાન્તસૂત્ર" એમ ભટ્ટોજી દીક્ષિત, નાગોજી ભટ્ટ, જ્ઞાનેન્દ્ર સરસ્વતી, અને તારાનાથ તર્કવાચસ્પતિ એ સર્વેનું કહેવુ છે. હવે પાણિનિ ઇ સ. પૂર્વે ચોથા સૈકા કરતા વધારે મોડા સમયમા થઈ ગયો નથી, અને પ્રો. ગોલ્ડસ્ટૂકર તો ઘણા સંગીન કારણો આપીને એને ઇ સ પૂર્વે ચોથા સૈકા કરતા ઘણા વધારે પ્રાચીન સમયમા ( આઠમા સૈકામા ) થઈ ગયલો માને છે. ત્યારે, "વેદાન્તસૂત્ર" એ સમયથી પણ વધારે વહેલાં રચાયા હોવા જોઇએ અને ભગવદ્ગીતા એનાથી પણ વધારે વહેલી રચાયલી હોવી જોઇએ એમ સિદ્ધ થાય છે

આ સઘળી દલીલો ડેવિસ સાહેબના મગજમા બીલકુલ ઉતરતી નથી. એ સાહેબ તો એમજ માને છે કે ભગવદ્ ગીતામાં જે પ્રૌઢ વિચારો દર્શાવવામા આવ્યા છે તે હિન્દુ ધર્મમા ક્યાથી આવી શકે ? હિન્દુ ધર્મનું કોઈ બીજુ પુસ્તક લો, કોઈ પુરાણનો ગ્રન્થ ત્હમે વાચો તો તેમા વિષયવાસના વાળા અને ક્રૂરતાથી ભરેલા દેવતાઓના માહાત્મ્ય વર્ણવાયલા ત્હમારા જોવામા આવશે. "કાળી ચામડીની, લોહી જેમાથી ટપકતું હોય એવા બીહામણા ચ્હેરાની, સર્પોથી વિટળાયલી, ખોપરીઓને ધારણ કરનારી, અને દરેક રીતે દેવીના કરતા વિકરાળ રાક્ષસીને વધારે મળતી

આવતી " શિવની સ્ત્રી કાલીનું પણ હિન્દુસ્તાનમા પૂજન થતું, અને ધર્મની એવી અધમ સ્થિતિને લીધે ઠગવિદ્યા અને ખૂનના કર્મો ઘણા સાધારણ થઈ ગયા હતા ભગવદ્ ગીતાનું વાતાવરણ એનાથી ઘણુંજ ઉંચુ છે, અને તેનુ કારણ એજ કે હિન્દુસ્તાનમા જે ધર્મ ચાલતો હતો તેના કરતા કોઈ વધારે ઉંચા અને પવિત્ર ધર્મનો પરિચય ગીતાના રચનારને થયો હતો ખ્રિસ્તી સવત્ શરૂ થયા પછી ભગવદ્ ગીતા રચાઈ હતી એ મતના ટેકામા ડેવિસ સાહેબ ત્રણ દલીલો આપે છે —

૧ કૃષ્ણની પરમેશ્વર તરીકે પૂજા મહાભારતના વિશેષ પ્રાચીન ભાગમા એવી પૂજા જોવામા આવતી નથી શિશુપાળ જેવો પુરુષ એની પૂજ્યતા વિષે ચોખો અનાદર દર્શાવે છે, અને જોકે ભીષ્મ એની પૂજ્યતા સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે તોપણ શિશુપાળના વિચારના માણસો પણ તે વખતે થોડા નહીં હોય એવુ સ્પષ્ટ જણાઈ આવે છે વળી કૃષ્ણ પોતેજ પરમેશ્વર તરીકે મહાદેવની અને બ્રહ્માની પૂજા કરે છે સઘળી વસ્તુઓનો ઉદ્ભવ એનાથી થયો છે એવુ કૃષ્ણને વિષે મહાભારતમા કોઈ કોઈ સ્થળે કહેવામા આવ્યુ છે ખરૂ, પણ જ્યા જ્યા એવા ફકરાઓ જોવામા આવે છે ત્યા ત્યા એવુ લાગે છે કે એ ફકરાઓ મહાભારતમા પાછળથી ઘુસાડી દેવામા આવેલા. કૃષ્ણની પરમેશ્વર તરીકેની પૂજા ખરેખરી પુરાણોમાજ જોવામા આવે છે. ભાગવત પુરાણ, પદ્મપુરાણ, વિષ્ણુપુરાણ એ ગ્રન્થોમાજ એને પરમેશ્વર તરીકે વર્ણવ્યો છે એ ઉપરથી સિદ્ધ થાય છે કે ભગવદ્ ગીતાનો ગ્રન્થ પુરાણના ગ્રન્થો જે વખતે રચાયા તે અરસામાજ રચાયો હોવો જોઇએ.

૨. પુરાણની અદર દેવતાઓના જે જે ચિહ્નો અને સાહિત્યો ગણાવવામા આવ્યા છે તેજ ગીતાના દશમા અધ્યાયમા ગણાવવામા આવ્યા છે —

સમુદ્રમથનથી ઉત્પન્ન થયલો ઉચ્ચૈઃશ્રવસ્ નામનો ઇન્દ્રનો ઘોડો, વરુણ જેના ઉપર સ્વાર થાય છે અને કામદેવ જેને પોતાના ધ્વજ ઉપર ધરી રાખે છે તે મકર, ઇન્દ્રનો હાથી ઐરાવત, વિષ્ણુ જેના પર સ્વાર થાય છે તે વૈનતેય—એ સર્વ પૌરાણિક મહત્ત્વના પ્રાણીઓને ગીતામા ગણાવવામા આવ્યા છે વળી મહાભારતના નલોપાખ્યાનમા

વરુણને સમુદ્રના રાજા તરીકે વર્ણવવામા આવ્યો છે ત્યારે ગીતામા તેને માત્ર જળચર પ્રાણીઓનો સરદારજ કહેવામા આવ્યો છે ભૂતોની પૂજા ઉપરથી પણ પુરાણના સમયનુંજ સૂચન થાય છે વળી, સામવેદને સઘળા વેદોમા શ્રેષ્ઠ ગણવામા આવ્યો છે, તે પરથી જણાય છે કે યજ્ઞને પ્રસગે સામવેદના મત્રો ભણવામા આવતા હશે એવા સમયમાજ—એટલે મનુના પછી લાબો વખત રહીને—ભગવદ્ ગીતા રચાઈ હોવી જોઇએ

(૩) ભગવદ્ ગીતાની ભાષા ઉપરથી પણ એની અર્વાચીનતા જણાઈ આવે છે. "**कल्प**," "**मन्वन्तर**," "**द्वन्द्व**," "**भाषा**" ( એટલે ચિહ્ન ), "**योग**," "**विभूति**," "**माया**" એ સઘળા શબ્દો પુરાણગ્રન્થોમાજ સામાન્ય વપરાશના થઈ ગયલા જોવામા આવે છે વળી, ભગવદ્ ગીતાની ભાષા તે કાલિદાસની "શકુન્તલા" મા વપરાયલી ભાષા જેવી લાગે છે.

આ સઘળા "પ્રમાણુ" ઉપરથી મિ ડેવિસને લાગે છે કે ઇસ્વીસનના ત્રીજા સૈકા પહેલા ભગવદ્ ગીતા રચાઈ હશે નહીં, અને એ સમય પહેલા તો હિન્દુસ્તાનમા ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ થવા માડ્યો હતો, તેની અસર પણ એ ગ્રન્થ ઉપર થઇજ હશે ].

[ **રામાયણનુ કાવ્ય**—એ કાવ્ય વિષે મિ ચિંતામણ વિનાયક વૈદ્ય કેટલાક આન્તર પ્રમાણોને આધારે જણાવે છે કે જે સમયે બૌદ્ધ ધર્મનો ઉદય થયો ન્હોતો, જે સમયે વેદનાજ દેવતાઓ—ઇન્દ્ર, વરુણ, યમ વગેરેની-યજ્ઞ વડેજ પૂજા થતી હતી, જે સમયે બ્રાહ્મણ અને ક્ષત્રિય વર્ગના માણસો એકબીજાના પરિચયમા છૂટથી આવી શકતાં હતા અને એક વર્ગના માણસથી બીજા વર્ગમા જવાયજ નહીં એવુ ન્હોતું, જે સમયે માસાહારની પણ છૂટ હતી, જે સમયે સ્ત્રીઓ પણ પુરુષના જેટલીજ આવડતહોશિઆરી ધરાવતી હતી અને પુરુષના જેટલીજ સ્વતત્રતા ભોગવતી હતી તે અત્યન્ત પ્રાચીન સમયમા વાલ્મીકિએ એ કાવ્ય રચ્યુ હતું. આ પ્રમાણે એ કાવ્ય મહાભારતના કરતા વધારે પ્રાચીન છે, પણ એમા જે ઉમેરાઓ થયા તે મહાભારતની છેવટની ( સૌતિની ) આવૃત્તિ તૈયાર થઈ ત્યાર પછી થયલા જણાય છે હાલના રામાયણમા 'શ્રમણ' અને 'શ્રમણી' વિષે કથન કરવામા આવ્યુ છે, એટલુજ નહીં પણ બૌદ્ધ ધર્મ વિરુદ્ધના સખ્ત વચનો કહેવામા આવ્યા છે તે પરથી એવુ અનુમાન થાય છે કે અશોકે બૌદ્ધ ધર્મને રાજ્યધર્મ તરીકે સ્વીકાર્યો

ત્યાર પછી કેટલોક વખત રહીને એ ધર્મ અસ્ત થવા લાગ્યો તે અરસામા રામાયણ રચાયુ હોવુ જોઈએ. વળી મહાભારતમા રાશિઓ વિષે કોઈ પણ ઠેકાણે કથન કરવામા આવ્યુ નથી, પણ રામાયણમા રાશિઓ વિષે કથન કરવામા આવ્યુ છે. એ રાશિઓ વિષેનુ જ્ઞાન યવન લોકો મારફત આશરે ઇ સ પૂર્વે ૨૦૦ વર્ષ ઉપર હિન્દુસ્તાનમા દાખલ થયુ હતું એ ઉપરાત, ઉત્તરકાણ્ડમા મારુતિના વ્યાકરણજ્ઞાન વિષે કહેવામા આવ્યુ છે તે ઉપરથી જણાય છે કે મારુતિને પતજલિના ભાષ્યનુ જ્ઞાન પણ હતું એ સર્વ ઉપરથી એવુ જણાય છે કે રામાયણને હાલનું સ્વરૂપ પ્રાપ્ત થયુ તે વહેલામા વહેલું ઇસ્વીસન પૂર્વે પહેલા સૈકામા હોઈ શકે. ત્યાર પહેલા મહાભારતનો ગ્રન્થ અસ્તિત્વમા હતો અને રામાયણમા અયોધ્યાકાડનો ૧૦૦ મો સર્ગ રાજાના ધર્મ વિષેનો છે તે મહાભારતમા સભા પર્વનો પાંચમો અધ્યાય છે તે ઉપરથીજ લેવાયલો જણાય છે, કારણ કે રામ તરફથી ભરતને જે સો પ્રશ્ન પૂછવામા આવે છે તે ઘણે કઢગે વખતે પૃછવામા આવે છે અને એ ભાગ એની આગળના તથા પાછળના ભાગથી સ્પષ્ટ જુદો જણાઈ આવે છે તે પરથી મહાભારતનું જોઇને એ સર્ગ રામાયણમા ઘુસાડી દેવામા આવેલો એવુ સ્પષ્ટ માલમ પડે છે. રામાયણની કથાને લગતા જુદા જુદા કાવ્યોને મિ. વૈદ્ય નીચેના અનુક્રમમા ગોઠવે છે એ ક્રમ રચનાકાળ પ્રમાણેનો છે —

૧. વાલ્મીકિનો મૂળ ગ્રન્થ.

૨ બૌદ્ધ લોકોનુ "दशरथजातक"

૩ મહાભારતમા આપેલુ "रामोपाख्यान"

૪. વાલ્મીકિનો ગ્રન્થ હાલ જે સ્વરૂપમા આપણા જોવામા આવે છે તે.

૫. કાલિદાસ, ભવભૂતિ વગેરે સસ્કૃત કવિઓના રચેલા रघुवंश, महावीरचरित, उत्तमरामचरित વગેરે ગ્રન્થો

૬ પુરાણો, ખાસ કરીને "पद्मपुराण" અને "अध्यात्मरामायण".

૭ તુળસીદાસ વગેરે કવિઓના કાવ્યો ]

# પ્રકરણ ૧૧

—x*x—

## મહાકાવ્યો

(આશરે ઇસ પૂ ૨૦૦ થી ઇસ ૧૧૦૦)

હિન્દુસ્તાનના કાવ્યસાહિત્યનો ખરો ઇતિહાસ થાનેશ્વર અને કનોજના રાજા હર્ષવર્ધન, જેણે આખા ઉત્તર હિન્દુસ્તાન ઉપર રાજ્ય ચલાવ્યુ હતુ અને જેના આશ્રયથી બાણ કવિએ **हर्षचरित** એ નામનો ઐતિહાસિક વૃત્તાન્ત અને બીજા ગ્રન્થો લખ્યા હતા, તેના રાજ્યથી (૬૦૬–૬૪૮), એટલે ઇસ્વીસનના સાતમા સૈકાના પ્રથમાર્ધથીજ શરૂ થાય છે આ સમયની પહેલાના કોઈ પણ કાવ્યની તારીખ હજી સુધી ચોક્કસ નક્કી થઈ નથી. તોપણ કાવ્યશૈલીની જેના ઉપર મજબૂત અસર થઈ હોય એવો એક ગ્રન્થ, વરાહમિહિર નામના ખગોળશાસ્ત્રીની "**बृहत्संहिता**," એને આપણે વગર આચકે છઠ્ઠા સૈકાના મધ્યભાગમા મૂકી શકીશુ પણ કાલિદાસ, સુબન્ધુ, ભારવિ, ગુણાઢ્ય* વગેરે સૌથી પ્રખ્યાત કવિઓની તારીખને માટે તો આપણી પાસે કોઈ પણ રીતનુ ઐતિહાસિક પ્રમાણ નથી એ કવિઓના સમ્બન્ધમા ચોક્કસ રીતે તો આપણાથી એટલુજ કહી શકાશે કે આશરે ઇ સ ૬૦૦મા એ કવિઓની કીર્તિ ઘણે દૂર સુધી ફેલાઈ ગઈ હતી બાણના ગ્રન્થમા

---

* સુબન્ધુએ "**वासवदत्ता**" એ નામનો વાર્તાનો ગ્રન્થ લખ્યો છે એ કવિ કદાચ સાતમા સૈકામા થઈ ગયો હશે એમ પ્રો વેબર ધારે છે ડૉ હૉલે "**वासवदत्ता**"નો ગ્રન્થ પ્રસિદ્ધ કર્યો છે તેની પ્રસ્તાવનામા એણે એવુ અનુમાન કર્યુ છે કે ભવભૂતિ સુબન્ધુના પહેલા થઈ ગયો હતો ભારવિએ કિરાતાર્જુનીયનુ મહાકાવ્ય લખ્યુ છે શક સવત્ ૫૦૭, એટલે ઇ સ ૫૮૫–૬ના એક મુદ્રાલેખમા ભારવિ અને કાલિદાસ એ બેઉ કવિઓના નામ સાથે આપવામા આવ્યા છે, એટલે એ સમય સુધીમા બેઉને પ્રખ્યાતિ પણ મળી ચૂકી હતી એમ જણાય છે ગુણાઢ્ય આશરે છઠ્ઠા સૈકામા થઈ ગયો હતો એણે '**बृहत्कथा**"નો ગ્રન્થ રચ્યો હતો તે પૈશાચી ભાષામા લખાયલો હતો એવુ ધારવામા આવે છે એ ગ્રન્થને આધારે બારમા સૈકામા થઈ ગયલા સોમદેવે પોતાનો "**कथासरित्सागर**" નામનો ગ્રન્થ રચ્યો

અને ઇસ ૬૩૪ના એક મુદ્રાલેખમા એ કવિઓના વિષે જે કથન કરવામા આવ્યુ છે તે ઉપરથી એટલીજ વાત આપણને માલમ પડે છે વળી એ કવિઓમાથી કેટલાક, જેમકે ગુણાઢ્ય, કે જેના ગ્રન્થ વિષે સુબન્ધુએ વારવાર કથન કર્યું છે, તે તો નક્કી એના કરતા ઘણા વધારે પ્રાચીન સમયમાજ થઈ ગયલા હોવા જોઈએ તારીખ નક્કી કરવામા ઉપયોગની થાય એવી જે કઈ થોડી ઘણી સામગ્રી કવિઓની પોતાની તરફથી આપણને ઉપલબ્ધ થઈ છે તેનો ઉપયોગ કરવો મુશ્કેલ થઈ પડે છે, કારણ કે ઇસ્વીસનના પહેલા પાચ સૈકા સુધીનો હિન્દુસ્તાનનો રાજકીય તથા સામાજિક ઇતિહાસ હજી અધકારમાજ છવાયલો છે.

કાવ્યસાહિત્યનો પ્રચાર ક્યારે થયો તેના સમ્બન્ધમા પતજલિના **મહાભાષ્ય**મા આપેલા ઉતારાઓને આપણે અગત્યના પ્રમાણ તરીકે ગણી શકીશુ એ ઉતારાઓ ઉપરથી આપણને માલમ પડે છે કે એના વખતમા કાવ્યસાહિત્ય ઘણું ખીલેલુ હતું, અને ઇસ્વીસનની શરૂઆત પહેલાથી એ વિકાસ થયલો હોવો જોઈએ એ ઉતારાઓમાના કેટલાક શ્લોકો સસ્કૃત સમયના કૃત્રિમ છન્દોમા રચાયલા છે અને જે **અનુષ્ટુમ્** શ્લોકો છે તેનુ વસ્તુ તેમજ તેનું બાહ્ય સ્વરૂપ એ બેઉ રામાયણ–મહાભારતને નહીં, પણ સંસ્કૃત સમયના કાવ્યોને મળતા આવે છે.

આ ઉપરાત આપણે જાણીએ છિયે કે ઇ સ ૪૧૪ થી ૪૨૧ સુધીમા અશ્વઘોષના **બુદ્ધચરિત**નો ચીનની ભાષામા તરજુમો કરવામા આવ્યો હતો આ ગ્રન્થને માટે ગ્રન્થની અદરજ "**મહાકાવ્ય**" એ શબ્દ વાપરવામા આવ્યો છે, એટલુજ નહીં પણ એ ગ્રન્થ કાવ્યની શૈલીમાજ લખાયલો છે બૌદ્ધ ધર્મના અનુયાયીઓમા મનાતું આવ્યુ છે તે પ્રમાણે અશ્વઘોષ એ કનિષ્ક રાજાનો સમકાલીન હતો, એટલે એ ઇસ્વીસનના પહેલા સૈકામા થઈ ગયો હોવો જોઈએ. ગમે તેમ હોય, પણ એનુ કાવ્ય ઇ સ ૩૫૦ અને ૪૦૦ની વચ્ચેના સમય કરતા વધારે મોડુ નહીં લખાયુ હોય એ નક્કી છે એક બૌદ્ધ ધર્મના સાધુએ આ પ્રમાણે સસ્કૃત કાવ્યના નિયમાનુસાર બુદ્ધની દતકથા લખવાનો વહેલો વિચાર કર્યો એજ વાત ઉપરથી બ્રાહ્મણોનુ કાવ્યસહિત્ય મોડામા મોડુ ઇસ્વીસનના ચોથા શતકમા અને ઘણુખરુ એના લાબા વખત પહેલા કેવુ પ્રચાર પામી ચૂક્યુ હતુ એ જણાઈ આવે છે

છેલ્લા પા સૈકામા નિષ્કશાસ્ત્રની શોધખોળોમા જે વધારો થયો છે તેને પરિણામે ઇસ્વીસનના પહેલા પાચ સૈકાના તિમિરાચ્છાદિત સમયના કાવ્યસાહિત્યના ઇતિહાસ ઉપર ઘણો પ્રકાશ પડવા માડયો છે. મિ ફ્લીટના "Corpus Inscriptionum Indicarum" ના ત્રીજા પુસ્તકમા એ વિષયના સમ્બન્ધમા અગત્યના એવા આખા અઢાર મુદ્રાલેખો આપ્યા છે. એ લેખો મ્હોટે ભાગે પદ્યમા લખાયલા છે, પણ ક્વચિત્ ક્વચિત્ ઉંચા પ્રકારનું ગદ્ય પણ એ લેખોમા જોવામા આવે છે. એ લેખો આશરે ઇ સ ૩૫૦ થી ૫૫૦, એટલે બસો વર્ષ સુધીમા લખાયલા છે એમાના ઘણાખરા લેખોમા ગુપ્ત વશનો સવત્ વાપરવામા આવ્યો છે. એ સંવત્ ઇ.સ. ૩૧૯થી શરૂ થાય છે, અને દ્વિતીય ચન્દ્રગુપ્ત, જેને વિક્રમાદિત્ય એ નામ પણ આપવામા આવ્યુ હતું, તેણે એ સંવત્નો પ્રથમ ઉપયોગ કર્યો હતો. એ રાજાના મુદ્રાલેખો અને સિક્કાઓ ઇ સ ૪૦૦ થી ૪૧૩ સુધીના છે કેટલાક લેખોમા માલવ સવત્, જે પાછળથી વિક્રમ સવત્ એ નામથી ઓળખાયો અને જે ઇ સ પૂર્વે ૫૭ થી શરૂ થાય છે, તે વાપરવામા આવ્યો છે એમાના કેટલાક લેખો પ્રશસ્તિના છે, એટલે તેમા રાજાઓની પ્રશસા કરવામા આવી છે એ પ્રશસ્તિઓને તપાસતા માલમ પડે છે કે, ચોથા, પાચમા, અને છઠ્ઠા સૈકામા જે કાવ્યશૈલી વપરાતી હતી તે આજ દિન સુધી સચવાઈ રહેલા કાવ્યોના કરતા જુદી ન્હોતી ગુપ્ત વશનો રાજા સમુદ્રગુપ્ત, જે ચોથા સૈકાના દ્વિતીયાર્ધમા થઈ ગયો, તેના વિષે આપણા જોવામા આવે છે કે તે જાતે કવિ હતો અને બીજા કવિઓને આશ્રય આપતો હતો એ આશ્રય લેનારા કવિઓમા એક હરિષેણ કરીને હતો તેણે પોતાના આશ્રયદાતાની પ્રશસામા ત્રીસેક લીટીઓ (નવ શ્લોકો) પદ્યમાં લખ્યા છે અને લગભગ એટલીજ લીટીઓ ગદ્યમા પણ લખી છે એ લખાણુમા ભાષા ઉપર એનો કાબુ એવો જણાય છે કે કાલિદાસ અને દણ્ડી જેવા કવિની સાથે પણ એ હરીફાઈમા ટકી શકે કાવ્યશાસ્ત્ર વિષેના સઘળા સંસ્કૃત ગ્રન્થોના નિયમાનુસાર એના ગદ્યમા અનેક લાબા સમાસો જોવામા આવે છે, અને તેમાનો એક સમાસ તો એટલો લાબો છે કે તેના અક્ષરોની સંખ્યા ૧૨૦ કરતા પણ વધારે થાય છે એની કવિતામા કાલિદાસ અને બીજા કવિઓની પેઠે એ વૈદર્ભી રીતિનો સ્વીકાર કરે છે, અને લાબા સમાસોનો પરિત્યાગ એ વૈદર્ભી રીતિનું ખાસ લક્ષણ છે સમુદ્રગુપ્તની પછીના રાજા દ્વિતીય ચન્દ્રગુપ્તના પ્રધાન વીરસેનનો

લખેલો એક મુદ્રાલેખ છે તેમા પણ આ શૈલી, જે ઇ સ. ૩૦૦ સુધીમા સંપૂર્ણ વિકાસ પામી ચૂકી હતી, તે વાપરવામા આવી છે.

એક ઘણો અગત્યનો મુદ્રાલેખ માલવ (વિક્રમ) સવત્ ૫૨૯ નો અથવા ઇ સ ૪૭૩ નો છે. એ લેખમાં આખા ૪૪ શ્લોકો (બધી મળીને ૧૫૦ લીટીઓ) છે, અને દશપુર (જે હાલ મેન્ડેસરના નામથી ઓળખાય છે) ત્યા આગળ સૂર્યનુ મદિર છે તેની પ્રતિષ્ઠાના સ્મારક તરીકે વત્સભટ્ટિ નામના કવિએ એ શ્લોકો રચેલા છે આ મુદ્રાલેખની સૂક્ષ્મ પરીક્ષા કરતા એવા નિર્ણય ઉપર અવાય છે કે પાચમા સૈકામા કાવ્યનું મ્હોળુ સાહિત્ય અસ્તિત્વ ધરાવતું હોવુ જોઇએ, અને એ ઉપરાત વિશેષ તો એ માલમ પડે છે કે એ કાવ્યમા અને કાલિદાસના ગ્રન્થોમા કેટલુક સરખાપણું છે આ છેલ્લી વાત પરથી એવુ અનુમાન થાય છે કે વત્સભટ્ટિ, જેની કવિત્વશક્તિ ઘણી ઉતરતા પ્રકારની હતી અને જેણે પોતાનુ કાવ્ય શ્રમપૂર્વક લખ્યાનુ જણાવ્યુ છે, તેને કાલિદાસના કાવ્યો વિષે માહિતી હતી અને કાલિદાસના કાવ્યોનો તેણે ઉપયોગ કર્યો હતો આ કારણથી દ્વિતીય ચન્દ્રગુપ્ત વિક્રમાદિત્યના રાજ્યનો સમય, એટલે ઇસ્વીસનના પાચમા સૈકાનો આરભકાળ, એ આશરા પડતો સમય હિન્દુસ્તાનના મ્હોટામા મ્હોટા કવિને માટે માટે સૌથી વધારે સભવિત જણાય છે.

ગુપ્ત વશના સમયના મુદ્રાલેખ ઉપરાત બે અગત્યના લેખો ઇસ્વીસનના બીજા સૈકાના છે તે ગદ્યમા લખાયલા છે અને ઘણા લાબા છે તેમાનો એક ગિરનારનો છે અને બીજો નાસિકનો છે એ લેખો ઉપરથી માલમ પડે છે કે એ સમયે પણ એક ગદ્ય કાવ્યની શૈલી હતી તે ઘણી બાબતોમા પાછલા સમયના સસ્કૃત સાહિત્યની વાર્તાઓ અને કાદમ્બરીઓને મળતી આવતી હતી, કારણ કે એ લેખોમા લાબા સમાસો વારવાર વાપરવામા આવ્યા છે, એટલુંજ નહીં પણ અનુપ્રાસ અને જાત જાતની ઉપમાઓ તથા રૂપકોનો પણ પુષ્કળ ઉપયોગ કરવામા આવ્યો છે તોપણ એ લેખોમા કાવ્યાલકારો ઘણા ઓછા વાપરવામા આવ્યા છે અને તે પણ કેટલીક વખતે તો રામાયણ-મહાભારતના જેવા સાદાજ હોય છે. એકદર જોતા એ લેખો હરિષેણના કાવ્યના ગદ્ય વિભાગના કરતા ઓછી કૃત્રિમતા વાળા છે, એટલે દણ્ડી, સુબન્ધુ, અને બાણના ગ્રન્થો કરતા તો એની કૃત્રિમતા ઘણીજ ઓછી હોય તેમા કઈ નવાઈ જેવુ નથી ગિરનારના મુદ્રાલેખ ઉપરથી જણાય છે કે એના લેખકને કાવ્યશાસ્ત્રના

એક સિદ્ધાન્ત વિષે ખબર હતી, એના વખતમા વૈદર્ભી રીતિના નિયમો પ્રમાણેના છન્દોબદ્ધ કાવ્યો રચાતા હતા, અને ત્યાર પછીના વખતમા તેમ તે વખતમા પણ એવા કાવ્યોને રાજદરબારમાથી ઉત્તેજન મળતું હતું કાવ્યસાહિત્ય એ બીજા સૈકાની એક નવીન શોધ હતી એમ માની શકાય એવુ નથી એ સૈકા પહેલા લાબા વખત સુધી એ સાહિત્યનો વિકાસ થતો રહ્યો હોવો જોઇએ આ પ્રમાણે કૃત્રિમ કાવ્યસાહિત્યની શરૂઆત ઇસ્વીસનના પહેલાથી થઈ હતી એવા મહાભાષ્યના પ્રમાણુને મુદ્રાલેખના વાચનથી ટેકો મળે છે, એટલુજ નહીં પણ ત્યાર પછીના સૈકાઓમા પણ એ સાહિત્ય નિરતર ખેડાતુ રહ્યું હતું એવુ સિદ્ધ થાય છે.

મહૂમ પ્રોફેસર બુલર અને મિ ફ્લીટની આ શોધખોળોને પરિણામે પ્રોફેસર મૅક્સ મ્યૂલરનો છઠ્ઠા સૈકામા સસ્કૃત સાહિત્યનું પુનરુજ્જીવન થયાનો ઘણો જાણીતો સિદ્ધાન્ત, જે એ વિદ્વાન્ તરફથી પોતાની હમેશની તેજદાર રીત પ્રમાણે "India, what can it Teach us?" (હિન્દુસ્તાન એ આપણને શુ શીખવે છે?) એ નામના ગ્રન્થમાં રજુ કરવામા આવ્યો હતો અને જે અનેક વર્ષો સુધી સ્વીકારાયો જતો હતો, તે હવે ભૂલભરેલો ઠરે છે

શક (સીથિયન) અને બીજા પરદેશીઓના હુમલાઓને લીધે ઇસ્વીસનના પહેલા બે સૈકાઓમા હિન્દુસ્તાનના વતનીઓને સાહિત્યપ્રવૃત્તિ છોડી દેવી પડી હતી એવુ પ્રોફેસર મૅક્સ મ્યૂલરનુ શરૂઆતનુ વચન છે તે ઉપર જણાવેલા બે મુદ્રાલેખમાના પાછલા મુદ્રાલેખના પ્રમાણ ઉપરથી ખોટુ ઠરે છે. એ મુદ્રાલેખના પ્રમાણને બીલકુલ ન ગણીએ અને બીજી રીતે વિચાર કરીએ તોપણ એ સમયે સાહિત્યપ્રવૃત્તિ એવી રીતે એકદમ અટકી ગઈ હોય એ ઘણું અસભવિત લાગે છે પ્રથમ તો સીથિયનોએ હિન્દુસ્તાનના આશરે એક-પચમાશ જેટલા ભાગનેજ હમેશને માટે તાબે કર્યો હતો, કારણ કે તેઓનુ રાજ્ય પૂર્વમા મથુરા કરતા વધારે આગળ વધ્યુ હોય એમ જણાતું નથી, અને પંજાબ, સિંધ, ગુજરાત, રાજપુતાના, અને મધ્ય હિન્દુસ્તાન એટલા પ્રદેશોજ તેઓના તાબામા આવ્યા હતા વળી એ જીતનારા લોકોએ ઝડપથી હિન્દુપણુ સ્વીકારવા માડયુ હતું એમાના ઘણાખરાઓએ બીજી પેઢીએ નામ પણ હિન્દુસ્તાનના વતનીઓ જેવા રાખ્યા હતા એમાના એક ઉષવદાત

(સંસ્કૃત "ऋषभदत्त") તેણે સરકૃત અને પ્રાકૃતની મિશ્ર ભાષામાં લખાયલા એક મુદ્રાલેખમા પોતાના પરાક્રમો વર્ણવ્યા હતા. કનિષ્ક પોતે (ઈ સ ૭૮) અને એની પછીના રાજાઓ બૌદ્ધ ધર્મને આશ્રય આપતા હતા, અને એ રાજાઓના અમલ દરમ્યાન મથુરા આગળ હિન્દુસ્તાનનું શિલ્પશાસ્ત્ર ઘણી ઉન્નત સ્થિતિએ પહોચ્યુ હતુ આ પ્રમાણે જીતનારી પ્રજાએ હિન્દુસ્તાનનો પ્રમાણમા થોડો ભાગ જે જીત્યો હતો તેનો સુધારો પોતેજ સ્વીકારી લીધો હતો તો દેશના એ ભાગમા સાહિત્યપ્રવૃત્તિ તદ્દન બધ પડી ગઈ હતી એમ માની લેવાનુ કઈ કારણ રહેતું નથી, અને આખા હિન્દુસ્તાનની સાહિત્યપ્રવૃત્તિ એકદમ અટકી ગઈ હતી એમ માનવાને તો આધારજ ક્યા રહ્યો?

પ્રોફેસર મૅક્સ મ્યૂલરનો મુખ્ય સિદ્ધાન્ત એ છે કે ઇસ્વીસનના છઠ્ઠા સૈકાના મધ્ય ભાગમા ઉજ્જનના રાજા વિક્રમાદિત્યનુ રાજ્ય ચાલતું હતું અને દતકથા પ્રમાણે એની દરબારમા કાલિદાસ વગેરે પ્રખ્યાત કવિઓનો સત્કાર થતો હતો તે સમય હિન્દુસ્તાનના કાવ્યસાહિત્યનો સુવર્ણયુગ હતો કાવ્યસાહિત્યના પુનરુજ્જીવનનો આ સિદ્ધાન્ત તવારીખ સમ્બન્ધી ફ઼રગૂસનના ચતુરાઇભરેલા તર્ક (hypothesis) ઉપર આધાર રાખે છે ઉજ્જનના એક વિક્રમ નામના રાજાએ હિન્દુસ્તાનમાથી સીથિયન લોકોને કાઢી મૂક્યા ત્યાર પછી ઇ સ ૫૪૪ મા પોતાના વિજયના સ્મારક તરીકે એણે વિક્રમ સંવત્ સ્થાપ્યો અને ઇ સ પૂ ૫૭ થી એટલે પોતાના સમય કરતા ૬૦૦ વર્ષ પાછળથી, એ સંવતના વર્ષો એણે ગણવા માડયા એવો ફ઼રગૂસનનો તર્ક છે આ તર્ક તદ્દન ખોટો છે એવુ મિ ફ઼્લીટની મુદ્રાલેખ સમ્બન્ધી શોધખોળોને પરિણામે સિદ્ધ થયુ છે. એ શોધખોળોથી માલમ પડયુ છે કે ઇ સ. પૂ ૫૭ થી જેની ગણત્રી કરવામા આવે છે તે વિક્રમ સંવત્ ઇ સ ૫૪૪ મા સ્થાપવામા આવ્યાની વાત ખોટી છે, એટલુજ નહીં પણ એના એક સકા કરતા વધારે વખત પહેલાથી માલવ સવત્ (જે આશરે ઇ સ ૮૦૦ થી વિક્રમ સવત્ એ નામથી ઓળખાવા લાગ્યો) તે વપરાશમા આવી ચૂક્યો હતો એ ઉપરાત માલમ પડે છે કે છઠ્ઠા સૈકાના મધ્યભાગમા પશ્ચિમ હિન્દુસ્તાનમાથી કોઈ શક (સીથિયન) લોકોને કાઢી મૂકવામા આવ્યા હોય એ સભવિત નથી, કારણ કે એના સો કરતા વધારે વર્ષ પહેલાથી તે દેશ ગુપ્ત રાજાઓથી જીતાઈ ચૂક્યો હતો. અન્તમા, એવુ માલમ

પડે છે કે જોકે બીજા પરદેશી વિજેતાઓને, હુણ લોકોને, છઠ્ઠા સૈકાના પ્રથમાર્ધમા પશ્ચિમ હિન્દુસ્તાનમાથી ખરેખરા કાઢી મૂકવામા આવ્યા હતા તોપણ તેઓને કાઢી મૂકનારો રાજા કોઈ વિક્રમાદિત્ય ન્હોતો, પણ યશોધર્મન્ વિષ્ણુવર્ધન એ નામનો રાજા હતો.

આ પ્રમાણે વિક્રમાદિત્ય એ પ્રતાપી રાજા છઠ્ઠા સૈકાના ઐતિહાસિક પ્રદેશમાથી ખસીને દંતકથાના તિમિરાચ્છાદિત પ્રદેશમા અદૃશ્ય થઈ જાય છે સોળમા સૈકાના એક ગ્રન્થમા ઘણીવાર ટાકવામા આવતો પણ જેનુ પ્રામાણ્ય બરાબર સિદ્ધ થયુ નથી એવો એક શ્લોક આપ્યો છે તેમા વિક્રમાદિત્યની સાથે એની દરબારના "નવરત્નો" માના મુખ્ય તરીકે ધન્વતરિ, ક્ષપણક, અમરસિહ, વરાહમિહિર, અને વરરુચિના નામ જોડવામા આવ્યા છે. વિક્રમ રાજા ઇસ્વીસનના છઠ્ઠા સૈકામા થયા હતા એ વાત ખોટી ઠરે છે તેની સાથે આ શ્લોકમા ગણાવેલા કવિઓની તારીખના નિર્ણયની બાબતમા આ શ્લોકની સઘળી ઉપયોગિતા જતી રહે છે એવી દતકથાના પ્રમાણ ઉપરથી એ સઘળા કવિઓ એકજ સમયમા થયા હતા એમ માનવુ એ પણ વાસ્તવિક નથી. જોકે એમાનો એક વરાહમિહિર તે ખરેખરો છઠ્ઠા સૈકામાજ થયો હતો, તોપણ હવે તો સ્વતત્ર રીતે અને બીજી દલીલોને આધારે દરેક કવિના કાળનો નિર્ણય કરીને પછીજ તેને એ સૈકામા મૂકી શકાય વિક્રમાદિત્યની દતકથાને બાદ કરીએ તો છઠ્ઠા સૈકામા કાવ્ય સાહિત્યનો વિશેષ વિકાસ થયો હતો એવુ માનવાને હવે કઈ પણ કારણ રહેતું નથી, કારણ કે હરિષેણની પ્રશસ્તિ અને ગુપ્તવશના સમયની બીજી કેટલીક મુદ્રાલેખની કવિતાઓ ઉપરથી માલમ પડે છે કે ઓછામા ઓછા બસો વર્ષ પહેલાથી એ સાહિત્ય વિકાસ પામી ચૂક્યુ હતું

એકલા કાલિદાસને છઠ્ઠા સૈકામા મૂકવાને માટે બીજી જે દલીલો મૂકવામા આવે છે તેમાની કોઈપણ સંગીન નથી. એમાની એક મુખ્ય દલીલ ચૌદમા સૈકામા થઈ ગયલા મલ્લિનાથ નામના ટીકાકારે કાલિદાસના **મેઘદૂત**ના ૧૪ મા શ્લોક ઉપરની ટીકામા "**દિગ્નાગ**" એ શબ્દની જે સમજુતી આપી છે તેના ઉપરથી ઉઠાવવામા આવી છે એ શબ્દના સાધારણ અર્થ ઉપરાત દિગ્નાગ નામના કાલિદાસના એક હરીફ શત્રુનુ પણ એ શબ્દ વડે સૂચન થાય છે એવુ મલ્લિનાથનુ કહેવુ છે. પ્રથમ તો,

મલ્લિનાથનું આ કહેવું વાસ્તવિક છે કે નહીં તેજ ઘણી શક પડતી વાત છે ત્યાર પછી, દિગ્નાથ નામનો બૌદ્ધ ધર્મનો ઉપદેશક હતો તેના વિષે મલ્લિનાથે લખ્યું છે કે કોઈ બીજા દિગ્નાથ વિષે લખ્યું છે તે નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી ત્રીજું, દિગ્નાથ એ વસુબન્ધુનો શિષ્ય હતો એવી બૌદ્ધ ધર્મની વાર્તા ઉપર ઝાઝું વજન મૂકી શકાય તેમ નથી, કારણ કે સોળમા સૈકા સુધી એવી મતલબનું કથન થયલું જોવામા આવતું નથી. ચોથું, વસુબન્ધુ છઠ્ઠા સૈકામા થઈ ગયો હતો એમ કહેવાને માટે વિક્રમાદિત્ય વિષેનો સિદ્ધાન્ત એજ એક મુખ્ય આધાર છે, અને વસુબન્ધુના ગ્રન્થોનો ઇ સ ૪૦૪મા તરજુમો કરવામા આવ્યો હતો એવું ચીનના પ્રમાણ ઉપરથી માલમ પડે છે તે પરથી વસુબન્ધુ છઠ્ઠા સૈકામાં થઈ ગયો હતો એ વાત ખોટી ઠરે છે એ પ્રમાણે આ દલીલ રૂપી સાંકળની એકેએક કડી ઘણીજ નબળી છે એમ જણાઈ આવે છે.

બીજી મુખ્ય દલીલ એ છે કે આર્યભટ(ઇ સ ૪૯૯)ની પછી કાલિદાસ થયો હશે, કારણ કે યવન લોકોની પાસેથી પ્રાપ્ત થયલી ખગોળશાસ્ત્રની વિદ્યાનું એને જ્ઞાન હોય એમ જણાઈ આવે છે, પરતુ ડૉ. થીબોએ બતાવી આપ્યું છે કે "रोमकसिद्धान्त" એ નામનો હિન્દુસ્તાનનો એક ખગોળશાસ્ત્રનો ગ્રન્થ, જે નિ સંશય યાવની વિદ્યાના પરિચયની અસરને લીધે લખાયલો છે, તે આર્યભટના કરતા વધારે પ્રાચીન છે, અને તે ઇ સ ૪૦૦ કરતા વધારે મોડો લખાયલો હતો એમ માની શકાય એવું નથી આ સ્થળે ઉમેરવું જોઇએ કે ચન્દ્રગ્રહણ થાય છે તે પૃથ્વીની છાયાને લીધે થાય છે એવી કાલિદાસના रघुवंशમાના એક શ્લોક(૧૪, ૪૦)ની મતલબ છે એમ ગણીને આ ખગોળશાસ્ત્રની દલીલના ટેકામા એ શ્લોક ગેરવ્યાજબી રીતે ટાંકવામા આવ્યો છે, પણ ચન્દ્રની અંદર જે ડાઘા જણાય છે તે પૃથ્વીની છાયાને લીધે છે એવો સિદ્ધાન્ત પુરાણોમા ઘણી વાર પ્રતિપાદન કરવામા આવ્યો છે, અને ખરૂ જોતા આ શ્લોકમા જે કહેવામા આવ્યું છે તે પણ માત્ર એ ડાઘાઓના સમ્બન્ધમા કહેવામા આવ્યું છે.

આ પ્રમાણે આપણને હાલમા જે માહિતી મળી શકે છે તે ઉપરથી કાલિદાસ ક્રાઈસ્ટના છઠ્ઠા સૈકામા નહીં, પણ પાચમા સૈકામા થઈ ગયો હતો એમ માનવાને આપણને મજબૂત કારણ મળે છે. તોપણ

એના દરેકેદરેક ગ્રન્થની ભાષા, શૈલી, અને કાવ્યરચનાની સૂક્ષ્મ પરીક્ષા કરવામા આવે અને જેની તારીખ નક્કી કરી શકાતી હોય એવા મુદ્રા લેખોની સાથે તેમજ કાવ્યશાસ્ત્રના પ્રાચીનમા પ્રાચીન સસ્કૃત ગ્રન્થોમા આપવામા આવેલા નિયમોની સાથે એ ગ્રન્થોની સરખામણી કરવામા આવે ત્યા સુધી એ ક્યારે થઈ ગયો હતો એ પ્રશ્નનો ચોક્કસ નિર્ણય થઈ શકે એવો સભવ નથી

જેવી રીતે પુરાણના વિષયો મુખ્યત્વે કરીને **મહાભારત**માથી લેવાયા હતા તેવી રીતે પાચમાથી તે બારમા સૈકા સુધીમા રચાયલા અનેક કાવ્યોના વિષય **રામાયણ**માથી લેવાયા હતા, જોકે **રામાયણ**નુ પ્રાચીનમા પ્રાચીન કાવ્ય અને બીજા કાવ્યો એ બેની વચ્ચે ઘણો વખત ખાલી ગયો હતો **રામાયણ**ની અદર કાવ્યના વસ્તુને કાવ્યના બાહ્ય સ્વરૂપ કરતા વધારે પ્રાધાન્ય આપવામા આવ્યુ છે, પણ પાછલા કાવ્યો મા બાહ્ય સ્વરૂપ એનેજ વધારે અગત્યનુ ગણવામા આવ્યુ છે, અને વસ્તુ એ તો વધારે ને વધારે શૈલીની ચમત્કૃતિ દર્શાવવાનુ સાધન માત્ર થતુ જાય છે જેમ કાવ્ય વધારે મોડુ રચાયલુ હોય છે તેમ તર્કની ચતુરાઈ વડે અને શૈલીની કુશળતા વડે વાચકને ચકિત કરવા તરફ, હમેશા હૃદયના કરતા બુદ્ધિના ઉપર વિશેષ અસર કરવા તરફ કવિઓનુ વલણ વધારે ને વધારે જણાઈ આવે છે જે સારામા સારા કાવ્યો છે તેમા પણ ચોક્કસ નિયમોને બીજા કોઈ પણ દેશની કવિતાના કરતા વધારે સખ્ત રીતે વળગી રહેવામા આવ્યુ છે, કારણ કે **પાણિનિ**ના વ્યાકરણના નિયમોનો એ કાવ્યોની ભાષા ઉપર સખત કાબુ રહ્યો હોય છે, એટલુંજ નહીં પણ કાવ્યશાસ્ત્રના ગ્રન્થોમા યમક અને અલકારના જુદા જુદા પ્રકારને લગતા વિસ્તૃત નિયમોથી એની શૈલી પણ મજબૂત રીતે નિયન્ત્રિત થઈ હોય છે

કાલિદાસના **રઘુવંશ** અને **કુમારસંભવ** એ બે કાવ્યો સૌથી વધારે અગત્યના છે બેઉની લેખનશૈલીમા અપૂર્વતા છે અને બેઉમા ઘણી ઉંચા પ્રકારની કવિત્વશક્તિ જોવામા આવે છે કેટલાક શ્લોકો બેઉમા તેના તેજ છે, બીજા ઘણા શ્લોકો સ્હેજસાજ ફેરફાર સાથે મૂકવામા આવ્યા છે, અને અનેક ફકરાઓ એવા છે કે જે એકની એક રીતે મૂકવામા આવ્યા નથી છતા વિચારમા ઘણુ સરખાપણું ધરાવે છે વળી

બેઉ કાવ્યોમાં અમુક પ્રસંગનું વર્ણન આપવાને માટે અમુકજ છન્દ વાપરવામાં આવ્યો છે, બેઉમાં દરેક સર્ગ સાધારણ રીતે એકના એકજ છન્દમાં લખાયલો છે, પણ દરેક નવા સર્ગની શરૂઆતથી નવા છન્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે સંસ્કૃત સમય પ્રમાણેનો **अनुष्टुभ्** અને વેદના **त्रिष्टुभ्** ઉપરથી ઉત્પન્ન થયલો **उपजाति** એ બે છન્દો સૌથી વધારે વાપરવામાં આવ્યા છે

**रघुवंश**ના ઓગણીસ સર્ગ છે તેમાં **રામ**નું જીવનચરિત્ર અને તેની સાથે એના પૂર્વજો તથા વંશજોનો અહેવાલ આપવામાં આવ્યો છે પહેલા નવ સર્ગમાં **દિલીપ** અને એના પુત્ર **રઘુ**થી શરૂ કરીને **રામ**ના સૌથી નિકટના ચાર પૂર્વજોનું વર્ણન આપવામાં આવ્યું છે ત્યાર પછીના ૬ સર્ગ( ૧૦–૧૫ )માં **રામ**નો વૃત્તાન્ત આપવામાં આવ્યો છે અને તે વણોખરો વાલ્મીકિ, જેને કાલિદાસ આ સ્થળે ( ૧૫, ૪૧ ) " પહેલો કવિ" (**आद्यकवि**) એવું નામ આપે છે, તેના **रामायण**ની સાથે મળતો આવે છે ત્યાર પછીના બે સર્ગમાં **રામ**ના ત્રણ પાસેના વંશજોની હકીગત આપી છે, અને છેલ્લા બે સર્ગમાં એના વંશજો તરીકે **અયોધ્યા**માં જેમણે રાજ્ય ચલાવ્યું હતું તે બાકીના ચોવીશ રાજાઓનો અહેવાલ સંક્ષેપમાં આપવામાં આવ્યો છે, અને કંઇક અણધારી રીતે, વિષયી રાજા **અ**ગ્નિવર્ણના મૃત્યુની હકીગતની સાથે એ કાવ્ય સમાપ્ત થાય છે. **રામ**ના આ વંશજોના નામ **विष्णुपुराण**ની અંદર જે ટીપ આપવામાં આવી છે તેની સાથે બરાબર મળતા આવે છે

**रघुवंश**નો વૃત્તાન્ત કંઇક ત્વરાથી વહ્યો જાય છે, અને એમાં લાંબા લાંબા વર્ણનો અતિશય નડતા નથી એની અંદર ઔચિત્યવાળી અને અસર કરે એવી અનેક ઉપમાઓ આવે છે, અને ખરેખરી કવિત્વની ખુબી પણ એમાં ઘણી છે વળી કાવ્યના પ્રમાણમાં એની શૈલી સરળ છે, જોકે નિ.સંશય ઘણા ફકરાઓ એમાં એવા પણ છે કે જે યુરોપના માણસોને તો ઘણા કૃત્રિમ લાગ્યા વગર રહે નહીં સ્હવારમાં રાજાને જગાડવા એ જેનું કર્તવ્ય છે એવા કવિ તરફથી ઉચ્ચારાયલો નીચેનો શ્લોક ( ૫, ૭૫ ) નમૂના તરીકે ચાલશે—

भवति विरलभक्तिर्म्लानपुष्पोपहार
स्वकिरणपरिवेषोद्भेदशून्या. प्रदीपा. ।

अयमपि च गिर नस्त्वत्प्रबोधप्रयुक्ता-
मनुवदति शुकस्ते मञ्जुवाक्पञ्जरस्थ ॥

( ત્હમને ભેટ તરીકે આપેલા પુષ્પો કરમાઈ ગયા છે અને શિથિલ થઈ ગયા છે, દીવાઓ પણ પોતાનામાથી જે કિરણો નીકળતા હતા તેના પ્રકાશથી ગન્ય બની ગયા છે, પાજરામા રહ્યો રહ્યો મધુર વાણી બોલનારો ત્હમારો પોપટ તે ત્હમને જગાડવાને માટે હમે જે બોલો બોલીએ છિયે તે ફરીથી બોલી સભળાવે છે )

**રઘુવશ** ઉપરની વીસ કરતા વધારે ટીકાઓ જાણીતી છે તેમા **મલ્લિનાથ**ની **સઞ્જીવની** નામની ટીકા છે તે સૌથી વધારે પ્રખ્યાત છે **મલ્લિનાથે** કાવ્યના દરેકેદરેક શબ્દનો અર્થ સમજાવ્યો છે અને એનામા મ્હોટી ખુબી એ છે કે કવિનો મૂળ પાઠ કયો હતો તે શોધી કાઢવાનો અને તે સાચવી રાખવાનો એણે પ્રયત્ન કર્યો છે એના પહેલા લખાયલી અનેક ટીકાઓ વિષે એને ખબર હતી, અને એ ટીકાઓમાથી દક્ષિણાવત અને **નાથ** એ બેની ટીકાઓ વિષે એ અનુમોદનપૂર્વક લખે છે પણ એ ટીકાઓ હાલ અસ્તિત્વમા નથી જે બીજી ટીકાઓ સચવાઇ રહી છે તેમા ઇ સ ૧૩૮૫ મા દિનકર મિશ્રની રચાયલી **सुबोधिनी** અને ચારિત્રવર્ધન નામના જૈનની **शिशुहितैषिणी**, જેનો દિનકરની ટીકામા સાર આપવામા આવેલો જણાય છે, એ બે ગણાવવા જેવી છે

**કુમારસંભવ** અથવા "કાર્તિકેયનો જન્મ" એ કાવ્યના બધા મળીને સત્તર સર્ગો છે એમાના પહેલા સાત સર્ગમા શિવ અને હિમાલયની પુત્રી પાર્વતી એ કાર્તિકેયના માબાપના પ્રણય તથા લગ્નનુજ વર્ણન આપવામા આવ્યુ છે આ વાત ઉપરથીજ માલમ પડે છે કે વર્ણન એ આ કાવ્યનુ મુખ્ય લક્ષણ છે કવિત્વમય ચિત્ર આપવામા હિન્દુસ્તાનના કવિઓનુ જે ખાસ સામર્થ્ય રહેલુ છે તે આ કાવ્યમા ચોખ્ખુ જણાઈ આવે છે પોતાની ફળદ્રુપ અને અપૂર્વ કલ્પનાશક્તિના ઉપયોગને માટે આ સ્થળે જોઇએ તેટલો અવકાશ મળતો હોવાને લીધે કવિ તરફથી ઉપમા વગેરે અલકારો એ કાવ્યમા છૂટથી વપરાયલા જોવામા આવે છે **वियोगिनी** છન્દ ( જેની અન્દર દશ દશ અને અગિયાર

અગિયાર અક્ષરની પક્તિઓ વારાફરતી આવે છે અને લીટીના છેલ્લા અક્ષરો લઘુ ગુરુ એ પ્રમાણે હોય છે) તેનો એક શ્લોક નમૂના તરીકે ચાલશે કુદરતની વસ્તુઓ, જેને કવિત્વદૃષ્ટિથી પ્રમદા તરીકે કલ્પવામા આવી છે, તે પણ પતિને અનુસરનારી પત્નીના કર્તવ્યનુ કેવુ દૃષ્ટાન્ત પૂરુ પાડે છે તે કવિએ આ શ્લોકમા દર્શાવ્યુ છે —

शशिना सह याति कौमुदी
सह मेघेन तडित्प्रलीयते ।
प्रमदा पतिवर्त्मगा इति
प्रतिपन्नं हि विचेतनैरपि ॥

(ચન્દ્ર જાય છે તેની સાથે ચન્દ્રિકા પણ જતી રહે છે, મેઘ જાય છે તેની સાથે વીજળી પણ વિલય થાય છે સ્ત્રીઓ પોતાના પતિના પથને અનુસરે છે એ વાતનુ ચેતન વગરની વસ્તુઓ પણ પ્રતિપાદન કરે છે)

પાછલા દસ સર્ગમા શૃગારરસ ઘણો વધારે હોવાથી છપાયલી આવૃત્તિઓમા સાધારણ રીતે પહેલા સાત સર્ગજ આપવામા આવ્યા હોય છે જે હેતુને માટે કાર્તિકેયનો જન્મ થયો હતો તે હેતુ પૂરો થયાની હકીગત સાથે—તારકાસુરના વિનાશના વર્ણન સાથે—આ કાવ્ય પૂરૂ થાય છે

**કુમારસભવ** ઉપરની વીસ કરતા વધારે ટીકાઓ આજ દિન સુધી સચવાઈ રહી છે એમાની કેટલીક ટીકાઓ **રઘુવંશ** ઉપર જેમણે ટીકાઓ કરેલી છે તેમનીજ રચેલી છે એવા ટીકાકારોમા **મલ્લિનાથ** એ ખાસ ગણાનના જેવો છે

પાછલા સમયના કાવ્યોનો વિષય **રામાયણ—મહાભારત**માથીજ લેવાયલો છે પણ એ કાવ્યોની અદર ભાવાત્મક, શૃગારાત્મક, અને ઉપદેશાત્મક તત્ત્વો વધારે ને વધારે ભળેલા જોવામા આવે છે પ્રૌઢ કલ્પનાઓનો પ્રભાવ દર્શાવવાના સાધન તરીકે કાવ્યરચનાનો વધારે ને

વધારે ઉપયોગ થતો જાય છે, તે એટલે સુધી કે આખરે નિ.સાર **ઉક્તિઓ** અને વાક્છલ સિવાય બીજુ કંઈ પણ રહેતું નથી વલભીમા **શ્રીધરસેન**† નામના રાજાના વખતમા, ઘણુ કરીને સાતમા સૈકામા લખાયલુ અને જુદા જુદા ટીકાકારોના મત પ્રમાણે **ભર્તૃહરિ** નામનો કવિ અને વૈયાકરણ ( જે ઇ સ ૬૫૧મા મરણ પામ્યો હતો )* તેનુ રચેલુ કહેવાતું "**भट्टिकाव्य**" બાવીસ સર્ગનું બનેલુ છે અને તેમા રામની વાર્તા આપવામા આવી છે, પણ સસ્કૃત વ્યાકરણના રૂપો સમજાવવા એજ એ કાવ્યનો મુખ્ય ઉદ્દેશ છે

**किरातार्जुनीय**ના અઢાર સર્ગો છે તેમા **किरात**ના વેષમા **શિવ** અને **અર્જુન** એ બેની વચ્ચે થયલી લડાઈ, જે પહેલી **महाभारत**મા આપવામા આવી છે, તેનુ સવિસ્તર વર્ણન કરાયલુ છે એ કાવ્યના રચનાર **ભારવિ** વિષે ઇ.સ. ૬૩૪ના એક મુદ્રાલેખમા કથન કરાયલુ છે, એટલે એ કાવ્ય છઠ્ઠા સૈકા કરતા મોડુ લખાયુ હોય એ સભવિત નથી એ કાવ્યના પદરમા સર્ગમા દણ્ડીના **काव्यादर्श**મા વર્ણવેલા છે તેવા જાત જાતના શબ્દાલકારોના દૃષ્ટાન્ત તરીકે અનેક શ્લોકો આપવામા

---

† એ રાજાનુ નામ "શ્રીધરસેન' નહીં, પણ 'ધરસેન" હતુ એ નામના ચાર રાજાઓ થઈ ગયા હતા એમાનો કયો રાજા ભટ્ટિનો આશ્રયદાતા હતો તેનો નિર્ણય થઈ શકે એમ નથી, પણ એ કવિ છઠ્ઠા સૈકાના અન્તમા અને સાતમા સૈકાના આરભમા થઈ ગયો હતો એ વિષે કંઈ સશય નથી એ કવિને "ભટ્ટિ", "ભટ્ટ સ્વામી", "ભર્તૃ સ્વામી" "ભર્તૃહરિ' એવા જુદા જુદા નામ આપવામા આવ્યા છે પણ એનુ ખરૂ નામ "ભટ્ટિ" હતુ "ભટ્ટિ" એ "भर्तृ"નુ પ્રાકૃત રૂપ જણાય છે એના પિતાનુ નામ "શ્રીધર સ્વામી" અથવા "શ્રી સ્વામી" હતુ નીતિ, વૈરાગ્ય, અને શગારના શતકોનો રચનાર ભર્તૃહરિ એનાથી તદ્દન જુદો છે "वाक्यपदीय"નો રચનાર ભર્તૃહરિ એ બેઉથી જુદોજ છે, અને તે બૌદ્ધ ધર્મી હતો ઇ સ ૫૨૧મા જેનુ મૃત્યુ થયુ તે વૈયાકરણ આ વાક્યપદીયનો રચનારજ હોવો જોઇએ, કારણ કે ઇત્સિગે કહ્યુ છે કે એ વૈયાકરણ બૌદ્ધધર્મી હતો ભટ્ટિનુ ખરૂ નામ શુ હતુ અને તે ક્યારે થઇ ગયો તે વિષેની વિસ્તૃત ચર્ચાને માટે જુઓ ' Bombay Sanskrit series 'મા પ્રસિદ્ધ થયલા "भट्टिकाव्य"મા રા બા કમળાશંકર પ્રાણશકર ત્રિવેદીએ આપેલી પ્રસ્તાવના

* ચીનના મુસાફર ઇત્સિગના વચન ઉપરથી વૈયાકરણ ભર્તૃહરિનો મૃત્યુકાળ આ પ્રમાણે નક્કી થયો છે

આવ્યા છે. ઉદાહરણ તરીકે એક શ્લોક ( ૧૪ )મા ( છેડેનો "**त्**" ન ગણીએ તો ) સર્વત્ર "**न्**" સિવાય બીજો કોઈ વ્યજન જોવામા આવતો નથી,§ અને ત્યાર પછીના એક શ્લોક ( ૨૫ )મા દરેક લીટીના પ્રથમાર્ધના અક્ષરો ઉલટાવીને વાચીએ તો બરાબર દ્વિતીયાર્ધના અક્ષરો થઈ રહે છે *

**शिशुपालवध** એ કાવ્ય વીસ સર્ગનુ છે તેમા **ચેદિ**ના એક રાજાનો કુવર અને કૃષ્ણનો પિત્રાઈ શિશુપાલ વિષ્ણુને હાથે કેવી રીતે માર્યો ગયો તેનુ વર્ણન આપવામા આવ્યુ છે એ કાવ્ય **માઘ** કવિનુ રચેલુ છે તેથી એ **माघकाव्य** એ નામથી પણ ઓળખાય છે એ કાવ્ય ઇ સ ૬૫૦થી ઇ સ ૭૦૦ સુધીમા રચાયલુ છે એવુ મર્હૂમ ડૉ. **કિલહૉર્ને** સાબીત કરી આપ્યુ છે એના ૧૯મા સર્ગમા

છન્દોવિષયક ચમત્કૃતિના ઘણા નમૂનાઓ આપવામા આવ્યા છે, તેમાના કેટલાએક તો બહુજ ગુચવણિયા છે ( ઉ ૨૯ ) એની અદર એક શ્લોક (૩૪) એવો છે કે જે ઉલટાવીને વાચીએ તો તે આગલો શ્લોક વગર ઉલટાવેલો વાચીએ તેની બરોબર થઈ રહે તેનીજ સાથે, એકદર જોતા, આ કાવ્યમા કવિત્વની ખુબીઓ અને ધ્યાનમા રાખવા લાયક વિચારો કઈ થોડા છે એમ બીલકુલ કહી શકાય એવુ નથી

**नैषधीय** ( જેને "**नैषधचरित**" એ નામ પણ આપવામા આવે છે ) તેના બાવીસ સર્ગો છે, અને તેમા **महाभारत**નુ જાણીતુ ઉપાખ્યાન—**નિષધ**ના રાજા **નલ**ની વાર્તા—વર્ણવવામા આવી છે એ કાવ્ય **શ્રીહર્ષ**, જે બારમા સૈકાના દ્વિતીયાર્ધમા થઈ ગયો, તેનુ રચેલુ છે

આ છ કાવ્યોને "**महाकाव्य**' તરીકે ગણવામા આવે છે,અને એ સઘળા કાવ્યો ઉપર **મલ્લિનાથે** ટીકા કરેલી છે "**महाकाव्य**"ના લક્ષણો દણ્ડીએ પોતાના **काव्यादर्श**મા આપ્યા છે ( ૧, ૧૪–૧૯ ) એ કાવ્યનો વિષય કોઈ **इतिहास**માથી લેવાયો હોવો જોઈએ, એ

§ न नोननुन्नो नुन्नोनो नाना नानानना ननु ।
नुन्नोऽनुन्नो ननुन्नेनो नानेना नुन्ननुन्ननुत् ॥

* देवाकानिनि कावादे, ઇત્યાદિ

કાવ્ય લાબા હોવા જોઈએ, અને શહેરો, સમુદ્રો, પર્વતો, ઋતુઓ, સૂર્યોદય, લગ્નો, નાયક તરફથી લડવામા આવેલી લડાઈઓ, વગેરે-વગેરેના વર્ણનોથી એ કાવ્યો અલકૃત થયલા હોવા જોઈએ

**હરવિજય** અથવા "શિવનો વિજય" એ નામનું એક લાબુ મહાકાવ્ય પચાસ સર્ગનું છે તે **રત્નાકર** નામનો એક કાશ્મીરનો કવિ, જે નવમા સૈકામા થઈ ગયો છે, તેનુ રચેલુ છે

**નૈષધીય**નો જે નાયક છે તેનાજ જીવનનુ વર્ણન આપનારૂ એક બીજુ અર્વાચીન કાવ્ય **નલોદય** અથવા "નળનો ઉદય" એ નામનુ છે તેમા નળ રાજાએ પોતાનુ સર્વસ્વ ગુમાવ્યુ હતું ત્યાર પછી એનો ફરીથી ઉદય કેવી રીતે થયો તેનો અહેવાલ આપવામા આવ્યો છે એ કાવ્ય કાલિદાસનુ રચેલુ કહેવાય છે, પણ કાલિદાસના કરતા ઘણા વધારે મોડા સમયમા એ લખાયુ હોય એવુ સ્પષ્ટ જણાઈ આવે છે જાતજાતના કૃત્રિમ છન્દો વાપરવામા, તેમજ સૌથી મોડા લખાયલા કાવ્યોમા જોવામા આવે છે તેવી શૈલીની ચમત્કૃતિઓ આણવામા, પોતે કેવો ચતુર છે તે દર્શાવવુ એજ કવિનો મુખ્ય ઉદ્દેશ છે આ કાવ્યમા અનુપ્રાસ પણ આણવામા આવ્યો છે, અને તે પણ છન્દોબદ્ધ પંક્તિઓના અન્તમાજ નહીં પણ તેની મધ્યમા પણ દાખલ કરવામા આવ્યો છે ખરે-ખરૂ કાવ્યનુ વસ્તુ બહુ ટકામાજ પતાવી દેવામા આવ્યુ છે, અને નાયક વિષેના વૃત્તાન્તનુ સ્થાન મ્હોટે ભાગે લાબા લાબા વર્ણનો અને લાગણીના ઊભરાઓ વડે રોકાયુ છે ઉદાહરણ તરીકે, એ કાવ્યના ચાર સર્ગમાથી જે બીજો અને સૌથી વધારે લાબો સર્ગ છે તે કેવળ ભાવાત્મક છે અને તેમા માત્ર નવા પરણેલા દપતીના સુખનુ વર્ણન આપવામા આવ્યુ છે, અને સઘળા પ્રકારની અપ્રાસગિક વસ્તુઓ પણ અદર દાખલ કરવામા આવી છે

કૃત્રિમતાની પરાકાષ્ઠા **રાઘવપાંડવીય** નામના કાવ્યમા જોવામા આવે છે એ કાવ્ય **કવિરાજ**, જે ઘણું કરીને આશરે ઈસ ૮૦૦મા થયો હતો, તેનું રચેલુ છે એ કાવ્યમા રાઘવ અથવા રામ અને પાંડવ એ બેઉના પરાક્રમોનુ વર્ણન એકજ વખતે આપવામા આવ્યુ છે કાવ્યની રચના એવી રીતની કરવામા આવી છે કે દ્વિ-અર્થી શબ્દો અને

વાક્યોના પ્રયોગ વડે કરીને **રામાયણ** અને **મહાભારત** એ બેઉની વાર્તા એકી વખતે કહી શકાય છે તેના તેજ શબ્દો જે અર્થમા લઇએ તે પ્રમાણે કથાતો **રામાયણ**ની વાર્તાનુ અથવા તો **મહાભારત**ની વાર્તાનુ જ્ઞાન મળે છે આવી રીતનુ પરાક્રમ ખરેખર જગતના બીજા કોઈ સાહિત્યમા કદી જોવામા આવશે નહીં તોપણ, હિન્દુસ્તાનની અંદરજ કવિરાજનુ અનુકરણ કરનારાઓ નીકળ્યા છે

એક મહાકાવ્ય, જે હજી સુધી હસ્તલિખિત પ્રતોમાજ જોવામા આવે છે, તે **નવસાહસાકચરિત** એ નામનુ છે એ કાવ્યમા **માલવના** રાજા **નવસાહસાક** ઉર્ફે **સિધુરાજના** પરાક્રમોની સ્તુતિ કરવામા આવી છે, અને એ **પદ્મગુપ્ત** નામનો કવિ, જે આશરે ઇસ ૧૦૦૦મા થઈ ગયો, તેનુ રચેલુ છે એના બધા મળીને અઢાર સર્ગો છે, અને તેની અદર જુદા જુદા ઓગણીસ છન્દોમા રચાયલા ૧૫૦૦ કરતા વધારે શ્લોકોનો સમાવેશ થાય છે એ કાવ્યમા છન્દરચનાની ચમત્કૃતિઓને કવિએ વેગળી રાખી છે, પણ જેનો છેડોજ ન જણાય એવા લાબા ભાષણો અને કટાળો આવે એટલા વિસ્તારવાળા વર્ણનોને લીધે એના વૃત્તાન્તનો વેગ ઘણો સ્ખલન પામ્યા વગર રહેતો નથી

અતમા, આપણે જણાવીશુ કે **પ્રાકૃતમા** પણ એક **મહાકાવ્ય** છે તે કાલિદાસનુ રચેલુ કહેવાય છે એ કાવ્ય "**સેતુબન્ધ**" અથવા "**રાવણવધ**" એ નામનુ છે અને એમા **રામ**ની વાર્તા આપવામા આવી છે **કાશ્મીરના** રાજા **પ્રવરસેને** વિતસ્તા( જેલમ )નદીના ઉપર વહાણો-નો એક પૂલ બધાવ્યો હતો તેના સ્મારક તરીકે **કાલિદાસે** એ કાવ્ય રચ્યુ હતુ એવુ સાધારણ રીતે માનવામા આવે છે

છઠ્ઠા અને સાતમા સૈકાથી શરૂ થતી કેટલીક ગદ્યાત્મક નવલ-કથાઓ છે તેને કાવ્યશાસ્ત્ર ઉપર લખનારા **સંસ્કૃત ગ્રન્થકારોએ** કાવ્યમા ગણી છે તેથી આ સ્થળે તેના વિષે કથન કરવામા આવે તો તે અયોગ્ય ગણાશે નહીં લાબા સમાસોનો બ્હોળો ઉપયોગ એ આ ગ્રન્થોની શૈલીનુ મુખ્ય લક્ષણ છે, અને એ લક્ષણને લીધે એ ગ્રન્થો વાચવાનુ કામ ખચીત અઘરૂ થઈ પડે છે એની અદરના તત્ત્વ તરફ નજર કરતા એની અદર ગતિ (action) જેવુ બહુ જણાતુ નથી વૃત્તાન્તના ઝીણા સરખા સૂત્ર ઉપર આધાર રાખનારા છૂટા છૂટા ચિત્રો મ્હોટે ભાગે એ

ગ્રન્થોમા આપવામા આવ્યા હોય છે, અને એવા પ્રસંગોનો લાભ લઈને અનેક ઉપમાઓથી ભરેલા અને ઘણી વાર દ્વિઅર્થી વચનોથી ઉભરાતા લાબા લાબા વર્ણનો અંદર ઘુસાડવામા આવ્યા હોય છે એ ગ્રન્થોની શૈલી ઘણી કૃત્રિમ અને ગુચવણભરેલી હોય છે, તોપણ યુરોપીયનને આકર્ષક ન લાગે એવા ચોકઠાની અંદર ખરેખરા કવિત્વમય વિચારો ઘણા સમાયા હોય એવુ બને છે

**दशकुमारचरित** અથવા "દસ રાજકુમારોના પરાક્રમ" એ ગ્રન્થમા સામાન્ય જીવનની વાર્તાઓ આપવામા આવી છે અને સમાજની ભ્રષ્ટ સ્થિતિનુ પ્રતિબિમ્બ એમા જણાય છે એ ગ્રન્થ દણ્ડીનો રચેલો છે, અને ઘણુંખરૂં ઇસ્વીસનના છઠ્ઠા સૈકામા એ લખાયો હતો **સુબન્ધુ**ની રચેલી **वासवदत्ता**મા ઉજ્જયિનીની રાજકુવરી વાસવદત્તા અને વત્સના રાજા ઉદયનની લોકપ્રિય વાર્તા આપવામા આવી છે ઘણુખરૂ એ ગ્રન્થ સાતમા સૈકાની શરૂઆતમાજ લખાયો હતો એનાથી જરાક મોડી બાણની **कादंबरी**, જેની અંદર કાદમ્બરી એ નામની રાજકુવરીનો કવિત્વમય વૃત્તાન્ત આપવામા આવ્યો છે, તે રચાઈ હતી એજ કવિનો કઇક એવાજ પ્રકારનો બીજો ગ્રન્થ **हर्षचरित** એ નામનો છે તેના આઠ પ્રકરણ છે અને તેની અંદર બાણ કવિએ કનોજના રાજા હર્ષવર્ધનના જીવનનો કઇક અહેવાલ આપવાનો પ્રયત્ન કર્યો છે પણ તેની અંદર વૃત્તાન્તનો ભાગ બહુજ થોડો છે ઉદાહરણ તરીકે, આઠમા ઉચ્છ્વાસના પચીસ પાનામા પાચ લાબા વર્ણનો આપવામા આવ્યા છે, અને દરેક વર્ણનને ખાતે સરેરાસ બે પાના રોકાયા છે એ ઉપરાત બીજા એના કરતા ટૂકા વર્ણનો પણ એ ઉચ્છ્વાસમા આવે છે તે તો જુદા એક ઠેકાણે દાસત્વનાં દુ ખો વિષે ચાર પાના ભરીને લાબુ વિવેચન કરવામા આવ્યુ છે અને તેમા જાત જાતની ઉપમાઓ ઉપરાચાપરી વાપરવામા આવી છે સેવકને વિષે કહેવામા આવ્યુ છે કે —

" चित्रधनुष इवालीकगुणाध्यारोपणैकक्रियानित्यनम्रस्य निर्वाणतेजस , समार्जनीसमुपार्जितरजसोऽवकरकूटस्येव निर्माल्यवाहिन , ... ... निशास्वपि मातृबलिपिण्डस्येव दिक्षु विक्षिप्यमाणस्य,.... ....तुलायन्त्रस्येव पश्चात्कृतगौरवस्य तोयार्थमपि नमत..........

(ચિત્રેલુ ધનુષ્ જેવી રીતે ખોટી–ચિત્રેલી-દોરી ખેંચવાના એક કાર્યમા રોકાયલુ રહીને નિરન્તર વાકુ જણાય છે, છતા બાણનુ તેજ તેનામા હોતુ નથી તેવી રીતે સેવકો શેઠને વિષે ખોટા ગુણોનુ અધ્યારોપણ કરવાના એક કાર્યમા રોકાયલા રહીને હમેશા નમ્રભાવ ધારણ કરે છે, છતા તેમનામા કંઈ પણ સામર્થ્ય હોતુ નથી, સાવરણી વડે એકઠો કરાયલો ધૂળનો ઢગલો જેમ નિર્માલ્યને પણ ઘસડી જાય છે તેમ તેઓ પણ નિર્માલ્યને લઈ જાય છે, ...માતાને બલિ તરીકે આપેલા પિંડને જેમ ગમે ત્યા ફેંકવામા આવે છે તેમ તેઓને પણ ગમે ત્યા ફેંકવામા આવે છે.. ...પાણી કાઢવાના સચાનો જેમ ભાર બધો પાછળ રહ્યો હોય છે અને એ સચો પાણીને માટે જેમ નીચો આવે છે તેમ તેઓનુ પણ ગૌરવ બધુ પાછળ રહ્યુ હોય છે અને પાણીને માટે પણ તેઓ વાકા વળે છે.. વગેરે) *

ત્યાર પછી થોડી વારમા વનના વૃક્ષોનુ વર્ણન આવે છે તેના ખાસા બે પાના ભરાયા છે ત્યાર પછીના પાનામા એક મ્હોટા બૌદ્ધ સાધુનો ઉપદેશ સાભળવાને માટે અરણ્યમા એકઠા થતા જુદા જુદા વિદ્યાર્થીઓને ગણાવવામા આવ્યા છે એ વિદ્યાર્થીઓમા વાનર,પોપટ, ઘુવડ, અને વ્યાઘ્રને પણ ગણાવવામા આવ્યા છે **વાનરો ધર્મવિધિ**-ઓના કાર્યમા ગુથાયલા હોય છે શ્રદ્ધાળુ પોપટો **બૌદ્ધ** ધર્મનો સિદ્ધાન્ત સમજાવતા હોય છે ઘુવડો **બુદ્ધના** આગલા જન્મો વિષે ભાષણ આપતા હોય છે, અને વ્યાઘ્રોએ **બૌદ્ધ** ધર્મની અસરને લીધે પોતાનુ વિકરાળપણુ તજીને માંસાહારનો ત્યાગ કર્યો હોય છે

( अतिविनीतैः कपिभिरपि चैत्यकर्म कुर्वाणै, त्रिसरणपरैः परमोपासकैः शुकैरपि शाक्यशासनकुशलैः कोश समुपदिशद्भिः ... कौशिकैरपि बोधिसत्त्वजातकानि जपद्भिः, जातसौगतशीलशीतलस्वभावैः शार्दूलैरप्यमासाशिभिरुपास्यमानम् )

પછી ઋષિનુ વર્ણન આવે છે —

---

* આ ફકરો આઠમા ઉચ્છ્વાસનો નહીં, પણ સાતમા ઉચ્છ્વાસનો છે.

"अरुणेन चीवरपटलेन म्रदीयसा सवीतम् , बहलबालातपानुलिप्तमिव पौरदर दिग्भागमुल्लिखितपद्मरागप्रभाप्रतिमया रक्तावदातया देहप्रभया पाटलीकृताना काषायग्रहणमिव दिशामप्युपदिशन्तम्."

(એણે ઘણું સુવાળુ અને રક્તવર્ણનું વસ્ત્ર પહેર્યું હતું, સ્હવારના આછા સૂર્યનો પ્રકાશ જેના ઉપર પડતો હોય એવા પૂર્વના દિગ્ભાગ જેવો એ જણાતો હતો, એની રક્તવર્ણની દેહપ્રભા, જે નવા પદ્મરાગના જેવી હતી, તેનાથી ઝળહળી રહેલી દિશાને પણ એ જાણે કાષાય વસ્ત્ર ધારણ કરવાનો ઉપદેશ આપતો હોય તેવુ જણાતું હતુ)

પછી અરણ્યમા નિસ્વાન થઈને પડેલી એક દુખિયાગી રાજકુમારીનું વર્ણન આવે છે —

"प्रविष्टा वनगहन ध्यान च, स्थिता तरुतले मरणे च, पतिता धात्र्युत्सङ्गे महानर्थे च, दूरीकृता भर्त्रा सुखेन च, ......दग्धा चण्डातपेन वैधव्येन च, धृतमुखी पाणिना मौनेन च, गृहीता प्रियसखीजनेन मन्युना च, तथा च भ्रष्टैर्बन्धुभिर्विलासैश्च मुक्तेन श्रवणयुगलेनात्मना च, परित्यक्तैर्भूषणै सर्वारम्भैश्च, भग्नैर्वलयैर्मनोरथैश्च चरणलग्नाभि परिचारिकाभिर्दर्भांङुरसूचीभिश्च, हृदयविनिहनेन चक्षुषा प्रियेण च, दीर्घै शोकश्वसितै केशैश्च, क्षीणेन वपुषा पुण्येन च, पादयो पतन्तीभिर्वृद्धाभिरश्रुधाराभिश्च... . ."

(તેણે વનમા તેમજ ધ્યાનમા પ્રવેશ કર્યો હતો, તે ઝાડની નીચે તેમજ મરણની સમીપમા ઊભી હતી, ધાત્રીના ખોળામા તેમજ મ્હોટા અનર્થમા તે પડી હતી, પતિથી તેમજ સુખથી તે વેગળી થઈ હતી, .સખ્ત તાપથી તેમજ વૈધવ્યથી તે દાઝેલી હતી, હાથ વડે કરીને તેમજ મૌન વડે કરીને તેનુ મ્હો ઢંકાયલુ હતું, તેની પ્રિય સખીઓએ તેમજ દિલગીરીએ તેનુ ગ્રહણ કર્યું હતું, તેના સગાસમ્બન્ધીઓથી તેમજ વિલાસોથી તે વિખૂટી પડી હતી, તેના શ્રવણયુગલ તેમજ તેનો આત્મા ઉઘાડા હતા, અલંકારથી તેમજ ઉદ્દેશ સાથની ચોક્કસ પ્રવૃત્તિથી તે

તજાયલી હતી, તેના વલય તેમજ તેના મનોરથો ભાગેલા હતા, તેની પરિચારિકાઓ તેમજ દર્ભાંકુરની સોયો તેના ચરણને લાગી હતી, તેના ચક્ષુઓ તેમજ તેનો પ્રીતમ તેના હૃદયમા ચોટેલા હતા, તેના નિસાસાઓ તેમજ તેના વાળ લાંબા હતા, તેનું શરીર તેમજ તેનુ પુણ્ય ટૂંકુ હતું, વૃદ્ધ સ્ત્રીઓ તેમજ અશ્રુની ધારાઓ તેના ચરણે પડી હતી, વગેરે વગેરે વગેરે )

[**કાલિદાસનો સમય**—કાલિદાસ ક્યારે થઈ ગયો હતો એ પ્રશ્ન સંસ્કૃત સાહિત્યના ઇતિહાસને લગતા અનેક વિકટ પ્રશ્નોમાંનો એક છે રાજા વિક્રમાદિત્ય એનો આશ્રયદાતા હતો એમ કહેવાય છે અને એક પ્રાચીન શ્લોકમા વિક્રમાદિત્યના સમયમા થઈ ગયલા "નવ રત્નો" ગણાવામા આવ્યા છે તેમા કાલિદાસનુ નામ પણ જોવામા આવે છે—

"धन्वन्तरि क्षपणकोऽमरसिंहशंकु
वेतालभट्टघटकर्परकालिदासा ।
ख्यातो वराहमिहिरो नृपते सभायाम्
रत्नानि वै वररुचिर्नव विक्रमस्य ॥"

આ વિક્રમની સંવત્ ઇસ પૂર્વે ૫૬થી શરૂ થાય છે તેથી પ્રો વિલ્સન, સર વિલિયમ જોન્સ વગેરે અંગ્રેજોએ એવુ અનુમાન કર્યું હતું કે કાલિદાસ ઇસ્વીસન પૂર્વે પહેલા સૈકામા થઈ ગયો હશે પણ "વિક્રમાદિત્ય" એ નામના અનેક રાજાઓ થઈ ગયા છે, અને "વિક્રમાદિત્ય" એ શબ્દનો અર્થ "વિક્રમનો આદિત્ય" એટલોજ થતો હોવાથી અનેક પરાક્રમી રાજાઓને સ્તુતિ અર્થે પણ એ નામ આપવામા આવતુ હતુ, એટલે કાલિદાસ વિક્રમાદિત્યના વખતમાજ થઈ ગયો હોય તોપણ એ વિક્રમાદિત્ય કયો એ વિવાદનો વિષય થઈ પડયો કેટલાક વિદ્વાનો—ડા કર્ન, પ્રો વેબર, પ્રો મેક્સ મ્યૂલર, ડૉ ભાઉ દાજી, ડૉ ભાંડારકર, ડૉ ફ્લીટ વગેરે–તો એટલે સુધી કહેવા લાગ્યા કે ઇસ્વીસનના પહેલા સૈકામા "વિક્રમાદિત્ય" નામનો રાજા થઈ ગયો હતો એવુ માનવાને કોઈ પણ લેખી પ્રમાણ આપણી પાસે છે નહીં મિ ફર્ગ્યુસને તો વળી એક નવોજ ખડકો ઉઠાવ્યો એ વિદ્વાને એવુ જણાવ્યુ કે વિક્રમસંવત્-

ની ખરેખરી શરૂઆત ઇ સ. પૂર્વે ૫૭થી થતી નથી, પણ ઇ સ.૫૪૪મા ઉજ્જયિનીના રાજા વિક્રમે મ્લેચ્છ લોકોને હરાવ્યા ત્યારથી એ સવત્‌ની શરૂઆત થાય છે, અને એ સવત્‌ને કૃત્રિમ રીતે ૬૦૦ વર્ષ પાછળ લઈ જઇને ઇ સ પૂર્વ ૫૬થી વિક્રમ સવત્‌ની શરૂઆત ગણવામા આવી છે આ તર્ક પ્રો મૅક્સ મ્યૂલરને ઘણો સાબીત લાગ્યો, અને એ વિદ્વાને જણાવ્યુ કે વિક્રમ સવત્‌ના ૬૦૦ વર્ષ પહેલાનો કોઈ લેખી પુરાવો મળી આવે નહીં ત્યા સુધી મિ ફર્ગ્યુસનનો તર્ક ખોટો પડવાનો જરા પણ સભવ નથી પણ ડૉ ફ્લીટની શોધખોળોને પરિણામે ઇ સ ૫૪૪થી સૈકા કરતા વધારે વખત પહેલાનો એક લેખ મળી આવ્યો છે અને મિ ફર્ગ્યૂસનના તર્કનુ ખોટાપણુ સિદ્ધ થયુ છે ડૉ મૅક્સ મ્યૂલરનું એક બીજુ અનુમાન એવુ હતું કે વેદના સાહિત્યનો કાળ પૂરો થયો ત્યાર પછી કેટલાક વખત સુધી સાહિત્યનુ ક્ષેત્ર તદ્દન ખાલી રહ્યુ હતું અને પછી એકાએક પ્રજામા જાગૃતિ આવી હતી અને સાહિત્યનુ પુનરુજ્જીવન થયુ હતું કાલિદાસ વગેરે નવ રત્નો એ સાહિત્યના પુનરુજ્જીવનના સમયમાજ થયા હતા-એટલે ઇસ્વીસનના પાચમા અથવા છઠ્ઠા સૈકામા થયા હતા પણ ડૉ બ્યુલર અને ડૉ પીટર્સને બતાવ્યુ છે કે વેદના સાહિત્યનો સમય પૂરો થયો ત્યાર પછી પણ ઘણા ગ્રન્થો રચાયા હતા એટલે અમુક વખત સુધી સાહિત્યવિષયક શિથિલતા રહી અને ત્યાર પછી એકદમ સાહિત્યનું પુનરુજ્જીવન થયુ એવો પ્રો મૅક્સ મ્યૂલરનો સિદ્ધાન્ત ખોટો ઠરે છે ડૉ ભાઉ દાજીએ અનેક દલીલો આપીને એવો નિર્ણય કીધો હતો કે કાલિદાસ ઇસ્વીસનના છઠ્ઠા સૈકામા થઈ ગયો હોવો જોઈએ એમાની મુખ્ય દલીલો નીચે પ્રમાણે છે —

(૧) વિક્રમાદિત્યના સમયમા થઈ ગયલા "નવ રત્નો" જેમા ગણાવ વામા આવ્યા છે તે શ્લોકમા કાલિદાસ તથા વરાહમિહિરના નામ પણ જોવામા આવે છે વરાહમિહિર આશરે ૫૭૦મા થઈ ગયો હતો એટલે કાલિદાસ એજ અરસામા થઈ ગયો હોવો જોઈએ (કોઈ પણ સ્વતત્ર પ્રમાણ વિના આ શ્લોકને આધારે કાલનિર્ણય કરવો યોગ્ય ગણીએ તોપણ આ કાલિદાસ તે શકુન્તલાનો રચનારજ કે કોઈ બીજો તેનો નિર્ણય કરવો મુશ્કેલ થઈ પડશે)

(૨) "**રાજતરંગિણી**'મા એવુ કહ્યુ છે કે કાશ્મીરના રાજા હિરણ્યનુ

મરણ થયુ અને તેની પાછળ કોઈ પણ સંતાન હતું નહીં તે વખતે ઉજ્જનના રાજા હર્ષવિક્રમાદિત્યે પોતાના દરબારમા નોકરીને અર્થે આવેલા માતૃગુપ્ત કવિને કાશ્મીરની ગાદી ઉપર બેસાડયો. એ માતૃગુપ્તે ચાર વર્ષ સુધી રાજ્ય કર્યું, અને પછી સન્યાસ લઈને એ કાશીમા જઈ વસ્યો એ અરસામા હિરણ્યનો ભત્રીજો દ્વિતીય પ્રવરસેન યાત્રા કરીને પાછો ફર્યો હતો તેણે હવે પોતાના હાથમા રાજ્યની લગામ લીધી ડૉ ભાઉ દાજીનુ કહેવુ એવુ હતું કે આ માતૃગુપ્ત તેજ કાલિદાસ હોવો જોઈએ માતૃગુપ્ત (માતા જેનુ રક્ષણ કરે છે તે) અને કાલિદાસ (કાળી માતાનો જે ભક્ત છે તે) એ બેઉ એકજ છે વળી "सेतुकाव्य" એ નામની એક પ્રાકૃત કવિતા છે તેના વિષે એ કવિતાના ટીકાકારે કહ્યુ છે કે પ્રવરસેન રાજાની વિનતિ થવાથી કાલિદાસે એ કાવ્ય રચ્યુ હતું આ ઉપરથી પણ જણાય છે કે કાલિદાસ તેજ મિત્રગુપ્ત હોવો જોઈએ (કાલિદાસ જેવા કવિને માટે "राजतरंगिणी"મા વધારે જાણીતું નામ ન વાપરતા "માતૃગુપ્ત" એવુ અજાણ્યુ નામ વાપરવામા આવે એનુ કઈ કારણ? ક્ષેમેન્દ્રએ પોતાના "औचित्यविचारचर्चा" નામના ગ્રન્થમા જુદા જુદા કવિઓની કૃતિમાથી ઉતારાઓ આપ્યા છે रघुवंश અને विक्रमोर्वशीयમાથી ઉતારાઓ આપ્યા છે ત્યા એણે કાલિદાસનુ નામ આપ્યુ છે, सेतुबन्ध એ કાવ્યમાથી ઉતારાઓ આપ્યા છે ત્યા એણે પ્રવરસેનનુ નામ આપ્યુ છે, અને બીજા કેટલાક ઉતારાઓ આપ્યા છે ત્યા એણે માતૃગુપ્તનુ નામ આપ્યુ છે આ ઉપરથી જણાય છે કે सेतुबन्ध એ કાલિદાસનું રચેલુ ન્હોતુ, અને કાલિદાસ, માતૃગુપ્ત, અને પ્રવરસેન એ ત્રણેના ગ્રન્થો કાલિદાસના વખતમા અસ્તિત્વ ધરાવતા હતા )

(૩) मेघदूतની એક પક્તિમા "દિઙ્નાગ"નુ નામ આવે છે મલ્લિનાથ એના ઉપર ભાષ્ય લખતા કહે છે કે 'દિઙ્નાગ'ના સામાન્ય અર્થ ઉપરાત "દિઙ્નાગ" એ નામનો કાલિદાસનો સમકાલીન પ્રતિસ્પર્ધી હતો તેનુ પણ એ શબ્દ વડે સૂચન થાય છે. એ "દિઙ્નાગ" અસગ નામના એક બૌદ્ધ તર્કશાસ્ત્રીનો શિષ્ય

હતો એમ રત્નધર્મરાજના "ભગવાન્ બુદ્ધના જીવનચરિત્ર" ઉપરથી માલમ પડે છે એ અસગ વસુબન્ધુનો વડીલ બન્ધુ અને ગુરુ થતો હતો એવુ તારાનાથના " બૌદ્ધધર્મના ઇતિહાસ " ઉપરથી જણાય છે, અને હ્યૂન સગ કહે છે કે વસુબંધુ એ શ્રાવસ્તીના રાજા વિક્રમાદિત્યનો સમકાલીન હતો આ વસુબન્ધુ છઠ્ઠા સૈકામા થઈ ગયો હતો, માટે કાલિદાસ પણ એ વખતમાજ થયો હોવો જોઈએ (વસુબન્ધુ છઠ્ઠા સૈકામા થઈ ગયો હતો એ વાત ખોટી છે, કારણ કે એ વસુબન્ધુના ગ્રન્થોનો ઇ.સ ૪૦૪મા તરજુમો કરવામા આવ્યો હતો એવુ ચીનના પ્રમાણ ઉપરથી માલમ પડયુ છે)

(૪) યવન લોકોના ખગોળશાસ્ત્ર વિષેનુ એને કેટલુક જ્ઞાન હતુ એમ જણાય છે. "जामित्र" (ગ્રીક શબ્દ ડાયેમેટ્રોન) એવો શબ્દ એના "कुमारसंभव"મા જોવામા આવે છે આ જ્ઞાન એને આર્યભટ (ઇ સ ૪૯૯) તરફથી મળ્યુ હશે તેથી એ આર્યભટ પછી, એટલે છઠ્ઠા સૈકામા થઈ ગયો હોવો જોઈએ. ("रोमकसिद्धान्त" એ ગ્રન્થ આર્યભટના કરતા વધારે પ્રાચીન છે અને તે ઇ.સ. ૪૦૦ કરતા વધારે મોડો લખાયલો નથી).

(૫) એક દતકથા એવી છે કે કાલિદાસ અને લકાનો રાજા કુમારદાસ, જે છઠ્ઠા સૈકામા થઈ ગયો હતો અને જે એક પ્રખ્યાત સસ્કૃત કવિ હતો, તે બેઉ સમકાલીન હતા કુમારદાસ પોતાના રાજ્યની એક રૂપવતી વારાગનાને ત્યા ઘણી વાર જતો આવતો હતો એ વારાગના ઉપર તેનો ઘણો પ્રેમ હતો એક વખતે એ વારાગનાને ત્યા એ ગયો હતો ત્યારે એણે દિવાલ ઉપર નીચે પ્રમાણેની લીટી લખી.—

"कमले कमलोत्पत्तिः श्रूयते न तु दृश्यते ।"

આ લીટીની નીચે એણે ઉમેર્યું કે જે કોઈ આ સમશ્યાની પૂર્તિ કરશે તેને સારૂ ઇનામ આપવામા આવશે કાલિદાસે આ રાજકવિની કવિતાઓ વાચી હતી અને એ કવિને મળવા માટે એ ખાસ આવ્યો

હતો તે દરમ્યાન ભોગજોગે આજ વારાંગનાના મકાનમાં એ રહ્યો હતો એણે પેલી ભીંત પરની લીટી વાંચી અને પછી બીજી એક લીટી ઉમેરીને તેની સમસ્યાપૂર્તિ કીધી —

'बाले तव मुखाम्भोजे दृष्टमिन्दीवरद्वयम् ॥'

આ પંક્તિ વડે વારાંગનાના સૌન્દર્યની કાલિદાસે યોગ્ય કદર કરી, પણ તેથી તે વારાંગના સન્તુષ્ટ થઈ નહીં ઉલટો, રાજાની પાસથી સમસ્યાપૂર્તિ કર્યા માટે મ્હોટું ઇનામ મેળવવાનો તેને લોભ લાગ્યો તેની તેજ રાત્રે એ વારાંગનાએ કાલિદાસનું ખૂન કર્યું, અને પછી તેનું મુડદું ગમે ત્યાં છુપાવી દીધું બીજે દિવસે રાજા એ વારાંગનાની પાસે આવ્યો ત્યારે વારાંગનાએ એની પાસે સમસ્યાપૂરણનું ઇનામ માગ્યું રાજાએ જોયું કે આ પંક્તિ કોઈ સાધારણ માણસની રચેલી નથી પણ કોઈ પ્રતિભાવાન્ કવિની રચેલી છે વારાંગનાનું કહ્યું એણે માન્યું નહીં અને એ પંક્તિનો ખરેખરો રચનાર કોણ છે તે જાણવાની એણે હઠ લીધી "ખરી વાત તું નહીં જણાવે તો હું ત્હને શિક્ષા કરીશ' એવી રાજા તરફથી ધમકી આપવામાં આવી એટલે વારાંગનાએ ખરેખરી વાત કહી દીધી અને કાલિદાસનું મૃત શરીર પોતે સંતાડ્યું હતું તે એને બતલાવ્યું તે જોઇને રાજાના ખેદનો કંઈ પાર રહ્યો નહી એ પ્રખ્યાત કવિના અગ્નિદાહને માટે એણે ભારે સામગ્રી તૈયાર કરાવી, અને ચિતા જેવી સળગાવવામાં આવી તેવોજ એ ઉદાર ચિત્તનો રાજા શોકથી પરવશ બનીને અગ્નિમાં કૂદી પડ્યો અને પોતાના કવિબન્ધુની સાથે એ પણ બળીને રાખ થઈ ગયો એના અંતઃપુરની પાંચ રાણીઓ પણ એનો દાખલો લઈને એવીજ રીતે એની પાછળ બળી મુઈ આ પ્રમાણેની દંતકથા ઉપરથી એવું અનુમાન થાય છે કે કુમારદાસને કાલિદાસની રચનાઓને માટે ઘણું માન હતું એ કુમારદાસે "**जानकीहरण**" નામનું કાવ્ય રચ્યું છે તેમાં એણે કાલિદાસની શૈલીનુંજ અનુકરણ કર્યું હોય એવું જણાય છે કાલિદાસના જેવા શબ્દો, કાલિદાસના જેવી પદ્યરચનાઓ, અને કાલિદાસના જેવા અલંકારો "**जानकीहरण**"માં પણ જોવામાં આવે છે પણ કુમારદાસની શૈલી કંઈક વધારે કૃત્રિમ છે (એ ઉપરથી માલમ પડે છે કે કાલિદાસ અને કુમારદાસ એ બેઉ સમકાલીન નહીં હોય, પણ કુમારદાસ પાછળથી થયો હશે. વળી કુમારદાસે પોતાના

ગ્રન્થમા એક સ્થળે એક સમર્થ યવન રાજા વિષે લખ્યુ છે, ત્યારે કાલિદાસે યવન લોકોને મહુ મહત્ત્વ આપેલુ કોઈ પણ ઠેકાણે જોવામા આવતું નથી એ ઉપરથી પણ જણાય છે કે એ બેઉ કવિઓ સમકાલીન ન્હોતા )

કાલિદાસને છઠ્ઠા સૈકામા મૂકવા માટેની સઘળી દલીલો આ પ્રમાણે નબળી ઠરે છે હવે એ કવિને વહેલો થઈ ગયલો માનવા માટે આપણી પાસે શો આધાર છે તે આપણે તપાસીએ

પ્રો મૅકડોનલે દર્શાવ્યુ છે તે પ્રમાણે સવત્ ૫૨૯નો એટલે ઇ સ ૪૭૩નો મુદ્રાલેખ, વત્સભટ્ટિનો રચેલો છે અને તેના ઉપરથી વત્સભટ્ટિને કાલિદાસના ગ્રન્થોનુ સારૂ જ્ઞાન હતું એવુ અનુમાન આપણે કરી શકીએ છિયે મુદ્રાલેખને આધારે આપણે કાલિદાસને પાચમા શતકના પ્રથમાર્ધમા થઈ ગયલો ચોક્કસપણે ગણી શકીએ અશ્વઘોષના "**બુદ્ધચરિત**" ઉપરથી કાલિદાસના સમયને કદાચ આપણે વધારે પાછળ લઈ શકીશુ. એ "**બુદ્ધચરિત**"મા અને કાલિદાસની કૃતિઓમા વાણી તેમજ વિચારનુ કેટલુક સરખાપણુ જોવામા આવે છે તેથી પ્રો કૉવેલ એવુ ધારે છે કે "કાલિદાસે એ અશ્વઘોષનો ગ્રન્થ વાચ્યો હોવો જોઇએ" પણ અશ્વઘોષનુ કવિત્વ કાલિદાસના કરતા ઘણું ઉતરતા પ્રકારનુ હતું એમ એના ગ્રન્થ ઉપરથી જણાઈઆવે છે. ત્યારે કાલિદાસે અશ્વઘોષનો ગ્રન્થ વાચ્યા પછી પોતાની કૃતિઓ રચી હશે એમ કહેવુ તેના કરતા અશ્વઘોષ કાલિદાસની કૃતિઓ વાચીને પોતાનો ગ્રન્થ રચ્યો હતો એમ કહેવુ એ શુ વધારે વાસ્તવિક નથી ? હવે અશ્વઘોષ ઇસ્વીસનના પહેલા સૈકામા થઈ ગયો હતો એવુ પ્રો કૉવેલે ઠરાવ્યુ છે, અને જો એમ હોય તો કાલિદાસ તેનાથી પહેલા, અર્થાત્ ઇસ્વીસન પૂર્વે પહેલા સૈકામા થઈ ગયો હોવો જોઈએ આ અનુમાનને ટેકો મળે એના કેટલાક આતર પ્રમાણો પણ અસ્તિત્વ ધરાવે છે. 'માલવિકાગ્નિમિત્ર'ના નાટકનો જે નાયક છે (અગ્નિમિત્ર) તેનો પિતા પુષ્પમિત્ર પતજલિના વખતમા થઈ ગયો હતો એમ પતજલિના ગ્રન્થ ઉપરથી માલમ પડે છે એ પતજલિ ઇ સ પૂર્વે ૧૪૪મા થઈ ગયો હતો એવુ ડૉ ભાંડારકારે સિદ્ધ કરી આપ્યુ છે તે ઉપરથી પણ કાલિદાસ ઇ સ પૂર્વે પહેલા સિકામા થઈ ગયો હોય એમ જણાય છે વળી કાલિદાસની "**શાકુન્તલા**"ના છઠ્ઠા અંક ઉપરથી આપણને જણાય છે કે કાલિદાસના

સમયમા વિધવાને પોતાના પતિની મિલ્કત મળી શકતી ન્હોતી અને ચોરીને માટે મૃત્યુની શિક્ષા ફરમાવવામા આવતી હતી આ સ્થિતિ ઉપરથી એવુ અનુમાન થાય છે કે મનુ વગેરે સ્મૃતિકારોની પછી અને બૃહસ્પતિ વગેરે સ્મૃતિકારોના પહેલા કાલિદાસ થઈ ગયો હોવો જોઇએ હવે બૃહસ્પતિ ઇસ્વીસનના પહેલા સૈકામા થઈ ગયલો જણાવવામા આવે છે ત્યારે કાલિદાસ એના પહેલા એટલે ઇસ્વીસન પૂર્વે પહેલા સૈકામા થઈ ગયો હોવો જોઇએ એમ ફલિત થાય છે આ સિવાય કાલિદાસના જુદા જુદા ગ્રન્થોમા હુણ, યવન વગેરે જુદી જુદી પરદેશી પ્રજાઓ વિષે જે કઈ કહેવામા આવ્યુ છે તે ઇસ પૂર્વે પહેલા સૈકાની સાથે બરાબર બધબેસતું આવે છે એવુ કેટલાક કહે છે, અને ખગોળશાસ્ત્ર વિષેનુ જે જ્ઞાન કાલિદાસના ગ્રન્થોમા જોવામા આવે છે તે પણ કાલિદાસને એ સમયે થઈ ગયલો ધારવામા કઈ બાધકર્તા થઈ પડતુ નથી એવુ જણાવવામા આવે છે એ પુરાતન કાળના ઇતિહાસ ઉપર હજી વિશેષ પ્રકાશ પડવાની જરૂર છે અત્યારે તો આપણને એમજ સ્વીકારવુ પડશે કે કાલિદાસના સમયનો પ્રશ્ન હજી અનિર્ણીત દશામા છે,અને એ સમ્બન્ધમા વગર સકોચે તો આપણાથી એટલુજ કહી શકાશે કે એ કવિ મોડામા મોડો ઇસ્વીસનના પાચમા સૈકામા થઈ ગયો હતો, અને કદાચ ( પ્રથમ જણાવવામા આવતું હતું તે પ્રમાણે ) એ એથી ઘણો વહેલો–ઇસ્વીસન પૂર્વે પહેલા સૈકામા પણ–થઈ ગયો હોય કાલિદાસને જો આપણે ઇસ્વીસન પૂર્વે પહેલા સૈકામા થઈ ગયલો માનીએ તો ભાસ વગેરે કવિઓ, જે નિ:સશય કાલિદાસના પહેલા થઈ ગયા હતા એટલુજ નહીં પણ જૂના કવિ તરીકે ઘણી સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી કરી ચૂક્યા હતા, (જુઓ "**मालविकाग्निमित्र**"ની પ્રસ્તાવના ) તેમને આપણે કયા સૈકામા મૂકીશુ ? જે સસ્કૃત નાટકો હાલ અસ્તિત્વ ધરાવે છે તેના જેવીજ ઢબમા લખાયલા સસ્કૃત નાટકોના સાહિત્યનો આરભકાળ આપણે કયો ગણીશુ ? ]

[ **માઘ, ગુજરાતનો પહેલો સંસ્કૃત કવિ**– –માઘ કવિ સાધારણ રીતે ઇસ્વીસનના નવમા કે દશમા સૈકામા થઇ ગયલો ધારવામા આવે છે, પણ ડૉ. જેકોબીના મત એના છે કે એ કવિ ઇસ્વીસનના છઠ્ઠા સૈકાના મધ્યમા થઈ ગયો હતો "ગુજરાતનુ સસ્કૃત સાહિત્ય: એનુ રેખાદર્શન" એ નામના એક નિબધમા પ્રો **આનન્દશકર બાપુભાઇ ધ્રુવે** એ કવિ વિષે નીચે પ્રમાણેની હકીગત જણાવી છે.—

"સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમા ગુજરાતના આદ્ય કવિ તે **માઘ** છે એના સમય વિષે વિદ્વાનોમા મતભેદ છે, પણ એની ભૂમિ **ભિલ્લ**માલ યા **ભિન્ન**માલ (જેને **હુ**એન્સંગ 'પિલોમિલો' કહે છે તે) હતી એ વિષે સર્વે એકમત છે આ વખતે ગુજરાતના બે વિભાગ હતા, **ઉત્તર** અને દક્ષિણ—તેમા દક્ષિણ ગુજરાતની રાજધાની **ભરૂચ** હતી અને ઉત્તર ગુજરાતની **ભિન્ન**માળ હતી **ભિન્ન**માળ એ ભારે જાહોજલાલીનુ શહેર હતું, અને **માઘ** કવિ પણ પુષ્કળ વૈભવવાળા ગૃહસ્થ હતા

"માઘ નામના એક વૈશ્ય શેઠ પાસેથી ધન લઈ એક ગરીબ બ્રાહ્મણે પોતાનું કાવ્ય એ વણિકને નામે ચઢાવી દીધુ છે એવી એક દન્તકથા છે, તેને અન્ય કોઈ પ્રમાણથી પુષ્ટિ મળતી નથી

"**બલ્લાલ**કૃત **भोजप्रबन्ध**મા **ભોજ**રાજા અને **માઘ** પડિતના અનેક રસિક પ્રસંગો વર્ણવ્યા છે તેનુ પ્રમાણ સ્વીકારીએ તો **માઘ** અને **ભોજ** એ સમકાલીન હતા

"**शिशुपालवध**ને અન્તે સ્વવશવર્ણનમા કવિ કહે છે કે શ્રી વર્મલ નામે રાજાના સર્વાધિકારી **સુપ્રભદેવ**, તેમના પુત્ર **દત્તક**, અને **દત્તક**ના પુત્ર પોતે **સુપ્રભદેવ** રાજાને હમેશા સારી અને હિતકારક સલાહ આપતા અને તે રાજા ખુશીથી માનતા-"**तथ्यमुदर्कपथ्य तथागतस्येव जन सचेता**'–ડાહ્યો માણસ **ત**થાગત(**બુદ્ધ**)નો ઉપદેશ માને છે તેમ આ **બૌદ્ધ** ધર્મ માટે કવિ ઉદાર મન દાખવે છે પણ એમનો સ્વીકૃત ધર્મ **બ્રાહ્મણ**જ છે એ આ મહાકાવ્યના વિષયથી તથા તેમાના **કૃષ્ણા**દિકના સ્વરૂપથી સ્પષ્ટ પ્રતીત થાય છે પણ આ ઉપરથી એટલુ કહી શકાય કે **બૌદ્ધ** અને **બ્રાહ્મણ**ના અવિરોધકાળનુ આ કાવ્ય છે

"અને તેજ પ્રમાણે મેરુતુંગાચાર્ય(ઇ સ ૧૩૦૫)ના **प्रबन्धचिन्तामणि**મા અને શ્રી પ્રભાચંદ્ર (ઇ સ ૧૨૭૮)ના **प्रभावकचरित**મા પણ **માઘ**ને **ભોજ** રાજાના સમયમા મૂકે છે વળી પ્રભાવકચરિતમા **સુપ્રભદેવ**ના પુત્ર **દત્તક** અને **શુભકર**, **દત્તક**નો **માઘ** અને **શુભકર**નો **સિદ્ધર્ષિ** એમ **उपमितिभवप्रपञ्च**ના કર્તા **સિદ્ધર્ષિ**ને અને **માઘ**ને કાકાના છોકરા ભાઈ કહ્યા છે **સિદ્ધર્ષિ**નો સમય ઇસ ૯૦૬ ગણાય છે એટલે મ્હોટા ભાઈના પુત્ર **માઘ**ને ઇ સ ના નવમા શતકના ઉત્તરાર્ધમા મૂકવો

એમ એક મત છે પણ પૂર્વોક્ત **ભોજ**પ્રબન્ધાદિક ગ્રન્થો બહુધા દન્તકથાથીજ ભરેલા છે, અને સ્પષ્ટ રીતે જુદા જુદા સમયના સિદ્ધ થઈ ચૂકેલા ગ્રન્થકારોને એમા **ભોજ**રાજાની સભામા એકઠા કર્યા છે તેથી એનુ પ્રમાણ વજનદાર નથી એમ પ્રસિદ્ધ જૈનશાસ્ત્રી ડૉકટર જેકોબીનો મત છે

"વામન પંડિતે **काव्यालङ्कारवृत्ति**મા **માઘ**નો શ્લોક ઉતાર્યો છે અને **વામન** ઇ સ નવમા શતકના મધ્યભાગમા થએલા **આનન્દવર્ધન**ના પહેલા થએલો એ સિદ્ધ છે એટલે **આનન્દવર્ધન** પહેલા **વામન**, અને **વામન** પહેલા **માઘ** એમ પૌર્વાપર્ય ગોઠવતા **માઘ**નો સમય પૂર્વોક્ત પ્રબન્ધોમા બતાવેલા સમય કરતા વધારે જૂનો ઠરે છે પણ જેકોબી તો **માઘ**ને **બાણ** અને **સુબન્ધુ**ની પણ પહેલા મૂકે છે અને ઇ સ છઠ્ઠા સૈકાના મધ્ય ઠરતા એને વધારે અર્વાચીન ન માની શકાય એમ કહે છે **માઘ**ના કેટલાક શ્લોક જે **सुभाषितावलि**મા **વલ્લભદેવે** ઉતાર્યા છે તે જોતા **शिशुपालवध** ઉપરાંત એના બીજા ગ્રન્થો પણ હશે એમ લાગે છે પણ અત્યારે તો **शिशुपालवध**જ ઉપલબ્ધ થાય છે "**शिशुपालवध**" એ આ યુગના ( ઇ સ. ૬–૮ શતકના ) અનેક વધવિષયક કાવ્યોમાનુ એક છે પણ આ વર્ગના કાવ્યોમા કોઇએ પ્રાપ્ત ન કરેલી એવી અસાધારણ પ્રતિષ્ઠા—પંચમહાકાવ્યની બૃહત્ત્રયીમા એક મ્હોટુ સ્થાન—આ કાવ્યે પ્રાપ્ત કર્યું છે વિષય ગુજરાતના કવિને શોભતો—દ્વારકાધીશ શ્રીકૃષ્ણના યશોગાનનો છે, અને એમા સમુદ્ર પર્વત ( રૈવતક–ગિરનાર ) વગેરેના બહુ ભવ્ય વર્ણનો છે નીતિબોધ અને તત્ત્વજ્ઞાનથી મહાકાવ્યને જે ગાભીર્ય મળે છે તે પણ અત્રે વિદ્યમાન છે અને એકાદશ સર્ગમા માલિનીવૃત્તમા જે પ્રભાતવર્ણન કર્યું છે તે અસાધારણ કવિત્વથી ચકાએલુ છે વળી એક ખાસ લક્ષમા રાખવા જેવુ એ છે કે કવિએ કાવ્યના લક્ષણ ગુણ રસ વગેરે સમ્બન્ધી પણ પોતાના વિચાર એક સ્થળે દાખલ કરી દીધા છે, અને એજ આપણે આગળ જતા **વામન** અને **મમ્મટ** જેઓ **માઘ**માથી ઉદાહરણ લે છે તેમના લેખમા પણ જોઇએ છીએ "]

---

# પ્રકરણ ૧૨.

## ભાવપ્રધાન કાવ્યો.

આશરે ઇ સ ૪૦૦–૧૦૦૦

સંસ્કૃત સાહિત્યમા ભાવપ્રધાન કાવ્યના વિશેષ વિસ્તારવાળા ગ્રન્થો રચાયા નથી પણ જે ગ્રન્થો રચાયા છે તેમા કાલિદાસની બે ઉત્તમ કૃતિઓએ અગત્યનુ સ્થાન મેળવ્યુ છે એ કવિ વીરચરિત કાવ્યો તથા નાટકો લખવામા જેવો કુશળ હતો તેવોજ ભાવપ્રધાન કાવ્ય રચવામા પણ એ પ્રવીણ હતો ખરેખર એની ભાવપ્રધાન કાવ્યો રચવા-ની શક્તિ એના નાટકોમા પણ સ્પષ્ટ માલમ પડયા વગર રહેતી નથી

કાલિદાસના **મેઘદૂત** એ નામના કાવ્યગ્રન્થના ગેટેએ ઘણા વખાણ કર્યા હતા એ કાવ્ય સોળ સોળ અક્ષરની ચચ્ચાર પંક્તિઓવાળા **મન્દાક્રાન્તા** છન્દમા રચાયલા ૧૧૫ શ્લોકોનુ બનેલુ છે એક વિયોગી પોતાનાથી દૂરના દેશમા વસનારી પોતાની પત્નીને મેઘદ્વારા સંદેશો કહાવે છે, તે આ કાવ્યનો વિષય છે શિલરે પોતાના "Maria Stuart" નામના નાટકમા એજ કલ્પનાનો ઉપયોગ કર્યો છે એ નાટકમાં, બંદી-વાન થયલી રાણી મેરી દક્ષિણ તરફ જતા વાદળા તરફ જોઈને પોતાના બાળપણની ભૂમિને અભિનંદન આપવાની તેને વિનતિ કરે છે (અંક ત્રીજો, પ્રવેશ પહેલો ) મેઘદૂતનો વિયોગી પુરુષ એક **યક્ષ** અથવા કુબેર ભંડારીનો સેવક છે એ પોતાના કર્તવ્યમા ચૂક્યો હતો તેથી એને મધ્ય હિન્દુસ્તાનના રામગિરિના ઢોળાવ ઉપરના ઉપવનો તરફ દેશ-નિકાલ કરવામા આવ્યો હતો પ્રિયાના વિયોગને લીધે એ સુકાઈ ગયો હતો અને ઉદાસ રહેતો હતો વર્ષાઋતુની શરૂઆતમા ઉત્તર દિશા તરફ જતું એક કાળુ વાદળુ એના જોવામા આવ્યુ એ વાદળાને જોવાથી એના હૃદયમા તીવ્ર ઉત્કંઠા થઈ આવી અને હિમાલયના દૂરના પ્રદેશમા રહેનારી પોતાની પત્નીને આશા અને ઉમેદનો એક સંદેશો પહોંચાડવાની એ વાદળાને વિનતિ કરવાને એ પ્રેરાયો કાવ્યના પ્રથમાર્ધમા, ઉત્તર દિશા તરફ જતા માર્ગમા જે જુદા જુદા

દેખાવો મેઘની દૃષ્ટિએ પડ્યા વિના રહેશે નહીં તેનુ વર્ણન યક્ષ તરફથી ઘણી છટા સાથે આપવામાં આવ્યુ છે પાણીના ઝાપટાઓ વડે દાવાનળને શાન્ત કર્યા પછી જેના શિખર ઉપર એ શોભશે તે આમ્રકૂટ નામનો પર્વત, વિન્ધ્યાચળના પાદ આગળ વાંકી ચૂકી ભમતી નર્મદા નદી, વિદિશા (ભિલ્સા) નગર, અને વેત્રવતી(બેટવા)નો પ્રવાહ, અવન્તીમા આવેલી ઉજ્જયિની નગરી (ઉજ્જન), કુરુક્ષેત્રની પવિત્ર ભૂમિ, ગંગા નદી અને જ્યાં આગળથી એ નદી વહે છે તે હિમથી સફેદ થઈ ગયલા પર્વતો, એ સઘળા સ્થળો આગળ થઈને આખરે કૈલાસ ગિરિ ઉપર આવેલી અલકાનગરી આગળ એ પહોચશે

કાવ્યના દ્વિતીયાર્ધમા પ્રથમ એ નગરીની અને પોતાના ઘરની શોભાનુ વર્ણન આવે છે ત્યાર પછી પોતાની સ્ત્રી, તેની આસપાસની સ્થિતિ, તેની પ્રવૃત્તિ વગેરેનુ રસભર્યું વર્ણન એ આપે છે, અને ઉન્નિદ્ર અવસ્થામા અને સુકાઈ ગયેલે શરીરે બિછાનામા એ આમથી તેમ પછાડા મારતી હશે એવી એ કલ્પના કરે છે પછી, એ વિયોગિની બાળાની આંખ બારી આગળ ઠરી હશે તે વખતે મેઘ પોતાની ગર્જના કરીને એના પતિનો સંદેશો એને પહોચાડશે, અને ક્હેશે કે એ હજી જીવતો છે અને ત્હને જોવાને રાતદિવસ તલપી રહે છે

"श्यामास्वङ्गं चकितहरिणीप्रेक्षणे दृष्टिपातं
वक्त्रच्छायां शशिनि शिखिनां बर्हभारेषु केशान् ।
उत्पश्यामि प्रतनुषु नदीवीचिषु भ्रूविलासान्
हन्तैकस्थं क्वचिदपि न ते चण्डि सादृश्यमस्ति ॥"

(પ્રિયંગુ લતામા ત્હારા અંગને હુ જોઉં છુ, ચકિત થયલી હરણીની દૃષ્ટિમા ત્હારા નયનને હુ જોઉં છુ, શશીમા ત્હારા વક્ત્રની છાયાને હુ જોઉં છુ, મયૂરના પીછામા ત્હારા કેશને હુ જોઉં છુ, નદીના આછા તરંગોમા ત્હારા વિલાસો મ્હને જણાય છે, પણ અફસોસ ! કોઈ પણ એકજ સ્થળે સામટું ત્હારૂં સાદૃશ્ય મ્હારા દીઠામા આવતું નથી )

પણ, એ કહે છે કે હિંમત રાખો, આખરે આપણા શોકનો અન્ત આવશે—આપણે પાછા મળીશુ—

पश्चादावां विरहगुणितं तं तमेवाभिलाषं
निर्वेक्ष्यावः परिणतशरच्चन्द्रिकासु क्षपासु ॥

(પછી આપણે વિરહથી વધેલી આપણી જુદી જુદી મનકામના-ઓને શરદ્ ઋતુની ચાંદની સંપૂર્ણ ખીલી રહી હોય એવી રાત્રીઓમાં સફળ કરીશું.)

પછી સંદેશો કહ્યા બાદ સાન્ત્વન મળે એવા સમાચાર સાથે પાછા આવવાની મેઘને વિનતિ કરીને એ વિયોગી પુરુષ ઇચ્છે છે કે "હારી પ્રિય સખી વિદ્યુત્‌થી તું ક્ષણવાર પણ વિયોગ પામીશ નહીં", અને એ વચનો સાથે એ તેને વિદાય કરે છે.

આ સુન્દર કાવ્યમાં ભાવનું—લાગણીનું—પ્રાધાન્ય છે તેની સાથે એમાં વર્ણનનું તત્ત્વ પણ ઘણું આગળ પડતું જોવામાં આવે છે. એજ તત્ત્વ કાલિદાસના **ऋतुसंहार**માં એનાથી પણ વિશેષ જોવામાં આવે છે. એ ન્હાનું કાવ્ય છ સર્ગનું બનેલું છે અને તેમાં બધા મળીને ૧૫૩ શ્લોકો આવે છે. એમાં જુદા જુદા છન્દો વાપરવામાં આવ્યા છે. હિન્દુસ્તાનમાં સંસ્કૃત કવિઓ સાધારણ રીતે વર્ષના છ વિભાગ પાડે છે તે છએ ઋતુઓનું ઘણું કવિત્વમય વર્ણન એ કાવ્યમાં આપ-વામાં આવ્યું છે. શૃંગારના ચિત્રો જેની સાથે ગૂંથાઈ ગયા છે એવા સૃષ્ટિસૌન્દર્યના છટાદાર વર્ણનોની સાથે માનવ લાગણીઓનો જે પ્રાદુ-ર્ભાવ થાય છે તેને પણ કવિએ ઘણી ચતુરાઈથી જોડી દીધો છે. કવિને કુદરત ઉપર કેવો ઉંડો પ્રેમ છે, એની અવલોકનશક્તિ કેવી તીવ્ર છે, અને હિન્દુસ્તાનના સૃષ્ટિસૌન્દર્યના દેખાવોનું અત્યન્ત આબેહૂબ વર્ણન આપવામાં એ કેવો કુશળ છે તે આ કાવ્યમાં જેવું જોવામાં આવે છે તેવું કદાચ કાલિદાસના બીજા કોઈ પણ કાવ્યમાં નહીં જોવામાં આવતું હોય.

ગ્રીષ્મના વર્ણનથી એ કાવ્યની શરૂઆત થાય છે. એ ઋતુમાં દિવસે સૂર્યનો તાપ ઘણો પ્રચંડ લાગતો હોય તો તેના પ્રમાણમાં ચન્દ્રિકા-થી શોભી રહેલી રાત્રિઓ પ્રેમી જનોને ઉલટો વિશેષજ આનન્દ આપે છે. સુન્દર યુવતિઓના મુખ જોઇને ચંદ્રમા ઈર્ષ્યાથી પરવશ બની જાય છે, અને એજ સમયમાં એકલડા પથિકનું હૈયું વિયોગના અગ્નિથી સળગે

છે ત્યાર પછી તાપથી જુદા જુદા પ્રાણીઓ ઉપર જે અસર થાય છે તેનુ છટાદાર વર્ણન આવે છે સપ, સિંહ, હાથી, ભેંસ, ડુક્કર, હરણ, મોર, બગલુ, દેડકા, અને માછલા એ સર્વ પ્રાણીઓને તાપને લીધે તૃષા લાગે છે અથવા સુસ્તી આવે છે, અને વનમા દાવાનળને લીધે અનેક વૃક્ષો તથા વનસ્પતિઓનો વિનાશ થાય છે અને ત્રાસ પામેલા પશુઓના ટોળાઓને એ અગ્નિથી દૂરના દૂર ન્હાસવુ પડે છે

સખ્ત તાપના દિવસો પૂરા થયા પછી વર્ષાદના દિવસો આવે છે વીજળી રૂપી વાવટા સાથે અને ગર્જના રૂપી દુન્દુભિ સાથે કાળા અને ભારે વાદળાઓના આગમનથી વર્ષા ઋતુનુ સૂચન થાય છે માત્ર વર્ષાદના ટીપા ઉપરજ આધાર રાખનાર ચાતક પક્ષીઓના માથમા એ વાદળાઓ ધીરે ધીરે આગળ વધે છે, અને આખરે વર્ષાદ વરસે છે નદીના ઝરણાઓ સમુદ્ર તરફ ધસ્યા જાય છે તે વખતે તેઓ સ્વચ્છન્દે વિહરતી યુવતિઓની પેઠે કિનારા ઉપર આવેલા વૃક્ષોને જડમૂળથી ઉખેડી નાખે છે વર્ષાદને લીધે પૃથ્વી તૃણાકુરોથી આચ્છાદિત થાય છે અને વનના પ્રદેશો સુનેરી કળીઓ રૂપી વસ્ત્ર ધારણ કરે છે—

नीलोत्पलाभाम्बुदचुम्बितोपला
समाचिता प्रस्त्रवणै समन्तत ।
प्रवृत्तनृत्यै शिखिभि समाकुला
समुत्सुकत्व जनयन्ति भूधरा ॥

( નીલ કમળના જેવી કાન્તિવાળા વરસાદથી ભરેલા વાદળાઓ ઉંચા પર્વતોને ચુમ્બન કરે છે, પર્વતની આસપાસના સઘળા ઢોળાવ ઉપરથી જળની ધારાઓ વહે છે, અને નૃત્યના જેણે આરંભ કર્યો હોય એવા મયૂરના ટોળાઓ ઠામ ઠામ નજરે પડે છે તે વખતે પર્વતોનો દેખાવ જોઇને હૃદયમા પ્રેમના વિચારો ઉભરાય છે )

પાછ પછી નવી પરણેલી યુવતિના જેવી સુન્દર, વિકાસ પામેલા કમળો રૂપી મુખવાળી, શેરડીના અને પાકવા માડેલા ડાંગરના છોડ રૂપી વસ્ત્ર ધારણ કરનારી, અને હસોના ઉન્મત્ત કલરવ રૂપી નૂપુરના ઝણકારને લીધે રમ્ય જણાતી શરદ્ ઋતુ આવે છે કુસુમભારને લીધે જેના

પલ્લવ નમી ગયા છે એવી શ્યામ લતાઓ રૂપવતી યુવતિઓના આભૂષણથી અલંકૃત થયલા બાહુની કાન્તિને હરી લે છે, અને રાતા રંગના અશોકની કળીઓની વચ્ચેથી જણાતા જાઈ જુઇના પુષ્પો હસતી યુવતિઓના ચળકતા દાત અને રાતા ઓઠની શોભાને હઠાવી દે છે

ત્યાર પછી હેમન્ત ઋતુ આવે છે તેમા ડાંગર પાકે છે, કમળના પુષ્પો કરમાય છે, અને ઝ્હવારમા ખેતરો ઉપર ઝાકળના બિન્દુ પથરાઈ ગયા હોય છે —

पाक व्रजन्ती हिमजातशीतै-
राधूयमाना सतत मरुद्भि ।
प्रिये प्रियङ्गु प्रियविप्रयुक्ता
विपाण्डुता याति विलासिनीव ॥

(વ્હાલી ! એ સમયે, પાકને પામતી અને હિમને લીધે અત્યન્ત શીતળ થયલા પવનોથી કંપાયમાન થઈ રહેતી પ્રિયંગુ લતા પ્રીતમથી વિખૂટી પડેલી વિલાસિની સ્રીની પેઠે વધારે ને વધારે ફિક્કી થતી જાય છે )

આ સમય પ્રેમી જનોને વિશેષ પ્રિય લાગે છે, અને એ પ્રેમી જનોના આનન્દનુ વર્ણન આ સર્ગમા કવિએ ઘણી છટાદાર રીતે આપ્યુ છે

શિશિર ઋતુમા અગ્નિ અને સૂર્યના કૂમળા કિરણો ઘણા મધુર લાગે છે હવે પ્રેમી જનોના હૃદય રજની વડે આકર્ષાતા નથી, કારણ કે એ રાત્રિઓમા ચન્દ્રના કિરણો શીતળ હોય છે અને તારાઓનો પ્રકાશ મન્દ હોય છે

છેલ્લામાં છેલ્લી, વસન્ત ઋતુ, તેના આનન્દો કવિએ સૌથી વધારે વિસ્તાર સાથે વર્ણવ્યા છે એ ઋતુમા કર્ણ ઉપર **कर्णिकार** પુષ્પ ધારણ કરીને, અને કેશ ઉપર રાતા અશોક તથા નવમલ્લિકાના પુષ્પો ગૂથીને પ્રમદાજનો પોતાના પ્રીતમને મળવાને ઉત્સુક બને છે. એજ ઋતુમા મત્ત થયલા ભ્રમરોનો ગણગણાટ અને કોકિલનો મીઠો ટહુકો સંભળાય છે,

એજ ઋતુમા પ્રફુલ્લ થયલા ચૂતવૃક્ષના અકુરો જણાય છે યુવતિઓના હૃદયને વીંધવાને માટે ભગવાન્ કુસુમાયુધ જે તીક્ષ્ણ બાણોનો ઉપયોગ કરે છે તે એ આમ્રવૃક્ષની કળીઓજ છે

**घटखर्पर** અથવા "ભાગેલા ઘડાનો કકડો" એ નામનુ એક ભાવપ્રધાન કાવ્ય છે તેના બાવીસજ શ્લોક છે, અને તેની રચના ઘણી કૃત્રિમ છે એ કાવ્યના છેલ્લા શ્લોકમા કવિએ પોતાનુ નામ–ઘટખર્પર–દાખલ કર્યું છે, અને કવિના નામ ઉપરથી આખા કાવ્યને પણ **घटखर्पर** એજ નામ આપવામા આવ્યુ છે એ કવિ ક્યારે થઈ ગયો હતો તે જણાતું નથી વિક્રમાદિત્ય વિષેના જે શ્લોકનુ આપણે ઉપર કથન કરી ગયા છિયે તેમા વિક્રમની દરબારના "નવ રત્નો"મા એનુ નામ પણ ગણાવવામા આવ્યુ છે

**चौरपञ्चाशिका** અથવા "ચોરના પચાસ શ્લોકો" એ પણ એક ભાવપ્રધાન કાવ્ય છે અને એમા ઘણી ખુબીઓ છે કાશ્મીરનો કવિ બિલ્હણ, જે અગિયારમા શતકના દ્વિતીયાર્ધમા થઈ ગયો, તેણે એ કાવ્ય રચ્યુ છે દતકથા પ્રમાણે, આ કવિએ એક રાજકુવરીનો પ્રેમ છૂપી રીતે મેળવ્યો હતો અને એ જ્યારે પકડાઈ ગયો ત્યારે એને મૃત્યુની શિક્ષા ફરમાવવામા આવી આ ઉપરથી એણે પચાસ શ્લોકો રચ્યા તે દરેકની શરૂઆતમા "હજી પણ મ્હને સાભરે છે" એવા શબ્દો આવે છે, અને પોતે જે પ્રેમનો આનન્દ અનુભવ્યો હતો તેનુ વર્ણન એ શ્લોકોમા ઘણુ ઉત્સાહપૂર્વક અને છટાદાર રીતે આપવામા આવ્યુ છે એ શ્લોકોની રાજાના મન ઉપર એટલી બધી અસર થઈ કે કવિને એણે ક્ષમા આપી અને પોતાની પુત્રીની સાથે એના લગ્ન કર્યા

માધ્યમિક હિન્દુસ્તાનની ભાવપ્રધાન રચનાઓનો મ્હોટો ભાગ ઝાઝા વિસ્તારવાળા સુસંકલિત કાવ્યોનો બનેલો નથી, પણ થોડીજ રેખાઓ વડે એક ન્હાનુ પણ સુન્દર ચિત્ર ચીતરવામા આવે તે પ્રમાણે ચાર પંક્તિઓના એકજ શ્લોકમા શૃગારના અમુક પ્રસંગનુ અથવા અમુક ભાવનુ કથન કરવામા આવ્યુ હોય એવુ વિશેષ જોવામા આવે છે જે ઉપદેશાત્મક રચનાનો ઉપયોગ કરવામા હિન્દુસ્તાનના લોકોએ ઘણી અસાધારણ ફત્તેહ મેળવી હતી તે રચનાની સાથે આ ભાવપ્રધાન કાવ્યો

ઘણી રીતે સરખાપણું ધરાવે છે અવલોકનશક્તિની તીવ્રતા અને લાગણીની ઉત્કટતા એમા જણાઈ આવે છે, અને ઘણુંખરૂ એ ચિત્રો અતિ કુશળ કારીગરોને હાથેજ ચીતરાયા હોય છે એમાના ઘણા શ્લોકો વિચાર અને વાણી એ બેઉમા સપૂર્ણ સૌન્દર્યના ઉત્તમ નમૂનાઓ આપણને પૂરા પાડે છે પણ એમાના કેટલાક શ્લોકોની ખુબી ભાષાન્તર કરવામા જતી રહે છે, કારણ કે મૂળમા વપરાયલા પ્રૌઢ છન્દોને બીજી ભાષામા ઉતારવા એ અશક્ય થઈ પડે છે કેટલાક સસ્કૃત કવિઓએ આવા પોતાના રચેલા સઘળા ન્હાનકડા કાવ્યોના સગ્રહ કર્યા છે

એવા કવિઓમા ભર્તૃહરિ એ સૌથી વધારે જાણીતો છે એ એકજ માણસ વૈયાકરણ પણ હતો, ફિલસુફ પણ હતો, અને કવિ પણ હતો*. એકજ માણસમા આવી રીતનું ત્રણે પ્રકારનુ નૈપુણ્ય દીઠામા આવે એ તો માત્ર હિન્દુસ્તાનની કેળવણીથીજ થઇ શકે, અને હિન્દુસ્તાનમા પણ એવો બીજો દાખલો જડી આવવો મુશ્કેલ છે ભર્તૃહરિ એ સાતમા સૈકાના પ્રથમાર્ધમા થઈ ગયો હતો ઇત્સિગ નામનો ચીનનો મુસાફર, જેણે એ શતકના પાછલા ભાગમા વીસ કરતા વધારે વર્ષ હિન્દુસ્તાનમા ગાળ્યા હતા, તે કહે છે કે બૌદ્ધ ધર્મનો સાધુ થઇ ગયા પછી એ કવિ પાછો સસારી થયો હતો અને એવી રીતે સાધુઓનો મઠ અને સસાર એ બેની વચ્ચે બધુ મળીને સાત આઠ વખત એણે જાઆવ કર્યા કીધી હતી પોતાની અસ્થિરતા વિષે એ પોતાની જાતને ઠપકો આપતો હતો, પણ એ અસ્થિરતાને દૂર કરવાનુ સામર્થ્ય એનામા હતું નહીં છૂટા છૂટા શ્લોકોના ત્રણ શતક એણે રચ્યા છે એમાનુ પહેલુ અને છેલ્લુ શતક ઉપદેશાત્મક છે તેને માટે આગળ ઉપર કઇક કહેવાનો પ્રસંગ આવશે માત્ર બીજુ—**શૃંગારશતક**—તેમા કામુકતાની લાગણીનુ ચિત્ર આલેખવામા આવ્યુ છે આ શતકના લલિત અને પ્રૌઢ શ્લોકો પરથી સ્ત્રીઓના વિવિધ પ્રકારે દશ્યમાન થતા સૌન્દર્યનો તેમજ પુરુષોના હૃદયનુ હરણ કરવાની તેમની કળાનો કવિને ઘણો સારો પરિચય હતો એમ જણાઈ આવે છે એમાના એક શ્લોકમા

* ઇત્સિગના વચનોને આધારે આ સ્થળે પ્રૌ. મૅકડોનલે જે હકીગત જણાવી છે તે આ કવિને લાગુ પડતી નથી એવુ હમે ઉપર જણાવી ગયા છિયે ભર્તૃહરિ નામનો વૈયાકરણ તે આ શતકોના રચનારથી તદ્દન જુદો છે, અને બૌદ્ધ ધર્મ તો તેણે સ્વીકાર્યો હતો.

એ પૂછે છે કે સઘળી દિશાઓમા આંબાની મ્હોરનો પરિમલ વ્યાપી રહ્યો હોય અને મધને લીધે મત્ત બનેલા ભ્રમરોનો ગણગણાટ ચાલી રહ્યો હોય તેવી વસન્ત ઋતુમા પ્રેમની ઉત્કંઠા કોને નહીં થતી હોય ?* બીજા શ્લોકમા એ કહે છે કે કમળના જેવા નયનવાળી યુવતિઓના સૌન્દર્યની અસરને કોઇથી રોકી શકાતી નથી. વિદ્વાન્ માણસો પણ એની અસરને રોકવા અસમર્થ છે. તેઓ વૈરાગ્યની જે વાતો કરે છે તેમા ખાલી શબ્દ સિવાય બીજુ કઈ પણ છે નહીં૧ કવિ પોતે વિલાપ કરે છે કે "મ્હારી પ્રિયા મ્હારાથી દૂર હોય છે ત્યારે મ્હારા જીવનનો સઘળો પ્રકાશ જાણે જતો રહે છે."

सति प्रदीपे सत्यग्नौ सत्सु तारारवीन्दुषु ।
विना मे मृगशावाक्ष्या तमोभूतमिदं जगत् ॥

(દીવો છે, અગ્નિ છે, તારા છે, રવિ છે, ચન્દ્ર છે, તોપણ ન્હાનકડા હરણના જેવી આંખવાળી મ્હારી પ્રિયતમાના વિના આ આખુ જગત્ મ્હને અંધકારમય લાગે છે)

તેનીજ સાથે અસાવધ મનુષ્યોને એ શીખામણ આપે છે કે સ્ત્રીના સૌન્દર્ય વિષે તમે હદ બહારનો વિચાર કર્યા કરશો નહીં—

कामिनिकायकान्तारे कुचपर्वतदुर्गमे ।
मा सचर मन पान्थ तत्रास्ते स्मरतस्कर ॥

(કુચ રૂપી પર્વતને લીધે દુર્ગમ એવા કામિનીની કાયા રૂપી

---

* सहकार कुसुमकेसरनिकरभरामोदमूर्छितदिगन्ते ।
मधुरमधुविधुरमधुपे मधौ भवेत्कस्य नोत्कण्ठा ॥

१ वचसि भवति सङ्गत्यागमुद्दिश्य वार्ता
श्रुतिमुखरमुखाना केवल पण्डितानाम् ।
जघनमरुणरत्नग्रन्थिकाञ्चीकलाप
कुवलयनयनाना को विहातु समर्थ ॥

અરણ્યમાં, હે મન-મુસાફર ! તું જઈશ નહીં, કારણ કે ત્યાં આગળ સ્મર નામનો તસ્કર ત્હને મારવાને માટે હમેશાં છુપાઈ રહ્યો હોય છે )

બીજા એક શ્લોકમાં કામદેવને માછી તરીકે કલ્પવામાં આવ્યો છે. એ માછી આ સંસાર રૂપી સમુદ્રની અંદર સ્ત્રી નામની (મત્સ્ય વેધવાની) કડી નાખે છે, અને માસની ઇચ્છા રાખનારા માછલાઓને જેવી રીતે સમુદ્રમાંથી ખેંચી કાઢવામાં આવે તેવી રીતે સ્ત્રીના ગુલાબી ઓષ્ઠના આસ્વાદનને માટે લોલુપતા ધરાવનારા પુરુષોને એ ખેંચી કાઢે છે અને પછી અનુરાગરૂપી અગ્નિમાં તેને શેકે છે *

એક યુવતિ ઉપર પ્રેમ રાખવાથી કવિ કંઈ કંઈ વિચિત્ર પ્રકારની મુંઝવણમાં ફસાઈ પડે છે —

स्मृता भवति पापाय दृष्टा चोन्मादकारिणी ।
स्पृष्टा भवति मोहाय सा नाम दयिता कथम् ॥

( એનુ સ્મરણ કરૂ છુ તો પાપ લાગે છે, એને જોઉં છુ તો ઉન્મત્ત બની જાઉં છુ, એને સ્પર્શ કરૂ છુ તો મ્હારી સઘળી ઇન્દ્રિયો મોહ પામી જાય છે રે ! એવી સ્ત્રી તે વ્હાલી કેમ લાગે ? )

એ પ્રમાણે, આ શતકના છેવટના ભાગમાં કવિનુ હૃદય સ્ત્રી-સૌન્દર્યના ખેંચાણમાંથી દૂર જવા માંડતું હોય એવુ જણાય છે એ કહે છે "રે બાળા ! મ્હારા તરફ કટાક્ષ ફેંકવાનું તુ છોડી દે, ત્હારો શ્રમ મિથ્યા છે હુ હવે તદ્દન બદલાઈ ગયો છુ, યૌવન જતું રહ્યુ છે અને મ્હારા વિચારો હવે અરણ્ય તરફ વળવા માંડ્યા છે, મ્હારો મોહ નાશ પામ્યો છે, અને આખા જગતને હવે હુ એક તણખલાની બરાબર

---

* विस्तारितं मकरकेतनधीवरेण
स्त्रीसंज्ञितं बडिशमत्र भवाम्बुराशौ ।
तेनाचिरात्तदधरामिषलोलमर्त्य-
मत्स्यान्विकृष्य स पचत्यनुरागवह्नौ ॥

ગયું છું.*" આ પ્રમાણે ભર્તૃહરિ ધીરે ધીરે પોતાના "**वैराग्यशतक**" એ નામના ત્રીજા સંગ્રહને માટે તૈયારી કરે છે

શૃંગારરસના છૂટા છૂટા શ્લોકોનો એક ટૂંકો પણ અતિ મનોહર અને કીમતી સંગ્રહ "**शृंगारतिलक**" એ નામનો છે તે કાલિદાસનો રચેલો કહેવાય છે એના તેવીસ શ્લોકો છે તેમા કેટલીક ઉંચી કલ્પનાવાળી ઉપમાઓ ઘણી ખુબીની સાથે દાખલ કરવામા આવી છે. ઉદાહરણ તરીકે, એક શ્લોકમા કવિ પૂછે છે કે જેની આકૃતિ અને જેના અવયવો જુદી જુદી જાતના નાજુક પુષ્પોના જેવા છે તે યુવતિનું હૃદય પત્થરના જેવુ કઠણ કેમ હશે ?† બીજા શ્લોકમા એ પોતાની પ્રિયાને એક શિકારીની સાથે સરખાવે છે —

इय व्याधायते बाला भ्रूरस्या कार्मुकायते ।
कटाक्षाश्च शरायन्ते मनो मे हरिणायते ॥

( આ બાળા એક શિકારીના જેવી છે, એની ભ્રૂલતા તે ધનુષ્યના જેવી છે, કટાક્ષ રૂપી તીર એ ફેંકે છે, મ્હારા મનરૂપી હરણને એ વીંધે છે )

આ પ્રકારના ભાવાત્મક કાવ્યોમા સૌથી વધારે અગત્યનું કાવ્ય **अमरुशतक** અથવા "અમરુના રચેલા સો શ્લોકો" એ નામનું છે પ્રેમી સ્ત્રી પુરુષોની જુદી જુદી મનોદશાઓ, આનન્દ અને વિષાદ, ક્રોધ

---

* बाले लीलामुकुलितममी मन्थरा दृष्टिपाता
किं क्षिप्यन्ते विरम विरम व्यर्थ एष श्रमस्ते ।
सम्प्रत्यन्ये वयमुपरत बाल्यमास्था वनान्ते
क्षीणो मोहस्तृणमिव जगज्जालमालोकयाम ॥

† इन्दीवरेण नयन मुखमम्बुजेन
कुन्देन दन्तमधरं नवपल्लवेन ।
अङ्गानि चम्पकदलै स विधाय वेधा
कान्ते कथ घटितवानुपलेन चेतः ॥

અને પ્રણય એ સર્વના ચિત્રો આલેખવાની કળામા આ કવિનુ અપાર કૌશલ છે દંપતીઓના કલહ અને તેનુ સમાધાન એની જુદી જુદી અવસ્થાઓનો ચિતાર આપવામા તો એની ચતુરાઈ અપૂર્વ છે. વિષય આટલો સંકુચિત હોવા છતા, પ્રસંગો અને લાગણીઓ એકજ સરખા હોવા છતા કઇંક આશ્ચર્ય લાગે એવી રાતે વિચારો મૂકવાની ખુબીને લીધે અને હમેશા નવીનતાજ જણાય એવી રીતની કાવ્યની કળાને લીધે પોતાની રચના તરફ સચોટ લક્ષ રખાવવામા કવિ જે ફત્તેહ મેળવે છે તે ખરેખર માન ઉપજાવે એવી છે અમરુ અને બીજા કવિઓ અદ્ભુત અને આધ્યાત્મિક પ્રેમના ચિત્રો આપતા નથી, પણ વિષયનુ જેમા પ્રાધાન્ય છે તેવાજ પ્રેમના ચિત્રો આપે છે, તોપણ અમરુના કાવ્યમા લાગણીની કોમળતા અને વિચારની સુન્દરતા ઘણી વખત જોવામા આવે છે ઉદાહરણ તરીકે, સંધ્યા સમયે વિદેશ ગયલા પતિના પુનરાગમનની રાહ જોતી સ્રીનુ એણે જે વર્ણન આપ્યુ છે તે જુઓ *

કાવ્યશાસ્ત્ર વિષેના સંસ્કૃત ગ્રન્થોમા આવા કાવ્યરત્નો ઘણા સચવાઈ રહેલા જોવામા આવે છે એવો એક શ્લોક રાતા અશોક વૃક્ષ વિષેનો છે એ શ્લોકમા વૃક્ષને કવિ પૂછે છે કે "હુ એના ઉપર આટલો પ્રેમ રાખુ છુ છતા એ કૃશોદરી મ્હને મૂકીને ક્યા ગઈ તે તું કહે, મ્હેં એને દીઠી નથી એવુ સૂચવતો હોય તેમ તું ત્હારૂ મસ્તક હલાવે છે,

---

* आदृष्टिप्रसरात्प्रियस्य पदवीमुद्वीक्ष्य निर्विण्णया
विश्रान्तेषु पथिष्वह परिणतौ ध्वान्ते समुत्सर्पति ।
दत्त्वैक सशुचा गृह प्रति पद पान्थस्त्रियास्मिन्क्षणे
मा भूदागत इत्यमन्दवलितग्रीवं पुनर्वीक्षितम् ॥

આ સુન્દર પંક્તિઓનું ભાષાન્તર સાક્ષર શ્રી કેશવલાલે નીચે પ્રમાણે કર્યું છે —

"વ્હેતું પંથીનું વ્હેણ બંધ પડિયું દૃહાડો ગયો આથમી,
ને અંધારું રહ્યું રમી તહિં લગી ઊંચી ઊંચી ડોકથી,
ખેંચી આંખ વિલોકી વાટ ડગલું એહોશ પાછું ભરી,
'આવતા કદી હોય કથ' કરીને જોયે વળી બાપડી

પણ તે વ્યર્થ છે કારણ કે મ્હારી પ્રિયાના પાદનો સ્પર્શ ત્હને ન થયો હોત તો આટલા પુષ્પો ત્હને ક્યાંથી આવ્યા હોત ?†"

આ સઘળા કાવ્યોમા વનસ્પતિઓ અને પશુપક્ષીઓને અગત્યનુ સ્થાન આપવામા આવ્યુ છે અને તેના વિષે ઘણી ખુબીથી લખવામા આવ્યુ છે પુષ્પોમાં કમળ એ સૌથી વધારે લક્ષ ખેંચતું જણાય છે. ઉદાહરણ તરીકે, એમાના એક શ્લોકમા એવુ વર્ણન આપવામા આવ્યુ છે કે સંધ્યા સમયે કમળો પોતાના નયન મીંચી દે છે, કારણ કે તેઓનો પતિ અને તેઓનો હિતકર્તા સૂર્ય પોતાના કિરણોથી વિહીન બનીને અસ્ત પામે છે તે તેઓથી જોઈ શકાતુ નથી બીજા એક શ્લોકમા કરુણરસ ઉપજાવે એવી ખુબીથી એક ભ્રમરના સ્વપ્નાનુ વર્ણન આપવામા આવ્યુ છે —

रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभात<br>
भास्वानुदेष्यति हसिष्यति पङ्कज च ।<br>
इत्थ विचिन्तयति कोशगते द्विरेफे<br>
हा हन्त हन्त नलिनीं गज उन्मुमूल ॥

("રાત જશે, શોભીતુ પ્રભાત આવશે, સૂર્ય ઊગશે, કમળ ખીલશે" એ પ્રમાણે કમળના કોશની અદર પૂરાયલો ભમરો વિચાર કરતો હતો એટલામા તો, રે ! હાય ! એક હાથીએ આવીને કમળના છોડને ઉખેડી નાખ્યો )

જેના સમ્બન્ધમા કઈ કઈ કવિત્વમય વાર્તાઓ જોડાયલી છે

---

† रक्ताशोक कृशोदरि क नु गता त्यक्त्वानुरक्त जन<br>
नो दृष्टेति मुधैव चालयसि किं वातावधूत शिर ।<br>
उत्कठा घटमानषट्पदघटासघट्टदष्टच्छद-<br>
स्तत्पादाहतिमन्तरेण भवत पुष्पोद्गमोऽय कुत ॥

અશોક વૃક્ષને કોઈ સુન્દર યુવતિના પાદનો પ્રહાર થાય છે ત્યારેજ તેના પર પુષ્પ આવે છે એવી સંસ્કૃત કવિઓની માન્યતા છે

એવા જુદા જુદા પક્ષીઓને પણ માનવજીવન અને માનવપ્રેમને દૃષ્ટાન્ત પૂરૂ પાડનારા તરીકે કવિતાઓની અંદર ઘણી વખત દાખલ કરવામા આવે છે **ચાતક** પક્ષી, જે મેઘમાથી ટપકતા વર્ષાદના બિન્દુઓ સિવાય બીજુ કોઈ પાણી સ્વીકારવા કરતા તૃષ્ણાને લીધે મરણ પામવુ એ વધારે પસંદ કરે છે, તે આત્મમાનનુ દૃષ્ટાન્ત પૂરૂ પાડે છે **ચકોર**, જે ચન્દ્રના કિરણોનુ પાન કરતો ગણાય છે, તે પ્રિયતમાના મુખચન્દ્રના કિરણોનુ પોતાના નયન વડે પાન કરનારા પ્રેમી પુરુષને અચ્છુ સામ્ય પૂરૂ પાડે છે **ચક્રવાક**, જેના ભાગ્યમા રાત્રીને સમયે પોતાની પ્રિયાનો વિયોગજ નિર્માયલો કહેવાય છે, તે રાત્રીના પ્રહરોમા આર્ત રવથી પોતાની પ્રિયાને બૂમ પાડે છે, અને એના વડે દાંપત્યપ્રેમનો સુન્દર આદર્શ આપણી આગળ ખડો થાય છે

આ સઘળી કવિતાઓમા, ખીલી રહેલા વૃક્ષોને લીધે શોભતા, કુસુમોને લીધે મીઠી સુવાસ આપતા, પક્ષીઓના વિવિધ પ્રકારના રંગ વડે નયનને આકર્ષતા અને તેઓના મીઠા સંગીત વડે કર્ણને તૃપ્તિ પમાડતા, સૂર્યપ્રકાશ જેના ઉપર પડતો હોય એવા કમળો વાળા સરોવરોથી અને છાયડામા સૂતેલા મ્હોટી આંખ વાળા હરણોથી વૈવિધ્ય વાળા જણાતા રમ્ય પ્રદેશો એ હિન્દુસ્તાનની યુવતિઓના તેજદાર નયન તથા સુન્દર સ્વરૂપને માટે યોગ્ય પશ્ચાદ્ભૂમિ પૂરી પાડે છે એ કવિતાઓ માના કેટલાક રત્નો તો એવા છે કે તેનાથી હીન જેવો પ્રતિભાશાળી પુરુષ "Die Lotosblume" અને "Auf Flugeln des Gesanges" જેવા ભાવપ્રધાન કાવ્યો લખવાને પ્રેરાયો હોય તો તેમા કંઈ પણ અયોગ્ય કહેવાય નહીં.

એવાજ પ્રકારના ઘણા ભાવપ્રધાન કાવ્યો પ્રાકૃતમા પણ લખાયા છે. તેમા **સપ્તશતક** અથવા "સાતસો શ્લોક" એ નામનો ઉત્તમ કાવ્યોનો એક વિસ્તૃત સંગ્રહ હાલ કવિ, જે ઘણુંખરૂ ઇ સ. ૧૦૦૦ કરતા ઘણો વખત પહેલા થઈ ગયો, તેનો કરેલો છે એની અંદર ઘણી ખુબીઓ છે, અને એકંદરે હિન્દુસ્તાનના લોકપ્રિય ભાવપ્રધાન કાવ્યોનો કીમતી ભણ્ડાર એ ગ્રન્થ વડે પ્રકટ કરવામા આવ્યો છે આ સંગ્રહમાથી એકજ શ્લોક વિષે સૂચન કરવુ આ ઠેકાણે બસ થશે એ ન્હાનકડા કાવ્યમા તારાઓરૂપી કમળોથી અલંકૃત થયલા રાત્રી સમયના

આકાશરૂપી સ્વચ્છ સરોવરમાં ધીરે ધીરે ફરતા સફેદ હંસ તરીકે ચન્દ્રને વર્ણવવામાં આવ્યો છે

ભાવપ્રધાન કાવ્ય અને નાટક એ બેની વચ્ચેનો સંક્રાન્તિનો સમય "**ગીતગોવિન્દ**" એ નામની રચનાથી સૂચવાય છે. એ રચના જોકે બારમા સૈકાની રચાયલી છે, તોપણ અસલના નાટકનો જે પ્રકાર હજી પણ બંગાળામાં સચવાઈ રહ્યો છે અને સુવ્યવસ્થિત નાટકો લખાતાં થયાં તેના પહેલાં જે પ્રકાર અસ્તિત્વ ધરાવતો હશે તેનો પ્રાચીનમાં પ્રાચીન નમૂનો એ રચના વડે આપણને પૂરો પડે છે. એ કવિતામાં જેને આપણે "સંવાદ" નું નામ આપી શકીએ તેવું કંઈ જણાતું નથી, કારણ કે એનાં ત્રણે પાત્રો માત્ર એક જાતનાં સ્વગત ભાષણો (Monologues) જ કરે છે, અને બીજાં બેમાંથી એક જણ એ ભાષણ સાંભળે છે; કોઈ વખતે તો એક પણ માણસ સાંભળનાર નથી હોતું કૃષ્ણનો રાધા નામની રૂપવતી ગોવાળણ ઉપરનો પ્રેમ, એ પ્રેમી યુગલ વચ્ચેની તકરાર, અને એ તકરારનું છેવટે સમાધાન એ આ કાવ્યનો વિષય છે. કૃષ્ણના જીવનચરિત્રમાંથી, એ જાતે ગોવાળિયો ( **ગોવિન્દ** ) હતો, યમુના નદીના કિનારા ઉપર રહેતો હતો, અને પ્રેમાળ ગોપિકાઓની સાથે સ્વચ્છન્દે વિહાર કરતો હતો એ વૃત્તાન્તને આધારે આ કાવ્ય રચાયું છે એ કાવ્યમાં ત્રણજ પાત્રો આવે છે કૃષ્ણ, રાધા, અને તેની સખી

એનો લેખક જયદેવ એ ઘણું કરીને બંગાળામાં જન્મ્યો હતો. બંગાળાના રાજા લક્ષ્મણસેનનો એ સમકાલીન હતો. બંગાળાની હાલની યાત્રાઓની પેઠે કૃષ્ણના જીવનચરિત્રના બનાવો ભજવી બતાવનારા લોકમાન્ય નાટકોનો નમૂનો લઈને જયદેવે પોતાનું કાવ્ય રચ્યું હોય એ ઘણું સંભવિત છે યાત્રા એ નામના ઉત્સવ પ્રસંગના નાટકોમાં અત્યારે પણ મુખ્યત્વે કરીને ભાવાત્મક કવિતાઓજ હોય છે. એ કવિતાઓ થોડીક બોલી જવાની અને થોડીક ગાવાની હોય છે. એમાં "સંવાદ"નું તત્ત્વ થોડુંજ હોય છે, અને મ્હોટે ભાગે, વાતચીતના શબ્દો આગળથી ગોખી રાખવાને બદલે તે વખતે એમ ને એમજ જે શબ્દો યોગ્ય લાગે તે વાપરવામાં આવે છે એવી રીતના આધાર ઉપરથી જયદેવ પોતાની અતિ કૃત્રિમ રચના રચી. શૈલીની બિહાશ સાથે અધરામાં અધરા

છન્દો વાપરવાની શક્તિ,-એને લીધે આ કાવ્યમા બાહ્ય સ્વરૂપનું જે અખંડ સૌન્દર્ય એનાથી આણી શકાયું છે તે જેઓ મૂળ સંસ્કૃત વાચવાને શક્તિમાન્ છે તે સઘળાને આશ્ચર્ય પમાડયા વિના રહ્યું નથી. એની અંદર યમક તથા અનુપ્રાસનો છૂટથી ઉપયોગ કરવામા આવ્યો છે, તે એટલે સુધી કે **નલોદય**ની પેઠે કાવ્યની પંક્તિઓને છેડેજ નહીં પણ તેની વચમા પણ અનુપ્રાસ આણવામા આવ્યો છે,* અને શૃંગારની ઉભરાતી લાગણીઓને જુદા જુદા અને કર્ણને પ્રિય લાગે એવા છન્દોમા એણે એવી ચતુરાઈથી મૂકી છે કે એ બાબતમા એનાથી કોઈ પણ ચઢી જાય નહીં જયદેવની કવિતાને અંગ્રેજી ભાષામા બરાબર રીતે ઉતારવી એ અશક્ય છે તોપણ રૂકર્ટ નામના જર્મન કવિએ વિચાર અને વાણી એ ઉભયમાં મૂળનુ અતિ કૃત્રિમતાભર્યું સૌન્દર્ય એક ભાષાન્તરદ્વારા જેટલું આણી શકાય તેટલુ આણ્યુ છે પૂર્વદેશીય કલ્પનાની સઘળી ફળદ્રુપતા સાથે જે કવિતામા વિષયસુખના આનન્દોનું છટાદાર વર્ણન આપવામા આવ્યુ છે તેમાથી પણ ધર્મને લગતો ગૂઢ અર્થ ખેંચી કાઢવામા આવે એ લગાર વિચિત્ર લાગે એવુ છે પણ આ કાવ્યના સમ્બન્ધમા એવુ બન્યુ છે, અને તે પણ એકજ વખત બન્યુ છે એમ નથી હિન્દુસ્તાનના ટીકાકારોના કહેવા પ્રમાણે, કૃષ્ણ અને રાધાનો વિયોગ, તેઓની એકબીજાને પામવાની ઉત્કંઠા, અને તેઓની છેવટની મિત્રતા એ સર્વથી જીવાત્માનો પરમાત્માની સાથેનો સમ્બન્ધ સૂચવાય છે આ વિચાર જયદેવના મગજમા કદાચ હોય પણ ખરો. પણ તે સામાન્ય રીતની સૂચના તરીકે હશે, દરેકેદરેક વિગતમા વિસ્તારપૂર્વક એ વિચારને અનુસરવુ એવી એની ધારણા નહીં હોય.



* ૯ **अमलकमलदललोचनभवमोचन**, ઇત્યાદિ

# પ્રકરણ ૧૩.

—✕✱✕—

## નાટકો.

( આશરે ઇ.સ. ૪૦૦ થી ૧૦૦૦ )

હિન્દુસ્તાનના નાટકનો ઇતિહાસ—એ વિષયમા કોઈ પણ યુરો પીયનને પુષ્કળ રસ પડ્યા વગર રહે નહીં, કારણ કે એ અગત્યનુ સાહિત્ય પશ્ચિમની અસરથી તદ્દન મુક્ત રહીને હિન્દુસ્તાનમા સપૂર્ણ અને સાર્વત્રિક વિકાસ પામી ચૂક્યુ હતું, અને મુસલમાનોની જીત પહેલાના પાચ છ સૈકામા હિન્દુ લોકોના રીતરિવાજો કેવા હતા તેના ઉપર એ સાહિત્ય ઘણો ઉજ્જવળ પ્રકાશ નાખે છે.

**ऋग्वेद**મા સરમા અને પણી, યમ અને યમી, પુરૂરવસ્ અને ઉર્વશી એવા એવા સવાદો જે સૂક્તોમા આવે છે તે સૂક્તો હિન્દુ-સ્તાનનાં નાટકોનુ પ્રાચીનમા પ્રાચીન સ્વરૂપ આપણી આગળ ખડુ કરે છે એમાના છેલ્લા—પુરૂરવસ્ અને ઉર્વશીના—સવાદ ઉપરથી હિન્દુસ્તાનના મ્હોટામા મ્હોટા નાટકકારે હજાર કરતા વધારે વર્ષ પછીથી પોતાનું **विक्रमोर्वशीय** એ નામનુ પ્રખ્યાત નાટક રચ્યુ હતુ આ પ્રમાણે નાટકનું મૂળ સ્વરૂપ કેવુ હતું તે આપણે જાણીએ છિયે, પણ નાટકો ક્યારથી ભજવવા મડાયા એ પ્રશ્નનો જોઈએ તેવો ખુલાસો મળી શકતો નથી તોપણ દતકથાના અને ભાષાના જે પ્રમાણો આપણુને ઉપલબ્ધ થાય છે તે ભજવાતા નાટકોની ઉત્પત્તિ કેવી રીતે થઈ હશે તે દર્શાવ-વાને બસ થાય એટલા છે

“**नट**” અને “**नाटक**” એ શબ્દો **नट्** ધાતુ, જે સંસ્કૃત “**नृत्**” એટલે નાચવુ, તેનુ પ્રાકૃત રૂપ છે, તેના ઉપરથી ઉત્પન્ન થયા છે નૃત્યને માટે **નાચ** એ શબ્દ હાલ હિન્દુસ્તાનમા વપરાય છે તે અગ્રેજ લોકોના સાભળવામા ઘણી વાર આવ્યા વગર રહ્યો નહીં હોય ખરેખર, **નાચ**થીજ ઘણુંખરૂ હિન્દુસ્તાનના નાટકો ભજવવાનો આરભ થયો હશે પ્રથમ કઈ પણ શબ્દ બોલ્યા વગર નૃત્યની શારીરિક હીલચાલો સાથે હાથના અને મ્હોના ચાળાઓ કરવામા આવતા હશે એની સાથે

પ્રચીત ગાયન પણુ છેક પ્રાચીન સમયથી જોડવામા આવ્યા હશે. આ કારણુથી નાટ્યશાસ્ત્રનો જે મૂળ સ્થાપનાર કહેવાય છે તે भरतના નામનો અર્થ સંસ્કૃતમા "નાટક ભજવનાર" એવો પણુ થાય છે, અને ગુજરાતી બારોટ શબ્દની પેઠે કેટલીક ભાષાઓમા "ગાનાર" એવો પણુ એનો અર્થ થાય છે નાચ અને ગાયન ઉપરાત સવાદને દાખલ કરવામા આવ્યા એ નાટકના વિકાસક્રમનુ છેલ્લુ પગથિયુ હતું. આ પ્રમાણે હિન્દુસ્તાનના અને ગ્રીસના નાટકોનો વિકાસક્રમ લગભગ એક-સરખોજ હતો એમ જણુાય છે નાટકની આ પ્રાથમિક સ્થિતિનુ હાલની બંગાળાની યાત્રાઓ અને गीतगोविन्द વડે આપણુને સારૂ ભાન થાય છે સપૂર્ણું વિકાસ પામેલા સંસ્કૃત નાટકમા ભાવપ્રધાન કાવ્યો અને સંવાદો એકબીજાની સાથે ઓતપ્રોત થઈ ગયા હોય છે તે સમયની પહેલાના સંક્રાન્તિકાળમા गीतगोविन्द જેવી રચનાઓ રચાઈ હશે હાલમા ભાસ કવિના તેમજ અશ્વઘોષના રચેલા નાટકો જડી આવ્યા છે, તે પરથી સ્પષ્ટ માલમ પડચુ છે કે નાટકની રચના ઇસ્વીસનના આરંભ-કાળથીજ સંપૂર્ણું વિકાસ પામી ચૂકી હતી

ભજવાતા નાટકો વિષે સૌથી પહેલી વાર કથન કરાયલું महा-भाष्यમા જોવામા આવે છે એ ગ્રન્થની અંદર કૃષ્ણુના જીવનમાના कंसवध અને बलिबन्धના વૃત્તાન્તો ભજવી બતાવવામા આવ્યા વિષે લખ્યુ છે. ભરતે દેવતાઓની સમક્ષ વિષ્ણુની સ્રી લક્ષ્મીના स्वयंवरનું નાટક ભજવાવ્યુ હતું એમ કહેવાય છે * વળી संगीत, જેની અંદર નૃત્ત, ગીત, અને વાદ્ય એ ત્રણુનો સમાવેશ થાય છે,† તેની શરૂઆત કૃષ્ણુ અને ગોપીઓથી થયલી એમ કહેવામા આવે છે. गीतगोविन्द-મા ષ્ણુના જીવનની હકીગત આપી છે અને હાલની યાત્રાઓમા પણુ સાધારણુ રીતે કૃષ્ણુના જીવનના અમુક અમુક બનાવોજ ભજવી બતાવવામા આવે છે આ સર્વ ઉપરથી એવુ અનુમાન થાય છે કે વિષ્ણુ–કૃષ્ણુના પથની સાથે હિન્દુસ્તાનના નાટકસાહિત્યના વિકાસને કાઇક સમ્બન્ધ છે, અને તેથી ખ્રિસ્તી લોકાના માધ્યમિક યુગના ધાર્મિક ખેલો ( mysteries )ની પેઠે હિન્દુસ્તાનમા પણુ પ્રથમ ધાર્મિક ખેલોજ ભજ-

---

* જુઓ "विक्रमोर्वशीय" નાટક —અંક ૨–૩

† नृत्त गीत तथा वाद्य त्रय सगीतमुच्यते ॥

વાતો હશે, તેમા કૃષ્ણની દંતકથામાના અમુક અમુક બનાવો મ્હોટે ભાગે ગાયન અને નાચ વડે ભજવી બતાવવામા આવતા હશે અને તેની અંદર ગદ્યાત્મક સવાદોનો પણ ખેલ ભજવનારાઓ પોતાને તે વખતે જેમ સૂઝે તેમ ઉપયોગ કરતા હશે.

નાટકનું સાહિત્ય હિન્દુસ્તાનમા દરેક રીતે પુષ્કળ વિકાસ પામેલુ છે એ વાત અનેક નાટકો આજ સુધી સચવાઈ રહ્યા છે તે ઉપરથીજ નહીં, પણ નાટકની રચના અને નાટકની શૈલી વિષે વિસ્તૃત નિયમો આપનારા કાવ્યશાસ્ત્રના જે ગ્રન્થો છે તે ઉપરથી પણ જણાઈ આવે છે ઉદાહરણ તરીકે "**સાહિત્યદર્પણ**" નામનો ગ્રન્થ છે તેમા સસ્કૃત નાટકના **રૂપક** અને **ઉપરૂપક** એવા બે મુખ્ય વિભાગ આપવામા આવ્યા છે, અને પછી **રૂપક**ના આખા દશ પ્રકાર અને **ઉપરૂપક**ના અઢાર પ્રકાર ગણાવવામા આવ્યા છે

પાશ્ચાત્ય વાચકોનુ ધ્યાન ખેંચે એવા હિન્દુસ્તાનના નાટકોના ખાસ લક્ષણો નીચે પ્રમાણે છે એમા છેવટનો પરિણામ દુ ખમય આવતો નથી, એમા ગદ્યાત્મક સવાદોની સાથે ભાવપ્રધાન કવિતાઓ વારાફરતી આવી જાય છે, અને એમા કેટલાક પાત્રો સસ્કૃત ભાષા બોલે છે ત્યારે બીજા પ્રાકૃત બોલે છે

સંસ્કૃત નાટકની રચના મિશ્રિત હોય છે. એમા આનન્દ અને શોક એ બેઉનુ મિશ્રણ થયલું જોવામા આવે છે સાધારણ રીતે એમા વિદૂષકનો ભાગ આગળ પડતો હોય છે, અને એમા નાયક તથા નાયિકા ઘણી વાર અત્યન્ત નિરાશામા આવી પડે છે પણ એનો અન્ત કોઈ દહાડો દુ ખમય આવતો નથી આ કારણથી શ્રોતાજનોના હૃદયમા ભયની, શોકની, અથવા દયાની જે લાગણીઓ ઉત્પન્ન થઈ હોય છે તે હમેશા વાર્તાનુ શુભ પરિણામ આવવાથી આખરે શાન્ત થઈ જાય છે એ ઉપરાત, નાટકની વચમા પણ ઘણોજ કરુણારસ વાળો બનાવ આણવામા આવતો નથી, દાખલા તરીકે, રગભૂમિ ઉપર કદી મરણ થયલું દેખાડવામા આવતું નથી. ખરેખર, કોઈ પણ રીતની અસભ્ય વસ્તુ,– કરડવુ, ખજવાળવુ, ચુબન કરવુ, ખાવુ, ઉંઘવુ, એવુ કંઈ પણ—શ્રોતાજનોની સમક્ષ કદી ભજવવામા આવતું નથી

સસ્કૃત નાટકોમા ભાવપ્રધાન કવિતાઓ ઘણી આવે છે. એ

કવિતાઓમા, નજરે પડતા દેખાવો અથવા માણસોના વર્ણન આપવામા આવ્યા હોય છે અથવા તો જે બનાવો બને તેના ઉપરથી ઉત્પન્ન થતા વિચારો દર્શાવવામા આવ્યા હોય છે. સાધારણ રીતે એવી કવિતાના ચચ્ચાર લીટીના શ્લોકો હોય છે. **શાકુન્તલા** નાટકમા એવા બસેંએક શ્લોકો છે, એટલે આખા નાટકનો લગભગ અડધો ભાગ એ શ્લોકો વડે રોકાયલો છે. એ શ્લોકોમા જાતજાતના છન્દો વાપરવામા આવ્યા હોય છે આ પ્રમાણે **શાકુન્તલા**ના પહેલા ૩૪ શ્લોકોમા જુદા જુદા અગિયાર છન્દો વપરાયલા છે એ ગુચવણિયા અને કેવળ માત્રામેળના છન્દોનુ અંગ્રેજી ભાષામા અનુકરણ કરવુ એ બની શકે એવુ નથી. નાટકોમા જે સવાદો આવે છે તે ઘણાખરા બહુજ સાધારણ ગદ્યમા લખાયલા હોય છે પાછળની કવિતામાં જે પ્રૌઢ વિચાર દર્શાવ્યો હોય છે તેની પ્રસ્તાવનાનુ કામ એ ગદ્ય વડે કરાય છે

સસ્કૃત નાટકમા જુદા જુદા પાત્રો પોતપોતાની પદવી પ્રમાણે જુદી જુદી ભાષાઓ વાપરે છે. નાયકો, રાજાઓ, બ્રાહ્મણો, અને ઉંચી પદવીના પુરુષો સંસ્કૃત ભાષા વાપરે છે, સઘળી સ્ત્રીઓ અને હલકી સ્થિતિના પુરુષો પ્રાકૃત ભાષા વાપરે છે પ્રાકૃતની અદરજ પાછા જુદા જુદા ભેદો પાડવામા આવ્યા છે. ઉદાહરણ તરીકે, ઉંચી પદવીની સ્ત્રીઓ કવિતામા મહારાષ્ટ્રી ભાષા વાપરે છે, પણ બીજી રીતે તેઓ, તેમજ તેઓના છોકરાઓ અને ઉંચા વર્ગના નોકરો, શૌરસેની ભાષા વાપરે છે. રાજમહેલના નોકરો માગધી ભાષા વાપરે છે, શઠ અને જુગારી લોકો અવન્તી ભાષા વાપરે છે, ગોવાળિયાઓ આભીરી ભાષા વાપરે છે, કોયલા વેચનારાઓ પૈશાચી ભાષા વાપરે છે, અને હલકામા હલકા અને જગલી માણસો અપભ્રશ ભાષા વાપરે છે

વસ્તુસકલના અને પાત્રાલેખનની બાબતમા સસ્કૃત નાટકકારોનુ કૌશલ ઘણું જોવામા આવે છે, પણ તદ્દન નવુજ રચવાની શક્તિ તેઓમા ઝાઝી જોવામા આવતી નથી સાધારણ રીતે કોઈ ઐતિહાસિક અથવા પૌરાણિક કથામાથી તેઓ પોતાના નાટકનુ વસ્તુ લે છે. પ્રેમ એ હિન્દુસ્તાનના ઘણાખરાં નાટકોનો ખાસ વિષય હોય છે. નાયક સાધારણ રીતે કોઈ રાજા હોય છે અને એક અથવા અનેક સ્ત્રીઓનો પતિ પણ તે થઈ ચૂક્યો હોય છે. કોઈ સુન્દર યુવતિનુ રૂપ જોઈને તે

એકદમ વિહ્વળ બની જાય છે નાયિકાનું હૃદય પણ કામના બાણથી તરતજ વીંધાઈ જાય એવુ હોય છે અને તે પણ નાયકના ઉપર એટલીજ મોહ પામેલી હોય છે, પણ તે પોતાના મનોવિકારને શમાવીને કેટલાક વખત સુધી નાયકને શંકામા ને શકામા રાખી મૂકે છે દપતીના હૃદયમા અનેક પ્રકારની શકાઓ ઉદ્ભવે છે તેઓના માર્ગમા અનેક પ્રકારના વિઘ્ન નડે છે, અનેક પ્રકારના વિલબ થાય છે, અને બેઉ ઉદાસ અને ફિક્કા થઈ જાય છે તેઓની દશા જોઈને આપણને જે ગ્લાનિ ઉપજે છે તેનો ભાર નાયિકાની સખીઓના વર્તન વડે કરીને, પણ ખાસ કરીને નાયકના હમેશના સાથી વિદૂષકની મૂર્ખતા વડે કરીને ઓછો થાય છે પોતાના શરીરની ખોડખાપણને લીધે તેમજ નાયકની બાબતોમા કઢગી રીતે વચ્ચે પડીને એ વિદૂષક બીજાઓને હસવાનુ કારણ આપે છે પણ વાક્ચાતુર્યના એ જે પ્રયત્નો કરે છે તે બહુ ઉંચા પ્રકારના નથી હોતા સર્વની મશ્કરીનું પાત્ર બને એવો માણસ હમેશા બ્રાહ્મણજ હોવો જોઈએ એ નિયમ લગાર વિચિત્ર લાગે એવો છે

*

હિન્દુસ્તાનના નાટકો ગ્રીસના શુભપરિણામી નાટકોની સાથે કઇક સરખાપણું ધરાવે છે એ ખરૂ, પણ ઇલિઝાબેથના સમયના નાટકકારોની, અને ખાસ કરીને શેક્સપિયરની, રચનાઓ સાથે એ નાટકોનુ સરખાપણુ એથી ઘણુ વિશેષ છે જનસ્વભાવના અમુક નમૂનાઓ રજુ કરવા એ હિન્દુસ્તાનના નાટકકારોનો ઉદ્દેશ હોતો નથી, પણ અમુક વ્યક્તિઓના સ્વભાવનું નિરૂપણ કરવુ એટલોજ તેઓનો ઉદ્દેશ હોય છે, અને સ્થળ તથા સમયની એકતાનો નિયમ પણ તેઓ સાચવતા નથી નાટકમા અદ્ભુત અને અસભવિત બાબતો આણવાની તેઓને ટેવ હોય છે, ગદ્ય અને પદ્ય એ બેઉનો તેઓ ઉપયોગ કરે છે, ગભીર અને હાસ્યરસ વાળા વૃત્તાન્તોનુ તેઓ મિશ્રણ કરે છે, અને દ્વિઅર્થી શબ્દો તેઓ વાપરે છે કેટલીક વખત, હાસ્ય ઉત્પન્ન થાય તેવી રીતે શબ્દોને તેઓ મચડી નાખે છે **વિદૂષક**નુ પાત્ર પણ શેક્સપિયરના મશ્કરાની સાથે ઘણુ સરખાપણુ ધરાવે છે નાટકની ગતિ( action )ને આગળ વધારવાને માટે પત્રલેખન, નાટકની અદર નાટક ભજવવુ, મૃત જનોનુ સજીવન થવુ, એવા એવા કેટલાક પ્રયોગો પણ ઉભયમા સાધારણ છે એકબીજાની અસર થઈ હોય અથવા એકબીજામાથી કઈ પણ લેવામા આવ્યુ હોય એવો જ્યા સંભવજ નથી ત્યા આગળ પણ આવી રીતના

સાદૃશ્ય જોવામા આવે છે તે ઉપરથી એકજ વસ્તુનો સ્વતંત્ર રીતે પણ એકસરખો વિકાસ કેવો થાય છે તેનુ ઘણુ જાણવા જેવુ ઉદાહરણ આપણને મળે છે

દરેક સંસ્કૃત નાટકની શરૂઆત એક **પ્રસ્તાવના**થી થાય છે એ પ્રસ્તાવનાના આરંભમા આશિષ્ અથવા નમસ્કારરૂપ **નાન્દી** આપવામા આવી હોય છે અને તેમા શ્રોતાજનોના હિતને માટે દેવતાની પ્રાર્થના કરવામા આવી હોય છે ત્યાર પછી સાધારણ રીતે સૂત્રધાર અને એક બે નટોની વચ્ચે સંવાદ ચાલે છે તેમા નાટક વિષે અને નાટકના લખનાર વિષે કથન કરવામા આવ્યુ હોય છે, શ્રોતૃમંડળની પ્રીતિ મેળવવા માટે તેઓની સારાસારપરીક્ષણશક્તિના વખાણ કરવામા આવ્યા હોય છે, નાટકનુ વસ્તુ સમજાવવાને માટે ભૂત કાળના બનાવોનો અને વર્તમાન કાળની સ્થિતિનો અહેવાલ આપવામા આવ્યો હોય છે, અને છેવટે હમેશા ખરેખરા નાટકના એક પાત્રના પ્રવેશ વિષે ચતુરાઇથી સૂચન કરવામા આવ્યુ હોય છે સંસ્કૃત નાટકના જુદા જુદા પ્રવેશો અને અંકો પાડવામા આવ્યા હોય છે એક પાત્રના પ્રવેશ અને બીજા પાત્રના નિષ્ક્રમણથી જુદા જુદા પ્રવેશોનો ભેદ સમજાય છે આખો અંક પૂરો થાય ત્યા સુધી રંગભૂમિ કદી ખાલી રહેતી નથી, તેમજ એટલા વખત સુધીમા સ્થળ પણ બીલકુલ બદલાતું નથી નવા અંકની શરૂઆત કરતા પહેલા ઘણી વાર સ્વગત ભાષણ અથવા સંવાદના રૂપનો ટૂંકો સરખો પ્રવેશ મૂકવામા આવ્યો હોય છે, તે **વિષ્કમ્ભક** અથવા **પ્રવેશક**ના નામથી ઓળખાય છે એ પ્રવેશની અંદર વચ્ચેના વખતમા જે બીનાઓ બની ગયલી માની લેવાની હોય તે કહી જવામા આવે છે, અને હવે જે બનવાનુ હોય તેને માટે શ્રોતાજનોને તૈયાર રાખવામા આવે છે આખી રચના પૂરી થતા છેવટે સર્વે જનોના સુખને માટે ઇષ્ટ દેવની પ્રાર્થના કરવામા આવે છે, અને એ પ્રાર્થના બોલનાર નાટકનુ કોઈ મુખ્ય પાત્રજ હોય છે

અંકોની બાબતમા, કોઈ નાટકમા એકજ અંક હોય છે તો કાઇમા દસ અંક પણ હોય છે એ પ્રમાણે અંકોની સંખ્યા ન્હાની મ્હોટી હોય છે, તોપણ નાટક કઈ જાતનુ છે તેના ઉપર પણ અંકોની સંખ્યાનો આધાર રહે છે જેમકે, **નાટિકા** એ નામની રચનામા ચાર અંકો હોય છે અને **પ્રહસન** નામની ફારસ જેવી રચનામા એકજ અંક હોય છે.

રંગભૂમિ ઉપર નાટક ભજવાતા જેટલો વખત જાય તેટલાજ વખતમા, અથવા બહુ બહુ તો એક દિવસમા રંગભૂમિ ઉપર દર્શાવવામા આવતી સઘળી બીનાઓ બનેલી એવુ માની લેવામા આવે છે, અને એક અંક પૂરો થાય અને બીજો શરૂ થાય તેની વચ્ચે એક રાત્રા વહી ગયલી એવુ ધારી લેવામા આવે છે પણ ક્વચિત્ ક્વચિત્ બે અંકની વચ્ચેનો વખત એથી વિશેષ લાબો પણ હોય છે ઉદાહરણ તરીકે, કાલિદાસના **शकुन्तला** અને **उर्वशी**ના નાટકોમા પહેલા અને છેલ્લા અંકની વચ્ચે કેટલાએ વર્ષો વહી ગયા હોય છે, અને ભવભૂતિના **उत्तररामचरित**મા પહેલા અને બીજા અંકની વચ્ચે આખા બાર વર્ષનો સમય વ્યતીત થઈ ગયો હોય છે

અને સ્થળની એકતાનો નિયમ પણ હમેશા સાચવવામા આવતો નથી, કારણ કે એક પ્રવેશ પૃથ્વીના એક ભાગને લગતો હોય તો એની પછીનો પ્રવેશ પૃથ્વીના બીજાજ ભાગને લગતો હોય અથવા તો પૃથ્વીને બદલે અંતરિક્ષ ઉપરનોજ હોય એવુ ઘણી વાર બને છે કેટલીક વખત તો એકજ અંકની અંદર જુદા જુદા સ્થળો બદલાતા જોવામા આવે છે, જેમકે, દિવ્ય રથમા બેસીને અંતરિક્ષમાંં પ્રયાણ કરાયાનુ માની લેવાનુ હોય તે વખતે કઈક નવાઈ જેવુ એ છે કે નાટક ભજવનારાઓના અભિનય વિષે તેમજ તેના વસ્ત્રાલંકારાદિ વિષે અનેક સૂક્ષ્મ નિયમો આપવામા આવ્યા છે, પણ સ્થળભેદના સમ્બન્ધમા એવી રીતનુ કઈ પણ કથન કરવામા આવ્યુ નથી નાટકની અંદર કેટલા પાત્રો આવવા જોઈએ તેના સમ્બન્ધમા કોઈ પણ રીતની મર્યાદા મૂકવામા આવી નથી

હિન્દુસ્તાનના માધ્યમિક યુગમા ખાસ નાટકશાળાના મકાનો હતા નહીં, પણ રાજમહેલની **सगीतशाला**માજ નાટકો ભજવાતા હતા એમ જણાય છે વચ્ચેથી વિભક્ત થયલો પડદો એ રંગભૂમિની વ્યવસ્થાનુ એક આવશ્યક અંગ હતું, પણ રોમની નાટકશાળાની પેઠે એ પડદાથી રંગભૂમિ અને શ્રોતાજનો એકબીજાથી છૂટા પડી જતા નહોતા, પણ રંગભૂમિના પશ્ચાદ્ભાગ તરીકે એ પડદો ચાલતો. પડદાની પાછળ **नेपथ्य** હતુ ત્યા આગળથી વસ્ત્રાલંકાર સજીને નાટકના પાત્રો રંગભૂમિ ઉપર પ્રવેશ કરતા જ્યારે તેઓને ઝડપથી પ્રવેશ કરવાનો હોય ત્યારે "**अपटीक्षेपेण**"–પડદો હલાવીને–દાખલ થવાની સૂચના કરવામા આવતી.

રંગભૂમિ ઉપરના પડદા અને શણગાર ઘણાજ સાદા હતા શેક્સપિયરના વખતના નાટકોની પેઠે આ નાટકોમા પણ સઘળી વસ્તુઓ આબેહૂબ દર્શાવવામા ન્હોતી આવતી, પણ નાટક જોનારાઓની કલ્પના ઉપર વિશેષ આધાર રાખવામા આવતો હતો રંગભૂમિ ઉપર શસ્ત્રો, બેઠકો, સિંહાસનો, અને રથો એ સઘળું દર્શાવવામા આવતું, પણ એ રથોને ખરેખરા ઘોડાઓ જોડવામા આવતા હશે એ વાત માની શકાય એવી નથી સ્વર્ગના અને પૃથ્વીના રહેવાશીઓની વચ્ચે વારવાર વહેવાર ચાલતો હોવાને લીધે દિવ્ય રથોનો ખ્યાલ આપવાને માટે કોઈ પ્રકારનુ હવાઈ યન્ત્ર વાપરવામા આવતુ હોય એ બનવા જોગ છે, પણ આ સમ્બન્ધમા **"नाटयित्वा"** એવી સૂચના વારવાર આપવામા આવેલી હોય છે તે પરથી એવુ જણાય છે કે નાટક જોનારાઓને ગતિનો અને ત્વરાનો ખ્યાલ આવે તેટલા માટે નટ તરફથી અમુક ચાળાઓજ કરવામા આવતા હશે

હિન્દુસ્તાનના સારામા સારા નાટકો આશરે ડજનેક છે, અને તે આશરે ઇસ્વીસનના પાચમા સૈકાની શરૂઆતથી તે આઠમા સૈકાના અન્ત સુધીમા, એટલે લગભગ ચારસો વર્ષ સુધીમા લખાયલા છે એ નાટકો કાલિદાસ અને ભવભૂતિ એ બે મ્હોટા નાટકકારોના રચેલા છે, અથવા તો અમુક કવિઓના રચેલા નાટકો એ કવિઓને આશ્રય આપનારા રાજાઓના નામથી પ્રસિદ્ધ કરવામા આવ્યા, અને એવી રીતે શૂદ્રક અને શ્રીહર્ષના નામ સાથે તે નાટકો આપણા સમય સુધી ઊતરી આવેલા છે

કેટલાંક ઉત્તમ કાવ્યોના રચનાર તરીકે જેને આપણે પ્રથમથીજ ઓળખીએ છિયે તે કાલિદાસ એ નાટકકારોમા સૌથી શ્રેષ્ઠ છે એના રચેલા ત્રણ નાટકો આજદિન સુધી જળવાઈ રહ્યા છે **शाकुन्तला, विक्रमोर्वशीय** અને **मालविकाग्निमित्र.*** આ નાટકોમા એની કલ્પના-

---

* આમાના છેલ્લા નાટકની પ્રસ્તાવનામા કાલિદાસે પારિપાર્શ્વકની પાસે નીચે પ્રમાણે વચન બોલાવ્યુ છે —

"भाव तावत् प्रथितयशसा भाससौमिल्लकविपुत्रादीना प्रबन्धानतिक्रम्य वर्तमानकवे कालिदासस्य क्रियाया कथ परिषदो बहुमान ।"

આ ઉપરથી જણાય છે કે કાલિદાસના પહેલા ભાસ, સૌમિલ્લ, કવિપુત્ર વગેરે નાટકકારો થઈ ગયા હતા અને તેઓએ સારો યશ પણ મેળવ્યો હતો એ નાટકકારો ક્યારે થઈ ગયા તે વિષે કંઈ પણ ચોક્કસ નિર્ણય હજી

નો જે પ્રભાવ જોવામા આવે છે અને નાજુક લાગણીઓને પ્રદર્શિત કરવામા એની જે ચતુરાઈ જોવામા આવે છે તેને લીધે આખા જગતના નાટકકારોમા ઉંચુ સ્થાન એને પ્રાપ્ત થાય છે એની કવિતાના વિચારની મિઠાશમા કોઈ પણ રીતના ઉન્માદ અથવા કોઈ પણ રીતની ભયાનકતાના વિઘ્ન આવતા નથી દરેક વિકારને નબળો પાડી નાખ્યા વિના તેને અમુક નિયમમા રાખવાની એણે કાળજી રાખી છે એના નાટકોમા પ્રેમની ઉછળતી લાગણી પણ નીતિની મર્યાદાને ઓળંગી જતી હોય એવુ જોવામા આવતુ નથી, એ લાગણી કદી ઈર્ષ્યા અથવા દ્વેષની ઉન્માદદશામા પલટાઈ જતી જણાતી નથી દિલગીરીની તીવ્ર પીડાઓને પણ કંઈક અંકુશમા રાખીને તેને ઉંડી અને અસરકારક ઉદાસીનતાનુ સ્વરૂપ એણે આપ્યુ છે અમુક મર્યાદામા રહેવાની કાળજી હિન્દુસ્તાનના કવિઓમા બીજે ઠેકાણે ક્વચિતજ જોવામા આવે છે, પણ આ કવિએ એ બાબતમા ઘણી કાળજી રાખી છે અને પરિણામે, હમેશાજ સુન્દર લાગે એવી અનુપમ કૃતિઓ એને હાથે રચાઈ છે આજ કારણને લીધે, હિન્દુ લોકોની દંતકથાઓની નિર્મર્યાદતાથી ઘણા અપ્રસન્ન થયલા ગેથેની શાન્ત બુદ્ધિને પણ **शाकुन्तला** જેના નાટકનો અજબ મોહ લાગ્યો હતો

ગ્રીક નાટકો અને હાલના નાટકોની સરખામણીમા સંસ્કૃત નાટકો કુદરતને ઘણું વધારે મહત્ત્વ આપતા જણાય છે નાટકના

---

થયો નથી પણ ભાસના રચેલા નીચે પ્રમાણેના ૧૩ નાટકો ઉપલબ્ધ થયા છે —

स्वप्नवासवदत्ता, प्रतिज्ञायौगन्धरायणम्, पञ्चरात्रम्, दरिद्रचारुदत्तम्, दूतघटोत्कचम्, अविमारकम्, बालचरितम्, मध्यमव्यायोग, कर्णभारम्, ऊरुभङ्गम्, प्रतिमादशरथम्, रामाभिषेक, दूतवाक्यम्

આ તમામ નાટકો છપાઈ ચૂક્યા છે અને એ નાટકો જોઈને આપણને લાગ્યા વગર રહેતુ નથી કે એ કવિએ જે યશ મેળવ્યો હતો તેને માટેની લાયકાત પણ એનામા હતીજ માલવિકાગ્નિમિત્ર નાટકની કેટલી પ્રતોમા "ભાસ"ને બદલે "ધાવક"નુ નામ આપવામા આવ્યુ છે એ ધાવક કવિ કાશ્મીરના રાજા શ્રીહર્ષનો સમકાલીન હતો એટલે સાતમા સૈકામા થઈ ગયો હતો, એમ પ્રો વેબર કહે છે "भासक, रामिल, सोमिल्लादीनाम्" એવો પણ એક પાઠ છે

પાત્રોની આસપાસ પ્રકૃતિનુ સૌન્દર્ય પથરાઈ રહ્યુ હોય છે, અને એ સૌન્દર્યની સાથે નિરન્તર તેઓ ગાઢો સમ્બન્ધ રાખે છે. આમ્ર વગેરે વૃક્ષો, લતાઓ, કમળો, પાટલપુષ્પો, હરણો, હંસો, પોપટો, અને કોયલો, એ સર્વનો તેઓને પરિચય હોય છે, એ સર્વની સાથે તેઓ વાત કરી શકે છે, એ સર્વને તેઓ જીવનના આધાર જેવા ગણી શકે છે. આ કારણથી, પ્રેમી જનોના હૃદય ઉપર કુદરતની કેવી અસર થાય છે તે વિષે ઘણી વાર કહેવામા આવ્યુ છે સસ્કૃત કવિતાઓમાં કુદરતને પ્રાધાન્ય આપવામા આવેલુ સર્વત્ર જોવામા આવે છે, પણ કુદરતનો અને માનવહૃદયનો સમ્બન્ધ સૌથી વધારે સ્પષ્ટ રીતે તો સસ્કૃત નાટકોમાજ આપણે જોઇએ છિયે

કાલિદાસના સારામા સારા નાટકો પણ રગભૂમિ ઉપર ભજવવાને માટે જોઇએ તેવા અનુકૂળ નથી એ વાત કબૂલ કર્યા વગર આપણને ચાલશે નહીં ભાવની અત્યન્ત કોમળતા, અને તેનીજ સાથે ગતિ ( action )ની કંઇક ન્યૂનતા, એ બેને લીધે પ્રેક્ષક વર્ગ ઉપર એ નાટકોની મજબૂત અસર થઈ શકે એમ બનતુ નથી હિન્દુસ્તાનના અદ્‌ભુત રસ વાળા ( romantic ) નાટકોમા **शाकुन्तला** અને **विक्रमोर्वशीय** એ બે ઉત્તમ નાટકો ગણાય છે પ્રાચીન વીરચરિત કાવ્યના બે પ્રખ્યાત રાજાઓની પ્રેમકથાઓ ઉપરથી આ નાટકો રચાયા છે, અને તેમા સાધારણ રીતે આપણે જોઈએ છિયે તેનાથી તદ્દન જુદીજ રીતના દેખાવો નજરે પડે છે એ નાટકોમા સ્વર્ગ અને પૃથ્વીના માણસો એક-બીજાથી સ્વતત્ર રહેતા નથી, પણ માણસો, ગધર્વો, અપ્સરાઓ, અને ઋષિઓ એકબીજાની સાથે વ્યવહારમા જોડાતા આપણા જોવામા આવે છે એથી ઉલટુ, **मालविकाग्निमित्र**મા કોઈ અસાધારણ અથવા સ્વર્ગીય બનાવો આવતા નથી, પણ રાજમહેલ અને રાજાના અત:પુરની સાથે એ નાટકનો સમ્બન્ધ છે, અને તે વખતની પ્રેમની ખટપટોનું ચિત્ર એ નાટકમા આપવામા આવ્યુ છે

**शाकुन्तला**નુ વસ્તુ **महाभारत**ના પહેલા પર્વમાથી લેવાયલુ છે પ્રાચીન સમયનો એક નામાકિત રાજા દુષ્યન્ત તે આ નાટકનો નાયક છે, મેનકા નામની અપ્સરા અને વિશ્વામિત્ર ઋષિની પુત્રી શકુન્તલા તે એની નાયિકા છે, એ બેનો પુત્ર **भरत** તે એક પ્રખ્યાત વંશનો સ્થાપ-

નારો થયો હતો. આ રચના સાત અંકની બનેલી છે, અને કાવ્યશાસ્ત્રના રચનારાઓ જેને "नाटक"નું ખાસ નામ આપે છે તેવા પ્રકારની એ રચના છે એવી રચનામા, નાટકનુ વસ્તુ કોઈ દંતકથા અથવા ઇતિહાસ ઉપરથી લેવાયલુ હોવુ જોઈએ, નાટકના પાત્રો અસાધારણ અથવા સ્વર્ગલોકના હોવા જોઈએ, એની શૈલી પ્રૌઢ હોવી જોઈએ, એમા અનેક ઉંચા વિચારો આવતા હોવા જોઈએ, અને એના ઓછામા ઓછા પાચ અંક અને વધારેમા વધારે દસ અંક હોવા જોઈએ.

પ્રસ્તાવનામા નટી તરફથી ગ્રીષ્મ ઋતુની ખુબીઓ વિષેની એક સુન્દર કવિતા ગાવામા આવે છે એ પ્રસ્તાવના પૂરી થયા પછી કણ્વ ઋષિના પવિત્ર આશ્રમ આગળ એક મૃગની પાછળ પડેલો દુષ્યન્ત રાજા આવે છે. અહીં શકુન્તલા પોતાની બે સખીઓની સાથે પોતાના વ્હાલા વૃક્ષોને પાણી પીવડાવવાના કામમા રોકાયલી હોય છે તેના ઉપર રાજાની નજર પડે છે આ વખતનુ એનુ સૌન્દર્ય જોઈને રાજા બોલી ઊઠે છે –

अधर किसलयराग कोमलविटपानुकारिणौ बाहू ।
कुसुममिव लोभनीय यौवनमङ्गेषु सनद्धम् ॥

(એના અધરનો રગ ખીલતી કળીના જેવો છે, એના હાથ કોમળ શાખાઓના જેવા છે, એના અગે અગ ઉપર જે જુવાની ખીલી રહી છે તે કુસુમના જેવી હૃદયને હરી લેનારી છે)

તેની સાથે વાતચીત કરવાનો પ્રસગ એ શોધી કાઢે છે પછી તરત પોતાની રાજધાની તરફ પાછા વળવુ એને મુસ્કેલ જણાય છે—

गच्छति पुर शरीर धावति पश्चादसस्तुतं चेत ।
चीनाशुकमिव केतो प्रतिवात नीयमानस्य ॥

(મ્હારૂ શરીર આગળ જાય છે, પણ મ્હારૂ ચિત્ત જાણે શરીરની સાથે કઈ સમ્બન્ધજ ધરાવતુ ન હોય તેમ પાછળનુ પાછળ દોડે છે પવન જેમથી આવતો હોય તે દિશા તરફ લઈ જવામા આવતી રેશમી ધજાના જેવી મ્હારા ચિત્તની સ્થિતિ છે)

બીજા અંકમા વિદૂષક માઢવ્યના પ્રવેશ સાથે નાટકમા હાસ્યરસનુ તત્ત્વ દાખલ થાય છે પોતાના શેઠની પ્રેમપરવશતા અને મૃગયાપ્રીતિ જોઈને એને કટાળો આવ્યો છે. ત્રીજા અંકમા વિરહવેદના ભોગવતી શકુન્તલા લતાગૃહમા કુસુમશયન ઉપર સૂતેલી જોવામા આવે છે પોતાની બે સખીઓની સાથે એ વાતચીત કરતી હોય છે તે રાજા સાભળી લે છે અને પછી પ્રકટ થાય છે, અને શકુન્તલાની સાથે લગ્ન કરવાની ઇચ્છા દર્શાવે છે પછી ચોથા અંકની શરૂઆતમા એક પ્રવેશ–**વિષ્કમ્ભક**– આવે છે. ચિત્તની પરવશતાને લીધે શકુન્તલા તરફથી દુર્વાસા ઋષિનો યોગ્ય સત્કાર કરવામા ન આવ્યાથી એ ક્રોધી મુનિ એના ઉપર ચીઢવાઈને એવો શાપ દે છે કે "જેના વિષે અનન્ય ચિત્તથી વિચાર કર્યા કરીને મ્હારા જેવો તપસ્વી આવ્યો હોય છે તેનું પણ તું ભાન રાખતી નથી તે રાજા જેવી રીતે એક પ્રમત્ત માણુસ આગળ કરાયલી વાર્તા તદ્દન ભૂલી જાય છે તેવી રીતે હ્મને ભૂલી જશે" પાછળથી દુર્વાસાની ક્ષમા માગવામા આવતા, 'વીંટીના દર્શનથી રાજાને પાછી પ્રત્યભિજ્ઞા થશે " એવુ એ કહે છે. આટલો વૃત્તાન્ત આ **વિષ્કમ્ભક** વડે પ્રેક્ષક જનોને જણાવવામા આવ્યો છે.

આ દરમ્યાન શકુન્તલાની સાથે ગાધર્વ લગ્ન કર્યા બાદ રાજા પાછો ફર્યો હોય છે ત્યાર પછી કણ્વ ઋષિ શકુન્તલાને સાસરે વિદાય કરવાનો સકલ્પ કરે છે જે પવિત્ર આશ્રમમા પોતે ઉછરીને મ્હોટી થઈ હતી, જે વેલીઓને પોતે પાણી પાઈને ઉછેરી હતી, જે હરણાઓને પોતે વિવિધ પ્રકારના લાડ લડાવ્યા હતા, અને જે સખીઓની સાથે પોતે કઈ કઈ વિશ્રભકથાઓ કીધી હતી તે સર્વને છોડતી વખતે શકુન્તલાની કેવી સ્થિતિ હોય છે, તેનુ વર્ણન આ ચોથા અંકમાં આપવામા આવ્યુ છે. ઉભરાતા હૃદયથી અને સજલ નયનથી આ સઘળા બાળપણુના સ્નેહીઓની એ રજા લે છે અને પછી વિદાય થાય છે કોઈને પણ ગમી ગયા વગર રહે નહીં એવી અનેક ખુબીઓ આ અંકમા જોવામા આવે છે. કવિની કલ્પનાનો પ્રભાવ, કુદરત તરફ એનો ઉભરાતો પ્રેમ, અને માનવહૃદયનુ ઉંડુ જ્ઞાન એ સર્વ આ અંકમા જેટલુ જોવામા આવે છે તેટલું બીજા કોઈ પણ અંકમા નથી જોવામા આવતું.

અરણ્યના આશ્રમને છોડીને જે દિવસે શકુન્તલા જવાની હોય

છે તે દિવસની પ્રભાતનુ એક બ્રાહ્મણ શિષ્ય નીચે પ્રમાણે વર્ણન આપે છે—

यात्यंकतोऽस्तशिखर पतिरोषधीना–
माविष्कृतोऽरुणपुर सर एकतोऽर्क ।
तेजोद्वयस्य युगपद्व्यसनोदयाभ्या
लोको नियम्यत इवात्मदशान्तरेषु ॥

( એક તરફથી ઓષધિઓનો પતિ ચન્દ્ર પશ્ચિમના ગિરિશિખર ઉપર ઢળે છે, અને બીજી તરફથી અરુણને આગળ રાખીને સૂર્ય પ્રકટ થાય છે. આ પ્રમાણે એ બે તેજના ગોળાઓ એકી વખતે અસ્તોદયની ભિન્ન ભિન્ન સ્થિતિઓનો અનુભવ કરે છે તે પરથી જગતમા મનુષ્યની ક્ષણે ક્ષણે બદલાતી દશાઓનુ સૂચન થાય છે )

ત્યાર પછી એ કહે છે —

अन्तर्हिते शशिनि सैव कुमुद्वती मे
दृष्टिं न नन्दयति सम्मरणीयशोभा ।
इष्टप्रवासजनितान्यबलाजनस्य
दु खानि नूनमतिमात्रसुदु सहानि ॥

( ચન્દ્ર છુપાઈ જતા જેની શોભા સ્મૃતિમાજ રહે છે એવી કુમુદ્વતી તેની તેજ હોવા છતા નયનને આનન્દ આપતી નથી ખરેખર, ઇષ્ટ જનોના વિદેશગમનથી અબળા જનોને જે દુ ખ થાય છે તે અતિ દુ સહજ હોય છે)

શકુન્તલાના વિયોગના સમય પાસે આવતા આશ્રમનો વૃદ્ધ મુનિ પોતાની લાગણીઓ નીચે પ્રમાણે પ્રકટ કરે છે —

यास्यत्यद्य शकुन्तलेति हृदय संस्पृष्टमुत्कण्ठया
कण्ठ' स्तम्भितबाष्पवृत्तिकलुषश्चिन्ताजडं दर्शनम् ।

वैक्लव्य मम तावदीदृशमिद स्नेहादरण्यौकस
पीड्यन्ते गृहिण कथ न तनयाविश्लेषदु खैर्नवै ॥

("શકુન્તલા આજે જવાની છે" એ વિચારથી મ્હારા હૃદયને ખેદ થાય છે, આસુના પ્રવાહને રોકવાનો પ્રયત્ન કરવાથી મ્હારો કંઠ ગળગળો થઈ ગયો છે, વિચારભારને લીધે મ્હારા નયન જડ જેવા બની ગયા છે સ્નેહને લીધે મ્હારા જેવા વૃદ્ધ અરણ્યનિવાસીને પણ આટલી લાગણી થાય છે તો સસારીઓને પોતાની પુત્રીના વિયોગનુ નવુ દુ ખ આવી પડતા કેમ શોક ન થાય ?)

ત્યાર પછી તપોવનના વૃક્ષોને એ કહે છે કે "તમે શકુન્તલાને સાસરે જવાની સ્નેહપૂર્વક રજા આપો', અને પછી ઉમેરે છે કે —

अनुमतगमना शकुन्तला तरुभिरिय वनवासबन्धुभि ।
परभृतविरुतं कल यथा प्रतिवचनीकृतमेभिरीदृशम् ॥

(વનવાસમા શકુન્તલાના જે બન્ધુઓ હતા તે વૃક્ષોએ આ શકુન્તલાને જવાની રજા આપી છે તેઓએ કોકિલાના આવા કલરવ વડે કરીને પ્રત્યુત્તર વાળ્યો છે)

ત્યાર પછી આકાશમાથી આવી રીતની શુભેચ્છાઓના અવાજ સંભળાય છે —

रम्यान्तर कमलिनीहरितै सरोभि-
श्छायाद्रुमैर्नियमितार्कमयूखताप ।
भूयात्कुशेशयरजोमृदुरेणुरस्या
शान्तानुकूलपवनश्च शिवश्च पन्था ॥

(ત્હારો પ્રવાસ ત્હને સુખરૂપ નીવડો ! એ પ્રવાસ દરમ્યાન શાન્ત અને અનુકૂલ પવન ત્હારા શરીર ઉપર વાઓ ! થોડે થોડે અન્તરે, કમળના પુષ્પોથી શોભી રહેલા સરોવરો ત્હારા નયનને તૃપ્તિ આપો !

'છાયાવાળા વૃક્ષોને લીધે સૂર્યના કિરણોનો તાપ નિયમમા રહો ! અને ત્હારા પગ નીચેની ધૂળ તે કમળની રજ જેવી સુવાળી થાઓ ! )

પાચમા અકમા શકુન્તલા પોતાના પતિ આગળ આવે છે એ અક ઘણો અસરકારક છે રાજા એને ઓળખતો નથી, અને જોકે એના તરફ એ ક્રૂરતાથી વર્તતો નથી તોપણ એને પોતાની પત્ની તરીકે સ્વીકારવાની એ ના પાડે છે છેવટે, શકુન્તલા પોતાના પતિ તરફથી ભેટ તરીકે આપવામા આવેલી વીંટી એને બતલાવવાનો વિચાર કરે છે, પણ એ વીંટી ખોવાઈ ગઈ છે એવુ માલમ પડતા એની સઘળી આશા જતી રહે છે ત્યાર પછી સ્ત્રીના આકારનો એક સ્વર્ગનો જ્યોતિ શકુન્તલાને સ્વર્ગમા લઈ જાય છે

ત્યાર પછીના પ્રવેશકમા રાજાની વીંટી એક માછીની પાસેથી નીકળતા સિપાઈઓ તે માછીને ઘસડી જતા જોવામા આવે છે એ વીંટી એક માછલીના શરીરમાથી નીકળી હતી એવુ માછીનુ કહેવુ હતું. રાજા એ માછીને શિક્ષા કરતો નથી, પણ તેને ઇનામ આપીને વિદાય કરે છે હવે દુષ્યન્તને પોતાના આગલા પ્રેમનુ સ્મરણ થાય છે શકુન્તલાનો પોતે અસ્વીકાર કીધો તેને માટે એ પસ્તાવો કરતો હોય છે તેટલામા માતલિ નામનો ઇન્દ્રનો સારથિ ત્યા આગળ આવે છે અને અસુરોને હરાવવાના કામમા રાજાની મદદ માગે છે

છેલ્લા અકમા, દુષ્યન્ત રાજા ઇન્દ્રના રથમા બેસીને હેમકૂટ નામના ગધર્વોના પર્વત તરફ જતો જોવામા આવે છે આ સ્થળે સિહના બચ્ચા સાથે રમતો એક ન્હાનો છોકરો એના જોવામા આવે છે. એ પોતાનોજ પુત્ર છે એવી હજી એને ખબર નથી એ છોકરાનો હાથ ઝાલીને એ કહે છે —

अनेन कस्यापि कुलाङ्कुरेण
स्पृष्टस्य गात्रेषु सुख ममैवम् ।
का निर्वृतिं चेतसि तस्य कुर्या-
द्यस्यायमङ्गात्कृतिन प्ररूढ ॥

( આ કોઈ પારકાના છોકરાનો સ્પર્શ થવાથી મ્હારા સઘળા અવયવોને આટલુ સુખ મળે છે તો જે એનો ખરેખરો પિતા થવાને ભાગ્યશાળી થયો હશે તેના ચિત્તમા એનાથી કેટલો આનન્દ થતો હશે ? )

પછી થોડી વારમા શકુન્તલા એના જોવામા આવે છે એ તેને ઓળખે છે, અને આખરે બેઉ ફરીથી એકબીજાની સાથે જોડાઈને સુખમા રહે છે

કાલિદાસના નાટકની બે મુખ્ય આવૃત્તિઓ આપણા જોવામા આવે છે દેવનાગરી એ નામથી ઓળખાતી વધારે સક્ષિપ્ત આવૃત્તિ છે તે વધારે પ્રાચીન અને વધારે સારી છે બગાળાની આવૃત્તિ વધારે વિસ્તારવાળી છે તેનુ અસ્તિત્વ સર વિલિયમ જોન્સના ભાષાન્તરદ્વારા પ્રથમ જાણીતુ થયુ હતુ

**विक्रमोर्वशीय** અથવા "વિક્રમ (પરાક્રમ) કરીને મેળવેલી ઉર્વશી" એ નાટક પાંચ અંકનું છે **त्रोटक** એ નામના નાટકોમા એ રચનાનો **સમાવેશ થાય છે.** એની અદર થોડાક પૃથ્વીના અને થોડાક સ્વર્ગના બનાવોનું ચિત્ર આપવામા આવ્યુ હોય છે અને એમા પાચ, સાત, આઠ, અથવા નવ અંકો હોય છે * આ નાટકનુ વસ્તુ સક્ષેપમા નીચે પ્રમાણે છે અપ્સરાઓ તરફથી પુરૂરવસ્ રાજાના સાભળવામા આવે છે કે તેઓની સખી ઉર્વશીનુ દૈત્ય લોકોએ હરણ કર્યું છે આ ઉપરથી પુરૂરવસ્ રાજા ઉર્વશીને બચાવવા માટે જાય છે અને પોતાના રથમા બેસાડીને તેને પાછી લઈ આવે છે એ અપ્સરાનુ રૂપ જોઇને રાજા તેના ઉપર મોહિત થઈ ગયો હોય છે અને તે પણ પોતાને બચાવનારા વીર પુરુષ તરફ પ્રેમભીની દૃષ્ટિથી જોય છે. પણ ઇન્દ્રની દરબારમાથી ઉર્વશીને બોલાવવામા આવે છે તેથી એ પ્રેમી જોડાને તરત છૂટા પડવાની જરૂર પડે છે

બીજા અકમા અસ્વસ્થ ચિત્તે ઉદ્યાનમા રાજા ફરતો હોય છે તે સમયે થોડા વખતને માટે ઉર્વશી એની દૃષ્ટિએ પડે છે એક પત્રમા

---

* सप्ताष्टनवपंचाक दिव्यमानुषसश्रयम् ।
त्रोटकं नाम तत्प्राहुः प्रत्यंक सविदूषकम् ॥

ઉર્વશીએ પોતાના પ્રેમની કબૂલાત આપી હતી તે પત્ર રાણીના હાથમા આવે છે તે વાચીને રાણી ઘણી કોપાયમાન થાય છે

ત્રીજા અકમા આપણા જાણવામા આવે છે કે ઇન્દ્રની દરબારમા લક્ષ્મીના વિવાહનુ નાટક ભજવવાનુ હતું તેમા ઉર્વશીએ લક્ષ્મીનો વેષ ભજવવાનો હતો એ નાટક ભજવતી વખતે, "ત્હારૂં હૃદય કોના પર લાગેલુ છે?" એ પ્રશ્નના ઉત્તરમા "પુરુષોત્તમ" (એટલે વિષ્ણુ) એમ કહેવાને બદલે એનાથી "પુરૂરવસ્"નુ નામ દેવાઈ જાય છે આ ઉપરથી એના ગુરુ ભરત તરફથી એને શાપ દેવામા આવે છે પણ ઇન્દ્ર એને માફ કરે છે, અને પુરૂરવસ્નો પુત્ર પુરૂરવસ્ના જોવામા આવે ત્યા સુધી પુરૂરવસ્ની સાથે રહેવાની એને છૂટ આપે છે

ચોથા અકની વિલક્ષણતા એ છે કે એ અક લગભગ આખો ભાવપ્રધાન કવિતાઓનો બનેલો છે કૈલાસ પર્વત આગળ પ્રેમાળ દપતી ફરતા હોય છે એટલામા ઉર્વશી યુદ્ધના દેવ કુમારના ઉપવનમા પ્રવેશ કરે છે એ ઉપવનમા સ્ત્રીઓને દાખલ થવાની મનાઈ હતી ભરતના શાપને લીધે ઉર્વશી એકદમ લતાના રૂપમા બદલાઈ જાય છે એનાથી વિખૂટો પડતા રાજા શોકથી ગાડા જેવો બની જાય છે, અને સઘળે ઠેકાણે એને શોધે છે જુદા જુદા જન્તુઓ, પક્ષીઓ, પશુઓ, અને એક પર્વતના શિખરને પણ પોતાની પ્રિયા વિષેના સમાચાર એ પૂછે છે આખરે ગિરિ ઉપરથી નીકળતી સરિતામા એને ઉર્વશીના દર્શન થતા હોય એવો વિચાર એના મનમા આવે છે—

तरङ्गभ्रूभङ्गा क्षुभितविहगश्रेणिरसना
विकर्षन्ती फेनं वसनमिव संरम्भशिथिलम् ।
पदा विद्धं यान्ती स्खलितमभिसंधाय बहुशो
नदीभावेनेयं ध्रुवमसहना सा परिणता ॥

(નદીના તરગો તે એના ભ્રૂભગના જેવા છે, હાલતા પક્ષીઓની હાર તે એના કમરપટા જેવી છે, એનુ ફીણ તે ઉતાવળથી ચાલવાને લીધે શિથિલ થયલા વસ્ત્રના જેવુ છે, એનો પ્રવાહ તે મ્હારી ભૂલના

સ્મરણુને લીધે થયલી એની અણુસરખી ગતિના જેવો છે. ક્રોધને લીધે, ખરેખર, એ જાતેજ નદીના રૂપમા બદલાઈ ગઈ છે)

છેવટે, એક જાદુઈ મણિ એના કબજામા આવ્યુ હોય છે તેની અસરને લીધે એક લતાને એ વળગી પડે છે, અને એ આલિંગન થતાજ લતા પાછુ ઉર્વશીનું રૂપ ધરી દે છે

ચોથા અને પાચમા અંકની વચ્ચે કેટલાક વર્ષો વહી જાય છે ત્યાર પછી અકસ્માત્ પોતાનો પુત્ર આયુસ્, જેને ઉર્વશીએ છૂપી રીતે જન્મ આપ્યો હતો અને એક આશ્રમમા રાખીને ઉછેરાવ્યો હતો, તે પુરૂરવસ્‌ના જોવામા આવે છે એટલે ઉર્વશીને પાછા સ્વર્ગમા જવાનું આવે છે. પણ પુરૂરવસે દૈત્યો વિરુદ્ધની લડાઈમા ઇન્દ્રને જે મદદ કીધી હતી તેના બદલામા ઇન્દ્ર એના ઉપર ફરીથી કૃપા કરે છે અને ઉર્વશીને હમેશા રાજાની સાથે રહેવાની છૂટ આપે છે

આ નાટકની પણ બે આવૃત્તિઓ છે તેમાની એક દક્ષિણ હિન્દુસ્તાનની છે

**માલવિકાગ્નિમિત્ર** અથવા "માલવિકા અને અગ્નિમિત્ર' એ નાટક એની **પ્રસ્તાવના**મા જણાવવામા આવ્યુ છે તે પ્રમાણે કાલિદાસનુજ રચેલુ છે કે નહીં તે વિષે, એ નાટક લગાર ઓછું સારૂ છે અને જુદી રીતનુ છે એટલા ઉપરથી લાબા વખત સુધી ઘણી શકા રાખવામા આવતી હતી, પણ તે કોઈ પણ રીતે વ્યાજબી નથી. વેબરે દર્શાવ્યું છે કે વિચાર અને વાણી ઉભયમા કાલિદાસના બીજાં બે નાટકોની સાથે આ નાટક ઘણું સરખાપણું ધરાવે છે, અને જોકે કવિત્વની ખુબીમા એ બે નાટકોની બરાબરી કરી શકે એવુ તો આ નથી, તોપણ એમા ઘણી ખુબીઓ છે એનો વિષય અલૌકિક અથવા દિવ્ય લોક સાથે સમ્બન્ધ ધરાવનારો નથી હિન્દુસ્તાનના રાજાઓના સાધારણ જીવનના પ્રસગો ઉપરથી એ નાટકનુ વસ્તુ લેવાયલું છે, અને આ કારણને લીધે તે સમયની સામાજિક સ્થિતિનુ ઘણું સારૂ ચિત્ર એ નાટક વડે આપણને પૂરૂ પડે છે ઇ મ પૂર્વે બીજા સૈકામા વિદિશા (ભિલસા) નગરીમા શુગ વશનો એક રાજા રાજ્ય કરતો હતો તે આ નાટકનો નાયક છે આ અગ્નિમિત્ર રાજા અને માલવિકા એ બેના પ્રેમનું વર્ણન આ નાટકમા

આપવામાં આવ્યુ છે માલવિકા એ રાણીની દાસી છે. એ ઘણી રૂપવતી હતી તેથી રાજાની દૃષ્ટિ એના ઉપર ન પડે તેની રાણી તરફથી ખાસ સભાળ રાખવામા આવતી હતી માલવિકાને જોવાના અને માલવિકાની સાથે વાત કરવાના રાજા તરફથી કંઈ કંઈ પ્રયત્નો કરવામાં આવે છે તેને લીધે અનેક પ્રકારની ન્હાની ન્હાની ખટપટો ઊભી થાય છે એ ખટપટો દરમ્યાન અગ્નિમિત્રમા કોઈ પણ વખતે જુલમી રાજાના લક્ષણો દીઠામા આવતા નથી, પણ પોતાની સ્ત્રીઓની લાગણીઓ તરફ હમેશા એ માનની અને કોમળતાની દૃષ્ટિથી જોય છે છેવટે એવુ માલમ પડે છે કે માલવિકા ખરેખરૂ જોતા એક રાજકુવરી હતી, પણ લુટારાઓના હાથમા સપડાઈ જવાથી અગ્નિમિત્રના દરબારમા દાસી તરીકે એને આવવું પડયુ હતું રાજાની સાથે એનો સમ્બન્ધ થવામા હવે કંઈ પણ વાધો રહ્યો નહીં, એટલે એ સર્વનો અન્ત સારો આવે છે

કવિત્વની સફાઈ, હૃદયની કોમળતા, ઉંડી લાગણી એ સર્વમા કાલિદાસની પદવી સૌથી ચઢિયાતી છે ત્યારે જુસ્સો, જાગૃતિ, અને ગતિ ( action ) એ ગુણોમા તેમજ પાત્રાલેખનની સચોટતામા मृच्छकटिक-ના રચનાર‡ હિન્દુસ્તાનના સઘળા નાટકકારોમા ઘણી ઉંચી પદવી ભોગવે છે. આ ગુણોને લીધે નાટકકાર તરીકેની એની બુદ્ધિ કઇક શેકસપિયરના જેવી જણાય છે मृच्छकटिकના નાટકમા સર્ગશક્તિ અને બુદ્ધિપ્રભાવ પણ સારા જોવામાં આવે છે એ નાટક શૂદ્રક રાજાનુ રચેલું કહેવામા આવ્યું છે અને નાટકની પ્રસ્તાવનામા એ રાજાનાં વખાણ કરવામા આવ્યા છે પણ શૂદ્રક રાજાએ જેને આશ્રય આપ્યો હોય એવા કોઈ કવિનું બનાવેલું એ નાટક હશે એ અનુમાન વધારે સંભવિત જણાય છે; પણ પ્રોફેસર પિરશલ ધારે છે તે પ્રમાણે એ નાટક દણ્ડીનું બનાવેલું નથી ગમે તેમ હોય, પણ એ નાટક છઠ્ઠા સૈકામા લખાયું હોય એ સંભવિત જણાય છે. એ નાટકના દસ અક છે, અને જેને प्रकरणનું નામ આપવામા આવે છે તે જાતનુ એ નાટક છે.

---

‡ વામનનો "काव्यालंकारवृत्ति"નો ગ્રન્થ આઠમા સૈકાનો રચાયેલો છે તેમા "मृच्छकटिक"માથી ઉતારાઓ આપવામા આવ્યા છે કેટલે તે વખતે તો એ નાટક હતુંજ એ સિવાય વિશેષ એ નાટકની તારીખના સમ્બન્ધમાં કહી શકાતું નથી કેટલાક એને જૂનામા જૂનુ નાટક ગણે છે, પણ કાલિદાસે કે બાણે એના વિષે કોઈ પણ ઠેકાણે કથન કર્યું નથી

નાટકનુ જે નામ રાખવામા આવ્યુ છે તેને નાટકની સાથે કંઈ ખાસ સમ્બન્ધ નથી. છઠ્ઠા અકના એક ગૌણ વૃત્તાન્ત ઉપરથીજ એ નામ રાખવામા આવ્યુ છે. ઉજ્જયિની અને તેની આસપાસના પ્રદેશો એ નાટકનુ સ્થળ છે રગભૂમિ ઉપર આવનારા પાત્રોની સખ્યા એ નાટકમાં ઘણી મ્હોટી છે એમાના મુખ્ય પાત્રો ચારુદત્ત અને વસન્તસેનાનાં છે ચારુદત્ત એક બ્રાહ્મણ વેપારી હતો તેણે અતિશય ઉદારતાને લીધે પોતાની સઘળી મિલ્કત ગુમાવી હતી અને દરિદ્ર થઈ ગયો હતો. વસન્તસેના એક પૈસાદાર વારાગના હતી તેનો ગરીબ પણ અમીર સ્વભાવના ચારુદત્ત ઉપર ઘણો પ્રેમ હતો, અને આખરે તે એની સાથે પરણે છે. ત્રીજા અકમા ખાતર પાડવાનું વર્ણન આપવામા આવ્યું છે: તે ઘણું હાસ્ય ઉપજાવે એવુ છે. એ સ્થળે ચોરી કરવાના કામને એક રસિક કળા તરીકે વર્ણવવામા આવ્યુ છે. ચોથા અંકમા વસન્તસેનાના મહેલની શોભાનું સવિસ્તર વર્ણન આપવામા આવ્યું છે એ વર્ણનમાં ઘણી અતિશયોક્તિ છે, તોપણ એ વખતમા મોજશોખના સાધનો ક્યાં ગણાતા હતા તેનો ઘણો રમુજ પડે એવો ચિતાર એ વર્ણનો ઉપરથી આપણા નયન આગળ ખડો થાય છે એકદર જોતાં, આ નાટકમા હાસ્યરસના પ્રસગો ઘણા આવે છે તેમ ગભીર દેખાવો પણ અંદર ઘણા છે અને એમાના કેટલાક તો આખમાથી આસુ પડાવે એવા કરુણરસથી ભરેલા છે

કવિઓના આશ્રયદાતા પ્રખ્યાત રાજા શ્રીહર્ષ અથવા હર્ષદેવ, જેને આપણે થાનેશ્વર અને કનોજના હર્ષવર્ધન તરીકે ઓળખીએજ છિયે, તેના રચેલા કહેવાતા બે નાટકો* સાતમા સૈકાના પ્રથમાર્ધમા રચાયલાં છે. **रत्नावली** અથવા " રત્નની માળા " એ નાટકમાં તે સમયના રાજદરબાર અને અત:પુરના જીવનનો ચિતાર આપવામા આવ્યો છે કાલિદાસનુ **मालविकाग्निमित्र** અને આ નાટક ઘણી બાબતમા સરખાપણું ધરાવે છે ખરેખર, **मालविकाग्निमित्र** ઉપરથીજ **रत्नावली**નુ વસ્તુ સૂઝ્યુ હોય એ ઘણું બનવા જોગ છે વત્સના રાજા ઉદયન

---

* "**रत्नावली**" અને "**नागानन्द**" એ બે ઉપરાંત ત્રીજુ "**प्रियदर्शिका**" નામનુ ચાર અકનુ નાટક છે તે પણ હર્ષ રાજાનું રચેલું કહેવાય છે "**रत्नावली**"ની પેઠે એ નાટકમા પણ ઉદયન રાજાનીજ કોઈ પ્રેમકથા આપવામા આવી છે

અને તેની રાણી **વાસવદત્તાની** દાસી **સાગરિકા** એ બેના પ્રેમની વાર્તા આ નાટકમા આપવામા આવી છે આખરે નાટકની નાયિકા સાગરિકા તે **લંકાની** રાજકુવરી હતી એવુ માલમ પડે છે વહાણમા બેસીને જતા વહાણનો નાશ થયાથી ઉદયન રાજાના દરબારનો આશ્રય તેને લેવો પડયો હતો. નાટકના વસ્તુને દતકથા સાથે કંઈ સમ્બન્ધ નથી, પણ કોઈ ઇતિહાસ અથવા વીરચરિત કાવ્યમાથી ઊતરી આવેલી વાર્તા ઉપરથી એ વસ્તુ લેવાયલુ છે એ વાર્તા કઇક જુદા સ્વરૂપમા સોમદેવના **કથાસરિત્સાગર**મા પણ જોવામા આવે છે એ વાર્તા રાજાના બીજી વારના લગ્ન વિષેની હોવાથી **વાસવદત્તાની** લોકપ્રિય કથાનો પાછલો વૃત્તાન્ત એમા આવે છે એમ કહી શકાય આવી રીતે જે વાર્તા ઊતરી આવેલી તેની મુખ્ય રચનામા કવિએ કંઈ ફેરફાર કીધો છે કે કેમ તે કહેવુ અશક્ય છે, પણ દેવતાઓના તથા દાવાનળના ચિત્ર ખડા કરનારા જાદુગરનું પાત્ર તદ્દન નવુ છે અને કેવળ ગૃહજીવનની સાથે સમ્બન્ધ ધરાવનારા જે બનાવો અદર આવે છે તે પણ કવિના પોતાનાજ છે **શ્રીહર્ષ**ની દરબારમા રહેનારો કોઈ કવિ તેજ આ નાટકનો ખરેખરો રચનારો છે એમા કંઈ સશય નથી, પણ એ રચનાર **બાણ** કવિ ભાગ્યેજ હોય **બાણ** કવિએ **પાર્વતીપરિણય** લખ્યુ છે, પણ તે નાટક ઘણું ઉતરતા પ્રકારનુ છે

એકદર, **રત્નાવલી**નુ નાટક વાચવુ ગમે એવુ છે એમા પાત્રોનુ આલખન સારૂ થયલુ છે અને એમા કવિત્વની ખુબીઓ પણ ઘણી જોવામા આવે છે. એ ખુબીઓના નમૂના તરીકે નીચેની પક્તિઓ અત્રે ટાકવામા આવે છે એ પક્તિઓમા ચન્દ્રોદય પહેલાનો પૂર્વનો ઝાખો પ્રકાશ રાજા તરફથી વર્ણવવામા આવ્યો છે —

**राजा**—कथमुत्सवापहृतचेतोभि सध्यातिक्रमोऽप्यस्माभिर्नोपलक्षित ।
देवि, पश्य ।
उदयतटान्तरितमय प्राची सूचयति दिङ् निशानाथम् ।
परिपाण्डुना मुखेन प्रियमिव हृदयस्थित रमणी ॥

(રાજા—શુ ! ઉત્સવમા ચિત્ત ચોટયુ હોવાને લીધે, સધ્યાસમય થઈ ગયો તેની પણ આપણને ખબર પડી નહીં ? રાણી, જુઓ. એક

રમણી જેવી રીતે પોતાના અતિ મ્લાન વદનથી પોતાના હૃદયમાં વસેલા પ્રીતમનું ભાન કરાવે છે તેવી રીતે અત્યારે પર્વ દિશા ઉજ્જ્વલિમાએ લીધે છૂપાઈ ગયલા નિશાના પતિ–ચન્દ્રનું આપણને ભાન કરાવે છે).

શ્રીહર્ષનું લખેલું કહેવાતું નાગાનન્દ નામનું નાટક પણ અનેક ખુબીઓ વાળું છે. હૃદયમાં ક્ષોભ ઉત્પન્ન કરે એવી એ નાટકની રચના અને બૌદ્ધ ધર્મના સંસ્કાર એ નાટકમાં જોવામાં આવે છે. એનો નાયક બૌદ્ધ ધર્મ પાળનારો છે અને નાન્દીમાં બુદ્ધનીજ સ્તુતિ કરવામાં આવી છે. આ કારણથી રત્નાવલીનો રચનાર અને આ નાટકનો રચનાર બેઉ જુદા હોવા જોઈએ એવું અનુમાન થાય છે. બાણની પેઠે શ્રીહર્ષના દરબારમાં રહેનારા કોઈ કવિનું એ નાટક રચેલું હોય એ સંભવિત છે.

ભવભૂતિ એ નાટકકાર યજુર્વેદની તૈત્તિરીય શાખાનો બ્રાહ્મણ હતો, અને એની પ્રસ્તાવનાઓ ઉપરથી માલમ પડે છે તે પ્રમાણે દક્ષિણ હિન્દુસ્તાનનો વિદર્ભદેશ, જે હાલ બિરારના નામથી ઓળખાય છે, ત્યાંનો વતની હતો. ઉજ્જયિની નગર એને સારી રીતે જાણીતું હતું, અને પોતાના જીવનના થોડાંક વર્ષ તો એણે ત્યાં આગળજ ગાળ્યાં હશે એમ જણાય છે. કાન્યકુબ્જ (કનોજ) નો રાજા યશોવર્મન્, જે આઠમા સૈકાના પ્રથમાર્ધમાં થઈ ગયો, તે એનો આશ્રયદાતા હતો.

એ કવિના ત્રણ નાટકો આપણા વખત સુધી સચવાઈ રહેલા છે. એ ત્રણેમાં કવિત્વની અનેકાનેક ખુબીઓ આપણા જોવામાં આવે છે. પ્રાચીન નાટકકારોની કૃતિઓ અને આ નાટકો એમાં બે ત્રણ વસ્તુઓના ભેદ જણાય છે. વિદૂષકનું પાત્ર આ નાટકોમાં બીલકુલ જોવામાં આવતું નથી, અને હાસ્યરસ તથા વાક્ચાતુર્યનું તત્વ એમાં સ્હેજસાજજ પ્રવેશ થવા પામ્યું છે. હિન્દુસ્તાનના બીજા કવિઓએ સૃષ્ટિસૌન્દર્યના વર્ણનો આપતી વખતે કુદરતની કોમળતા અને મૃદુતા તરફજ લક્ષ રાખ્યું છે ત્યારે ભવભૂતિએ કુદરતની પ્રૌઢતા અને ભવ્યતાનો ચિતાર આપવો એ વધારે પસંદ કર્યું છે, અને તેનું કારણ ખચીત એજ હોવું જોઈએ કે દક્ષિણમાં એ કવિનો જન્મ થયો હતો એટલે ત્યાંના પર્વતોની એના હૃદય ઉપર ઉંડી અસર થઈ હતી. વળી કોમળ અને ઉદાર લાગણીઓવાળા પાત્રો આલેખવામાં એ કુશળ હતો, એટલુંજ નહીં પણ ઉંડી

અને ઉત્કટ લાગણીઓ અસરકારક રીતે પ્રકટ કરવાની આવડત પણ એનામા ઘણી સારી હતી

ભવભૂતિના નાટકોમા **માલતીમાધવ** એ નામનું દસ અંકનું **પ્રકરણ** સૌથી વધારે જાણીતું અને સૌથી વધારે લોકપ્રિય છે. નાટકનું સ્થળ ઉજ્જયિની છે, અને માલતી અને માધવની પ્રેમકથા એ નાટકનો વિષય છે. માલતી એ રાજ્યના પ્રધાનની પુત્રી હતી અને માધવ એ ઉજ્જયિનીમા અભ્યાસ કરનારો એક જુવાન વિદ્યાર્થી અને બીજા રાજ્યના પ્રધાનનો પુત્ર હતો. આ મુખ્ય વાર્તાની સાથે માધવનો મિત્ર મકરન્દ અને રાજાના માનીતાની બ્હેન મદયન્તિકા એ બેના પ્રેમની કથા ઘણી ચતુરાઈથી જોડી દેવામા આવી છે. માલતી અને માધવ એકબીજાને મળે છે અને તેઓની વચ્ચે પ્રીતિ ઉત્પન્ન થાય છે, પણ રાજાએ પોતાના માનીતાની સાથેજ માલતીને પરણાવવાનો નિશ્ચય કર્યો છે માલતીને એ માનીતા તરફ ઘણો કંટાળો છે. મકરન્દ તે માલતીનો વેષ લઈને રાજાના માનીતાની સાથે પરણે છે અને એવી રીતે રાજાની ધારણા નિષ્ફળ જાય છે. બૌદ્ધ ધર્મની બે સાધ્વીઓની મદદ વડે કરીને પ્રેમાળ દંપતી છેવટે એકબીજાની સાથે લગ્નના સમ્બન્ધથી જોડાય છે આ નાટક એક જાતનું રોમિયો અને જ્યૂલિયટના જેવું છે ફેર માત્ર એટલો છે કે રોમિયો અને જ્યૂલિયટમા અન્ત માઠો આવે છે ત્યારે અહીં આખરે શુભ પરિણામ આણવામા આવે છે. શેક્સપિયરના નાટકમા ફ્રાયર લૉરન્સ આવે છે તેમ આ નાટકમા કામન્દકી નામની પરિવ્રાજિકા આવે છે. કોમળ સ્નેહનાં ચિત્રો અને દુર્ગાદેવીની પૂજારણના ભયંકર કૃત્યો એ બેનો વિરોધ બેશક અસરકારક લાગે છે, જોકે તે જોઈએ તે કરતા વધારે સખત છે એવુ કદાચ કહેવાશે. આ નાટકમા માણસો મૂર્છાવશ થઈ જાય અને વળી પાછા થોડીજ વારમા જાગ્રત્ થઈ જાય એવુ લગાર જોઈએ તે કરતા વધારે આવે છે

નવમા અંકમા વિન્ધ્યાચળના દેખાવનુ વર્ણન આપનારા કેટલાક સુન્દર શ્લોકો આવે છે એમાના બે શ્લોકો અત્રે ઉતારવામા આવ્યા છે.—

अयमभिनवमेघश्यामलोत्तुङ्गसानु-
र्मदमुखरमयूरीमुक्तसंसक्तकेकः ।

शकुनिमुखरनीलानोकहस्निग्धवर्ष्मा
वितरति बृहदश्मा पर्वतः प्रीतिमक्ष्णोः ॥

दधति कुहरभाजामत्र भल्लूकयूना-
मनुरसितगुरूणि स्त्यानमम्बूकृतानि ।
शिशिरकटुकषायः स्त्यायते सल्लकीना-
मिभदलितविकीर्णग्रन्थिनिष्यन्दगन्धः ॥

(મ્હોટી શિલાઓવાળો આ પર્વત નયનને આનન્દ આપે છે; એનાં ઉંચા શિખરો નવા વાદળાંઓને લીધે કાળાં જણાય છે; એની ઘટાઓમાં આનન્દને લીધે નાચતી તથા કેકારવ કરતી મયૂરીઓનો ઘોંઘાટ વ્યાપી રહે છે; અને ઢોળાવ ઉપરના વૃક્ષો માળાઓની આસ-પાસ ભમ્યાં કરતાં પક્ષીઓને લીધે પ્રકાશમાન જણાય છે, એની ગુફા-ઓમાંથી રીંછના ઘુરકવાનો ધ્વનિ તથા પ્રતિધ્વનિ સંભળાય છે, અને સલ્લકી વૃક્ષોની હાથીઓએ ભાગી નાખેલી ડાળીઓમાંથી ટાઢી અને તીખી સુગન્ધ આવે છે).

ભવભૂતિના બીજા બે નાટકોમાં એકજ નાયકની—રામચન્દ્રની-જીવનકથા વર્ણવવામાં આવી છે. **મહાવીરચરિત** અથવા "મ્હોટા વીરનું ચરિત" એ નાટક **રામાયણ**માં આપેલી વાર્તાના કરતાં સ્હેજ-સાજજ જુદુ પડે છે. એ નાટકના સાત અંક છે અને એમાં અનેક પાત્રો આવે છે. રામના રાજ્યાભિષેક સુધીની હકીગત એ નાટકમાં આપવામાં આવી છે. પ્રેક્ષકની કલ્પના ઉપર કેટલો આધાર રાખવામાં આવતો તેનું સારૂં ઉદાહરણ એ નાટકનો છેલ્લો અંક આપણને પૂરૂં પાડે છે. એક હવાઈ રથમાં બેસીને લંકાથી તે ઠેઠ ઉત્તર હિન્દુસ્તાનના અયોધ્યા નગર સુધીના રામના પ્રવાસનો ચિતાર એ અંકમાં આપવામાં આવ્યો છે, અને માર્ગમાં આવતા દેખાવોનું વર્ણન એ મંડળીમાંના એક માણસ તરફથી આપવામાં આવ્યું છે

**ઉત્તરરામચરિત** અથવા "રામના ચરિતનો પાછલો ભાગ" એ નાટકમાં ઘણા સુન્દર ફકરાઓ આવે છે. પણ એ નાટકમાં ગતિ(action)ની

ખોટ છે તેને લીધે 'નાટક' કરતાં 'નાટકના સ્વરૂપની કવિતા', એ નામ એને માટે વધારે યોગ્ય જણાય છે. શોકની લાગણી વડે વિશુદ્ધ બનેલા રામ અને સીતાના કોમળ સ્નેહના વર્ણનમાં સાચો કરુણારસ જેટલો જોવામાં આવે છે તેટલો હિન્દુસ્તાનના બીજા કોઈ પણ નાટકમાંથી ભાગ્યેજ મળી શકશે સીતાને વનમાં વિદાય કરવામાં આવે છે ત્યાં આગળથી નાટકની શરૂઆત થાય છે અને એકાન્તવાસમાં દુઃખના બાર વર્ષો ગાળ્યા પછી લોકોના હર્ષનાદ વચ્ચે અયોધ્યાની રાણી તરીકે એ ફરીથી સ્થપાય છે એટલેથી નાટકનો અન્ત આવે છે સીતાને કાઢી મૂકવામાં આવે છે ત્યાર પછી સીતાના બે પુત્રોનો જન્મ થાય છે તેને વાલ્મીકિ ઋષિ ઉછેરીને મ્હોટા કરે છે પણ તે વખતે એ પુત્રો રાજવંશી હોવાનું તેને કંઈ પણ જ્ઞાન નથી હોતું એ વાત શેક્સપિયરના સિમ્બેલાઇનના નાટકમાં બિલેરિયસ નામનો સાધુ ગિડીરિયસ અને આર્વિરેગસ એ બે રાજકુમારોને ઉછેરીને મ્હોટા કરે છે તેનું સ્મરણ કરાવ્યા વગર રહે એવી નથી એ રાજકુમારો પોતાના પિતા રામને મળે છે તેનું વર્ણન જે પ્રવેશમાં આપવામાં આવ્યું છે તેમાં ઘણા ઉંચા પ્રકારનું કવિત્વ જોવામાં આવે છે

બીજા નાટકકારોના નાટકોમાંથી વિશાખદત્તનું મુદ્રારાક્ષસ અથવા "મુદ્રા અને રાક્ષસ" એ નાટક વિલક્ષણ સ્વરૂપનું હોવાથી ખાસ ગણાવવા જેવું છે. જ્યાર સુધી વર્ણવાયલા સઘળા નાટકો કરતાં આ નાટકની વિલક્ષણતા એ છે કે એમાં રાજખટપટોનું ચિત્ર આપવામાં આવ્યું છે, અને તે પણ ઘણા ઉંચા પ્રકારના કલાવિધાન સાથે આપવામાં આવ્યું છે જાગૃતિ, ગતિ ( action ) અને એકસરખું રસદર્શિત્વ આ નાટકમાં આપણા જોવામાં આવે છે એ નાટક આશરે ઇ સ ૬૦૦ માં લખાયું હશે એથી કંઈ પણ વધારે ચોક્કસ એ નાટકની તારીખના સમ્બન્ધમાં આપણાથી કહી શકાય તેમ નથી હિન્દુસ્તાન ઉપર સિકન્દર બાદશાહે ચઢાઈ કીધી ત્યાર પછી થોડા વખતમાં ચન્દ્રગુપ્તે નન્દ વંશના છેલ્લા રાજાને ઉઠાડી મૂકીને પાટલિપુત્ર આગળ નવી ગાદી સ્થાપી એ સમયનો વૃત્તાન્ત આ નાટકમાં આપવામાં આવ્યો છે જૂના રાજાનો પ્રધાન—રાક્ષસ—નવા રાજાને સ્વીકારવાની ના પાડે છે અને પોતાના જૂના શેઠનું વેર લેવાના પ્રયત્ન આદરે છે ચન્દ્રગુપ્તનો પ્રધાન ચાણક્ય નામનો બ્રાહ્મણ હતો તે ઉદાર

હૃદયના રાક્ષસને ચન્દ્રગુપ્તના પક્ષમા આણવાની જે ખટપટો કરે છે તેનુ ચિત્ર આ નાટકમા આપવામા આવ્યુ છે એ ખટપટોને પરિણામે ચાણક્યનો હેતુ પાર પડે છે અને રાક્ષસ આખરે ચન્દ્રગુપ્તના પક્ષમા આવે છે

**ભટ્ટ નારાયણનું वेणीसंहार** એ ૭ અંકનુ નાટક છે અને એનુ વસ્તુ **महाभारत**માંથી લેવાયલુ છે દુર્યોધનનો એક ભાઈ રાજસભાની અંદર દ્રૌપદીને ચોટલો ઝાલીને ખેંચી લાવે છે એ બનાવ ઉપર એ નાટકની ગતિ-action-નો આધાર છે એ નાટકના રચનારને એક તામ્રપત્ર આપવામા આવ્યુ હતું તે ઇ સ. ૮૪૦ નુ છે તે ઉપરથી એના સમયનો નિર્ણય થઈ શકે છે એ નાટકમાં જોકે કવિત્વની કંઇ ખાસ ખુબી નથી તોપણ કૃષ્ણના પથ તરફ એમા ઉઘાડો પક્ષપાત દર્શાવવામા આવેલો હોવાથી હિન્દુસ્તાનમાં લાંબા વખત થયા એ નાટક ઘણું પ્રિય થઈ પડ્યુ છે

**રાજશેખર** કવિ આશરે ઇ સ. ૯૦૦ મા થઈ ગયો હતો. સરલતા અને વાણીની મીઠાશ એ એના નાટકોના મુખ્ય લક્ષણ છે એના લખેલા ચાર નાટકો આજ દિન સુધી સચવાઈ રહ્યાં છે, અને તેના નામ નીચે પ્રમાણે છે: **विद्धशालभंजिका, कर्पूरमंजरी, बालरामायण**, અને **प्रचण्डपाण्डव** અથવા **बालभारत**

**ક્ષેમીશ્વર** કવિ, જે ઘણું કરીને મહીપાલ રાજાના સમયમા કાન્યકુબ્જ આગળ ઇસ્વીસનના દસમા સૈકામા થઈ ગયો, તેણે **चण्डकौशिक** અથવા "કોપાયમાન કૌશિક" એ નામનુ એક નાટક લખ્યુ છે.

અગિયારમા સૈકામા દામોદર મિશ્ર એણે **हनुमन्नाटक**, જેને **महानाटक** અથવા "મ્હોટું નાટક" એ નામ પણ આપવામા આવે છે, તે લખ્યું દંતકથા એવી છે કે માલવનો રાજા ભોજ, જે અગિયારમા સૈકામા આગલા ભાગમાં ધારા (હાલનું ધાર) અને ઉજ્જયિની (ઉજ્જૈન) આગળ રહેતો હતો, તેના દરબારમાં એને આશ્રય આપવામાં આવતો હતો **हनुमन्नाटक**માં હનુમાનના સમ્બન્ધની ઘણી વાતો આપવામાં આવી છે એ નાટકમા કંઇ ઝાઝી ખુબી નથી એ ચૌદ અંકનુ નાટક છે. એમા સંકલનાની ઘણી ખામી જોવામા આવે છે,

અને જુદા જુદા કકડાઓ એકઠા કરીને તેને જોડી દીધા હોય તેવી રીતની એ રચના છે

**કૃષ્ણ મિશ્રનું પ્રબોધચન્દ્રોદય** અથવા "જ્ઞાનના ચન્દ્રનો ઉદય" એ નામનું નાટક છ અંકનું છે અને તે આશરે અગિયારમા સૈકાના છેવટના ભાગનું રચાયલું છે. એ નાટક હિન્દુસ્તાનના સાહિત્યની એક અત્યન્ત ધ્યાન ખેંચે એવી રચના હોવાથી એના તરફ ખાસ લક્ષ આપવું જરૂરનું છે. એમા ધર્મ તથા ફિલસુફીના વિષયો આલંકારિક રીતે ચર્ચવામા આવ્યા છે અને અમૂર્ત વિચારોને માણસ તરીકે વર્તતા કલ્પવામાં આવ્યા છે, તોપણ એમા નાટકને શોભે એવું જીવન અને જુસ્સો ઘણા જોવામા આવે છે. સ્પૅનિશ કવિ કૅલડેરોનના આલંકારિક નાટકોમાં કૅથોલિક સંપ્રદાયને ચઢાવવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે તેવીજ રીતે અહીં બ્રાહ્મણ ધર્મના વૈષ્ણવ સંપ્રદાયને ચઢાવવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે ઉપનિષત્, સંકલ્પ, મતિ, વિષ્ણુભક્તિ એવા અમૂર્ત તત્ત્વોને જીવતા અને જાગતાં પ્રાણીઓમા ફેરવી નાખીને એક સુન્દર નાટક રચવાના મુશ્કેલ કામમાં હિન્દુસ્તાનના આ કવિએ સારી ફત્તેહ મેળવી છે. મહામોહ નામના નઠારા રાજા કાશીમા રાજ્ય કરતા હોય છે. તેની આસપાસ કામ, ક્રોધ વગેરે સેવકો વીટળાયા હોય છે, અને તે સર્વે મળીને વિષ્ણુભક્તિને તેમજ વિવેક નામના ઉદાર રાજાને, અને સઘળા સદ્‌ગુણોને કાઢી મૂકે છે. પણ "વિવેક અને ઉપનિષદ્ દેવી એ બે ફરીથી એકબીજાની સાથે જોડાશે, એ યોગને પરિણામે પ્રબોધોદયનો જન્મ થશે અને એ પ્રબોધોદય 'મહામોહનું રાજ્ય નાબુદ કરશે" એવુ ભવિષ્ય ભાખવામા આવ્યુ હોય છે, તે પરિણામની સિદ્ધિને માટેના પ્રયત્નો અને છેવટે સાચા પક્ષનો વિજય એ આ નાટકનું વસ્તુ છે.

બારમા શતકથી* તે આજ દિન સુધીમા અનેક સંસ્કૃત નાટકો રચાયા છે, અને તેનું વસ્તુ ઘણુંખરૂ **મહાભારત** અને **રામાયણ**માંથી

* એ વાત જાણવા જેવી છે કે બારમા સૈકામા રચાયલા બે સંસ્કૃત નાટકો, જેની હસ્તલિખિત પ્રત હજી સુધી જોવામા આવતી નથી, તેનો થોડોક ભાગ અજમેર આગળથી નીકળેલા કેટલાક મુદ્રાલેખોમા સચવાઈ રહેલો જોવામા આવે છે ( જુઓ હિલહૉર્ન, ઇપિગ્રાફિયા ઇંડિકાનું પરિશિષ્ટ, પુસ્તક ૫ મું, પૃષ્ઠ ૨૦ મું, અંક ૧૬૪ મો કલકત્તા, ૧૮૯૯ )

લેવામાં આવ્યુ છે. આ સિવાય એક અથવા વધારે અંકના ફારસો પણ છે તે મ્હોટે ભાગે હલકી જાતના છે અને તેમાં દંભ વગેરે જુદા જુદા દુર્ગુણોને ઉઘાડા પાડવામાં આવ્યા છે. કળાની દૃષ્ટિથી જોતાં આ પાછલા ગ્રન્થો હિન્દુસ્તાનના અસલના નાટકકારોની રચના કરતાં ઘણા ઉતરતા છે.





# પ્રકરણ ૧૪

## વાર્તાઓ અને કહાણીઓ.

આશરે ઇ સ ૪૦૦–૧૧૦૦

સંસ્કૃત સાહિત્યમા ઉપદેશાત્મક અને માર્મિક વચનોનો જે ધ્વનિ વ્યાપી રહેલો જોવામા આવે છે તે એ સાહિત્યના કોઈ પણ અભ્યાસીનુ લક્ષ ખેંચ્યા વગર રહે એવો સભવ નથી તોપણ બીજા કોઈ પણ પ્રકારના સાહિત્ય કરતા વાર્તાઓ અને કહાણીઓમા એ ધ્વનિ વધારે સ્પષ્ટ રીતે આપણે સાભળી શકીએ છિયે. એ વાર્તાઓ અને કહાણીઓમા બોધના વચનો અને કહેવતના રૂપનાં ફિલસુફીઓ સ્થળે સ્થળે આપણા જોવામા આવે છે વાર્તા અને તેમાથી નીકળતો સાર એ બેઉના કથનને માટે આ પદ્ધતિ ઘણી અનુકૂળ થઈ પડી હોય તો તેમા કંઈ પણ નવાઈ જેવુ નથી

સસ્કૃત સાહિત્યની વાર્તાઓ અને કહાણીઓના જુદા જુદા સંગ્રહોનુ ખાસ લક્ષણ એ છે કે તેમા એકજ વૃત્તાન્તના ખોખાની અદર જુદી જુદી અનેક વાર્તાઓનો સમાવેશ કરવામા આવ્યો હોય છે એવા ગ્રન્થોમા, મુખ્ય કથાના જે પાત્રો હોય છે તે એકબીજાને જ્ઞાન આપવાને માટે અથવા તો પોતાના ખાસ વિચારોની સત્યતા સાબીત કરવાને માટે વારાફરતી જુદી જુદી વાર્તાઓ કહી સંભળાવે છે. એક પેટાવાતની અદર બીજી વાત દાખલ કરી શકાય અને તેની અદર પાછી ત્રીજી વાત દાખલ કરી શકાય એ પ્રમાણે ચાલ્યા કરે એમ હોવાથી આખા ગ્રન્થની રચના ચીનાઈ પેટીઓના સટને મળતી આવતી હોય તેવી જણાય છે વાત કહેવાની હિન્દુસ્તાનની આ પદ્ધતિનો ઈરાન અને અરબસ્તાન એ પૂર્વની પાડોશી પ્રજાઓએ સ્વીકાર કર્યો હતો, અને સ્વતત્ર પુસ્તકો રચતી વખતે તેઓએ આજ પદ્ધતિ વાપરી હતી બાલમત્ત "**અરેબિયન નાઈટસ** એ આ પદ્ધતિમા રચાયલા ગ્રન્થનો મ્હોટામા મ્હોટો નમૂનો છે

સાહિત્યની દૃષ્ટિએ **પંચતંત્ર** એ હિન્દુસ્તાનના સાહિત્યની આ

શાખાને સૌથી વધારે અગત્યનો અને સૌથી વધારે રસ આપે એવો ગ્રન્થ છે એ ગ્રન્થના પાંચ વિભાગ હોવાથી એને **પઞ્ચતન્ત્ર** એવું નામ આપવામાં આવ્યું છે એ ગ્રન્થના મ્હોટે ભાગે વાર્તાઓજ છે તે ગદ્યમાં રચાયલી છે અને તેની સાથે વચમાં વચમાં ટૂંકા ટૂંકા બોધવચનોના શ્લોકો આપવામાં આવ્યા છે આ સંગ્રહને ચોક્કસ સ્વરૂપ જ્યારે આપવામાં આવ્યું તે કહેવું અશક્ય છે પણ એટલું આપણે જાણીએ છિયે કે ઇ સ ના છઠ્ઠા સૈકાના પ્રથમાર્ધમાં એ ગ્રન્થ અસ્તિત્વ ધરાવતો હતો. કારણ કે **ખુસ્રુ** અનુશીર્વાન (૫૩૧–૭૯) એ બાદશાહના હુકમથી **પ્હેલવી**, જે તે વખતે ઇરાનના પંડિતોની ખાસ ભાષા હતી, તેમાં એનું ભાષાન્તર કરવામાં આવ્યું હતું ખરેખર, પાંચમા સૈકામાં એ ગ્રન્થ જાણીતો થયો હતો એમ આપણે માની લઈએ તો તેમાં કંઈ પણ ખોટું નથી, કારણ કે એક પરદેશી રાજા એનું ભાષાન્તર કરાવવાની ઇચ્છા રાખે એટલી પ્રખ્યાતિ એ ગ્રન્થને મળી હોય ત્યાર પહેલાં ઘણો વખત વ્યતીત થઈ ગયલો હોવો જોઈએ એ અનુમાન તદ્દન સ્વાભાવિક છે

**પઞ્ચતન્ત્ર**નો ગ્રન્થ **બૌદ્ધ** ધર્મના પુસ્તકો ઉપરથીજ લખાયલો હોવો જોઇએ એવો મત લાંબા વખત સુધી પ્રચલિત હતો, પણ એ મતને માટે જોઇએ તેવો આધાર નથી એવું માલમ પડ્યું છે એ ગ્રન્થમાંની કેટલીએક વાર્તાઓ **બૌદ્ધ** ધર્મના પુસ્તકોમાં પણ જોવામાં આવે છે તેને લીધે તેમજ એ ગ્રન્થની અંદરથી પણ કેટલાંક એવાંજ પ્રમાણ મળી આવતાં હોય એવું લાગતું હતું તેને લીધે એ ગ્રન્થ **બૌદ્ધ**ધર્મના પુસ્તકો ઉપરથીજ લખાયલો એવો મત ઊભો થયો હતો, પણ એ મત ખરો નથી એવું હવે સિદ્ધ થયું છે છેક પ્રાચીનમાં પ્રાચીન સમયથી **બૌદ્ધ** લોકોમાં વાર્તાઓ અને કહાણીઓનું સાહિત્ય ચાલતું આવ્યું હતું એ વાર્તાઓ **બુદ્ધ**ની રચેલી છે એવું માનવામાં આવતું, અને કોઈ પણ વાર્તાનું જે સારામાં સારૂં પાત્ર હોય તેના વિષેના વૃત્તાન્તને **બુદ્ધ**ના આગલા જન્મના વૃત્તાન્ત તરીકે ગણવામાં આવ્યાથી એ વાર્તાઓની પવિત્રતામાં વધારો થતો આ ઉપરથી એવી વાર્તાઓને **जातक**, અથવા "બુદ્ધના આગલા જન્મની વાર્તાઓ" એવું નામ આપવામાં આવતું એ નામની વાર્તાઓનો એક સંગ્રહ ઇસ્વીસનના પહેલાંનો કદાચ હશે એમ લાગે છે ગમે તેમ હોય પણ ઇસ્વીસનના પાંચમા સૈકામાં, હાલ **સુત્તપિટક**માં એ વાર્તાઓ જે સ્વરૂપમાં દીઠામાં આવે છે તે સ્વરૂપ તેઓએ

પ્રાપ્ત કીધું એ નક્કી છે વળી, ચીનાઈ ભાષાના બે જ્ઞાનચક્રો (encyclopædias) છે, તેમાનું જે વિશેષ પ્રાચીન છે તે ઇ સ ૬૬૮ મા સંપૂર્ણ તૈયાર થઈ ગયું હતું. તેમા હિન્દુસ્તાનની અનેક વાર્તાઓ ચીનાઈ ભાષામા તરજુમા કરવામા આવેલા છે, અને એ વાર્તાઓના મૂળ તરીકે બૌદ્ધધર્મના આખા ૨૦૨ ગ્રન્થોને ગણાવવામા આવ્યા છે પણ હાલના સ્વરૂપમા **पञ्चतन्त्र**નો જે ગ્રન્થ જોવામા આવે છે તે તો બ્રાહ્મણોનોજ રચેલો છે હવે એ સંગ્રહના પાચજ વિભાગ પાડવામા આવ્યા છે, પણ એ સંગ્રહના જૂનામા જૂના ભાષાન્તર ઉપરથી એવુ માલમ પડે છે કે એક વખતે એ ગ્રન્થના બાર પ્રકરણ હશે એ સંગ્રહનુ મૂળ નામ શુ હશે તે આપણાથી કહી શકાતુ નથી, પણ પહેલા તન્ત્રમા, **करटक** અને **दमनक** એ બે શિયાળવાની વાત વધારે આવે છે એટલે તેના ઉપરથી એ ગ્રન્થનુ નામ પડયુ હશે એ ઘણું સંભવિત જણાય છે, કારણ કે સીરિયાના પ્રાચીન ભાષાન્તરના ગ્રન્થનુ નામ "કલિલગ અને દમનગ" એવુ આપવામા આવ્યુ હતુ, અને અરબ્બી ભાષાન્તરના ગ્રન્થનુ નામ "કલીલાહ્ અને દિમનાહ્" આપવામા આવ્યુ હતુ

પ્રથમ **पञ्चतन्त्र** રચાયલું તે રાજાઓના છોકરાઓને નીતિના નિયમોનુ જ્ઞાન આપવાને માટે, એક જાતના "રાજકુમારોના આદર્શ" તરીકે રચાયું હશે એ ઘણું સંભવિત જણાય છે, કારણ કે એ પુસ્તકની શરૂઆત એવી રીતે થાય છે કે દક્ષિણના **महिलारोप्य** નામના એક નગરમા **अमरशक्ति** એ નામનો રાજા રહેતો હતો, તેની એવી ઇચ્છા થઈ કે મ્હારા ત્રણ મૂર્ખા અને નિરુદ્યમી છોકરાઓને માટે તેઓને કળવી શકે એવો કોઈ સમર્થ વિદ્વાન્ મ્હારે શોધી કાઢવો આખરે એને એક બ્રાહ્મણ મળી આવ્યો તેણે નીતિશાસ્ત્રના જ્ઞાનમા રાજકુમારો સર્વથી ચઢિયાતા થાય એવુ શિક્ષણ ૬ માહિનામા તેઓને આપવાનુ માથે લીધુ આ ઉદ્દેશમા **पञ्चतन्त्र** નામનો ગ્રન્થ રચીને અને પેલા રાજકુમારો આગળ તે કહી સંભળાવીને એણે સફળતા મેળવી

પહેલા તન્ત્રનુ નામ "**मित्रभेद**" છે, તેમા વૃષભ અને સિંહની વાર્તા છે વનમા બે શિયાળવાઓ આ બેનો એકબીજા સાથે પરિચય કરાવે છે અને પરિણામે તેઓની વચ્ચે ગાઢી મિત્રતા બંધાય છે. પછી

પેલા બે શિયાળવાંમાનું એક વિચાર કરે છે કે "હવે આ બેમાંથી એકકો આપણી દરકાર રાખતુ નથી, માટે આપણે કંઈ ખટપટ કરીને બેઉને લડાવી મારવા જોઈએ" પછી એની પાસે વારા ફરતી જઈને એ કહે છે કે "ત્હારો મિત્ર તો ત્હારી વિરુદ્ધના કાવતરા રચે છે" આનુ પરિણામ એ થાય છે કે વૃષભ અને સિંહની લડાઈ થાય છે તેમા વૃષભ માર્યો જાય છે, અને પેલા શિયાળવાને પોતાની ખટપટોના ફળ તરીકે મુખ્ય પ્રધાનની પદવી મળે છે બીજા તંત્રનુ નામ "मित्रसंप्राप्ति" છે. તેમા એક કાચબો, એક હરણ, એક કાગડો, અને એક ઉંદર એ ચારે ના પરાક્રમોની વાત આવે છે વિચારપૂર્વક સાધવામા આવેલી યોગ્ય મૈત્રીથી કેટલા લાભ થાય છે એ દર્શાવવુ એ બીજા તંત્રનો ઉદ્દેશ જણાય છે ત્રીજા તંત્રનુ નામ "काकोलूकीयम्" (કાગડાઓ અને ઘુવડોની લડાઈ) એવુ છે આ તંત્રમાં જે શત્રુઓ હોય તેઓની વચ્ચે કરવામા આવેલી મિત્રતા કેટલી જોખમભરેલી છે તે આ તંત્રમા દર્શાવવામા આવ્યુ છે ચોથા તંત્રનુ નામ "लब्धप्रणाशम्" (જે મળ્યુ હોય તેનો વિનાશ) એવુ છે તેની અંદરની મુખ્ય વાર્તા "એક વાંદરો અને એક મગર" વિષેની છે મૂર્ખાઓના તાબામાની વસ્તુઓ ખુશામત કરીને તેઓના પાસેથી કેવી રીતે પડાવી લેવાય છે તે આ તંત્રમા દર્શાવવામા આવ્યુ છે પાંચમુ તંત્ર "अपरीक्षितकारकम्" (વગરવિચાર્યું કામ કરવાની ટેવ વિષે) છે વસ્તુસ્થિતિનો પૂરેપૂરો વિચાર કર્યા વગર કામ કરવાની ટેવને લીધે એક હજામને જે જુદા જુદા અનુભવો મળ્યા તેને લગતી વાર્તાઓ આ તંત્રમા આપવામા આવી છે

પશુઓને માણસના જેવી સઘળી પ્રવૃત્તિઓ કરતા વર્ણવવામા આવ્યાથી આખા ગ્રન્થમા હાસ્યરસનુ એક વિચિત્ર પ્રકારનુ તત્ત્વ વ્યાપી રહ્યુ છે ઉદાહરણ તરીકે, પશુઓને વેદનો અભ્યાસ કરતા અને ધર્મપરાયણ જીવન વ્યતીત કરતા વર્ણવવામા આવ્યા છે તેઓ દેવતાઓ વિષે સાધુઓ વિષે, વીરનરો વિષે મ્હોટી મ્હોટી ચર્ચાઓ ચલાવે છે, અથવા તો નીતિશાસ્ત્રના સૂક્ષ્મ નિયમો વિષેની વાતચીતોમા મચ્યા રહે છે, પણ એવામા અચાનક તેઓની વિકરાળ પાશવ પ્રકૃતિનો પ્રાદુર્ભાવ થઈ જાય છે દાખલા તરીકે, એક ખીસકોલી અને એક વાદરો એ બેની વચ્ચે તકરાર થઈ તે વખતે ન્યાય ચૂકવવાનુ કામ એક ધર્મનિષ્ઠ બિલાડીને સોંપવામા આવ્યુ. તેણે જીવનની વ્યર્થતા અને સદ્ગુણની મહત્તા વિષે

એક લાંબું ભાષણ આપ્યું તેથી બેઉ પક્ષનો તેના ઉપર એટલો વિશ્વાસ બેસી ગયો કે તેનાં ડહાપણભર્યાં વચનોનું વધારે સારી રીતે શ્રવણ થાય તેટલા માટે બેઉ જણા તેની પાસે આવ્યા, એટલે તરતજ તેણે એકને પોતાના પંજા વડે પકડી લીધું, બીજાને પોતાના દાંતમાં લઈ લીધું, અને બેઉનું એવી રીતે ભક્ષણ કરી નાખ્યું ગાયનકળાનું અભિમાન રાખનારા ગધેડાની વાત તો ઘણીજ હાસ્ય ઉપજાવે એવી છે. એક ચાંદની રાતે એ ગધેડો ચીભડાના ખેતરમાં પ્રવેશ કરે છે, અને ત્યાં આગળ એને ગાવાનો શોખ થઈ આવે છે તે વખતે એના મિત્ર શિયાળવા તરફથી ગાયનની વિરુદ્ધ કેટલાક વાંધા ઉઠાવવામાં આવે છે તેના એ રદિયા આપે છે અને સંગીતશાસ્ત્રની ખુબીઓ વિષે એ એક મ્હોટું ભાષણ ચલાવે છે પછી એ ગધેડો ભૂંકવા માંડે છે એટલે ચોકી રાખનારા માણસો એના ભૂંકવાનો અવાજ સાંભળીને જાગી ઉઠે છે અને એને સારી રીતે ધીબી નાખે છે

બ્રાહ્મણોનો દંભ અને લોભવૃત્તિ, દરબારી માણસોનો ખટપટિયો સ્વભાવ, સ્ત્રીઓનું વ્યભિચારીપણું, અને એ ઉપરાંત માનવીના જાત જાતના દુર્ગુણો વિષે પુષ્કળ હાસ્યરસ સાથે સખત આક્ષેપો કરવામાં આવ્યા છે. બ્રાહ્મણોએ જે હદ બહારની સત્તા પચાવી પાડી હતી તેની વિરુદ્ધની લોકલાગણી આ ગ્રન્થમાં જુસ્સાદાર રીતે પ્રકટ કરવામાં આવી છે, અને હિન્દુસ્તાનના સાહિત્યની બીજી શાખાઓમાં જે અતિશયોક્તિ જોવામાં આવે છે તેને બદલે જીવન વિષે વધારે સંગીન અને સુખકર વિચારો આ ગ્રન્થદ્વારા પ્રકટ થયેલા આપણે જોઈએ છિયે.

પહેલાં તેમની એક ટૂંકી વાર્તાનું ભાષાન્તર નીચે આપવામાં આવ્યું છે તે પંચતંત્રની શૈલીના નમૂના તરીકે ચાલશે:—

"કોઈ પર્વતના પ્રદેશમાં વાનરનું યૂથ વસતું હતું. એક વખતે હેમન્ત ઋતુમાં અત્યંત સખત પવન લાગવાને લીધે એ વાનરોના શરીર ધ્રૂજતા હતા અને વરસાદના સખત ઝાપટા તેઓને લાગતા હતા તેથી તેઓને કંઈ પણ શાન્તિ મળતી ન્હોતી. આ કારણથી કેટલાક વાંદરા-ઓએ અગ્નિના તણખા જેવાં ગુંજાફળને એકઠાં કીધાં, અને અગ્નિ મેળવ-વાની ઇચ્છાથી એ ગુંજાફળની આસપાસ વીંટળાઈને તેઓએ ફૂંક મારવા

માડી હવે સૂચીમુખ નામનો પક્ષી તેઓનો આ વૃથા પ્રયાસ જોઈને બોલી ઉઠયો "રે ! વાનરાઓ ! તમે સર્વે મૂરખ છો ! આ કંઈ અગ્નિના તણખા નથી. આ તો ગુંજાફળ છે માટે તમે આ વગરકારણનો શ્રમ શું કરવા કરો છો ? એથી કંઈ તમને ટાઢ કોઈ દિવસ જવાની નથી આના કરતાં જ્યાં પવન ન આવતો હોય એવો કોઈ વનપ્રદેશ અથવા ગુહા કે ગિરિની બખોલ વિષે તમે શોધ કરશો તો તે ઠીક પડશે હજી પણ આકાશમાં ભારે વાદળાઓ દેખાય છે' આ વચનો સાંભળીને પેલા વાનરયૂથમાં એક ઘરડો વાનરો હતો તે બોલી ઉઠયો "અલ્યા મૂર્ખા ! ત્હારે અમારી વાતની શી પંચાત ? તું ત્હારે રસ્તે જા ! કહ્યું છે કે —

मुहुर्विघ्नितकर्माणं द्यूतकारं पराजितम् ।
नालापयेद्विवेकज्ञो यदीच्छेत् सिद्धिमात्मन ॥

( પોતાના કાર્યની સિદ્ધિ થાય એવું જે ઇચ્છતો હોય તે વિવેકી માણસે વારંવાર પોતાના કામમાં જેને વિઘ્ન નડતા હોય અથવા દ્યૂતમાં જે જુગારી હાર્યો હોય તેની સાથે વાતચીત કરવા જવું નહીં)

વળી,—

आखेटक वृथाक्लेशं मूर्खं व्यसनसंस्थितम् ।
आलापयति यो मूढ स गच्छति पराभवम् ॥

( જેનો શ્રમ વ્યર્થ ગયો હોય એવા શિકારી સાથે અથવા દુઃખના કૂવામાં પડેલા મૂર્ખ માણસ સાથે જે બોલવા જાય છે તેની હાર થાય છે )

પણ પેલા પક્ષીએ આ વચનોને ન લેખવતાં વાનરઓને ફરી ફરીને કહ્યા કીધું કે " રે ! તમે નકામી મહેનત શું કરવા કરો છો ?" એવી રીતે એ પક્ષી બોલ બોલ કરતો અટક્યો નહીં એટલે એક વાનરો વ્યર્થ શ્રમ કરી કરીને ચીઢવાઈ ગયો હતો તેણે એની પાંખો વડે એને પકડી લીધો અને એક શિલા સાથે એને પછાડયો. અને એવી રીતે એ પક્ષી મરણ પામ્યો તેથી હું કહું છું કે —

नानाम्यं नमते दारु नाश्मनि स्यात् क्षुरक्रिया ।
सूचीमुख विजानीहि नाशिष्यायोपदिश्यते ॥

( વાળી ન શકે એવું લાકડું નમતું નથી, પથ્થર ઉપર હજામત થતી નથી હે સૂચીમુખ ! તું યાદ રાખજે કે શિખામણ લેવાની જેને ઇચ્છા ન હોય તેના ઉપર શિખામણની અસર કંઈપણ થતી નથી )"

વાર્તાઓનો આવો એક બીજો સંગ્રહ **हितोपदेश** ( અથવા "હિતની શિખામણ" ) એ નામથી સુવિખ્યાત છે એની અંદરની ખુબીને લીધે એ ગ્રન્થ હિન્દુસ્તાનમાં સંસ્કૃત સાહિત્યના સાથી વધારે જાણીતા અને સૌથી વધારે લોકપ્રિય ગ્રન્થોમાંનો એક ગણાય છે, અને વિદ્યાર્થીઓને શિખવવાને માટે એ ગ્રન્થ ઘણો અનકૂળ પડે એવો હોવાથી ઈંગ્લાંડમાં સંસ્કૃતનો નવો અભ્યાસ કરવા માંડનાર વિદ્યાર્થીઓને પ્રથમ એ ગ્રન્થજ શિખવવામાં આવે છે એ ગ્રન્થ મોટે ભાગે **पञ्चतन्त्र** ઉપરથીજ લખાયલો છે **पञ्चतन्त्र**ની ૪૩ વાર્તાઓમાંથી ૨૫ વાર્તાઓ એ ગ્રન્થમાં આપવામાં આવી છે મુખ્યત્વે કરીને **पञ्चतन्त्र**ના પહેલા ત્રણ વિભાગોમાંની વાર્તાઓજ આ પુસ્તકમાં આપવામાં આવી છે માત્ર કે ચોથા વિભાગની એકજ વાર્તા—કાચબું ચામડું એટલે નાગ ગંગાની વાર્તા—અને પાંચમા વિભાગની ત્રણજ વાર્તાઓ એ પુસ્તકમાં જોવામાં આવે છે એ પુસ્તકની શરૂઆતનો ભાગ **पञ्चतन्त्र**ના જેવોજ છે, પણ અજ્ઞાન અને દુર્ગુણી રાજકુમારોના પિતાને અહીં **सुदर्शन** એવું નામ આપવામાં આવ્યું છે, અને એનો નિવાસ **पाटलिपुत्र**( પટના ) માં હતો એવું જણાવવામાં આવ્યું છે. **हितोपदेश**ના ચાર વિભાગ પાડવામાં આવ્યા છે એમાંના પહેલા બે વિભાગની રચનાનું ખોખું અને તેના નામ એ બેઉ **पञ्चतन्त्र**ના પહેલા બે તંત્રની સાથે મળતા આવે છે, પણ તેનો ક્રમ **पञ्चतन्त्र**ના કરતા ઉલટો છે ત્રીજા અને ચોથા વિભાગને માટે ક્રમશ "**विग्रह**" અને "**सन्धि**" એવા નામ રાખવામાં આવ્યા છે હંસ અને મોર એ બેની લડાઈ અને તેનું સમાધાન એ આ બે વિભાગની મુખ્ય વાર્તા છે

સૂત્ર અને માર્મિક વચનો **पञ्चतन्त्र**ના કરતા આ પુસ્તકમાં ઘણા વધારે જોવામાં આવે છે, અને અંદર દાખલ કરવામાં આવેલા શ્લોકોની

મધ્યમાં ઘણી વાર એટલી મ્હોટી હોય છે કે ગદ્યમાં જે વૃત્તાન્ત ચાલતો હોય છે તેની ગતિમાં એ શ્લોકો વિઘ્નરૂપ થઈ પડે છે તોપણ એ શ્લોકોમાં ઘણી ડહાપણભરેલી કહેવતો અને ઘણા સુન્દર વિચારો સમાયલા હોય છે ચોથા વિભાગના છેવટના ભાગમાં માનવજીવનની ક્ષણિકતાના જે શ્લોક છે તેની ઢાળીના કંઈક વિલક્ષણ સૌન્દર્ય રહેલું છે નીચલા બે શ્લોકો નમૂના તરીકે બસ થશે

यथा काष्ठं च काष्ठं च समेयातां महोदधौ ।
समेत्य च व्यपेयातां तद्वद्भूतसमागमः ॥

* * *

व्रजन्ति न निवर्तन्ते स्रोतांसि सरितां यथा ।
आयुरादाय मर्त्यानां तथा रात्र्यहनी सदा ॥

( મ્હોટા ઉદધિમાં જેવી રીતે બે કાષ્ઠના કકડાઓ એકબીજાની પાસે પાસે આવે છે, અને પાસે આવીને વળી પાછા જુદા પડે છે, તેવી રીતે પ્રાણી માત્રનો સમાગમ ક્ષણવારનો છે.. ...જેવી રીતે નદીઓના પ્રવાહ આગળના આગળ ચાલ્યા જાય છે અને પાછા ફરતા નથી તેવી રીતે માણસોનું આયુષ્ લઈને રાત્રી અને દિવસ બેઉ પાછા ફરતા નથી )

**હિતોપદેશ**નો રચનાર કોણ હતો તે નક્કી કરી શકાતું નથી; અને એ ગ્રન્થ રચાયાની તારીખ વિષે પણ વધારેમાં વધારે એટલુંજ કહી શકાય છે કે એ ગ્રન્થ ૫૦૦ વર્ષ કરતાં વધારે જૂનો છે, કારણ કે એનો સૌથી પ્રાચીન હસ્તલિખિત ગ્રન્થ જે મળી આવ્યો છે તે ઇ.સ ૧૩૭૩ માં લખાયો હતો

**પઞ્ચતંત્ર** અને **હિતોપદેશ** એ બેઉ ગ્રન્થો પ્રથમ રાજાઓને ગૃહનીતિ તથા રાજ્યનીતિનું શિક્ષણ આપવાના ઉદ્દેશથી રચાયા હતા તેથી હિન્દુ લોકો જેને **નીતિશાસ્ત્ર**નું સાહિત્ય કહે છે તે વર્ગમાં આ બેઉ ગ્રન્થોને મૂકી શકાય. નીતિશાસ્ત્ર વિષેનો કેવળ છન્દોબદ્ધ રચના-

વાળો એક ગ્રન્થ **नीतिसार** નામનો છે ને **कामन्दक**નો રચેલો છે અને **हितोपदेश**ના રચનારે જે જુદા જુદા ગ્રન્થોમાંથી કહેવતો લીધી છે તેમાંનો એક ગ્રન્થ આ છે

પૂર્વની કલ્પનાના રંગથી સાની રીતે રંગાયેલા એવા સુન્દર અને ચતુરાઇવાળી વાર્તાઓનો એક સંગ્રહ છે તેનું નામ **वेतालपञ्चविंशति** છે તેમાં **वेताल** ( શબમાં વસનાર દૈત્ય ) સમ્બન્ધી પચીશ વાર્તાઓ આપવામાં આવી છે આ સંગ્રહની મૂળ રચના નીચે પ્રમાણેની છે—

ઉજ્જયિનીના રાજા વિક્રમને એક યોગી તરફથી એવું કહેવામાં આવે છે કે "એક શબ્દ પણ બોલ્યા વગર આ ઝાડ ઉપરનું શબ તું નીચે ઉતાર અને ઉંચા પ્રકારની જાદુઈ શક્તિ મેળવવા માટેના વિધિઓ જ્યાં આગળ કરવામાં આવનાર છે ત્યાં આગળ તું એ શબ લઈને જા" રાજા એ શબને પોતાની ખાંધ ઉપર લઈને ચાલવા માંડે છે એટલામાં એ શબની અંદર દાખલ થયેલો વેતાલ બોલવા માંડે છે અને એક વાર્તા કહે છે એક સવાલના પ્રત્યુત્તરમાં રાજાથી ભૂલમાં બોલી દેવાય છે એટલે પેલું શબ એકદમ અદૃશ્ય થઈ જાય છે અને પાછું પેલા ઝાડ ઉપર લટકતું દેખાય છે રાજા પાછો જઈને એ શબને લઈ આવે છે અને ફરી પાછું એવું ને એવું થાય છે એવી રીતે વેતાલ બધી મળીને પચીસ વાર્તાઓ કહે છે ત્યાં સુધી એ પ્રમાણે ચાલ્યા કરે છે એ દરેક વાર્તા એવી રીતે રચવામાં આવી છે કે તેને છેડે અમુક ગુંચવણભરેલો પ્રશ્ન ઉપસ્થિત થાય છે, અને તે પ્રશ્નનો ઉત્તર રાજા પાસેથી માગવામાં આવે છે આ ગ્રન્થમાં જે વાર્તાઓ આપવામાં આવી છે તે "Vikrama and the Vampire" એ નામથી ઘણા અંગ્રેજી વાચકોને જાણીતી છે

વાર્તાઓનો એક બીજો સંગ્રહ **सिंहासनद्वात्रिंशिका** (**સિંહાસનબત્રીસી**) એ નામનો છે એ જ સંગ્રહને માટે **विक्रमचरित** એ નામ પણ વપરાય છે એ ગ્રન્થમાં, વિક્રમ રાજાનું સિંહાસન તેજ વાર્તા કહેનાર છે આ અને એના આગમનો, એ બેઉ સંગ્રહની ઉત્પત્તિ **બૌદ્ધ** ધર્મમાંથી થઈ છે

એજ પ્રકારનો ત્રીજો ગ્રન્થ **शुकसप्तति** ( સુડાસિત્તેરી ) એ

નામનો છે એ ગ્રન્થની વાત એવી છે કે એક સ્ત્રીનો પતિ પરગામ ગયો હતો તે દરમ્યાન તેની સ્ત્રીને પરપુરુષનો સગ કરવાની ઇચ્છા થઈ આવી એના પતિનો પાળેલો પોપટ ઘણો હોશિયાર હતો તેની એ સલાહ લે છે એ પોપટ પોતે જાણે પેલી સ્ત્રીના વિચારનો વિરુદ્ધ ન હોય તેવો રીતનુ બતાવે છે, પણ એવા કર્મ કરવામા કેટલુ જોખમ રહેલુ છે તે તરફ પેલી સ્ત્રીનુ એ લક્ષ ખેંચે છે, અને ગુચવણને પ્રસંગે ફલાણીએ પોતાના જાતના જેવી રીતે બચાવ કીધો હતો તેવી રીતનો બચાવ કરતા આવડે એમ ન હોય તો કોઈ પુરુષને મળવા જવુ નહીં એવી રીતનુ તેની પાસેથી વચન લે છે તે ફલાણીએ કેવા પ્રકારની મુશ્કેલીમાં કવી રીતે પોતાની જાતનો બચાવ કીધો હશે તે વિષે જિજ્ઞાસા થવાથી તે સ્ત્રી એ વિષેની વાર્તા કહી સભળાવવાને માટે પોપટને વિનતિ કરે છે અને પોપટ પછી વાતા કહે છે પણ જ્યા આગળ ગુચવણનો પ્રસગ આવે ત્યા સુધીનીજ વાર્તા એ કહે છે, અને પછી તે સ્ત્રીને એ પૂછે છે કે "આવી ગુચવણને પ્રસગે પેલી સ્ત્રીએ શુ કરવુ જોઈએ?" આનો ઉત્તર તે સ્ત્રીથી નથી આપી શકાતો એટલે પોપટ તેને કહે છે કે "આજની રાત તમે ઘરમા રહો તો હુ તમને એનો ખુલાસો કહુ" આવી રીતે સિત્તેર દિવસ નીકળી જાય છે, એટલામા તે સ્ત્રીનો પિયુ પરદેશથી પાછો પધારે છે.

વાતાના આ ત્રણે સગ્રહો ગદ્યમા લખાયલા છે અને તે પ્રમાણમા ન્હાના છે પણ એક બીજો સગ્રહ વિશેષ મહત્ત્વનો છે તે કવિતામા રચાયલો છે અને ઘણો લાબો છે, કારણ કે તેમા ૨૨,૦૦૦ શ્લોકો છે, એટલે એ ગ્રન્થ **મહાભારત**ના લગભગ ચોથા ભાગ જેટલો છે, અને ઇલિયડ અને ઑડિસિ એ બેઉ ગ્રન્થને એકઠા કરીએ તો તેના કરતા એ ગ્રન્થ લગભગ બમણો થાય એટલો એનો વિસ્તાર છે એ ગ્રન્થનુ નામ **કથાસરિત્સાગર** અથવા "કથાઓની નદીઓનો સાગર" એવુ છે. એ ગ્રન્થના ૧૨૪ પ્રકરણ છે, તેને **તરંગ** અથવા "મોજા" એવુ નામ આપવામા આવ્યુ છે આ ઉપરાત બીજી રીતે એ પુસ્તકના અઢાર વિભાગ પાડવામા આવ્યા છે તેને **લમ્બક** એવુ નામ આપવામા આવ્યુ છે

એ ગ્રન્થનો રચનાર **સોમદેવ** એ નામનો કાશ્મીરનો કવિ

હતો, તેણે પોતાનો ગ્રન્થ આશરે ઈ સ ૧૦૭૦મા લખ્યો હતો એ કવિ જાતે બ્રાહ્મણ હતો તોપણ એના ગ્રન્થ ઉપરથી માલમ પડે છે કે, એણે પોતાની વાર્તાઓ બૌદ્ધ ગ્રન્થોમાથી લીધી છે, એટલુજ નહીં પણ બુદ્ધના જન્મ સમ્બન્ધી વાર્તાઓનુ સ્પષ્ટ કથન પણ એણે પોતાના ગ્રન્થમા કર્યું છે **गुणाढ्य** એ નામના કવએ **बृहत्कथा** એ નામનો ગ્રન્થ રચ્યો હતો તેને આધારે સોમદેવે પોતાનો ગ્રન્થ રચ્યો હતો એવુ સોમદેવના ગ્રન્થમા સોમદેવે પોતે કહ્યુ છે એ **गुणाढ्य**ની કૃતિમાથી **दण्डी**એ પોતાના ગ્રન્થમા અવતરણ કરેલુ છે અને **बृहत्कथा** એ ગ્રન્થનુ નામ બાણે પણ પોતાની **कादम्बरी**મા આપ્યુ છે બુલરના અભિપ્રાય પ્રમાણે આ **बृहत्कथा**નો ગ્રન્થ ઇસવીસનના પહેલા અથવા બીજા સૈકામા લખાયો હોવો જોઈએ

એ ગ્રન્થને ઈ સ ૧૦૩૭મા, એટલે સોમદેવના કરતા થોડા વર્ષ પહેલા, **क्षेमेन्द्र व्यासदास** નામના સોમદેવના એક સમકાલીન કવિએ નવા સ્વરૂપમા પ્રકટ કર્યો હતો એણે પોતાના ગ્રન્થનુ નામ '**बृहत्कथामञ्जरी**' એવુ રાખ્યુ હતુ, અને એ ગ્રન્થ **कथासरित्सागर**ના લગભગ ત્રીજા ભાગ જેટલોજ છે **क्षमेन्द्र** અને **सोमदेव** એ બેઉએ એકબીજાથી સ્વતત્ર રીતે પોતપોતાના ગ્રન્થ તૈયાર કર્યા છે, અને બેઉ જણાવે છે કે પોતે જે ગ્રન્થમાથી ભાષાન્તર કર્યું છે તે ગ્રન્થ **पैशाची भाषा**મા લખાયલો છે સૌથી અજ્ઞાન અને નીચા હલકી વર્ણોમા જે પ્રાકૃત ભાષાઓ વાપરવામા આવતી તેને "**पैशाची भाषा**" એવુ નામ આપવામા આવ્યુ હતું એ ઉપરાત **कथासरित्सागर**મા (તરગ ૬૦–૬૪) **पञ्चतन्त्र**ના પહેલા ત્રણ તત્રની વાર્તાઓ પણ આપવામા આવી છે એ તત્રોનુ પહેલવીમા જે વખતે ભાષાન્તર થયુ (આશરે ઈ સ ૫૭૦) તે વખતે તેનુ જે સ્વરૂપ હતું તેજ સ્વરૂપ સોમદેવના વખતમા પણ કાયમ રહ્યુ હતુ એ વાત ખાસ લક્ષ ખેંચે એવી છે

સોમદેવના ગ્રન્થમા ઘણીજ ગમ્મત પડે એવી વાર્તાઓ અનેક છે દાહરણ તરીકે, એક રાજાની વાત એવી છે કે સસ્કૃત વ્યાકરણના સધિના નિયમોનુ એ રાજાને જ્ઞાન નહોતુ તેથી એની સ્ત્રીએ અમુક વચન કહ્યા તેનો એ ઉંધો અર્થ સમજ્યો, અને પછી એવો શરમાઈ

ગયો કે 'સંસ્કૃતનું સારૂં જ્ઞાન મેળવવું અને તે જો ન મળે તો તે મેળવવાના પ્રયત્ન કરતા કરતા મરણને શરણ થવું" એવો એણે નિશ્ચય કીધો એમાની ઘણી પ્રખ્યાત વાર્તાઓમાની એક શિબિ રાજાની છે, કે જેણે એક શકરાના સપાટામાથી એક કબૂતરને બચાવ્યું હતું એ જાતકની વાર્તા છે, અને બૌદ્ધધર્મની શિલ્પકળાના નમૂનાઓમા એ વાર્તાનું ચિત્ર ઘણી વાર જોવામા આવે છે ઉદાહરણ તરીકે, અમરાવતીનો સ્તૂપ જે ક્રિસ્તીસનની શરૂઆતનો છે, તેના ઉપર એ વાર્તાનું ચિત્ર છે એ વાર્તા સહેજ ફેરફાર સાથે ચીનાઓ તેમજ મુસલમાનોમા પણ સુવિખ્યાત છે

## ઉપદેશાત્મક કાવ્યો.

હિન્દુસ્તાનના લોકોની વિચારશીલ પ્રકૃતિને લીધે ધર્મ, ફિલસુફી, અને વિજ્ઞાનમા ઘણા અગત્યના પરિણામો આવ્યા, એટલુંજ નહીં પણ બીજી કોઈ પણ પ્રજાના સાહિત્યના કરતા સંસ્કૃત સાહિત્યની કવિતામા વધારે નખ્યામય પ્રૌઢ વિચારો પ્રાદુર્ભાવ પામ્યા સંસ્કૃત સાહિત્યના જુદા જુદા વિભાગોમા સ્થળે સ્થળે અનેક સુભાષિતો જોવામા આવે છે, તેમા ડહાપણભર્યા અને પ્રૌઢ, આકર્ષક અને અપૂર્વ, એવા વિચારો વારવાર ઘણી મનોહારી અને કવિત્વમય વાણી દ્વારા પ્રકટ કરાયલા આપણા જોવામા આવે છે. સ્મૃતિના ગ્રન્થોમા એવા વિચારો ઉભરાય છે, વીરચરિત કાવ્યો તથા નાટકોમા પરાક્રમી પુરુષો, સાધુ જનો, અને દેવતાઓને મુખેથી એવા વચનો નીકળતા આપણે વારવાર સાભળીએ છિયે, અને વાર્તાઓમા વાઘ, શિયાળવા, બિલાડી, અને બીજાં પ્રાણીઓને એવા વચનો વારવાર બોલતા આપણે જોઈએ છિયે સૌથી વધારે તો, **મહાભારત**, જેને દરેક ધર્મિષ્ઠ હિન્દુ પોતાના મનથી નીતિવિષયક પ્રશ્નોના સમ્બન્ધમા એક જ્ઞાનચક્ર ( encyclopædia ) જેવું ગણે છે તે ફિલસુફીભર્યા સુવચનોની એક મ્હોટી ખાણના જેવું છે તોપણ વ્યાવહારિક નીતિશાસ્ત્રનું જ્ઞાન આપવું એજ જેનો ઉદ્દેશ છે એવા, **પઞ્ચતન્ત્ર** અને **હિતોપદેશ** જેવા પુસ્તકોમા નીતિશાસ્ત્રના વચનો સૌથી વધારે જોવામા આવે તો તે ઘણું સ્વાભાવિક છે

સંસ્કૃત સાહિત્યમા આ સુભાષિતોની શૈલી એવી સર્વવ્યાપક છે

કે કવિત્વભર્યાં સુભાષિતો એકલાજ જેમા આપવામા આવ્યા હોય તેવા ગ્રન્થો એ સાહિત્યમાથી ઘણા થોડા નીકળી આવે છે એમાના બે સૌથી અગત્યના ગ્રન્થો છે તે મહાબુદ્ધિશાળી **भर्तृहरि**ના રચેલા છે, તેમાના એકનુ નામ **नीतिशतक** છે અને બીજાનું નામ **वैराग्यशतक** છે બીજા ગ્રન્થોમા, **शान्तिशतक** એ **शिल्हण** નામના એક કાસ્મીરી કવિનુ રચેલુ છે, **मोहमुद्गर** એ નામની કવિતામા સમારી વિષયોનો ત્યાગ કરવાનો ઉપદેશ આપવામા આવ્યો છે, અને એ કવિતા **शंकराचार्य**ની રચેલી છે એવુ કહેવામા આવે છે, પણ તે ખોટુ છે, અને **चाणक्यशतक** એ ગ્રન્થ, જેણે પોતાના બુદ્ધિચાતુર્યને લીધે હિન્દુસ્તાનમા ઘણી વિખ્યાતિ મેળવી છે અને જે **मुद्राराक्षस** એ નામના રાજકીય ખટપટોના નાટકનો મુખ્ય નાયક છે તે ચાણક્યનુ રચેલુ છે **नीतिमंजरी***, જે હજી પ્રસિદ્ધ થઈ નથી, તે એક જુદાજ પ્રકારનો સંગ્રહ છે એની અંદર જે બોધવચનો આપવામા આવ્યા છે તેના સમર્થનમા માથે સાથે વાર્તાઓ પણ આપવામા આવી છે તે એકેએક **ऋग्वेद** માથીજ લીધેલી છે. એ ગ્રન્થના આશરે બસોએક શ્લોક છે, અને તે **द्या** દ્વિવેદ નામના કવિના રચેલા છે તેણે પોતાની કવિતા સાથે તે ઉપર ટીકા પણ આપેલી છે એ ટીકામા **बृहद्देवता**, **ऋग्वेद** ઉપરનુ **सायणाचार्य**નુ **भाष्य**, અને બીજા ગ્રન્થોમાથી પુષ્કળ ઉતારાઓ આપ્યા છે

સંસ્કૃત સાહિત્યના ચૂટી કાઢેલાં સુભાષિતોના કેટલાક આધુનિક સંગ્રહો પણ છે એમાનો એક **श्रीधरदास**નો **सदुक्तिकर्णामृत** નામનો ગ્રન્થ છે, તેમા ૪૪૬ કવિઓની કૃતિમાંથી ઉતારાઓ આપ્યા છે. એ કવિઓમાના ઘણાખરા બંગાળાના છે, અને એ સંગ્રહ ઇ સ ૧૨૦૫મા થયો હતો **शार्ङ्गधरपद्धति** એ ગ્રન્થ ચૌદમા સૈકાનો છે, તેમા ૨૬૪ કવિઓની કૃતિમાંથી ચૂટી કાઢેલા આશરે ૬૦૦૦ શ્લોકો છે **सुभाषितावली** એ નામનો ગ્રન્થ **वल्लभदेव**નો રચેલો છે, તેમા આશરે ૩૫૦ કવિઓની કૃતિમાથી આશરે ૩૫૦૦ શ્લોક લીધેલા છે ડૉ બ્હોટલિંગ, જેણે હિન્દુસ્તાનના સાહિત્યની શોધખોળ કરનારાઓમા નેસ્ટોરના જેવી પ્રતિષ્ઠા મેળવી છે, તેણે સઘળા સંસ્કૃત સુભાષિતોને પોતાના "Indische

* આ ગ્રન્થ ઇ સ ૧૦૫૪મા રચાયો હતો

spruche" એ નામના ગ્રન્થમા એકઠા કર્યા છે એ ગ્રન્થમા આખા સંસ્કૃત સાહિત્યમાથી આશરે ૮૦૦૦ શ્લોકો ચૂટી કાઢવામા આવ્યા છે અને પ્રથમાક્ષરના વર્ણક્રમ પ્રમાણે એ શ્લોકોને ગોઠવવામા આવ્યા છે મૂળ શ્લોકોની શોધિત આવૃત્તિ ઉપરાંત, જર્મન ભાષાનુ ગદ્યમા રચાયલુ ભાષાન્તર એ ગ્રન્થમા આપવામા આવ્યુ છે

**ધમ્મપદ** એ ગ્રન્થ પાલીમા રચાયલો છે, તોપણ તેના વિષે આ સ્થળે બે બોલ કહેવા એ કદાચ ઠીક થઈ પડશે બૌદ્ધધર્મના સાહિત્યમા જે વિચારો મોથી પ્રૌઢ છે અને મોથી કવિત્વમય છે, ને જે સુભાષિતના રૂપમા પ્રકટ થયા છે, તેનો સગ્રહ આ ગ્રન્થમા આપવામા આવ્યો છે

આ સઘળી કવિતાઓમા માનવજીવનની વ્યર્થતાનો સિદ્ધાન્ત સ્થળે સ્થળે આપણા જોવામા આવ્યા વગર રહેતો નથી ઈસ પૂર્વે છઠ્ઠા સૈકામા બૌદ્ધધર્મનો ઉદય થયો ત્યાર પહેલાથી એ સિદ્ધાન્ત અસ્તિત્વ ધરાવતો હતો, અને ત્યાર પછી તે આજ દિન સુધી હિન્દુસ્તાનના લોકોની વિચારપદ્ધતિ ઉપર એ સિદ્ધાન્તની મજબૂત અસર થયા વગર રહી નથી આપણને અહીં એવો ઉપદેશ આપવામા આવ્યો છે કે સઘળી ઇચ્છાઓનો ત્યાગ કરવો અને સસારથી નિવૃત્ત થવુ એ સિવાય સાચા સુખની પ્રાપ્તિનો બીજો કોઈ પણ ઉપાય નથી કુદરતની અનેક સુદર રચનાઓ કવિનયન આગળ પ્રત્યક્ષ થાય છે, અને તેની મનોહરતાની એના હૃદય ઉપર અસર થયા વગર રહેતી નથી, તે છતા એ સૃષ્ટિ સૌન્દર્યની અવગણના કરીને નિરાશા તથા ગમગીની સાથે અરણ્યના એકાન્તમા રહીને ચિત્તની શાન્તિ મેળવવાનુ અને શાશ્વત સુખને શોધવાનુ એ વધારે પસદ કરે છે આ કારણથી એ કવિતાઓમા એકાતમા રહીને મનન કરનાર ધર્મિષ્ઠ સાધુનુ ચિત્ર ઘણી વાર ઉત્સાહપૂર્વક આલેખવામા આવ્યુ છે સઘળી કામનાઓથી મુક્ત થઈને જે વખતે પૃથ્વીને એ પોતાની શય્યા ગણે છે, પોતાના બાહુનું ઓશિકુ બનાવે છે, આકાશને તબુ સરખો ગણે છે, ચન્દ્રમાને પોતાનો દીવો બનાવે છે, વૈરાગ્યને પોતાની સ્ત્રી તરીકે સ્વીકારે છે અને દિશાઓને વાયુરૂપી પખા વડે પવન નાખનારી યુવતિઓ તરીકે માને છે તે વખતે એનુ સુખ

રાજાના કરતાં કોઈ પણ રીતે ઓછુ નથી હોતું.* વૈરાગ્યનો ઉપદેશ ભર્તૃહરિએ જેવી જુસ્સાદાર શૈલીમા આપ્યો છે તેના કરતા વધારે જુસ્સાદાર શૈલીમા હિન્દુસ્તાનના કોઈ પણ કવિએ આપ્યો નથી એ કવિ પોતાના જીવન દરમ્યાન આધ્યાત્મિકતા અને સસારીપણું એ બેમાથી કયું વધારે ઇષ્ટ છે તે વિષે ગુચવણમા રહેતો હતો, અને કોઈ વાર શૃગાર તરફ પ્રીતિ દાખવતો તો કોઈ વખત વૈરાગ્યના ઉચ્ચતર પ્રદેશોમા પણ ઉડ્ડયન કરતો એની કવિતામા સ્થળે સ્થળે હાસ્યરસથી ભરેલા ટુચકાઓ જોવામા આવે છે તે ધ્યાન લક્ષ ખેંચે એવા એ। કવિની પ્રકૃતિનુજ પરિણામ હતું એમા કઈ પણ સશય નથી

પણ સસારી સુખની ક્ષણિકતા ઉપરથી હિન્દુસ્તાનના કવિઓને એકલા વૈરાગ્યનાજ વિચારો આવ્યા હતા એમ નહોતું માનવજીવનની વ્યર્થતા ઉપરથી સદ્દગુણને સેવવાની આવશ્યકતા વિષેનો વ્યવહારૂ ઉપદેશ પણ તેઓએ તારવી કાઢયો હતો, અને ઘણા પ્રૌઢ વચનોમા એ ઉપદેશ વાચક સમક્ષ મૂકવાના આવશો આપણે જોઈએ છીએ—

> जलान्तश्चन्द्रचपलं जीवितं खलु देहिनाम् ।
> तथाविधमिति ज्ञात्वा शश्वत्कल्याणमाचरेत् ॥

(ખરેખર માનવીઓનું જીવન જળની અંદરના ચન્દ્ર જેવુ ચપળ છે: આ વાત કેટલી સાચી છે એવુ સમજીને માણસે હમેશા સારાં કર્મોજ કરવા જોઈએ).

ઘણી વાર એવું કહેવામાં આવ્યુ છે કે માણસ જ્યારે મરી જાય છે અને પોતાના વ્હાલાઓને પાછળ મૂકીને વિદાય થાય છે ત્યારે એની

---

* भू पर्यङ्को निजभुजलता कन्दुकं खं वितान
दीपश्चन्द्रो विरतिवनितालब्धसङ्गप्रमोद ।
दिक्कान्ताभि पवनचमरैर्वीज्यमान समन्ता-
द्भिक्षुः शेते नृप इव भुवि त्यक्तसर्वस्पृहोऽपि ॥

બીજી જીંદગીના પ્રવાસમા એના સારા કર્મોજ એકલા સાથે રહે છે.* અને જીંદગીમા કોઈ ન જોય એવુ હોય ત્યારે પણ પાપ કદી કરવાનું નથી, કારણ કે "હૃદયમા વસનારો પુરાણો ઋષિ'—"conscience' (અંતઃકરણ) ને માટે એવા ખુમાદાર વચનો વાપરવામા આવ્યા છે-તે તો હનવા આપણા સત્રગા ક્રમ જોય છે

સઘળા પ્રકારના મત મતાન્તરને સહન કરવાની અને આખી માનવ જાત ઉપર પ્રેમ રાખવાની જે ઉદાર બુદ્ધિને લીધે જ્ઞાતિનીજ નહીં, પણ પ્રજાકીયતાની મર્યાદા પણ ઓળગી જવા જેટલું સામર્થ્ય બૌદ્ધધર્મમા આવી શક્યુ, અને એવી રીત પ્રચીનમા પ્રાચીન જગદ્ધર્મ હોવાનુ માન પણ એને મળી શક્યુ તે ઉદાર બુદ્ધિનું તત્ત્વ આ કવિતાઓમાં સર્વત્ર વ્યાપી રહેલુ આપણા જોવામા આવે છે. મહાભારતનો ગ્રન્થ બ્રાહ્મણોનો રચેલા છે, છતા તેમા પણ આવા ઉદાર વિચારો આપણા જોવામા આવે છે—

ज्यायासमपि शीलेन विहीन नैव पूजयेत् ।
अपि शूद्र च धर्मज्ञ सद्वृत्तमभिपूजयेत् ॥

(મ્હોટા માણસ પણ જો સદાચારથી વિહીન હોય તો તેને માન આપવુ નહીં, શૂદ્ર પણ જો ધર્મજ્ઞ અને સદાચારી હોય તો તેની પૂજા કરવી)

ભર્તૃહરિ આખા જગતને કેવી ઉદારતાથી પોતાના ઘર જેવુ ગણતો હતો તે નીચલા શ્લોક ઉપરથી સમજાશે—

अय निज परो वेति गणना लघुचेतसाम् ।
उदारचरिताना तु वसुधैव कुटुम्बकम् ॥

('આ માણસ મ્હારૂં છે અને આ માણસ પારકું છે" એવી

---

* मृत शरीरमुत्सृज्य काष्ठलोष्ठसम क्षितौ ।
विमुखा बान्धवा यान्ति धर्मस्तमनुगच्छति ॥

ગણત્રીઓ સાંકડા મનના માણસોજ કરે છે, પણ ઉદાર બુદ્ધિના માણસો તો આખી દુનિયાને પોતાના કુટુમ્બ જેવું ગણે છે)

પણ આ કવિઓ મનુષ્યો તરફ બંધુભાવ રાખવાનો ઉપદેશ આપીનેજ અટક્યા નથી, પણ સઘળા પ્રાણીઓના સુખદુઃખ તરફ સમભાવ રાખવાનો ઉપદેશ પણ તેઓએ આપ્યો છેઃ—

न हिंसयति यो जन्तून्मनोवाक्कायहेतुभि ।
जन्तितार्थपतयते प्राणिभिर्न स हिंस्यते ॥

(મનથી, વાણીથી કે શરીરથી કોઈ પણ જન્તુની જે કદી હિંસા કરતો નથી તેને નિકરાળ પ્રાણીઓ પણ ઇજા કરતા નથી)

સજ્જન અને દુર્જન બેઉ તરફ કોમળતા અને ક્ષમા રાખવી એવો ઉપદેશ હિતોપદેશના નીચલા શ્લોકમાં આપ્યો છે —

निर्गुणेष्वपि सत्त्वेषु दया कुर्वन्ति साधव ।
नहि संहरते ज्योत्स्ना चन्द्रश्चाण्डालवेश्मनि ॥

(ગુણ વગરના સત્ત્વો ઉપર પણ સારા માણસો દયા રાખે છે, ચાણ્ડાલના ઘર આગળથી ચન્દ્ર પોતાનો પ્રકાશ કંઈ લઈ લેતો નથી)

વળી, વેર લેવાના વિચાર ન કરવા એવો ઉપદેશ પઞ્ચતન્ત્રમાં નીચે પ્રમાણે આપવામા આવ્યો છે —

उपकारिषु य साधु साधुत्वे तस्य को गुण ।
अपकारिषु य साधु स साधु सद्भिरुच्यते ॥

(જેમણે આપણા ઉપર ઉપકાર કર્યો હોય તેના તરફ સાધુવૃત્તિ રાખીએ એમા શું? જેમણે આપણા ઉપર અપકાર કર્યો હોય તેના તરફ જે સાધુવૃત્તિ રાખે તેજ ખરા સાધુ પુરુષ કહેવાય)

સદ્‌ગુણી પુરુષોના સારા ગુણોનું ઘણી વાર વર્ણન આપવામા આવ્યું છે, અને સજ્જનદુર્જનનો ભેદ દર્શાવવાને માટે દુર્જનોના દુર્ગુણોને

પણ કેટલીક વાર સાથે સાથે મૂકવામા આવ્યા છે ઉદાહરણ તરીકે, સારા માણસોની નમ્રતા વિષે ભર્તૃહરિએ નીચે પ્રમાણે કહ્યુ છે —

भवन्ति नम्रास्तरव फलोद्गमै-
र्नवाम्बुभिर्भूरिविलम्बिनो घना ।
अनुद्धता सत्पुरुषा समृद्धिभि
स्वभाव एवैष परोपकारिणाम् ॥

( ફળ આવવાથી વૃક્ષો નીચા નમે છે, નવા પાણીને લીધે વાદળાઓ ઘણા નીચા નમે છે, સારા માણસો લક્ષ્મીના મદને લીધે ઉદ્ધત બની જતા નથી, પરોપકારી માણસોનો સ્વભાવજ એવી રીતનો હોય છે )

સાચી મિત્રતા અને સાધુ જનોના સમાગમની અગત્યતા વિષે ઘણા સુન્દર વિચારો આ કવિતાઓમા પ્રકટ થયા છે, તેમા ઘણી વાર અતિ ઉંચા પ્રકારની કવિત્વશક્તિ આપણા જોવામા આવે છે ઉદાહરણ તરીકે, **પઞ્ચતન્ત્ર**નો નીચેનો શ્લોક જુઓ —

महाजनस्य सपर्क कस्य नोन्नतिकारक ।
पद्मपत्रस्थित तोय धत्ते मुक्ताफलश्रियम् ॥

( મ્હોટા માણસના સંપર્કથી કોની ઉન્નતિ નથી થતી? કમળના પત્ર ઉપર રહેલુ પાણી પણ મુક્તાફળના જેવી શોભાને પ્રાપ્ત કરે છે )

દુ ખનાદને જેમા પ્રાધાન્ય આપવામા આવ્યુ હોય એવી કવિતાઓમા સ્ત્રીઓ વિષે અને સ્ત્રીઓના સ્વભાવ વિષે ઘણા કડવા વચનો કહેવામા આવ્યા હોય તો તે કદાચ સ્વાભાવિકજ ગણાશે સ્ત્રીઓ વિષે ઘણી વાર કેવી રીતના વર્ણન આપવામા આવ્યાં હોય છે તેના નમૂના તરીકે **કથાસરિત્સાગર**માનો નીચેનો શ્લોક બસ થશે —

सन्ध्यावत् क्षणरागिण्यो नदीवत्कुटिलाशया ।
भुजगीवदविश्वास्या विद्युदच्चपला स्त्रिय ॥

છે, નદીના પ્રવાહની પેઠે તેઓના આશય કુટિલ-વાંકાચુકા-હોય છે, સાપણુની પેઠે તેઓ વિશ્વાસ ન કરી શકાય એવી હોય છે, વીજળીના જેવી તેઓ ચચળ ચિત્તની હોય છે )

કેટલાક શ્લોકોમા સ્ત્રીસ્વભાવને આના કરતા વધારે મારો પણ વર્ણવવામા આવ્યો છે, અને કેટલાક શ્લોકોમા સતી સ્ત્રીઓની પ્રશસા પણ કરવામા આવી છે

એ કવિતાઓમા દરિદ્રતાનુ દુ ખ અને દાસત્વના ગર્હણીયતા વિષે ઘણા ટૂકા ટૂકા પણ સચોટ વચનો કહેવામા આવ્યા છે, અને લક્ષ્મીના પ્રભાવ વડે કરીને હલકો માણસ પણ દુનિયામા સઘળી રીતે બુદ્ધિમાન્ અને સદ્ગુણી કહેવાય છે તે વિષે કટાક્ષમય વચનો ઘણી સખત ભાષામા કહેવામા આવ્યા છે

સસ્કૃતની ઉપદેશાત્મક કવિતાઓમા સદ્વિદ્યાની પ્રશસા કરવામા આવી હોય એ તો સ્વભાવિકજ છે એ વિદ્યાને કીમતી ખજાના જેવી ગણવામા આવી છે સગાસમ્બન્ધીઓમા એ દ્રવ્યના વિભાગ પાડી શકાતા નથી, એ દ્રવ્ય કોઇથી ચોરી શકાતું નથી, અને બીજાને આપવામા આવ્યાથી એ બીલકુલ ઓછુ થતુ નથી† એથી ઉલટુ, પડિતાઇનુ ખાલી અભિમાન અને અર્ધદગ્ધતાનો એ કવિતાઓમા સારી રીતે તિરસ્કાર કરવામા આવ્યો છે જે લોકોએ ઘણા પુસ્તકો વાચ્યા હોય પણ તેનો અર્થ સમજતા ન હોય તેઓને સુખડના ભારથી લાદેલા ગધેડાની સાથે સરખાવવામા આવ્યા છે ગધેડાને જેવી રીતે 'પોતાની પીઠ ઉપર ભાર છે' એટલુજ જ્ઞાન હોય છે, પણ જેનો ભાર છે તે વસ્તુ કેટલી કીમતી છે તેનુ કઈ પણ ભાન નથી હોતું તેવી રીતે અર્થ સમજ્યા વગર પુસ્તકો વાચી જનારા મૂર્ખ પુરુષને પોતાની વિદ્યામા શુ રહસ્ય સમાયલુ છે તેનુ કઈ પણ ભાન નથી હોતુ, પણ તે ખાલી મ્હોટા મ્હોટા શબ્દોજ બોલી જાણે છે

---

† न चोरहार्यं न च राजहार्यं
न भ्रातृभाज्य न च भारकारि ।
व्यये कृते वर्धन एव नित्य
विद्याधन सर्वधनप्रधानम् ॥

બુદ્ધની પહેલાના સમયથી પુનર્જન્મના વિચારની છાયા હિન્દુસ્તાનના વતનીઓની વિચારપદ્ધતિ ઉપર પડી ચૂકી છે તેથી સસ્કૃતની ઉપદેશાત્મક કવિતાઓમા દૈવના વિચારનુ પ્રાધાન્ય વિશેષ જોવામા આવતુ હોય તો તે સ્વાભાવિકજછે ખરેખર, એ કવિતાઓમા ઘણી વાર આપણા વાચવામા આવે છે કે કોઈ પણ માણસ દૈવની સત્તાથી દૂર રહી શકતું નથી, પણ તેની સાથે એવુ પણ ઘણી વાર કહેવામા આવ્યુ છે કે આ કારણને લીધે પુરુષપ્રયત્ન છોડી દેવો એ કોઈ પણ રીતે યોગ્ય નથી કારણ કે **હિતોપદેશ** અને બીજા ગ્રન્થોમા દર્શાવ્યુ છે તે પ્રમાણે દૈવ તે બીજુ કઈ નહીં પણ આગના જન્મની સારી અથવા નઠારી પ્રવૃત્તિનુજ પરિણામ છે આ કારણથી કુભાર જેવી રીતે એક માટીના ગોળાને પોતે ધારે એવો ઘાટ આપી શકે છે તેવી રીતે સારી વર્તણુક વડે દરેક માણસ પોતાનુ નસીબ ઘડી શકે છે આવી રીતે પુરુષપ્રયત્ન તે પ્રારબ્ધનુ પ્રપૂરક (complement) બને છે **હિતોપદેશ**મા લખ્યુ છે તે પ્રમાણે, જેવી રીતે રથ એક પૈડાથી ચાલી શકતો નથી તેવી રીતે પ્રારબ્ધ તે પુરુષાર્થ વિના ચાલી શકતુ નથી૧ આ સિદ્ધાન્તનુ ઘણા સચોટ દાખલાઓથી સમર્થન કરવામા આવ્યુ છે ઉદાહરણ તરીકે, **હિતોપદેશ**ના એક શ્લોકમા એમ લખ્યુ છે કે 'સિંહ ઊંઘતા હોય તો તેના મ્હોંમા મૃગલાઓ પ્રવેશ કરતા નથી",† બીજા એક શ્લોકમા એવો પ્રશ્ન પૂછ્યો છે કે 'શ્રમ કર્યા વિના તલમાથી તેલ કોનાથી મેળવી શકાશે?"† અથવા, **મહાભારત**મા એક સ્થળે કહ્યુ છે તે પ્રમાણે ક્ષેત્રની બહાર વાવેલા બીમાથી જેમ ફળ નીકળતું નથી તેમ પુરુષપ્રયત્ન વગર પ્રારબ્ધની સિદ્ધિ થતી નથી *

---

१ यथाह्येकेन चक्रेण न रथस्य गतिर्भवेत् ।
एव पुरुषकारेण विना दैव न सिध्यति ॥

† उद्यमेन हि सिध्यन्ति कार्याणि न मनोरथै ।
न हि सुप्तस्य सिंहस्य प्रविशन्ति मुखे मृगा ॥
तद्दैवमिति सचिन्त्य त्यजेन्नोद्योगमात्मन ।
अनुद्यमेन कस्तैल तिलेभ्य प्राप्तुमर्हति ॥

* यथा बीज विना क्षेत्रमुप्त भवति निष्फलम् ।
तथा पुरुषकारेण विना दैव न सिध्यति ।

પ્રારબ્ધ જેનુ વાંકુ હોય તેને માટે દઢતા અને ધૈર્યના ઉપદેશ-વચનો પણ ઘણા મળી આવે છે **પઞ્ચતંત્ર**માનો નીચલો શ્લોક આ પ્રકારનો છે —

> उदेति सविता ताम्रस्ताम्र एवास्तमेति च ।
> संपत्तौ च विपत्तौ च महतामेकरूपता ॥

( સંપત્તિ અને વિપત્તિ બેઉ વખતે મ્હોટા માણસો એક-સરખાજ હોય છે સૂર્ય એ ઉગતી વખતે રક્ત વર્ણનો હોય છે, અને અસ્ત પામતી વખતે પણ એવોજ હોય છે )

બ્રાહ્મણોના નીતિશાસ્ત્ર વિષેના વિચારોનો સંગ્રહ આ પ્રકરણમા વર્ણવાયલા ઉપદેશાત્મક ગ્રન્થોમા આપવામા આવ્યો છે, અને તે સિવાય સંસ્કૃત ભાષાના બીજા સાહિત્યમા પણ એ વિચારો છૂટા છવાયા જોવા-મા આવે છે, તોપણ **બૌદ્ધધર્મના પાલી** સાહિત્યમા એ વિચારોની જેવી સુઘટિત વ્યવસ્થા કરવામા આવી છે તેવી સંસ્કૃત સાહિત્યમા કદી પણ કરવામા આવી નથી **હિન્દુ** ફિલસુફીના આસ્તિક દર્શનો તરફ હવે આપણે વળીશુ તે ઉપરથી જણાશે કે એમાના એક પણ દર્શનમા એ વિચારોને કંઈ પણ સ્થાન આપવામા આવ્યુ નથી



# પ્રકરણ ૧૫

—x*x—

## ફિલસુફી

**હિન્દુસ્તાનની** ફિલસુફીની પ્રારમ્ભદશા કેવી હતી તે **ઋગ્વેદ**ના મોડામા મોડા રચાયલા સૂક્તો અને **અથર્વવેદ** એ બેમા આપણે જોઈએ છિયે. સૃષ્ટિની ઉત્પત્તિ વિષે અને એ સૃષ્ટિની ઉત્પત્તિ અને સ્થિતિના કારણરૂપ જે સનાતન તત્ત્વ છે તેના વિષે એ સૂક્તોમા વિચાર કરવામા આવ્યો છે એ ઉપરાંત **યજુર્વેદ**મા સૃષ્ટિની ઉત્પત્તિને લગતી કેટલીક વિચિત્ર દંતકથા છે તેમા સર્વશક્તિમાન્ યજ્ઞ વડે કરીને સઘળી વસ્તુઓને સ્રષ્ટા કેવી રીતે ઉત્પન્ન કરે છે તેનુ વર્ણન આપવામા આવ્યુ છે આ વેદસમયના વિચારોની સાથે પ્રાચીન ઉપનિષદોના વિચારોને ઘણો ગાઢો સમ્બન્ધ છે, એટલુંજ નહીં પણ મ્હોટે ભાગે એઉમા તેના તેજ વિચારો જોવામા આવે છે જે છે તે સઘળુ બ્રહ્મ છે અને બ્રહ્મ સિવાય કંઈ પણ નથી (વિશ્વદેવતાવાદ) અને બાહ્ય વસ્તુઓની તત્ત્વપરીક્ષા બુદ્ધિના પાયા ઉપરજ થવી જોઇએ (બુદ્ધિવાદ) એ આ ફિલસુફીના મુખ્ય સિદ્ધાન્તો છે આ ફિલસુફીની સાથે સાથે બીજી એક નિરીશ્વરવાદી અને આનુભવિક ફિલસુફી ઉત્પન્ન થઈ, તે ઇ સ પૂર્વે છઠ્ઠા સૈકામા બૌદ્ધ અને જૈન એ બે મ્હોટા નાસ્તિક ધર્મોના પાયારૂપ થઈ પડી હતી

ઉપનિષદોની ફિલસુફી અવ્યવસ્થિત દશામા છે, પણ આશરે ઇસ્વીસનના પહેલા સૈકાથી માંડીને ધીમે ધીમે આ તેમજ બીજા વિચારોને સુવ્યવસ્થિત કરીને ગ્રન્થના સ્વરૂપમા મૂકવામા આવ્યા હતા સઘળા મળીને નવ દર્શનો જોવામા આવે છે, તેમાના કેટલાકની ઉત્પત્તિ ઇસ્વીસન પૂર્વે છઠ્ઠા સૈકામા તો થઈજ ચૂકી હતી એમ ચોખ્ખુ જણાય છે જે છ દર્શનો આસ્તિક કહેવાય છે તેમાના આખા ચાર અગાઉ નિરીશ્વરવાદી હતા, અને એક તો હમેશાજ નિરીશ્વરવાદી રહ્યું હતુ આ વાત પ્રથમ દર્શને કદાચ નવાઇભરેલી અને આશ્ચર્યકારક લાગશે, પણ બ્રાહ્મણ વર્ણના અધિકારનો સપૂર્ણ અને વેદના પ્રામાણ્યનો નામનો પણ સ્વીકાર કરવામા આવે એટલુંજ આસ્તિકપણાને માટે અપેક્ષિત છે, અને વેદના દરેકેદરેક સિદ્ધાન્તને પૂરેપૂરો કબૂલ કરવો અથવા તો ઈશ્વરના

અસ્તિત્વને માન્ય રાખવુ એવુ કઈ આસ્તિકપણાને માટે બીલકુલ જરૂર-નું નથી, એવી તે વખતની સાર્વત્રિક માન્યતા હતી તેનો આપણે વિચાર કરીએ છિયે ત્યારે આપણને આશ્ચર્ય પામવાનું કઈ પણ કારણ રહેતું નથી બ્રાહ્મણ વર્ણના અધિકારને માન આપવામા આવે અને વેદનું પ્રામાણ્ય હમે સ્વીકારીએ છિયે એટલુ બહારનુ પણ દર્શાવવામા આવે તો પછી બ્રાહ્મણધર્મમા મનુષ્યના વિચારો ઉપર બીજી કોઈ પણ રીતના અકુશો ન્હોતા અને તેઓને તત્ત્વચિન્તનના વિષયમા સ્વતત્ર વિચાર કરવાની મપૂર્ણ છૂટ હતી આને પરિણામે ફિલસુફીની નિરકુશ ચર્ચાઓ અને લોકમાન્ય ધર્મને અનુસાર વર્તન એ બેઉ એકી વખતે બીજા કોઈ પણ દેશના કરતા હિન્દુસ્તાનમા વિશેષ જોવામા આવતુ આસ્તિક દર્શનોમા વેદાન્તનો વિશ્વદેવતાવાદ અને સાંખ્યનો નિરીશ્વરવાદ એ સૌથી વધારે અગત્યના છે વેદાન્તમા ઉપનિષદોના સિદ્ધાન્તોને ચાલુ રાખવા મા આવ્યા છે તેને લીધે વેદનો સમય પૂરો થયો ત્યારથી તે અત્યાર સુધી એ દર્શને હમેશા બ્રાહ્મણધર્મની ઉત્કૃષ્ટ ફિલસુફી તરીકે સબળ સામ્રાજ્ય મેળવ્યુ છે, અને સાંખ્ય દર્શને જગતના ઇતિહાસમા પહેલીજ વખતે માનવબુદ્ધિનુ સંપૂર્ણ સ્વાતત્ર્ય સ્થાપિત કર્યું છે અને તત્ત્વચિન્તનના ગભીર પ્રશ્નોનો કેવળ બુદ્ધિ વડેજ નિર્ણય કરવાનો એણે પ્રયત્ન કર્યો છે

સાંખ્યદર્શન ઉપરથી બૌદ્ધ અને જૈન એ બે નાસ્તિક દર્શનોની ઉત્પત્તિ થઈ એ દર્શનોમા વેદનુ પ્રામાણ્ય સ્વીકારવામા આવ્યું નથી અને બ્રાહ્મણોની વર્ણવ્યવસ્થાનો તેમજ યજ્ઞયાગાદિનો તિરસ્કાર કરવામા આવ્યો છે ચાર્વાકનો જડવાદ એ એથી પણ વધારે નાસ્તિક છે એ દર્શન બીજા નાસ્તિક દર્શનોના કરતા વળી એક ડગલુ વધારે આગળ જાય છે, અને હિન્દુસ્તાનના બીજા સઘળા આસ્તિક તેમજ નાસ્તિક દર્શનોને સામાન્ય એવા જે મુખ્ય સિદ્ધાન્તો–પાપપુણ્યના બદલાને માટે પુનર્જન્મની પ્રાપ્તિ થાય છે એવો સિદ્ધાન્ત અને મોક્ષનો સિદ્ધાન્ત – તે પણ એ દર્શનમા માન્ય કરવામા આવ્યા નથી.

મૃત્યુ પછી દરેક મનુષ્ય સ્વર્ગમા અથવા નરકમા, અથવા માનવીઓ અને પશુઓના શરીરમા, અથવા પૃથ્વી ઉપરનાં વનસ્પતિઓમા નવાં નવા જીવન ધારણ કરે છે, અને ત્યા આગળ તેના આગલા જન્મના પાપપુણ્યનો બદલો તેને મળે છે એ સિદ્ધાન્ત ઇ સ. પૂર્વે છઠ્ઠા સૈકામા

એવો તો ચોક્કસ સ્થાપિત થઈ ચૂક્યો હતો કે બુદ્ધે કઈ પણ વિચાર કરવા ન થોભતા તરતજ પોતાના ધાર્મિક દર્શનમા એ સિદ્ધાન્તનો સ્વીકાર કર્યો, અને એ પ્રાચીન સમયથી તે આજદિન સુધી હિન્દુસ્તાનના લોકોની એ સિદ્ધાન્ત ઉપર અચળ શ્રદ્ધા રહી છે આ વિચિત્ર સિદ્ધાન્ત, જેની સત્યતા ફિલસુફીની રીત પ્રમાણે કદી સાબીત કરવામા આવી નથી, તે કેવળ જડવાદીઓ સિવાય હિન્દુસ્તાનના પ્રત્યેક દર્શનમા અને પ્રત્યેક ધર્મમા ૨૫૦૦ વર્ષ સુધી સ્વત સિદ્ધ તરીકે સ્વીકારવામા આવ્યો એવો બનાવ માનવબુદ્ધિવ્યાપારના અખિલ ઇતિહાસમા કદાચ બીજો શોધ્યો જડશે નહીં આ સિદ્ધાન્તનું પરિણામ એ આવ્યુ કે સ્વર્ગના શાશ્વત સુખભર્યા જીવનના રમણીય સ્વપ્નો વેદમા જોવામા આવતા હતા તેને સ્થાને એક મૃત્યુ પછી બીજુ એમ મૃત્યુમાજ પરિણામ પામનારા દુ.ખભર્યાં જીવનની અનન્ત પરપરાના ભયકર ચિત્રો ખડા થવા લાગ્યા ઉપનિષદોના ચોક્કસ વિચાર પહેલાના સંક્રાન્તિકાળની સ્થિતિ **શતપથ-બ્રાહ્મણ**મા જોવામા આવે છે (જુઓ, પ્રકરણ ૮ મુ)

જે મહત્ત્વના સિદ્ધાન્તને લીધે આશાવાદને સ્થાને દુ ખવાદની સ્થાપના થઈ તે સિદ્ધાન્ત કેવી રીતે ઉત્પન્ન થયો એ પ્રશ્ન ઘણો અગત્યનો છે **ઋગ્વેદ**ના છેલ્લા મડળમા બે ઠેકાણે 'મરનારનો આત્મા પાણી તરફ અથવા ઓષધિ તરફ જાય છે' એવી મતલબનુ કથન કરવામા આવ્યુ છે તે સિવાય **ઋગ્વેદ**મા એ સિદ્ધાન્તની કઈ પણ નિશાની જોવામા આવતી નથી વેદના પાછલા સમયના એક બે કવિઓના ઊડતા તરગ ઉપરથી આવો વ્યાપક સિદ્ધાન્ત નીકળ્યો હોય એ બહુ સભવિત જણાતું નથી. આ વિષયમા આર્ય વિજેતાઓને પ્રથમ પ્રેરણા હિન્દુસ્તાનના મૂળ વતનીઓ તરફથી થઈ હોય એ વધારે સભવિત જણાય છે મૃત્યુ પછી માણુસનો આત્મા ઝાડના થડમા અને પશુઓના શરીરમા પ્રવેશ કરે છે એવી માન્યતા અડધા જગલી લોકોમા ઘણો પ્રચાર પામેલી હોય છે એ વાત જાણીતી છે ઉદાહરણુ તરીકે, હિન્દુસ્તાનના **સોંથલ** લોકોને વિષે એવુ કહેવાય છે કે 'સારા મનુષ્યોનો આત્મા જેને ફળ આવતા હોય એવા વૃક્ષોમા પ્રવેશ કરે છે' એવુ હાલના વખતમા પણુ તેઓ માને છે પણુ એવી પ્રજાઓમા, 'પશુઓ અને વૃક્ષો દ્વારા માનવીનુ જીવન ચાલુ રહે છે, એવી માન્યતા ઉપરાત પુનર્જન્મનો સિદ્ધાન્ત બીલકુલ આગળ વધ્યો નથી હોતો એટલે **આર્ય**

લોકોએ આ વિચાર હિન્દુસ્તાનના મૂળ વતનીઓ પાસેથી લીધો હોય તોપણ એ વિચાર ઉપરથી આત્માના અવિચ્છિન્ન પરંપરાનો સિદ્ધાન્ત, જેને પાપપુણ્યના ફળના નિયમના નૈતિક સિદ્ધાન્ત સાથે ગાઢો સમ્બન્ધ છે, તે સ્થાપન કરવામાં આવ્યો તે માટેનો યશ તો નિઃસંશય તેમનેજ ઘટે છે. હિન્દુસ્તાનના લોકોના હૃદય ઉપર એ સિદ્ધાન્તની કદી પણ ન ભૂંસાય એવી સચોટ છાપ પડી તેનું કારણ નિઃસંશય એજ છે કે સંસાર-માં કોઈ માણસને સુખ મળે છે, કોઈને દુઃખ મળે છે, અને એ સુખ દુઃખના અનુભવને આ જીવનમાં કરેલાં કૃત્યોની સાથે કંઈ પણ સમ્બન્ધ નથી હોતો એમ પણ ઘણી વાર સ્પષ્ટ માલમ પડે છે, ત્યારે એ સુખદુઃખનું કારણ શું એ પ્રશ્નનો સન્તોષકારક ખુલાસો માણસને આ સિદ્ધાન્ત વડે મળી શકે છે. ખરેખર હિન્દુસ્તાનના લોકોનો પુનર્જન્મનો સિદ્ધાન્ત જો કે આપણને વિચિત્ર લાગે એવો છે તોપણ એ સિદ્ધાન્તમાં બે રીતની ખુબી રહેલી છે. એક તો એ કે જગતના નીતિમય શાસનમાં ન્યાયનું જે તત્ત્વ જરૂરનું ગણાય તે એ સિદ્ધાન્ત વડે પૂરું પડે છે, અને બીજું એ કે દરેક માણસનું ભાગ્ય માણસના પોતાના હાથમાં છે એ અગત્યના નૈતિક નિયમનું પણ એ સિદ્ધાન્તની સાથેજ આપણને ભાન કરાવાય છે. કારણ કે, જેમ આ જીંદગીમાં કરેલા દરેક પાપકર્મનું પ્રાયશ્ચિત્ત કર્યા વિના માણસનો છૂટકો થતો નથી તેમ દરેક પુણ્ય કર્મનું શુભ ફળ પણ બીજી જીંદગીમાં એને પ્રાપ્ત થયા વગર રહેતું નથી. જે કર્મ કરાઈ ચૂક્યાં હોય તેનાં ફળ ભોગવ્યા વિના માણસને કદી ચાલતું નથી. કારણ કે, મહાભારતમાં કહ્યું છે તે પ્રમાણે,

> "यथा धेनुसहस्रेषु वत्सो गच्छति मातरम् ।
> तथा यच्च कृत कर्म कर्तारमनुगच्छति ॥"

"હજાર ગાયોમાંથી પણ વાછરડું જેવી રીતે પોતાની માતાને શોધી કાઢ્યા વગર રહેતું નથી તેવીજ રીતે આગળ કરેલું કૃત્ય તે કરનારની પાછળ પાછળ ગયા વગર રહેતું નથી."

જીવનની આ પરંપરાને "સંસાર" એવું નામ આપવામાં આવ્યું છે. એ "સંસાર"ને અનાદિ ગણવામાં આવે છે, કારણ કે આ જન્મનો દરેક અનુભવ તે આગલા જન્મના કરેલા કૃત્યનું પરિણામ છે, તે જન્મનો

દરેક અનુભવ તે તેનાથી આગલા જન્મના કરેલા કૃત્યનું પરિણામ છે, અને એ પ્રમાણે આપણે ગમે તેટલા પાછળ જઈશું તોપણ એની એજ સ્થિતિ રહેશે પાપપુણ્યની ફળ આપવાની શક્તિને માટે સાધારણ રીતે "अदृष्ट" એ શબ્દ વપરાય છે, પણ ઘણી વાર એને માટે "कर्म" એ વધારે સાદો શબ્દ પણ વાપરવામાં આવે છે એ "कर्म" તે મનુષ્યના જીવનનું નિયામક છે, એટલુંજ નહીં પણ જગતની દરેક વસ્તુના ઉત્પત્તિ તથા વિકાસનું નિયમન પણ એ "कर्म" વડેજ થાય છે કારણ કે જે કઈ બનાવ બને છે તેની ગમે તે પણ કોઈ પ્રાણી ઉપર અસર થયા વગર રહેતી નથી, અને તેથી, પાપપુણ્યના ફળ વિષેના નિયમ પ્રમાણે, તે પ્રાણીના કોઈ આગળના કૃત્યને લીધે તે બનાવ બનેલો હોવો જોઈએ બીજી રીતે કહીએ તો, પ્રકૃતિના વ્યાપાર તે પણ સચેત પ્રાણીઓના પાપપુણ્યનુજ પરિણામ છે આ પ્રમાણે સઘળી વસ્તુઓનું નિયમન કરનાર "कर्म"ની સત્તા આગળ ઈશ્વરના સ્વતંત્ર રાજ્યને માટે બીલકુલ અવકાશ રહેતો નથી આ કારણથી, જે દર્શનોમાં ઈશ્વરનું અસ્તિત્વ સ્વીકારવામાં આવ્યું છે તેમાં પણ ઈશ્વરથી પણ ન તોડી શકાય એવા પાપપુણ્યના ફળ વિષેનો નિયમ બરાબર જાળવીને જગતને તથા પ્રાણિમાત્રને દોરવવું એટલુંજ ઈશ્વરનું કર્તવ્ય ગણવામાં આવ્યું છે આ સિદ્ધાન્તને વધારે મ્હોટા પાયા ઉપર લઈ જઈને વિશ્વનો જુદા જુદા કલ્પને અન્તે પ્રલય અને વળી પુનરુત્પત્તિ કલ્પવામાં આવ્યા છે, તે પણ 'સંસાર'ના સિદ્ધાન્તનોજ એક ભાગ છે

જેના વડે કરીને જન્મપરંપરાનો અન્ત આવે છે તે મોક્ષનો સિદ્ધાન્ત પણ સઘળાં દર્શનોમાં સાધારણ છે અને તે પુનર્જન્મના સિદ્ધાન્ત જેટલોજ પ્રાચીન છે પ્રવૃત્તિ માત્ર ઇચ્છાને આધીન છે, અને એ ઇચ્છાની ઉત્પત્તિ "अविद्या"ને લીધે છે વસ્તુના ખરા સ્વરૂપ વિષે જેનાથી ભૂલાવામાં પડાય છે તેવા અજ્ઞાનને માટે "अविद्या" એ શબ્દ વપરાય છે, અને એ "अविद्या" તેજ સંસારનું અન્તિમ કારણ છે પ્રથમ, "વિદ્યા વગરની અથવા જ્ઞાન વગરની સ્થિતિ" એટલોજ એ શબ્દનો અર્થ હતો, પણ આ સ્થળે "અયથાર્થ જ્ઞાન" એવો એનો અર્થ થાય છે જેનાથી મુક્તિ મળે એવી રીતના જ્ઞાનથી એ "અવિદ્યા"નો નાશ થાય છે. આ પરમ જ્ઞાન, જે પુણ્યનું ફળ નથી, પણ સ્વતંત્ર રીતેજ જેનો પ્રકાશ થાય છે, તે ભવિષ્યના જન્મોમાં જેનું ફળ મળત

એવા કર્મોની ભાવી અસરને નાબુદ કરે છે, અને એ પ્રમાણે "સંસાર"નો અન્ત આણે છે પણ જે કર્મોના ફળ પરિપાક પામવા માંડયા હોય તે કર્મો ઉપર એ જ્ઞાનની કંઈ પણ અસર પહોચતી નથી. આ કારણથી, જેવી રીતે ઘડો તૈયાર થઈ ગયા પછી પણ કુંભારનુ પૈડુ થોડા વખત સુધી ચક્ર· ચક્કર ફર્યા કરે છે તેવી રીતે જ્ઞાનપ્રાપ્તિ થયા પછી પણ મનુષ્યનુ હાલનુ જીવન ચાલ્યા કરે છે અને મૃત્યુ વખતેજ એને સંપૂર્ણ મુક્તિ મળે છે પણ જ્ઞાન પ્રાપ્ત થયા પછી જે કંઈ કર્મો કરવામા આવે તેનુ પાપપુણ્ય એને લાગતું નથી, કારણ કે જગતના પદાર્થો માટેની એની સઘળી કામનાઓનો અન્ત આવ્યો હોય છે

સ્વર્ગ અને નરક, દેવતાઓ, ગંધર્વો, અને રાક્ષસો એ વિષે જે લૌકિક માન્યતાઓ હતી તેને બૌદ્ધ તથા જૈન ધર્મમા તેમજ આસ્તિક દર્શનોમા સાચવી રાખવામા આવી છે પણ એ વધારે ઉંચા અને વધારે ભાગ્યશાળી પ્રાણીઓ પણ પુનર્જન્મના નિયમને આધીન હોય છે એવુ માનવામા આવતું અને પરમ જ્ઞાન જો તેઓએ ન મેળવ્યુ હોય તો એવુ જ્ઞાન જેઓને પ્રાપ્ત થયુ હોય એવા મનુષ્યોના કરતા તેઓને ઉતરતા ગણવામા આવતા

જીવ અને બ્રહ્મ એ બેઉમા તાદાત્મ્યભાવનુ આરોપણ કરનારો પ્રાચીન ઉપનિષદોનો અદ્વૈતસિદ્ધાન્ત સાંખ્યદર્શનના બુદ્ધિવાદી સંસ્થાપક કપિલ, જે બૌદ્ધધર્મની દંતકથાઓ પ્રમાણે બુદ્ધના પહેલા થઈ ગયો હતો અને જેના સિદ્ધાન્તોને વળગી રહીને બુદ્ધે પોતાના સિદ્ધાન્તોને વધારે મજબૂત બનાવ્યા હતા, તેને રૂચ્યો નહીં કપિલનો સિદ્ધાન્ત સંપૂર્ણ રીતે દ્વૈતવાદીજ છે એક પ્રકૃતિ અને અનેક જીવાત્મા એ પ્રમાણે બે તત્ત્વો એ સિદ્ધાન્તમા સ્વીકારવામાં આવ્યા છે એ બેઉ તત્ત્વો અનાદિ અને અનન્ત, તોપણ પરસ્પરથી ભિન્ન છે એવો કપિલ મુનિનો સિદ્ધાન્ત હતો એ બેઉ તત્ત્વોના સ્વરૂપ કેવા છે અને તેઓનો પરસ્પર· નો સમ્બન્ધ કેવા પ્રકારનો છે તેની ચર્ચા એજ સાંખ્યદર્શનનો મુખ્ય વિષય છે ખરેખર, પ્રકૃતિ અને પુરુષ એ બેઉના પ્રદેશની સુરેખ મર્યાદા આંકનારો સૌ૫ા પહેલો કપિલ હતો સાંખ્ય મત પ્રમાણે પ્રકૃતિ અને પુરુષનો સ્પષ્ટ ભેદ સમજવો એજ સંસારના દુ ખમાવી મુક્તિ આપનારૂ પરમ જ્ઞાન છે.

વિશ્વને ઉત્પન્ન કરનારા અને તેને નિયમમા રાખનારા પરમ ઈશ્વરનું અસ્તિત્વ સાંખ્યદર્શનમા સ્વીકારવામાં આવ્યું નથી, અને એ દર્શનની સાથે બંધબેસતું પણ આવતું નથી કારણ કે એ દર્શન પ્રમાણે જડ પ્રકૃતિમા (આત્માને અર્થે) વિકાર પામવાની શક્તિ રહેલી છે અને એ વિકાર કેવી રીતનો થાય તેનો નિર્ણય કેવળ '**કર્મ**' થીજ થાય છે. સાંખ્યમતવાદીઓ પોતાના નિરીશ્વરવાદના બચાવમા કહે છે કે સંસારમા દુ:ખ ક્યાથી આવ્યુ એ પ્રશ્નનો ઈશ્વરવાદીઓથી કોઈ પણ રીતનો ખુલાસો આપી શકાતો નથી, કારણ કે જગતને ઉત્પન્ન કરનાર અને તેને નિયમમા રાખનાર ઈશ્વર છે એવુ આપણે સ્વીકારીએ તો એ ઈશ્વર વૈષમ્ય અને નૈર્ઘૃણ્યના દોષમાથી કોઈ પણ રીતે બચી શકતો નથી 'ઈશ્વરના અસ્તિત્વને માટે કઈ પણ ચોક્કસ પ્રમાણ નથી' એ વાત ઉપર સાધારણ રીતે સાંખ્યમતવાદીઓ તરફથી ઘણો ભાર મૂકવામા આવે છે

એ મત પ્રમાણે, જગત્ તે સાચુ છે અને અનાદિ કાળથી સાચુજ હતું, કારણ કે જે સત્ છે (જે અસ્તિત્વ ધરાવનાર છે) તેની ઉત્પત્તિ હમેશા સતમાથીજ થાય છે વસ્તુની સત્યતાનો આધાર કેવળ નિર્વિકારી દૃષ્ટિના પ્રત્યક્ષ અનુભવ ઉપરજ રહે છે "**પ્રકૃતિ**" અથવા "**પ્રધાન**"માથી અમુક નિયમો પ્રમાણે જગતની ઉત્પત્તિ થયલી વર્ણવવામા આવી છે અનુભવના જ્ઞાત અંશો ઉપરથી અજ્ઞાત અંશો ઉપર જઈને ન્યાયશાસ્ત્રની રીત પ્રમાણે અન્તિમ કારણ સુધી પહોચવુ એવી પદ્ધતિનો આ દર્શનમા સ્વીકાર કરવામા આવેલો હોવાથી હાલના વિજ્ઞાનશાસ્ત્રની શોધખોળોના આધાર ઉપરથી જેઓના વિચાર બંધાયા હોય તેઓને એ દર્શનમા ખાસ આનન્દ પડે એ ઘણું સ્વાભાવિક છે

જગતમા પદાર્થોનો ઉત્તરોત્તર વિકાસ થયલો જોવામા આવે છે અને એ પદાર્થો એકબીજાથી ભિન્ન હોય છે તેનો ખુલાસો એવી રીતે આપવામા આવે છે કે મૂળ પ્રકૃતિ જોકે એકસરખી અને અખડ છે તોપણ તે જુદા જુદા ત્રણ "**ગુણ**"ની બનેલી છે એ ત્રણ ગુણોનુ એકબીજાની સાથે જુદા જુદા પ્રમાણમા સમેલન થવાથી જુદા જુદા પદાર્થોની ઉત્પત્તિ થયલી માનવામા આવે છે **સત્ત્વગુણ**, જે વિષય પરત્વે પ્રકાશ અને દીપ્તિના લક્ષણોથી અને વિષયી પરત્વે સદ્ગુણ, સુશીલતા, અને બીજાં શુભ લક્ષણોથી અંકિત થયલો હોય છે, તે

આનન્દની લાગણી સાથે સમ્બન્ધ ધરાવે છે, **રજોગુણ** જે પ્રવૃત્તિ અને જુદા જુદા હાનિકારક લક્ષણોથી અંકિત થયલો હોય છે, તે દુ ખની લાગણી સાથે સમ્બન્ધ ધરાવે છે, અને **તમોગુણ**, જે એક તરફથી આળસ, સુસ્તી, અને અધકારના લક્ષણોથી અને બીજી તરફથી ભય, મોહ વગેરે લક્ષણોથી અકિત થયલો હોય છે, તે વૈરાગ્યની લાગણી સાથે સમ્બન્ધ ધરાવે છે અકેક કલ્પને અન્તે સઘળી વસ્તુઓ પાછી મૂળ પ્રકૃતિમા લય પામે છે, અને એ પ્રમાણે વિકાર, જીવન, અને પ્રલય વારાફરતી આવે છે અને જાય છે, તેનો આદિ પણ નથી અને અન્ત પણ નથી

સાંખ્યદર્શનનુ માનસશાસ્ત્ર ખાસ અગત્યનુ છે પ્રેક્ષણ, મનન, ઇચ્છા એવા એવા સઘળા મનોવ્યાપાર આત્માના સાથે સમ્બન્ધ ધરાવતા નથી, પણ માત્ર અત કરણ એટલે પ્રકૃતિનાજ યાન્ત્રિક વ્યાપારો છે એ સિદ્ધાન્ત ખાસ રસ ઉત્પન્ન કરે એવો છે પુરુષ પોતે નિર્ગુણ છે, અને 'નેતિ' 'નેતિ' વડેજ એનું વર્ણન આપી શકાય તેમ છે જુદા જુદા જીવાત્માઓમાં ગુણભેદથી ઘડાયલુ વ્યક્તિત્વ નથી હોતું એટલે ખાસ કરીને અત કરણ અને ઇન્દ્રિયોનુ બનેલુ સૂક્ષ્મ શરીર, જે આત્માની આસપાસ વીંટળાઈ વળે છે અને જે આત્મા વડે કરીને સચેત થાય છે, તેના ઉપર વ્યક્તિત્વનો સઘળો આધાર રહે છે આ સૂક્ષ્મ શરીર, જે પુનર્જન્મના આધારરૂપ પાપપુણ્યના વાહન જેવુ છે, તે એક સ્થૂલ શરીરમાથી બીજા કોઈ-દેવતાના, કે માનવીના, કે પશુના, કે વૃક્ષના-શરીરમા આત્માનુ પ્રયાણ થાય તે વખતે તેની સાથે રહે છે સચેત અવસ્થામાજ દુ ખ—જેની અદર સાંખ્યદર્શનના વિશિષ્ટ દુ ખવાદ પ્રમાણે આનન્દનો પણ સમાવેશ કરવામા આવે છે-તે દુ ખનુ બન્ધન હોય છે દુ ખની સપૂર્ણ નિવૃત્તિરૂપ મોક્ષ જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારે સૂક્ષ્મ શરીર જે જડ તત્ત્વોનું બનેલુ હોય છે તે તત્ત્વો વિનાશ પામે છે અને આત્મા હમેશને માટે વિમુક્ત થઈને સ્વતત્ર રીતે, પણ સપૂર્ણ અચેત અવસ્થામા રહે છે

"સાંખ્ય" એ નામ સૌથી પહેલુ પાછલા સમયના ઉપનિષદોમા વપરાયલુ જણાય છે, અને **મહાભારત**મા એ નામ ઘણી વખત જોવામા આવે છે "**संख्या**" ઉપરથી "**सांख्य**" એ શબ્દ થયો છે પણ પ્રથ

એની અદર ગણાવેલા પચીસ તત્ત્વો ઉપરથી એનો "ગણના" એવો અર્થ થયો હશે કે એમા જે પદ્ધતિ સ્વીકારવામા આવી છે તે ઉપરથી "આનુમાનિક જ્ઞાન" એવો એનો અર્થ થયો હશે એ વિષે કઈક શકા રહે છે

સાંખ્ય દર્શનના સસ્થાપક ગણાતા કપિલ મુનિ, જેના સિદ્ધાન્તો બૌદ્ધધર્મના પહેલાના કહેવાય છે અને જેને બુદ્ધની જન્મભૂમિ કપિલવસ્તુની સાથે સમ્બન્ધ છે એવુ બૌદ્ધ કથાઓમા કહેવામા આવ્યુ છે, તે છઠ્ઠા સૈકાના મધ્ય સમય પહેલા થઈ ગયલા હતા એવુ વિદ્વાનોનું માનવુ છે એ મુનિએ જો પોતાના સિદ્ધાન્તોને કદી ગ્રન્થના સ્વરૂપમા મૂક્યા હોય તો તે ગ્રન્થ બીલકુલ જળવાઈ રહ્યો નથી ખરેખર હિન્દુસ્તાનમા સાખ્યદર્શનની સાથે હમેશાજ કપિલનુ નામ જોડાતુ રહ્યુ છે તોપણ એ નામનો કોઈ માણસ ખરેખરો થઈ ગયો હતો કે કેમ તે વિષે પણ કેટલીક વાર શકા ઉઠાવવામા આવે છે સાંખ્ય ફિલસુફીને માટે બીજુ અગત્યનુ પ્રમાણ પચશિખ, જે ઇસ્વીસનની શરૂઆતમા થઈ ગયા હોય એમ જણાય છે, તેનુ છે. સાંખ્યદર્શનનો આજદિન સુધી સચવાઈ રહેલો જૂનામા જૂનો ગ્રન્થ ઈશ્વરકૃષ્ણનો છે અને તે 'सांख्यकारिका" એ નામથી ઓળખાય છે ઈસ ૫૫૭ થી ૫૮૩ સુધીમા એ ગ્રન્થનો ચીનની ભાષામા તરજુમો કરવામા આવ્યો હતો એટલે એ ગ્રન્થ પાચમા સૈકા કરતા વધારે મોડો લખાયો હોય એ સભવિત નથી, અને એ ગ્રન્થને હવે આપણે ચોથા સૈકામા મૂકી શકીએ છિયે. એ ગ્રન્થ આર્યા છન્દમા રચાયલા ૬૯ શ્લોકનો બનેલો છે અને તેમા ત્રણ બીજા શ્લોક પાછળથી ઉમેરવામા આવ્યા હતા એ શ્લોકમા સાંખ્યદર્શનના સિદ્ધાન્તો વિષે અત્યન્ત સક્ષેપમા અને પદ્ધતિપુરસર ચર્ચા કરવામા આવી છે સાખ્યદર્શનના સિદ્ધાન્તોને ફેલાવનાર મુખ્ય પુરુષ તરીકે એ ગ્રન્થમા પચશિખનુ નામ આપવામા આવ્યુ છે પાછળથી એ પચશિખના સૂત્રોનું સ્થાન આ ગ્રન્થને મળ્યુ હોય અને તેને લીધે પચશિખનો ગ્રન્થ જળવાઈ રહ્યો ન હોય એમ જણાય છે "सांख्यकारिका" ઉપર બે ઉત્તમ ટીકાઓ છે· એક ગૌડપાદની અને બીજી વાચસ્પતિમિશ્રની ગૌડપાદની ટીકા કદાચ આઠમા સૈકામા રચાયલી હશે, અને વાચસ્પતિમિશ્રની ટીકા નવમા સૈકામા લખાયલી હતી

લાંબા વખત સુધી "સાંખ્યસૂત્ર" એ સાંખ્યદર્શનનો જૂનામાં જૂનો ગ્રન્થ ગણાતો હતો અને એ કપિલનો લખેલો છે એવું કહેવામા આવતું હતું, પણ ઘણું કરી એ ગ્રન્થ આશરે ઇ સ ૧૪૦૦ સુધી લખાયો નહોતો એ ગ્રન્થ "સાંખ્યપ્રવચન" એ નામથી પણ ઓળખાય છે સાંખ્યના સિદ્ધાન્તો અને ઉપનિષદોના સિદ્ધાન્તો એ બેમા કંઈ ફેર નથી એવું સમજાવવાનો વ્યર્થ પ્રયત્ન એ ગ્રન્થના રચનાર તરફથી કરવામા આવ્યો છે યોગ અને વેદાન્તદર્શનની પણ એ ગ્રન્થકારના મગજ ઉપર જબરી અસર થઈ હોય એમ જણાય છે આ ગ્રન્થ ઉપર જૂનામા જૂની ટીકા અનિરુદ્ધની છે તે આશરે ઇ સ ૧૫૦૦ મા રચાયલી છે, અને તેનું બાહ્યલક્ષીપણું આપણને ઘણું ઉપયોગી થઈ પડે છે વિજ્ઞાનભિક્ષુની "સાંખ્યપ્રવચનભાષ્ય" એ નામની ટીકા, જે સોળમા શતકના ઉત્તરાર્ધમા લખાયેલી છે તે વિસ્તારમા વધારે છે, પણ બાહ્યલક્ષી થોડી છે ગ્રન્થકારનું વલણ ઈશ્વરવાદ તરફ છે, તેથી છએ આસ્તિક દર્શનોના મુખ્ય સિદ્ધાન્તોમા પરમ સત્ય સમાયલું છે એવું દર્શાવવાના પ્રયત્નમા જુદા જુદા દર્શનોના જે ખાસ ભેદો છે તેને એણે દબાવી દીધા છે

ઇસ્વીસનની શરૂઆતથી તે આધુનિક સમય સુધીમા હિન્દુસ્તાનના ધાર્મિક તથા આધ્યાત્મિક જીવન ઉપર સાંખ્ય સિદ્ધાન્તોની મજબૂત અસર થતી રહી છે, જોકે વેદાન્તની જેટલી અસર થઈ છે તેના પ્રમાણમા એ અસર ઘણી થોડી છે એમાના કેટલાક વિચારો—જેમકે **સત્ત્વ, રજસ્** અને **તમસ્**, એ ત્રણ ગુણ વિષેનો વિચાર તે આખા સંસ્કૃત સાહિત્યની સામાન્ય માલકીનો વિષય થઈ પડ્યા છે પ્રખ્યાત વેદાન્તી શંકરાચાર્ય( ઇ સ ૮૦૦ )ના વખતમા, સાંખ્યદર્શન તરફ ઘણા માનની દૃષ્ટિથી જોવામા આવતુ હતું **મનુસ્મૃતિ**મા જોકે **મીમાંસા** તથા વેદાન્તદર્શનના તેમજ લૌકિક દંતકથાઓના ઈશ્વરવિષયક વિચારોનું મિશ્રણ થયલું છે, તોપણ મ્હોટે ભાગે સાંખ્યદર્શનના સિદ્ધાન્તોને મનુએ વધારે માન આપ્યું છે **મહાભારત**મા, ખાસ કરીને બારમા પર્વમા, સાંખ્યદર્શનના અનેક સિદ્ધાન્તો છે, ખરેખર, સાંખ્યદર્શનના સિદ્ધાન્તોની ઘણીખરી વિગતો આ ગ્રન્થમા કોઈને કોઈ ઠેકાણે પણ જોવામા આવ્યા વગર રહેતી નથી. મહાભારત એજ સાંખ્યદર્શનનું જૂનામા જૂનું મૂળ આપણને ઉપલબ્ધ થયું છે, અને પ્રથમના સાંખ્યદર્શનના ઘણાખરા સિદ્ધાન્તો એ ગ્રન્થ પરથી ઘણી સારી રીતે જણાઈ

આવે છે પુરાણોના સાંખ્યનો ઘણોખરો ભાગ તો નિઃસંશય ગૌણ પ્રકારનો છે પુરાણોમાથી લગભગ અડધા સૃષ્ટિની ઉત્પત્તિના સમ્બન્ધમા સાંખ્યશાસ્ત્રના કથનનેજ અનુસરે છે, અને જે પુરાણોમા વેદાન્તની ચર્ચા કરવામા આવી છે તેમા પણ સાંખ્યશાસ્ત્રના સિદ્ધાન્તોની મજબૂત અસર જોવામા આવે છે તોપણ એટલુ ખરૂ કે પુરાણોમાં સર્વત્ર વેદાન્તના સિદ્ધાન્તોને લીધે, ખાસ કરીને 'જગત્ મિથ્યા છે' એ સિદ્ધાન્તને લીધે, સાંખ્યશાસ્ત્રના શુદ્ધ વિચારો કઇક દબાઈ ગયા હોય તેવા જણાય છે પુરાણોના સાખ્યનુ એક ખાસ લક્ષણ એ છે કે એમા સૃષ્ટિના કાર્યને માટે **पुरुष** વિષે નર તરીકેના અને **प्रकृति** વિષે નારી તરીકેની કલ્પના કરવામા આવી છે

**બૌદ્ધ** અને **જૈન** એ બે ધર્મની ફિલસૂફી*નુ મૂળ **સાંખ્ય-દર્શન** છે એવો એક મત પ્રતિપાદન કરવામા આવ્યો છે.

---

* ગૌતમ બુદ્ધ ઇ સ પૂર્વે છઠ્ઠા સૈકામા થઈ ગયો હતો સામાન્ય લોકવર્ગ સમજી શકે તેટલા માટે એણે પોતાનો ઉપદેશ પ્રાકૃત ભાષામા આપ્યો હતો એના પુસ્તકોને "**पिटक**" (પેટી) એવુ નામ આપવામા આવ્યુ છે "**विनयपिटक**" "**सुत्तपिटक**" અને "**अभिधम्मपिटक**" એ બૌદ્ધ ગ્રન્થોના ત્રણ મુખ્ય વિભાગ છે એમાના પહેલા "**पिटक**"મા બૌદ્ધ સાધુઓને પાળવાના નિયમો આપ્યા છે અને બીજા બેમા બૌદ્ધ ધર્મના સિદ્ધાન્તો સમજાવવામા આવ્યા છે એ ધર્મમા નીતિના નિયમો ઉપર ખાસ ભાર મૂકવામા આવ્યો છે અને એ નિયમો વિષે ઘણી સૂક્ષ્મ વિગતો આપવામા આવી છે એ નિયમોના અનુસરનારને "અર્હત્"નુ નામ આપવામા આવે છે બુદ્ધના મૃત્યુ પછી એના શિષ્યવર્ગમા કેટલોક મતભેદ પડ્યો હતો, અને **મહાયાન** તથા **હીનયાન** એવી જુદી જુદી શાખાએ થઈ ગઈ હતી બુદ્ધમા જે નીતિનુ ગૌરવ હતુ તે એના શિષ્યોમાથી જતુ રહ્યુ તેઓ આળસુ બની ગયા અને ઝીણી ઝીણી બાબતો વિષે તકરાર કરવા લાગ્યા બુદ્ધના મરણ પછી તરતજ મગધ દેશની રાજધાની (રાજગૃહ) મા ૫૦૦ બૌદ્ધ સાધુઓની એક સભા મળી હતી બૌદ્ધ ધર્મની બીજી સભા કાલાશોક રાજાના વખતમા વૈશાલીમા મળી હતી તે પહેલી સભા પછી ૧૦૦ વર્ષ રહીને (એટલે ઇ સ પૂર્વે ચોથા સૈકામા) મળી હતી ત્રીજી સભા બીજા સો વર્ષ રહીને અશોક રાજાના વખતમા (ઇ સ પૂર્વે ત્રીજા સૈકામા) મળી હતી, તે પટનામા મળી હતી, અને ચોથી સભા કનિષ્ક રાજાના વખતમા (એટલે ઇસ્વીસનના પહેલા સૈકામા) મળી હતી જૈન ધર્મના પેઠે બૌદ્ધ ધર્મ હિન્દુસ્તાનમા ટકી શક્યો

જીંદગીમાં દુઃખ સિવાય બીજું કંઈ પણ છે નહીં એ બેઉ ધર્મનો મુખ્ય સિદ્ધાન્ત છે સંસારમાં રહીને મનમાગ્યા સુખ મેળવવાની અવિદ્યામૂલક ઇચ્છા એજ દુઃખનું કારણ છે સંસારનો પરિત્યાગ અને પ્રાણિમાત્ર તરફ અત્યંત પ્રીતિભાવ એ વડે કરીને ઇચ્છાપ્રણાશદ્વારા માનવ જાતનો સંસારી જીવનના દુઃખમાંથી ઉદ્ધાર કરવો એ બેઉ ધર્મનો ઉદ્દેશ છે દુઃખવાદવાળા આ બેઉ ધર્મોમાં એટલું બધું સરખાપણું છે કે લાંબા વખત સુધી જૈન, અથવા જિનને માનનારાઓનો ધર્મ, તે બૌદ્ધ ધર્મનોજ એક પંથ છે એવું માનવામાં આવ્યું હતું પણ આધુનિક શોધખોળોને પરિણામે એવું માલૂમ પડ્યું છે કે બેઉ ધર્મના સંસ્થાપકો એકજ વખતમાં થઈ ગયા હતા, અને છઠ્ઠા સૈકાના મધ્ય હિન્દુસ્તાનના ઉત્તર પ્રદેશમાં બ્રાહ્મણ ધર્મના વિધિઓ અને જુદી જુદી વર્ણોના માની લીધેલા ખાસ અધિકારોની સ્હામે થનારા જે અનેક આચાર્યો નીકળ્યા હતા તેમાં સૌથી વધારે આગળ પડતા તેઓ હતા બેઉ ધર્મોમાં બ્રાહ્મણ ધર્મના ઉતરતા અને નાશવંત દેવતાઓને સ્વીકારવામાં આવ્યા છે, પણ સાંખ્યની પેઠે અવિનાશી પરમ દેવતાના અસ્તિત્વનો અસ્વીકાર કરવામાં આવ્યો છે. એ ધર્મો જેમ જેમ આગળ વધતા ગયા તેમ તેમ જે દર્શન ઉપરથી ફિલસુફીના સિદ્ધાન્તો તેઓએ લીધા હતા તેનાથી જુદી જુદી બાબતોમાં તેઓની ભિન્નતા વધતી ગઈ આ સ્થિતિનું પરિણામ એ આવ્યું કે સાંખ્યમતવાદીઓએ આ બેઉ ધર્મોના કેટલાક સિદ્ધાન્તો વિરુદ્ધ મજબૂત લડત ચલાવી ખાસ કરીને, આત્માનું અસ્તિત્વજ નથી એવો બૌદ્ધ ધર્મનો સિદ્ધાન્ત, વસ્તુમાત્ર ક્ષણવારજ ટકી રહે છે એ સિદ્ધાન્ત, અને આત્માનો પ્રધ્વંસ એનું નામજ મોક્ષ છે એ સિદ્ધાન્ત,* એ સર્વની તેઓ સ્હામે થયા પણ આ સ્થળે એટલું ધ્યાનમાં રાખવા જેવું છે કે નિર્વાણ એટલે સમૂળ ઉચ્છેદ સમજવાનો છે કે નિર્લેપ આનન્દની

---

નહીં એ ધર્મ નિઃસત્ત્વ થઈ ગયો હતો અને બ્રાહ્મણોએ એ ધર્મ નાબુદ કરવાને માટે ઘણા સખ્ત પગલાં ભર્યાં હતાં મતાન્તરસહિષ્ણુતા એ બુદ્ધના ઉદાર ધર્મનું ખાસ લક્ષણ હતું એ ધર્મ અત્યાર હિન્દુસ્તાન સિવાયની બીજી ઘણી પ્રજાઓમાં પળાય છે

* રહીઝ ડેવિડ્સ કહે છે કે "નિર્વાણ" નો શબ્દાર્થ "બુઝાવું" એવો અર્થ થાય છે, પણ તે આત્માનું બુઝાવું નહીં, પણ રાગ, દ્વેષ, અને મોહરૂપી ત્રણ પ્રકારના અગ્નિનું બુઝાવું સમજવાનું છે

સ્થિતિ સમજવાની છે એ પ્રશ્નનો નિર્ણય કરવાની બુદ્ધે ના પાડી હતી. નિર્વાણ, આત્માના પાછલા વિચારમાં, "મોક્ષ પ્રાપ્ત થતા જીવાત્મા બ્રહ્મમા લીન–ગર્ક થાય છે" એ વેદાન્તના સિદ્ધાન્તનો કંઈક સત્કાર કરવામા આવેલો જણાય છે

આ બેઉ ધર્મોમા આધ્યાત્મિક વિષયની ચર્ચાઓ એ ગૌણ સ્થાન રોકે છે એ ધર્મોનુ જે મહત્ત્વ છે તે એ ચર્ચાઓને લીધે નથી, પણ હિન્દુસ્તાનની ફિલસુફીના આસ્તિક દર્શનોમા નીતિના નિયમો તરફ લગભગ સંપૂર્ણ બેદરકારી રાખવામા આવી છે ત્યારે આ ધર્મોમા એ નીતિના નિયમોને ઉત્કૃષ્ટ સ્થિતિએ લઈ જવામા આવ્યા છે એમાજ એનું ખરેખરૂ મહત્ત્વ છે. એ બેઉ ધર્મોની સ્થિતિ જુદી જુદી થઈ ગઈ છે એ ઘણુ નવાઈ જેવુ છે જૈનધર્મ તે માત્ર હિન્દુસ્તાનના એક ન્હાના-સરખા પંથ તરીકેજ ટકી રહ્યો છે, બૌદ્ધ ધર્મ તે પોતાની જન્મભૂમિ-માથી લાંબા વખત થયા જતો રહ્યો છે, પણ એ ધર્મે જગતના એક મહાન્ ધર્મની પદવી મેળવી છે અને બીજા કોઈ પણ ધર્મના કરતાં એ ધર્મમાં માનનારાઓની સંખ્યા વધારે મ્હોટી છે

સાંખ્ય દર્શનમા યથાર્થ જ્ઞાનની પ્રાપ્તિના સાધન તરીકે અમુક પ્રકારની મનોદશા જરૂરની છે એવો સિદ્ધાન્ત ઉમેરાઈને તેનો ગ્રન્થ વ્યવસ્થિત સ્વરૂપમા બીજા કોઈ પણ આસ્તિક દર્શનના કરતા વધારે વ્હેલો મુકાયો. આ ગ્રન્થ તે "યોગસૂત્ર"નો છે અને એ ગ્રન્થ યોગ ફિલ-સુફીના સ્થાપક પતંજલિનો રચેલો છે જેમા બીજાં દર્શનો વિરુદ્ધ ચર્ચા કરવામા ન આવી હોય એવો ફિલસુફીનો સૂત્રગ્રન્થ એકલો આજ છે એ કારણથી એ ગ્રન્થ બીજા ગ્રન્થોના કરતા વ્હેલો લેખાયો હશે એવા અનુમાન ઉપર આવવાને આપણને મજબૂત કારણ મળે છે પણ યોગ દર્શનનો સંસ્થાપક અને વ્યાકરણશાસ્ત્રનો વેત્તા પતંજલિ એ બેઉ એકજ છે એવુ જે હિન્દુસ્તાનના લોકોનું માનવુ છે તે ખરૂ છે એમ આપણાથી કહી શકાય એવું નથી, કારણ કે એ બેઉ ગ્રન્થકારોના વિચારમાં કેટલોક ફરક છે એવુ ચોક્કસ દર્શાવવામાં આવ્યુ છે ઉપર બતાવેલા કારણથી "યોગસૂત્ર" એ ઇ.સ પૂર્વે બીજા સૈકામા રચાયલા હોવાં જોઈએ એ અનુમાન ઘણું વાસ્તવિક લાગે છે. આ ગ્રન્થ "સાંખ્યપ્રવચન" એ નામથી પણ ઓળખાય છે. પાછલા સમયના

"**સાંખ્યસૂત્ર**"નુ નામ પણુ એજ છે તે ઉપરથી કપિલની ફિલસુફી સાથે એનો સમ્બન્ધ કેટલો આછો છે તે જણાઈ આવે છે. **મહાભારતમાં** "**સાંખ્ય**" અને "**યોગ**" એ બેઉ દર્શન એકજ હોય એવી મતલબનું કથન કરવામા આવ્યુ છે

યોગદર્શન લોકોની રુચિને વધારે અનુકૂળ થઈ પડે એટલા માટે પતજલિએ સગુણુ ઈશ્વરના અસ્તિત્વનો સિદ્ધાન્ત પણ એ દર્શનમાં દાખલ કર્યો, પણુ તે એવી શિથિલ રીતે મૂક્યો કે આખા દર્શનની વ્યવસ્થાને એ સિદ્ધાન્તની સાથે કોઈ પણુ રીતનો સમ્બન્ધ રહેતો નથી. ખરેખર એ ગ્રન્થમા ઈશ્વર વિષેના જે સૂત્રો છે તે ગ્રન્થના બીજા ભાગની સાથે કઈ પણુ સમ્બન્ધ ધરાવતા નથી એટલુજ નહીં પણુ એ દર્શનના આધારભૂત સિદ્ધાન્તોની વિરુદ્ધ જાય છે કારણુ કે સાંખ્ય દર્શનની પેઠે અહીં પણુ પ્રકૃતિથી પુરુષનું છૂટા પડવું ( **કૈવલ્ય** ) એજ મનુષ્યનો અન્તિમ ઉદ્દેશ જણુાવવામા આવ્યો છે, ઈશ્વરની સાથે જોડાવુ અથવા ઈશ્વરમા લીન થઈ જવુ એ નહીં, અને અહીં જીવાત્મા તે પણુ "પરમાત્મા" અથવા ઈશ્વરમાથી ઉત્પન્ન થયા છે એમ નહીં, પણુ "પરમાત્મા" અથવા ઈશ્વરની પેઠે જીવ પણુ અનાદિ છે એમ કહેવામા આવ્યુ છે

યોગ વિષે અને યોગથી જે અદ્ભુત શક્તિઓ પ્રાપ્ત થાય છે તે વિષે પતજલિના વખતમા જે વિચારો પ્રચલિત હતા તે જયા આગળ દર્શાવવામા આવ્યા છે તે ભાગ આખા દર્શનમા ખરેખરો વિલક્ષણુ છે અમુક વસ્તુ ઉપર ચિત્તને એકાગ્ર કરવુ એનું નામ "**યોગ**" કહેવાય છે ઉપવાસ આદિ વ્રતો વડે કરીને અદ્ભુત શક્તિ પ્રાપ્ત થાય છે એવી માન્યતા ઐતિહાસિક સમયથી પણુ પહેલાની અસ્તિત્વ ધરાવતી હતી, અને હજી પણુ જગલી પ્રજાઓમા એવી માન્યતા સાધારણુ જોવામા આવેછે આવી રીતના વ્રતોને માટે વેદોમાં "**તપસ્**" એ શબ્દ વાપરવામા આવ્યો છે આ ઉપરથી, હિન્દુસ્તાનમા માનસિક જાગૃતિ જેમ જેમ વધતી ગઈ તેમ તેમ "**યોગ**" એ નામનો મનોવ્યાપાર વધારે ને વધારે ખીલતો ગયો, અને પતંજલિના પહેલા કેટલાક સૈકાઓ આગળથીજ એ વિષેનુ જ્ઞાન અને અનુભવ લોકોમા હશે એમ માનવાને આપણી પાસે આધાર છે કારણુ કે આધુનિક શોધખોળોને પરિણામે એવુ માલમ પડ્યુ છે કે બુદ્ધિવિષયક **સાંખ્યદર્શનજ**

નહીં પણ આચારવિષયક યોગદર્શન પણ બૌદ્ધધર્મના આરંભકાળની સાથે સમ્બન્ધ ધરાવેછે, અન્ય વસ્તુઓમાથી ચિત્તવૃત્તિઓનો નિરોધ કરીને એકાગ્રતા રાખવી એ બૌદ્ધધર્મીઓમાં અસલથીજ ઘણું વખણાતું હતું પતજલિએ માત્ર એ સિદ્ધાન્તને વધારે ખીલવ્યો, અને ચિત્તની સંપૂર્ણ એકાગ્રતા સાધવાના સાધન ક્યા ક્યા છે તે વિષે એણે વિસ્તારથી ચર્ચા કરી એના દર્શનમાં યોગના નિયમોનું બરાબર પાલન કરવુ એ ખાસ અગત્યનું ગણવામા આવ્યુ છે, કારણ કે એનાથી અદ્ભુત શક્તિઓ પ્રાપ્ત થાય છે, એટલુજ નહીં પણ મોક્ષને માટે એ મુખ્ય સાધન છે એવુ પણ કહેવામા આવ્યુ છે એના ગ્રન્થના ચાર અધ્યાય છે તેમા ચિત્તની સંપૂર્ણ એકાગ્રતા ( **समाधि** ), એ એકાગ્રતા મેળવવાના ઉપાય ( **साधन** ), એનાથી જે અદ્ભુત શક્તિઓ પ્રાપ્ત થાય છે તે ( **विभूति** ), અને ઉદ્ધાર પામેલા આત્માનુ છૂટાપણું ( **कैवल्य** ) એ ચાર વિષયોની ચર્ચા કરવામા આવી છે આ ગ્રન્થ ઉપર જૂનામાં જૂની અને સારામા સારી ટીકા વ્યાસની રચેલી છે, તે ઇસ્વીસનના સાતમા સૈકાની છે

પાછલા સમયના ઘણા ઉપનિષદો યોગસિદ્ધાન્તની સાથે સારો સમ્બન્ધ ધરાવે છે. **मनुस्मृति**ના છઠ્ઠા પ્રકરણમા યોગ વિષે ઘણી વિગતો આપવામા આવી છે ખરેખર, એ ગ્રન્થમા જે ઈશ્વરવાદ જોવામાં આવે છે તે ઉપરથી એના સાંખ્ય સિદ્ધાન્તો યોગદર્શનમાથીજ લેવાયા હશે એ સંભવિત જણાય છે. **महाभारत**ના ગ્રન્થમા, ખાસ કરીને બારમા પર્વમા, યોગ વિષે ઘણા વિસ્તારથી ચર્ચા કરવામા આવી છે. "**भगवद्गीता**"મા યોગનું તત્ત્વ ઘણું આગળ પડતુ જણાય છે, એટલુજ નહીં પણ એને "**योगशास्त्र**"નું નામ પણ આપવામા આવ્યુ છે યોગની સિદ્ધિ વિષે હજી પણ હિન્દુસ્તાનના ઘણા લોકોને શ્રદ્ધા છે, અને હાલના વખતમા પણ ઘણા માણસો યોગનું આનુભવિક જ્ઞાન મેળવે છે. તોપણ સાંપ્રત કાળના યોગીઓ ઘણુંખરૂં જતરમતરના ખેલ કરનારાઓ અને મદારીઓજ હોય છે

પાછલી એટલે અર્વાચીન સમયની ટીકાઓમા ચિત્તની એકાગ્રતાના પ્રયોગોને માટે "**राजयोग**" એવુ ખાસ નામ વાપરવામાં આવ્યુ છે. બાહ્ય પ્રયોગોને માટે સાધારણ રીતે "**क्रियायोग**" એ નામ વાપર-

વામા આવે છે એનું જે વધારે ઉત્કટ સ્વરૂપ તેને માટે પાછલા ગ્રન્થોમા "**હઠયોગ**" એ શબ્દ વાપરવામા આવ્યો છે, અને જોરે જોરે શ્વાસને કેવી રીતે રોકવો તેના પ્રયોગો "**હઠયોગ**"મા આપવામા આવ્યા છે "**હઠયોગ**" અને "**રાજયોગ**" એ બેનો ભેદ ઘણી વખત દર્શાવવામા આવ્યો છે

**યોગ**ના આઠ અગમાથી **આસન** એ ચિત્તની એકાગ્રતા આણુનાર અને આરોગ્યને વધારનાર હોવાથી ખાસ અગત્યનું ગણાય છે **આસન**ના જુદા જુદા પ્રકારનુ વર્ણન આપવામા વધારે અર્વાચીન લેખકોને વિશેષ આનન્દ મળતો હતો, અને ઘણી વાર બધા મળીને ચોર્યાસી આસન ગણાવવામા આવ્યા છે **હઠયોગ**મા "**मुद्रा**" એ નામના બીજા આસનો પણ આપવામા આવ્યા છે સૌથી વધારે જાણીતી "**मुद्रा**" તે "**खेचरी**" એ નામની છે જીભને વાળીને પાછળ ગળા તરફ લઈ જવી અને ભવાની વચ્ચેના એક બિન્દુ તરફ એકાગ્રદષ્ટિ રાખવી તેનુ નામ "**खेचरी**" કહેવાય છે પ્રાણાયામની સાથે સાથે આવી રીતના પ્રયોગો કરવાથી સમાધિ ચઢતી હતી એ સમ્બન્ધમા એક હરિદાસ નામના યોગીનો દાખલો તો સારી રીતે જાણીતો છે ૧૮૦૦ થી ૧૮૩૦ સુધીમા એ યોગી રાજપુતાના અને લાહોરમા આમતેમ ભટકતો હતો, અને પૈસા ખાતર પોતાના શરીરને પોતે સમાધિની સ્થિતિમા હોય ત્યારે પૃથ્વીમા દટાવા દેતો હતો. સ્ટીવનસનની નવલકથામા સિકન્દદાસ નામના હિન્દુસ્તાનના વતની તરફથી "Master of Ballantrae"ને દાટવામા આવ્યાની જે વાત આવે છે તે નિઃસંશય આ યોગીના વૃત્તાન્ત ઉપરથીજ લેવાયલી છે

સાંખ્ય અને યોગ એ બે દર્શનો વધારે પ્રાચીન હતા અને તેઓનો પરસ્પરનો સમ્બન્ધ ઘણો ગાઢો હતો તેના પછી આશરે ઇસ્વીસનની શરૂઆતમા બે દર્શનો નીકળ્યા તે આ બેથી તદ્દન જુદીજ જાતના હતા છ આસ્તિક દર્શનોમા પણ પ્રથમથીજ ઇશ્વિરવાદ જેમા સ્વીકારવામા આવ્યો હોય એવા દર્શનો આ બેજ હતા. તેમાંનું એક વેદો અને બ્રાહ્મણો ઉપરથી રચાયલુ છે એટલે તેમા વેદધર્મના કર્મકાડની ચર્ચા કરવામા આવી છે, અને બીજામા ઉપનિષદોના મુખ્ય અદ્વૈતવાદી સિદ્ધાન્તોની પદ્ધતિપુરઃસર ચર્ચા કરવામા આવી છે "પૂર્વ-

"મીમાંસા"ને "કર્મમીમાંસા" એ નામ પણ કોઈ કોઈ વખતે આપવામા આવે છે, પણ સાધારણ રીતે એ એકલા "મીમાંસા" એ નામથીજ ઓળખાય છે. વેદાન્તદર્શનની સાથે એનો ગાઢો સમ્બન્ધ છે તેને લીધેજ એને ષડ્દર્શનોમાના એક તરીકેની પ્રતિષ્ઠા પ્રાપ્ત થઈ છે. એ દર્શનના સિદ્ધાન્તો "કર્મમીમાંસાસૂત્ર"મા આપવામા આવ્યા છે, અને તેનો રચનાર જૈમિનિ છે ધર્મવિધિઓ વિષે અને એ વિધિઓ કરવાથી શા શા લાભ થાય છે તે વિષે એ દર્શનમા ચર્ચા કરવામા આવી છે વેદ કોઈનો રચેલો નથી અને અનાદિ છે એવુ કહીને 'શબ્દ નિત્ય છે' અને તેથી શબ્દને અર્થની સાથે જે સમ્બન્ધ છે તે સાંકેતિક નથી, પણ શબ્દના અંતર્ગત સ્વભાવનુંજ પરિણામ છે, એ સિદ્ધાન્તો ઉપર એ દર્શનમા ખાસ ભાર મૂકવામા આવ્યો છે તત્ત્વચિન્તનની દૃષ્ટિએ જોતા એ દર્શનમા કંઈ ખાસ રસ પડે એવુ ન હોવાથી યુરોપના વિદ્વાનોનું એ દર્શન તરફ હજી સુધી બહુ લક્ષ ગયુ નથી

"**मीमांसासूत्र**" ઉપરનુ જે જૂનામા જૂનું ભાષ્ય અત્યારે અસ્તિત્વમા છે તે શબર સ્વામીનુ છે એ ભાષ્ય ઉપર આશરે ઈ સ. ૭૦૦મા મીમાંસાશાસ્ત્રના પ્રખ્યાત વિદ્વાન્ કુમારિલ એમણે વાર્તિક લખ્યુ તે "**तन्त्रवार्त्तिक**" એ નામથી ઓળખાય છે. પહેલા અધ્યાયના બીજા પાદથી એ ગ્રન્થનો આરભ થાય છે એજ કુમારિલે "**श्लोकवार्त्तिक**" પણ લખ્યું છે, તેમા પતજલિના પહેલા પાદની ઉપરના શબર સ્વામીના ભાષ્યને પદ્યમાં મૂકવામા આવ્યું છે. "**मीमांसासूत्र**" ઉપર પાછળથી જે ભાષ્યો લખાયા તેમા માધવનુ "**जैमिनीयन्यायमालाविस्तर**" (ચૌદમા શતકનું) એ સૌથી વધારે અગત્યનુ છે

આ દર્શન કરતા "**उत्तरमीमांसा दर्शन**" એ ઘણું વધારે લક્ષ આપવા જેવું છે કારણ કે તેમા ઉપનિષદોના સિદ્ધાન્તો સુવ્યવસ્થિત રીતે આપવામા આવ્યા છે, એટલુંજ નહીં પણ હિન્દુસ્તાનના હાલના પંડિતોના આધ્યાત્મિક વિચારો પણ એ દર્શનમા પ્રકટ કરાયલા જોવામાં આવે છે ઉપનિષદ્ એ "વેદનો અન્ત (છેવટનો ભાગ)" હોવાથી એને "**वेदान्त**" એ નામ પણ આપવામા આવ્યુ છે પ્રોફે સર ડ્યૂસનના શબ્દોમા કહીએ તો ખ્રિસ્તી ધર્મના સિદ્ધાન્તો અને "ન્યૂ ટેસ્ટામેન્ટ" એ બેની વચ્ચે જેવી રીતનો સમ્બન્ધ છે તેવી રીતનો સમ્બન્ધ

આ ઉત્તરમીમાંસાદર્શન અને પ્રાચીન ઉપનિષદો એ બેની વચ્ચે છે. એનો મુખ્ય સિદ્ધાન્ત જીવ અને બ્રહ્મની એકતાનો છે, અને તે “ तत्त्वमसि” એ પ્રખ્યાત સૂત્રના રૂપમા ઘણી વખતે મૂકવામા આવે છે. આ કારણથી એ મીમાંસાને “ब्रह्ममीमांसा” અથવા “शारीरकमीमांसा” એવું નામ પણ આપવામા આવે છે. અનાદિ અને અનન્ત બ્રહ્મના વિભાગ પડી શકતા નથી તેમજ એનો પરિણામ પણ થતો નથી તેથી જીવ એ બ્રહ્મનો એક અંશ અથવા બ્રહ્મમાંથી ઉત્પન્ન થયલું તત્ત્વ હોઈ શકે નહીં એવુ એ દર્શનમા કહેવામા આવ્યુ છે બ્રહ્મ સિવાય બીજી કોઈ વસ્તુ છે નહીં એ સિદ્ધાન્ત ઉપરથી વેદાન્તને “अद्वैतवाद” એવુ નામ પણ આપવામા આવ્યુ છે. વ્યવહારમા વસ્તુઓનું જે વૈવિધ્ય જોવામાં આવે છે અને વેદમા આત્માઓની અનેકતા વિષે જે કથન કરવામા આવ્યા છે તેના સમ્બન્ધમા એવો ખુલાસો આપવામા આવે છે કે એ સઘળા સ્વપ્નના દેખાવો છે, અને જ્યા સુધી માણસ જાગ્રત્ અવસ્થામા નથી આવ્યો ત્યાં સુધીજ એ દેખાવો સાચા લાગે છે

એવા ખોટા અનુભવોનુ મૂળ કારણ “अविद्या” છે બીજાં દર્શનોની પેઠે આ દર્શનમા પણ “अविद्या”નુ અસ્તિત્વ એમનુ એમ માની લેવામા આવ્યુ છે, પણ એના સમ્બન્ધમા કોઈ પણ રીતનો ખુલાસો કરવામા આવ્યો નથી આ વ્યાવહારિક સૃષ્ટિ તે “माया” માત્ર છે એ આત્માથી સમજી શકાતું નથી તેનું કારણ “अविद्या” છે. આ પ્રમાણે વેદાન્તીની દૃષ્ટિએ વિશ્વ તે એક મૃગતૃષ્ણિકાના જેવુ છે જેવી રીતે તૃષાકુલ થયલુ હરણ મૃગતૃષ્ણિકામા પાણીનું દર્શન કરે છે તેવી રીતે આત્મા પણ તૃષ્ણાને લીધે વિશ્વનુ દર્શન કરે છે યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થતા અધકાર ખસી જાય છે અને જાણે જાદુની પેઠે સઘળી માયાવી રચના અદૃશ્ય થઈ જાય છે. તે વખતે જીવ અને બ્રહ્મની વચ્ચે લેશ પણ અન્તર રહેતો નથી અને મોક્ષનો જે પરમ પુરુષાર્થ તેની સિદ્ધિ થાય છે.

યથાર્થ જ્ઞાન ખચીત દુનિયાના વ્યવહારથી મળી શકતું નથી પણ વેદોના જ્ઞાનકાડમા એટલે ઉપનિષદો વડે એ જ્ઞાન પ્રકટ કરવામા આવ્યું છે રજ્જુના ઉપર સર્પનો અધ્યારોપ કરવામા આવ્યો હોય તે જેવી રીતે નષ્ટ થાય છે તેવી રીતે યથાર્થ જ્ઞાન વડે કરીને બાહ્ય દેખાવોના વૈવિધ્યની ભ્રમણા પણ નષ્ટ થાય છે પણ વેદાન્તમા બે પ્રકારની વિદ્યા ગણાવવામા આવી છે “परा” અને “अपरा” એમાંથી “परा विद्या”

એ નિર્ગુણ બ્રહ્મ (નાન્યતરજાતિ) તેના વિષેની છે અને "**અપરા વિદ્યા**" તે સગુણ બ્રહ્મ (નર જાતિ), જે જગતનો આત્મા છે અને જે સૃષ્ટિનો ઉત્પન્ન કરનાર અને મોક્ષ આપનાર ઈશ્વર છે, તેના વિષેની છે. એકની એકજ વસ્તુને રૂપવાળી અને રૂપ વગરની, ગુણવાળી અને ગુણ વગરની કહેવાથી જે વિરોધ આવે છે તેનો ખુલાસો એવી રીતે આપવામા આવે છે કે સગુણ બ્રહ્મ કઈ સત્ય નથી, પણ એકજ નિર્ગુણ બ્રહ્મનું અજ્ઞાનજનિત માયાવી સ્વરૂપ છે.

વેદાન્તના સિદ્ધાન્તો બાદરાયણના "**બ્રહ્મસૂત્ર**"મા આપવામા આવ્યા છે. આ ગ્રન્થનો અર્થ એમનો એમ સમજી શકાય એવો નથી તેથી શંકરાચાર્ય નામના પ્રખ્યાત વેદાન્તી ફિલસુફ, જેણે બ્રાહ્મણધર્મના સમુદ્ધરણકાર્યમા ઘણો આગળ પડતો ભાગ લીધો હતો, તેણે પોતાના "**ભાષ્ય**"મા એનો અર્થ સમજાવ્યો છે એ ફિલસુફ ઇ.સ. ૭૮૮મા જન્મ્યો હતો, ૮૨૦મા એ સાધુ થઈ ગયો હતો અને ઘણું કરીને એ મ્હોટી વય સુધી જીવ્યો હતો * એણે જે અર્થ કર્યા છે તેજ સઘળી અગત્યની બાબતોમા "**બ્રહ્મસૂત્ર**"ના ખરા અર્થ હોય એ દરેક રીતે સભવિત જણાય છે તોપણ "**માયાવાદ**"ને વધારે સંપૂર્ણ અને મજબૂત કર્યાનુ માન તો એનેજ ઘટે છે. સદાનન્દ યોગીન્દ્રનો "**વેદાન્તસાર**" નામનો ગ્રન્થ છે તેમા શકરના સમજાવેલા વેદાન્તસિદ્ધાન્તોનો સાર સંક્ષેપમા ઘણી સારી રીતે આપવામા આવ્યો છે એ ગ્રન્થકારના વિચારો ઘણી બાબતમા શકરથી જુદા પડે છે, અને એવુ જ્યા થાય છે ત્યા આગળ ગ્રન્થકારના મગજ ઉપર સાંખ્યદર્શનની મજબૂત અસર થઈ હોય એવુ માલમ પડે છે.

શકર પછી "**બ્રહ્મસૂત્ર**" ઉપર જે બીજા ઘણા ભાષ્યો લખાયા છે તેમા બારમા સૈકાના પ્રથમાર્ધમાં થઈ ગયલા રામાનુજનું ભાષ્ય સૌથી અગત્યનું છે. આ લેખકે પોતાના ભાષ્યમા પાંચરાત્ર અથવા ભાગવત નામના એક જૂના વૈષ્ણવ સંપ્રદાયના વિચારો પ્રકટ કર્યા છે. એ સંપ્રદાયના સિદ્ધાન્તો ખ્રિસ્તી વિચારને મળતા આવે છે અને તે **ભગવદ્ગીતા** અને **ભાગવતપુરાણ**મા તેમજ એ સંપ્રદાયના ખાસ ગ્રન્થોમા સમજાવ-

---

* શકરાચાર્યના જન્મની તારીખ વિષે હજી ઘણો મતભેદ છે ન્હાનપણથીજ એણે સન્યાસ લીધો હતો અને એનુ જીવન બહુ ટૂકુ હતુ એમ સાધારણ રીતે માનવામા આવે છે

વામાં આવ્યા છે રામાનુજે આપ્યા છે તે પ્રમાણેના ભાગવત ધર્મના સિદ્ધાન્તોમાં અને જેના ઉપર એણે ભાષ્ય લખ્યુ છે તે "બ્રહ્મસૂત્ર"ના વિચારોમા ઘણો ભેદ જણાય છે કારણ કે એના કહેવા પ્રમાણે જીવ અને બ્રહ્મ એ બે એક નથી, અને જીવને જે બંધન રહે છે તે અજ્ઞાનને લીધે નહીં, પણ અશ્રદ્ધાને લીધે રહે છે જ્ઞાન નહીં પણ ભક્તિ એજ મુક્તિ પામવા અથવા ઇશ્વરની સાથે એક થવાનો ખરો ઉપાય છે

છેલ્લા બે આસ્તિક દર્શનો, વૈશેષિક અને ન્યાય, એકબીજાની સાથે ગાઢ સમ્બન્ધ ધરાવે છે, કારણ કે પદાર્થોનો વિભાગ અને જગત્‌ની ઉત્પત્તિ અણુઓમાથી થઈ છે એ સિદ્ધાન્ત બેઉમા સાધારણ છે. એ બેમા વૈશેષિક દર્શન ઘણું વધારે પ્રાચીન છે, અને "બ્રહ્મસૂત્ર"મા પણ એ દર્શન વિરુદ્ધની ટીકા કરવામા આવી છે ત્યા આગળ એ દર્શન વિષે કહેવામા આવ્યુ છે કે એના તરફ બહુ લક્ષ આપવાની જરૂર નથી, કારણ કે એમા માનનારા કોઈ છે નહીં પાછલા સમયમા ખચીત એ પ્રમાણે ન્હોતુ, કારણ કે તે વખતે એ દર્શન ઘણું લોકપ્રિય થઈ પડયુ હતું અણુવાદમા "विशेष" એ પદાર્થ ઉપર ઘણો ભાર મૂકવામા આવ્યો છે તેના ઉપરથી એ દર્શનનું "वैशेषिक" એવુ નામ પડયુ છે એ દર્શનના રચનાર માટે "कणाद" "कणभुज्" અથવા "कणभक्ष" ( કણ ખાનારો ) એવી સંજ્ઞા પણ વાપરવામા આવે છે

એ દર્શનની ખાસ ખુબી એ છે કે એમા પદાર્થોના ચોક્કસ વિભાગ પાડવામા આવ્યા છે અને તેમા સઘળી વસ્તુઓનો સમાવેશ કરવામા આવ્યો છે પ્રથમ જે ૭ પદાર્થો ગણાવવામા આવતા હતા તે દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, અને સમવાય એ પ્રમાણે હતા એ છએના ખાસ લક્ષણો આપવામા આવ્યા છે અને તેના પેટાવિભાગ પાડવામા આવ્યા છે. समवाय અથવા નિત્ય સમ્બન્ધ, અને संयोग એ બેનો ભેદ સમજાવવામા આવ્યો છે, અને દ્રવ્ય અને ગુણોનો, અંશ અને અંશીનો, સામાન્ય અને વિશેષનો, ગતિ અને ગતિમાન્ વસ્તુનો સમ્બન્ધ તે समवाय એવી રીતે समवायનુ વર્ણન આપવામા આવ્યુ છે પાછળથી એક સાતમો अभाव એ નામનો પદાર્થ ઉમેરવામા આવ્યો છે તેનાથી સૂક્ષ્મ ભેદો રચવાની સગવડ થવાથી હિન્દુસ્તાનના ન્યાયશાસ્ત્ર ઉપર તેની મજબૂત અસર થઈ છે આ પદાર્થના પાછા

પ્રાગભાવ, પ્રધ્વંસાભાવ, અન્યોન્યાભાવ ( જેમકે, ઘટ અને પટ ), અને અત્યન્તાભાવ ( જેમકે, ઉદકમાં અગ્નિ ) એ પ્રમાણેના વિભાગ પાડવામા આવ્યા છે

આ પદાર્થોના સમ્બન્ધમા વ્યાપક સિદ્ધાન્તો ઉપર આવવુ એ વૈશેષિક દર્શનનો હેતુ હતો આ કારણથી "**દ્રવ્ય**" એ પદાર્થના સમ્બન્ધમા અણુઓમાથી જગતની ઉત્પત્તિ થવાનો સિદ્ધાન્ત ઉદ્ભવ્યો છે. તેજ પ્રમાણે "**ગુણ**" એ પદાર્થના સમ્બન્ધમા માનસશાસ્ત્રની ચર્ચા ઉત્પન્ન થઈ છે તે ધ્યાન ખેંચે એવી છે અને તે સાંખ્યદર્શનની સાથે મળતાપણુ ધરાવે છે આ સ્થળે આત્માને અનાદિ, અનન્ત, સર્વવ્યાપક અને દિક્કાલ આદિથી અનવચ્છિન્ન ગણવામા આવ્યો છે આત્માની સાથે મનને ઘણો ગાઢો સમ્બન્ધ છે, અને એ મન વડે કરીને બાહ્ય પદાર્થોજ નહીં પણ એ આત્માના પોતાના ગુણો પણ આત્માથી જાણી શકાય છે આત્મા વિભુ છે પણ મન અણુ છે, એટલે એક ક્ષણે અમુક એકજ પદાર્થનુ એનાથી ગ્રહણ થઈ શકે છે આ કારણથીજ આત્માને એકી વખતે અનેક વસ્તુઓનુ ભાન થતું નથી

ન્યાયદર્શનમા કણાદના દર્શનનોજ વિકાસ થયલો છે અને એ કણાદના દર્શનનુજ પરિપૂરક છે અધ્યાત્મવિદ્યા અને માનસશાસ્ત્રના વિષયમા એ બેઉ દર્શનની વચ્ચે કઈ પણ ભેદ નથી લૉજિક વિષે એમા ઘણી વિસ્તારપૂર્વક અને સચોટ સમજૂતી આપવામા આવી છે એજ એનુ ખાસ લક્ષણ છે આ કારણને લીધે હિન્દુસ્તાનમા આજ દિન સુધી ન્યાયદર્શન એ સઘળી ફિલસુફીના અધ્યયનને માટે મૂળ પાયા તરીકે ગણાયુ છે. યથાર્થ જ્ઞાનના પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, અને શબ્દ એ ચાર સાધન વિષે વિસ્તૃત ચર્ચા કરવા ઉપરાત ન્યાય અને હેત્વાભાસ વિષે એમા સંપૂર્ણ વિવેચન કરવામા આવ્યુ છે હિન્દુસ્તાનના લોકોએ સ્વતત્ર રીતે આ સ્થળે ન્યાયની સમજૂતી આપી જણાય છે એ વાત ખાસ લક્ષ ખેંચે એવી છે પણ એટલુ યાદ રાખવુ જરૂરનુ છે કે ઍરિસ્ટોટલ થઈ ગયા પછી પણ લાબા વખત સુધી હિન્દુસ્તાનમા કોઈ જાતનુ સુવ્યવસ્થિત ચર્ચાપદ્ધતિનુ સ્વરૂપ ("સિલૉજિઝમ"ના જેવુ ) હિન્દુસ્તાનમા જોવામા આવતુ નથી, અને ગ્રીસના ખગોળશાસ્ત્ર ઉપરથી હિન્દુસ્તાને પોતાનુ ખગોળશાસ્ત્ર લીધુ એવુ તો હવે પુરવાર થઈ ચૂક્યુ

છે, ત્યારે ખગોળશાસ્ત્રની પેઠે આ (સિલૉજિઝમ) પણ તેઓએ ગ્રીસની પાસેથી લીધુ એમ કેમ ન હોય એ એક પ્રશ્ન છે ગોતમનુ "**न्यायसूत्र**" એ આ દર્શનનો પ્રમાણગ્રન્થ છે એ ગ્રન્થના પહેલાજ સૂત્રમા સોળ પદાર્થો ગણાવવામા આવ્યા છે અને એ પદાર્થો વિષેના યથાર્થ જ્ઞાનની પ્રાપ્તિ થતા મોક્ષ મળે છે એવુ કહેવામા આવ્યુ છે, તે ઉપરથી આ સ્થળે લૉજિકને કેટલુ મહત્ત્વ આપવામા આવ્યુ છે તે જણાઈ આવે છે

"**वैशेषिकसूत्र**" અને "**न्यायसूत्र**" એ બેમાથી એકેમા ઈશ્વરનુ અસ્તિત્વ પ્રથમ સ્વીકારવામા આવ્યુ ન્હોતું, અને જોકે એ બેઉ દર્શનોમા પાછળથી ઈશ્વરવાદ દાખલ થયો હતો તોપણ જડ પ્રકૃતિના રચનાર તરીકે ઈશ્વરને તેઓએ કદી સ્વીકાર્યો નથી તેઓના ઈશ્વર વિષેના વિચાર સૌથી પહેલા ઉદયનાચાર્યની "**कुसुमांजलि**", જે દશમા સૈકામા લખાઈ હતી, તેમા અને જે ગ્રન્થોમા બેઉ દર્શનોની સાથે સાથે ચર્ચા કરવામા આવી હોય તેમા સ્પષ્ટ રૂપે પ્રકટ કરાયલા જોવામા આવે છે. એ ગ્રન્થોમા ઈશ્વર અને બીજા સનાતન જીવાત્માઓની વચ્ચે ભેદ દર્શાવવામા આવ્યો છે કે પુનર્જન્મની સાથે સમ્બન્ધ ધરાવનારા ગુણો ઈશ્વરમા નથી અને વિશ્વના નિયામક થવાને માટે જરૂરનું સામર્થ્ય અને જ્ઞાન એનામા છે

સાખ્ય, યોગ, અને વેદાન્ત એ સર્વ સિદ્ધાન્તોનો સાર ખેંચી કાઢીને તેનુ એકીકરણ કરવાની જે પ્રવૃત્તિ ચાલી હતી તેને પરિણામે લખાયલો જૂનામા જૂનો સાહિત્યગ્રન્થ "**श्वेताश्वतरोपनिषद्**" એ નામનો છે એનાથી વધારે પ્રખ્યાત ગ્રન્થ "**भगवद्गीता**"નો છે, તેમા કૃષ્ણ તરીકે અવતાર પામેલા પરમાત્મા અર્જુનને ઉપદેશ આપે છે એ ઉપદેશનુ તાત્પર્ય એ છે કે માણસ ગમે તે વર્ણનો હોય પણ તેનો મ્હોટામા મ્હોટો ધર્મ એ છે કે પોતાનુ જે કર્તવ્ય હોય તે તેણે ઉત્સાહથી કરવુ આ સિદ્ધાન્ત મૂકવામા ભાષાનુ જે સૌન્દર્ય અને સામર્થ્ય ભગવદ્ગીતામા જોવામા આવે છે તે હિન્દુસ્તાનના બીજા કોઈ પણ સાહિત્યગ્રન્થ કરતા ઊતરે એવુ નથી

આસ્તિક ષડ્દર્શનો અને બે બ્રાહ્મણધર્મના વિરોધી દર્શનોની સાથે સાથે "**लोकायत**"નુ દર્શન પણ અસ્તિત્વમા આવ્યુ હતુ, તે એ દર્શનના મૂળ પ્રતિપાદકના નામ ઉપરથી **चार्वाक**નું દર્શન પણ કહેવાય

છે. એ દર્શન ઘણુંજ નાસ્તિક ગણાતું હતું, કારણ કે વેદોનું પ્રમાણ અને બ્રાહ્મણધર્મના વિધિઓનો એમા અસ્વીકાર કરવામા આવ્યો છે, એટલુજ નહીં પણ પુનર્જન્મ અને મોક્ષના સિદ્ધાન્ત, જે સઘળા દર્શનોમા સ્વીકારવામા આવ્યા છે, તેનો પણ એ દર્શનમા અસ્વીકાર કરાયો છે બુદ્ધના સમય પહેલા પણ જડવાદના ચિહ્નો તો હિન્દુસ્તાનમા અસ્તિત્વ ધરાવતા હતા, અને હાલના સમયમા પણ એ જડવાદમા છૂપી રીતે માનનારા ઘણા હોય છે તોપણ बृहस्पति, જે દતકથા પ્રમાણે આ દર્શનના મૂળ પ્રતિપાદક કહેવાય છે, તેના નષ્ટ થયલા સૂત્રો સિવાય એ દર્શનનો બીજો કોઈ પણ ગ્રન્થ કદી અસ્તિત્વમા આવ્યો હોય એમ જણાતું નથી એ દર્શન વિષે આપણે જે જ્ઞાન ધરાવીએ છિયે તે કઈક અશે બીજા દર્શનોમા કરવામા આવેલી ચર્ચાઓ ઉપરથી, પણ ખાસ કરીને ચૌદમા શતકના પ્રખ્યાત વેદાન્તી માધવાચાર્ય, જે સાયણના ભાઈ હતા, તેના રચેલા "सर्वदर्शनसग्रह" ઉપરથી આપણને પ્રાપ્ત થયલુ છે. ચાર્વાક મતની અત્યન્ત નાસ્તિકતા એટલા ઉપરથી જણાઈ આવે છે કે પ્રત્યક્ષ સિવાય બીજા દર્શનોમા સ્વીકારવામા આવેલા સઘળાં પ્રમાણોનો એ દર્શનમા અસ્વીકાર કરવામાં આવ્યો છે પ્રકૃતિનેજ તેઓ સત્ય તરીકે સ્વીકારતા હતા ચૈતન્યગુણાન્વિત શરીર એજ આત્મા છે એવુ તેઓ માનતા હતા જેવી રીતે અમુક ઓષધિઓનુ મિશ્રણ થવાથી માદકતાનો ગુણ ઉત્પન્ન થાય છે તેવી રીતે અમુક તત્ત્વોનુ મિશ્રણ થવાથી શરીરની ઉત્પત્તિ સાથે આત્માની ઉત્પત્તિ થાય છે એમ તેઓનુ કહેવુ હતું આ કારણથી, શરીરનો જ્યારે વિનાશ થાય છે ત્યારે આત્માનો પણ વિનાશ થાય છે એવો તેઓનો મત હશે જડ અને ચેતન સઘળી વસ્તુઓની ઉત્પત્તિ પુનર્જન્મના નિયમને આધીન છે એમ માનવુ ભૂલભરેલુ છે વસ્તુઓનુ ખરૂ સ્વરૂપ એજ વસ્તુઓની ઉત્પત્તિનુ કારણ છે ઇન્દ્રિયોથી અતીત વસ્તુઓનુ અસ્તિત્વ તેઓ સ્વીકારતા નથી, અને એવી વસ્તુઓમા જેઓ માને છે તેઓની મશ્કરી કરવાનુ મન થયા વગર તેઓને રહેતું નથી તેઓ કહે છે કે દેશનો રાજા, જેનુ અસ્તિત્વ આખા જગતના પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ થાય છે, તેજ આપણો મ્હોટામા મ્હોટો દેવતા છે, સંસારના કારણોને લીધે જે સસારના દુઃખો ઉત્પન્ન થાય છે તેજ નરક છે, અને શરીરનો વિનાશ થવો એનુજ નામ મોક્ષ છે એ દર્શનનો ગ્રન્થ દેવતાઓના આચાર્ય બૃહસ્પતિનો રચેલો છે એમ કહેવામા પણ કઈક મશ્કરીનું તત્ત્વ સમાયલ હોય એમ

જણાય છે બ્રાહ્મણના ધર્મ ઉપર એ દર્શનમાં સખત આક્ષેપો કરવામાં આવ્યા છે ચાર્વાકમતવાળાઓ કહે છે કે વેદો એ માત્ર લુચ્ચા માણસોના અસંબદ્ધ પ્રલાપ છે અને તે અસત્ય, પૂર્વાપરવિરોધ, અને પુનરુક્તિ એ ત્રણ દોષોથી દૂષિત થયલા છે, વેદના આચાર્યો દભી છે, અને તેઓના સિદ્ધાન્તો પરસ્પરવિરોધી છે, અને જુદા જુદા ધર્મવિધિઓ એ બ્રાહ્મણોને જીવનના સાધન તરીકેજ ઉપયોગી છે તેઓ પૂછે છે કે "યજ્ઞમાં જે પશુનુ બલિદાન કરવામાં આવે તેને જો સ્વર્ગ મળતુ હોય તો યજ્ઞ કરનારો માણસ પોતાના બાપનુજ બલિદાન શામાટે નહીં કરતો હોય ?"

નીતિની બાબતમાં જોઈએ તો "મઝાહ મેળવવી" એજ એ દર્શનનો મુખ્ય સિદ્ધાન્ત છે ઇન્દ્રિયજન્ય સુખ મેળવવુ એજ પરમ પુરુષાર્થ છે અને સુખનો યોગ્ય ઉપભોગ થાય તેનો ઉપાય એજ છે કે જેવી રીતે મત્સ્ય મેળવવા ઇચ્છનાર માણસ મત્સ્યની સાથેના ભીંગડા અને હાડકા તરફ દુર્લક્ષ રાખેછે તેવી રીતે સુખ મેળવવા ઇચ્છનાર માણસે સુખની સાથે જે દુ ખ રહ્યુ હોય તેના તરફ દુર્લક્ષ રાખવુ

यावज्जीवेत् सुखजीवेदृण कृत्वा घृतं पिबेत् ।

भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुत ॥

"જ્યા સુધી જીદગી છે ત્યા સુધી સુખમા રહેવુ, માથે દેવુ થઈ જાય તોપણ ઘી પીવુ, કારણ કે આ દેહ એક વખતે બળીને ભસ્મ થઈ ગયો પછી તે પાછો ક્યાથી આવવાનો હતો ?"

**सर्वदर्शनसंग्रह**ના લેખકે બધા મળીને સોળ દર્શનોના વર્ણન આપ્યા છે અને દરેક દર્શન વખતે તે દર્શનનાજ મતાવલમ્બી થઈને તે તે દર્શન વિષે ઘણી આશ્ચર્યકારક રીતે એણે સબળ ચર્ચા કરી છે જે ૭ દર્શનો વિષે ઉપર કઈ કહેવામા આવ્યુ નથી તે ઓછા અગત્યના છે અને વળી તે કેવળ ફિલસુફીને લગતા નથી. એમાના પાચ અમુક અમુક પથને લગતા છે એક વૈષ્ણવ પથનુ છે, અને ચાર શૈવ સંપ્રદાયના છે, અને એ સઘળા દર્શનોને સાખ્ય અને વદાન્તના સિદ્ધાન્તોની મજબૂત અસર લાગી છે છઠ્ઠુ પાણિનિનુ દર્શન તેને આધારે ફિલસુફીના ભેગુ મૂકયુ છે તેનુ કારણ એટલુજ છે કે હિન્દુસ્તાનના વૈયાકરણોએ શબ્દના નિત્યત્વ વિષેનો મીમાંસાદર્શનનો સિદ્ધાન્ત સ્વીકાર્યો હતો અને સ્ફોટ અથવા દરેક શબ્દની સાથે અર્થગ્રહણને અર્થે આવશ્યક એવુ જે અદૃશ્ય અને અવિનાશી તત્ત્વ રહ્યુ હોય છે તે વિષેના યોગસિદ્ધાન્તનુ તેઓએ વિશેષ સમર્થન કર્યુ હતુ.

---

## પ્રકરણ ૧૬

—×※×—

### સંસ્કૃત સાહિત્ય અને પશ્ચિમની પ્રજાઓ

ધર્મશાસ્ત્રના અને વિજ્ઞાનશાસ્ત્રના સંસ્કૃતમા લખાયલા અનેક ગ્રન્થો છે અને તેમાના ઘણા અગત્યના પણ છે, છતા સ્થળસંકોચને લીધે એ ગ્રન્થોનો અત્યન્ત સંક્ષિપ્ત અહેવાલ આપવાનુ પણ અત્ર બની શકતું નથી. તોપણ હિન્દુસ્તાનનો સુધારો જેમા પ્રતિબિમ્બત થયો છે તે સંસ્કૃત સાહિત્યનો આ ઇતિહાસ પૂરો કરતા પહેલા પશ્ચિમની પ્રજાઓની એ સાહિત્ય ઉપર શી અસર થઈ છે અને એ સાહિત્યની પશ્ચિમની પ્રજાઓ ઉપર શી અસર થઈ છે તેનો વૃત્તાન્ત ઘણો ટૂંકાણમા પણ આપ્યા વગર ચાલશે નહીં આ ઘણા રસ પડે એવા વિષયનું યોગ્ય વિવેચન તો એક સ્વતંત્ર ગ્રન્થ વડેજ થઈ શકે

હિન્દુસ્તાનના લોકો અને પશ્ચિમના લોકો એકબીજાના સમ્બન્ધમા આવ્યાના જૂનામા જૂનાં ચિહ્નો હિન્દુસ્તાનની લેખનકળાના ઇતિહાસમાથી આપણને મળી આવે છે એ લેખનકળા ઘણું કરીને ઇ.સ. પૂર્વે ૮૦૦ વર્ષ જેટલા પ્રાચીન સમયમા સેમેટિક પ્રજા તરફથી પ્રાપ્ત થઈ હતી એ આપણે ઉપર જોઈ ગયા છિયે.

ઐતિહાસિક સમયની શરૂઆત થતા પહેલા આર્ય લોકોએ હિન્દુસ્તાન ઉપર જીત મેળવી હતી, પણ પાછળથી તેઓ જાતે ઘણા પ્રાચીન સમયમા પણ પરદેશી રાજાઓના તાબામા ગયા હતા. આશરે ઇ.સ પૂર્વે ૫૦૦થી ૩૩૧સુધીમા વાયવ્ય દિશાનો છેડાનો ભાગ આકિમિનિડ વંશના અમલ દરમ્યાન ઈરાનીઓના તાબામા ગયો હતો. પહેલા સાઇરસે ગંધાર અને અશ્વક એ હિન્દુસ્તાનની પ્રજાઓ પાસેથી ખંડણી લેવા માંડી હતી. બેહિસ્તન અને પર્સિપોલિસના જૂના ઇરાની લેખો ઉપરથી એવુ માલમ પડે છે કે એની પછીના રાજા ડેરિયસ હિસ્ટૅસ્પિસે ગંધારના લોકો ઉપરજ નહીં, પણ સિન્ધુ નદી આગળ રહેનારી બીજી પ્રજા ઉપર પણ રાજ્ય ચલાવ્યુ હતું. હિરોડોટસ પણ કહે છે કે એ રાજાએ "ઉત્તર હિન્દુસ્તાનના લોકો"ને તાબે કર્યા હતા એજ ડેરિયસ

ના હુકમથી સ્કાઇલૅક્સ નામનો ગ્રીક હિન્દુસ્તાનની મુસાફરી કરી આવ્યો હતો અને ઇ.સ. પૂર્વે ૫૦ મા વહાણમા બેસીને સિન્ધુ નદીમા ફર્યો હતો એમ કહેવાય છે. એણે જે હકીકત જણાવી હતી તેના ઉપર-થી આધાર રાખીને હિકેટેઇસ અને બીજા અનેક ગ્રીક લેખકોએ હિન્દુસ્તાનનો વૃત્તાન્ત આપ્યો હતો ઇ.સ પૂર્વે ૪૮૦મા ગ્રીસની સ્હામે ઝર્કસીસ જે લશ્કર લઈ ગયો હતો તેમા ગધાર અને હિન્દુસ્તાનની ટુકડીઓ હતી, તેના વસ્ત્રશસ્ત્રાદિ વિષેનુ વર્ણન હિરોડોટસે આપ્યુ છે એ ઇતિહાસકારે એવુ પણ કહ્યુ છે કે આખા ઇરાનના રાજ્યમા સૌથી વધારે ભારે ખડણી હિન્દુસ્તાનના છત્રપતિ તરફથી આપવામા આવતી, અને એ ખડણીને માટે જે સુવર્ણ જોઇએ તે પૂર્વ તરફના એક અરણ્યમાંથી લાવવામા આવતું એ સુવર્ણને શિયાળવાના કરતા વધારે મ્હોટી કીડીઓ જમીનમાથી ખોદી કાઢતી

ઇ સ પૂર્વે ચોથા સૈકાની શરૂઆતમા ટેશિયસ નામનો ગ્રીક વૈદ્ય, જે બીજા આર્ટક્ઝર્સિસના દરબારમા રહેતો હતો, તેણે ઇરાનીઓ-ની પાસેથી હિન્દુસ્તાન વિષે ઘણી હકીગત જાણી હતી, અને એ જાતે પણ હિન્દુસ્તાનના કેટલાક બુદ્ધિમાન્ મનુષ્યોના પરિચયમા આવ્યો હતો પણ ઇ સ પૂર્વે ૩૯૮મા એ હિન્દુસ્તાનમાથી પાછો ફર્યો ત્યાર પછી હિન્દુસ્તાનનો જે વૃત્તાન્ત એણે લખ્યો તેમાથી આપણને અગત્યની હકીગતો બહુ મળી આવતી નથી, કારણ કે એ વૃત્તાન્ત બહુ કાળજીથી સાચવી રાખવામા આવ્યો નથી અને સત્યતાને માટે એના દેશબંધુઓ-માં એ લેખકની પ્રતિષ્ઠા બહુ સારી ગણાતી ન્હોતી.

મહાન્ સિકંદર બાદશાહે ઇરાનના રાજ્યનો નાશ કર્યો ત્યાર પછી હિન્દુસ્તાન ઉપર જે ફરીથી ચઢાઈ કરવામા આવી તે વખતે હિન્દુ-સ્તાનના ઇતિહાસમા સૌથી પહેલી ચોક્કસ તારીખ આપણા જોવામા આવે છે ઇ સ. પૂર્વે ૩ ૭મા ૧૨૦,૦૦૦ પાયદળ અને ૩૦,૦૦૦ ઘોડે-સ્વાર સાથે સિકંદરે હિન્દુ કુશનો પર્વત ઓળગ્યો હતો કાબુલ અને સિન્ધુ નદીના સંગમ આગળ આવેલું પુષ્કલવતી( ગ્રી. પ્યુકેલોતિસ )નું નગર કબજામા લીધા પછી અને કાબુલ નદીની ઉત્તર તરફના અશ્વક લોકો ( ગ્રી અસ્સકનોઈ, અસ્પેસિયોઇ, હિપ્પેસિયોઇ )ને અને દક્ષિણ તરફના ગધાર લોકોને તાબે કર્યા પછી ૩૨૬ની શરૂઆતમા સિન્ધુ

નદીની પેલી તરફ એ ગયો સિન્ધુ અને જેલમની વચ્ચે, તક્ષશિલા (ગ્રી. ટૅક્સિલિસ) આગળ, પહેલી વખતે બ્રાહ્મયોગીઓ, જેને તેઓ "હિન્દુસ્તાનના ફિલસુફો" એ નામ આપે છે, તે તેઓના જોવામાં આવ્યા, અને તેઓના યોગ જોઈને અને તેઓના વિચિત્ર સિદ્ધાન્તો સાભળીને તેઓને ઘણી નવાઈ લાગી

જેલમ અને ચિનાબની વચ્ચે પૌરવ અથવા પૌર લોકોનું રાજ્ય આવેલુ હતું, તેના રાજાને માટે ગ્રીક લોકોએ "પૌર" એ પ્રજાના નામ ઉપરથી "પોરસ" એ શબ્દ વાપર્યો છે તે રાજા ૫૦,૦૦૦ પાયદળ, ૪૦૦૦ ઘોડેસ્વાર, ૨૦૦ હાથીઓ, અને ૪૦૦ રથ લઇને સિકંદરને આગળ વધતો અટકાવવાને માટે તેની સ્હામે ગયો હતો પછી જેલમ નદીના કિનારા ઉપર ભારે લડાઈ થઈ તેમા કેટલીક કુશીબતો વેઠયા પછી સિકંદરે પોતાના મ્હોટા લશ્કરને લીધે અને ઉંચી પ્રતિભાને લીધે આખરે વિજય મેળવ્યો પૂર્વ દિશામા જીત પર જીત મેળવતો એ સતલજ (ગ્રી. ઝદદ્રિસ) નદી સુધી આગળ વધ્યો પછી, એના મૅસિડોનિયન લોકોએ પ્રાસિયોઇ લોકોના (સં. પ્રાચ્ય) રાજાના પ્રતાપની હકીગતો સાભળી હતી તેથી તેઓએજ આગળ વધવાની ના કહી, એટલે આ સ્થળથી વધારે આગળ ગંગા નદી તરફ જવાનું એનાથી બની શક્યુ નહીં આ કારણથી પંજાબ અને સિન્ધના નવાબોની નીમણુક કરીને સિન્ધુ નદીના મુખ તરફ એ હકારી ગયો અને ગેડ્રોસિયા આગળથી ઇરાનમા પાછો આવ્યો સિકંદરની સાથે જેઓ ગયા હતા તેઓના લખાણ બીલકુલ જળવાઈ રહ્યાં નથી પાછલા સમયના લેખકોએ એ લખાણોમાથી કેટલાક ઉતારાઓ આપ્યા છે તેના ઉપરથીજ આપણને કંઈ કંઈ માહિતી મળી શકે છે

સિકંદરના મૃત્યુ પછી પંજાબના નવાબ ફીલીપસે વૃદ્ધ રાજા પોરસનુ ખૂન કર્યું તેને લીધે હિન્દુસ્તાનના લોકો ગ્રીક સત્તાની સ્હામે થયા અને ચન્દ્રગુપ્ત (ગ્રી સૅન્ડ્રેકોટોસ અથવા સૅન્ડ્રોકિપ્ટોસ) એ નામના સાહસિક યુવાનની આગેવાની હેઠળ તેઓએ પોતાનું ગુમાવેલું સ્વાતન્ત્ર્ય પાછુ મેળવ્યુ ઇ સ પૂર્વે ૩૧૭મા ચન્દ્રગુપ્તે સિન્ધુ નદી આગળના મુલકોનો કબજો લીધો અને ૩૧૫મા પાટલિપુત્રના રાજાને એણે ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો, ત્યાર પછી આખી ગંગા નદી આગળની ખીણના પ્રદેશો પણ એના તાબામા આવ્યા. આ પ્રમાણે એણે જે વશ-

ની સ્થાપના કરી તે મૌર્ય વંશ ૧૩૭ વર્ષ સુધી ચાલ્યો (ઇ.સ. પૂર્વે ૩૧૫ થી ૧૭૮) હિન્દુસ્તાનમા એના જેવુ મ્હોટુ રાજ્ય અત્યાર સુધીમા બીજુ કોઈનું જોવામા આવ્યુ નથી ગગા નદીના મુખથી તે સિન્ધુ નદી સુધીનો (ગુજરાત સાથનો) હિમાલય પર્વત અને વિન્ધ્યાચળના વચ્ચેનો સઘળો પ્રદેશ એના તાબામા હતો

સિલ્યુકસે બૅક્ટ્રિયા અને પર્શિયા(ઈરાન)નુ રાજ્ય સ્થાપ્યુ હતુ તેણે જોયુ કે ચન્દ્રગુપ્તને હરાવવા જેટલુ પોતાનામા સામર્થ્ય નથી એટલે પાટલિપુત્ર આગળ ચન્દ્રગુપ્તની દરબારમા રહેવાને માટે મિગૅસ્થનિસ નામના ગ્રીકને એણે મોકલ્યો આ એલચી એ પ્રમાણે ઇ.સ. ૩૧૧થી ૩૦૨ સુધીના વર્ષોમા હિન્દુસ્તાનની અદરજ રહ્યો હતો, અને એણે "Ta Indika" નામનો ગ્રન્થ લખ્યો તે ખાસ કીમતી હોવાનું કારણ એ છે કે હિન્દુસ્તાનનો જેને જાતઅનુભવ હોય એવા પરદેશી તરફથી પોતાના અનુભવનો ખાસ અહેવાલ જેમા આપવામા આવ્યો હોય એવો પ્રાચીનમા પ્રાચીન ગ્રન્થ આ છે મિગૅસ્થનિસે ચન્દ્રગુપ્તના સૈનિક બળ વિષે અને એની રાજ્યવ્યવસ્થા વિષે ઘણી સૂક્ષ્મ વિગતો આપી છે. એણે અરણ્યનિવાસી યોગીઓ (Hylobioi) વિષે લખ્યુ છે અને બ્રાચમાનિસ અને સર્મનાઇ-એટલે બ્રાહ્મણો અને બૌદ્ધો (શ્રમણ) -એવા બે જાતના ફિલસુફો ગણાવ્યા છે એણે કહ્યુ છે કે વરસાદ આણનારા ઝ્યૂસ દેવ(ઇન્દ્ર)ના અને ગગા નદીની હિન્દુસ્તાનના લોકો પૂજા કરે છે એ ઉપરથી જણાય છે કે એના વખતમા પવિત્ર નદી તરીકે ગગાની વન્દનીયતા સ્થાપિત થઈ ચૂકી હતી. પર્વતની અદર ડાયોનિસસની પૂજા કરવામા આવે છે એવુ એણે કહ્યું છે, અને એ ડાયોનિસસનુ એણે જે વર્ણન આપ્યુ છે તે ઉપરથી જણાય છે કે "ડાયોનિસસ" એ શબ્દ એણે "શિવ"ને માટે વાપર્યો છે ખેતરોની અંદર, ખાસ કરીને યમુના નદીના કિનારા ઉપર રહેનારા શૂરસેન લોકોમા અને મિથોરાના નગરમાં, હિરક્લિસની પૂજા થાય છે એવુ એણે કહ્યુ છે તે વિષ્ણુ અને કૃષ્ણાવતાર, જેના યાદવકુળનુ મુખ્ય નગર મથુરા છે, તેના વિષેજ હશે આ વચનો ઉપરથી એવા અનુમાન ઉપર આવી શકાય છે કે એ વખતે પરમ દેવતા તરીકે શિવ અને વિષ્ણુનુ માહાત્મ્ય સ્થાપિત થઈ ચૂકયુ હતું અને પર્વતોમા શિવની, અને ગગા નદી આગળની ખીણોમા વિષ્ણુની પૂજા થતી હતી જૂનામા જૂના બૌદ્ધ સૂત્રોમા જોકે

કૃષ્ણુ વિષે કંઈ પણુ કથન કરવામા આવ્યુ નથી, તોપણુ આ વખતે કૃષ્ણુને વિષ્ણુના અવતાર તરીકે ગણુવામા આવતો હતો એવુ પણુ માલમ પડે છે વળી મિગૅસ્થનિસ તરફથી આપણુને એવી પણુ માહિતી મળે છે કે એના વખતમા સૃષ્ટિના ચાર યુગનો સિદ્ધાન્ત હિન્દુસ્તાનમા ચોક્કસ સ્થાપિત થઈ ચૂક્યો હતો

ચન્દ્રગુપ્તના પૌત્ર, પ્રખ્યાત રાજા અશોકે પોતાનુ હિન્દુસ્તાનનુ રાજ્ય જાળવી રાખ્યુ, એટલુજ નહીં પણુ તેને દરેક બાજુએથી વધાર્યું બૌદ્ધ ધર્મને એણે રાજ્યધર્મ તરીકે સ્વીકાર્યો ત્યાર પછી એ ધર્મના સિદ્ધાન્તોને ફેલાવવા એણે ઘણી મહેનત કરી, અને ખાસ કરીને લકા-મા એણે એ ધર્મ ફેલાવ્યો ત્યાર પછી હમેશા બૌદ્ધ ધર્મના સપ્રદાયો લકામા ઘણી કાળજીથી સાચવી રાખવામા આવ્યા છે

અશોકના મૃત્યુ પછી આશરે ઇ સ પૂર્વે ૨૦૦મા ગ્રીકોબૅક્ટ્રિયન રાજાઓએ પશ્ચિમ હિન્દુસ્તાન ઉપર જીત મેળવવા માડી, અને આશરે એંશી વર્ષ સુધી ત્યા આગળ રાજ્ય કીધુ યુથિડિમોસે જેલમ તરફના પ્રદેશોમા પોતાનો અમલ વધારવા માડ્યો (ઇ સ પૂર્વે બીજા સૈકાના આરભમા) સિન્ધુ નદીના નીચલા ભાગના મુલકો, માળવા, ગુજરાત, અને ઘણું કરીને કાશ્મીર ઉપર પણુ એના પુત્ર ડિમેટ્રિયોસની સત્તા ફેલાઈ ચૂકી હતી એ ડિમેટ્રિયોસ "હિન્દુસ્તાનના લોકોનો રાજા" કહેવાય છે, અને સિક્કા ઉપર બે ભાષા વાપરવાનો નવો રિવાજ સૌથી પહેલો એણે કાઢ્યો હતો સિક્કા ઉપર એક તરફજ ગ્રીક ભાષાનો મુદ્રા-લેખ છાપવામા આવતો તેની સાથે બીજી તરફ હિન્દુસ્તાનની ખરોષ્ઠી લિપિનો મુદ્રાલેખ એણે ઉમેર્યો. યુક્રેટાઇડિસ (ઇ સ. પૂર્વે ૧૯૦-૧૬૦), જેણે ડિમેટ્રિયોસના સ્હામુ બડ ઉઠાવ્યુ હતુ, તેણે પજાબનો મુલક પૂર્વ-મા બીઆસ સુધીનો પોતાના તાબામા આણ્યો. હિલિયોક્લિસ (ઇ સ પૂર્વે ૧૬૦-૧૨૦)ના રાજ્ય પછી હિન્દુસ્તાનના ગ્રીક રાજાઓનો બૅક્ટ્રિયાની સાથેનો સમ્બન્ધ તૂટી ગયો એ ગ્રીકો-ઇંડિયન રાજાઓમા સૌથી વધારે જાણીતો મિનૅન્ડર હતો (આશરે ઇ સ પૂર્વે ૧૫૦), તેના વિષે મિલિન્દ એ નામથી બૌદ્ધ ધર્મના ગ્રન્થોમા ઘણી વખત લખવામા આવ્યુ છે હિન્દુસ્તાન ઉપર ગ્રીકની સત્તા લગભગ બે સૈકાઓ સુધી ચાલુ રહી ત્યાર પછી તેની છેલ્લામા છેલ્લી નિશાની ઇ.સ. પૂર્વે ૨૦ મા

અદૃશ્ય થઈ ગઈ હિન્દુસ્તાનમા સ્મારક તરીકેના ગ્રીક મુદ્રાલેખો કદી પણ જોવામા આવ્યા નથી એ વાત ખાસ લક્ષ ખેંચે એવી છે

ગ્રીકો-ઇંડિયન સમયની શરૂઆત સાથે ગ્રીક લોકો જેને ઇંડો-સીથિયન કહે છે અને હિન્દુસ્તાનના લોકો જેને "શક" એ સીથિયન માત્રને માટેના સાધારણ ઇરાની નામથી ઓળખે છે તેની ચઢાઈઓ પણ થવા માડી પજાબના જાટ લોકો તે આ કહેવાતા સીથિયનોના વશજ છે એવુ માનવામા આવે છે એ શક લોકોનો સૌથી પહેલો રાજા મોઅસ અથવા મોઆ હતો (આશરે ઇ સ પૂર્વે ૧૫૦), અને એ લોકોનુ રાજ્ય ઇ સ ૧૭૮ સુધી, એટલે લગભગ ત્રણ સૈકાઓ સુધી ચાલ્યું હતુ હિન્દુસ્તાનમા શક સંવત્ વડે કરીને શક લોકોનુ સ્મરણ કાયમ રહ્યુ છે એ શક રાજાઓમાથી એકલો એક કનિષ્ક રાજા પ્રખ્યાત થઈ ગયો છે તેના રાજ્યાભિષેકના વરસથી, એટલે ઇ.સ ૭૮ થી શક સવત્ની શરૂઆત થાય છે અને એ સવત્ હજી પણ હિન્દુસ્તાનમાં ચાલે છે એના તાબાના મુલકોમા ગગા નદી ઉપર આવેલા કાન્ય-કુબ્જ(કનોજ)નો પણ સમાવેશ થતો હતો, અને હિન્દુસ્તાનની પેલી તરફ મધ્ય એશિયાના કેટલાક ભાગો સુધી એનું રાજ્ય ફેલાયુ હતું બૌદ્ધ ધર્મ તરફ એને ઘણો પક્ષપાત હતો, ગધાર અને કાશ્મીરના પ્રદેશોમા એણે બૌદ્ધ ધર્મનુ ખાસ સ્થાનક કર્યું હતુ, અને કાશ્મીરમા બૌદ્ધ ધર્મની ચોથી સભા એણે મેળવી હતી

આશરે ઇ સ પૂર્વે ૨૦મા શક લોકોના પછી કુષન લોકો હિન્દુ-સ્તાનમા આવ્યા મધ્ય એશિયામાની યુએ-ચિની પાચ પ્રજાઓમાની એક આ હતી, અને પાછળથી આખા ઉત્તર હિન્દુસ્તાન ઉપર તેઓએ જીત મેળવી હતી

ઇ સ ૩૧૯થી ૪૮૦ સુધી ગુપ્ત રાજાઓના અમલ દરમ્યાન ઉત્તર હિન્દુસ્તાનના સઘળા મુલકો એકઠા થઈને લગભગ ચન્દ્રગુપ્તના જેટલુજ વિશાળ રાજ્ય રહ્યુ ત્યાર પછી કઇંક હૂણ લોકોના હુમલાઓને લીધે તો કઇંક બીજા કારણોથી ઉત્તર હિન્દુસ્તાનમા પાછા છૂટા છૂટા રાજ્યો થઈ ગયા અને તેમાના કેટલાક રાજ્યો ઉપર પાછલા ગુપ્ત રાજાઓની સત્તા રહી આ સ્થિતિ ઇ સ ૬૦૬ સુધી ચાલી, પછી કનોજના

રાજા હર્ષવર્ધને આખા ઉત્તર હિન્દુસ્તાન ઉપર સર્વોપરી સત્તા મેળવી એનું રાજ્ય ચાલતું હતું તે સમયમા બાણ નામનો કવિ થઈ ગયો, અને ચીનનો હ્યૂન સગ નામનો પ્રખ્યાત મુસાફર પણ એજ સમયે હિન્દુસ્તાનમા આવ્યો હતો

આશરે ઇ સ. ૧૦૦૦ મા મુસલમાનોની જીત થઈ એટલે હિન્દુસ્તાન પાછુ પરદેશીઓના તાબામા આવ્યુ સિકદરની ચઢાઇપિ છી જેમ મિગૅસ્થનિસ નામના પરદેશીનો ગ્રન્થ લખાયો હતો તેમ આ ચઢાઈ પછી સારે નસીબે આલ્બરૂની નામના કેળવાયલા પરદેશીનો "ઇડિયા" એ નામનો કીમતી ગ્રન્થ લખાયો (આશરે ઇ સ ૧૦૩૦) તે ઉપરથી હિન્દુસ્તાનના સુધારાની તે સમયની સ્થિતિનો ઘણો સવિસ્તર અહેવાલ આપણને મળી શકે છે

આ પ્રમાણે હિન્દુસ્તાનના લોકો પશ્ચિમની જીતનારી પ્રજાઓના સંસર્ગમા વાર્ંવાર આવ્યા હતા તેને લીધે સાહિત્યની જુદી જુદી શાખાઓમા હિન્દુસ્તાન અને પશ્ચિમની પ્રજાઓ એ બેઉની એકબીજા ઉપર અસર થઈ હોય એ ઘણુ સ્વાભાવિક છે

વીરચરિત કાવ્યો( epics )ના સમ્બન્ધમા ડાયો ક્રિસોસ્ટોમોસ નામના ગ્રીક અલકારશાસ્ત્રીનુ કહેવુ એમ હતુ કે હિન્દુસ્તાનના લોકોએ હોમરની કવિતાને પોતાનીજ ભાષામા ઉતારી છે અને પ્રાયમના દુ ખો, ઍન્ડ્રોમૅક્ષ અને હિક્યુબાના વિલાપો, ઍકિલિસ અને હેક્ટરના પરાક્રમો એ સર્વના ગાયન તેઓ ઉત્સાહથી ગાય છે **મહાભારત**ના કેટલાક મુખ્ય પાત્રો હોમરના પાત્રોની સાથે સરખાપણું ધરાવે છે તે ઉપરથીજ આ ગ્રીક લેખકે આ પ્રમાણે કહેલુ એમ ખુલ્લુ જણાઈઆવે આવે છે, અને એ સરખાપણા ઉપરથી **મહાભારત** તે "ઇલિયડ"નું ભાષાન્તર છે એવુ અનુમાન એણે કરેલુ હોય એમ જણાય છે પણ ખરૂ જોતા આ બે કાવ્યોની વચ્ચે કોઈ પણ રીતનો સમ્બન્ધ નથી. તેમજ ગ્રીક કાવ્યની **રામાયણ** ઉપર અસર થયલી એવો પ્રોફેસર વેબરનો સિદ્ધાન્ત છે તેને માટે પણ કોઈ રીતનો આધાર જણાતો નથી (પ્રકરણ ૧૦ મુ )

આપણે ઉપર જોઈ ગયા છિયે તે પ્રમાણે **મહાભારત**મા કૃષ્ણ પૂજા વિષે ઘણું કથન કરવામા આવેલુ છે એ કૃષ્ણના પથમાં અને ખ્રિસ્તી ધર્મમા પ્રચીત કેટલીક અગત્યની બાબતોનુ સરખાપણું છે તે ઉપરથી ખ્રિસ્તી ધર્મની અસરને લીધે કૃષ્ણનો પથ નીકળ્યો એવો મત કેટલાક તરફથી દર્શાવવામા આવે છે પણ **મહાભારત**ના સમય વિષે આપણે જે નિર્ણય ઉપર આવ્યા છિયે તે ઉપરથી (પૃ ૩૬૪–૩૬૫) તેમજ ઇસ્વીસન પહેલા કેટલાક સૈકાઓ આગળથી દેવતા તરીકે કૃષ્ણની પૂજા થતી હતી એવુ મિગૅસ્થનિસના વચનોથી માલમ પડે છે તે ઉપરથી કૃષ્ણના ધર્મની ઉત્પત્તિના સમ્બન્ધમા તો આ વિચાર ભૂલભરેલો જણાઈ આવે છે વળી **મહાભાષ્ય** ઉપરથી આપણને માહિતી મળે છે કે ઇસ્વી-સન પૂર્વે બીજા સૈકામા, અને બીજા સૈકામા નહીં તો પહેલામા તો નક્કીજ, કૃષ્ણની વાર્તા નાટકને રૂપે ભજવવામા આવતી હતી.

હિન્દુસ્તાનના નાટકો અને ગ્રીસના નાટકોની ઉત્પત્તિ એક-બીજાથી તદ્દન સ્વતત્ર રીતે થઈ હતી કે કેમ એ એક અગત્યનો સવાલ છે ઇસ્વીસન પહેલાના ત્રણ સૈકાઓમા હિન્દુસ્તાનના અને ગ્રીસના નાટકોની એકબીજા ઉપર અસર થઈ હોય એ બનવા જોગ છે એટલુ તો આપણે કબૂલ કરવુ પડશે સિકદરે હિન્દુસ્તાન ઉપર ચઢાઈ કીધી તે વખતે એની સાથે અનેક કલાવાનો પણ હિન્દુસ્તાનમા આવ્યા હતા, તેમા નાટક ભજવનારાઓ પણ આવ્યા હોય એ સભવિત છે સિલ્યૂકસે પોતાની છોકરીના લગ્ન ચન્દ્રગુપ્તની સાથે કર્યાં હતા અને એ રાજા તેમજ બીજા ટોલેમી એ બેઉએ પાટલિપુત્રમા પોતાની તરફના એલચીઓ મોકલીને પાટલિપુત્રના દરબારની સાથેનો સમ્બન્ધ જાળવી રાખ્યો હતો પશ્ચિમ હિન્દુસ્તાનમા લગભગ બે સૈકાઓ સુધી ગ્રીક રાજાઓનો અમલ ચાલ્યો હતો ગુજરાતમા નર્મદાના મુખ આગળ આવેલુ ભરૂચ શહેર, જેને ગ્રીક લોકો "બેરિગેઝા" એવુ નામ આપે છે, તેની સાથે એલેકઝાન્ડ્રિયાને વ્યાપારનો સમ્બન્ધ ઘણો મજબૂત હતો, અને એ પાછલુ શહેર ઉજ્જયિની( ગ્રી ઓઝીની )ના નગર સાથે વ્યાપારમાર્ગથી જોડાયુ હતું તેને લીધે ઉજ્જયિની પણ તે વખતે ઘણા વૈભવની સ્થિતિએ પહોચ્યુ હતું ફિલોસ્ટ્રેટસ, જે ઇસ્વીસનના બીજા સૈકામા થઈ ગયો, તેના વચન ઉપર બહુ ભરોસો મૂકી શકાય એમ નથી એ ખરૂ, પણ તે આશરે ઇ સ ૫૦મા હિન્દુસ્તાનમા આવેલા

"Apollonius of Tyana"ના જીવનચરિત્રમા કહે છે કે ગ્રીક સાહિત્ય તરફ બ્રાહ્મણો ઘણા માનની નજરથી જોતા હતા. હિન્દુસ્તાનના મુદ્રાલેખોમા, ખડણી તરીકે યવન કન્યાઓને હિન્દુસ્તાનમા મોકલવામા આવતી હતી તેના વિષે કથન કરવામા આવ્યુ છે, અને સંસ્કૃત ગ્રન્થકારોએ, ખાસ કરીને કાલિદાસે, રાજાઓની સેવામા રહેતી યવનકન્યાઓને વિષે લખ્યુ છે પ્રોફેસર વેબરે તો એવુ પણ અનુમાન કર્યું છે કે ગ્રીક વાગગનાઓની અસરને લીધે ગ્રીસના ઈરૉસ દેવતાની પેઠે હિન્દુસ્તાનના કામદેવને પણ મકરધ્વજ (મકરના ચિહ્નવાળો ધ્વજ) ધારણ કરતો કલ્પવામા આવ્યો છે

આવી સ્થિતિ હોવાને લીધે પ્રોફેસર વેબર એવા અનુમાન ઉપર આવ્યા છે કે બૅક્ટ્રિયામા, પજાબમા, અને ગુજરાતમા ગ્રીક નાટકો ભજવાતા હશે તે ઉપરથી હિન્દુસ્તાનના લોકોને એ નાટકોનુ અનુકરણ કરવાનો વિચાર સુઝ્યો હશે. હિન્દુસ્તાનની રગભૂમિના પડદાને માટે "यवनिका" અથવા "યવનોનો પડદો" એ શબ્દ વાપરવામા આવ્યો છે એ વાતથી ઉપલા વિચારને ટેકો મળે છે તેનીજ સાથે, હિન્દુસ્તાનના અને ગ્રીસના નાટકોનું આન્તર સ્વરૂપ એકબીજાને મળતું આવતું નથી એટલુ પ્રોફેસર વેબર કબૂલ કરે છે

પણ પ્રોફેસર વિડિશ એક ડગલુ આગળ જાય છે અને કહે છે કે એ નાટકોનું આન્તર સ્વરૂપ પણ એકબીજાને મળતું આવે છે. ગ્રીસના દુ ખપરિણામી નાટકોની સાથ હિન્દુસ્તાનના નાટકોનું સરખાપણું શોધી કાઢવુ એ તો તદ્દન અશક્ય હતું, પણ ઍન્થસના નવા શુભપરિણામી નાટકો, જે આશરે ઇ.સ. પૂર્વે ૩૦૦મા વિશેષ સારા લખાતા હતા, તેની અસર "मृच्छकटिक"મા જોવામા આવે છે એવુ એનું ધારવુ હતું. "मृच्छकटिक"મા અને આ પાછલા સમયના ગ્રીક નાટકોમા જેટલી વસ્તુઓનું સરખાપણું જણાય છે તેના કરતા બીજા સસ્કૃત નાટકોમા ઓછી વસ્તુઓનું સરખાપણું જોવામા આવે છે, અને તે સરખાપણું પણ આછુ આછુ છે આ કારણથી પ્રોફેસર વિડિશનો સિદ્ધાન્ત અસંભવિત ઠરે છે, અને હિન્દુસ્તાનના નાટકો અને શેક્સપિયરના નાટકોની વચ્ચે એનાથી ઘણું વધારે સરખાપણું છે એ વાત આપણે લક્ષમા લઈએ છિયે ત્યારે એ અસંભવ વધારે ઉત્કટ સ્વરૂપમા આપણને જણાઈ

આવે છે. ગ્રીક નાટકો હિન્દુસ્તાનમા કદી ભજવાતા હતા કે નહીં એ વાત શકા પડતી છે અને એટલુ તો નક્કી છે કે એ નાટકો ભજવાતા હતા એવુ દર્શાવનારા વચનો કોઈ પણ સ્થળે સચવાઈ રહેલા જોવામા આવતા નથી વળી જે પ્રાચીનમા પ્રાચીન સસ્કૃત નાટકો સાપ્રત કાળ સુધી અસ્તિત્વમા રહ્યાં છે તેનો સમય અને ગ્રીક સમય એ બેની વચ્ચે ઓછામા ઓછો ચારસો વર્ષનો અન્તર છે હિન્દુસ્તાનના નાટકોનો વિકાસ તો સપૂર્ણ સ્વતત્ર રીતેજ થયો હતો, અને એની ઉત્પત્તિ કેવી રીતે થઈ હતી તેના વિષે જોકે કઈ પણ ચોક્કસ કહી શકાતુ નથી, છતા તે પણ સ્વતત્ર રીતેજ થઈ હતી એ વાત સ્હેલાઇથી ધ્યાનમા ઊતરે એવી છે અલબત્ત, પડદાને માટે "यवनिका" એ શબ્દ હિન્દુસ્તાનમા નજરોનજર જોવામા આવેલા ગ્રીક નાટકોના સસ્કારને લીધે ઉત્પન્ન થયો હોય એ બનવા જોગ છે, પણ ગ્રીક રગભૂમિમા પડદો રખાતો હતો કે નહીં એજ વાત અનિશ્ચિત છે, અને રખાતો હોય તોપણ તે રગભૂમિની પાછળ તો ન્હોતોજ રખાતો એ નક્કી છે

એક વાત ખાસ નોધવા જેવી છે, અને તે એ છે કે યુરોપના આધુનિક નાટકોમાના એક સૌથી પ્રખ્યાત નાટકની શરૂઆતનો ભાગ એક ઉત્તમ સસ્કૃત નાટકની "**प्रस्तावना**"નુ અનુકરણ કરીને લખવામા આવ્યો છે "शाकुन्तला" નાટકની **प्रस्तावना** ઉપરથી ગેથેએ પોતાના "ફૉસ્ટ" નામના નાટકની પ્રસ્તાવના રચી, તેમાં સૂત્રધાર, વિદૂષક, અને કવિ એ ત્રણને રગભૂમિ ઉપર જે નાટક ભજવવાનું હતુ તેના સમ્બન્ધમા વાતચીત કરતા એણે દર્શાવ્યા છે( જુઓ, પૃ ૪૬૫) ફૉર્સ્ટરે ૧૭૯૧મા કાલિદાસની ઉત્તમ કૃતિનો જર્મન ભાષામા તરજૂમો કર્યો, અને એજ વર્ષમા "**शाकुन्तला**" વિષે ગેથેએ જે સુવિખ્યાત પક્તિઓ રચી તે ઉપરથી એ કવિના હૃદય ઉપર કાલિદાસના નાટકની કેટલી ઉડી અસર થઈ હતી તે જણાઈ આવે છે એ અસર લાબા વખત સુધી એવી ને એવી રહી હતી, કારણ કે રગભૂમિને માટે "ફૉસ્ટ"ની પ્રસ્તાવના ૧૭૯૭ પહેલા લખાઈ ન્હોતી, અને છેક ૧૮૩૦મા પણ વેમારની રગભૂમિને માટે હિન્દુસ્તાનના આ નાટકનો જર્મન ભાષામા અનુવાદ કરવાનો એ કવિનો વિચાર હતો

એ પ્રમાણે વીરચરિત કાવ્યો અને નાટકોની બાબતમા હિન્દુ

સ્તાન અને પશ્ચિમના દેશોની એકબીજા ઉપર અસર થઈ હોય એવુ કઈ જણાતું નથી, પણ વાર્તાઓ અને કહાણીઓના સમ્બન્ધમા વસ્તુ-સ્થિતિ કેવા જુદા પ્રકારની છે ! એ વાર્તાઓ અને કહાણીઓ હિન્દુ-સ્તાનમાથી ક્યા ક્યા સુધી પહોચી ગયા હતા તેનો વૃત્તાન્ત આખા જગતના સાહિત્યવિષયક ઇતિહાસમા સૌથી વધારે ચમત્કારવાળો લાગે એવો છે

આપણે જાણીએ છિયે કે ઇસ્વીસનના છઠ્ઠા સૈકામા હિન્દુસ્તાનમા બૌદ્ધ વાર્તાઓનો એક સગહ હતો, તેમા પશુઓને માણસોની પેઠે વર્તતા વર્ણવવામા આવ્યા હતા (જુઓ, પૃ ૪૮૯) સેસેનિયન રાજા ખુશ્રૂ અનુશીર્વાન(૫૩૧-૫૭૯)ના હુકમથી બાર્ઝોઇ નામના એક ઇરાની વૈદ્યે પ્હેલવી ભાષામા એ ગ્રન્થનો તરજૂમો કર્યો આ તરજૂમો અને અસલનો ગ્રન્થ એ બેઉ લુપ્ત થઈ ગયાં છે, પણ પ્હેલવી ઉપરથી કરાયલા બે ભાષાન્તરો સાપ્રત કાળ સુધી સચવાઈ રહ્યા છે તે પ્રાચીન અને લક્ષમા લેવા જેવા છે સીરિયાનુ ભાષાન્તર આશરે ઇ સ ૫૭૦માં થયલુ છે, અને એ ભાષાન્તરના ગ્રન્થનુ "કલીલગ અને દમનગ" એવુ નામ આપવામા આવ્યુ છે એ ગ્રન્થની હસ્તલિખિત પ્રત ૧૮૭૦મા અચાનક રીતે જડી આવી હતી, અને આશ્ચર્ય ઉત્પન્ન કરે એવા કેટલાક અનુકૂળ સજોગોને પરિણામે એ પ્રત તરફ વિદ્વાનોનું લક્ષ જવાથી ૧૮૭૬મા એ ગ્રન્થ પ્રસિદ્ધ કરવામા આવ્યો બીજુ, પ્હેલવીનુ અરબ્બી ભાષાન્તર આઠમા સૈકામા ઇસ્લામી ધર્મમા વટલાયલો એક ઇરાની, કે જે આશરે ઇ.સ ૭૬૦મા મરણ પામ્યો હતો, તેના તરફથી કરવામા આવ્યુ હતું, અને તે ગ્રન્થનુ "કલિલાહ અને દિમનાહ" અથવા "પિલ્પૈની વાર્તાઓ" એવુ નામ રાખવામા આવ્યુ હતું આ ભાષાન્તરના ગ્રન્થમા એવુ વર્ણન આપવામા આવ્યું છે કે એક નઠારો રાજા હતો તેને બિદ્બા નામના એક બ્રાહ્મણ ફિલસુફે સુધાર્યો આ બિદ્બા એ શબ્દ સસ્કૃત "વિદ્યાપતિ" ઉપરથી પ્હેલવીમાં થઈને કેવી રીતે આવ્યો તે સન્તોષકારક રીતે દર્શાવવામા આવ્યુ છે આ બિદ્બા ઉપરથી હાલનો "બિદ્પૈ" અથવા "પિલ્પૈ", જે આ પ્રમાણે વિશેષ નામ છેજ નહી, તે શબ્દ આવ્યો છે.

આ અરબ્બી ભાષાન્તર ઘણું અગત્યનું છે, કારણ કે યુરોપના માધ્યમિક યુગના સાહિત્યને ઘડવામાં અત્યન્ત ઉપયોગી થઈ પડેલા બીજા ભાષાન્તરો આ ભાષાન્તર ઉપરથી રચાયાં હતા આ બીજા ભાષાન્તરો નીચે પ્રમાણે છે —

વિશેષ અર્વાચીન સમયનું સીરિયાનું (આશરે ઇ.સ. ૧૦૦૦),

ગ્રીક (૧૧૮૦),

ઇરાની (આશરે ૧૧૩૦), પાછળથી "અનવાર-ઇ-સુહલી અથવા "Lights of Canopus" એ નામથી સુધારા વધારા પામેલું (આશરે ૧૪૯૪),

જૂનું સ્પૅનિશ (૧૨૫૧),

અને હિબ્રૂ (આશરે ૧૨૫૦)

ભાષાન્તરના ચોથા તબકમાં હિબ્રૂમાંથી લૅટિનમાં કરાયલું "Directorium Humanæ Vitæ", જે આશરે ૧૪૮૦માં છપાયું હતું, તે જહૉન ઑફ કેપૂઆનું ભાષાન્તર આપણા જોવામાં આવે છે.

વર્ટેમ્બરના ડયૂક એબરહાર્ડની સૂચનાથી એ જહૉન ઑફ કેપૂઆના ગ્રન્થનું "Das Buch der Byspel der alten Wysen", અથવા "પ્રાચીન ફિલસૂફોની રચેલી વાર્તાઓનું પુસ્તક" એ નામનું જર્મન ભાષાન્તર કરવામાં આવ્યું, અને તે સૌથી પહેલું આશરે ૧૪૮૧માં પ્રસિદ્ધ કરવામાં આવ્યું ૧૪૮૩ થી ૧૪૮૪ સુધીમાં ઉલ્મ નામના શહેરમાં તારીખ સાથેની ચાર આવૃત્તિઓ પ્રકટ થઈ, અને ત્યાર પછી ૧૫૯૨ સુધીમાં બીજી તેર આવૃત્તિઓ પ્રકટ થઈ તે ઉપરથી પંદરમા અને સોળમા સૈકામાં ગમ્મત સાથે જ્ઞાન આપવાના સાધન તરીકે આ ગ્રન્થ કેટલો અગત્યનો ગણાતો હતો તે ચોખ્ખું જણાઈ આવે છે Directoriumના હિબ્રૂ ભાષાન્તર ઉપરથી એક ઇટાલિયન ભાષાન્તર પણ થયું હતું, તે ૧૫૫૨માં વેનિસમાં છપાયું હતું, અને એ ઇટાલિયન ભાષાન્તર ઉપરથી સર થૉમસ નૉર્થનું અંગ્રેજી ભાષાન્તર રચાયું (૧૫૭૦). આ પ્રમાણે હિન્દુસ્તાનનો મૂળ ગ્રન્થ રચાયો ત્યાર પછી એનું

અંગ્રેજી ભાષાન્તર થતા પહેલા જુદી જુદી પાચ ભાષાઓમાં એનું ભાષાન્તર થઈ ચૂક્યુ હતું અને એક હજાર વર્ષ જેટલો વખત વહી ગયો હતો

વાર્તાઓ આવી રીતે એક ભાષામાથી બીજી ભાષામા અને બીજી ભાષામાથી ત્રીજી ભાષામા ભટકતી ફરે ત્યારે મુસાફરીથી એનામા કેટલા ફેરફાર થઈ જાય છે તે તપાસવુ આનન્દજનક થઈ પડે એવુ છે લા ફોન્ટેઇને પોતાની વાર્તાઓની દ્વિતીય આવૃત્તિમા (૧૬૭૮) જણાવ્યુ હતું કે "મ્હારા આ ગ્રન્થનો મ્હોટો ભાગ હિન્દુસ્તાનના ઋષિ પિલ્પેના ગ્રન્થ ઉપરથી રચાયલો છે" એ ફ્રેંચ લેખકના ગ્રન્થમા એક પ્રખ્યાત વાર્તા એવી છે કે એક દૂધવાળી હતી તે પોતાના માથા ઉપર દૂધનુ વાસણ મૂકીને બજાર તરફ જતી હતી, અને દૂધ વચ્ચાના જે પૈસા આવશે તેનુ હુ આમ કરીશ ને પછી તેમ કરીશ ને પછી ફલાણું કરીશ ને પછી ફલાણું કરીશ એવા સેખચલ્લીના જેવા વિચારો કરતી કરતી તે ચાલતી હતી એવામા પોતાના સદ્ભાગ્યના વિચારથી તે એટલી તો હરખાઈ ગઈ કે તેનાથી કુદકો મરાઈ ગયો, અને પરિણામ એ થયું કે તેના માથા ઉપર જે દૂધનું પાત્ર હતું તે ભોંય ઉપર પડી ગયુ અને તેના કકડેકકડા થઈ ગયા આ વાર્તા તે પञ्चतन्त्र । જે વાર્તા હજી જોવામા આવે છે તેનુંજ એક નવુ સ્વરૂપ છે અસલ વાર્તા એવી છે કે એક બ્રાહ્મણ હતો તે ભિક્ષા માગીને ધાન્યના દાણા લઈ આવ્યો હતો એ ધાન્યનો જે અવશેષ રહ્યો હતો તે એણે પોતાના કમડળમા સાચવી રાખ્યો હતો, અને કમડળને એણે પોતાના પથારી ઉપર ભીંતની એક ખીંટીએ લટકાવ્યુ હતું પછી એ વિચાર કરે છે કે "દુકાળના વખતમા આ દાણા હુ વેચીશ એટલે મ્હને કેટલા પૈસા મળશે ! પછી ધીમે ધીમે હુ ઢોર પાળતો થઈશ, એક સરમ ત વચાનું લઈશ, અને એક રૂપવતી કન્યાની સાથે લગ્ન કરીશ તે વખતે પહેરામણીમા પણ મ્હને સારૂં દ્રવ્ય મળશે પછી હું જ્યા બેઠો હોઈશ ત્યા આગળ મ્હારો છોકરો કોઈ વખત રમતો હશે તે વખતે હુ મ્હરી વહુને બૂમ પાડીશ અને કહીશ કે, અલી એ ! આ છોકરાને અહીંથી લઈ જા ! અને પછી એ મ્હારૂ કહ્યુ નહીં માને એટલે હું તેને આમ લાત લગાવીશ." એમ કરીને એ લાત લગાવે છે એટલે એના પગના

પ્રહારથી પેલુ કમંડળ ભાગી જાય છે અને તેની અંદરના બધા હમ્યુા એના ઉપરજ વેરાઈ જાય છે

બીજી **पंचतन्त्र**ની વાર્તા અતિશય લોભવાળા એક શિયાળવાની છે તે પણ લા ફોન્ટેઇનમા આવે છે, અને તે નીચે પ્રમાણે છે. એક શિયાળવુ હતું તેની નજર એક ડુક્કર અને એક શિકારીના શબ પડેલા હતા તે ઉપર જાય છે. શિકારીના શબની પાસે એક ધનુષ્ પડેલુ જોઇને શિયાળવુ વિચાર કરે છે કે "પહેલા આ ધનુષ્ની દોરી ખાઈ જાઉં અને પછી શબને ખાઈશ" એમ કરીને તે દોરીને એ કરડવા માંડે છે, એટલે ધનુષ ભાગી જાય છે, એના માથામા વાગે છે, અને એ મરણ પામે છે. લા ફોન્ટેઇનમા શિયાળવાનું વરૂ થઈ ગયલુ જોવામા આવે છે, અને એ ધનુષ્ને અડકે છે એટલે તેમાથી તીર છૂટે છે અને તેને લીધે એનું મરણ થાય છે એવુ વર્ણન આપવામા આવ્યુ છે.

હિન્દુસ્તાનની વાર્તાઓએ જે મુસાફરી કરી છે તે વિષેના આખા ઇતિહાસમા બર્લામ અને જોસફટની હકીગતના જેવી આશ્ચર્યજનક કદાચ બીજી કોઈ નહીં હોય. ખલીફ અલમન્સુર (૭૫૩-૭૭૪) જેના અમલ દરમ્યાન કલીલાહ્ અને દિમનાહ્નો અરબ્બી ભાષામા તરજુમો કરવામા આવ્યો હતો, તેના દરબારમા જોહ્ન ઑફ ડેમ્સ્કસ નામનો એક ખ્રિસ્તી રહેતો હતો તેણે ખ્રિસ્તી ધર્મશાસ્ત્રને લગતા ગ્રન્થ તરીકે ગ્રીક ભાષામા બર્લામ અને જોસફટની વાર્તા લખી હતી. આ ગ્રન્થ માધ્યમિક યુગનો એક અત્યન્ત લોકપ્રિય ગ્રન્થ થઈ પડયો હતો, અને પૂર્વની તથા પશ્ચિમની અનેક ભાષાઓમા એનો તરજૂમો કરવામા આવ્યો હતો. એના અદર સ્થળે સ્થળે વાર્તાઓ અને કહાણીઓ આવે છે તેને લીધે એ ગ્રન્થ ઘણો રસ પડે એવો લાગે છે એ વાર્તાઓ અને કહાણીઓ મ્હોટે ભાગે હિન્દુસ્તાનના સાહિત્યમાથીજ લેવાયલી જણાય છે, અને ગ્રન્થનો નાયક, જોસફટ રાજા, તે પણ હિન્દુસ્તાનનોજ છે એ જોસફટ તે બીજો કોઈ નહીં પણ બુદ્ધ પોતે છે. જોસફટ એ નામ "**बोधिसत्त्व**" એ બુદ્ધના જાણીતા નામનો અપભ્રંશ થઈ ને ઘડાયુ છે ગ્રીસના અને રોમના દેવળમા જોસફટને એક મ્હોટા સિદ્ધ પુરુષની પદવી પ્રાપ્ત થઈ, અને ગ્રીસમા ઑગસ્ટની ૨૬મી તારીખ, અને રોમમા નવેમ્બરની ૨૭મી તારીખ એ એના માનમા તહેવારના

ડિવશીલ તરીકે ગણવામાં આવતા. તથા પૂર્વના એક નાસ્તિક ધર્મનો સંસ્થાપક તે ખ્રિસ્તી ધર્મના સિદ્ધ પુરુષ તરીકે પૂજાય એ ધર્મને લગતા ઇતિહાસની આશ્ચર્યથી વિરૂદ્ધ બનાવી દે એવી એક વાત છે.

આ પ્રમાણે યુરોપના માધ્યમિક યુગનું વાર્તાઓ અને કહાણીઓનું સાહિત્ય જોકે મ્હોટે ભાગે હિન્દુસ્તાનના સાહિત્ય ઉપરથીજ ઘડાયું હતું તોપણ પ્રાચીન સમયમાં હિન્દુસ્તાનના એ સાહિત્યની ઉત્પત્તિ વધારે વ્હેલી થઈ હતી એવું જે કેટલાક તરફથી કહેવામાં આવે છે તે લગાર શક પડતું છે. ઈસપ અને બેબ્રિયસના સંગ્રહોનાની કેટલીક વાર્તાઓનો હિન્દુસ્તાનની વાર્તાઓ સાથેનો સમ્બન્ધ ચોખ્ખો જણાઈ આવે છે. હિન્દુસ્તાનની વાર્તાઓ પ્રથમ લખાયલી એ વિચારની તરફેણમાં એવી દલીલ આપી શકાય તેમ છે કે હિન્દુસ્તાનની વાર્તામાં શિયાળ અને સિંહનો સમ્બન્ધ ઘણો સ્વાભાવિક જણાય છે ત્યારે ગ્રીસની વાર્તામાં એ સમ્બન્ધને માટે ખરી વસ્તુસ્થિતિનો બીલકુલ આધાર નથી. આનાથી વિરુદ્ધ એવી દલીલ આપવામાં આવે છે કે હિન્દુસ્તાનના જે ખાસ પશુઓ અને પક્ષીઓ છે તે હિન્દુસ્તાનની વાર્તાઓમાં આગળ પડતો ભાગ લેતા જોવામાં આવતા નથી, અને શિયાળ અને કાગડાની ઈસપનીતિની વાર્તાનું એક ગ્રીક ચિત્ર છે તે ૪ સ. પૂર્વે છઠ્ઠા સૈકાનું છે વેબર અને બેન્ફી બેઉ એવા નિર્ણય ઉપર આવ્યા છે કે હિન્દુસ્તાનના લોકોએ કેટલીક વાર્તાઓ ગ્રીક સાહિત્યમાંથી લીધી હતી; તેનીજ સાથે એ વિદ્વાનો એટલું કબૂલ કરે છે કે હિન્દુસ્તાનના લોકોની રચેલી સ્વતંત્ર વાર્તાઓ ત્યાર પહેલા પણ અસ્તિત્વ ધરાવતી હતી. છાન્દોગ્ય ઉપનિષદમાં પણ વાર્તાસાહિત્યની આરંભદશા આપણા જોવામાં આવે છે, અને પુનર્જન્મના સિદ્ધાન્તને લીધે આ પ્રકારની વાર્તાઓનું સાહિત્ય વધારે વિકાસ પામ્યું હોય તો તે સ્વાભાવિક છે; ખરેખર, "જાતક"ની પ્રાચીન વાર્તાઓમાં બુદ્ધ પોતે જુદાં જુદાં પ્રાણીઓના સ્વરૂપમાં જોવામાં આવે છે

વાર્તાસાહિત્યની સાથે સાથે, જેમાં બુદ્ધિનો ઉપયોગ સૌથી વધારે કરવો પડે એવી જે રમત તેનું પણ હિન્દુસ્તાનમાંથી પશ્ચિમ તરફ પ્રયાણ થવા માંડ્યું. શેતરંજને માટે સંસ્કૃતમાં "ચતુરંગ" અથવા "ચાર ટુકડીનું લશ્કર" એ શબ્દ વપરાય છે, કારણ કે એમાં એક

જાનના યુદ્ધ જેવુ થાય છે, તેમા પાયદળ, ઘોડેસ્વાર, રથ અને હાથી સાથેની બે સેનાઓ સ્હામસ્હામી ગોઠવાય છે, અને દરેક સેનાની સાથે એક રાજા અને એક પ્રધાન હોય છે તેની સરદારી હેઠળ યુદ્ધ ચાલે છે સસ્કૃત સાહિત્યમા આ રમત વિષેનું સ્પષ્ટ કથન સૌથી પહેલું બાણના ગ્રન્થોમા ઠરાયલુ જોવામા આવે છે, અને રુદ્રટ નામના નવમા સૈકાના એક કાસ્મીરી કવિના "काव्यालंकार" નામના ગ્રન્થમા એક કવિતા છે તેની ઇન્દ્રચ્ચના એવી છે કે તે વડે શેતરજના રથ, હાથી અને ઘોડાની ચાલનુ સૂચન થાય છે છઠ્ઠા સૈકામા શેતરજની રમત ઈરાન-મા દાખલ કરવામા આવી, અને ઇ.સ ૧૧૮૦ સુધીમા આરબ લોકો-દ્વારા યુરોપમા એ રમત સાધારણ થઈ ગઈ માધ્યમિક યુગની કવિતાના યુરોપિયન ભાષાના રૂઢ પ્રયોગો (દ "check' એ શબ્દ "શાહ' એટલે "રાજા" એ ઈરાની શબ્દ ઉપરથી આવ્યો છે), અંક-ગણિતનુ શાસ્ત્ર (દ ઐંદ્રિની ગણત્રી), અને લડવૈયાઓના બખ્તર ઉપર ઘણી વાર "હાથી'નુ ચિત્ર કાઢવામા આવે છે તેમા પણ શેતરજ-ની અસર આપણા જોવામા આવે છે યુરોપના માધ્યમિક યુગમા નવરાશની વખતે અણગમો થવાને બદલે હિન્દુસ્તાનના વાર્તાસાહિત્યથી અને શેતરજના રમતથી કરોડો માણસોનો વખત આનન્દમાં જતો હતો

ફિલસુફી તરફ વળતા, ગ્રીસના અને હિન્દુસ્તાનના પ્રાચીન ફિલસુફોના સિદ્ધાન્તોમા ઘણી બાબતોનુ સરખાપણું આપણા જોવામા આવે છે ઈશ્વર અને જગત્ એક એકજ છે, જ્યા જ્યાં અનેકતા જોવામા આવે ત્યાં ત્યા મિથ્યાત્વ હોય છે, જ્ઞાન (thinking) અને સત્તા (being) એક એકજ છે એવા ઇલીઆટ "ઇલિયેટિકસ"ના મુખ્ય સિદ્ધાન્તો સઘળા ઉપનિષદોમાં અને ઉપનિષદોના સારરૂપ વેદાન્તદર્શનમાં જોવામાં આવે છે વળી, પ્રથમથીજ અસ્તિત્વ ધરાવતી ન હોય એવી કોઈ વસ્તુ પાછળથી કદી અસ્તિત્વમાં આવી શકતી નથી, અને જે વસ્તુ ખરેખરી અસ્તિત્વ ધરાવતી હોય તેનો કદી વિનાશ થતો નથી એ એમ્પિડોક્લિસનો સિદ્ધાન્ત અને પ્રકૃતિની નિત્યતા અને અવિનશ્વરતાના સાંખ્યદર્શનનો ખાસ સિદ્ધાન્ત એ બેઉ પણ બરાબર મળતા આવે છે ગ્રીક લોકોમા એવુ કહેવાય છે કે થેલ્સ, એમ્પિડોક્લિસ, એનેક્સા-ગોરાસ, ડેમોક્રિટસ વગેરે વિદ્વાનો ખાસ ફિલસુફીનો અભ્યાસ કરવાને માટે પૂર્વના દેશોમા ગયા હતા આ કારણથી ગ્રીક લોકો ઉપર ઇરાન-

દ્વારા હિન્દુસ્તાનની ફિલસુફીની અસર પ્હોંચી હોય તો તે ઐતિહાસિક દૃષ્ટિથી જોતા સંભવિત તો છેજ

ઉપર ગણાવ્યા તે દાખલાઓમા ખરી વસ્તુસ્થિતિ ગમે તે હોય, પણ હિન્દુસ્તાનની ફિલસુફી અને હિન્દુસ્તાનના વિજ્ઞાનશાસ્ત્ર ઉપર પિથાગોરાસે પુષ્કળ આધાર રાખ્યો હશે એ વાત ઘણી સંભવિત ગણાય છે ધર્મના, ફિલસુફીના અને ગણિતશાસ્ત્રના જે જે સિદ્ધાન્તો પિથાગોરાસના પ્રતિપાદન કરેલા ગણાય છે તે ઘણાખરા ઇ સ પૂર્વે છઠ્ઠા સૈકામા હિન્દુસ્તાનમા જાણીતા થઈ ચૂક્યા હતા બેઉની વચ્ચે સરખાપણું જોવામા આવતું હોય એવા મુદ્દાઓની સખ્યા એટલી મ્હોટી છે કે તેનુ સામટુ બળ ઘણુ ભારે થાય છે પુનર્જન્મ, પચ મહાતત્ત્વનો સ્વીકાર, ભૂમિતિમા પિથાગોરાસનો સિદ્ધાન્ત, અડદ ખાવાનો પ્રતિબધ, પિથાગોરાસના મતાનુયાયીઓના વિચારમા ધર્મ તથા ફિલસુફીનું સમિશ્રણ, અને પિથાગોરાસના સંપ્રદાયની ગહનતાભરી ચર્ચાઓ, એ સર્વનું સચોટ સાદૃશ્ય પ્રાચીન હિન્દુસ્તાનમાથી પણ આપણને મળી આવે છે પિથાગોરાસના મતમા પુનર્જન્મનો સિદ્ધાન્ત આવે છે તે અસબદ્ધ અને ખુલાસા વગરનો જણાય છે, અને એ સિદ્ધાન્ત કોઈ પારકા દેશમાથી આવ્યો છે એવુ ગ્રીક લોકો માનતા હતા એ સિદ્ધાન્ત મિસર દેશ તરફથી એને મળ્યો હોય એ સંભવિત નથી, કારણ કે પ્રાચીન મિસર દેશના લોકો એ સિદ્ધાન્ત વિષે કઈ પણ જાણતા ન્હોતા. તોપણ, પાછલા સમયની દતકથા છતા, એટલા પ્રાચીન સમયમા પિથાગોરાસ જાતે હિન્દુસ્તાનમા આવ્યો હોય એ અસંભવિત જણાય છે, પણ ઈરાનમા એને હિન્દુસ્તાનના લોકોનો મેળાપ થયો હોય એ ઘણું બનવા જોગ છે આવુ છતા હવે ઘણા લોકોનું માનવુ એવુ છે કે પિથાગોરાસને હિન્દુસ્તાન તરફથી કઈ ખાસ જ્ઞાન સાપડયુ ન્હોતું અને હિન્દુસ્તાનના વિચારો સાથે જે કઈ સરખાપણું એના ગ્રન્થોમા જોવામા આવે છે તે અચાનકજ આવી ગયલુ છે

ત્યાર પછીના સૈકાઓ તરફ જોતા આપણને એવુ માલમ પડે છે કે ગ્રીસની "નિયો-પ્લેટોનિસ્ટ" ફિલસુફી ઉપર સાંખ્યદર્શનની અસર થઈ હોય એ સભવિત છે એ દર્શન ઇસ્વીસનના પહેલા સૈકામા પ્રચાર પામ્યુ હતું, અને એલેકઝૅંડ્રિયા અને હિન્દુસ્તાનની વચ્ચે તે વખતે

પુષ્કળ વ્યવહાર ચાલતો હતો એટલે એલેક્ઝેંડ્રિયામાં એ દર્શન જાણીતું થયું હોય એમાં કંઈ નવાઈ જેવું નથી નિયોપ્લેટોનિસ્ટ ફિલસુફોના અગ્રણી પ્લોટિનસે (ઇ.સ ૨૦૪-૨૬૯) એવો સિદ્ધાન્ત સ્થાપિત કર્યો હતો કે આત્મા (પુરુષ) તે દુઃખથી મુક્ત છે અને દુઃખ માત્ર પ્રકૃતિ-ની સાથેજ સમ્બન્ધ ધરાવે છે વળી, પ્રકાશ અને આત્માની એકતા એણે દર્શાવી હતી, અને ચૈતન્યનું સ્વરૂપ સમજાવવાને માટે એણે દર્પણ, જેની અંદર વસ્તુઓનું પ્રતિબિમ્બ જણાય છે, તેનો ઉપયોગ કીધો હતો. આ સર્વ વિચારો એને સાંખ્યદર્શન ઉપરથી સ્ફુર્યા હોય એ બનવા જોગ છે પણ એકંદર જોતા એ પણ ઘણું સંભવિત લાગે છે કે પ્લોટિનસને આ વિચારો સ્વતંત્ર રીતે પણ સુઝ્યા હોય, કારણ કે એ વિચારો તે પ્લેટોનિસ અને એરિસ્ટોટલ એ બન્નેની ફિલસુફીમાથી કુદરતી રીતે ઉત્પન્ન થયલું ફળ હોઈ શકે પણ માણસે વિષયની સૃષ્ટિનો ત્યાગ કરવો જોઈએ અને ધ્યાન વડે કરીને સત્યની પ્રાપ્તિ કરવાનો એણે પ્રયત્ન કરવો જોઈએ એવો સિદ્ધાન્ત પ્લોટિનસે સ્થાપિત કર્યો હતો તે તો પ્લોટિનસ ઉપર યોગદર્શન ની અસર થઈ હોય એવુજ સૂચવે છે સાંખ્યદર્શનના વિચારોની અસર પ્લોટિનસના સૌથી વધારે બુદ્ધિમાન્ શિષ્ય પોર્ફિરી (ઇ સ. ૨૩૨-૩૦૪)ના ઉપર થઈ હતી એ વાત એનાથી પણ વધારે સંભવિત છે. પ્રકૃતિ અને પુરુષનો ભેદ, પ્રકૃતિના બધનથી મુક્ત થયલા આત્માની સર્વવ્યાપકતા, અને વિશ્વ અનાદિ છે એવો સિદ્ધાન્ત, એ સર્વ ઉપર પોર્ફિરીએ ખાસ ભાર મૂક્યો છે વળી એ પણ લક્ષમા લેવા જેવુ છે કે એ યજ્ઞની વિરુદ્ધ હતો અને પશુઓની હિંસા કરવાની એણે મનાઈ કીધી છે

બીજા અને ત્રીજા સૈકાના ખ્રિસ્તી જ્ઞાનવાદ (gnosticism) ઉપર તો હિન્દુસ્તાનની ફિલસુફીની અસર ઉઘાડી જણાઈ આવે છે. પ્રકૃતિ અને પુરુષનો વિરોધ, બુદ્ધિ, ઇચ્છા વગેરેનો વ્યક્તિઓ સાથેનો સમ્બન્ધ, આત્મા અને પ્રકાશનું ઐક્ય, એ જ્ઞાનવાદના સિદ્ધાન્તો સાંખ્ય-દર્શનમાથીજ લેવાયલા છે કેટલાક જ્ઞાનવાદીઓએ માણસોના "pneumatikoi" "psychikoi," અને "hylikoi" એવા ત્રણ વિભાગ પાડયા છે તે પણ ત્રણ ગુણ વિષેના સાંખ્ય સિદ્ધાન્ત ઉપરથી-જ પાડવામા આવ્યા છે વળી સીરિયન સમ્પ્રદાયનો જ્ઞાનવાદી બાર્ડિસે-નિસ, જેણે હિન્દુસ્તાનના ફિલસુફો પાસેથી હિન્દુસ્તાન વિષેની માહિતી

મેળવી હતી, તેણે સૂક્ષ્મ દેહનું અસ્તિત્વ સ્વીકાર્યું હતું તે બીજુ કંઈ નહીં પણ સાંખ્યદર્શનનું લિંગશરીરજ છે. છેવટમાં, ઘણાં સ્વર્ગો વિષેનો જ્ઞાનવાદીઓનો જે સિદ્ધાન્ત છે તે સૃષ્ટિ વિષેની પાછલા સમયના બૌદ્ધ ધર્મની વિચિત્ર કલ્પનાઓ ઉપરથીજ લેવાયલો છે એ ખુલ્લું છે.

હાલના સૈકાનો વિચાર કરીએ તો શોપેનહોર અને વૉન હાર્ટ-મેનની દુઃખવાદવાળી ફિલસૂફી ઉપર હિન્દુસ્તાનના વિચારોની અસર કેટલી થઈ હતી તે સર્વ કોઈની જાણમા છે લૅટિન ભાષાન્તર વાચવાથી પણ શોપેનહોરના મગજ ઉપર ઉપનિષદોની કેવી ઉંડી અસર થઈ હતી તે એના જાણીતા વચનો ઉપરથી માલમ પડી આવે છે. "ઉપનિષદો એ મ્હારા જીવન દરમ્યાન મ્હારા આરામનુ સાધન હતું. મ્હારા મરણ વખતે પણ એ મ્હારા આરામનુ સાધન રહેશે"

વિજ્ઞાનશાસ્ત્રના વિષયમા પણ યુરોપ ઉપર હિન્દુસ્તાનનો ઉપકાર ઘણો થયો છે સૌથી પહેલી મહત્ત્વની વાત તો એ છે કે જગતમા સર્વત્ર સંખ્યા ગણવાને માટે જે અંક વપરાય છે તેની શોધ પ્રથમ હિન્દુસ્તાનના લોકોએ કીધી હતી એ અંક ઉપર આધાર રાખનારી દશાંશની રીત વડે ગણિતશાસ્ત્રમાજ નહીં, પણ સુધારાની પ્રગતિના આખા ઇતિહાસમા જે ફેરફાર થઈ ગયો તેની જોઈએ તેની કદર કરવી મુશ્કેલ છે આઠમા અને નવમા સકામા હિન્દુસ્તાનના લોકો અંકગણિત અને બીજગણિતના વિષયોમા આરબ લોકોના, અને આરબ લોકોદ્વારા પશ્ચિમની સઘળી પ્રજાઓના ગુરુ થઈ પડયા હતા બીજ-ગણિતને માટેનો શબ્દ–"algebra"–જોકે અરબ્બી ભાષામાંથી આવેલો છે તોપણ એ ગણિતનું શાસ્ત્ર યુરોપને હિન્દુસ્તાન તરફથી મળેલુ છે.

ભૂમિતિના વિષયમા, શુલ્વ સૂત્રો અને ગ્રીક લોકોનું પુસ્તક એ બેની વચ્ચે એટલુ સરખાપણુ જોવામા આવે છે કે ગણિતશાસ્ત્રના ઇતિહાસકાર કૅન્ટોરના કહેવા પ્રમાણે એમાથી ગમે તે એક પક્ષ તરફથી બીજા પક્ષની આવડતનો લાભ લેવાયો હોવો જોઈએ એ વિષે કંઈ સંશય રહેતો નથી. એ ઇતિહાસકારનો અભિપ્રાય એવો છે કે હીરોની એલેક્ઝાન્ડ્રિયન ભૂમિતિ (ઇસ પૂર્વે ૨૧૫), જે ઇસ પૂર્વે ૧૦૦ વર્ષ પછી હિન્દુસ્તાનમા દાખલ થઈ જણાય છે, તેની શુલ્વ

સૂત્રો ઉપર અસર થઈ હોવી જોઈએ પણ શુલ્વ સૂત્રો આ સમય કરતા ઘણા વધારે વહેલા લખાયા હોય એવો પાકો સભવ જણાય છે, કારણ કે એ સૂત્રો તે શ્રૌત સૂત્રોની અદરનોજ એક અગત્યનો વિભાગ છે, અને એની અદરનુ ભૂમિતિશાસ્ત્રનુ જ્ઞાન વ્યાકરણશાસ્ત્રની પેઠે વ્યાવહારિક (practical) કારણોને લીધેજ ઉત્પન્ન થયુ હોવાથી બ્રાહ્મણોના ધર્મવિષયક શાસ્ત્રોની અદરજ એનો સમાવેશ થાય છે શુક્લ અને કૃષ્ણ યજુર્વેદમા તેમજ બ્રાહ્મણોમા યજ્ઞભૂમિની અને વેદિઓની રચના ઘણા સખ્ત નિયમોને અનુસરીને કરવામા આવતી એવુ વારવાર કહેવામા આવ્યુ છે, અને એ નિયમોનો લગાર પણ અનાદર થાય તો તેને મ્હોટામા મ્હોટા અનર્થનુ કારણ ગણવામા આવ્યુ છે આભડછેટની તીવ્ર લાગણી ધરાવતા બ્રાહ્મણો પોતાના ધર્મની સાથે ગાઢો સમ્બન્ધ ધરાવતુ હોય એવુ કોઈ પણ જ્ઞાન પરદેશીઓ પાસેથી મેળવે એ સંભવિત જણાતુ નથી એથી ઉલટુ ગ્રીક લોકોએ શુલ્વસૂત્રોમાથી લીધુ હોય એ પણ બહુ બનવા જોગ નથી, કારણ કે ઘણુંખરૂં એ સૂત્રો ધારવામા આવે છે તેના કરતા બહુ મોડા લખાયા હતા

ખગોળશાસ્ત્ર વિષે પ્રાચીન હિન્દુસ્તાનના લોકોને સ્વતત્ર જ્ઞાન થોડુજ હતુ ફિનીશિયનોની સાથે તેઓને વ્યાપારનો સમ્બન્ધ હોવાથી ચન્દ્રની ગતિના અઠ્ઠાવીસ વિભાગનુ જ્ઞાન તેઓને ચૅલ્ડિયનો તરફથી મળ્યુ હોય એ સંભવિત છે ખરેખર હિન્દુસ્તાનનુ ખગોળશાસ્ત્ર ગ્રીસના ખગોળશાસ્ત્રની એના ઉપર અસર થયા પછીજ શરૂ થાય છે ખચીત એજ એક એવુ શાસ્ત્ર છે કે જેમા ગ્રીસની અસર આપણાથી નિર્વિવાદપણે સાબીત કરી શકાય તેમ છે. એ વિષયમા યવનો તરફથી પોતાને જે લાભ થયલો તે હિન્દુસ્તાનના ખગોળશાસ્ત્રીઓએ હમેશા કબૂલ કર્યો છે, અને ખગોળશાસ્ત્ર વિષેના હિન્દુસ્તાનના ગ્રન્થોમા જે અનેક ગ્રીક નામો આવે છે તે ઉપરથી એ વાત ચોક્કસ સિદ્ધ થાય છે. ઉદાહરણ તરીકે વરાહમિહિરના "होराशास्त्र"મા જુદી જુદી રાશિઓને માટે ક્યાતો ગ્રીક નામોનુ ભાષાન્તર કરીને સસ્કૃત નામો બનાવવામા આવ્યા છે અથવા તો તેના તેજ ગ્રીક નામો વાપરવામા આવ્યા છે, જેમકે, "એરિસ"ને બદલે "आर" (મગળ), "હીલિયોસ"ને બદલે "हेलि" (સૂર્ય), "ઝયૂસ"ને બદલે 'ज्यौ' (જ્યુપિટર). ઘણા પારિભાષિક શબ્દો સીધા ગ્રીક પુસ્તકોમાથી લેવામાં આવ્યા છે,

જેમકે "કેન્ટ્રોન"ને બદલે 'केन्द्र', "ડાયેમેટ્રોન"ને બદલે "जामित्र" હિન્દુસ્તાનના ખગોળશાસ્ત્રના પ્રાચીનમા પ્રાચીન ગ્રન્થોમાથી કેટલાકના તો નામ ઉપરથી પાશ્ચાત્ય દેશોની સાથેનો તેઓનો સમ્બન્ધ જણાઈ આવે છે ઉદાહરણ તરીકે, "रोमकसिद्धान्त" એનો અર્થ "Roman Manual" એવો થાય છે વરાહમિહિરના ગ્રન્થનુ "होराशास्त्र" એવુ નામ છે તેમાનો "होरा" એ શબ્દ ગ્રીક ભાષાનો છે.

તોપણ થોડીક બાબતોમા હિન્દુસ્તાનના લોકોએ ખગોળશાસ્ત્રને સ્વતત્ર રીતે ગ્રીક લોકોના કરતા પણ વધારે આગળ વધાર્યું હતું, અને પાછળથી ખગોળશાસ્ત્રમા પણ પશ્ચિમને કઈક જ્ઞાન આપવાનો વારો તેઓને આવ્યો હતો કારણ કે આઠમા અને નવમા સૈકામા આ શાસ્ત્રમા પણ તેઓ આરબ લોકોના ગુરુ બન્યા હતા "सिद्धान्त"ના ગ્રન્થો, આર્યભટના લખાણો, અને બ્રહ્મગુપ્તનું રચેલુ કહેવાતું "अहर्गण" એ સર્વના આરબ લોકોએ ભાષાન્તર અથવા અનુવાદ કર્યા હતા, અને આ ભાષાન્તર અથવા અનુવાદના કામ ઉપર દેખરેખ રાખવાને માટે બગદાદના ખલીફા તરફથી હિન્દુસ્તાનના ખગોળશાસ્ત્રીઓને વારવાર પોતાની દરબારમા બોલાવવામા આવતા હતા પછી આ આરબોની મારફત હિન્દુસ્તાનનું ખગોળશાસ્ત્ર યુરોપ તરફ ગયું, અને એવી રીતે, યુરોપ તરફથી લાબા વખત ઉપર જે જ્ઞાન આપવામા આવ્યુ હતું તેજ જ્ઞાન ગોળ ચક્કર ફરીને યુરોપમા પાછુ આવ્યુ ઉદાહરણ તરીકે, "उच्च" ( ગ્રહમાર્ગનુ ઉંચામા ઉંચુ બિન્દુ ) એ સંસ્કૃત શબ્દ આરબ્બી ખગોળશાસ્ત્રના લૅટિન ભાષાન્તરમા "aux" એ સ્વરૂપે દાખલ થયો

બારમા સૈકામા ભાસ્કર થઈ ગયો ત્યાર પછી હિન્દુસ્તાનના ખગોળશાસ્ત્રમાં કઈ પણ આગળ વધારો થયો નહીં, પણ જે જ્યોતિષ-શાસ્ત્રમાથી એની ઉત્પત્તિ થઈ હતી તે જ્યોતિષશાસ્ત્રમા એ પાછુ લીન થઈ ગયુ ખગોળશાસ્ત્રનો આગળ અભ્યાસ કરવાનું કામ હવે આરબ લોકોએ કરવા માડયુ હતું અને મૂળ વસ્તુસ્થિતિનુ પરિવર્તન એવી અજબ રીતે થયુ કે નવમા સૈકામા એક આરબ લેખકે હિન્દુ-સ્તાનના ખગોળશાસ્ત્ર અને ગણિતશાસ્ત્ર વિષેનો ગ્રન્થ લખ્યો હતો તેનો આ સમયમા હિન્દુઓ તરફથી અભ્યાસ થવા લાગ્યો એ શાસ્ત્રમા અસલના ગ્રીક નામો તો કાયમ રહ્યા, પણ નવા નામોની જેમ જેમ જરૂર પડતી ગઈ તેમ તેમ આરબ્બી નામો હવે સ્વીકારાતા ગયા

હિન્દુસ્તાનના વૈદકશાસ્ત્રની આરભદશામા ગ્રીસના વૈદકશાસ્ત્રની એના ઉપર અસર થઈ હતી કે નહીં એ પ્રશ્નનો નિશ્ચયપૂર્વક ઉત્તર હજી વાળી શકાય એમ નથી, કારણ કે એ ઉત્તર વાળતા પહેલા બેઉ દેશના વૈદકશાસ્ત્રોને એકબીજાની સાથે સભાળથી તપાસી જોવાની જરૂર છે, અને એવી રીતનુ તપાસી જોવાનુ કામ અત્યાર સુધીમા કોઈ તરફથી કરવામા આવ્યુ નથી તોપણ આધુનિક સમયમા હિપોક્રેટિસ અને ચરક (જે એક ચીનાના કહેવા પ્રમાણે કનિષ્ક રાજાનો દરબારી વૈદ્ય હતો) તે બેઉના ગ્રન્થોમા કેટલુક સચોટ મળતાપણું શોધી કાઢવામા આવ્યુ છે, અને તે ઉપરથી, ઇસ્વીસન પહેલા હિન્દુસ્તાનના વૈદક-શાસ્ત્ર ઉપર ગ્રીસની અસર થઈ હોય એ સંભવિત જણાય છે.

એથી ઉલટું હિન્દ વૈદકશાસ્ત્રની આરબ લોકો ઉપર આશરે ઇ.સ ૭૦૦ પછી ઘણી અસર થઈ હતી, કારણ કે બગદાદના ખલીફો તરફથી એ વિષયને લગતા કેટલાક પુસ્તકોના ભાષાન્તર કરાવવામા આવ્યા હતા ચરક અને સુશ્રુતના ગ્રન્થો (જે ઇસ્વીસનના ચોથા સૈકા કરતાં વધારે મોડા નહીં લખાયા હોય એવુ જણાય છે) તેના આઠમા સૈકાના અન્તમા અરબ્બી ભાષામા તરજૂમા કરવામા આવ્યા હતા, અને અલ-રઝી નામનો પ્રખ્યાત આરબ વૈદ્ય, જે ઇસ ૯૩૨મા મરણ પામ્યો હતો, તેણે એ ગ્રન્થોને પ્રમાણ તરીકે ગણીને તેમાથી ઉતારા આપ્યા હતા ત્યાર પછી યુરોપીયન વૈદ્યોએ અરબસ્તાનના વૈદકશાસ્ત્રને પ્રમાણ તરીકે ગણવા માડયુ અને સત્તરમા સૈકા સુધી એ વૈદકશાસ્ત્રની પ્રતિષ્ઠા એવી ને એવી કાયમ રહી એ વખતે યુરોપીયન વૈદ્યો હિન્દુસ્તાનના વૈદકશાસ્ત્રના ગ્રન્થકારો તરફ ઘણા માનની નજરથી જોતા હશે, કારણ કે અવિસેના (ઇબ સાઇના), રૂહાઝીસ (અલ-રઝી), અને સિરાપિયોન (ઇબ્ન સરાફ્યૂ એ આરબ લેખકોએ લૅટિનમા જે ભાષાન્તરો કર્યા છે તેમા ચરક વિષે વારવાર કથન કરવામા આવ્યુ છે હાલના વખતમા કૃત્રિમ નાક બનાવવાનો પ્રયોગ યુરોપની શસ્ત્રવિદ્યામા દાખલ થયો છે તે હિન્દુસ્તાનમાથી આવ્યો છે. ત્યા આગળ અઢારમા સૈકામા અગ્રેજોને એ કળાનું જ્ઞાન પ્રાપ્ત થયુ હતું

આપણે આગળ જોયુજ છે કે સસ્કૃત ભાષા અને સંસ્કૃત સાહિત્ય-ની શોધને પરિણામે ઓગણીસમા સૈકામા તુલનાત્મક કથાશાસ્ત્ર (Com

parative Mythology ) અને તુલનાત્મક ભાષાશાસ્ત્ર ( Comparative Philology )ની બે નવી વિદ્યાઓ નીકળી. આમાની પાછલી વિદ્યાને લીધે મૃત ભાષાઓ ( dead languages ) શિખવવાની યુરોપની પદ્ધતિમા પણ ફેરફાર થઈ ગયો છે બૌદ્ધ ધર્મ વિષે લોકોને જિજ્ઞાસા છે તેને પરિણામે યુરોપમા એ વિષેના ઘણા ગ્રન્થો લખાયા છે. એક બે દાખલા લઈએ તો હીનના કેટલાક ઉત્તમ ભાવ પ્રધાન કાવ્યો અને સર એડવિન આર્નોલ્ડના "Light of Asia" ( જંબુજ્યોતિ ) જેવા ગ્રન્થો સસ્કૃત કવિતાની પ્રેરણાને લીધેજ લખાયા છે આ પ્રમાણે યુરોપના બુદ્ધિવ્યાપાર ઉપર સંસ્કૃત સાહિત્યની ઘણી અસર થયલી છે તેની કોઈથી પણ ના પાડી શકાય એમ નથી, અને ભવિષ્યમા એ સાહિત્યની કદાચ એથી પણ વધારે અસર થશે એવો સભવ જણાય છે



# વિજ્ઞાન, કળા વગેરેના સાહિત્યનું પરિશિષ્ટ

## ધર્મશાસ્ત્ર

ધર્મશાસ્ત્રને લગતા સંસ્કૃત સાહિત્ય વિષેની સામાન્ય ચર્ચાને માટે બુહ્લરનો "Encyclopœdia "(જ્ઞાનચક્ર)માં ૧૮૯૬માં પ્રકટ થયલો જૉલિનો લખેલો 'Recht und Sitte" નામનો અતિ મૂલ્યવાન્ ગ્રન્થ જુઓ. વેદની પછીના સમયમાં લખાયલા કેટલાક ધર્મસૂત્રો છે, તેમાં "**वैष्णवधर्मशास्त्र**" અથવા "**विष्णुस्मृति**" એ નામનો ગ્રન્થ સૌથી વધારે અગત્યનો છે. એ ગ્રન્થ "**काठकगृह्यसूत्र**"ની સાથે ગાઢો સમ્બન્ધ ધરાવે છે, અને એનો છેવટનો પાઠ ઇ.સ. ૨૦૦ કરતાં વધારે પ્રાચીન નથી. ૧૮૮૧માં જૉલિએ એ ગ્રન્થ કલકત્તામાં પ્રકટ કર્યો, અને ૧૮૮૦માં ઑક્સફર્ડની "Sacred Books of the East" (પૂર્વના પવિત્ર પુસ્તકો) એ નામની ગ્રન્થમાળામાં એનું રચેલું ભાષાન્તર પ્રકટ થયું. વેદની પછીના સમયમાં જે ધર્મશાસ્ત્રના ગ્રન્થો લખાયા તે સઘળા પદ્યમાં અને તે પણ મ્હોટે ભાગે **अनुष्टुभ्** છન્દમાં લખાયલા છે. ધર્મસૂત્રના કરતાં એમાં વધારે વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે. ધર્મસૂત્રોમાં તો ધર્મને લગતી બાબતો વિષેજ લખવામાં આવ્યું હોય છે, પણ અહીં તેમ નથી. આ ગ્રન્થમાં રચાયલી સ્મૃતિઓમાં "**मानवधर्मशास्त्र**" એ સૌથી વધારે મહત્ત્વની અને સૌથી પ્રાચીન છે. એ સ્મૃતિ '**मानवधर्मसूत्र**'ના ઉપરથી રચાઈ હોય એ ઘણું બનવા જોગ છે. "**महाभारत**"ની સાથે આ સ્મૃતિને ઘણો ગાઢો સમ્બન્ધ છે. "**महाभारत**"ના બીજા, બારમા, અને સોળમા, એ પ્રમાણે ત્રણ પર્વ માંજ એ સ્મૃતિના ૨૬૮૪ શ્લોકમાંના ૨૬૪ દીઠામાં આવે છે. એ સ્મૃતિને હાલનું સ્વરૂપ પ્રાપ્ત થયું તે ઇ.સ. ૨૦૦ના કરતાં વધારે મોડું નહીં હોય એમ જણાય છે. ૧૮૮૭માં જૉલિએ લંડનમાં એ ગ્રન્થ પ્રસિદ્ધ કર્યો, ૧૮૮૬માં બુહ્લરે "Sacred Books" (પવિત્ર પુસ્તકો) માં ઘણી કીમતી પ્રસ્તાવના સાથે એનું ભાષાન્તર છપાવ્યું, તે ઉપરાંત ૧૮૮૪માં બર્નેલે લંડનમાં એનું ભાષાન્તર પ્રસિદ્ધ કર્યું, ૧૮૮૬માં મંડલિકે સાત ટીકાઓ સાથે મૂળ ગ્રન્થ મુંબાઈમાં પ્રકટ કર્યો, ૧૮૮૬માં કુલ્લૂકની ટીકા સાથે એ ગ્રન્થ મુંબાઈમાં છપાયો. અને તે ૧૮૮૭માં

પ્રકટ થયલી નિર્ણય સાગર પ્રેસની આવૃત્તિ કરતા વધારે સારી છે. બીજો ગ્રન્થ "याज्ञवल्क्यधर्मशास्त्र"નો છે તે ઘણો વધારે ટૂંકો છે (તેમા ૧૦૦૯ શ્લોક છે) शुक्लयजुर्वेदના અમુક ધર્મસૂત્રને આધારે એ ગ્રન્થ રચાયલો હોય એ ઘણુ બનવા જોગ છે એનો ત્રીજો અધ્યાય "पारस्करगृह्यसूत्र"ને મળતો આવે છે, પણ कृष्णयजुर्वेदના "मानव-गृह्यसूत्र"ની સાથેનો એનો સમ્બન્ધ ઉઘાડો છે એ ગ્રન્થ આસરે ઇ સ ૩૫૦મા રચાયો હોય એમ જણાય છે વિદેહ (તિર્હુત ની રાજ-ધાની મિથિલામા એનો જન્મ થયો હોય એ બનવા જોગ છે ૧૮૪૯મા સ્ટેંઝરે બર્લિનમા "याज्ञवल्क्यस्मृति" ભાષાન્તર સાથે પ્રસિદ્ધ કરી ૧૮૯૨મા "मिताक्षरा' નામની ટીકા સાથે એ ગ્રન્થની ત્રીજી આવૃત્તિ પ્રસિદ્ધ થઈ 'धर्म' એ શબ્દમા એકલા કાયદાનોજ સમા વેશ કરવામા આવેલો સૌથી પહેલો "नारदस्मृति"મા જણાય છે એ ગ્રન્થમા ૧૨૦૦૦ કરતા વધારે શ્લોક આવે છે, અને એ મ્હોટે ભાગે "मनुस्मृति" ઉપરથી રચાયલો જણાય છે બાણુ કવિએ પોતાના એક ગ્રન્થમા "नारदीय धर्मशास्त्र" વિષે કથન કર્યું છે, અને ધર્મશાસ્ત્રના એક સૌથી વધારે પ્રાચીન ટીકાકારે આઠમા સૈકામા નારદના ગ્રન્થ ઉપર ટીકા કરી હતી નારદનો ગ્રન્થ આશરે ઇ સ ૫૦૦મા રચાયલો હોય એમ જણાય છે ૧૮૮૫મા જૉલિએ કલકત્તામા "नारदस्मृति"નો ગ્રન્થ પ્રકટ કર્યો, અને ૧૮૮૯મા "Sacred Books"ના ૩૩મા પુસ્તકમા એનુ ભાષાન્તર થયુ વધારે અર્વાચીન ગ્રન્થ "पराशर-स्मृति"નો છે એ ગ્રન્થ ઇ સ ૧૩૦૦ પહેલાનો છે ૧૮૯૩મા "Bombay Sanskrit Series"મા એ ગ્રન્થ પ્રસિદ્ધ થયો, ૧૮૮૭મા "Bibliothica Indica"મા એનુ ભાષાન્તર થયુ. વેદની પછીના ધર્મશાસ્ત્રના ગ્રન્થનો બીજો જથ્થો ટીકાઓનો છે "मनुस्मृति" ઉપરની મેધાતિથિની ટીકા એ આજદિન સુધી સચવાઈ રહેલી સઘળી ટીકાઓમા વિશેષ પ્રાચીન છે એ ટીકાકાર આશરે ઇ સ ૯૦૦મા થઈ ગયલો જણાય છે "मनुस्मृति" ઉપરની સૌથી વધારે પ્રખ્યાત ટીકા કુલ્લૂકભટ્ટની છે પદરમા સૈકામા બનારસમા એ ટીકા લખવામાં આવી હતી, પણ બારમા સૈકાના ગોવિન્દરાજ નામના ટીકાકારના ગ્રન્થમાંથી તફડચી કરવા સિવાય કુલ્લૂકભટ્ટે કઈ વિશેષ કરેલુ જણાતું નથી "याज्ञवल्क्यस्मृति" ઉપરની સૌથી વધારે પ્રખ્યાત ટીકા વિજ્ઞાનેશ્વરની છે, તે "मिताक्षरा" નામની છે, અને તે આશરે ઇ સ. ૧૧૦૦મા

લખાયલી જણાય છે ઘણા પ્રાચીન સમયથી ફક્ત બંગાળામાંજ નહીં, પણ બનારસમાં અને ઉત્તર હિન્દુસ્તાનના મ્હોટા ભાગમાં એ ગ્રન્થ પ્રમાણ તરીકે ગણાતો હતો ગયા સૈકામા વારસાને લગતા કાયદા વિષે જેમા લખવામા આવ્યુ છે તે અધ્યાયનું કોલબ્રૂકે ભાષાન્તર કર્યું ત્યાર પછી અંગ્રેજી અદાલતોમા વારવાર એ ગ્રન્થના વચનોને પ્રમાણ તરીકે ટાંકવામા આવ્યા છે ઇસ ૧૦૦૦ પછી ધર્મનિબન્ધ એ નામના અસંખ્ય ગ્રન્થો હિન્દુસ્તાનમા લખાયા છે તેમાનો સૌથી ભારે ગ્રન્થ "**चतुर्वर्गचिन्तामणि**" એ નામનો છે એ ગ્રન્થ હેમાદ્રિનો રચેલો છે, એ ગ્રન્થના પાચ વિભાગ છે, અને એ આશરે ઇ સ ૧૩૦૦મા લખાયો હતો. એમા કાયદા વિષે નહીં જેવુજ લખ્યુ છે, પણ સ્મૃતિઓ અને પુરાણોમાના અનેક રસ પડે એવા શ્લોકો એમા આપ્યા છે "Bibliothica Indica"મા એ ગ્રન્થ પ્રસિદ્ધ થયો છે. જીમૂતવાહનનો "**धर्मरत्न**" નામનો ગ્રન્થ, જે ઘણુંખરૂ ૫૬રમા સૈકામા લખાયલો છે, તે આ સ્થળે ગણાવવો જોઈએ, કારણ કે "**दायभाग**"નો પ્રખ્યાત ગ્રન્થ, જે બંગાળામા પ્રમાણ તરીકે ગણાય છે અને જેનું કોલબ્રૂકે ભાષાન્તર કર્યું છે, તે આ "**धर्मरत्न**"નોજ એક ભાગ છે આ સ્થળે એટલી વાત નોંધવા જેવી છે કે બીજા દેશોમા કાયદાની ચોપડીઓ હોય છે તેમા અને આ હિન્દુસ્તાનની સ્મૃતિઓમા ઘણો ફેર છે એ સ્મૃતિઓ અમુક વ્યક્તિઓ તરફથીજ લખવામા આવી છે. વળી બ્રાહ્મણોને માટે બ્રાહ્મણો તરફથી એ રચવામા આવી છે, તેના પરિણામે બ્રાહ્મણ વર્ણના અધિકારને એમા હદ બહારનું મહત્ત્વ આપવામા આવ્યું હોય એ ઘણું સ્વાભાવિક છે આ કારણને લીધે એ સ્મૃતિઓમા જે કંઈ લખવામા આવ્યુ હોય તેની સત્યાસત્યતાનો નિર્ણય કરવાને માટે બાહ્ય પ્રમાણોની મદદ લેવી જરૂરની છે.

## ઇતિહાસ

મુસલમાનોની જીત પહેલાનો ખાસ ઐતિહાસિક ગ્રન્થ સસ્કૃત સાહિત્યમા કોઈ પણ છે નહીં "**राजतरङ्गिणी**" અથવા "રાજાઓની નદી" એ નામનો ગ્રન્થ કલ્હણનો રચેલો છે અને તેમા કાશ્મીરના રાજાઓની તવારીખ આપવામા આવી છે એ ગ્રન્થ કલ્હણે ઇ સ ૧૧૪૮મા લખવા માડ્યો હતો એ ગ્રન્થમા આશરે ૮૦૦૦ શ્લોક છે એનો

આગલો ભાગ ઐતિહાસિક નથી, પણ તેમા દંતકથાઓ આપવામા આવી છે. ખરેખરો ઐતિહાસિક વિભાગ તો જેમા એણે પોતાના સમયનો ચિતાર આપ્યો છે તેજ છે કાશ્મીરની તવારીખના સમ્બન્ધમાં આ ગ્રન્થ ઘણો કીમતી છે

## વ્યાકરણ

હિન્દુસ્તાનના વ્યાકરણ સાહિત્યને માટે ખાસ કરીને વાકરનેગલ-ના "Altindische Grammatik"ના પ્રથમ પુસ્તકનું પૃ ૫૯ થી શરૂ થતું લખાણ જુઓ આજ સુધી જળવાઈ રહેલુ જૂનામા જૂનુ વ્યાકરણ પાણિનિનું છે એ પાણિનિની આગળ થઈ ગયલા ૬૪ વૈયાકરણો ગણાવવામા આવ્યા છે, પણ તેમાના કોઈ નો પણ ગ્રન્થ જળવાઈ રહ્યો નથી પાણિનિ હિન્દુસ્તાનના વાયવ્ય દિશાના છેડા ઉપર રહેતો હતો અને એ ઘણું કરીને ઇ સ પૂર્વે ૩૦૦ના અરસામા થઈ ગયો હતો. એના ગ્રન્થમા લગભગ ૪૦૦૦ સૂત્રો છે, અને એ ગ્રન્થના આઠ અધ્યાય કરવામા આવ્યા છે. ૧૮૮૭મા બ્હોટલિંગે જર્મન ભાષાન્તર સાથે એ ગ્રન્થ પ્રસિદ્ધ કર્યો હતો. વ્યાકરણના સાધારણ નિયમોથી જુદી રીતે બનેલા શબ્દોનો એક સંગ્રહ પાણિનિના વખતમા હતો, તે કંઈક રૂપાન્તર પામીને " उणादि सूत्र " એ નામથી જળવાઈ રહ્યો છે ઉજ્જ્વલદત્તની ટીકા સાથે એ ગ્રન્થ ૧૮૫૯મા ઑફ્રેક્ટે પ્રસિદ્ધ કર્યો હતો એ ઉપરાત પાણિનિએ બે શેષસંગ્રહ વિષે પણ લખ્યુ છે એક "धातु-पाठ" અને બીજો 'गणपाठ" ધાતુપાઠમા આશરે ૨૦૦૦ ધાતુઓ આપવામા આવ્યા છે. એમાના આશરે ૮૦૦ જ સંસ્કૃત સાહિત્યમા જોવામા આવે છે, અને વેદની ભાષાના આશરે પચાસ ધાતુઓ એમા જોવામા આવતા નથી "गणपाठ"મા એકસરખા નિયમ જેને લાગુ પડતા હોય એવા જુદા જુદા ગણ પ્રમાણે શબ્દોનો સંગ્રહ કરવામા આવ્યો છે ઇ સ. ૧૧૪૦મા વર્ધમાને "गणरत्नमहोदधि" રચ્યો તેમા આ ગણોને છન્દમા ગોઠવવામા આવ્યા છે. પાણિનિના વ્યાકરણને સમજાવવાને માટે પ્રથમ "परिभाषा" એ નામના અર્થ કરવાને લગતા નિયમોના ગ્રન્થ રચાયા અઢારમા સૈકામા નાગોજીભટ્ટે એ સઘળી પરિ-ભાષાઓનો સંગ્રહ કરીને "परिभाषेन्दुशेखर" નામનો ગ્રન્થ રચ્યો ( એ ગ્રન્થ "Bombay Sanskrit Series"માં કિલહૉર્ને છપાવ્યો

છે, વર્ષ ૧૮૬૮ અને ૧૮૭૧) ત્યાર પછી **પાણિનિના** ૧૨૪૫ **સૂત્રો** ઉપર **કાત્યાયન**, જે ઘણું કરીને ઇસ્વીસન પૂર્વે ત્રીજા સૈકામા થઈ ગયો, તેણે **"वार्तिक"** લખ્યા, અને ત્યાર પછી કેટલોક વખત રહીને વ્યાકરણની જુદી જુદી **"कारिका"**ઓ લખાઈ ટીકાકારોની આ સઘળી મહેનતનો લાભ લઈને **પતંજલિએ** પોતાનું **"महाभाष्य"** રચ્યુ તેમા **પતંજલિની** પોતાની તરફની ટીકા પણ આપવામા આવી છે. (એ **મહાભાષ્યના** ત્રણ પુસ્તક કિલહૉર્ને મુંબાઈમા છપાવ્યા છે) એ **ગ્રન્થમા પાણિનિના** ૧૭૧૩ સૂત્રો ઉપર ટીકા કરવામા આવી છે **પતંજલિ** ઘણું કરીને ઇસ્વીસન પૂર્વેના બીજા સૈકાના દ્વિતીયાર્ધમા થઈ ગયો. ગમે તેમ હોય, પણ ઇસ્વીસનની શરૂઆતના કરતા વિશેષ અર્વાચીન તો એને ગણી શકાય એમ નથીજ સાતમા સૈકામા **ભર્તૃહરિએ "महाभाष्य"**ના ઉપર ટીકા કરીને પોતાનો **"वाक्यपदीय"** નામનો ગ્રન્થ રચ્યો (એ ગ્રન્થ "Benares Sanskrit Series"મા છપાયો છે) એ ગ્રન્થમા વ્યાકરણની ફિલસુફી વિષે ચર્ચા કરવામા આવી છે એ ઉપરાંત, કૈયટ, જે ઘણું કરીને તેરમા સૈકામા થઈ ગયો, તેણે પણ **"महाभाष्य"** ઉપર ટીકા કરી છે આશરે ઇસ્વી ૬૫૦મા **જયાદિત્ય** અને **વામનની** રચેલી **"काशिका वृत्ति"** (એટલે "કાશીની ટીકા") રચાઈ. **પાણિનિના** વ્યાકરણ ઉપર લખાયલી સંપૂર્ણ ટીકા સૌથી પહેલી આજ છે (એ ગ્રન્થની બીજી આવૃત્તિ ૧૮૯૮મા **બનારસમા** પ્રસિદ્ધ થઈ હતી.) પંદરમા સૈકામા રામચન્દ્રે **"प्रक्रियाकौमुदी"** નામનો ગ્રન્થ રચ્યો, તેમા વ્યાકરણના વિષયની વધારે સગવડભરેલી વ્યવસ્થા કરીને **પાણિનિ**ના વ્યાકરણને વધારે સ્હેલુ બનાવવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે. **ભટ્ટોજીની "सिद्धान्तकौमुदी"**, જે સત્તરમા સૈકામા લખાઈ છે, તેનો ઉદ્દેશ પણ આના જેવો છે (૧૮૯૪મા મુંબાઇના **નિર્ણયસાગર પ્રેસમા** એ ગ્રન્થ છપાયો છે) એ ગ્રન્થના સાર તરીકે વરદરાજે **"लघु-कौमुदी"** નામનો સંક્ષિપ્ત ગ્રન્થ લખ્યો (એ ગ્રન્થ **બૅલેન્ટાઇને** અંગ્રેજી ભાષાન્તર સાથે પ્રસિદ્ધ કર્યો છે) ૧૮૯૧મા **બનારસમા** એની ચોથી આવૃત્તિ પ્રસિદ્ધ થઈ હતી **પાણિનિની** પદ્ધતિ પ્રમાણે વ્યાકરણનો જેને અભ્યાસ કરવો હોય તેને પ્રથમ આ **"लघुकौमुदी"**નો ગ્રન્થ શીખવવામા આવે છે **પાણિનિની** સાથે જેને સમ્બન્ધ નહીં એવા વૈયાકરણોમા **ચન્દ્ર** (જે આશરે ઇ સ. ૬૦૦મા થઇ ગયો), **શાકટાયન**

નામનો બીજો-પ્રખ્યાત શાકટાયનથી જુદો વૈયાકરણ (જે "काशिका"ના સમય પછી થઈ ગયો) અને સૌથી વધારે અગત્યનો હેમચન્દ્ર, જે બારમા સૈકામાં થઈ ગયો અને જેણે પ્રાકૃતનું વ્યાકરણ લખ્યું (પ્ર. પિશલ, ભાષાન્તર સાથે, બે પુસ્તકો, ૧૮૭૭-૮૦) તે ખાસ ગણાવવા જેવા છે. હેમચન્દ્રે પ્રાકૃતના વ્યાકરણ ઉપરાંત "उणादिगणसूत्र" પણ રચ્યું છે. પાછળથી લખાયલા વ્યાકરણોમાં શર્વવર્મનના "कातन्त्र"-ની (પ્ર. ઍગલિંગ, બિ. ઇં) પ્રતિષ્ઠા સૌથી વધારે હોય એમ જણાય છે. વરરુચિનું "प्राकृतप्रकाश" (પ્ર. કૉવેલ, બીજી આવૃત્તિ, ૧૮૬૮) એ પ્રાકૃત ભાષાનું વ્યાકરણ છે. વોપદેવનું "मुग्धबोध" એ નામનું સંસ્કૃત વ્યાકરણ બંગાળામાં વિશેષ વપરાય છે "फिट्सूत्र"નો ગ્રન્થ પતંજલિના ભાષ્ય કરતાં વધારે અર્વાચીન છે, તેમાં નામના ઉચ્ચારને લગતા નિયમો આપવામાં આવ્યા છે. હેમચન્દ્રના "लिंगानुशासन"માં લિંગ વિષેની ચર્ચા કરવામાં આવી છે. યુરોપીયનોના રચેલા વ્યાકરણોમાં, વેદની ભાષા તેમજ સંસ્કૃત ભાષા એ ઉભયની ઐતિહાસિક પદ્ધતિએ ચર્ચા કરવાનો જેમાં પ્રયત્ન કરવામાં આવ્યો હોય એવો સૌથી પહેલો ગ્રન્થ બ્હિટનીનો છે સંસ્કૃત ભાષા વિષે તુલનાત્મક પદ્ધતિનો જેમાં ઉપયોગ કરવામાં આવ્યો છે એવો ગ્રન્થ વાકરનેગલનો છે તે અતિ ઉત્તમ છે, પણ હજી તો તેનો પહેલો વિભાગજ પ્રસિદ્ધ થયો છે. મૅક્સ મ્યૂલરના સંસ્કૃત વ્યાકરણ ઉપરથી આ લેખકે ( પ્રો. મૅકડોનલે પોતે ) પણ એક સંક્ષિપ્ત વ્યાકરણ રચ્યું છે તે સંસ્કૃત ભાષાના અભ્યાસનો આરંભ કરનારા વિદ્યાર્થીઓને કામનું છે. એજ લેખકનું વેદનું વ્યાકરણ બ્યુલરની એન્સાઇક્લોપીડિયાના એક ભાગ તરીકે પ્રસિદ્ધ થયલું છે તે વિદ્વાનોના ઉપયોગને માટે લખાયલો મ્હોટો ગ્રન્થ છે, એનું "વિદ્યાર્થીઓ માટેનું વેદનું વ્યાકરણ" જે ૧૯૧૬ માં ઑક્સફર્ડમાં છપાયું હતું, અને "અભ્યાસ નવો શરૂ કરનારાઓ માટેનું સંસ્કૃત વ્યાકરણ", જેની બીજી આવૃત્તિ ૧૯૧૧ માં બહાર પડી હતી, એ બે વ્યવહારોપયોગી વ્યાકરણો છે.

## કોશના ગ્રન્થો.

ઝૅચરીનું "Die indischen Wörterbücher", જે ૧૮૯૭માં બ્યુલરની "Encyclopædia"માં છપાયું છે, તેમાં આ આખા વિષયની માહિતી આપવામાં આવી છે અને કોશના સઘળા ગ્રન્થોના

નામ ગણાવવામાં આવ્યાં છે "**कोश**"ના જુદા જુદા સંસ્કૃત ગ્રન્થોમાં અપરિચિત શબ્દો અને અર્થો કવિઓના ઉપયોગને માટે આપવામાં આવ્યા હોય છે. એ સઘળા ગ્રન્થો પદ્યમાં રચાયલા હોય છે એકજ અર્થના અનેક શબ્દો જ્યાં આપવામાં આવ્યા હોય છે ત્યાં વર્ણાનુક્રમ બીલકુલ જોવામાં આવતો નથી અને એક શબ્દના અનેક અર્થો જ્યાં આપવામાં આવ્યા હોય છે ત્યાં આગળ પણ વર્ણાનુક્રમ નહીં જેવોજ હોય છે વ્યાકરણમાં જેવી પાણિનિના ગ્રન્થની પ્રતિષ્ઠા છે તેવી કોશના ગ્રન્થોમાં "**अमरकोश**"ની પ્રતિષ્ઠા છે. (મુંબાઈમાં એ ગ્રન્થ મહેશ્વરની ટીકા સાથે પ્રસિદ્ધ થયો છે) એ ગ્રન્થ આશરે ઇસ ૫૦૦માં રચાયો હોય એ અસંભવિત નથી. પુરુષોત્તમદેવનો "**त्रिकाण्डशेष**" "**अमरकोश**"ના પરિશિષ્ટ ગ્રન્થ જેવો છે (એ છેક ઇસ ૧૩૦૦માં રચાયો હોય એ બનવા જોગ છે) શાશ્વતનો "**अनेकार्थसमुच्चय**" એ નામનો ગ્રન્થ "**अमरकोश**"ના કરતાં વધારે પ્રાચીન હોય એ કોઈ પણ રીતે અસંભવિત નથી હલાયુધનો "**अभिधानरत्नमाला**" નામનો ગ્રન્થ (પ્ર. ઑફ્રેક્ટ, લન્ડન, ૧૮૬૧) આશરે ઇસ ૯૫૦નો જણાય છે. યાદવપ્રકાશનો "**वैजयन्ती**" નામનો ગ્રન્થ આશરે એક સૈકો મોડો લખાયલો છે મહેશ્વર કવિનો "**विश्वप्रकाश**" ઇ.સ. ૧૧૧૧નો છે "**मङ्खकोश**" આશરે ઇસ ૧૧૫૦માં કાશ્મીરમાં રચાયો હતો હેમચન્દ્રે (ઇસ ૧૦૮૮–૧૧૭૨) ચાર કોશ બનાવ્યા છે "**अभिधानचिन्तामणि**" (એકજ અર્થવાળા શબ્દોનો કોશ), પ્ર. બોટલિંગ અને રૅાથ, સેઈન્ટ પીટર્સબર્ગ, ૧૮૪૭, "**अनेकार्थसंग्रह**" (અનેક અર્થવાળા શબ્દોનો કોશ), પ્ર ઝૅચરી, વિયેના, ૧૮૯૩, "**देशीनाममाला**" (પ્રાકૃત ભાષાનો કોશ), પ્ર પિશેલ, મુંબાઈ, ૧૮૮૦, અને "**निघण्टुशेष**", જેમાં વનસ્પતિશાસ્ત્રને લગતા શબ્દોનો સંગ્રહ આપવામાં આવ્યો છે, તે. આ છેલ્લો ગ્રન્થ "**अभिधानचिन्तामणि**"ના પરિશિષ્ટ ગ્રન્થ જેવો છે.

## કાવ્યશાસ્ત્ર

સિલ્વેઇન લેવિના "Thé'âtre Indien"નાં ૨૧ પૃષ્ઠ, રેનૉડનો "La Rhé'torique Sanskrite" (જે ૧૮૮૪માં પૅરિસમાં પ્રસિદ્ધ થયો હતો તે), અને ૧૮૯૭–૮ ના "Journal of

the Royal Asiatic Society"મા આવેલો "Notes on Alamkara Literature" નામનો જેકબનો લેખ જુઓ. ભરત-નું "नाट्यशास्त्र" એ આ વિષયને લગતો જૂનામા જૂનો અને સૌથી વધારે અગત્યનો ગ્રન્થ છે એ ગ્રન્થ ઇસ્વીસનના છઠ્ઠા સૈકામા લખાયો હોય એમ જણાય છે (૧૮૯૪મા મુબાઇની "काव्यमाला"ના ૪૨મા અંકમા, અને ૧૮૯૭મા લાયોન્સમા ગ્રૉસેટ તરફથી એ ગ્રન્થ પ્રસિદ્ધ થયો હતો ). દણ્ડીનો "काव्यादर्श" જે છઠ્ઠા સૈકાની આખરમા રચાયો હતો તેમા આશરે ૬૫૦ શ્લોક છે ૧૮૯૦મા બ્હોટલિંગે લીપ્ઝિકમા ભાષાન્તર સાથે એ ગ્રન્થ પ્રસિદ્ધ કર્યો હતો, અને ૧૯૧૦ મા રંગાચાર્યે મદ્રાસમા એ ગ્રન્થ ટીકા સાથે પ્રસિદ્ધ કર્યો છે વામનનો "काव्यालङ्कार-वृत्ति" નામનો ગ્રન્થ આઠમા સૈકામા રચાયલો જણાય છે રુદ્રભટ, જે નવમા સૈકામા થઈ ગયો, તેનો "शृंगारतिलक" નામનો ગ્રન્થ પિશલે ૧૮૮૬મા પ્રસિદ્ધ કર્યો છે આનન્દવર્ધનનો "ध्वन्यालोक" અભિનવગુપ્તની ટીકા સાથે "काव्यमाला"મા ૧૯૦૧ મા છપાયો છે રુદ્રટ શતાનન્દનો "काव्यालङ्कार" એ નવમા સૈકાનો ગ્રન્થ છે અને તે "काव्यमाला"મા પ્રસિદ્ધ થયો છે. ધનજયના "दशरूप"મા નાટકના દશ પ્રકાર વર્ણવવામા આવ્યા છે એ ગ્રન્થ દસમા સૈકાનો છે (૧૮૬૫મા હૉલે એ ગ્રન્થ પ્રસિદ્ધ કર્યો હતો, ૧૮૯૭મા મુબાઇના નિર્ણયસાગર પ્રેસ તરફથી એ ટીકા સાથે પ્રસિદ્ધ થયો છે, ૧૯૧૨ મા ન્યૂ યોર્કમા એ ગ્રન્થ ભાષાન્તર સાથે છપાયો છે) મમ્મટ અને અલટનો રચેલો "काव्यप्रकाश" આશરે ૧૧૦૦મા લખાયલો છે (૧૮૯૭ના "પંડિત"મા એ પ્રસિદ્ધ થયો છે) "साहित्यदर्पण" એ ગ્રન્થ પૂર્વ બંગાળાના વતની વિશ્વનાથ કવિરાજે આશરે ઇ સ. ૧૪૫૦મા રચ્યો હતો. (૧૮૯૫મા કલકત્તામા વિદ્યાસાગરે એ ગ્રન્થ પ્રસિદ્ધ કર્યો હતો, અને "Bibliothica Indica"મા બૅલેન્ટાઇને અને મિત્રે એનું ભાષાન્તર કર્યું છે )

## ગણિતશાસ્ત્ર અને ખગોળશાસ્ત્ર

આ વિષય સમ્બન્ધી વિવેચન કરનારૂં એકજ પુસ્તક છે, અને તે થીબોનું છે. બુહર-કિલહૉર્નની "Encyclopœdia"મા "Astronomie, Astrologie and Mathematik" એ નામથી

એ પુસ્તક ૧૮૯૯માં પ્રસિદ્ધ થયું છે, અને તેમા એ વિષયનાં પુસ્તકોની સવિસ્તર યાદી આપવામાં આવી છે ૧૮૮૦માં પ્રસિદ્ધ થયલા કેન્ટોરના "Geschichte der Mathematik"ના પૃ. ૫૦૫–૫૬૨ પણ જોવાં. હિન્દુસ્તાનના પ્રાચીન ખગોળશાસ્ત્રીઓના ગ્રન્થોમાં ગણિતશાસ્ત્ર વિષેના કેટલાક ખાસ અધ્યાય આપવામા આવ્યા છે બીજગણિતના વિષયમા યવન લોકોએ કદી ન મેળવેલી ઉત્કૃષ્ટતા તેઓએ પ્રાપ્ત કરી હતી. ખગોળશાસ્ત્ર વિષેના હિન્દુસ્તાનના પ્રાચીનમા પ્રાચીન ગ્રન્થો આશરે ઇ સ ૩૦૦ પછીના લખાયલા હતા, અને તે "સિદ્ધાન્ત"ના નામથી ઓળખાતા હતા એવા ગ્રન્થો ચાર હતા, તેમાનો એક "સૂર્યસિદ્ધાન્ત"જ આજ દિન સુધી ટકી રહ્યો છે. ("Journal of the American Oriental Society"ના છઠ્ઠા પુસ્તકમા વ્હિટનીએ એ ગ્રન્થ ભાષાન્તર સાથે પ્રસિદ્ધ કર્યો છે). એવા પ્રાચીન ગ્રન્થોના સિદ્ધાન્તોને વધારે સંક્ષિપ્ત અને વ્યાવહારિક સ્વરૂપ આર્યભટે આપ્યુ હતું. આર્યભટે પોતેજ જણાવ્યું છે તે પ્રમાણે એનો જન્મ પાટલિપુત્રમા ઇ સ. ૪૭૬મા થયો હતો પૃથ્વી પોતાની ધરી ઉપર ફરે છે એવો સિદ્ધાન્ત એણે પ્રતિપાદન કર્યો હતો (એ સિદ્ધાન્ત યવન લોકોમા પણ અજાણ્યો ન્હોતો). વળી સૂર્યગ્રહણ તથા ચન્દ્રગ્રહણના કારણ વિષે પણ એણે સમજૂતી આપી હતી. એના ગ્રન્થનું નામ "આર્યભટીય" છે તેના ત્રીજા અધ્યાયમા એણે ગણિતશાસ્ત્ર વિષે લખ્યું છે. ("આર્યભટીય"નો ગ્રન્થ ૧૮૭૪માં કર્ને ટીકા સાથે પ્રસિદ્ધ કર્યો હતો અને ૧૮૭૯મા રૉડેટે "Journal Asiatique"મા એના ગણિતશાસ્ત્ર વિષેના અધ્યાયનું ભાષાન્તર કર્યું હતું) વરાહમિહિરનો જન્મ ઉજ્જન આગળ થયો હતો એણે ગણિતનુ કામ આશરે ઇ સ. ૫૦૫મા કરવા માંડ્યુ, અને એના એક ટીકાકારના કહેવા પ્રમાણે, એ ઇ.સ ૫૮૭માં મરણ પામ્યો એણે ચાર ગ્રન્થો લખ્યા, તે મ્હોટે ભાગે આર્યા છન્દમા રચાયલા છે. એમાના ત્રણ ગ્રન્થો જ્યોતિષશાસ્ત્ર વિષેના છેઃ "બૃહત્સંહિતા" (જે ૧૮૬૪–૧૮૬૫ની "Bibliothica Indica"મા કર્ને પ્રસિદ્ધ કરી છે અને "Journal of Asiatic Society"ના ચોથા પુસ્તકમા એનુ ભાષાન્તર થયુ છે, એજ ગ્રન્થની ભટ્ટોત્પલની ટીકા સાથની નવી આવૃત્તિ ૧૮૯૫–૯૭મા એસ. દ્વિવેદીએ બનારસમા પ્રસિદ્ધ કરી છે), " " અથવા "હોરાશાસ્ત્ર" (જેનુ મદ્રાસમા થી.

થીબરે ૧૮૮૫માં ભાષાન્તર કર્યું છે), અને "लघुजातक" (એના થોડાંક ભાગનું વેબરે અને જેકોબીએ ૧૮૭૨મા ભાષાન્તર કર્યું છે). એનો "पञ्चसिद्धान्तिका" નામનો ગ્રન્થ બનારસમાં થીબો અને એસ. દ્વિવેદીએ ૧૮૮૯મા પ્રસિદ્ધ કર્યો છે, અને તેના મ્હોટા ભાગનું ભાષાન્તર પણ કર્યું છે. એ ગ્રન્થ ખગોળશાસ્ત્રનું વ્યવહારૂ જ્ઞાન આપનારો (करण) ગ્રન્થ છે. બીજો પ્રખ્યાત ખગોળશાસ્ત્રી બ્રહ્મગુપ્ત કરીને હતો તેનો જન્મ ઇ. સ. ૫૯૮મે. થયો હતો અને તેણે એક "करण" સિવાય "ब्राह्मस्फुटसिद्धान्त" નામનો ગ્રન્થ લખ્યો હતો. એ ગ્રન્થ લખ્યો તે વખતે એની ઉમ્મર ત્રીસ વર્ષની હતી. (એમાંનો બારમો અને સોળમો એ બે અધ્યાય ગણિતશાસ્ત્ર વિષેના છે) હિન્દુસ્તાનનો છેલ્લો પ્રખ્યાત ખગોળશાસ્ત્રી ભાસ્કરાચાર્ય છે તેનો જન્મ ઇ. સ. ૧૧૧૪મા થયો હતો. "सूर्यसिद्धान्त' સિવાય બીજા સઘળા ખગોળશાસ્ત્રના ગ્રન્થો કરતા એના "सिद्धान्तशिरोमणि"નું હિન્દુસ્તાનમાં વિશેષ પ્રામાણ્ય ગણાયું છે.

## વૈદકશાસ્ત્ર.

હિન્દુસ્તાનના વૈદકશાસ્ત્રનો વિકાસ ઇસ્વીસન પહેલાથી થયા માંડ્યો હોવો જોઇએ કારણ કે એ શાસ્ત્રના એક પ્રમાણભૂત ગ્રન્થના લખનાર ચરક તે (બૌદ્ધ ધર્મના "त्रिपिटक"નો ચીનની ભાષામા તરજુમો કરનારના કહેવા પ્રમાણે) ઇસ્વીસનના પહેલા સૈકામાં કનિષ્ક રાજાના દરબારી વૈદ્ય હતો. એનો "चरकसंहिता"નો ગ્રન્થ અનેક વાર પ્રસિદ્ધ થયો છે ૧૮૫૬મા જે. વિદ્યાસાગરે કલકત્તામા એની બીજી આવૃત્તિ પ્રકટ કરી, ૧૮૫૭મા ગુપ્તએ કલકત્તામાંજ એની નવી આવૃત્તિ છપાવી, ૧૮૯૨-૯૩મા સી દત્તે એજ ગ્રન્થ પાછો કલકત્તામા ટીકા સાથે પ્રસિદ્ધ કર્યો, અને ૧૮૯૭મા કલકત્તાના એ. સી. કવિરત્ને એનું ભાષાન્તર કર્યું. બીજો પ્રમાણગ્રન્થ સુશ્રુતનો છે. એ ગ્રન્થનો લેખક (સુશ્રુત) ઇસ્વીસનના ચોથા સૈકાથી વિશેષ અર્વાચીન હોય એમ લાગતું નથી, કારણ કે બાવરની હસ્તલિખિત પ્રત, જે ઇસ્વીસનના પાંચમા સૈકાની હોય એમ જણાય છે, તેમાના કેટલાક ફકરાઓ ચરક અને સુશ્રુતના શ્લોકો સાથે મળતા આવે છે એટલુંજ નહીં પણ શબ્દેશબ્દ તેના તેજ છે. ("सुश्रुतसंहिता"ની ત્રીજી આવૃત્તિ ૧૮૮૯માં

જે. વિદ્યાસાગરે કલકત્તામા પ્રકટ કરી, ૧૮૮૮-૯૫માં એ. સી. કવિરત્ને કલકત્તામાજ એ ગ્રન્થ છાપ્યો. ૧૮૮૩મા હત્તે, ૧૮૯૧માં ચટ્ટોપાધ્યાયે, અને ૧૮૯૭ના હોર્નલેએ એનું ભાષાન્તર કર્યું). બીજો ઘણો સુવિખ્યાત વૈદકનો ગ્રન્થ વાગ્ભટ મ્હોટો, જે ઇ સ. ૬૦૦મા થઈ ગયો, તેનો છે એ ગ્રન્થનું નામ "अष्टाङ्गहृदय" છે. (૧૮૯૧મા મુંબાઇના નિર્ણયસાગર પ્રેસ મારફત એ. એમ. કુન્તેએ એ ગ્રન્થ અરુણદત્તની ટીકા સાથે પ્રસિદ્ધ કર્યો છે) એ સિવાય "Journal of German Oriental Society"ના ૩૦મા તથા ૩૧મા પુસ્તકમાં હાસે અને ૩૪મા પુસ્તકમા એ. મ્યુલરે લેખો લખ્યા છે તે અને કોર્ડિયર, લીટાર્ડ વગેરેના લેખ પણ જોવા

## કળાઓ.

હિન્દુસ્તાનની સંગીતકળા વિષે રાજા સર સુરેન્દ્ર મોહન ટાગોર, એન્ગ્રોસ, ડે વગેરેના ગ્રન્થ વાચવા શાર્ઙ્ગદેવનો "संगीतरत्नाकर"નો ગ્રન્થ ૧૮૯૭માં આનન્દાશ્રમ સસ્કૃત ગ્રન્થાવલિમા તેલગ તરફથી પ્રસિદ્ધ થયો છે સોમનાથનો "रागविबोध" ૧૮૯૫મા પૂનાના પી. જી. ઘારપુરેએ ટીકા સાથે પ્રસિદ્ધ કર્યો છે ફૉક્સ સ્ટ્રૅંગ્વેનું "હિન્દુસ્તાનનું સંગીત" વિષેનું પુસ્તક ઑક્સફર્ડમા ૧૯૧૪મા છપાયુ છે

ચિત્રકળા અને શિલ્પકળા માટે મૂરનો "The Hindu Pantheon" (જે લન્ડનમા ૧૮૧૦મા છપાયો હતો), બર્ગેસનો "આજન્ટાના ખડકમાથી કોતરી કાઢેલા મંદિરો" વિષેનો લેખ (જે મુબાઇમા ૧૮૭૯મા છપાયો હતો), ગ્રિફિથ્સના "આજન્ટાની બૌદ્ધ ગુફાઓ ઉપરના ચિત્રો" વિષેના બે પુસ્તકો (જે ૧૮૯૬-૯૭ મા લન્ડનમાં છપાયા હતા), બર્ગેસનો સો ચિત્રો સાથનો "ગધારની શિલ્પકળા"નો લેખ (જે લન્ડનમા ૧૮૯૫મા છપાયો હતો), ફર્ગુસનનો "વૃક્ષો અને સર્પની પૂજાનો ગ્રન્થ" (જે લન્ડનમા ૧૮૬૮માં છપાયો, અને જેમાં હિન્દુસ્તાનની દંતકથા અને કળાના પહેલા તથા ચોથા સૈકાના નમૂનાઓ આપ્યા છે), કનિંગહામના રિપોર્ટનુ પહેલું અને ત્રીજુ પુસ્તક (જેમા બુદ્ધગયાના ચિત્રો આપવામાં આવ્યા છે), ગ્રુનવીડલનું પુસ્તક

(જે બર્લિનમા ૧૮૯૩મા પ્રસિદ્ધ થયું હતું), બર્ગેસનુ "હિન્દુસ્તાનમાં બૌદ્ધ કળા" (જે શોધિતવર્ધિત ભાષાન્તર ગ્રન્થ લન્ડનમા ૧૯૦૧મા છપાયો હતો), કર્નનો "બૌદ્ધધર્મ" વિષેના ગ્રન્થ (જે ૧૮૯૬માં સ્ટ્રૅસબર્ગમા પ્રસિદ્ધ થયો હતો, પૃ ૯૧-૯૬), અને એચ. એચ વિલ્સનનો "Ariana Antiqua" (જે લન્ડનમા ૧૮૪૧માં પ્રસિદ્ધ થયો હતો) તે સર્વ જોવા

હિન્દુસ્તાનની સ્થાપત્યકળા માટે ફર્ગ્યૂસનનો "હિન્દુસ્તાન અને પૂર્વની સ્થાપત્યકળાનો ઇતિહાસ" (લન્ડન, ૧૮૭૬), "હિન્દુસ્તાનના ખડકમાંથી કોતરી કાઢેલા મન્દિરો" (૧૮૬૪), કનિંગહામનો "મધ્ય હિન્દુસ્તાનના બૌદ્ધધર્મીઓના સ્તૂપો" વિષેનો ગ્રન્થ (લન્ડન, ૧૮૫૪), ૧૮૭૧ પછીના હિન્દુસ્તાનના આર્કિયોલૉજિકલ સર્વે ખાતાના અહેવાલો; "મહાબોધિ અથવા બુદ્ધગયા આગળનું બોધિ વૃક્ષની નીચેનું બૌદ્ધ મન્દિર," (લન્ડન, ૧૮૯૨), બર્ગેસનો "પશ્ચિમ હિન્દુસ્તાન અને દક્ષિણ હિન્દુસ્તાનનો આર્કિયોલૉજિકલ સર્વે", હૅવિલનો "હિન્દુસ્તાન-ની પ્રાચીન વસ્તુઓ" વિષેનો ગ્રન્થ, (લન્ડન, ૧૯૦૦), "ઇલોરા પર્વત-ની બખોલો" (લન્ડન, ૧૮૬૬), આર મિત્રનો "ઓરિસ્સાની પ્રાચીન વસ્તુઓ" વિષેના ગ્રન્થ (કલકત્તા, ૧૮૭૫), વિન્સેન્ટ સ્મિથનો "હિન્દુસ્તાન અને લંકાની રસિક કળાનો ઇતિહાસ" (ઑક્સ્ફર્ડ, ૧૯૧૧) એ સર્વે જોવા.

હુન્નરકળાઓ માટે "Journal of Indian Art and Industry," જે ૧૮૮૪મા વર્ષથી લન્ડમા કાઢવામા આવે છે, તે જોવુ.



# પુસ્તકવર્ણનનાં ટિપ્પણો.

## પ્રકરણ ૧.

"સંસ્કૃત અભ્યાસના વૃત્તાન્ત" ને માટે ખાસ કરીને બૅન્ફીનું પુસ્તક (મ્યુનિચ, ૧૮૬૯) જુઓ. "Orientalische Bibliographie" પ્રતિવર્ષે બર્લિનમાં છપાય છે તે સંસ્કૃત પુસ્તકવિદ્યાને લગતો ઘણો મૂલ્યવાન્ ગ્રંથ છે એ ગ્રન્થની શરૂઆત ૧૮૮૮ થી થયલી છે.

પૃષ્ઠ ૧

બ્રાહ્મણોના ધાર્મિક વિચારો સમ્બન્ધી કેટલીક અચોક્કસ હકીગત પર્ચાસ (લન્ડન, ૧૬૧૪) અને લૉર્ડ (લન્ડન, ૧૬૩૦) ના પુસ્તકોમાં આપવામાં આવેલી છે. એબ્રેહામ રૉજરે ૧૬૩૧ મા ભર્તૃહરિના બે શતકોનો તરજુમો પ્રસિદ્ધ કર્યો હતો.

પૃષ્ઠ ૨

ડ્યુગલ્ડ સ્ટુવર્ટની "Philosophy of the Human Mind," ભાગ ૨, પ્રકરણ ૧, વર્ગ ૬ (એમાં સંસ્કૃત ભાષાની ઉત્પત્તિ વિષે કેટલાક અનુમાન બાંધવામાં આવ્યા છે).

સી. ડબલ્યુ વૉલ, ડી ડી એણે "સંસ્કૃત ભાષા અને લિપિનું સ્વરૂપ, સમય, તથા ઉત્પત્તિ" એ વિષય ઉપર એક નિબન્ધ ૧૮૩૮ મા લખ્યો છે.

હૅલ્હેડે "અસલ સંસ્કૃતમાં લખેલા હિન્દુ ધર્મશાસ્ત્રના કાયદાઓ અથવા પંડિતોના ચુકાદાઓના ફારસી ભાષાન્તર ઉપરથી કાયદાસંગ્રહ" અંગ્રેજીમાં બહાર પાડ્યો છે. (૧૭૭૬)

પૃષ્ઠ ૪.

શ્લીગલનો 'હિન્દુસ્તાનના વતનીઓની ભાષા તથા ફિલસુફી વિષે" ગ્રન્થ (હીડલબર્ગ, ૧૮૦૮); બૉપની "રૂપાખ્યાનની પદ્ધતિ"

( ફ્રૅંકફોર્ટ, ૧૮૧૬ ), કોલબ્રુકનો "Asiatic Researches" મા "વેદ" વિષે નિબન્ધ ( કલકત્તા, ૧૮૦૫ ), "વેદનુ સાહિત્ય તથા ઇતિહાસ" વિષે રૉથનુ પુસ્તક ( ૧૮૪૬ ), બોટલિંગ અને રૉથનો સંસ્કૃત-જર્મન કોશ ( સાત વૉલ્યુમમા, સે. પીટર્સબર્ગ, ૧૮૫૨-૭૫ )

પૃષ્ઠ ૫

બુલરની "Encyclopœdia of Indo-Aryan Research" ( એમાના કેટલાક ભાગ જર્મન ભાષામા છે અને કેટલાક અંગ્રેજીમા છે, અને એ ૧૮૯૬ થી પ્રસિદ્ધ થવા માડી છે )

પૃષ્ઠ ૬

ખાસ કરીને ઑફ્રેક્ટનુ "Catalogus Catalogorum" ( લીપ્ઝિગ, ૧૮૯૧, પરિશિષ્ટ, ૧૮૯૬ ) જુઓ એમા ગ્રન્થોના તથા ગ્રન્થકારોના વર્ણાનુક્રમ પ્રમાણે સંસ્કૃત હસ્તલિખિત પ્રતોનું લિસ્ટ આપવામા આવ્યુ છે

એડેલબર્ટ કૂનનુ "Herabkunft des Feuers," (૧૮૪૯, બીજી આવૃત્તિ ૧૮૮૬ )

પૃષ્ઠ ૧૧

હિન્દુસ્તાનની તવારીખને માટે શિલાલેખ, તામ્રપટ્ટો, સિક્કાઓ વગેરેને આધારે લખાયલુ કીમતી પુસ્તક ડફનુ "The Chronology of India" ( લન્ડન, ૧૮૯૯ ) છે

પૃષ્ઠ ૧૨

બુદ્ધના મૃત્યુના વર્ષ માટે જુઓ ઓલ્ડનબર્ગનુ "બુદ્ધ" વિષેનુ પુસ્તક ( બર્લિન, છઠ્ઠી આવૃત્તિ, ૧૯૧૩ ).

પૃષ્ઠ ૧૫

ફા હ્યાન-લેગનુ ભાષાન્તર ( ઑક્સફર્ડ, ૧૮૮૬ ),

બ્યૂન ચંગ-ચીલનુ ભાષાન્તર ( લન્ડન, ૧૮૮૪ ),
આઇસિંગ-ટાકાકુસુનુ ભાષાન્તર ( ઑક્સફર્ડ, ૧૮૯૬ ).

પૃષ્ઠ ૧૫.

ફ્યુહરરનો "બુદ્ધ શાક્યમુનિની જન્મભૂમિ વિષે નિબન્ધ", આર્કિયોલોજિકલ સર્વે ઑફ ઇન્ડિયા, પુસ્તક ૨૬, અલાહાબાદ, ૧૮૯૭, આલ્બરૂનીનુ "હિન્દુસ્તાન," અંગ્રેજી ભાષાન્તર સચાઉનુ ( લન્ડન, ૧૮૮૫ ), પુનર્મુદ્રિત બે પુસ્તકો, ૧૯૧૦

પૃ ૧૬

"Corpus Inscriptionum Indicarum," પુસ્તક ૧લું, ૧૮૭૭, પુસ્તક ૩જુ, ૧૮૮૮, ( કલકત્તા )

"Epigraphia Indica" ( કલકત્તા, ૧૮૮૮ થી )

પૂર્વની વિદ્યાને લગતા અગત્યના સામયિક પત્રો —

"Indian Antiquary," મુબાઈ,

"Zeitschrift der deutschen morgenlandischen Gesellschaft," લીપ્ઝિક,

"Journal of the Royal Asiatic Society," લન્ડન, ( આ સોસાઇટિની એક શાખા મુંબાઇમા છે બગાળા એશિયાટિક સોસાઇટિ સર વિલિયમ જોન્સે ૧૭૮૪ મા સ્થાપી હતી ),

"Journal Asiatique," પૅરિસ,

"Vienna Oriental Journal," વિયેના,

"Journal of the American Oriental Society," ન્યૂ હેવન, કૉન

હિન્દુસ્તાનમાં લેખનકળાનો પ્રારભ ( પૃ ૧૭–૨૨ ) એ વિષે જુઓ —

બુહલરનું "Indische Palæographie," (સ્ટ્રૅસ્બર્ગ, ૧૮૯૬), અને "હિન્દુસ્તાનની બ્રાહ્મી લિપિની ઉત્પત્તિ" (સ્ટ્રૅસ્બર્ગ, ૧૮૯૮)

પૃ ૨૧

જૂનામા જૂનું જાણીતું સંસ્કૃત હસ્તલિખિત પુસ્તક હમણા બૉડલિયન લાઇબ્રેરીમા છે, તેને તાદૃશ સ્વરૂપે ડૉ હોર્ને પ્રસિદ્ધ કર્યું છે (કલકત્તા, ૧૮૯૭) ખરોષ્ઠી લિપિમા જે પાલી ભાષાનું હસ્તલિખિત પુસ્તક છે તે ધમ્મપાદની પ્રાકૃત પોથી છે, અને તે ખોતાન આગળથી પ્રાપ્ત થયલી છે (જુઓ સિનાર્ટનું "Journal Asiatique," ૧૮૯૮, પૃ ૧૯૩–૩૦૪)

પૃ ૩૧

પ્રાકૃત ભાષાઓની જે હકીકત અત્રે આપેલી છે તે મુખ્યત્વે કરીને ડૉ ગ્રિયર્સનના પુસ્તકને આધારે આપેલી છે ("The Geographical Distribution & Mutual Affinities of the Indo Aryan Vernaculars")

પાલી સાહિત્ય વિષે ર્‌હીઝ ડેવિડ્સનું "Buddhism, its History and Literature," (લન્ડન, ૧૮૯૬) જોવું

પ્રાકૃત સાહિત્ય વિષે ગ્રિયર્સનના "The Mediæval Vernacular Literature of Hindustan," (વિયેના, ૧૮૮૮) અને "The Modern Vernacular Literature of Hindustan" (કલકત્તા, ૧૮૮૯) જોવા

---

## પ્રકરણ ૩.

વેદના છન્દો વિષે ખાસ કરીને ઓલ્ડનબર્ગનું "ઋગ્વેદના સૂક્તો," પુસ્તક ૧, પ્રસ્તાવના (બર્લિન, ૧૮૮૮), ઇ. વી આર્નોલ્ડનું "વેદના છન્દો" (કેમ્બ્રિજ, ૧૯૦૫), મૅક્ડોનલનું "વિદ્યાર્થીઓ માટે વેદનું વ્યાકરણ," પરિશિષ્ટ ૩જુ, (૧૯૧૬ એ જોવા

સ્વર વિષે વાકરનેગલનુ "Altindische Grammatik," પુસ્તક ૧, પૃ. ૨૮૧-૩૦૦ (સવિસ્તર પુસ્તકવર્ણન) (ગુટિંજન, ૧૮૯૬)

ઋગ્વેદના સામાન્ય નિરૂપણ માટે કીગીનુ "ઋગ્વેદ," અંગ્રેજી ભાષાન્તર ઍરોસ્મિથનુ (બોસ્ટન, ૧૮૮૬)

આવૃત્તિઓ —

સંહિતાપાઠ, પ્ર મૅક્સ મ્યૂલર (લન્ડન, ૧૮૭૩),

પદપાઠ (૧૮૭૭),

સંહિતાપાઠ (રોમન લિપિમા), પ્ર ઑફ્રેક્ટ (બોન, ૧૮૭૭, બીજી આવૃત્તિ),

સંહિતા અને પદપાઠ, સાયણના ભાષ્ય સાથે, બીજી આવૃત્તિ, ચાર પુસ્તકો, પ્ર મૅક્સ મ્યૂલર (લન્ડન, ૧૮૯૦-૯૨)
ચૂટી કઢાયલા મંત્રો —

લૅન્મૅનની "Sanskrit Reader" (સવિસ્તર ટિપ્પણો અને શબ્દકોશ સાથે),

પીટર્સનના "Hymns from the Rigveda" (બૉમ્બે, સંસ્કૃત સીરીઝ),

બર્ગેઇન અને હેન્રિનુ પુસ્તક (પૅરિસ, ૧૮૯૦)

વિન્ડિશનુ પુસ્તક (લીપ્ઝિક, ૧૮૮૩),

હિલેબ્રેન્ડનુ પુસ્તક (બર્લિન, ૧૮૮૫),

બોટલિંગનુ પુસ્તક (લીપ્ઝિક, નવી આવૃત્તિ, ૧૯૦૯)

ભાષાન્તરો:—

ગ્રિફિથનુ ભાષાન્તર કવિતામા, બે પુસ્તકો (બનારસ, ૧૮૯૬-૯૭),

મૅક્સ મ્યૂલર-"વેદની ઋચાઓ" (મરુત, રુદ્ર, વાયુ, વાતના સૂક્તો), ગદ્યમા ભાષાન્તર, Sacred Books of the East પુ ૩૨ મુ, (ઑક્સ્ફર્ડ, ૧૮૯૧)

ઓલ્ડનબર્ગ-"વેદની ઋચાઓ" (અગ્નિના સૂક્તો પહેલા પાચ મડલના), ગદ્યમા ભાષાન્તર, Sacred Books, પુ ૪૬મુ,

લુડવિગ, જર્મન ગદ્યમા, ૬ પુસ્તકો, (પ્રૅગ, ૧૮૭૬-૮૮), પ્રસ્તાવના, ટીકા, અનુક્રમણિકા સાથે

કોશ —

ગ્રાસમૅનનો કોશ (લાપ્ઝિક, ૧૮૭૩),

બોટલિંથ અને રૉથના કોશનો તેમજ બોટલિંગની ન્હાની સેંટ પીટર્સબર્ગ ડિક્ષનરીનો વેદનો વિભાગ (લીપ્ઝિક, ૧૮૭૯-૮૯),

મોનિયર વિલિયમ્સની "સંસ્કૃત-ઇંગ્લિશ ડિક્ષનરી," બીજી આવૃત્તિ, (ઑક્સ્ફર્ડ, ૧૮૯૯),

મૅકડોનલની "સસ્કૃત-ઇંગ્લિશ ડિક્ષનરી," (લન્ડન, ૧૮૯૩).

વ્યાકરણ —

વ્હિટનીનુ "સસ્કૃત વ્યાકરણ," ત્રીજી આવૃત્તિ (લીપ્ઝિક, ૧૮૯૬),

વાકરનેગલનુ (સ્વર વિષે),

ડેલબ્રુકનુ,

સ્પીજરનુ (બુલરની "Encyclopædia" માં, સ્ટ્રૅસ્બર્ગ, ૧૮૯૬),

મૅકડોનલનુ "વિદ્યાર્થીઓ માટે વેદનું વ્યાકરણ" (ઑક્સ્ફર્ડ, ૧૯૧૬)

## પ્રકરણ ૪-૫.

ખાસ કરીને જુઓ.—

મૅકડોનલનું "Vedic Mythology," બુલરની "Encyclopoedia"ના ત્રીજા પુસ્તકમા, વિભાગ ૧ (સંપૂર્ણ પુસ્તકવર્ણન), ૧૮૯૭,

કીગીનુ પુસ્તક,

મૂરનું "Original Sanskrit Texts," પુસ્તક ૫, ત્રીજી આવૃત્તિ, (લન્ડન, ૧૮૮૪),

બાર્થનુ, "The Religions of India," અંગ્રેજી ભાષાન્તર, (લન્ડન, ૧૮૮૨),

હૉપ્કિન્સનુ "The Religions of India" (બોસ્ટન, ૧૮૯૫),

ઓલ્ડનબર્ગ-"વેદનો ધર્મ" (બર્લિન, ૧૮૯૪),

બર્ગેઇનના પુસ્તક ત્રણ (પૅરિસ, ૧૮૭૮-૮૩),

પિશલ અને ગેલ્ડનરના પુસ્તક બે (સ્ટટગાર્ટ, ૧૮૮૯-૯૨),

ડ્યૂસનનો "ફિલસુફીનો ઇતિહાસ," પુસ્તક ૧, વિભાગ ૧ વેદની ફિલસુફી, લીપ્ઝિક, ૧૮૯૪

અર્થનિર્ણયની પદ્ધતિ (પૃ ૭૩-૭૭) વિષે —

મૂરનું "The Interpretation of the Veda,"—"Journal of the Royal Asiatic Society"મા, ૧૮૬૬.

પૃષ્ઠ ૮૨ —

યવનોમા વિશ્વના ત્રણ વિભાગ વિષે જુઓ કીગીનુ પુસ્તક

પૃષ્ઠ ૧૬૯:—

હિન્દુસ્તાનના પાસાઓ અને વિભીદક વૃક્ષ વિષે જુઓ ગુહ પૂજાકૌમુદીમાં રૉથ શુ કહે છે તે, પૃ ૧-૪ (લીપ્ઝિક, ૧૮૯૬)

---

## પ્રકરણ ૬

ખાસ કરીને જુઓ —

ઝિમ્મરનું "Altindisches Leben" (બર્લિન, ૧૮૭૯).

મૅક્ડોનલ અને કીથની "Vedic Index of Names and Subjects," એ પુસ્તકો (લન્ડન, ૧૯૧૨).

ઋગ્વેદ વખતના આર્યોનું નિવાસસ્થાન (પૃ ૧૯૫) —

હૉપ્કિન્સનો "પન્જાબ અને ઋગ્વેદ" વિષે નિબન્ધ (Journal of the American Oriental Society, ૧૮૯૮, પૃ ૧૯ થી)

હંસ (પૃ ૨૦૧) —

લૅન્મૅનનો નિબન્ધ – "સંસ્કૃત કવિતાના ક્ષીરપાન કરનારા હંસો" (Journal of the American Oriental Society, પૃ. ૧૫૧ થી)

વેદની પ્રજા (પૃ ૨૦૫) —

ઓલ્ડનબર્ગના "બુદ્ધ" નું પહેલું પ્રકરણ (બર્લિન, ૧૮૯૭)
વર્ણવિભાગની શરૂઆત (પૃ ૨૧૩) —

ઓલ્ડનબર્ગનું "Journal of the German Oriental Society (૧૮૯૭, પૃ ૨૬૭–૨૯૦), અને આર. ફિકનો નિબન્ધ (કીલ, ૧૮૯૭).



## પ્રકરણ ૭.

સામવેદ, મૂળ તથા જર્મન ભાષાન્તર અને શબ્દકોશ, પ્ર બેન્ફી, (લીપ્ઝિક, ૧૮૪૮), પ્ર સત્યવ્રત સામશ્રમી, કલકત્તા, ૧૮૭૩, (બિ. ઇ) ભાષાન્તર ગ્રિફિથનું (બનારસ, ૧૮૯૦)

યજુર્વેદ —

(૧) વાજસનેયિસંહિતા, પ્ર વેબર, મહીધરની ટીકા સાથે, લન્ડન, બર્લિન, ૧૮૫૨, ગ્રિફિથનું ભાષાન્તર, બનારસ, ૧૮૯૯

(૨) તૈત્તિરીયસંહિતા (રોમન લિપિમાં), પ્ર વેબર, બર્લિન, ૧૮૭૧–૭૨, "Indische Studien" ના વૉલ્યુમ ૧૧–૧૨ બિ ઇ. માં પણ માધવની ટીકા સાથે છપાઈ છે

(૩) મૈત્રાયણીસંહિતા, પ્રસ્તાવના સાથે, પ્ર સ્ક્રોડર (લીપ્ઝિક, ૧૮૮૧–૮૬)

(૪) કાઠક સંહિતા, પ્ર સ્ક્રોડર, ત્રણ પુસ્તકો (લીપ્ઝિક, ૧૯૦૦–૧૨)

અથર્વવેદ મૂળ, પ્રકાશક રૉથ અને વ્હિટની (બર્લિન, ૧૮૫૬); શબ્દાનુક્રમણિકા "Journal of the American Oriental Society" ના પુ ૧૨ માં ભાષાન્તર વ્હિટનીનું, પ્ર લૅન્મૅન, હાર્વર્ડ ઓરિયેન્ટલ સીરીઝ, બે પુસ્તકો, ૧૯૦૫, ગ્રિફિથનું ભાષાન્તર અંગ્રેજી કવિતામાં, બે પુસ્તક, બનારસ, ૧૮૯૭, અને (થોડા અગત્યના મંત્રો પડતા મૂકીને) બ્લૂમફીલ્ડનું ભાષાન્તર, અંગ્રેજી ગદ્યમાં, પુષ્કળ ટિપ્પણો સાથે, "Sacred Books of the East"નું પુ ૪૨

બુલરની "Encyclopædia" માં બ્લૂમફીલ્ડનો 'અથર્વવેદ" જુવો (સ્ટ્રૅસબર્ગ, ૧૮૯૯)

---

## પ્રકરણ ૮

ઐતરેય બ્રાહ્મણ, પ્ર ઑફ્રેક્ટ (બૉન ૧૮૭૯)—આ આવૃત્તિ સૌથી સારી છે બીજી આવૃત્તિ હૉગની છે, ભાષાન્તર સાથે બે પુસ્તકો મુંબાઈ, ૧૮૬૩.

કૌષીતકિ અથવા **શાંખાયન બ્રાહ્મણ**, પ્ર **લિન્ડનર, જીના**, ૧૮૮૭

**ઐતરેય આરણ્યક**, પ્ર **આર મિત્ર, કલકત્તા**, ૧૮૭૬ ( બિ ઇ ) બીજી આવૃત્તિ **એ બી કીથના** ભાષાન્તર સાથે, **ઑક્સફર્ડ**, ૧૯૦૯

**કૌષીતકિ આરણ્યક**, અપ્રકાશિત

**તાંડ્ય મહાબ્રાહ્મણ** અથવા **પંચવિંશ બ્રાહ્મણ**, પ્ર **એ વેદાન્ત** વાગીશ, કલકત્તા, ૧૮૬૯–૭૪ ( બિ ઇ )

**ષડ્વિંશ બ્રાહ્મણ**, પ્ર **જે વિદ્યાસાગર**, ૧૮૮૧, ભાષાન્તર સાથે ન **કલૅમ, ગ્રુટન્ગ**, ૧૮૯૪

**સામવિધાન બ્રાહ્મણ**, પ્ર **બર્નલ, લન્ડન**, ૧૮૭૩, ભાષાન્તર **કૉનોનું, હૅાલ**, ૧૮૯૩

**વંશ બ્રાહ્મણ**, પ્ર **વેબર**, " Indische Studien, " પુસ્તક ૪, પૃ ૩૭૧ થી પ્ર **બર્નલ, મૅંગેલોર**, ૧૮૭૩

બર્નલે આ ઉપરાન્ત નીચેના ગ્રન્થો પણ પ્રકાશિત કર્યા છે —

**દેવતાધ્યાય બ્રાહ્મણ** ૧૮૭૮

**આર્ષેય બ્રાહ્મણ**, ૧૮૭૬,

**સંહિતા ઉપનિષદ્ બ્રાહ્મણ**, ૧૮૭૭

**મંત્ર બ્રાહ્મણ**, પ્ર **એમ સામશ્રમી કલકત્તા**, ૧૮૯૦

**જૈમિનીય** અથવા **તલવકાર બ્રાહ્મણ** પ્ર **બર્નલ**, ૧૮૭૮, અને **ઓર્ટેલ**, ભાષાન્તર તથા ટિપ્પણો સાથે " Journal of the American Oriental Society " માં, પુ ૧૬ પૃ ૭૯ થી ૨૬૦

**તૈત્તિરીય બ્રાહ્મણ** પ્ર **આર મિત્ર**, ૧૮૫૫–૭૦ ( બિ ઇ ), **આપ્ટે, આનન્દાશ્રમ સંસ્કૃત ગ્રન્થાવલિ**, ૧૮૯૮

**તૈત્તિરીય આરણ્યક**, પ્ર એચ એન આપ્ટે, **આનન્દાશ્રમ સસ્કૃત ગ્રન્થાવલિ, પૂના**, ૧૮૯૮

**શતપથ બ્રાહ્મણ**, પ્ર વેબર, **બર્લિન** લન્ડન, ૧૮૫૯, ભાષાન્તર ઇગ્લિગનુ, " Sacred Books " મા, પાચ પુસ્તકો

**ગોપથ બ્રાહ્મણ**, પ્ર આર મિત્ર અને એચ વિદ્યાભૂષણ, ૧૮૭૨ ( **બિ** ઇ ) સવિસ્તર વર્ણન બ્લૂમફીલ્ડના ' **અથર્વવેદ** " ના પુસ્તકમા પૃ ૧૦૧–૧૨૪ ( બુલરની ' Encyclopœdia " ૧૮૯૯ )

ઉપનિષદોની સામાન્ય ચર્ચા કરનાર સૌથી અગત્યનુ પુસ્તક ડ્યૂસનનુ છે, ' ઉપનિષદોની ફિલસુફી, " ( લીપ્ઝિક, ૧૮૯૯ ), મૅક્સ મ્યૂલરે કેટલાક ઉપનિષદોનુ ભાષાન્તર કર્યુ છે, " Sacred Books, " પુ ૧ અને ૧૫ ડ્યૂસને પણ કીમતી પ્રસ્તાવનાઓ સાથેના ભાષાન્તર બહાર પાડ્યા છે, લીપ્ઝિક, ૧૮૯૭ જેકબની A Concordance to the Principal Upainshads and Bhagavadgita " ( મુબાઈ સસ્કૃત સીરીઝ, ૧૮૯૧ ) એ પણ ઘણી ઉપયોગી ચોપડી છે

પૃ ૨૯૪

૩૨ ઉપનિષદો, ભાષ્ય સાથે, **આનન્દાશ્રમ સસ્કૃત ગ્રન્થાવલિ, પૂના**, ૧૮૯૫, **ઐતરેય ઉપનિષદ્**, પ્ર રોઅર, ૧૮૫૦ ( **બિ** ઇ ), **આનન્દાશ્રમ સસ્કૃત ગ્રન્થાવલિ**, ૧૮૮૯, **કૌષીતકિ બ્રાહ્મણ ઉપનિષદ્**, પ્ર કૉવેલ કલકત્તા, ૧૮૬૧ ( **બિ** ઇ ), **છાન્દોગ્ય ઉપનિષદ્**, પ્ર **બોટલિંગ**, ભાષાન્તર સાથે, **લીપ્ઝિક**, ૧૮૮૯ વળી **આનન્દાશ્રમ સંસ્કૃત ગ્રન્થાવલિમા**, ૧૮૯૦

પૃ ૨૯૮

**કેન અથવા તલવકાર ઉપનિષદ્**, પ્ર રોઅર, કલકત્તા, ૧૮૫૦ વળી **આનન્દા સ ગ્ર** મા, ૧૮૮૯ **મૈત્રાયણ ઉપનિષદ્**, પ્ર કૉવેલ, ૧૮૭૦ ( **બિ** ઇ )

**શ્વેતાશ્વતર**, પ્ર રોઅર, ૧૮૫૦, **આ સ ગ્ર** ૧૮૯૦, **કાઠક**

ઉપનિષદ, પ્ર રોઅર, ૧૮૫૦, ભાષ્ય સાથે પ્ર આપ્તે, પૂના, ૧૮૮૯, તૈત્તિરીય ઉ. પ્ર રોઅર, ૧૮૫૦, આ સ શ્ર, ૧૮૮૯, બૃહદારણ્યક ઉ પ્ર બોટલિંગ, ભાષાન્તર સાથે, લીપ્ઝિક, ૧૮૮૯, વળી આ સં શ્ર, ૧૮૯૧, ઈશા ઉ આ સ શ્ર, ૧૮૮૮, મુણ્ડક ઉ પ્ર રોઅર, ૧૮૫૦ આપ્તે, આ સ શ્ર, ૧૮૮૯, પ્રશ્ન ઉ. આ સ શ્ર, ૧૮૯૦, માંડૂક્ય ઉ આ સ શ્ર ૧૮૯૦, અંગ્રેજી ભાષાન્તર તથા ટિપ્પણો સાથે મુમ્બાઈ ૧૮૯૫, મહાનારાયણ ઉ પ્ર જેકબ, ભાષ્ય સાથે, મુમ્બાઈ સંસ્કૃત સીરીઝ, ૧૮૮૮, નૃસિંહતાપિનીય ઉ આ સ શ્ર, ૧૮૯૫

પૃ ૨૧૩–૧૪

પ્લેટો અને શંકર એ બેની ફિલસુફીના સાદૃશ્ય વિષે લખતા અત્ર અત્યુક્તિનો દોષ આવી ગયો છે, કારણ કે એક તો, પ્લેટોએ દ્વૈતનો ત્યાગ કર્યો ન્હોતો, અને બીજુ, એ માત્ર એટલુજ કહેતો હતો કે વિકાર ( થવુ, બનવુ ) એ ખરેખરો સ્વભાવ ( હોવુ ) નથી

---

## પ્રકરણ ૯

સૂત્રોની સામાન્ય ચર્ચા માટે જુઓ હિલેબ્રેન્ડનો "કમકાંડનુ સાહિત્ય" એ નામનો લેખ, બુલરની "Encyclopædia," ૧૮૯૭, આશ્વલાયન શ્રૌતસૂત્ર, પ્ર આર વિદ્યારત્ન, કલકત્તા ૧૮૬૪–૭૪ ( બિ ઈ ), શાંખાયન શ્રૌત, પ્ર હિલેબ્રેન્ડ, ૧૮૮૫–૯૯ ( બિ ઇ ), લાટ્યાયન શ્રૌત, પ્ર એ વાગીશ, કલકત્તા, ૧૮૭૦–૭૨ ( બિ ઈ ), મશક અને દ્રાહ્યાયણ શ્રૌત, અપ્રકાશિત, કાત્યાયન શ્રૌત, પ્ર વેબર, લન્ડન, બર્લિન, ૧૮૫૫, આપસ્તમ્બ શ્રૌત, અડધો ભાગ, પ્ર હિલેબ્રેન્ડ, કલકત્તા, ૧૮૮૨–૯૭ ( બિ ઇ ), વૈતાનસૂત્ર, પ્ર ગાર્બે, લન્ડન, ૧૮૭૮, ભાષાન્તર ગાર્બેનુ, સ્ટ્રૅસ્બર્ગ, ૧૮૭૮, આશ્વલાયન ગૃહ્યસૂત્ર, પ્ર સ્ટેન્ઝલર, ભાષાન્તર સાથે, લીપ્ઝિક, ૧૮૬૪–૬૫, ટીકા તથા ટિપ્પણો સાથે, મુમ્બાઈ, ૧૮૯૫, ભાષાન્તર, "Sacred Books", પુ ૨૯, શાંખાયન ગૃહ્ય, પ્ર ઓલ્ડનબર્ગ, જર્મન ભાષાન્તર સાથે 'Indische Studien,', પુ ૧૫, અંગ્રેજી ભાષાન્તર "Sacred Books", પુ ૨૯, ગોભિલ ગૃહ્ય, ટીકા સાથે, પ્ર તર્કાલંકાર, કલ-

ક્ત્તા, ૧૮૮૦ (બિ ઇ), પ્ર નાઅર, ડૉર્પત, ૧૮૮૪, ભાષાન્તર, નૉઅરનું, ડૉર્પત, ૧૮૮૭, ભાષાન્તર, " Sacred Books, " પુ ૩૦, પારસ્કર ગૃહ્ય, પ્ર સ્ટેન્ઝ્લર ભાષાન્તર સાથે, લીપ્ઝિક, ૧૮૭૬ ભાષાન્તર, " Sacred Books, " પુ ૨૯, આપસ્તમ્બ ગૃહ્ય, પ્ર વિન્ટરનિટ્ઝ, વિયેના, ૧૮૮૭, ભાષાન્તર " Sacred Books, " પુ ૩૦ હિરણ્યકેશિ ગૃહ્ય, પ્ર કિર્સ્તી, વિયેના, ૧૮૮૯, ભાષાન્તર, " Sacred Books, " પુ ૩૦ મન્ત્રપાઠ, પ્ર વિન્ટરનિટ્ઝ, ઑક્સફર્ડ, ૧૮૮૭, માનવ ગૃહ્ય, પ્ર નૅઅર, લીપ્ઝિક, ૧૮૯૭ કૌશિક સૂત્ર, બ્લુમફીલ્ડ, ન્યૂ હેવન, ૧૮૯૦, પિતૃમેધ સૂત્રો, બૌધાયન, હિરણ્યકેશિન્, ગૌતમના, પ્ર કૅલેન્ડ, લીપ્ઝિક, ૧૮૯૬, આપસ્તમ્બ ધર્મસૂત્ર, પ્ર બુલર મુંબાઈ સંસ્કૃત સીરીઝ, બે ભાગ, ૧૮૯૨ અને ૧૮૯૪, બૌધાયન ધ સૂ, પ્ર હૉલ્શ, લીપ્ઝિક, ૧૮૮૪ ગૌતમધર્મશાસ્ત્ર, પ્ર સ્ટેન્ઝ્લર લન્ડન, ૧૮૭૦ વાસિષ્ઠધર્મશાસ્ત્ર પ્ર ફુરર, મુંબાઈ ૧૮૮૩, હિરણ્યકેશિધર્મસૂત્ર અપ્રકાશિત વૈખાનસ ધર્મસૂત્ર, બ્લૉખનુ વર્ણવેલુ, વિયેના ૧૮૯૬, આપસ્તમ્બ ગૌતમ, વસિષ્ઠ બૌધાયનનુ ભાષાન્તર, બુલરનુ કરેલુ, " Sacred Books, " બીજી આવૃત્તિ, ઑક્સ્ફર્ડ ૧૮૯૭ ઋગ્વેદ પ્રાતિશાખ્ય, જર્મન ભાષાન્તર સાથે, પ્ર મૅક્સ મ્યૂલર, લીપ્ઝિક, ૧૮૫૬–૬૯, ઉવટની ટીકા સાથે, બનારસ, ૧૮૯૪, ઋક્તન્ત્ર વ્યાકરણ (મા પ્રા), ભાષાન્તર સાથે પ્ર બર્નેલ, મૅંગેલોર, ૧૮૭૯, તૈત્તિરીય પ્રાતિશાખ્ય, પ્ર વ્હિટની, "Journal of the American Oriental Society, " પુ ૯, ૧૮૭૧, પ્ર વૈદ્યનાથ શાસ્ત્રી, કુમ્ભકોણમ, ૧૯૦૦, વાજસનેયિ પ્રાતિશાખ્ય, ઉવટની ટીકા સાથે, બનારસ સંસ્કૃત ગ્રન્થાવલિ, ૧૮૮૮, પ્ર વેબર, " Indische Studien, " પુ ૪, અથર્વવેદ પ્રાતિશાખ્ય, પ્ર વ્હિટની " Journal Amrican Oriental Society, " પુ ૭ અને ૧૦. બૌધાયનનુ શુલ્વસૂત્ર, ભાષાન્તર સાથે, પ્ર થિબો, " પંડિત " નુ પુ ૯, સરખાવો એનો શુલ્વસૂત્રો વિષેનો લેખ, " Journal of Asiatic Society, Bengal, " પુ ૪૪, કલકત્તા, ૧૮૭૫. ૬ વેદાંગ, સંસ્કૃત મૂળ, મુંબાઈ, ૧૮૯૨, યાસ્કનુ નિરુક્ત, પ્ર આર રૉથ, ગુટિન્જન, ૧૮૫૨, ભાષ્ય સાથે, પ્ર એસ સામશ્રમી (બિ ઇ), સર્વાનુક્રમણી, પ્ર મૅકડોનલ, ઑક્સ્ફર્ડ, ૧૮૮૬ (અનુવાકાનુક્રમણી અને

ષડ્ગુરુશિષ્યની ટીકા સાથે), આર્ષાનુક્રમણી, છન્દોનુક્રમણી, બૃહદ્દેવતા, ભાષાન્તર સાથે, પ્ર મૅકડોનલ, હાર્વર્ડ ઓરિયેન્ટલ સીરીઝ, કેમ્બ્રિજ, બે પુસ્તકો, ૧૯૦૪, પ્ર આર મિત્ર, ૧૮૯૨ (બિ ઇ), પિંગલનું છન્દઃસૂત્ર, પ્ર બિ ઇ, ૧૮૭૪, વેબરનું "Indische Studien," પુ ૮ (એમાં સંસ્કૃત છન્દો વિષે સામાન્ય ચર્ચા કરવામાં આવેલી હોવાથી ઉપયોગી છે), નિદાનસૂત્ર, સ્ટેલો઼ભાગ ઉપલાજ પુસ્તકમાં છપાયો છે, શુક્લ યજુર્વેદના સર્વાનુક્રમસૂત્રો, પ્ર વેબર, એની "શુક્લ યજુર્વેદ"ની આવૃત્તિમાં ભાષ્ય સાથે, બનારસ સંસ્કૃત ગ્રન્થાવલિ, ૧૮૯૩-૯૪, ચરણવ્યૂહ, પ્ર વેબર, "Indische Studien," પુ ૩ માધવને માટે 'ગુરુપૂજાકૌમુદી" મા ક્લેમ શું કહે છે તે જુઓ, લીપ્ઝિક, ૧૮૯૬

---

## પ્રકરણ ૧૦

મહાભારત વિષે સામાન્ય ચર્ચાને માટે ખાસ કરીને જુઓ હોલ્ટ્ઝમૅનનું "Das Mahabharata," ચાર પુસ્તકો, કીલ ૧૮૯૨-૯૫, હૉપ્કિન્સનું "The Great Epic of India," ૧૯૦૧ જેકોબીનું "મહાભારત' (સાર) બૉન, ૧૯૦૩, બ્યુલરનું "Indian Studies," અંક ૨ Trans of Imp Vienna Academy, ૧૮૯૨, એ ઉપરાંત જુઓ જેકોબીનું લખાણ, "Gottinger Gelehrte Anzeigen," પુ ૮, પૃ ૬૫૮ થી, વિન્ટરનિટ્ઝનું "Journal of the Royal Asiatic Society" ૧૮૯૭, પૃ ૭૩૧ થી, "Indian Antiquary," પુ ૨૭

આવૃત્તિઓ —

પાંચ પુસ્તકો, મુંબાઈ, ૧૮૮૮, કલકત્તા, ૧૮૯૪, અંગ્રેજી ગદ્યમાં ભાષાન્તર, પ્રતાપ ચન્દ્ર રાયને ખરચે, કલકત્તા, ૧૮૯૬, અંગ્રેજીમાં અક્ષરશઃ ભાષાન્તર, એમ એન દત્તનું, પાંચ પુસ્તકો, કલકત્તા, ૧૮૯૬, સાવિત્રીનું ઉપાખ્યાન, પ્ર કેલનર, પ્રસ્તાવના તથા ટિપ્પણો સાથે, લીપ્ઝિક, ૧૮૮૮, નલોપાખ્યાન, બ્યુલરની "Third Book of Sans-

-krit" મા, મુબાઈ, ૧૮૭૭, મૂળ, ટિપ્પણો, શબ્દકોશ, પ્ર કેલનર, ૧૮૮૫, મૂળ ભાષાન્તર, શબ્દકોશ, પ્ર મૉનિયર વિલિયમ્સ, ઑક્સફર્ડ, ૧૮૭૬

પુરાણની સામાન્ય ચર્ચાને માટે જુઓ —

એચ એચ વિલ્સનના વિષ્ણુપુરાણના ભાષાન્તર (પાચ પુસ્તકો) ની પ્રસ્તાવના,-પ્ર ફિટ્ઝ્એડ્વર્ડ હૉલ, ૧૮૬૪-૭૦, હોલ્ટ્ઝ્મૅનનો ઉપર જણાવેલો ગ્રન્થ, પુ ૪, પૃ ૨૯-૫૮, ગરુડ પુરાણ, પ્ર મુબાઈ, ૧૮૮૮, પ્ર વિદ્યાસાગર, કલકત્તા ૧૮૯૧, અગ્નિ૦, પ્ર આર મિત્ર, બિ ઇ, ૧૮૭૦-૭૯, જે વિદ્યાસાગર, કલકત્તા, ૧૮૮૨, વાયુ૦, પ્ર આર મિત્ર, બિ ઇ ૧૮૮૮, મુંબાઈ, ૧૮૯૫, મત્સ્ય૦, મુબાઈ, ૧૮૯૫, કૂર્મ૦, બિ ઈ, ૧૮૯૦, માર્કંડેય૦, બિ ઈ ૧૮૫૫-૬૨, ભાષાન્તર પર્ગિતરનુ, બિ ઈ, ૧૮૮૮-૯૯, સી સી મુકરજીનુ, કલકત્તા, ૧૮૯૪, પદ્મ૦, વી એન મડલિક, ચાર પુસ્તકો, આનન્દા સં શ્ર, ૧૮૯૪, વિષ્ણુ૦, ટીકા સાથે, મુંબાઈ, ૧૮૮૭, પાચ ભાગમા, કલકત્તા, ૧૮૮૮, ગદ્યમા ભાષાન્તર એમ એન દત્તનુ, કલકત્તા, ૧૮૯૪, વિલ્સનના પાચ ગ્રન્થો, ભાગવત૦ ત્રણ ટીકાઓ સાથે, ત્રણ પુસ્તકો, મુંબાઈ, ૧૮૮૭, બે પુસ્તકો, નિર્ણયસાગર પ્રેસ, મુંબાઈ, ૧૮૯૪, બર્નુફના ભાષાન્તર સાથે, ચાર પુસ્તકો, પૅરિસ, ૧૮૪૦-૪૭ ૧૮૮૪ બ્રહ્મ૦, પ્ર આનન્દા સ શ્ર, ૧૮૯૫ વરાહ૦ બિ ઈ ૧૮૮૭-૯૩

રામાયણની સામાન્ય ચર્ચાને માટે જુઓ —

Das Ramayana, યૉન, ૧૮૯૩, વળી, ' Journal of the German Oriental Society," પુ ૪૮, પૃ ૪૦૭ થી પુ ૫૧, પૃ ૬૦૫ થી, લડવિગનુ " Ueber das Ramayana," પ્રેગ, ૧૮૯૪, બોમગાર્ટનરનુ Das Ramayana," ફ્રીબર્ગ, ૧૮૯૪

આવૃત્તિઓ —

મુબાઇની આવૃત્તિ ૫ ગોરેસિયા, ટ્યૂરિન, ૧૮૪૩-૬૭, ત્રણ ટીકાઓ સાથે, ત્રણ પુસ્તકો, મુબાઈ, ૧૮૯૫, બગાળાની આવૃત્તિ, કલકત્તા, ૧૮૫૯-૬૦, ગ્રિફિથનુ ભાષાન્તર અગ્રેજી પદ્યમા, બનારસ, ૧૮૯૫ અગ્રેજી ગદ્યમા એમ એન દત્ત, કલકત્તા, ૧૮૯૪

---

## પ્રકરણ ૧૧.

કાવ્યસાહિત્યના સમય વિષે ખાસ કરીને જુઓ બુલરનો લેખ, Trans of the Imp Vienna Academy," (વિયેના, ૧૮૯૦, ફ્લીટનું Corpus Inscr Ind," પુ ૩ જુ, કલકત્તા ૧૮૮૮

વિક્રમ સંવત્ માટે જુઓ કિલહૉર્નનું ' Gottinger Nachrichten," ૧૮૯૧, પૃ ૧૭૯–૧૮૨, અને માલવ સંવત્ માટે ' Ind Ant ", પુ ૧૯, પૃ ૩૧૬, કાલિદાસના સમય માટે હુથનું " Die Zeit des Kalidasa , બર્લિન, ૧૮૯૦

બુદ્ધચરિત, પ્ર કૉવેલ ઑક્સ્ફર્ડ ૧૮૯૩. "Sacred Books," પુ ૪૯ મા કૉવેલનું ભાષાન્તર

રઘુવંશ, પ્ર સ્ટેન્ઝલર, લૅટિન ભાષાન્તર સાથે, લન્ડન, ૧૮૩૨, મલ્લિનાથની ટીકા સાથે, પ્ર એસ પી પંડિત, મુંબાઈ સંસ્કૃત સીરીઝ, મૂળ, અંગ્રેજી ભાષાન્તર સાથે, પ્ર જ્વાલાપ્રસાદ, મુંબાઈ, ૧૮૯૫, મલ્લિનાથની ટીકા સાથે, પ્ર કે પી પરબ, નિર્ણયસાગર પ્રેસ, મુંબાઇ, ૧૮૯૭, સર્ગ ૧–૭, અંગ્રેજી ભાષાન્તર, ટિપ્પણો, મલ્લિનાથની ટીકા અને ભટ્ટ હેમાદ્રિ, ચારિત્રવર્ધન વલ્લભની ટીકાઓમાંથી ઉતારાઓ સાથે, પ્ર જી આર નન્દર્ગિકર, પૂના, ૧૮૯'

કુમારસંભવ, લૅટિન ભાષાન્તર સાથે, પ્ર સ્ટેન્ઝલર, લન્ડન, ૧૮૩૮, સર્ગ ૧–૭, મલ્લિનાથની ટીકા અને અંગ્રેજી ભાષાન્તર સાથે, પ્ર એસ જી દેશપાંડે પૂના, ૧૮૮૭, બીજી ભાગ નારાયણ ટીકા સાથે, પ્ર જે વિદ્યાસાગર, ચોથી આવૃત્તિ કલકત્તા, ૧૮૮૭, મલ્લિનાથની ટીકા (૧ ૭) અને સીતારામની ટીકા સાથે, ૪થી આવૃત્તિ, નિર્ણય સાગર પ્રેસ, મુંબાઈ, ૧૮૯૩, ત્રણ ટીકાઓ સાથે, મુંબાઈ, ૧૮૯૮, ગ્રિફિથનું, લન્ડન, ૧૮૭૯

ભટ્ટિકાવ્ય, પ્ર કલકત્તા, ૧૬૨૮, સર્ગ ૧ ૫, જયમંગલની ટીકા, અંગ્રેજી ભાષાન્તર, ટિપ્પણો, શબ્દકોશ સાથે, પ્ર. એમ આર કાળે,

મુંબાઈ, ૧૮૯૭, મલ્લિનાથની ટીકા અને ટિપ્પણો સાથે, પ્ર કે પી ત્રિવેદી, મુંબાઈ સંસ્કૃત સીરીઝ, બે પુસ્તકો, ૧૮૯૮, જર્મન ભાષાન્તર સર્ગ ૧૮ થી ૨૨ નુ, પ્ર સ્કુટ્ઝ, બીલફેલ્ડ, ૧૮૩૭

કિરાતાર્જુનીય, પ્ર જે વિદ્યાસાગર, કલકત્તા, ૧૮૭૫, મલ્લિનાથની ટીકા સાથે, નિર્ણયસાગર પ્રેસ, મુંબાઈ, સર્ગ ૧-૨, ભાષાન્તર સ્કુટ્ઝનુ, બીલફેલ્ડ, ૧૮૪૩

શિશુપાલવધ, મલ્લિનાથની ટીકા સાથે, પ્ર વિદ્યાસાગર, ૧૮૮૯, બનારસ, ૧૮૮૩, જર્મન ભાષાન્તર સ્કુટ્ઝનુ, સર્ગ ૧-૯, બીલફેલ્ડ, ૧૮૪૩

નૈષધીયચરિત, નારાયણની ટીકા સાથે, પ્ર પંડિત શિવદત્ત, મુંબાઈ, ૧૮૯૪

નલોદય, પ્ર વિદ્યાસાગર, કલકત્તા, ૧૮૭૩, જર્મન ભાષાન્તર શૉકનુ, "Stimmen vom Ganges," બીજી આવૃત્તિ, ૧૮૭૭, રાઘવપાંડવીય, ટીકા સાથે, કાવ્યમાલાના ૬૨મા અંકમા

ધનજયનુ રાઘવપાંડવીય, જેમાથી ગણરત્નમહોદધિમા ઉતારાઓ આપ્યા છે, ઈ સ ૧૧૪૦, તે કવિરાજની કૃતિનુ અનુકરણ છે

અજ્ઞ ધોરણ પર રચાયલા આધુનિક સસ્કૃત નાટક માટે જુઓ શમનનુ "Orientalische Bibliograhie," પુ ૯ ૧૮૯', પૃ ૨૫૮, અક ૪૬૦૫

હરવિજય, કાવ્યમાલાના ૧૮૯૦ ના અકમા, જુઓ બુલરનો સવિસ્તર રિપોર્ટ, પૃ ૪૩, મુંબાઈ ૧૮૭૭.

નવસાહસાકચરિત, પ્ર. મુબાઈ સસ્કૃત સીરીઝ, જુઓ બુલર અને ઝેકેરિનુ લખાણ, "Trans of Vienna Acad" ૧૮૮૮.

સેતુબન્ધ (મહારાષ્ટ્રી ભાષામા), ભાષાન્તર સાથે, પ્ર એસ. ગોલ્ડસ્મિટ, ૧૮૮૬, કાવ્યમાલા, અક ૪૭, મુબાઈ, ૧૮૯૫.

વાસવદત્તા, પ્રસ્તાવના સાથે, પ્ર ફિટ્ઝ એડવર્ડ હૉલ, બિ. ઇં ૧૮૫૯, ટીકા સાથે, પ્ર જે વિદ્યાસાગર, કલકત્તા, ૧૮૭૪, ભાષાન્તર પ્ર એલ એમ. ગ્રે, ન્યૂ યૉર્ક, ૧૯૧૩

કાદમ્બરી, પ્ર પી પીટરસન, મુંબાઈ સંસ્કૃત સીરીઝ, ૧૮૮૯, ટીકા સાથે, નિર્ણયસાગર પ્રેસ, મુંબાઈ, ૧૮૯૬, ટીકા અને ટિપ્પણો સાથે, પ્ર એમ આર કાળે, પૂના, ૧૮૯૬, ભાષાન્તર, કોઈ કોઈ ફકરાઓ સિવાયનું, પ્ર સી એમ રિડિંગ, રૉયલ એશિયાટિક સોસાઇટિ, લન્ડન, ૧૮૯૬

હર્ષચરિત, પ્ર જે વિદ્યાસાગર, કલકત્તા, ૧૮૮૩, ટીકા સાથે, જમ્મુ ૧૮૭૯, મુંબાઈ, ૧૮૯૨, ટીકા સાથે, પ્ર ફુરર, મુંબાઈ સંસ્કૃત સીરીઝ, ૧૯૦૯, ભાષાન્તર, પ્ર કૉવેલ અને થૉમસ, રૉયલ એ સોસાઇટિ, લન્ડન, ૧૮૯૬

દશકુમારચરિત ભાગ ૧, પ્ર. બ્યુલર, સંસ્કૃત સીરીઝ, બીજી આવૃત્તિ, ૧૮૮૮, ભાગ ૨, પી પીટર્સન, સંસ્કૃત સીરીઝ, ૧૮૯૧, પ્ર પી. બૅનરજી, કલકત્તા, ૧૮૮૮

---

## પ્રકરણ ૧૨.

મેઘદૂત, વલ્લભની ટીકા સાથે, પ્ર હલ્ટ્ઝ, રૉયલ એશિ સો- સાઇટિ, લન્ડન, ૧૯૧૧, શબ્દકોશ સાથે, પ્ર સ્ટેન્ઝલર, બ્રેસ્લૉ, ૧૮૭૪, મલ્લિનાથની ટીકા સાથે, નિર્ણયસાગર પ્રેસ, મુંબાઈ, ૧૮૯૪, પ્ર કે. બી પાઠક, પૂના, ૧૮૯૪ અંગ્રેજી પદ્યમાં ભાષાન્તર વિલ્સન- નું, ત્રીજી આવૃત્તિ, લન્ડન, ૧૮૬૭, ટી ક્લાર્ક, લન્ડન, ૧૮૮૨, જર્મનમાં, ન મૅક્સ મ્યૂલર, કુનિગ્સબર્ગ ૧૮૪૭, શુટ્ઝ, બીલફીલ્ડ, ૧૮૫૯ ફ્રિટ્ઝ, ચેમનિટ્ઝ, ૧૮૭૯

ઋતુસંહાર, લૅટિન અને જર્મન ભાષાન્તર સાથે, પ્ર. પી વી. બોહલન, લીપ્ઝિક, ૧૮૪૦, ટિપ્પણો અને અંગ્રેજી ભાષાન્તર સાથે, પ્ર સીતારામ આયર, મુંબાઈ, ૧૮૯૭

ઘટકર્પર, પ્ર બ્રોકહોઝ, ૧૮૪૧, જર્મન ભાષાન્તર હુકરનુ ("Indische Gedichte," પુ ૨)

ચૌરપચાશિકા, જર્મન ભાષાન્તર સાથે, પ્ર સોલ્ક્, કીલ, ૧૮૮૬, ભાષાન્તર, એડવિન આર્નોલ્ડનુ, લન્ડન, ૧૮૯૬

ભર્તૃહરિના શતકો, ટીકા સાથે, મુંબાઈ, ૧૮૮૪, અંગ્રેજી પદ્યમા ભાષાન્તર, પ્ર ટૉનિ, કલકત્તા, ૧૮૭૭, શૃંગારશતક, કલકત્તા, ૧૮૮૮

શૃંગારતિલક, પ્ર ગિલ્ડમીસ્ટર, બૉન, ૧૮૪૧

અમરુશતક, પ્ર આર. સાઇમન, કીલ, ૧૮૯૩

સપ્તશતક (હાલ કવિનુ રચેલુ), જર્મન ગદ્યમા ભાષાન્તર સાથે, પ્ર વેબર, લીપ્ઝિક, ૧૮૮૧

મયૂરનુ સૂર્યશતક, કાવ્યમાલા, ૧૮૮૯

ગીતગોવિન્દ, પ્ર જે વિદ્યાસાગર, કલકત્તા, ૧૮૮૨, મુંબાઈ, નિર્ણયસાગર પ્રેસ, ૧૮૯૯, જર્મન ભાષાન્તર રૂકર્ટનુ, લીપ્ઝિક

---

## પ્રકરણ ૧૩.

સંસ્કૃત નાટકની સામાન્ય ચર્ચાને માટે જુઓ ખાસ કરીને—

એચ એચ વિલ્સનનુ "Select Specimens of the Theatre of the Hindus," ૨ પુસ્તકો, ત્રીજી આવૃત્તિ, લન્ડન, ૧૮૭૧, સિલ્વેઇન લીવિનુ "Le Theatre Indien" પૅરિસ, ૧૮૯૦, સ્કુલરનુ "A Bibliography of the Sanskrit Drama," ન્યૂ યૉર્ક, ૧૯૦૬

શકુન્તલા, બંગાળી આવૃત્તિ, પ્ર પિશલ, કીલ, ૧૮૭૭, દેવનાગરી આવૃત્તિ, પ્ર મોનિયર વિલિયમ્સ, બીજી આવૃત્તિ. ઑક્સફર્ડ. ૧૮૭૬, એમ આર કાળે, મુંબાઈ, ૧૮૯૮, ભાષાન્તર, મોનિયર વિલિયમ્સનું, ૬ ઠી આવૃત્તિ, લન્ડન, ૧૮૯૪. જર્મન ભાષાન્તર, રૂકર્ટનું, લીપ્ઝિગ, ૧૮૭૬ ફ્રિટ્ઝ, ૧૮૭૬. લોબેડૅંઝ, ૭ મી આવૃત્તિ, લીપ્ઝિક, ૧૮૮૪, દક્ષિણ હિન્દુસ્તાન અને કાશ્મીરની આવૃત્તિઓ પણ છે ( જુઓ બુહ્લરનો " રિપોર્ટ " પૃ ૮૫ )

વિક્રમોર્વશીય, પ્ર એસ પી પંડિત, મુંબાઈ, ૧૮૭૯, વૈદ્ય, ૧૮૯૫, દક્ષિણ હિન્દુસ્તાનની આવૃત્તિ, પ્ર પિશલ, ૧૮૭૫, વિલ્સનનુ ભાષાન્તર, પ્રથમ ગણાવેલા પુસ્તકોમા, કૉવેલ, હાર્ટફર્ડ, ૧૮૫૧, ફ્રિટ્ઝ, લીપ્ઝિક, ૧૮૮૦

માલવિકાગ્નિમિત્ર, પ્ર બોલનસન, લીપ્ઝિક, ૧૮૭૯, એસ પી પંડિત, મુંબાઈ, ૧૮૬૯, એસ એસ આયર, પૂના, ૧૮૯૬, ભાષાન્તર, ટૉનીનુ, બીજી આવૃત્તિ, કલકત્તા, ૧૮૯૧, જર્મન ભાષાન્તર, વેબરનુ, બર્લિન ૧૮૫૬, ફ્રિટ્ઝ, લાપ્ઝિક, ૧૮૮૧

મૃચ્છકટિક, પ્ર સ્ટેન્ઝલર, બોન, ૧૮૪૭, જે વિદ્યાસાગર, બીજી આવૃત્તિ, કલકત્તા, ૧૮૯૧, મૃચ્છકટિકનુ ભાષાન્તર, રાઇડરનુ. હાર્વર્ડ ઓરિયેન્ટલ સીરીઝ, ૧૯૦૫, વિલ્સનનુ ભાષાન્તર, પ્રથમ ગણાવેલા પુસ્તકોમા, જર્મન ભાષાન્તર, પ્ર. બોટલિંગ, સેઇંટ પીટર્સબર્ગ, ૧૮૭૭, પ્ર ફ્રિટ્ઝ, ચેમનિટ્ઝ ૧૮૭૯

રત્નાવલી, પ્ર કૅપેલર, બોટલિંગના 'Sanskrit-Chrestomathie" મા, ૧૮૯૭, ટીકા સાથે, નિર્ણયસાગર પ્રેસ, મુંબાઈ, ૧૮૯૫, વિલ્સનનુ ભાષાન્તર, ઉપર ગણાવેલા પુસ્તકોમા, જર્મન ભાષાન્તર, પ્ર ફ્રિટ્ઝ ચેમનિટ્ઝ, ૧૮૭૮

નાગાનન્દ, પ્ર જે વિદ્યાસાગર, કલકત્તા, ૧૮૭૩, પૂના, ૧૮૯૩, ભાષાન્તર, પામર બોઇડનુ, કૉવેલની પ્રસ્તાવના સાથે, લન્ડન, ૧૮૭૨

બાણનુ પાર્વતીપરિણય, ભાષાન્તર સાથે, પ્ર ટી આર

આર આયર, કુભકોણુમ, ૧૮૯૮, જર્મન ભાષાન્તર, ગ્લેસરનુ, ટ્રીસ્ટ, ૧૮૮૬

માલતીમાધવ, પ્ર આર જી ભાડારકર, મુંબાઈ, ૧૮૭૬, વિલ્સનનું ભાષાન્તર, ઉપર ગણાવેના પુસ્તકોમા, ફ્રિટ્ઝનુ ભાષાન્તર, લીપ્ઝિક, ૧૮૮૪

મહાવીરચરિત, પ્ર ટ્રિથન, લન્ડન, ૧૮૪૮, કે પી પરબ, મુંબાઈ ૧૮૯૨, ભાષાન્તર જે પિકફોર્ડનુ, લન્ડન, ૧૮૭૧

ઉત્તરરામચરિત, ટીકા અને ભાષાન્તર સાથે, નાગપુર, ૧૮૯૫, ટીકા સાથે, પ્ર આયર અને પરબ, નિર્ણયસાગર પ્રેસ, ૧૮૯૯, વિલ્સનનુ ભાષાન્તર, ઉપર ગણાવેના પુસ્તકોમા

મુદ્રારાક્ષસ, પ્ર તેલગ, મુબાઈ, ૧૮૯૩, વિલ્સનનુ ભાષાન્તર, ઉપર ગણાવેલા પુસ્તકોમા, જર્મન ભાષાન્તર, ફ્રિટ્ઝનુ, લીપ્ઝિક, ૧૮૮૭

વેણીસહાર, પ્ર કે. પી પરબ, નિર્ણયસાગર પ્રેસ, મુંબાઈ, ૧૮૯૮, એન બી ગોડબોલે, પૂના, ૧૮૯૫, પ્ર ગ્રિલ, લીપ્ઝિક, ૧૮૭૧ અગ્રેજી ભાષાન્તર, એસ એમ ટાગોરનુ, કલકત્તા, ૧૮૮૦

વિદ્ધશાલભજિકા, પ્ર જે વિદ્યાસાગર, કલકત્તા, ૧૮૮૩

કર્પૂરમજરી, કોનોના ભાષાન્તર સાથે, હાર્વર્ડ ઓરિયેન્ટલ સીરીઝ, ૧૯૦૧, " પડિત ' ન પુ ૭ મ, બનારસ

બાલરામાયણ, પ્ર ગોવિન્દ દેવ શાસ્ત્રી, બનારસ, ૧૮૬૯ જે વિદ્યાસાગર, કલકત્તા, ૧૮૮૪

પ્રચડપાડવ, પ્ર કેપેલર, સ્ટ્રાસબર્ગ, ૧૮૮૫

( રાજશેખર કવિને માટે જુઓ કિલહોર્નનુ " Epigra Ind. ", ભાગ ૮ મો, ૧૮૮૯, ફ્લીટનુ લખાણ, "Ind. Antiq."

